દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મી૦ સી. એમ. વાવડા,
બાકસ ૨૨, ટાંગાટ,
ફ્રીસ્ટરલી, S. W

દક્ષિણ આફ્રિકા ખાતે
જતાં ગુલશનના લવાજમો
મી૦ વાવડા સ્વિકારશે.

# ગુલશન.

# GULSHAN.

જાનેવારી ૧૯૧૮. વૉલ્યુમ ૧૦. Vol: 10 January 1918.

## સાંકળયું



Printed by Maneklal A. Doctor, at his Baree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bhagalia Mota Falia, Navsari. Dated 25—1—18

# આ તમારેજ માટે.

નસીબતો કેવું બે ડગલાં આગળનું આગળજ ચાલે છે હો ! મંકોડો પણ ચાહતો કે ગોળ નો ધડો એમનો એમ ઉઠાવી જાય પ... ...કમરજ એવડાઇ ગયલી એટલે ... ... એમજ ધારતો કે ચાલુ વર્ષથી ... ...અંબર ફરીશ ને બરાબર ટકોરા મુજબ ...રી સેવામાં હાજર રહીશ પણ સરજતના લેખ ક્યારે ટળ્યા છે કે હવડાં ટળવાના ? મારો વાંચક જાણે છે કે આ માસિક વડોદરાનાં જાણીતાં શ્રી સયાજી પ્રેસ માં છપાય છે. વડોદરા ખાતે આજ બે માંહના થયાં મરકી એવું તો ઘર ઘાલી બેઠી છે કે ન પૂછો વાત. હાલમાં મામલો એકદમ બીચકી ગયો છે ને જ્યાં જુઓ ત્યાં નહાસભાગ પડી છે. એટલી ...ધી હદ થઇ છે કે વડોદરાનાં પેપરોને એકાદ બે અઠવાડીયાં બંધ રહેવું પડે તેમ લાગે છે. નોકરો ની હાડમારી ને અછત લીધે કશું પણ થઇ શકતું ... આ કારણે ગુલશન પ્રગટ કરવામાં જે ...નિવાર્ય ઢીલ થઇ છે તે માટે આ અદના સાથે પ્રેસવાળા ભલાભાઇ ગુલશનના વાંચકની ક્ષમા ચાહે છે. એમાં કોઇપણ જાતનો કોઇનો ચારો નથી એટલે આ વેળાની ઢીલ લઇ ચલાવશો. આવતો અંક પણ મોડો થશેજ છતાં બનતી મદદે તૈયાર કરી આપવા પ્રેસવાળા બીરાદર તૈયાર થયા છે. મરકીએ બધાંનો દાટ વાળ્યો છે તો આટલું તમો કાં ન લઇ ચલાવો ? આસમાની સુલતાની ને ક્યાં આડો હાથ થવાનો છે ?

× × × ×

મોંઘવારીના રોદરા ચોગરદમ ઉડયા છે. જ્યાં જુઓ ત્યાં તેને નામની બુમ ! લોકો ત્રાય ત્રાય પોકારવા લાગ્યું છે. લડાઇની મહેરબાનીમાં જ્યારે કરોડો કમનસીબો કચડાવાને ભચડાવા લાગ્યા છે ત્યારે થોડાક વેપારીઓને તો તે સોનાંની ચસ્લી સમાન થઇ પડી છે. આ મારા વહાલાઓ તો જાણે આંખ મિ...ને જ દરેક માલ પર કિંમત વધારવા લાગ્યા છે. જ્યાં પૂછો ત્યાં આ દયાનો દેવો ! આસમાન તરફ ડોળા ચઢાવી કહેતા જણાશે શું કર્યેબા ! સરકારજ બધું વહાણો ભરી લડાઇ પર લઇ જાયછ એટલે ભાવ વધે નહિ તો શું ? એકતો કમાણીનાં સાંધનો ખૂટયાં, વેપાર રોજગારો મંદ થવા લાગ્યા તેમાં આ હડહડતી મોંઘવારી સદર બદર કચડી મારે છે. શ્રીમંતો તો પૈસાને જોરે ઘણો નહિ તો થોડો પણ પોતાના જીવને એશ આપી શકે છે. ગરીબ વર્ગ રોજીના વધી ગયલા એવડા તેવડા દરમાં મોંઘવારીનો દુંખ ભૂલી શકે છે પણ ખરો બીચારા કમનસીબ દેચલે વાંધિનાઓનોજ છે, કે જે બાપડાઓને પોતાની નકી થઇ રહેલી કમાણીપરજ શુકર કરવા પડે છે. પગારો વધતા દૂર ગયા કેમકે નોકરીમાં ચાલુ રહેવાનાં સાંસાં ત્યાં તેરી મેરી તે કેમ થાય, ભલા ? જે હોય તે લઇ ચલાવો કરી સબ્યારો લીધા વિના છૂટકજ નહિ ! તેવાઓને ...ખિવા-રીનો આ દુંખ જબરો કાતીલ થઇ પડયો છે ! જાણે મોંઘવારી ઓછી હોય તેમ ઘર,ભાડાંઓના દર યાહોમ વધવા લાગ્યા છે ! મધ્યમ વર્ગ જે દુન્યાની કમરનો કાંટો છે તેનેજ જાણે સદર બદર કચડી નાંખવા માટેજ આ વાતો થતી હોય તેમ લાગે છે. ખુશીની વાત કે સ્થાનિક સરકારો આ મોટી આફત સામે જાગ્રત થઇ છે ને બીજા દેશોની પેઠે જીંદગીની જરૂરયાતોની ચીજો ને રહેઠાણના વધ્યા જતા ભાવો સામે અંકુશ મુકવાના ઠરાવો કરવા લાગી છે ! લાખોની દાઢી બળી થોડા પાંચ પચીસને તાપણું થતું હોયતો તે શા ... નું ? મધ્યમ વર્ગને લુંટી મસ્ત થયલા વેપારીઓ પાસે સરકારે નફાનો પોણો ભાગ પડાવી લેવો જોઇએ છે. તેમ થશે તોજ સ્વાર્થિ આંધળાઓ ઠેકાણે આવશે. આપણે ઇચ્છીશું કે હિંદી સરકાર અને તેની પુંઠે દેશી રાજ્યો પણ આ આફત સામે સત્વર પગલાં ભરવાની ધમચકડી બહુ જલદીથી કરશે.

# રિવ્યુ કોલમ.

## The Mercantile Directory of Japan

By Laxmichand Dosabhai & Bros: Rajkot.

રાજકોટવાળા જાણીતા વેપારી ભાઇઓ મેસર્સ લક્ષ્મીચંદ દોસાભાઇ અને કું. જે વેપારને લગતી જાણવા જોગ બાબદો પ્રસિદ્ધમાં લાવવા માટે વિખ્યાત છે તેમના તરફથી છુપલી ડીરેકટરી હમોને મળી છે. આ ડીરેકટરી અંગ્રેજીમાં છે કે જેથી આખાં હિંદ તેમજ બહાર તેનો સહેલ ઉપયોગ થઈ શકે. સાડી ચારસેં પાનાનું આ વોલ્યુમ જાપાનની તવારીખને મોટાઇ પર અચ્છું અજવાળું નાંખે છે. વેપારીઓ અને સહેલાણીઓ માટે ખાસ કરીને આ પુસ્તક બહુજ ઉપયોગી છે. તેમાં જાપાનનાં રાજ્યની તવારિખ આપી, તેનાં મુખ્ય શહેરોને બીજાં શહેરો, તેના તાબે હેઠલના ભાગો, ત્યાંનું ચલણ, ત્યાંનાં ઉદ્યોગ હુનરનાં મ્યુઝયમો, ત્યાંની વેપારી ચેમબર, જાપાને લડાઇમાં લીધેલો ભાગ, મિત્ર રાજ્યો માટે તેની જરૂર, ત્યાંની આર્થિક સ્થિતી; ત્યાંનો આવકજાવકનો વેપાર, જાપાનમાં ફરવા જતા સેહલાણીઓની ગાઇડ, જાપાનમાં પરદેશી ઓફીસો કયાં ને કેવી છે, સહેલાણીઓ માટે ખાસ અગત્યની બીનાઓ, જાપાનના બંદરોના કાયદા તથા જાપાન વેપારીઓની ક્રમવાર યાદીનો ખાસ સમાવેશ કરેલો છે. આજકાલ જાપાન આપણીપર કેવી રીતે સરસાઈ ભોગવતું થઇ ગયુ છે તે આ વોલ્યુમમાં નજર કરતાં જણાય છે. આવાં વોલ્યુમો દરેકના હાથમાં રહેવાં જોઇએ. આ સાહસિક બીરાદરો તરફથી આવીજ ડીરેકટરીઓ જુદા જુદા દેશોની બહાર પડતી રહે છે તે ઘણી સારી વાત છે. એક ડીરેકટરી તૈયાર કરવી એ કાંઇ સહેલું કામ નથી. હમો મી० લક્ષ્મીચંદ અને તેમના ભાઇઓને આ માટે ખરેજ ધન્યવાદ આપે છીએ.

## બિલોરનો બુચ.

લખનાર—રફીક.

બલા બીરાદર રફીકનું આ નવું વોલ્યુમ હમોને અભિપ્રાય અર્થે મલ્યું છે. આરસેની લુપીનનાં સહાસ કર્મો આ અદના કલમે ગુજરાતી પ્રજા માટે ખુલ્લાં કર્યાં છે તેમાં ભાઇ રફીકને વચ્ચે પડતાં હમોને કાંઇક દીલગીરી તો પહેલાં થઇ કેમકે તેની આખી હારમાળા સંપૂર્ણ કરવાનો હમારો વિચાર હતો, પણ આ વાર્તા ભાઇ રફીક પોતાનાં માસિકોમાં શરૂ કરી દીધી હતી એટલે હમારે તે બાબે ઝાઝું કરવાનું રહ્યું નહિ. આરસેની લુપીનનું આ આખેરીનું પ્રાક્રમ ગણવામાં આવ્યું છે કે જેમાં લુપીન સુધો રાહેરી બની જાય છે. દુન્યાના આ નામચીન ઉસ્તાદનું એક બીજું પ્રાક્રમ હજી હમો પાસે છે કે જેમાં તે વળી ઓરેન્જ રંગમાં વાંચકવર્ગ સનમુખ રજુ થનાર છે. લુપીનના સહાસો માટે કાંઇબી લતા ફ્રત કરવી ફોકટની છે. બીજી ડીટેકટીવ વાર્તાઓ જ્યારે ભેદમાં બધુ રાખી વાંચકને ગુંચવાડામાં નાંખી દે છે ત્યારે લુપીનનાં સહાસો મનશક્તિને અજબ તિખ કરી વાંચકના મોહમાંથી આફ્રનના ઉદગારો કઢાવે છે. લુપીનની યુક્તિઓ જેટલી સાદી ને સહેલી તેટલી બીજા કોઇની ન હશે. સામાનું મન વાંચી તે એવો તો સફાઇદાર ચીલ ઝડપનો દાવ ખેલે છે કે તેની જાલમાં શીકાર પોતાની મેળે સપડાયા વિના રહેતોજ નથી.

લુપીનનાં સ હ ૧
વા સાથે મનશક્તિને ખીલવવાનો નાદર ઇલાજ છે. જણાવવાને ખુશી ઉપજે છે કે ભાઈ રશીકે આ વાર્તાને અચ્છો ઇનસાફ આપ્યો છે. રશીકની ચટકદાર કલમ ક્યાં ઓછી જાણીતી છે કે તેમારે એ બોલ કહેવાની જરૂરથી હોય! અલબત હમારા લુપીનને ચોરી જવા માટે હમો એ બાઇ સામે નારાજ હતા પણ તે નારાજીએ ભલા ને નભાના બાઇએ આ વાર્તાને આપેલા અચ્છા ઇનસાફથી હમો તેનો બદલો મળી ગયલો સમજ્યે છીએ. લુપીનનાં સાહસ કમોનો શોખીનોને વાંચવા હમો ખાસ કરીને ભલામણ કર્યે છીએ.

ખનાર—AVIS

કિંમત રૂ. ૧—૮—૦

જાણીતાં નવરંગ માસીકના માલેક મી૦ ફેરર ખરશેદજી દેસાઇએ આપવા બ્હેન " માવીસ " વાર્તા લખાવી તૈયાર કરાવી છે. પુસ્તક નાનુ ધાંકડું છે વાર્તા અંગ્રેજ [illegible] સાં ર [illegible]

રીન નામની જાહેર ગાનારી કેવી રીતે પોતાનાં નામીચાં ખાનદાનમાંથી બચપણમાં દૂર થાય છે; કંગાલ્યતમાં ઉછરી તેણી કેવી પંક્તિપર આવી આખરે પોતાની અસલ્યાત મેળવી ઉમરાવ ખાનદાનનો પીતાને ઉમરાવ પતિ મેળવવા પામે છે તેની આ સાદીને નિર્દોષ મોજ આપનારી વાર્તા છે. લોર્ડ બ્રુકપોર્ટનો હેવાલ ઘણો દીલ પીગલાવનારો છે. આખેર પણ બાપનું હેત ન્યારૂંજ હોય છે. કેવી રીતે આ ચક્રમ ગણાતો ઉમરાવ પોતાનાં બચ્ચાંની મ્યુઝીક ટીચર આયરીન તરફ ખેંચાયો હતો તથા આખરે તે મ્યુઝીક ટીચરમાંથી તે પોતાની બચપણમાં ગુમ થયલી બેટી મેળવી શક્યો હતો. તે હેવાલ વાંચકની લાગણી ઉસ્કેરે તેવો છે. આ સુંદર વાર્તા માટે વધુ કશું ન કહેતાં એટલુંજ ઉમેરીશું કે જોડણી તરફ હજી સહજ વધુ ધ્યાન અપાયલું ખોટું ગણાશે નહિ. આ દીલકશ વાર્તાનાં બાનું લેખકને પારસી સાહિત્યમાં પુસ્તકદ્વારા પહેલાં દર્શન માટે ખરાં અંતરની મુબારકબાદી આપીયે છીયે. આપણે ઇચ્છીશું કે ગણત્રીનાં પારસીઆનું લેખકોમાં એ જલદીથી સારી જગ્યા લેશે.



# જ્ઞાન—ગુલશન



( ગુલશન માટે )

લખનાર—મરહુમ દા. એ તારાપોરવાળા.*

## મૂર્ખનાં પાંચ ચિન્હ.

( શ્લોક. )

મૂર્ખસ્ય પંચ ચિન્હાનિ ગર્વો દુર્વચનં તથા ॥
ક્રોધશ્ચ, દ્રઢવાદશ્ચ પરવાક્યેષ્વનાદર: ॥ ૧ ॥

અર્થ:—ગર્વ, દુર્વચન, ક્રોધ, હઠ તથા પારકાં વચનનો અનાદર એ મૂર્ખનાં પાંચ ચિન્હ હોય છે.

[ કલ્પતરુ. ]

## બધું મળે છે—શરીર ફરી ફરી મળતું નથી.

( શ્લોક. )

ત્યજેદેકં કુલસ્યાર્થે ગ્રામસ્યાર્થે કુલં ત્યજેત્ ॥
ગ્રામ જન પદસ્યાર્થે આત્માર્થે પૃથિવીં ત્યજેત્ ॥ ૧ ॥
પુનર્વિત્તં પુનર્મિત્રં પુનર્ભાર્યા પુનર્મહી ॥
એતત્સર્વં પુનર્લભ્યં ન શરીરં પુન: પુન: ॥ ૨ ॥

અર્થ:—(૧) કુલના બચાવ માટે એકને, ગામના બચાવ માટે કુળને, દેશના બચાવ માટે ગામને તથા પોતાના બચાવ માટે પૃથ્વીને જરૂર પડે તો તજી દેવાં. (૨) કેમકે, ધન, મિત્ર, ભાર્યા તથા પૃથ્વી એ સર્વ ફરી મળી શકે છે, પણ શરીર મળતું નથી.

[ ચાણાક્યનીતિ. ]

---

* પારસી સાહિત્યના જાણીતા અગ્રેસર ને વિદ્વાન લેખક મરહુમ શેઠ દાદી એ. તારાપોરવાળાના કેટલાક અપ્રસિદ્ધ લેખોની મહેરબાની ગુલશન માટે હમારાં ભલાં બહેન મિસ જરબાનુ દાદી તારાપોરવાળા તરફથી થઇ છે. માટે હમો એઓ બહેનનો આ તકે ખાસ ઉપકાર માનીએ. દાદીનું પ્રિય નામ ગુલશનમાં ફરી બીરાજેલું જોઇ હમોને નેહાયત ખુશી ઉપજે છે.

અધિપતિ—ગુલશન.

## વિદ્યા ધન સર્વ શ્રેષ્ટ ધન છે

( શ્લોક. )

ન ચોર હાર્યં ન ચ રાજ હાર્યં
ન ભાતૃ ભાજ્યં ન ચ ભારકારિ ॥
વ્યયે કૃતે વર્ધત એવ નિત્યં
વિદ્યાધનં સર્વ ધન પ્રધાનં ॥ ૧ ॥

અર્થઃ—વિદ્યારૂપી ધન ચોરથી ચોરાતું નથી કે રાજાથી હરાતું નથી. ભાઇયોથી વંટાતું નથી ( યાને ભાઇઓ તેમાં ભાગ માંગી શકતા નથી ), વળી તે કંઇ ભાર પણ નાંખતું નથી અને કોઇને આપવાથી ઘટવાને બદલે નિરંતર વધે છે. માટે વિદ્યાધન સર્વ ધનમાં શ્રેષ્ટ ધન છે.

( શ્લોક. )

મણિના વલયં વલયેન મણિર્મણિના વલયેન વિભાતિ કરઃ ॥
પયસા કમલં કમલે ન પયઃ પયસા કમલેન વિભાતિ સરઃ ॥ ૧ ॥
શશિના ચ નિશા નિશયા ચ શશી શશિના નિશયા ચ વિભાતિ નભઃ॥
કવિના ચ સભા સભયા ચ કવિઃ કવિના સભયા ચ વિભાતિ નૃપઃ ॥ ૨ ॥
તરૂણા ચ ગિરિર્ગિરિણા ચ તરૂર્તરુણા ગિરિણા ચ વિભાતિ વનમ્ ॥
ધનિનાનુચરોઽનુચરેણ ધની ધનિનાનુચરેણ વિભાતિ ધનમ્ ॥ ૩ ॥

અર્થઃ—જેમ મણિવડે કંકણ તથા કંકણવડે મણિ, અને મણિ તથા કંકણવડે હાથ શોભે છે; તેમ જળવડે કમળ તથા કમળ વડે જળ અને જળ તથા કમળ વડે તળાવ શોભે છે. (૨) જેમ ચંદ્રવડે રાત્રિ તથા રાત્રિવડે ચંદ્ર અને ચંદ્ર તથા રાત્રિવડે આકાશ શોભે છે, તેમ કવિવડે સભા તથા સભા વડે કવિ અને કવિ તથા સભા વડે રાજા શોભે છે. (૩) વળી જેમ વૃક્ષવડે પર્વત તથા પર્વતવડે વૃક્ષ અને વૃક્ષ તથા પર્વતવડે વન શોભે છે, તેમ શેઠવડે ચાકર તથા ચાકરવડે શેઠ અને શેઠ તથા ચાકરવડે ધન શોભે છે.

[ પંડિત વિષ્ણુ શર્મા. ]

( શ્લોક. )

મુર્ખોઽપિ શોભતે તાવત્સભાયાં વસ્ત્રવેષ્ટિતઃ ॥
યાવન્નભાષતે કિંચિત્પંડિતાનાં પુરઃ સ વૈ ॥ ૧ ॥

અર્થઃ—સભામાં સુશોભિત વસ્ત્ર પહેરેલો મૂર્ખ, જ્યાં સુધી પંડીતોની આગળ કાંઇ બોલતો નથી ત્યાં સુધીજ શોભે છે।

[ પંડિત વિષ્ણુ શર્મા. ]

## ઇશ્કે હકીકીપર મહાકવિ તુલસીદાસ.

(દોહરા.)

તુલસી રામ-રટન બિના, મનકો મૈલ ન જાય;
શેઠ રૂપિયા દે નહીં, બ્યાજ ન બનિયા ખાય. ૧
કૌન કિસીકો દેત હય, કૌન કિસીસે લેત ?
તુલસી દાતા ઔર હય, વહી લેત વહિ દેત. ૨
તુલસી પંછી પિવનસે, ઘટે ન સરિતા નીર;
ધર્મ કિયે ધન ના ઘટે, સાહ્ય કરે રઘુબીર. ૩
તુલસી કહત પુકારકે, જિન પાયો હરિ નામ;
ઉનકે આસ ન ઔરકી, ઇછિત હોવય કામ. ૪
તુલસી અપને રામકો, સુમરત જો નહિ નામ;
ઉનકે યહ કહ દીજિયે, "મત ખા રજખ હરામ!" ૫

અર્થઃ—(૧) હે તુલસી! રામનું રટન કહેતાં ભજન કીધા વિના મનનો મેલ સાફ થતો નથી. (અહીં "મૈલ" શબ્દનો અર્થ આપણા દુર્ગુણો માટે સમજવાનો છે.) (૨) કોણ કોઇને આપે છે? અને કોણ કોઇની પાસે લેછે? (અહીં શેઠ અને નોકર વચ્ચેનો સંબંધ ઇશારારૂપે છે) હે તુલસી! આપનાર દાતા તો બીજોજ બેઠો છે. તેજ લેછે અને તેજ આપે છે. (કેટલાંક માણસોને એવી આદત હોય છે કે પોતાને આશરે પડેલાં કમનસીબ નિરાધારોને વારંવાર માણારૂપી શબ્દોથી સંભળાવે છે કે, "હું તમોને પાળું છું—હું તમને પોષું છું—હું તમારૂં ગુજરાણ કરૂં છું, અર્થાત્, મારેવડે તમે છો" તેવા ગર્વાભિમા[illegible]એ આ દોહરામાં સમાયલી સુંદર શિખામણ ધીરજથી ધ્યાનમાં લેવા જોગ છે. "પાળનાર" નો એલ્કાબ એકલા પરમેશ્વરને ઘટે છે.) (૩) હે તુલસી! પંખીનાં પીવાથી સરિતા એટલે નદીનું નીર કાંઇ ઘટતું નથી. (અહીં કવિએ મનુષ્યને પંખીની મીસાલ આપી છે) તેમજ ધર્મ કીધાથી ધનવાનનું ધન ઘટતું નથી પણ પરમેશ્વરની કૃપા એટલી મોટી છે કે સામું વધ્યુંજ જાય છે. (અર્થાત: ધનવાને ધર્મ કરવા ચુકવું નહીં.) (૪) તુલસી(દાસ) પુકાર મારીને કહે છે કે જેણે હરિનું નામ મેળવ્યું (યાને મુખપર લીધું) તેને બીજા કોઇ પ્રકારની ઉમેદ હોતી નથી કારણ કે તે એકજ પવિત્ર નામની બરકતથી તે પોતાનાં તમામ ઇચ્છિત કામ કરી શકે છે. (૫) હે તુલસી! રામ કહેતાં પરમેશ્વરનું નામ જે કોઇ યાદ કરતો નથી તેને જઇને એટલુંજ કહો કે (જો તને તે પરમાત્માની જરૂર નથી તો) તેનું પેદા કરેલું રજખ એટલે અન્ન ના ખા; કારણ કે તેનું નામ સ્મરણ કર્યાવિના તે ખાવું તને હરામ છે!" (કહેવાની મતલબ એજ કે જો તને પરમેશ્વરનાં નામ

સાથ કામ નથી તો તેની મેહાસપર જીવવાને તને હક નથી. ચોથા કવિ એમ કહેવા માંગે છે કે તને ખરો કયારે જાણું કે ભલે તું પરમેશ્વરનું નામ યાદ ન કરે, પણ તેની જોડે તેના પેદા કરેલાં રજ્જ્ઞની ઉમેદ નહીં રાખે ત્યારે !)

## "મારૂં મારૂં" મિથ્યા છે.

(મનહર)

કોનું ધન કોનું ધામ કોનું તન કોનું નામ ?
કોણના આરામ રામ નામ લે સંભારીને;
કોની વાડી, કોની ગાડી, કોની ખાડી, કોની લાડી,
ભ્રમણાની ખાડી છે, અનાડી એ વિચારીને;
કોની માયા, કોની કાયા, કોની છાયા, કોના જાયા,
કોના તાત, ભ્રાત ખરેખાત્ માત ધારીને
તારૂં નથી એ ઉતારૂ ! મારૂ જેવા કામનીયો,
મારૂં મારૂં મૂક મારૂં કહ્યું માની હારીને.

[ કવિ ગુલાબીરામ ચકુભાઇ ].

## પ્રેમરૂપી અમૃત—એક શૃંગાર ચિત્ર.

(ઈંદ્રવિજય)

આપ શ્રીમન્ત વસન્ત ઋતુ રૂપ કોકીલ કંથ હું કોયલ ગોરી,
પ્રીતમ પાણી તમે પણ તે વર્ણ તળેડી હું મરૂ મચ્છ કિસોરી;
જીવન જાહિર કે દિ જડાશે હિરા રુપ આપ હું હેમ કટોરી,
સ્વામિ ચતુર થશો મમ ચંદ્ર સુધારસ પાન હું ચાહું ચકોરી.

* * *

દીન દયાળુ દિનેશ તમે પણ હું કરમાઉં છું કંજ કુમારી,
ચાતુર કંથ તમે લોહચુંબક આકરષાઉં હું સોય દુલારી;
દાસિ તણા ધણિ છો દરિયારુપ ચાહું જવા મળી હું નદિ નારી,
પાવસ આપ પિયુજી વિના પિયુ પિયુ હું ચાતકી બોલું પુકારી.

* * *

નાથ હું નાગરવેલી અકેલી છું બેલી વિના બનિ ઘેલી રિબાઉં,
મંડપ ઉપર છે ચડવા મન મંડપ થાઓ તમે હરખાઉં;
મૂર્ખ અલી સુજને પ્રિય માલિની જોયિ કરી હલકી હું ગણાઉં,
મોહન મંડપ આપ વિના નિત્ય રેતિ અને રજમાં રંગડાઉં

* * *

કવિ વલ્લભદા ... ઠ. ]

# ડાકટર સોરાબજી પા૦ બામજી.

## જાણીતા નોસાકરા તબીબ.

(ગુલશન માટે ખાસ)

એઓ નવસારીના એક સુપ્રસિદ્ધ ફતેહમંદ ડાકટર; તથા નવસારીના એક પ્રજાપ્રિય આગેવાન છે. એમનો જન્મ તા૦ ૧૭મી ડીસેમ્બર ૧૮૫૨ ને દીને થયો હતો. અથોરનાનજાદા હોવાથી નાંવરની ધાર્મિક પદ્દી મેળવી હતી, જે મેળવવાનો દિવસ સંવત ૧૯૨૦નાં સાલના તીર માસના દીન રોજનો નોંધાયલો છે.

એઓએ સેર કાવસજી જેહાંગીર નવસારી જરથોસ્તી મદ્રેસામાં ગુજરાતી સાતમા તથા અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી કેલવણી લીધી હતી. એઓના પિતા મરહુમ દેશી ડાકટર પાલનજી ખુરશેદજી બામજી એક નામીચા તબીબ, કસરતબાજ, ઘોડેસવાર, નિશાનબાજ, શીકારી, તથા હુનરમંદ તરીકે જેવી કુશલતાં તથા વિખ્યાતી ધરાવતા હતા, તેવીજ તેમના આ પૂત્ર પણ ધરાવે છે. પોતાની ઉચી જાતી બુદ્ધિ પ્રમાણે ચઢતી કેળવણી લઈ એવણ આગળ વધી શકતે, પણ સત્તર વર્ષની ઉમરે એવણના પિતાએ એમને સ્કુલમાંથી ઊઠાડી લઈ પોતાના હાથ હેઠળ તબીબી ધંધામાં નાંખ્યા, અને દેશી વૈદાં તથા યુનાની હકીમાના પોતાના હુંનર તથા અનુભવની તાલીમ આપી સાથે તેની પ્રેકટીસ ચાલુ કરાવી. આ તાલીમ તથા પ્રેકટીસમાં જંગલની જડીબુટ્ટી, ફકીરી ટુંચકા, સાપ વીંછુ ઈન્ના ડંખ તથા કુતરાંનાં હડખાં અને ઉપસ્યું ઉતારવાના ઇલાજો તથા કામનો પણ સમાવેશ થાય છે. ટુંક વખત દરમ્યાન એ ધંધામાં સારી નામના મેળવ્યા છતાં, પોતાના વૈદક કામ તથા જ્ઞાનમાં વધારો કરવાની ઉલટથી એઓએ મુંબઈ જઈ સર જમશેદજી જીજીભાઈ હાસ્પીટલમાં ડા. કુકની મેહેરબાની તથા પરવાનગીથી મેડીકલ પ્રેકટીશનર તરીકે સઘળા વાર્ડોમાં તેમજ ડીસેકશન રૂમમાં દાખલ થઈ તે કામની માહીતી તથા અનુભવ પણ, પોતાના એક બનેવી મરહુમ ડા. સોરાબજી રૂસ્તમજી સીરવઇની સાથે મળીને મેળવ્યો હતો. દેશી દવા, જડીબુટી, છાલાપાલા વગેરેનો ઉપયોગ કરતાં દર્દીઓ તથા તેમના લાગતાવળગતાઓને તે તૈયાર કરવાની જે બહુ કડાકુટ પડે છે, તે કડાકુટ ટાળી તેમને સવલતા કરી આપવા માટે તે દવાઓની તૈયાર ગોળીઓ, પાઉડરો, અરકો, ચુરણો, શરબતો વગેરે બનાવવાની રૂઢી, પોતાના પિતાનાજ વખતથી એમણે ધારણ કીધી છે. નવસારી તથા તેની પાડોસનાં ઉપરાંત દુર દેશાવરનાં લોકો, તેમજ રાજા, રાજવંશીઓ, સરદારો વગેરે પણ એમની વૈદક કુશળતાનો લાભ લેતા આવ્યા છે. વડોદરાના કૈલાસવાસી મહારાજા મલ્હારરાવ ગાયકવાડ, વાંસદાના મરહુમ મહારાજા, ફલટનના રાજા, તથા કોહલાપુર અને ઈડારના રાજવંશીઓએ એમને પોતાને ત્યાં બોલાવ્યા હતા, અને તેઓની દવાદારૂ ફતેહમંદીથી કરી એવણે ઇનામો તથા સર્ટીફીકેટો મેલવ્યાં છે. કેટલાક નામીચા દેશી તબીબો માટે કહેવાય છે કે, જે, ચોકસ અસાધ્ય ગણાતાં દરદો સારાં કરવામાં કાબેલ અંગ્રેજી ડાકટરો નિષ્ફળ નિવડે છે તેવાં દરદો તે તબીબો પોતાના દેશી ઇલાજોવડે સાજાં કરી શકે છે તે કહેણુ આ બામજી બાપ બેટા ડાકટરોના સંબંધમાં ઘણી

વાર ખરું પહેલું જણાયું છે. પિતા તરફથી મળેલા એ તબીબી કુશળતાના વારસા ઉપરાંત, જે એક વધુ વારસો ડા. સોરાબજીને મળેલો છે તે, વિશેષ પ્રશંસાપાત્ર છે. તે એ કે, મરહુમ ડા. પાલનજીની વૈદક સલાહ તથા દવા લેવા જે સંખ્યાબંધ દર્દીઓ આવતાં હતાં તેઓનો એક મોટો ભાગ મફત્યો હતો. એટલે એ દયાળુ ડાકટર સાહેબ રંક તથા હાજતમંદ દર્દીઓને મફત દવા તથા સલાહ આપતા હતા, અને તેમના આ સાહેબજાદા પણ લગભગ તેજ રીતે કામ લેતા આવ્યા છે. વૈદક કુશલતા ઉપરાંત મરદાનગીના હુંનરોની કુશળતા માટે પણ એવણે નામના મેલવી છે. તે હુન્નરો તરફ એમની વળણ કુદરતી છે, અને તેથી બાલ વયથી એવણ ઘોડેસવારી કરતા હતા, અને વયે વધતાં તેમાં ઉમેરો કરી એક નમુનેદાર ઘોડેસવાર થઈ પડ્યા હતા. એવણ એક ચુનંદા નીશાનબાજ પણ છે. એમને શીકારનો શોખ હોવાથી જવાનીના વખતમાં સવાર સાંજ ચાલુ એટલા બધા શીકાર મારી લાવતા કે, તે શીકારોના મિશ્રથી એમના પિતાએ "માવે લેહમ" નામે દારૂ બનાવ્યો હતો, કે જે દારૂ ચોકસ દવા તરીકે ઘણો કિમતી થઈ પડ્યો હતો. પોતાના બહાદુર પિતાની પેઠે એમને પણ સાધના શીકારનો શોખ ઘણો હતો, અને ત્રણ વેળા વાઘનો શીકાર કરવા જંગલોમાં ગયા હતા. એ મરદાનીના કામોમાં એમને મોટી કુમક, કસરતની બોહોળી પ્રેકટીસ તથા સેવનથી મળી હતી. સ્કુલ લાઇફ દરમ્યાન એવણે સર કા. જે. નવસારી જ. મદ્રેસાની કસરતશાળામાં દાખલ થઈ, સામાન્ય કસરતો ઉપરાંત કુસ્તી તથા પટાબાજીમાં પહેલા નંબરની કુશલતા મેલવી બનાવી હતી. એનાં કારણે તે વેળાના વાંસદાના મહારાજાએ એમને પોતાને ત્યાં કસરત શિક્ષક તરીકે નેમવાની ખાહેશ દેખાડી હતી. તેમજ આ મદ્રેસાના તે વેળાના હેડમાસ્તર મરહુમ શેઠ સોરાબજી એદલજી વજીફદારે એમને અમદાવાદ તથા રાજકોટની કસરત શાળાઓમાં માસ્તર તરીકે મોકલવાની માંગણી કીધી હતી, પણ એ માંગણીઓ એમના પિતાશ્રીની નામરજીને લીધે ઉપકાર સાથ નાપાડવામાં આવી હતી. એમની જાતી વળણ મરદાનગીની તથા ધંધો વૈદકનો છતાં, હુંનર ઉદ્યોગ તરફ પણ એવણની વળણ ઘણી છે. અને તેથી ઘણા હુંનરો એઓ પોતે શીખ્યા હતા; જોકે પોતાના વૈદક ધંધાનાં બહુળાં રોકાણોને લીધે, તેનો ઉપયોગ કરી શક્યા નથી. વળી પોતાના પિતાના વખતમાં બીજા ભાગીદાર કંટ્રાકટરો સાથે ઈંજનેર ખાતાંના રસ્તા, નાળાં, કુવા, તળાવ, મકાનો સ્કુલો વગેરે બાંધવાનાં કંટ્રાક્ટો પણ વરસ પાંચ છની મુદત સુધી એવણે કર્યાં હતાં. ગાયનો ગાવાનો શોખ તથા વળણ પણ એમને એઓના પિતાથી વારસામાં મળેલાં છે. એમનો અવાજ ઘણો મીઠો ને મધુર છે. એ ઉપરાંત સાર્વજનીક શેહરી કામોમાં ભાગ લઈ લોકોપયોગી થવાની તકો પણ એવણે પ્રસંગોપાત લીધી છે. જેમકે સને ૧૮૬૮ ધ્રુસવીમાં એવણ પોતાના પિતા સાથે મુંબઈ ગયા હતા; ત્યાં ક્રીકેટની રમત રમાતી જોઈ તેવી રમત પોતાનાં વતનમાં દાખલ કરવાની એમને હોંસ થઈ, અને તેથી નવસારી આવી ઇચ્છા ફરતાં એઓએ પોતાના જવાન ગોઠયાની એક ક્રિકેટ કલબ સ્થાપી, કે જે નવસારીની પહેલ વહેલી ક્રીકેટ કલબ હતી, અને જેની રમત નવસારીની "પંચની ભોંય" નામની જગાપર ચાલતી હતી. માત્ર પોતાની સોળ વર્ષની વયે, જ્યારે નવસારીની પૂર્ણા નદીમાં ફરતી પારસી હોડીવાલાઓની હોડી

ભાગી ગઈ, અને લોકોને નદી ઓળંગી જવામાં હરકત થઈ પડી, ત્યારે એવણે નવસારીની સરકારને એક અરજી લોકોની સંખ્યાબંધ સહી સાથની કરી, સરકાર તરફની નવી હોડી ફરતી કરાવી હતી, કે જેથી લોકોને ઘણી સગવડ થઈ હતી. વડોદરાના માજી દીવાન સ્વર્ગવાસી દીવાન બહાદુર લક્ષમણરાવ જગન્નાથ જે વેળા નવસારીના સુબા હતા, તે વેળા તેવણે નવસારીમાં ઘરવેરો લેવાનો મનસુબો કરી તેપર લોકોની સંમતી મેળવવા માટે મલેશર ખાતે સર જમશેદજી જીજીભાઈની સ્કુલનાં મકાનમાં જે એક જાહેર સભા ભરી હતી. તે સભામાં તે કર સામે પ્રોટેસ્ટ કરવાને જે આગેવાન શેહરીઓએ ભાગ લીધો હતો, તેઓમાં મુખ્ય મરહુમ દેશાઈ મનચેરજી બરજોરજી હતા, અને એ દેશાઈજીના ખાસ મદદગાર તરીકે ડા૦ સોરાબજી પાલનજીએ ભાગ લીધો હતો, જેનાં પરીણામે ઘરવેરા લેવાની કોશેશ ભાંગી પડી હતી. નવસારીમાં એક ધર્મ ખાતેનાં હાડ વૈદની નેમણુંકની જરૂર હોવાથી, એવણે તે માટે એક અરજી ઘડી તેઓના ઉપર સહી લઈ તે વડોદરાના નામદાર મહારાજા સાહેબ ઉપર મોકલી આપી હતી, પણ તેનો કશો જવાબ મળ્યો નહી. તે પછી એજ કારણ સર નવસારીના કેટલાક આગેવાન ગ્રહસ્થોનું એક ડેપ્યુટેશન મરહુમ દસ્તુરજી સાહેબ જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાનાની આગેવાની હેઠળ મુંબાઈ મધે મરહુમ સખીવતુંદ બાઈજી સાહેબ દીનબાઈ નશરવાનજી પીટીટ હજુર ગયું હતું, કે જેમાં ડા૦ સોરાબજી પણ સામેલ હતા, અને એ કામની મુખ્ય ચારવણી કરનાર એવણજ હતા. મરહુમ બાઈ દીનબાઈ તરફથી પણ કાંઈ થયું નહિ, ત્યારે એવણે એક બીજી અરજી વડોદરાના મહારાજાશ્રીને કીધી હતી. તેનો જવાબ એવો મળ્યો હતો કે, જો લોકો ઉઘરાણું કરશે, તો તેમાં જેટલી રકમ ભરાશે તેટલી રકમની મદદ સરકાર આપશે. આ ઉઘરાણું કરવામાં આવ્યું, પણ તેમાં પુરતાં નાણાં નહી ભરાવાથી એ હીલચાલ ભાંગી પડી હતી. સન ૧૯૦૮ થી એવણને સરકાર તરફથી નવસારી મ્યુનીસીપાલીટીના મેમ્બર નેમવામાં આવ્યા હતા. મ્યુનીસીપાલીટીની જોખમદાર કમિટિઓમાં એમની નેમણુંક થઈ હતી, જ્યાં રહી એમણે લોકપયોગી સેવા ઘણીજ સારી બજાવી છે. પોતે સરકાર તરફથી નેમાયલા છતાં લોકોના લાભો જાળવવાને બનતી કોશેશ કરતા હતા. ઈ૦ સ૦ ૧૯૦૯ માં નવસારી મધે ઘરવેરો નાખવાના થયલા પ્રયાસ વિરૂદ્ધ સખ્ત લડત ચલાવી તેમાં ફતેહ મેળવવાનું માન તેઓએ મેળવ્યું છે. તેમાં ડાકટર સાહેબ સોરાબજીએ માત્ર તન મનથીજ નહી પણ કેટલેક દરજજે પૈસાના અંગત ભોગે મહીનાઓ સુધી લડત ચાલુ રાખી, જાહેર સભા ભરી, લોકો પાસે અરજીઓ કરાવીને, તથા બીજા જરૂરી ઉપાયો લઇને, ઘરવેરાને બોયકોટ કરાવ્યો હતો. અલબત આ પ્રજાહિતકારી કાર્ય ડા. સોરાબજીએ તેમના સ્નેહીઓ સાથે બજાવ્યું હતું, પણ તેમાં ડા. સોરાબજીનો હિસ્સો ઘણો મોટો છે.

ડાકટર સોરાબજીનો નવસારીની જાણીતી ને આગેવાન બજમે જશને રોજે બેહરામ સાથનો સંબધ બહુ ઘાડો છે. ઓગણીસ વર્ષની વાત પર આ બજમની સ્થાપના નવસારીમાં થઈ હતી તે વેળાથી બજમ સાથે જોડાઈ એમણે તન, મન અને ધનથી તેની સેવા બજાવી છે. પોતાથી બનતી મદદ કરવા ઉપરાંત પોતાના મિત્રો પાસે એમણે બજમ માટે બનતું કરાવ્યું છે. પાછળથી તેઓની બજમના

નાયબ સરનશીન તરીકે નેમણુંક થઈ હતી અને ઘણો વખત સુધી તેમણે દરેકના સંતોષ વચ્ચે એકટીંગ સરનશીન તરીકે પણ કામ કર્યું હતું. બજુમને માટે જગ્યા લેવામાં તેમણે મોટી આગેવાની લીધી હતી, અને તે બાબતમાં બજાવેલી કિમતી સેવાની પ્રસંશનિય નોંધ બજુમના રિપોર્ટોમાં જળવાઈ રહેલી છે. બજુમ માટે એક સુશોભિત મકાન તૈયાર કરાવવામાં એમણે ઘણો સારો ભાગ લીધો હતો. બજુમ તેમજ નવસારીને એક રોનકદાર ઇમારત મળે તે માટે એમણે પોતાથી બનતું કર્યું છે. તેમની નેમ બર આવી છે, ને તેથી તેમની આવી કિમતી સેવાઓની કદર બજુમે તેમને બહુ માન આપી બુજી છે. બજુમની બજાવેલી જૂદી જૂદી સેવાઓની તપસીલ બજુમના જૂદા જૂદા રિપોર્ટોમાં મોજુદ હોવાથી અત્રે તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. એટલું તો ખુલ્લેખુલ્લું કહી શકાશે કે આ બજુમને પગભર કરી તેને આબાદી ને જાહોજલાલી તરફ દોરવી જવામાં ડા. સોરાબજીએ કિમતી હિસ્સો આપ્યો છે.

ડાકટર સોરાબજી હજી એક જવાનને ટક્કર મારે તેવા છે. તેઓ ભોળાં દીલ ને નિખાલેસ મનના હોવાથી બધામાં પ્રિય થઈ પડેલા છે. પાક પરવર એમને લાંબી જીંદગી બક્ષશે તો પ્રજાહિતકારી કામોમાં એઓ વધુ ને વધુ હોંસ ભર્યો આગેવાન ભાગ લઈ પોતાની ફરજ બજાવવામાં જરાએ પછાત પડશે નહિ. દેશી હકીમાંમાં એઓ ઘણા વિખ્યાત છે; પણ કમનસીબી એજ છે કે આજના ચળકતા જમાનાને અનુસરી એઓ કામ કરતા નથી. એમની કેટલીક રામબાણ દવાઓ વિખ્યાતી પામેલી છે તે બાબે જો બીજાઓની પેઠે જાહેરાત અખબારોમાં આવે તો ડાકટર બામજીની નામના વધુ ને વધુ થવા વિના રહેજ નહિ, કેમકે આ દવાઓ અજમાવેલી હોવાથી તેમનો ફાયદો અચુક જણાય છે. દેશી વૈદું શું છે તે આ ભલા તબીબ તરફથી જાણવામાં એક મોટી મોજ છે. હમો હમારા એ ભલા ભાઇ અને બાહોશ તબીબને દરેક ફત્તેહ ઇચ્છી દોલત ને સુખની આબાદી ઇચ્છી લાંબી જીંદગીની દુવા ચાહીશું.

# ગુલબદન ગુલ.

## યાને

## મહાન અકબરનો જમાનો.

### ( મોગલ શાહનશાહતની જાહોજલાલીનો યાદગાર સરો. )

ગુલશન માટે ખાસ.

લખનારઃ—ભાગલ્યા.

( ગયા અંકથી ચાલુ. )

### આગલાં પ્રકરણોનો ટુંકસાર.

કાશ્મીરની નજદીક આવેલા હિમાલય પર્વતની બદ્રીનાથની ટેકડીપર એક યોગી વસતો હતો તેને મળવા કાશ્મીરના વડા વજીરનો બેટો સીધરાજ અને તેનો ગુરૂ કલુસા નામનો જ્ઞાની બ્રાહ્મણ પર્વતો ઓળંગતા આવ્યા હતા. યોગી સાથે એક રાત રહી સીધરાજ, કલુસા સાથે આગ્રા જવા નિકળ્યો. રસ્તામાં તે યોગી માટે કલુસાને પૂછતાં જણાયું કે કાશમીરનો તે માજી રાજા નંદગુપ્ત હતો. આ રાજા સામે તેના વારિસે નાના ભાઇએ બંડ કર્યું હતુ પણ તેમાં તે ભાઇ કેદ થયો હતો. રાજ્યમાં ચાલુ બખેડા થતાં શાંતિ માટે તે નાના ભાઇને ફાંસીએ ચઢાવવાની જરૂર જણાઇ. રાજા ઘણીજ આનાકાની પછી કબુલ થયો, પણ તેને ભાઇ તરફ એટલો બધો પ્યાર હતો કે ભાઇને મારવા કરતાં તે પોતે ગુમ થઇ ગયો અને મરણ પામવાની ખોટી અફવા ફેલાવી. આ થતાં નાના ભાઇને કેદમાંથી મુક્ત કરી ગાદી આપવામાં આવી. સીધરાજનો વિવાહ તેના કાકા તે અલ્હાબાદના સુબાની એક પૂરી દીકરી વેરે કરવામાં આવ્યો હતો.

આ સુંદરીનું નામ ઇંદુમતી હતું. તે બંનેનો મેળાપ હર્જિત હતો તેવામાં સીધરાજનો કાકા સાહુના પોતાની સાથે ભત્રીજાને લઇ ગયો અને ત્યાં તેણે અકબરની દરબારમાં રહી સુંધારા લેવા સમજાવ્યો કેમકે અકબર કાશ્મીર જીતવા માંગતો હતો. સીધરાજને આ વાત ગમી નહિ પણ કાકાએ તેને સમજાવ્યો. તેવામાં તેમની મુલાકાતે યોગી ગોરખ આવ્યો. ઇન્દુમતી સાથે તળાવપર સીધરાજનો મેળાપ થતાં બંને એ એકમેકની તપાસ કરી. બચ્ચાંના જેવી નિર્દોષ રમતથી ઇંદુમતીએ સીધરાજના પ્રેમની પરિક્ષા કરી પણ તેમાં તે નિષ્ફળ જશે એવું ... મળવાથી તેણી નિરાશ થઇ. બંનેએ હસીને તે વાત દુર કરી રાતના સીધરાજે ગોરખ યોગીને તેના ઠગ ચેલાઓ સાથે જોતાં તે ઘણો ગુંચવાયો.

શાહ અકબરનો મેહેલ જોતાં સીધરાજ છક્ક થઇ ગયો. સાંજે કલુસા અને સીધરાજે ફૈઝી અને તેના અંગત મિત્ર મુબારકની મુલાકાત લીધી. તેમને ખાસ આવકાર આપવામાં આવ્યો. આ ચારે જણાઓએ ખુબ ગપ્પાં માર્યાં. ફૈઝીએ જણાવ્યું કે હાલમાં બાદશાહે તેને દરેક ધર્મનાં સીદ્ધાંતોનાં રહસ્યવાળું એક ખાસ પુસ્તક તૈયાર કરવા ફરમાવ્યું હતું. સીધરાજે રાજ્યમાં ચાલતી ખેવફાઇ માટે સવાલ કરતાં ફૈઝીએ તે હસી કાઢી છુટાં પડતાં કોઇબી બાબતમાં જરૂર પડે તો સીધરાજને ફૈઝી ને મુબારકે પોતાની આગળ સર સોગ ચાલી આવવા જણાવ્યું. બીજે દીવસે સીધરાજ પોતાની નવી નોકરીપર ગયો. ત્યાં તે તુરત પોતાના ઉપરી અમલદારનો માનીતો થઇ ગયો. નોકરીપરથી બહારગામ નીકળતાં તેને એક દાસીએ આવી જણાવ્યું કે

તેણીની શેઠાણી તે રાત્રે તેને મળવા માંગતી હતી. સીધરાજ ચોંકયો ને ડગમગ્યો પણ તે દાસીએ તેને સીફતથી સીસામાં ઉતાર્યો. શાહીબાગમાં ફરવા ગયો ત્યાં એક ઝાડ નીચે આરામ લેતાં અકબરને તે મળ્યો. અકબરને તેણે ઓળખ્યો નહિ. તે તો તેને કોઈ મોટો માણસ સમજ્યો. તેઓ વાતે વળગ્યા. અકબરને તે ગમી આવ્યો પણ વાત થતાં તેણે અકબરને લોભી જાહેર કરતાં અકબર છેડાઈ પડયો પણ સીધરાજે નિર્દોષપણે એવો તો સરસ પોતાનો બચાવ કર્યો કે અકબર ખુશ થઇ ગયો. તેવામાં અબદુલ કાદીર ત્યાં આવ્યો. એક હિંદુને અકબરની નજદીક જોઈ તે ઘણોજ બખાળ્યો. સીધરાજ સાથે આ તકરાર વધી પડતી જોતાં બાદશાહે સીધરાજને જવા કહ્યું ને અબદુલ કાદીર સાથે પોતે તકરાર કરી. તકરારની ગરમીમાં અબદુલ કાદીરે જાહેર કીધું કે બાદશાહ સામે મુસલમાનો કાવત્રું કરી ઉડી મુકવા માંગતા હતા. તેમાં બાદશાહનો છોકરો સલીમ સામેલ થનાર હતો.

અકબરની મુલાકાતે કલુસા આવ્યો હતો. બંનેએ કાશમીરની વાતો કરી અકબર ત્યાંની અંધાધુંધીથી દીલગીર થયો ને તેની રૈયતપર જરાબી ત્રાસ પડતાં લશ્કર સાથે ચઢી આવવાની તેણે ધમકી આપી. કલુસાને અકબરે સીધરાજ સાથની મુલાકાત જણાવી ખુશ કીધો.

નેમેલ વખતે સીધરાજ તે સુંદરીની મુલાકાતે ગયો, જેનું નામ ગુલબદન ગુલ હતું. તેણીએ એવી સીફતથી કામ લઇ તેને સીસામાં ઉતાર્યો કે તે પોતાનું ભાન ભુલી ગયો. તેણી કોઇ વેપારીની ફિદારદારે હતી જે વેપાર અર્થે ઈરાન જતાં ગુમ થઇ ગયો હતો. આ કાગળ તેણીએ પોતાની સખી પર લખ્યો, જે આગ્રાના થોડાક આગેવાનોની બ્હીકથી કાશમીર જઇ બરાઇ હતી. તે સુંદરીનો ભભુકદાર ચહેરો જોતાંજ સીધરાજ કબુલ થયો ને કલુસા બીજે દીવસે કાશમીર જવા નીકલ્યો તેને તે કાગળ આપ્યો.

સીધરાજ પરવીઝ સાથે ફતેહપુર સીક્રી આગળ જવા નીકલ્યો કે જ્યાં માર્ગમાં તેઓ એક હિંદુ પટેલને ત્યાં ઉતરતાં અકબરે કેવી રીતે ખેતીવાડી આબાદ કરી તેના જૂદાજૂદા વર્ગો પાડયા હતા તેની વિગતથી માહીતી મેળવી. આ પછી શાહેરમાં ફરતાં સીધરાજ દુર્ગા દેવીના મંદીરમાં ગયો. ત્યાંથી નીકળતાં જોગી ગોરખ તેને મળ્યો. યોગીએ તેને પોતાના પક્ષમાં ભળવા સમજાવ્યો પણ નાકબુલ થતાં તેનો જાન લેવાની ધમકી આપી તે ગેબ થઇ ગયો.

બીજે દિવસે શાહી લશ્કરની તપાસ થઇ. ત્યાં સીધરાજે અકબરને ઓળખ્યો. અકબરે હસીને તેને આવકાર આપ્યો. ફૈઝી એ સીધરાજને અકબર આગળ રજુ કર્યો. શાહે સીધરાજ સાથે છુટથી વાત કરી તે સ્વતંત્ર સ્વભાવ બતાવવા તાકીદ કરી ફૈઝી ગભરાયો પણ પાછળથી સીધરાજ સાથની અકબરની મુલાકાત જાણતાં તે ઘણો ખુશ થઇ ગયો. ત્યાંથી બહાર નીકળતાં તેમને સલીમ મળ્યો. શાહજાદાએ ફૈઝીને તે સાંજ માટે આમંત્રણ કર્યું પણ અકબરનો હુકમ પહેલાં થયલો હોવાથી તેણે ના પાડી. પરવીઝને ઇજન થતાં તેણે તે કબુલ્યું. સીધરાજને ઓળખાવતા [illegible] પણ ઇજન થયું. સલીમનો મહેલ અજબ બપકાથી શણગારેલો સીધરાજને જણાયો. ત્યાં બધેબંધ એશ[illegible]મ ને મોજમજાહના ચિન્હો જણાયાં. મોઢેથી તે મંડળીમાં સીધરાજ પોતાના કાકા સાલુનાને આવતો [illegible]જબ થયો. ખબરઆફયત પછી સાલુનાએ તેને અબદુલ કાદીર સાથે ઓળખાવ્યો પણ બનેનો મેલાપ થ[illegible] જાણી તે ખુશ થયો. સાલુનાએ પોતાના મિત્રોમાં હવે અકબર સામે ઝેર રેડવા માંડયું ને અર્થનો અનર્થ [illegible] અકબર જો નવો ધર્મ સ્વિકારે તો તેની સામે થવા હિંદુ, મુસલમાનોને ઉશ્કેર્યા આ પછી મેળાવડામાં [illegible]નારા આવતાં વાત બંધ પડી ને સૌ કોઇ દારની મજાહ ચાખવા સાથે ગાનતાનની ગમતમાં પડયા જણાતી ગાનારી રંભાએ ખાસ ગાયનો ગાઇ બધાનાં દીલ બાગબાગ કીધાં.

---

## શાહજાદા સલીમ.

રંગાનું ગાયન પૂરૂં થતાં તાળીઓના ભારે ગડગડાટથી તેણીને વધાવી લેવામાં આવી. તે ગાયનોનાં સુંદર શબ્દો જે તેણીનાં સુરીલાં ગળાં ને સુંદર હાવભાવથી દર્શાવવામાં આવ્યા હતા તેમણે સાંભળનારાઓના મન પર મોટી અસર કરી.

'આહ, તે પછી કૃષ્ણ અને રાધા વચ્ચે પાછી દોસ્તી થાય છે ને?' સલીમે પૂછ્યું. 'ઠીક, ભલા, તે વળી કોઇ બીજા વખતે સાંભળીશું. મને કહો, ભલા, અબદુલકાદીર' તેણે તે ધર્માંધલા તરફ ફરીને હસતાં કહ્યું. 'કે તમોને તમારાં પોતાનાં કાવ્યો તેમજ દીનચુસ્તોના કાવ્યોનાં જેટલીજ ગમત આ હિંદુ કાવ્યોમાં પડે છે કે? તમોને આ હિંદુ ગાયનોમાં દર્શાવવામાં આવતા જૂઠા આચાર વિચારો સામે ધિક્કાર તો નથી ને?

અબદુલકાદરે પોતાનો ઉશ્કેરાયલો પિત્તો જેમ તેમ સમાવતાં કહ્યું,

'કવિઓ સાથે મને કશું કામ નથી. આપણા પુન્ય નબી (આફ્રીન હોજો તેમનાં નામ પર) એ કાફર *અમરૂલ-કેઇસનાં કાવ્યો પર શ્રાપ નાંખ્યા હતા જોકે તેની મુલાકાતનાં ભારે વખાણ બીજાઓ તરફથી થયાં હતાં. પણ આ હિંદુઓ આવી જાતની ખરાબ કવિતા લખવામાં એક જાતની મજાહ લે છે એટલુંજ નહિ પણ તેઓ રાધા ને કૃષ્ણા જેવી ચીજો ઉત્પન્ન કરી તેમને પુંજવા લાયક ઇશ્વરી બક્ષેસો તરીકે લોકો આગળ રજુ કરે છે એ ખરેખર ખોટું છે.'

(*અમરૂલ કેઇસ અરબસ્તાનનો મોટો કવિ ને ફીન્ડાદનો રાજા હતો જે હજરત મહમદ સાહેબનો સૈકાની થોડા આગમજ થઇ ગયો હતો. સાત મુલાકાતવાળા કાવ્યોમાંના એકનો તે કવિ હતો કે જે કાવ્યો સોનેરી અક્ષરે તે જમાના મક્કાના દેવલમાં ટાંગવામાં આવ્યાં હતાં. હજરત મહમદ સાહેબની આગમજ અરબસ્તાનમાં ઘણા કવિઓ થઇ ગયા હતા.)

સીધરાજ જેવો ઉઠીને ઉભો થયો કે તે ધર્મઝનુનીને બતાવી આપે કે ખરી ભક્તિ ને દેવતાઓની પુંજા તેમજ કાવ્ય અને શ્રદ્ધા વચ્ચે ફેર હતો તેટલામાં સલીમે જોયું કે નકામું તકરાર વધી જશે તે કારણે તેણે વચ્ચે પડીને જણાવ્યું, 'અહરથી, કોઇ પણ જાતની ધર્મ સંબંધી તકરાર હાં આપણને કરવાની નથી. મહેરબાની કરી તે મારા મુરબીજી આરેજ રહેવા દેવ કે જેઓ હાલમાંજ વિદ્વાન ફૈઝી ને બીજા ફીલસુફો સાથે તકરારમાં ગુંથાયલા છે. એ ફીલસુફોને ફીલસુફી પર તકરારો કરવા દો. આપણું કામ તો જીંદગીની મજાહ ચાખવાની છે તેથી આપણે તો લગાર રંગીલા બનવું જોઇએ. ઓહ, ઓ! ગવૈયા ને કંચનીઓ! એક ફાંકડું ગાયન શરાબની બલીહારી પર લલકારો કે જે ગાતાં આપણા બધાને તેવો જોશ આવે. એવું ગાવ કે ભલા અબદુલ કાદીરના મનમાંથી ગુસ્સો એકદમ નીકળી જાય અને આપણા મહાન કવિઓ કે જેમના પર પુન્ય નબીએ શ્રાપ નાંખ્યા નથી તેમની વાહવાહ થાય! લલકાર કાંઇ ફાંકડું?'

બીજી પળે નીચલાં ગાયનો તેના ફારસી લફ્જોમાં ગાવામાં આવ્યાં.

ભલા હમકુ નસીબોસેં મીલા ગમખાર સાકી હે,
હમે અબ મયકી ક્યા મસ્તી હમારા યાર સાકી હે.
વોહ હમકુ જામ ભરભર દે, હે ઓરોકુ તંગ રેહ
રહે,
હમારે જી છકાનેકુ બહોત હોશીઆર સાકી હે.
ખબરદારીસે હોશીઆરીસે આના મોહતેસબ
ઇધર,
તુમારે હોશ લેનેકે લીએ તઇયાર સાકી હે.
તમાશા દુરસે દેખો યેહ બદમસ્તોકી મજલેસકા,
સુરાહી મસ્ત સાગેર મસ્ત ખુદ સરસાર સાકી હે.
(તોરાબ.)

---

મયો સાકી હે સબ એકજા આહાહાહા
ઓહોહોહો,

અજબ આલમ હે મસ્તી કા આહાહાહા
ઓહોહોહો.
બહાર આઇ તો ડાનેકુ લગે જંજીર દીવાને,
હુવા શોરે જનું બરપા આહાહાહા ઓહોહોહો.
મેરે ઘર ઇસ જેહાંમે સાકીઓ મુતહેબ અગર
હોતે,
તો કપસી મયકશી કરતા આહાહાહા
ઓહોહોહો.
શરાબે વસલ ઓર સાકી બહમ મજલેસમે હે
મોજુદ,
ન પીઆલા મુહ તલક લાતા આહાહાહા
ઓહોહોહો.
( આશક. )

---

કીસી મસ્તકે આનેકી આરઝુ હે,
કે સાકી લીએ સાગેરે સુરફ્ખુ હે.
સમાયા હે જબસે તું આંખોમે મેરે,
જીધર દેખતાહું ઊધર તું હી તું હે.
( શફક. )

---

ર આઇ ભર દે બાદએ ગુલગુનસે પેમાના,
રહો લાખોં બરસ સાકી તેરા આબાદ મયખાના.
ઊસી સરકે પરીપે જાન દેતા હું મેં દીવાના,
અદા બાકી હે જીસકી, તીરછી સીતવન મસ્તાના.
( મજનું. )

---

કે આ નેગાહે મસ્તમે સાકીકી મસ્તી હે ભરી,
સબકે દેલમે આરઝુ એ મયપરસ્તી હે ભરી.
હમ બુતોમે દેખતે હેં જલવએ હક ઝાહેદા;
બુતપરસ્તી એ હમારે હક પરસ્તી હે ભરી.
( ઝફર. )

---

સાકી આ મુજકુ તેરે સાગેર પીલાના યાદ હે,
સુરીઓં ઝાહેદકાબી દોરે મીલાના યાદ હે.
જીગર મેહરકી હુઇ વસ્લ સબ ઊસકી સનમ,
પાની લગા મેહરમકુ પહેરાપે સુલાના યાદ હે.
( એશક. )

---

"હા, ભલા આપણે કાં નહિ આ સુંદર સલાહ પ્રમાણે અમલ કર્યે ? " સલીમે હસીને કહ્યું.

તે છેડાયલો દીનસુરત પોતાના મનમાં ને મનમાંજ બબડીને ચુપ બેઠો. તેનાથી વધુ બોલવાની હિમત ચાલી નહિ; કેમકે તેને સલીમની જરૂર હતી. અકબર જો મુસલીમ ધર્મ ત્યાગ કરી બીજો ગ્રહણ કરે તો જે મુશ્કેલીઓ ઉભી થવા પામે તેમાં અબદુલ કાદીરને સલીમની ખાસ કરી વિશેષ જરૂર હતી કેમકે તેના વિના આગળ પગલાં ભરી શકાયજ નહિ તેમ હતું. તેથી તે ચુપજ રહ્યો અને પોતાને થયલું કહેવાતું અપમાન ભૂલવા તેણે પુષ્કળ દારૂ પીવા માંડયો, જોકે હજરત મહમુદ સાહેબે તેનું દારૂનો એક કતરો વટીક ચામડીને ન લાગે તેનું ખાસ ફરમાન બહાર પાડ્યું હતું. પણ જીંદગીની મોજમાં તે ફરમાનો સહાઇથી ઉંચાં ઉંચકી મુકાતાં હતાં.

બીજા પહેરાણાઓ પણ ખુશમાં આવી જઇ દારૂના પ્યાલા પોતાના ગળામાં રેડ્યા જતા હતા. જેવો એક પ્યાલો ખાલી થતો કે પાછળ ઉભેલા નોકરો તે તુરત ભરી મુકતા હતા. આ પછી સલીમની ઇશારત થતાં ત્યાં ઉભેલી ગાનારીઓ મજલીસમાં ઉતરી પડી અને તે રંગીલી કંપનીમાં જુદા જુદા મરદો આગળ જઇ તેમની પાસે બેસી તેમના દીલ બહેલાવવા લાગી.

ખુબસુરત રંભા સીધરાજની પાસે જઇ બેઠી અને તેઓ બંને જલદીથી વાતે વળગ્યાં. તેણે જોયું કે તેણી ઘણી કાબેલ હોવા સાથે બહુજ [illegible] ખવાસની હતી. કમનસીબ નાચનારીઓની હાલતનું દયા ઉપજાવવા જોગ વર્ણન કરતાં તેણીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. આ નાચનારીઓ જોકે ગુલામો તરીકે ખરી રીતે ગણવામાં આવતી ન હતી પણ તેમનાં માબાપો તરફથી બચપણમાં તેમની મોટી કિમત આપનારા ખરીદદારને વેચવામાં આવતી હતી. ઘરમાં એક દાસીના મીસાલ તેઓ રહેતી હતી અને મરજી

પડે ત્યારે તેમને વેચવામાં આવતી હોવાથી તે બાપડીઓ ગુલામ કરતાં જરાએ સારી જીંદગી ગુજારતી નહતી.

'અને જોકે શરૂઆતમાં મારૂં ભાગ્ય પણ તેવુંજ હતું' તેણી ખરાં જીગરથી કમકમીને બોલી 'પણ નસીબ સંજોગે મારામાં ગાયનનો શોખ હતો તે જણાઇ આવ્યો. મારા પહેલા શેઠે મને ગાયન દેવીની મોટી ઉપાસક કરી અને હવે મારા ધંધાની બરકતે હું મારૂં પોતાનું અચ્છી રીતે પૂરૂં કરી શકું છું,' અને તે બાદ હસીને તેણી બોલી 'અને જ્યારે હું બૂઢી ને બેડોલ બનીશ ત્યારે—'

'ત્યારે શું?' સીધરાજે સવાલ કર્યો. તેણીની આ હકીકત તેણે ઘણીજ દૈયા ને દીલસોજીથી સાંભળી હતી.

'ના, ના' રંભા બોલી, 'તમે શું કહેવા માંગો છો તે હું સમજું છું પણ તમો પોતાને ભૂલો છો. જ્યારે હું બૂઢી ને બેડોલ થઇશ ત્યારે મને ખોટાં કામો કરવાના તબક્કા પર ઉતરી જવાની મને કશી જરૂર રહેશે નહિ. હું ઉંચ ઝાતની હોવાથી એકાદ મંદિરની ગાનારીઓ પર દેખરેખ રાખવાનું કામ મારી આખેરી સુધી સહેલ કરી શકીશ. હું નહિ ધારતી કે મારી આ સેવા કોઇબી મંદિર ના પાડે!'

આ પળે સામટાં વાજીંત્રોએ એક દીલ ઉશ્કેરનારો રાગ બગાડયો અને તેનો મોટા અવાજોમાં દરેકનો અવાજ ઢંકાઇ ગયો.

રાગ પૂરો થતાં પહેરાણુઓ અને [illegible] હવે વધુ છૂટથી વાત કરવા લાગ્યાં. કોઇપણ જાતનો ઓછાક કરવામાં આવ્યો નહિ. છૂટાં છવાયાં ઘણાં વાક્યો સીધરાજના કાન પર આવી અથડાતાં ને તે પરથી તે ઘણી નવી નવી વિગતો જાણવા પામ્યો ને અજાયબીમાં ગરકાવ થઇ ગયો. ધીમે ધીમે સભાનો ભવ્ય તરીકો તે પણ ભૂલાવા લાગ્યો. ત્યાં ત્યાં દારૂના મુંજારીઓ ગમત કરતા હતા. કોઇ શરાબની જામ હાથમાં લઇ નાચતો તો કોઇ ગાયન લલકારતો તો કોઇ પોતાની પાસે બેઠેલી ગાનારીના હોઠ આગળ તે ધરી તેમાંથી ગાનારીની સાથે પીવાની બહેસ કરતો તો કોઇ ગાનારીને ખભે ચઢાવી નાચતો યા તેને સાથે પકડી પોતાની સાથે નાચવા જણાવતો હતો. ત્યાં ત્યાં છાકટાઓ લાંબાછટ થઇને પડેલા હતા. તેમના પ્યાલા તેમની નજદીકમાંજ હતા. તેમને દુન્યાનું કશુંએ ભાન નહતું. જૂદી જૂદી ટોળી જૂદી જૂદી ગમત ઉડાવતી હતી. કોઇને શાહજાદાની હાજરી કે તેના દરજ્જાની તુંભા નહતી. હવડાં તો તેઓ પોતાને શાહજાદા કરતાં કાંઇક અધિક સમજતા હતા.

પણ શાહજાદો પોતે આસપાસ ચાલતાં ધતીંગો જોવાની હાલતમાં હતોજ નહિ. તે તો બે ખુબસુરત ગાનારીઓની વચ્ચે મજાહથી તે મખમલી બીછાંના પર પડયો હતો. તેના બંને હાથ તે બે ગાનારીઓના ગળામાં આસપાસ પડેલા હતા. એક તેને મીઠાશથી પસવારી ચુંબન કરતી ત્યારે બીજી તેનું શરીર દાબતી હતી. તે ગાનારીઓને તેના હાથમાંની હીરાજડીત બાંગડીઓ ઘણીજ ધ્યાનથી જોતાં જોઇ તેણે હસીને પોતાનો હાથ ખેંચી તેમાંથી બે કિમતી બાંગડીઓ કાઢી બંનેને એકેક આપી, દારૂનો એક પ્યાલો મંગાવ્યો ને તે પી પોતે બેભાન હાલતમાં ગાદીતકયા પર પડયો અને તેને હવે કોઇપણ જાતનું ભાન રહ્યું નહિ. ધીમે ધીમે બધાની જબાંએ ડેરઓ લેવા માંડયો અને ગાયનો ચાલુ હતાં છતાં વાતોનો અવાંજ પણ મોટો ને મોટો હતો. હવે દારૂ ગળામાં ન રેડતાં પાણીની પેઠે નીચે ધોળાતો હતો. મોટા અવાજ ને ફુલોના જબરા પમરાટની મોટી અસર સીધરાજ પર થઇ. સખત દારૂએ પણ પોતાની અસર કરી હતી એટલે આસપાસનું ભાન હવે તેને પણ ઓછું થવા લાગ્યું. આવી હાલતમાં તે થોડો વખત રહેત તો ત્યાંજ ઉંઘી જાત પણ તેવામાં એક ભારે હાથ

તેના ખભા પર પડયો કે તે ચોંકીને જાગ્રત થયો. તે સાલુના હતો કે જે કાંઈપણ અવાજ વગર તેની નજદીકમાં આવ્યો હતો.

'ચાલ' તેણે કહ્યું. 'હાંથી જવાનો વખત થયો છે. આવા પ્રસંગે કઇ જાતની તકરાર કે મારામારી થઇ બેસશે તે કોઇપણ કહી શકતું નથી.'

'હા' સીધરાજે કાંઇક લથડતી જબાંએ કહ્યું. 'પણ શાહજાદા આપણને જવાની રજા આપે તે આગમજ આપણાથી જવાય કે ?'

'શાહજાદો!' સાલુના અત્યંત તુચ્છકારથી બોલ્યો. 'જો! તુંજ વિચાર કર કે આપણે હાં રહીશું કે જઇશું તેનો ખ્યાલ કરવાની મી તે હાલતમાં છે કે નહિ ?'

તેણે સલીમ તરફ જોયું. તે તો પોતાની દીવાન ઉપર આંખો મીંચીને પડેલો હતો. તેનો એક હાથ તકયા પર હતો ને બીજો નીચે હતો. તેની બાજુમાં દારૂનો ભરેલો એક પ્યાલો પડેલો હતો જયારે બીજો ભરેલો તો ઉંધો થઇ ગયેલો નો. જોકે સીધરાજે પોતાનું બનતું કીધું પણ તે ગને જોઇ શકયો નહિ. એકવાર તેને સલીમ ... પણ તે વેળા તે એકના બે થઇ ગયા. તેણે જોયું કે હવે વધુ તજવીજ કરવામાં માલ નહતો એટલે તે પોતાના કાકાની સાથે બહાર પડયો. તેમને માટે પોતપોતાની પાલખીઓ તૈયાર હતી. સીધરાજને તેની પાલખીમાં ...રી વિદાય કરવામાં આવ્યો ને તે પછી પોતાની પાલખીને ગોકલી દઇ તે ચાલતો પોતાને મકાને ગયો. અલબત તેણે કાંઈ સીધરાજથી ઓછો દારૂ પીધો નહતો બલકે કાંઇ વધુજ લીધો હતો પણ તે તે જેરવી શકતો હોવાથી તેને કશી દરકાર નહતી. એક સાંકડા મહોલ્લામાંથી પસાર થતાં તેણે એક મોટા ઘરના અંધકારમાં એક લાંબા આકારને ઉભેલો જોયો. તે આકાર આસપાસ જોઇને પોતાની પુરતી ખાતરી કરવા પછીજ પોતાની સંતાવાની જગ્યા છોડી તેની આગળ આવ્યો. તે ગોરખ યોગી હતો.

'કેમ, બધું બરાબર ચાલે છે ને ?' તેણે પૂછયું.

'એ સિવાય વધું સારૂં થાયજ નહિ' જવાબ મલ્યો. 'આપણો દાવ ફત્તેહમંદ થતો જાય છે. હું તને હજી બધી વિગત ખુલ્લી જણાવી શકતો નથી કેમકે હજી તે અધુરી છે. જ્યારે બધી વિગત જાણીશ ને મને તારી તેમજ તારા મદદગારોની જરૂર પડશે તેમ જણાશે તો હું તને તુરત ચેતાવીશ.'

'અને પેલો મુખો પોપો? તેના પર નજર રાખજે કેમકે મને લાગે છે કે આપણી બન્નેની મસલેહતની તેને કાંઇક ખબર છે. એકવાર તે આપણી સાથે જોડાયો કે બસ છે. પાંજરામાં પક્ષી પૂરાયું છે કે નહિ ?'

'હજી નહિ' સાલુનાએ જણાવ્યું. 'પણ પાંજરામાં આવતાં તેને હવે વધુ વાર લનાર નથી.'

ગોરખ હસ્યો અને તેઓ બંને પોતપોતાને માર્ગે જવા છૂટા પડ્યા.

---

## પ્રકરણ સાત.

### જાળમાં સપડાયલી માછલી.

ગુલબદન ગુલ સાથની પહેલી મુલાકાત પછી સીધરાજે જે.નોકર તેને તેણીના મથકે લઇ ગયુ હતી તેની અનેકવાર શોધ કરી. એક દીવસ શાહી...ના દરવાજા આગળ તેણી તેને મળી ગઈ અને ત્યાં તેણી તરફથી પોતાની શેઠાણીને મળવા આવવાનું ...ન કહ્યું જે તેણે તુરતજ કબુલ કર્યું. ત્યાર પછી તેની મુલાકાતો અવારનવાર ચાલુ રહી હતી. આ પછી મામલો એટલી બધી હદે આવ્યો કે ગુલબદન ગુલની સાથે તેણીના ઓરડામાં બેસી વાતો કરવા વગરનો એક પણ

દિવસ જતો તો સીધરાજને તે દહાડો કડવા ઝાવી તદન ખાલી, દમ સાસ વિનાનો જણાતો હતો. આગ્રામાં ખુબસુરતી ને મજાહનો ટોટો નહતો અને જોકે તેને અબુલફઝલની મૈત્રિમાં ઓર ગમત પડતી હતી ને શાહનશાહની મહેરબાનીથી તે રાજી રાજી થતો હતો; તથા મુબારક ને ફૈઝી જેમનું મકાન તેને માટે હમેશનું ખુલ્લું હતું તેમની સાથે વાત કરવામાં તેમજ પરવીઝ સાથે મજાહ કરવામાં તેને જબરી ગમત પડતી હતી, પણ તે બધું આ સુંદર આર્મિન્યન સુંદરીની મુલાકાત આગળ કરી પણ ગણત્રીમાં નહતું. ઇન્દુમતીનો વહાલો ચહેરો ધીરે ધીરે તેની નજર આગળથી ભુંસાવા લાગ્યો, અને તેની જગ્યા ગુલનો મોહક મુખડાએ લીધી જે ધીમે ધીમે તેને ઘણોજ વહાલો થતો ગયો. તે સુંદરી પણ આ જવાન સરદારની ખુલ્લી મૈત્રિથી અજાણ હોય તેમ કશું નહતું. જ્યારે તેણે જોયું કે એક વહાલી મિત્ર તરીકે તેણીને ચહાવાને બદલે તેની લાગણી વધુ ઉંડી ને જુસ્સાવાળી થઇ ગઇ હતી કે જેવો તેને આગળ અનુભવ થયો નહતો ત્યારે તે ખરાં અને મુંજવા લાગ્યો ને આ રસ્તેથી પાછો ફરવાનો મનસુબો વટીક તેણે કર્યો પણ તેના જુસ્સાઓએ કોઇપણ સારી ચીજને મચક આપીજ નહિ. તે તો હવે પોતાનાજ વિચારોમાં મસ્ત થઇ ગયો અને તેણીને કાયરે તે પોતાની કરે તેની તજવીજ કરવા લાગ્યો. તે અચ્છી રીતે જાણતો હતો કે તેનો પ્યાર તુચ્છકારવામાં તો આવનારજ નહતો.

એક ચોક્કસ સાંજના સીધરાજ પોતાની નખરાંબાજ યજમાનીને ત્યાં તેણીના ગાદીતકિયા પર તેણીની બાજુમાં બેઠેલો હતો. તેમની આગળ એક નાની બેઠક પર તાજી કુટને સોનેરી પ્યાલામાં ચકચકતો દારૂ પડેલો હતો. તેને હવડાં તેણી અજબ ખુબસુરત દેખાઇ; તેણીની નરમ બેહ્યુ આંખોનો ચમકાર તેને ઘણોજ તેજ જણાયો જે આંખો ઘણોજ મીઠાશથી તેના તરફ ટગર ટગર જોઇ ફરીથી પાછી પોતાના મોટાં રેશમી પોપચાંમાં ભરાઇ જતી હતી. ગુલાબ, મોગરા ને ચંબેલીની મીઠી સુંપટ ચોમેરમાં ફેલાઇ રહી હતી. ચંદ્રમા પોતાના પૂર ઠાઠમાં આકાશમાં બહાર નીકળી કન્યાને રૂપેરી સાડી ઓઢાવી રહ્યો હતો. તેનાં કિરણો ઓટલા પર બેઠેલાં તે બંને પર તથા દારૂના પ્યાલાં પર પડી ત્યાંની ભવ્યતામાં અજબ વધારો કરતાં હતાં.

'સીદ્ધા' તેમની રંગીલી, રસીલી વાત અટકાવી એકદમ ગંભીર બનતાં ગુલબદન ગુલ બોલી. 'એકવાર મારો પત્ર સહીસલામત કાશ્મીર જાય તેવી ગોઠવણ તેં મહેરબાનાથી કરી હતી. મારે હાલ બીજો પત્ર મોકલવો છે તેની ગોઠવણ તું કરશે? મારે તને કહેવું જોઇએ કે તે તારે લગતો વધુ છે.'

'મને ફરમાવ ને તારો સેવક તાબે છે' સીધરાજે ચટ ને પટ જણાવ્યું. 'તને જે જોઇતું હોય તે માટે શકમંદ ના બન. મને કહે કે તે સંપૂર્ણ કરવા હું મારૂં બનતું કરીશ.'

'મારા દોસ્ત, જરા ડહાપણ રાખ!' ગુલ હસીને નાક પર આંગળી મુકતી બોલી. 'હું શું માગું છું તે આગમજ તો તું કબુલ થઇ વચનથી બંધાઇ જાય છે. દરબારમાં મોટો દરજ્જો તું ભોગવે છે એટલે તું સમજે છે કે એક અદનાની માંગી માગીને તે શું માગવાની છે. તું તો એમજ ધારે છે કે મને એકાદ ચીજનો ધખારો થયો હશે એટલે તે પૂરો કરતાં તને ઝાઝી વાર લાગવાની નથી; પણ આ વખતે તારી ગણત્રીમાં તું સાફ સાફ ભૂલ્યો છે.'

'પરમાત્માના પુન્ય કસમ મને છે' ઉછાછળો ને અધીરો જવાબ તુરત મળ્યો. 'મારા મનમાં તેવો કોઇપણ ખ્યાલ આવ્યોજ નથી; હું કહું છું કે તારી મરજીમાં પડે તેવો હુકમ કર.

માવ ને હું તેને આંધળાની પેઠે તાબે થવા તૈયાર છું.''

'ઠીક ત્યારે' ગુલ પોતાના ભાવિક સેવકની લગાર આગળ આવી તેણીના સુગંધી શ્વાસોશ્વાસથી તેને બેતાબ કરતી બોલી. 'જે ચીજની હું આશા કરૂં છું કે મારા પોતાના કરતાં તને ઘણી લાગતી વળગતી છે. તું કદાચ એમ જ માનતો હશે કે હાં આ એકાંત જીંદગી ગુજારૂં છું ને મને આગ્રાના મહેલોની કે શાહનશાહના કારોબારની કશીએ ખબર નથી. તું મારે માટે ધારી શકે તે કરતાં મારાં કેટલાંક મોટે ખાંચરેના સગાં સ્નેહીઓની બરકતે હું વધુ જાણું છું; તારે પોતાને લગતી વાત પણ તારા કરતાં વધુ જાણું છું કે જે તારા દેશ ને ત્યાંની પ્રજાને જાણવાનો દેખીતો હક છે.'

'હું ધારૂં છ કે તું શું કહેવા માંગેછ તે હું સમજી શકું છું' જવાબ મળ્યો. 'કાશ્મીરની સ્વતંત્રતાના ટુકડે ટુકડા કરવાનાં કાવાત્રાં માટે તું કહે છે કેમકે ત્યાં થતી અંહિમાંહિની લડાઇ ને કજીયો દેવા કાવત્રાંનો સહેલાઇથી ભોગ થઇ પડે એવી દરેક વકી રાખવામાં આવે છે.'

'તારૂં કહેવું ખરૂં છે' ગુલ મીઠાસથી બોલી. 'પણ તને જે કશી ખબર નથી તે એ છે કે આ કાવત્રું ફુટવાની તૈયારી પર છે. શાહનશાહી લશ્કરને હુમલા માટે તૈયાર રહેવાનો હુકમ કરવામાં આવ્યો છે ને તારા દેશ પ્રિ, તારી રૈયત સામે કરવા માટે ખુદ તને પોતાને નીમવામાં આવ્યો છે. જો તું અકબરના હુકમો પર આંધળી શ્રદ્ધા રાખી કામ લે તો નીમકહલાલ રાજપુતોનો તારા પરનો અડગ વિશ્વાસ તથા તારૂં જાણીતું ને મોટું નામ તેઓને દરેક રીતે ઉપયોગી થઇ પડે તેમ છે.'

'પણ જાને મન' રાંધરાજ પોતાની મનની દેખીતી અકરવકર ખુશાળ અવાજમાં ઢાંકવાની કોશેશ કરતો બોલ્યો. 'એમ ધાર કે તેમથી હોય તો તેમાં તને શું છે? મને આ પ્રમાણે સમજાવવાનું તને પ્રયોજન શું છે?

'મારો અંગત સ્વાર્થ તેમજ મારા વ્હાલા દોસ્ત, તારે માટેની અનહદ કાળજી! હાં મારી એક સખી પર પડેલા ત્રાસની કાંઇક વિગત મેં તને જણાવી હતી કે જેને લીધે તે બાપડીને નહાસી જવું પડયું હતું. પણ હવે હું મારો ગુનાહ કબુલીશ. મેં તને ઠગ્યો હતો. તેવી કોઇ મારી સખી નહતી. તે હું પોતે જાતે હતી. મારા બાપના ઘાતકી હુકમથી જે ભરથાર મને મળ્યો હતો તથા જેનો જુલમ મને અસહ્ય થઈ પડયો છે તે જલદીથી પાછો ફરનાર છે. આ કારણે તેનાથી નહાસી જઇ હું છુટી થવા માંગતી હતી, કે જેથી શાન્તિમાં રહેતાં ખુદ મારી પસંદગીના મારા વ્હાલા જાનને હું આ મારી જીંદગી સહેલાઇથી અર્પણ કરી શકું. આ કારણે હું કાશમીર નહાસી જવા માંગતી હોવાથી મેં ત્યાંનાં મારાં કેટલાંક મિત્રો સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો હતો. પણ જો આ સ્વતંત્ર દેશ પણ અકબરના તાબામાં આવી પરતંત્ર બને તો ક્યાં નહાસવું તે મને જરાએ સુજતું નથી. તેમ થતાં જે માણસની સત્તા તળે હું કચડાઉં છું તેના પંજામાં સપડાયા વિના રહું જ નહિ. તેમ થતાં આપણી સુખી મુલાકાતોનો અંત આવી જઇ તારે માટે તારી વ્હાલી ગુલ જપના કરતી હમેશની બંધ થશે અને તું પોતે તેણીની જીંદગીમાંથી સદાનો દૂર જશે!' તેણી આંખમાં આંસુ લાવી ગળગળતે અવાજે બોલી.

'ખડ્ડકદીબી નહિ' રાંધરાજ જબરા જુસ્સાથી બોલ્યો. 'હું તેમ કદીબી બનવા દઇશ નહિ. પણ મને શું જોઇએ છે? તને બીજી શી ખબર છે? તથા મારે શું કરવું તે મને જણાવ!'

'એટલું જ' કહી ગુલ નખરાં કરતી તેના હાથ પર પોતાનો ગોરો હાથ મુકી તેના તરફ ટમર-

ટગર જોતા બોલી ' એટલુંજ કે તારે તારા દેશ તેમજ મારી અને તારી પોતાની સામે એક ખરાબ હથ્યાર તરીકે તારો ઉપયોગ થવા દેવો નહિ. તું તારા બહાદુર સાથીઓના પડખે રહે; અને જ્યારે છેવટનો દીવસ નક્કી થાય ત્યારે તેમને તું હમારી સામે લડાઇના મેદાનમાં લાવતો ના, પણ સ્વીકૃત કરીને છૂપી ટોળીને મળી જજે કે જે બાદશાહ તરફ દેખીતી વફાદારી બતાવવા છતાં પોતાના દેશ માટે બનતું કરવાનો પ્રયાસ કરી રહી છે. કાશમીરમાં એક મોટી અને મજબુત ટોળી તારી તરફેણમાં આવશે ને પોતાની સત્તાને જોરે તને ત્યાં સૌથી મોટામાં મોટું માન આપશે. છેવટે, જોકે તે એટલું જરૂરી નથી, છતાં આ નબળા હાથો તારી દીલનો કરાર મેળવશે ને તારા આશરામાં આ તુચ્છ જીંદગી હું પૂરી કરીશ. '

' પણ તેમ કરવું એ સૌથી જ્બુનમાં જબુન દગો છે. બાદશાહ મારા પર આંધળી શ્રદ્ધા રાખે ને હું તેનો આવો બદલો વાળું તે કેમ ચાલે ? ' સીખરાજ પોતાના વિચારો પર ધીમેથી આવતો બોલ્યો.

' બાહ ! કોણ એને દગો કહે ?' ગુલ તુચ્છકારથી હસીને બોલી. ' વાહ ! શું વાત કરે છે ? શું બાદશાહે તારા પર થોડીક મહેરબાની બતાવી છે તેથી શું તેને તને તારા દેશ સામે હથ્યાર તરીકે વાપરવાનો હક મળી ગયો છે ? શું જેવા સાથે તેવા થઇ તેનો બરાબર બદલો આપવામાં દગો છે ? તારે જોઇએ તો દેશ-દ્રોહી બની આંધળો ગુલામ થા ! તારી મરજીમાં જે આવે તેમ કર. હવડાજ તેં મને કહ્યું કે મારે માટે ગમે તે ભોગ આપીને તું કામ કરવા તૈયાર છે પણ તે બધું ત્યારે જૂઠું જ હતું. સ્ત્રીઓને મરદો હમેશાં એવાં વચનોથી ફુલનજી બનાવી આંધળી કરે છે ને વખત આવે છે ત્યારે તેઓ સફાઇથી ખસી જાય છે. બસ હવે ! ચાલ આપણી મુલાકાતનો છેડો લાવ. તેમ થતાં મારાં જીગર પર છુરી ફરશે પણ દૃઢ ઠરાવ કરી એક બીજાથી છૂટા થવામાંજ ફાયદો છે કેમકે આપણી મરજી વિરૂદ્ધ થોડા વખતમાં તેમાં ભંગાણ પડી તેની આખેરી આવનારજ છે ! '

પોતાના આંસુઓ છુપાવવા જેવો ગુલે પોતાનો ચહેરો ફેરવ્યો કે સીખરાજ બોલ્યો,

' કદીપણ નહિ ! કોઇ પણ ચીજ આ દુન્યામાં હવે આપણને છૂટાં પાડી શકશે નહિ. જો એક પળ આગમજ મેં આનાકાની કરી હોય તો તે કુદરતી હતી, તું જે મારી પાસે માગશે તે આંધળી શ્રદ્ધાથી કબુલવાના મારાં વચનનો ભંગ કરવાનો મને જરાએ ખ્યાલ આવ્યો નથી. હું તે ફરીથી તને જણાવું છું. મને હુકમ કર, તાબે થવા હું તૈયાર છું. '

' તારૂં વચન આપ. '

' એક રાજપુત બચ્ચાનો બોલ પૂરતો છે. તે પૂછવાનું તને શું કારણ છે ? તું અચ્છી રીતે જાણે છે કે તું જે ઇચ્છા કરશે તે સિવાય બીજું કશું હું કદી કરવાનો નથી. જે ચીજ માટે તું અત્યાર આગમજની વાકેફ હોવી જોઇએ તે માટે હવે હું શામાટે વધુ વાર ચુપ રહું ? મને હવે ખુલ્લાં દીલથી તને જણાવવા દે કે તું મને આ દુન્યાની કોઇપણ ચીજ કરતાં, ખુદ મારી જીંદગી અને કીર્તિ કરતાં પણ અધીક વ્હાલી છે. જે પ્યાર ને ભક્તિથી હું તને ચાહું છું તે આલમમાં હશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહતો. પ્યાર શું છે તે આજ સુધી હું થોડો ઘણો સમજતો હતો પણ તે મારી સમજ હાલના મારા જુસ્સા આગળ બચ્ચાંઓના બાળકોના ખેલ સમાન છે. તેં મને જૂદુંજ શિક્ષણ આપ્યું છે તો મને વધુ શીખવ ને મારા જેવા બળવાન પ્યારનો તેવીજ કીસમનો બદલો મળતાં શું થાય છે તે મને જણાવ. દુન્યામાં કોઇપણ ગુલામ પોતાના શેઠનો આંધળો વફાદાર નોકર થયો ન હશે હું તારો થઈ રહીશ. હવે પછી હું અક-

ખર કે કોઇનો માણસ નથી પણ તારો પોતાનોજ છું. ભવિષ્યમાં હું જે કાંઇ પદ્વિ, દોલત ને કીર્ત્તિમાં મેળવીશ તે બધાંનો માલીક તું ને તુંજ છે. તારે જોઇએ તેવી રીતે મારા પરની તારી સત્તાનો સદઉપયોગ કરજે કે ગેરઉપયોગ કરજે. પણ ગુલ, મારી વ્હાલી ગુલ, આપણી જીંદગી રહે ત્યાં સુધી તો હવે તું મારી ને મારી પોતાનીજ થા !'

'નહિ, સીદ્દા' નરમાશથી તેણી તેના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લેતાં બોલી. 'આવી ભાષા સમજવાને હું જરાએ લાયક નથી તેમજ તને પોતાને તેમ બોલવું જરાએ છાજતું નથી. યાદ રાખ કે હું હજી છૂટી થઇ નથી અને તું જાણેછ કે તારા પોતાના પગમાં પણ બીજી બેડી છે.'

'બેડી !' તે ગુસ્સાથી ઉશ્કેરાઇને બોલ્યો. 'હું તે તોડી નાંખીશ. મેં તે અત્યાર આગમજની તોડેલી છે. તેમ જો ન બની શકશે તો જે દીવસે તે મારા પર નાંખવામાં આવી હશે તે દીવસને હું હમેશ માટે શ્રાપિત ગણીશ. અને તું હજી છૂટી થઇ નથી તો હું તને તેમ કરીશ. આપણે ઉત્તરના તે મારા સુંદર દેશમાં નહાસી જઇશું. કાશમીરમાં સીધરાજ રામાનું નામ હજી વિખ્યાત ને સત્તાવાન છે. મારા આશરામાં હોવાથી સા કોઇપણ તને આંગળી બતાવી શકશે નહિ. ખુદ તારો ધણી વટીક તને કાંઇ કરી શકશે નહિ.'

'અને શું તે આશરો મને અકબર અને તેનાં પૂંછડાંઓ સામે ઉપયોગી થશે ?' ગુલે ટગર ટગર જોતાં પૂછયું.

'તેની તથા તેના પૂંછડાંઓની કે દુન્યાના બીજાઓની સામે વટીક !' તુંદ જવાબ મળ્યો. 'કાશ્મીરની સ્વતંત્રતા કેમ બચાવવી તે આપણે જોઇશું. દુન્યામાં તારા ને મારા બચાવ માટે ફક્ત તે એકજ જગ્યા છે તો પછી આપણને મેહનત કરતાં કશી હરકત આવે તેમ નથી.'

'પણ હું તારી થઇ શકું તેમ નથી' ગુલ કાંઇક દુખી અવાજે ધીમેથી બોલી. 'ખરૂં કહું છું કે આજે હવડાં તું જે કાંઇ બોલ્યો છે તે સાંભળતાં મને ભારે ખેદ થયો છે. તું જો આમ ન કરત તો આપણી મિત્રાચારીભરી મુલાકાતો ચાલુ રહત ને પાછળથી સંજોગ આવતાં ધાડા ગાંઠથી આપણે બંને જોડાઇ શકત. હવે તો બધું બંધ કરવું પડશે જોકે તેમ કરવાથી મને પોતાને અસલ દુખ થશે. જા, મારા દોસ્ત, જા ! છેલ્લી સલામ ! મને ભૂલી જજે. તારે પોતાને માટે તેમજ તું મને ખરા પ્યારથી ચાહવાની વાત કરે છે તો મારે માટે તેમ કરવું બહેતર છે ! જા ! મારૂં જીગર ચીરાઇ કપાઇ જાયછ પણ લાચાર છું ! સલામ—મારા વ્હાલા દોસ્ત, છેલ્લી સલામ !'

સીધરાજ ઉઠયો. તેણે પોતાની છાતી પર નિરાશામાં પોતાનું ડોકું નાંખી દીધું, એક બે કદમ તે આગળ ગયો ને બોલ્યો,

'અલબત એકદમ છૂટાં પડવામાંજ સાથી મોટું ડહાપણ છે. હું હવે ખુલ્લું જોઇ શકુંછ કે મારા પ્યારને ધિક્કારી પગ તળે કચડવામાં આવ્યો છે. એ ખરૂં છે કે મારે માટે હવે તારા સિવાય બીજી કોઇ જીંદગી કે જીંદગીનું સુખ રહેલું નથી. છતાં રોજબરોજ તારી મુલાકાત લઇ તને વધુને વધુ પ્યારથી ચહાતાં હું તેની અગનમાં બળી મરી જાહશ. તને ખરાં જીગરથી ચાહતાં તું કોઇ ધિક્કાર ભરેલા અંજાણ્યાની માલેકની છે તે મને અસલ દુખી કરી ગાંડા દીવાનો બનાવી મુકશે. દક્ષિણમાં દખ્ખણના ભાગોમાં લડાઇ જાગી છે. બાદશાહે ત્યાં મોકલવા માટે લશ્કર તૈયાર કરવા માંડયું છે. તેમાં સામેલ થવા હું તેમને અરજ ગુજારીશ ને તે પહાડી મુલકમાં લડાઇના સરોસટ મામલામાં હું સઘળું ભુલી જઇ, છડપી મોતની તલપ કરી

તે અનંત શાંતિ જ્યુકને માટે મેળવી શકીશ.'

'આહ, મારા સીદ્રા' તે વહાલો મીઠો અવાજ ગદગદ કંઠે બોલ્યો. "આટલો બધો જુસ્સો તું શા માટે દેખાડે છે ? એક નબળી સ્ત્રી જે પોતાની અને પોતાના અંતઃકરણ સામે બળતવારીથી થઇ શકતી નથી તે એક પળના જુસ્સામાં તને દૂર કરવા કાંઇ જે ગમે તે બોલી હોય તેથી શું તારે આટલું બધું કરવાનું ? તારા કહેવા પ્રમાણે આપણે છૂટાં પડયે તેમાંજ બેહતરી છે તોપણ—હું તને જવા દઇ શકતી નથી. થોભ, મારા જાન, થોડો વાર થોભ. મારી પાસે મારાં પાસામાં બેસ અને જો કે આ સૌથી છેલ્લો વખત છે, છતાં અત્યાર સુધી જુસ્સા વગરની શાંત વાતોનો લ્હાવો મેં મને ચખાડયો હતો તે એકવાર ફરીથી ચખાડી મારા જીવને લગાર ખુશ કર.'

પોતે શું કરતો હતો તેનો ખ્યાલ સીધરાજ કરે તે પહેલાં તો તે તેણીની બાજુમાં જઇને બેઠો. તેણીએ તેના મન અને શક્તિઓ પર ખરેજ અમુક કાબુ મેળવ્યો હતો. તેણીની ઇચ્છાથી હવે તેણે બાજુમાં પડેલો બીન ઉંચક્યો ને તે પર આંગળાં ફેરવી તેણીએ તેને પોતાના દેશનું એકાદ સુંદર ગાયન ગાવા અરજ કરી હતી તે યાદ કરવા લાગ્યો, ગમે તેટલી કોશેશ છતાં તે શબ્દો એકાદ બે લીટી જેટલા તેને યાદ આવી ગુમ થઇ જતાં હતા. ઘણી કોશેશ છતાં જ્યારે તેનું કશું વળ્યું નહિ ત્યારે તેણે નિરાશ થઇ બીન બાજુએ મુકતાં કહ્યું,

'હું દીલગીર છું કે હું વધુ વિચારે યાદ કરી શકતો નથી.'

'કેમ, મારા ગવૈયા' ગુલ બીને તેનો ગાલ પસવારતી બોલી. 'શું ત્યારે મારે તને બતાવવું પડશે ? પણ ચાલ પહેલાં આપણે જરા દારૂ નોશ કર્યે !' અને તેણીએ બે સોનેરી પ્યાલા ભર્યા. એકમાંથી એક ઘોટ પોતે સીપ કરી તે સીધરાજ આગળ મુકયું ને બીજું પ્યાલું તેના ઘોટ માટે સીધરાજ આગળ ધરી તેમ થતાં પોતે ખાલી કીધું ને તે પછી બુલબુલ જેવા મીઠા સરોદે એવું તો દીલ ઉશકેરનારૂં સુંદર ગાનું ગાયું કે સીધરાજ એકદમ હુશ્યાર થઇ ગયો.

ગુલનું ગાયન પુરૂં થતાં તેણે ને બીન ઉપાડયો ને કવિ કાલીદાસનાં સુંદર કાવ્ય 'ઋતુ વર્ણન' માંથી 'ઉનાળો બેસતાં સુંદરીનું વર્ણન' વાળો ભાગ અતી ઘણા દીલજીત અવાજે લલકાર્યો.

ગાયન પૂરૂં થયું. તેણી ધ્યાનથી સાંભળતી તેની છેક નજદીક આવી હતી. તેણીની આંખો તારાની પેઠે ચમકારા મારો આતુરતાથી તેના તરફ જોઇ રહી હતી. સીધરાજે હવે બીન બાજુએ મુકી તેણીના બંને હાથો પોતાના હાથમાં લઇ તેણીને પોતાની આગળ ખેંચી.

'ગુલ...ગુલ !' તે બોલ્યો. 'ગુલ, કાલીદાસની સુંદરી જેવી તું મારી સાથે થા...હમેશ માટે તું મારી થા !'

ધીમા અવાજે 'મારા જાન...મારા પ્યાર' કરી તેણીના હાથો તેની ગરદન આસપાસ વિંટલાયા.

× × ×

તે સાંજના બે ત્રણ વાર એક કોઇ શખ્સ તે બાગમાંના અંધકારમાં થઇને તે મકાન તરફ ધીમે પગલે જતો જોવામાં આવ્યો હતો. તે ધ્યાનથી ચોપાસ ફરી ફરીને જોતો હતો ને ખાત્રી થતાં આગળે વધતો હતો. ઇન્દુમતીનું કમળ ફુલ તેનાં નાજુક વહાણ સાથે પવનના સપાટાને લીધે પાણીમાં ગબડી પડયું હતું.

## પ્રકરણ આઠ.

### પ્રેમનો ગુલામ.

એકવાર ફરીથી અલ્હાબાદવાળી સુંદરી ભલી ઇન્દુમતીને આપણે દૂર દૂર આવેલા પહાડો તરફ કોઇની ખાસ રાહ આતુરતાથી જોતી હોય તેમ બેઠેલી જોઇએ છે. તેટલા અરસામાં ત્યાં કોઇપણ જાતનો ફેરફાર થવા પામ્યો ન હતો. હમેશની તેજ શાંતિ, પાણીના ખળખળ વહેવાનો તેજ નાદ તથા ઝાડોની તેજ મોટી ભવ્ય ઘટા તેમજ પહાડોનાં મથાળાં પર પડતા તપોટાને લીધે ત્યાંનો એકજ જાતનો દેખાવ ત્યાં ખુલ્લો નજરે આવતો હતો. બધું હજી જેમનું તેમ હતું પણ તે—ઓહ ! તે તો હવડાં સદંતર બદલાઇ ગયો હતો. તે હવે દરબારના કાવાદાવામાં ભાગ લઈ તે મોટાં શહેરની અનેક લાલચોને વશ થયલો જણાતો હતો. શું તે હજી તેનો વિચાર કરતો હશે અને જેમ તેણી દરરોજ પ્રાર્થના પછી તેની છબીને ચુંબન કરી પોતાના દીલને સંતોષ આપતી હતી તેમ તે તેણીની છબી સાથે કરતો હશે ? કુદરતી આ ખ્યાલો તેણીને થયા પણ તુરત તેણીએ તે મનમાંથી દૂર કીધા. તેવો ખ્યાલ વટીક કરવો તેણીને તો અપમાનકારક લાગ્યો. જે માણસને તેણી આટલા બધા અથાગ પ્યારથી ચહાતી હતી; જે તેમની છેલી મુલાકાત વખતે આટલો બધો દીલસોજ ને વ્હાલો હતો; જેણે પોતાનો પવિત્ર શબ્દ તેણીને આપ્યો હતો તથા જે તે પોતાના કાગળોમાં ચાલુ લખ્યા કરતો હતો તેને માટે શકમંદ થવું શું તેણીને યોગ્ય હતું ? ના, ના, તેમ બનેજ નહિ. હા, થોડુંક થયું તેના કાગળપત્રો આવતાં સદંતર બંધ થઇ ગયાં હતાં. ફક્ત એક દીવસ પણ આવી જઇ તેણીને મળવા વિના શું તે આટલો બધો વખત દૂર રહી શકે ! વળી આ ખ્યાલે તેણીને સતાવી, છતાં પોતેજ ધીરજ ધરીકે નવી નોકરીની જંજાળોમાં તે ગુંતાઇ ગયલો હોવોજ જોઇએ એટલે તેને કદાચ થોડા દીવસની પણ રજા મળી શકતી ન હશે. પણ યા ખુદા ! તેનાં વગર કલાકો ને દીવસો કેવા કંટાળા ભર્યા પસાર થતા હતા તથા તેણી કલાકના કલાકો એકાગ્રચિત્તે બેસી રહી તેની કેવી રાહ જોતી હતી.

આ વેળા પણ તેણીની શાંતિમાં ખલલ કરવા તેણીનો બાપ સાલુના ત્યાં અગાસી પર તેણી આગળ આવી ઉભો.

"ઇન્દુમતી' તે હમેશની બેદરકાર ઢબે બોલ્યો. 'આપણે ત્યાં એક પહરોણો આવ્યો છે.'

આહ ! ત્યારે તે આખરે આવ્યો હતો ખેરો ! તે ત્યારે તેણીની રાહ જોતો હશે. તેણીનું જીગર ખુશાલીમાં બાગબાગ થઇ ગયું પણ મોઢા પર તેણીએ તેવો કશો ફેરફાર થવા દીધો નહિ.

'તે પહરોણા એવા છે કે ' સાલુનાએ ગીરાસથી જણાવ્યું. ' જેમની મુલાકાત લેવામાં હને પોતાને માન અને શોભા મળી દરેક જાતની ખુશાળી પ્રાપ્ત થશે. તેઓ શાહજાદા સલીમ છે કે જેઓ પોતાના પિતાશ્રીના હુકમ અનુસાર અલ્હાબાદ ખાતે થોડોક વખત પસાર કરવા પધાર્યા છે.'

દાંત પીસીને ઇન્દુમતીએ પોતાની કડવી નિરાશા જેમ તેમ દબાવી; પણ તેણીથી એક શબ્દ વટીક બોલી શકાયો નહિ.

'કેમ ?' તે બાપે ગંભીર અવાજે પુછયું, '...આ ખબર તને ત્યારે ખુશ ખબર જેવી નથી ? ...જાતનું માન તને હાલ ભોગવવાનું છે તે મેળવવા એવા ઘણાંક છે કે જેઓ પોતાનું સર્વસ્વ ખુશીથી આપી દે. કુદરતી મારી એવી ઇચ્છા છે કે શાહજાદાના કોઇબી પૂછડાની નજર તારીપર પડે નહિ પણ હિંદના આ ભવિષ્યના શાહનશાહની વાત તો સદંતર દીગર છે. એની જો તું મહેરબાની મેળવશે તો મને તેમજ

સીધરાજને તે ભવિષ્યમાં બહુજ ઉપયોગી થઇ પડશે. ચારી પૂંઠે આવ.'

જેવી ઇન્દુમતી પોતાના બાપ સાથે બીજી બાજુના તે ભવ્ય ઓરડામાં ગઇ કે સલીમ જે ત્યાં પોતાની હમેશની બેદરકાર ઢબે ઉભો હતો તે હવે પોતાની હમેશની ફસાહત મુજબ આવકાર આપવા મંદહાસ્ય સાથે આગળ આવ્યો, પણ પોતાની સામે આવી ઉભેલાં અનુપમ સુંદરતાનાં તે નજાકત ભર્યાં પૂતળાં તરફ તેની નજર જતાં તેની બેફીકરાઇ અને પોકળ હિમત હવામાં જાણે પીગળીજ ગઈ. તે તો મૂઢ જેવો બની ડાચું વકાસી જોવા લાગ્યો કે તે કોઇ ખાકી સ્ત્રી હતી કે બહેસ્તમાંની એકાદ અપ્સરા તેને આવકાર આપવા ત્યાં ઉતરી પડી હતી. સરોવર જેવાં કદ સાથે આટલી બધી નમ્રતા તથા અનુપમ ખુબસુરતી સાથનો આટલો લાવણ્ય ને આકર્ષક ચહેરો આજ સુધી તેણે કોઇ પણ સ્ત્રીનો જોયો હોય એવું તેના ધ્યાનમાં આવ્યું નહિ આ કારણે પોતાના રીવાજ મુજબ આગળ વધીને આવકાર આપવાને બદલે તે જ્યાં સુધી સાલુનાએ બંનેની ઓળખ કરાવી ત્યાં સુધી પૂતળાં પેઠે બેઅદબપણે ટગર ટગર ટીકતો ઉભો રહ્યો.

'ભલાં બાનુ' આખરે તેની જબાં ઉપડતાં તે ઘણીજ મીઠાસથી નમીને બોલ્યો. 'તમારા આ નાચીજ પહેરોણાને આવકાર આપવા અત્રે પધારવા તમોએ જે તકલીફ લીધી છે તે માટે હું આપનો ખરાં જીગરથી આભારી થયો છું. આપનાં મુબારક નામ વિષે મેં અનેકવાર સાંભળ્યું હતું અને—' પણ તે અદબ ભર્યો વાક્ય જે તેના હોઠો પર રમી રહ્યો હતો તે તેને બહુજ નિર્જીવ અને અર્થ વગરનો લાગતાં તે થોભ્યો. પણ કાંઇક સારૂં વાક્ય યાદ કરી ન શકવાથી તે નમ્રપણે બોલ્યો. •

'તમો બાનુની જાતી ઓળખ કરવાનું બહુ માન મળવા માટે હું નેહાયત ખુશ છું.'

'તમો નામવરે મારા પિતાશ્રી અને મુજ નાચીજને આપની મુબારક પધરામણીથી આપેલું માન હમો સૌથી કિમતી લેખ્યે છીએ' ઇન્દુમતીનો રૂપેરી ઘંટ જેવો મીઠો નાદ રવ ગાજી રહ્યો. 'મને ઉમીદ છે કે આપનાં પાય તખ્તની મોજમજાહ ને રંગ રાગ સાથે સરખાવતાં અલ્હાબાદ આપને ઘણુંજ શાંત અને સુસ્ત તો નહિજ માલમ પડશે.'

'જો, મારા ભલા મહેરબાન સાલુનાન બખ્તાવાર બેટી અવાર નવાર પોતાની મુલાકાતનું બહુ માન મને આપશે' સલીમ ખર જીગરના જોશથી બોલ્યો. 'તો અલ્હાબાદની મારી મુલાકાત અતી ઘણી કંટાળા ભરી થઇ પડશે એવું માનવાને મને કશુંએ કારણ નથી. તમો હમારાં પાયતખ્ત માટે બોલો છો. અને ઉમીદ છે કે આપ તે બરાબર ઓળખતાં હશો!

'હું કદીબી આગ્રા ગઇજ નથી' જવાબ મળ્યો.

'કદીબી નહિ!' સલીમ અજાયબીમાં ગરકાવ થઇ પૂકાર્યો 'ભલા મહેરબાન સાલુના, તમારા ઢાની બેટી આ દૂર દરાજના કિલ્લામાં પડી રહે તે કરતાં હવે દુન્યાની જાહોજલાલી જોવા પામે તેમ કરવાની હવે તમોને ખાસ જરૂર છે.'

'મારી બેટી જ્યારે પોતાના ધારેલા ધણી ને મારા જગાઇ કે જેને આપ નામવરે બહુજ દીલોજાની ભર્યો આવકાર આપ્યો છે તેના આશરામાં જશે ત્યારે પોતાની મેળે તે વખત આપી પુગશે' સાલુના હસીને બોલ્યો.

આ યાદ શાહજાદાને ગળે ઉતરી હતી કે નહિ તે જાણવું અશક્ય હતું પણ એટલું તો ખરૂં કે સલીમ તે સાંભળતાં કાંઇક વધુ ગંભીર બની ગયો ને તેનાં કાળાં ભવાં પર કાંઇક કરચળી ચઢી. ફરી પાછો જ્યારે તે બોલ્યો ત્યારે તેણે સ-

ફાઈથી તે વાત ફેરવી નાંખી હતી. તેઓ વચ્ચે જૂદી જૂદી બાબતો પર ઘણો વાર વાત ચાલી. તે પછી સાલુનાએ પોતાની બેટીને તેણીના ઓરડામાં જવાની રજા આપવાથી ઘણુંજ માનથી નમી ઇન્દુમતી તે મુલાકાત પૂરી થવાથી ખુશ ખુશ થતી ચાલી ગઈ. શાહજાદા વિષેનો જે ખ્યાલ તેણીનાં મનમાં ફક્ત રહ્યો હતો તે એ હતો કે તે બહું એસ્કી રીતે ઘરેણાં ગાંઠાંમાં ગરક થઇ ગયલો હતો જોકે સલીમ તો ખાસ કરીને દીલગીર થયો હતો કે તે પોતાના દરબારી ઠાઠમાં આ વેળા હતો નહિ. ફક્ત મુસાફરીના પોષાકમાં તે હોવાથી તે પોતાનાં મનને કાંઈક કડુવા દેવા લાગ્યો.

એક કલાક પછી સલીમ, સાલુના અને ત્રીજો શખ્સ તે કિલ્લાના અંદરના એક એકાન્ત ઓરડામાં બેસી વાતો કરતા નજરે આવે .. ઓરડો એવો સગવડ ભર્યો હતો કે ત્યાં બેઠેલાઓ બહારનો દેખાવ જોઇ શકતા હતા પણ બહારનાઓ ના તેમને જોઈ શકતા હતા કે ના તેમની વાતનો અવાજ સાંભળી શકતા હતા. ઓરડાની બાંધણી ખાસ તેવી મતલબનીજ લેવામાં આવેલી હતી. તેઓ ત્રણે કાંઇક અગત્યની બાબત પર મસલેહત કરતા લાગતા હતા, અને અલ્હાબાદની મુલાકાતના વખતમાં સૌથી સરસ યોજના કરવા માંગતા હતા. તે ત્રીજો શખ્સ કોઇજ નહિ પણ દુર્ગાદેવીનો પુજારી ગોરખ યોગી હતો.

'મારા મિત્રો' સલીમે જણાવ્યું. 'જે ભલાં કામ માટે આપણે કોશેશ કર્યે છીએ તે હવે વધુ નજદીક આવતું જાય છે. મને લાગે છે કે હાલની સ્થિતી ને બાબતોનો પહેલાં વિચાર કરવાની આપણને જરૂર છે. તે પછી તે બીજી થી ગોઠવણો કરશું તે બાબે આપણે વિચાર ચલાવીશું. આપણ ત્રણેમાં સાલુના તમો વિશેષ ખબર ધરાવો છો. મારે માટે તો હું કહીશ કે દરબારમાં મારે માટે શક ઉત્પન્ન થયો છે ને હું મારા પિતાજીની ઇચ્છા બલકે કહીશ કે હુકમ અનુસાર તાબેદારી બતાવવા હાં આવ્યો છું. હું જાણું છું ત્યાં સુધી આ બધાંનું મૂળ અબુલ ફાઝલ છે—તેનો પર અલ્લાહના શ્રાપ પડજો! પણ એ દીકરો ભૂલી જાય છે કે એકાદ દીવસ આ બધાંનું સામટું વેર હું મારા હાથોવતી લઇશ. હવે કહો સાલુના, તમારી શી ખબર છે?'

'મારે શરૂઆતમાંજ કહી દેવું જોઇએ કે આપણી ઇચ્છાનુસાર દરેક કામ સરળ ચાલ્યું જાય છે' સાલુનાએ ખબર આપી, 'આગ્રા, દીલ્હી, લાહોર અને બીજાં અગત્યનાં સૂબેદારોના ખરાં દીનચુસ્ત મુસલમીન ઉમરાવો અને નવાબો શાહનશાહ સામે બહુ સખત વિરૂદ્ધ થયલા છે કેમકે શાહ અકબર તેમના બુલંદ ધર્મની કશીએ પરવા કરતો નથી તથા અત્યાર સુધી જે ઘણાક હકો ને છૂટો તેઓ ભોગવતા આવ્યા હતા તે પર તેણે મજબુત કાપ મુકી દીધો છે. રાજ્ય ફેરફારનાં બંડ માટે દરેક આતુરતાથી રાહ જુએ છે કે જેથી તેઓ જેડાઇ પોતાનું વેર લે. આ ઉમરાવોની જોડેજોડ ઘણા ઉંચા દરજ્જાના લશ્કરી મનસબદારો પણ જોડાયલા છે. અલબત આ બધું એકત્ર કરવામાં અબદુલ કાદીરની મદદ આપણને બહુજ ઉપયોગી થઈ પડી હતી પણ તેના પરજ એકલી શ્રદ્ધા રાખી બેસવામાં આપણું કશુંએ વળે તેમ નથી. તે તો ખુલો થઇને બહાર પડવા ... છે અને કોઈ કોઇવાર દગો તેની છાતીએ ... આવી તે નિરાશ બની જાય છે. આવાં માણસ ... આંધળો વિશ્વાસ મુકવામાં કોઇપણ જાતનો ફા... નથી કેમકે તે તરાપો અધુધરે ડુબાડી મારે ... છે.'

'અને તમ... ભત્રીજે?' સલીમે પૂછ્યું.

'તે તો આપણામાંનોજ થઈ ગયો છે. તેને કેવી રીતે આપણા-પક્ષમાં લેવામાં આવ્યો

કે તે જણાવવાની કશી જરૂર નથી. કોઇપણ રીતે આપે તેની મદદ મેળવી છે એટલે બસ છે. મેં તો પહેલાં તેને અકબર પર જાસુસી કરવા રાખવા ધાર્યો તોપણ તુરત મારી ખાત્રી થઇ કે તે પાણીએ મગ ચડે તેમ નહતું. કલુસાની મહેરબાનીએ પોર્યો સીધો સીધો ને વ્યાજબી રીતેજ કામ કરનારો થઇ રહેલો છે. અધુરામાં પૂરૂં પહેલીજ મુલાકાતમાં અકબર તેનાં માન અને વખાણ મેળવી શક્યો છે. એ બન્ને જાણે એકમેકના મિત્રો જેવા થઇ ગયા છે. પણ હજુપણ તે આપણને બીજી રીતે જરૂરજ ઉપયોગી થઇ પડશે. તેને મનસબદારનો ઓદ્ધો આપવામાં આવ્યો છે ને જલદીથી તે વધુ આલા દરજ્જા પર જવાની દરેક વકી છે. એટલે જ્યારે આપણી ગણત્રી મુજબનો વખત આવી પુગશે ત્યારે તો તે રાજપુતોનાં મોટાં લશ્કરનો વડો થઇ પડશે. કાશ્મીરમાં તો હજી તેનું નામ સત્તાવાન છે. આપણી યુક્તિ મુજબ દરેક ચીજ હાર પડતાં તેની મદદ આપણને બીશક અતી કિમતી થયા વિના રહેવાની નથી. ઠેરવેલે વખતે તે પોતાનું લશ્કર પાછળ હઠાવી તે બાદશાહી લશ્કર પર તૂટી પડશે અને તુરતજ તેની પૂઠે બીજા રાજપુતો ને પઠાણો તેમ કરશે. '

'પણ કાશ્મીરને લગતી તે યુક્તિ શું છે?' સલીમે ફરી પાછો સવાલ કર્યો.

'મને લાગે છે કે એ કરતાં કાંઇ વધુ બહેતર બીજું થનાર નથી' જવાબ મળ્યો. 'સાં અંદરખાને આપણી ઉશ્કેરણીથી થતી મારામારી ને કાપાકાપીની બાબત એક હદે આવી ગઇ છે. ત્યાં બંને પક્ષ એકમેકના રોટા પીસી લુટફાટ ચલાવે છે. આપણી તરફની વધુ ઉશ્કેરણી થતાં આ બંડખોરો હવે પોતાનો દેશ છોડી આલુંબાલુંનો અકબરનો મુલક પણ લુંટવા લાગ્યા છે. આ થવાથી ઉત્તર તરફ જઇ કાશમીર છતી ત્યાં હમેશ માટેની સુલેહ પાથરવાનું બહાનું અકબરને અચ્છું મળી ગયું છે. તેનું લશ્કર તૈયાર થયું છે અને હું જો મારી ગણત્રીમાં જરાએ થાપ ખાતો ન હોઉં તો લશ્કરના વડા તરીકે તેઓ પોતે જનાર છે. પોતાની જન્મગાંઠનો વાર્ષિક મહોત્સવ અત્રે ભારે ધામધુમથી ઉજવ્યા પછી તેઓ આગ્રા છોડી જનાર છે. જ્યારે લડાઇ શરૂ થશે ત્યારે આપણો સીધરાજ ને બીજા મદદગારો બાદશાહથી એકદમ છૂટા પડી જઇ કાશમીરનાં લશ્કર સાથે જોડાઇ જશે. એટલે અકબર તો સલામતી માટે પાછળ હઠવાના કામમાંજ ગુંતાઇ જશે. તે અરસામાં આપણી ટોળી આગ્રા ખાતે તમો નામવરને શાહનશાહ તરીકે જાહેર કરશે અને કિલ્લા તથા ખજાનાનો કબજો લેશે. એટલે એક બાગી એમ માન્યે કે અકબર જો કાશમીરથી સલામત પાછો ફરશે તો લાં આવતાં તેને ખુનખાર જંગ કરવું પડશે. તેનું થાકેલું તે હેરાન થયલું લશ્કર આપણી સામે કશું કરી શકવાનું નથી. પારણામ એ આવશે કે તેને પોતાના વડા બેટાની તરફેણમાં પોતાની ગાદીનો હક સોંપી દેવાની ખાસ ફરજ પડશે.'

'અલબત બધી ગણત્રી તો વ્યાજબી કરી છે અને તે બધી આપણા અસલ પ્લાનને બંધબેસતી છે' સલીમ હસીને બોલ્યો. 'હું હવે ભારે ખુશાલીથી જોઇ શકું છું કે તે વખતે તદન નજદીક આવી રહ્યો છે. તે છતાં ભલા મારા એક સવાલનો ખોલાસો કરો. આપણી યુક્તિઓ કોઇમી મારફતે અકબરને જણાઇ જાય તેની શું કશી ધાસ્તી નથી? શું દરેક ચીજ બહુજ સાવચેતીથી તૈયાર કરેલી છે? દાખલા તરીકે કાશ્મીર મોકલેલો પેલો કાગળ ધારો કે તે બીજાના હાથમાં ગયો હોત તો?'

'તે કાગળ તો તેને ધારેલે મથકે સલામત પહોંચીબી ગયો છે' સાલુનાએ હસીને જણાવ્યું. 'તે કોણ લઇ ગયું હશે તે માટે શું ધારોછો! તમોને તો સ્વપ્નેબી ખ્યાલ આવે નહિ. કલુસા

પોતે તે કાગળ લઇ ગયો છે.'

'કેવી બેઅદબ ગુસ્તાખી!' સલીમ ચોંકીને પૂકાર્યો.

'એક જરા પણ નહિ' ઠંડે કલેજે જેવાબ મલ્યો. 'તે ભલો શખ્સ પોતે શું લઇ જતો હતો તેની તેને સહેજે ખબર નહતી, સીધરાજે પોતે તે તેને આપ્યો હતો અને તે પોતે પણ તેમાં શું હતું તેથી ખાસ કરીને અજાણ હતો. તે સલામત પુગાડવા માટેના છટકામાં તેને આબાદ સપડાવવામાં આવ્યો હતો એક બાગી તેણે કાગળ ખોલીને વાંચ્યો પણ હોત તોએ તેને કશી ખબર મળત નહિ અને આપણી પર તો કોઇપણ જાતનો શક આવતજ નહિ કેમકે આપણા કોઇનાં નામો તેમાં હતાંજ નહિ.'

'શા—બાશ!' સલીમ પેટ પકડીને હસતો હસતો બોલ્યો. 'ભલા સાલુના, તમારી ખુશખબર માટે હમો તમારા ખરાં જીગરથી આભારી થયા છે; પણ આપણા ભલા ગોરખ આ કામમાંનો પોતાંનો હિસ્સો જણાવવાની મહેરબાની નહિ કરે?'

[વધુ આવતા અંકમાં]



# ઔરંગઝીબ.



## ( મોગલ ઇતિહાસ પર નવિન અજવાળું ).



### પ્રોફેસર જે. એન. સરકારનાં પુસ્તકમાંથી ખાસ પરવાનગીથી રસમય ચુંટણી.



( ગુલશન માટે ખાસ ).



#### શરૂઆત.

ઇતિહાસનો એકેએક અભ્યાસી તેમજ સ્કુલે શીખતું નાનું બાળક ઔરંગઝીબની તવારિખથી જાણકાર છે. આ તવારિખ બહુ અધુરી છે એ જાણીતી વાત છે. મુસલમીન તવારિખ નવેશો હિંદુસ્તાનમાં થઇ ગયલા મુસલીમ શાહનશાહોમાં સૌથી ચેઢતો દરજ્જો ઔરંગઝીબને આપે છે. મહાન અકબર કરતાં પણ તેઓ તેને વધુ મોટો ગણાવે છે કેમકે અકબર જ્યારે દરેક ધર્મપર એકસરખી નજરે જોઇ ભાઇબંધીનો વધારો કરતો હતો ત્યારે ઔરંગઝીબને પોતાના ધર્મનું અવિળું ઝનૂન હોવાથી તેણે પારકા ધર્મવાળાઓપર આગાબ ગુજારવાનું બાકી રાખ્યું નહતું. ઔરંગઝીબે પોતાના હાથમાં દીલ્હીની ગાદી કેવી રીતે મેળવી તે ફરેબ અને ફંદ સૌ કોઇ જાણે છે. અત્રે તે વિસ્તારીને જણાવવાની હું જરૂર જોતો નથી. પાછળથી બની શકશે તો તેમાંના ઘણા રસમય બનાવો રજુ કરીશ. મહાન અકબરને તેની જીંદગીમાં સતાવવાનું તેના બેટા સલીમે ઓછું કર્યું નહતું. સલીમે બંડ વટીક ઉઠાવ્યું હતું. પરિણામ એ આવ્યું કે સલીમ જેહાગીરના નામે ગાદી પર આવ્યા પછી તેની જીંદગીમાં તેને દીકરાઓનું સુખ મળ્યું નહિ. તેના દીકરા શાહજહાંએ બે વાર તેની સામે બંડ ઉઠાવ્યું. શાહજહાં ગાદી પર આવવા પછી તેનો બી તેવોજ હાલ થયો. તેના ચાર દીકરા હતા. વડા બેટાને પોતાની પાસે રાખી તેણે ત્રણેને જૂદા જૂદા પ્રાંતોની સુબાગીરી સોંપી હતી. આ પછી બાદશાહ બીમાર પડતાં અંધાધુંધીનો લાભ લઇ ત્રણે ભાઇઓ ગાદી મેળવવા વડા ભાઇ પર ચઢી આવ્યા. દારાએ પોતાના ભાઇ શુજાને તો હરાવ્યો પણ ઔરંગઝીબે ફરેબ કરી પોતાના ભોળા ભાઇ મુરાદને બનાવી પોતાની સંઘમાં લીધો અને બંનેએ મળી દારાને બે લડાઇમાં હરાવી આગ્રા પર ઘેરો ઘાલી તે લીધું ને પોતાના બાપને કેદ કર્યો. હવે ઔરંગઝીબે કાંઇ તાલ તજાવત કરી મુરાદના લશ્કરને પોતાની પક્ષમાં લઇ મુરાદને જીંદગીભર કેદમાં નાંખ્યો અને ત્યારેજ દીલ્હીના શાહનશાહ તરીકે પોતાનો

રાજ્યાભિષેક કરાવ્યો. આટલી ટુંક વિગત રજુ કરી હું હવે ઔરંગઝીબના રાજ્યની શરૂઆતના મૂળ મુદ્દાઓ પર આવીશ.

## સાહદત.

આ ત્રીજું વોલ્યુમ કે જેમાંનો અત્રે ઉતારો કરવામાં આવનાર છે તે તૈયાર કરતાં પ્રોફેસર સરકારને લગભગ સાડાત્રણ વર્ષ થયાં છે. આ પુસ્તક કાંઇ અસાઇટપ્પે લખવામાં આવ્યું નથી પણ ફારસી, મરાઠી ને અંગ્રેજી લેખોનો ખાસ કરીને આધાર લેવામાં આવ્યો છે ને દરેક બનાવની જરૂર કરીને સાહદત આપવામાં આવી છે જેથી કોઇપણ જાતના વસવસાનું કારણ રહે નહિ ને તેના લેખક સામે ખોટી ધૂળ ઉરાડવાનું કોઇ અજ્ઞાનોને બને નહિ.

## રાજ્યના બે વિભાગ.

ઔરંગઝીબના રાજ્યના મુખ્ય કરીને પચીસ પચીસ વર્ષના બે ભાગ થયલા છે. જેમાંનો પહેલો ભાગ તેણે ઉત્તર હિંદુસ્તાનમાં ગુજાર્યો હતો ને બીજો દક્ષિણમાં ગાળ્યો હતો. શરૂઆતમાં બધી ધમાલ ઉત્તર તરફજ હતી. તે વેળા દક્ષિણ કશી ગણત્રીમાં હતુંજ નહિ, તે પછી શાહનશાહ પોતાની દરબાર, કુટુંબ અને લશ્કરના મોટા ભાગ સાથે દક્ષિણમાં આવી વસ્યો હતો એટલે પાછલા ભાગમાં ઉત્તરનો ભાગ બીન અગત્યનો જેવો થઇ ગયો હતો, અલબત રાજ્યસત્તા ત્યાં ચાલુ હતી પણ શાહ દખ્ખણમાં હોવાથી દીલ્હી, આગ્રા અને લાહોરની ભવ્યતા સદંતર ઓછી થઈ ગઇ હતી. આ મોટાં શહેરો ઝુરતાં ઝારતાં થઇ પડયાં હતાં. દખ્ખણમાં શાહના અમીર ઉમરાવો સાથે રહેવાથી ઉમરાવો એટલા બધા કંટાળી ગયા હતા કે તેઓમાંના એકે બાદશાહ જો તેને એક વર્ષ દીલ્હી ખાતે રહેવાની પરવાનગી આપે તો તે એક લાખ રૂપ્યા તીજોરીમાં ભરવા તૈયાર થયો હતો. રાજપુત સીપાહો પોતાનાં વતન અને કુટુંબથી દુર પડી જવાથી પોતાની ઓલાદ માટે ચિંતામાં પડી ફર્યાદ કરવા લાગ્યા. વડા વજીરે પણ કુનેહથી બાદશાહને સમજાવ્યો હતો કે દખ્ખણમાં જીત મળી હતી એટલે ફતેહ સાથે દીલ્હી જવામાં કશી અડચણ નહતી પણ જીદ્દી ઔરંગઝીબ જરાએ સમજ્યો નહિ. તે તો મરાઠાઓને ખીલા ઉપાડ કરવા માંગતો હતો. તેમાં તે ફાવ્યો નહિ ને આખરે ત્યાંજ મોતને શરણ થયો.

## ઉત્તરમાં આફત.

બાદશાહ દખ્ખણમાં જઇ વસ્યો તે વેળા ઉત્તર તરફ શરૂઆતમાં તો બધું સરળ રીતે ચાલ્યા કર્યું પણ ધીરે ધીરે બાદશાહની નજર ઓછી થવા સાથે સુનંદા અમલદારોને દખ્ખણ તરફ જવું પડવાથી ત્યાં અંધાધુંધી શરૂ થઇ હતી. પ્રજા ગરીબ થતી ગઇ અને શ્રીમંત વર્ગ નીતિ-રીતિમાં બહુજ ઉતરતી પંક્તિપર આવી જઇ ભ્રષ્ટ થવા લાગ્યો. તે પછી કેટલાક ભાગોમાં મારામારી ને કાપાકાપી શરૂ થઇ અને અઢારમાં સૈકાની ઉત્તર હિંદની તે "મોટી ખુનરેજી" તરીકે અચુક ગણાય. ઔરંગઝીબની જીંદગીનાં છેલ્લાં વર્ષોમાં ઉત્તર હિંદુસ્તાન તેને મનથી દખ્ખણની લડાઇઓ માટે જોઇતા પૈસા મેળવવાનું ફક્ત એક સાધન જેવું હતું.

## શરૂઆતની ખુનરેજી.

ઔરંગઝીબના પહેલા અરધાં રાજ્યની ઉન્નતી તપાસ લેતાં પહેલાં તેની અંગત હિલચાલો વિગતો અત્રે ટુંકમાં રજુ કરીશ. તા. ૧૩ મે ૧૬૫૯ ના દીને પોતાના રાજ્ય પછી બીજે વર્ષે તેનો ભારે ઠાઠમાઠથી રાજ્યાભિષેક થયો. આગ્રામાં શાહજહાં કેદી હોવાથી ઔરંગઝીબ દીલ્હીમાં રહી કામ કરતો હતો. તેનાં લશ્કર ને સરદારોએ બધે બધ ફતેહ મેળવી હતી. દારાને ૩૦ ઓગષ્ટ ૧૬૫૯ માં મારી નાખવામાં આવ્યો; તે પછીના બે માસમાં સુજાને હિંદની બહાર

કાઢવામાં આવ્યો. મુરાદબક્ષ ને સેપેરશીકોહ ( દારાનો બેટો ) કેદમાં હતા. દારાનો વડો બેટો સુલેમાન હજી છૂટો હતો પણ તેના મદદગારે તેનેબી સપડાવી બેડી ઘોકી દીલ્હી મોકલ્યો (૨૭–૧૨–૧૬૬૦ ). બીજે વર્ષે મુરાદને મારી નાંખવામાં આવ્યો ( ૪–૧૨–૧૬૬૧ ). તે પછીના બે માસમાં સુલેમાનનો જાન ગયો. બાદશાહનો સૌથી વડો બેટો મહમુદ સુલતાન પોતાના કાકા સુજાને જઇ મલ્યો હતો. પણ તેને જલદીથી પાછો લાવવામાં આવ્યો ( ૮–૨–૧૬૬૦ ). અને તેની જીંદગી તુલીક એક કિલ્લામાં કેદી તરીકે રાખવામાં આવ્યો.

### ઉડતી તપાસ.

ઈ. સ. ૧૬૬૦ થી ઔરંગઝીબે દીલ્હીમાંજ પોતાનો મુકામ કર્યો અને દુન્યાના જે ભાગોમાં મુસલીમ સત્તા હતી ત્યાંના ડેપ્યુટેશનોની મુલાકાત લેવામાંડી. આ પરદેશી પહરેણાને આંજી નાંખવા માટે તેણે પૈસાનો એવો તો જબરો ધુમાડો કર્યો કે જેથી બધા અંજાઇ ગયા. ૧૬૬૧ ના ફેબ્રુઆરીમાં સૌથી પહેલી મંડળી આવી તે અકટોબર ૧૬૬૭ સુધી ચાલુ રહી. સાત વર્ષના ઓછા ગાળામાં મુલાકાત લઇ પોતાના એલચીઓ મોકલી આપવામાં બાદશાહે ૨૧) લાખથી વધુ રૂપાનો ખરચ કર્યો, જ્યારે અગ્યાર લાખ રૂપા તો કાશગરના રાજાએ ઈ. સ. ૧૬૬૮ માં હિંદુસ્તાનમાં આશરો લીધો હતો તેનેજ ફક્ત આપ્યા હતા. રાજ્યગાદી પર આવ્યાં પછી પાંચમે વર્ષે ( ૮–૧૨–૧૬૬૨ ) તે દીલ્હી છોડી કાશ્મીર ગયો. અને ૧૯–૧–૧૬૬૪ ને દીને ત્યાંથી પાછો ફર્યો. ફેબ્રુઆરી ૧૬૬૪ માં શાહજહાં આગ્રામાં મરણ પામ્યો. જ્યાં સુધી શાહજહાં જીવતો હતો ત્યાં સુધી ઔરંગઝીબે આગ્રાના નામ પર ફુલો મુકયો હતો પણ બાપની નડતળ દુર થયા પછી ફરી પાછો આગ્રા ખાતે ( માર્ચ ૧૬૬૬ ) માં તેનો અતી ઘણા ભભકામાં રાજ્યાભિષેક થયો. નવેમબર ૧૬૬૨ માં કાશ્મીર જવાની તૈયારી કરતાં તેણે આગ્રાના કિલ્લામાંનો છેલા ત્રણ બાદશાહોનો સંગ્રહેલો ખજાનો ખસેડી સલામતી માટે દીલ્હી લઇ ગયો હતો તે પાછો આગ્રા જાથુક માટે રાખ્યો. તે ખજાનાના ૧૪૦૦ ગાડાં ભરાયાં હતાં.

ઈ. સ. ૧૬૭૪ માં આફ્રિદીઓએ પેશાવર નજીક મોટો ઝઘડો બરપા કરવાથી બાદશાહને ત્યાં જવુ પડયું. ૧૬૭૯ ની શરૂઆત મહારાજા જશવંતસીંહ મરણ પામવાથી જોધપુરનું રાજ્ય પોતાની સાથે જોડવા બાદશાહ અજમેર ગયો પણ રાથોડોએ જશવંતસીંહના બેટા અજીતસીંહને કુનેહથી બચાવી લઇ મારવાડમાં બંડ ઉઠાવ્યું જે બાદશાહ સમાવી શકયો નહિ. આ પછી બાદશાહે હમેશને માટેજ દીલ્હી છોડયું. બે વર્ષ તે રાજપુતાનામાં રહ્યો ને ત્યાંથી નીકળી દખ્ખણ તરફ ગયો જ્યાં તેણે પચીસ વર્ષ સુધી સખત મેહનત કરી પોતાનો જાન પણ ત્યાંજ આપ્યો.

### બાદશાહની માંદગી અને દ્રઢતા.

પોતાના રાજ્યના પાંચમાં વર્ષમાં ઔરંગઝીબ અચાનક માંદગીને બીછાને પડ્યો, જે બીમારી કામ કરવાની તેની જીદ ને ધર્મના ફરમાનોને વળગી રહેવાની તેની ચીવટાઇને લીધે વધારી વધી ગઇ. ( ૧૦ એપ્રીલથી ૯ મે, ૧૬૬૨ ) રમજાનના આ દીવસો સખત ગરમ અને લાંબા હતા. આ અપવાસનો માસ હોવાથી બાદશાહના પોતાની તરસ છીપાવતો કે ના દીવસના બીછાને સુતો. તે તો આંખો વિંચીને કામ કરતો...જૂદી જૂદી બાબતોની તપાસ કરતો ને હમેશની પેઠે પોતાની નેમાજ પઢવાનું ચુકતો નહિ. તેની જીંદગી પૂરી થતાં રુખરાત થઇ જતી હતી. તે પછી તે જે ખાનું લેતો હતો તે બંહુ

થાડું ને સુતરૂં હતું. આ પવિત્ર મહિનાના રૈવાજને વળગી રહી તે કામ કરતો હતો. રાતના પણ તે બંદગી કરતો ને તેમ કરતાં ટોપચાં વળગી જતાં તો જાગ્રત થતાં તેના હાથમાંની હારડીના દાણા તે ફેરવતો હતો. થોડી ઉંઘ ને પુરતા ખોરાક વગર તથા સખત ગરમીને લીધે તે નબળો પડી ગયો ને તેનાં આખાં શરીરે દર્દ થવા લાગ્યું. રમઝાન માસ પૂરો થવા છતાં તેણે પોતાના આત્માને આરામ આપ્યો નહિ અને નબળી તબ્યત છતાં સખત કામ કરવાની તેણે જીદ કીધી. ૧૨ મી મે ને દીને તેને સખત બેમાર થઇ તે છતાં તે મુલાકાતના ઓરડામાં ગયો પણ ત્યાંથી તેને જનાનખાનામાં ચાલી જવું પડ્યું. બીજે દીવસે બેમાર વધી ગઇ. હકીમોએ તેની નસ ખોલી લોહી ઘણું કાઢવાથી તે વધુ નબળો થયો. તે ભારે અફાડજીક કરવા લાગ્યો. કોઇ કોઇવાર તે બેભાન થઇને પડતો તો કોઇવાર મોતનું ઠંડું ઝાકળ તેના ચહેરા પર ફુટી નીકળતું. રડતી સ્ત્રીઓ તેનાં બીછાના આગળ ઉભી રહી કઇ પળે તેનો જાન જાય છે તે તપાસવા લાગી. બધેબધ અંધાધુંધી ફેલાઇ ગઇ. તેના દીકરાઓ ગાદી મેળવવા માટે હરીફાઇ કરવા લાગ્યા. તેની બહેન રોશનઆરા જે ઝનાનામાં સર્વોપરી હતી અને જેની મદદ ઔરંગઝીબને પોતાના ભાઇઓ સામેની લડાઇમાં કીમતી થઇ પડી હતી તેણી ખડે પગે તે બીમારની બરદાસ્ત કરતી હતી. પોતાના અંગત [illegible] સિવાય બીજા દરેકને તેણીએ તે બીમાર આગળથી દુર કર્યાં હતાં. ઔરંગઝીબના વડા બેટાની મા તે તેની પહેલી મહોરદાર નવાબબાઇનો ચોટલો ધરી તેણીના ધણીના ઓરડામાંથી એંચી કાઢવામાં આવી હતી. ભયાનક ખુનરેજી ને આફત ફેલાવાની દરેકને ધાસ્તી લાગી. પાંચ દિવસ સુધી તેવીજ બીમારી રહી. છઠ્ઠા દિવસે ઔરંગઝીબે દ્રઢ મન કરી બહાર દેખાવ આપ્યો.

સાતમે દીવસે તેણે ઉમરાવોની મુલાકાત લીધી. તે પછી બીમારી એક માસ રહી પણ કોઇને ગભરાવાનું કશું કારણ રહ્યું નહિ. તા. ૨૨ મે ને દીવસે તે પોતાનાં તખ્ત પર બેઠો ને બે સુક્રવાર સુધી લાગત તે જામે મસ્જીદમાં જાહેર રીતે નેમાઝ પઢવા ગયો. તે જો ઓછી જેહમત કરત તો જલદીથી સારો થાત પણ તે તો દીલમાં તાવ સાથે બહાર નીકળતો ને કામ કરતો હતો. તેથી ઘણોજ ધીમો આરામ તેને થયો. તેની દ્રઢતા ને ગજબ જેવી હિમતને લીધે હિંદમાં ખુના મરકી ફેલાતી સાફસાફ અટકી ગઇ હતી. તેનાથી બધા ડરતાં હતા તેજ કારણે જ્યાંસુધી તેનાં મોતની પાકી ખબર સાંભળે નહિ ત્યાંસુધી આગળ પગલાં ભરી શકતા નહતા. પોતાની તબ્યતના સુધારા અર્થે તેને કાશ્મીર જવાની ખાસ સલાહ મળી હતી.

## કાશ્મીરની મુલાકાત.

ઔરંગઝીબે પાછળથી કોઇબી વખતે કાશમીરની મુલાકાત ન લીધી હતી તેનાં કારણમાં એવું જણાવવામાં આવે છે કે તેની પહેલી મુસાફરીમાં ભયાનક અકસ્માત બનતો સહજમાં બની ગયો હતો. "પીર પંજાલની ખીણમાંથી પસાર થતાં એક હાથી ધાસ્તીથી બેબાકળો બની પાછો ફર્યો ને વરઘોડાની પેઠે તે બીમાર તરફ દોડ્યો. તેના અસાધારણ હુમલાથી કેટલીક હાથણો ને માણસો ખાઇઓમાં ગબડી પડ્યાં. ત્યાં તેમનો એવો તો ભુકો થઇ ગયો કે તેમનું એક હાડકું પણ સલામત રહ્યું નહિ. બાદશાહને આ ખબર મળતાં તે ઘણો દીલગીર થયો ને ફરી તેણે કાશ્મીર જવાનો વિચાર કર્યો નહિ.

## ફેરફંદાની ગડબડ.

આ પછી ઔરંગઝીબ અને તેના સરદારોએ ક્યાં ક્યાં ને કેવી કેવી જીતો મેળવી તેની વિગતવાર નોંધ આપે છે પણ તેની ટુંકી નોંધ ઇતિ-

કીસોમાં હોવાથી હું ત્યાં તે રજુ કરવા માંગતો નથી. બધા મોગલ બાદશાહોની પેઠે ઔરંગઝીબ છોકરાઓની બાબતમાં અસુખી હતો. તેને ધાસ્તી હતી કે રખે તેના મરહુમ પીતાની ભવિષ્યવાણી તેના બાબમાં ખરી પડે કે જેની ચાલ તેણે પોતાના બાપ તરફ ચલાવી હતી તેવીજ ચાલ તેના દીકરાઓ તેની તરફ ચલાવશે. આ ભય સામે તેણે આખી જીંદગી તુલીક પ્રપંચો ખેલ્યા હતા અને પોતાના બેટાઓ તરફ શકમંદ રહી તેમના પર જાસુસો રાખ્યા હતા. એટલુંજ નહિ પણ તેમની દરેક હીલચાલોની બારીક ખબર તે રાખતો હતો અને જરાએ ખામી જણાતાં તેમને સખત ઠપકો આપી દાબીજ મુકતો હતો. તેનો વડો બેટો મહમુદ સુલતાન ૮ જુન ૧૬૫૯ માં તેનો આશરો છોડી તેના ભાઇ શુજાને જઇ મળ્યો હતો. તે આઠ મહિના પછી બાપના આશરામાં આવતાં તેને ગ્વાલ્યરના કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. કોઇ કોઇ વાર બાદશાહ ચિતારાને મોકલી તેની છબી ચિતરી મંગાવતો હતો. બાપ આ રીતે પોતાના બેટાની તબ્યતની ખબર રાખતો હતો. બાર વર્ષ પછી નસીબ દેવી તે અભાગ્યા જવાનપર પ્રસન્ન થઇ. ૧૬૭૨ ના ડીસેમ્બરમાં તેને દિલ્હીના કિલ્લા સલીમગઢમાં લાવવામાં આવ્યો ને ત્યારેજ બાદશાહે તેની મુલાકાત લીધી. ઔરંગઝીબ સુલતાનને દરબારમાં લાવી પોતાના બીજા બેટા મહમદ મુઆઝમની આશાઓ ભ્રષ્ટ કરવા માંગતો હતો જે વડા ભાઇની બદબખ્તીનો લાભ લઇ પોતે ગાદી વારેસ જેવો પોતાને ગણી બેઠો હતો, પણ તેની હાલચાલ ચાલચલણ ઔરંગઝીબની પસંદગી પામી નહતી. મહમુદ સુલતાન છુટો થતાં શાહી મહેરબાનીને લીધે ખુબ મજાહ કરવા લાગ્યો. તેને ૧૬૭૨ ના ડીસેમ્બરમાં મુરાદની બેટી દોરતદાર બાનુ સાથે તથા ૧૬૭૫ ના ડીસેમ્બરમાં કીશનાવારના પહાડી રાજાની બેટી બુતદેવી બાઇ સાથે પરણાવવામાં આવ્યો. શાહી વારેસ તરીકે તેજ રહે તેમ જણાતું હતું તેવામાં કમનસીબે ૩-૧૨-૧૬૭૬ માં તેનું મરણ થયું.

વડા ભાઇના મરણ પછી બાદશાહના જમણા હાથ પરની બેઠક મુઆઝમને મળી જે ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગઝીબ પછી બહાદુરશાહના નામ હેઠળ ગાદીપર બેઠો હતો. વીસ વર્ષની વયે આ જવાનને દખ્ખણના સુબા તરીકે મોકલવામાં આવ્યો હતો જ્યાં તે દશ વર્ષ રહ્યો હતો. તે અરસામાં અવારનવાર પોતાના બાપને મળવા આવતો હતો. ઇ. સ. ૧૬૭૦ માં તે જંજાળમાં આવી પડયો. એમ કહેવામાં આવે છે કે ખુશામતીઆઓની ઉશકેરણીથી તે જવાન ઘણો ઉદ્ધત ને સ્વતંત્ર ખ્યાલનો થઇ ગયો હતો. બાદશાહની કાગળોની અસર ન થવાથી તેણે શાહજાદાની માતા નવાબ બાઇને તેને ઠેકાણે લાવવા મોકલી અને તે સાથે એક અમલદારને મોકલી સખત ઠપકો કહાવ્યો. તપાસમાં જણાયું કે મળેલી ખબર કેવળ ખોટી હતી. શાહજાદો તો પોતાના બાપ તરફ વફાદાર હતો. તે જવાને નમ્ર અને દીલસોજ પત્ર લખ્યો કે તુરત બાદશાહે તેને પાછો પોતાની મહેરબાનીમાં લીધો. તે છતાં તેનાપરથી શક ઓછો થયો નહિ કેમકે શીવાજીને તાબે કરવામાં તે ફાવ્યો નહતો તથા તેના ઉદ્ધત મદદનીશ દીલીરખાન સાથે તેને ચાલુ ઝઘડો થતો હતો. તેને ૧૬૭૩ ના જાન્યુઆરીમાં સુબાગીરીથી ખસેડવામાં આવ્યો અને બાદશાહે સુલતાનને પોતાની મહેરબાની લઇ બતાવ્યું કે તે પોતે ચાહે તેમ કરી શકે જેને જોઇએ તેને ચડાવી શકે તેમ હતું. તા૦ ૧૫-૧૦-૧૬૭૫ ને દીને તેને શાહ આલમનો મોટો ખેતાબ આપવામાં આવ્યો ને તે પછી તેણે બાદશાહની મહેરબાની ઘણી અચ્છી રીતે ભોગવી. ગોવલકોંડાના ઘેરા વખતે શાહ આલમનો દુશમન સાથનો પત્રવ્યવહાર પકડાઇ ગયો જે પરથી જણાયું કે

પૈસાની લાંચ લઇ તે જવાને લડાઇના કામમાં ઢીલ નાંખી હતી. હૈદ્રાબાદની લુંટનો ખજાનો શાહી ખજાનામાં મુકવાને બદલે તે પોતે ગદારી ગયો હતો એવું તોહમત તેનાપર મુકાતાં તા૦ ૨૦-૨-૧૬૮૭ ને દીને તેને તેના દીકરાઓ સાથે પકડી કેદમાં નાંખવામાં આવ્યો. તેની માનીતી બેગમ નુર-ઉન-નીસાને બાદશાહના હુકમથી જનાનખાનાના ખોજાઓએ અપમાન કર્યું ને તેણીનું છૂટાપણું ખુંચવી લીધું. તેણીની દોલત લઇ લેવામાં આવી ને તેણીના વડા નોકરને રીબાવી રીબાવી મારી નાંખવામાં આવ્યો. શાહઆલમ પરનો કાબુ ઘણીજ રમુજી પણ સંભાળભરી રીતે ધીમે ધીમે ઓછો કરવામાં આવ્યો. તા૦ ૯-૫-૧૬૯૫ ને દીને તેને છૂટો કરી મુલતાન અને ત્યાંથી અફ્ઘાનિસ્તાન સુબા તરીકે મોકલવામાં આવ્યો. તે બહાદુર કે મગરૂર હતો નહિ. તેનો જુસ્સો આ વેળા સદંતર કચડાઇ ગયો હતો. તે હવે ઢોંગ કરી પોતાના બાપને ઠગી જનાનખાનામાં પડી રહેવા લાગ્યો. બાદશાહ વટીક તેને હીચકારો કરી જણાવતો હતો.

શાહઆલમ પરની કમ મહેરબાનીનો લાભ મહમુદ આઝમે લીધો. આ શાહજાદો પોતે ૪૦ સાની લોહી ધરાવવા માટે મગરૂર હતો. તેની માતા ઇરાનના સફાવી વંશની શાહજાદી હતી. તે ઘણોજ હલકો ને તુંદ હોઇ પોતાના જુસ્સા કે ગુસ્સા પર કાબુ રાખી શકતો નહતો. તે પોતાના બાપની વટીક દરકાર ન કરતો હતો. જ્યારે તે ઉશ્કેરાતો ત્યારે પોતાની ભોંય ચડાવતો હતો. ઔરંગઝીબની મહેરબાનીથી તે વધુ ફાટી ગયો હતો. ઔરંગઝીબ તેના પર તેમજ તેની સ્ત્રી તે દારાંની બેટી જહાનબેગ બાનુ અને તેમના બેટા બીદરબખ્ત પર ઘણી સારી મહેરબાની બતાવતો હતો. ઇ. સ. ૧૬૭૦ અલ્હાબાદના સુબા મીરખાન સાથે મળી આઝમે સ્વતંત્રતાનો ઝુંડો ઉઠાવવાનો વિચાર કર્યો હતો. બાદશાહને ખબર મળતાં હસીને તેણે વાત ઉડાવી દીધી પણ થોડે દીવસે મીરખાનને તેના ઓહ્દા પરથી દૂર કરી તેની માલ મીલકત જપ્ત કરી. બાદશાહના બધા છોકરાઓમાં એકલો આઝમજ કેદખાનું ભોગવતાં બચી ગયો હતો. બાદશાહની મહેરબાની તે સીફતથી ટકાવી શક્યો હતો. ૧૬૯૩ માં તે અચાનક બીમાર થયો તે વેળા બાદશાહે જાતે તેની સારવાર કરી હતી જેથી તે તેને વધુ વ્હાલો થયો હતો. આઝમને તા. ૩૧-૭-૧૬૮૧ માં શાહે આલીજાનો ખેતાબ આપી શાહઆલમ જેવો મોટો બનાવવામાં આવ્યો હતો. શાહઆલમની પડતી થતાં તેની બાદશાહના જમણા હાથ પરની જગ્યા આઝમે લીધી હતી. શાહઆલમના છૂટકારા પછી તા. ૫-૫-૧૬૯૫ ના ઇદ-ઉલ-ફીતરને દીને બીજાપુરની મોટી મસ્જીદમાં શાહઆલમ ને આઝમ વચ્ચે બાદશાહના જમણા હાથ પર બેસવાનો મોટો ઝઘડો થયો હતો. બાદશાહે સીફત કરી શાહઆલમને મસ્જીદમાં પોતાની સાથે લઇ જમણા હાથ પર બેસાડ્યો ને આઝમે આવી તેને ઉઠાડવા માંગ્યો ત્યારે તેનો હાથ પકડી પોતાના ડાબા હાથ પર બેસાડ્યો. નેમાઝ પુરી થતાં બાદશાહે શાહઆલમને જૂદે દરવાજેથી મોકલ્યો ને પોતે આઝમને લઇ આગલે દરવાજેથી ગયો. એ ઠીકજ થયું નકર મસ્જીદમાંજ મોટો ઝઘડો બરપા થવાની દરેક વકી હતી.

ખાફીખાન પોતાની નોંધમાં જણાવે છે કે શાહઆલમને છોડવાની ખબર જાણતાં આઝમે જ્યારે તોફાન જગાડ્યું હતું. તે બંડ કરવા તૈયાર થયો હતો અને ભારી ચટ્ચાર થઇ હતી. બાદશાહે એ ખેરાત જગ્યાએ આઝમને તેના બેટાઓ સાથે બોલાવ્યો ને જાણે તે પોતે આઝમના તાબામાં જવા માંગતો હોય તેમ બતાવી એટલુંજ જણાવી જવા દીધો કે પોતાના વડા ભાઇના કેદ્રે તે પુગતો નથી તે માટે તેણે પોતાને

નસીબદાર ગણવો. આઝમની સ્ત્રીઓએ તો તેને મુવેલોજ માન્યો હતો અને તેઓ રડવા ને કુટવા લાગ્યાં હતાં. આઝમને આ પૂરતું શિક્ષણ હતું. બાદશાહનું કાગળ મળતાં હમેશાં તે ધ્રુજતો હતો. તેણે તે પછી કશુંએ કર્યું નહિ. ઇશ્વરદાસના જણાવવા મુજબ ૧૬૮૩ માં દીલીરખાન સાથે મળી બાદશાહ સામે કાવતું રચવાનો જૂઠો આરોપ તેનાપર મુકાયો તે વેળા તેણે એટલું તોફાન કર્યું કે બાદશાહને તેને દીલાસો દેવાની ફરજ પડી.

બાદશાહ સામે જે ખુલ્લું બંડ થવા પામ્યું હતું તે તેના સૌથી વધુ માનીતા ને લાડકા બેટા મહમુદ અકબરનું હતું? આ શાહજાદો જ્યારે એક માસનો થયો ત્યારે તેની માતા દીલરસબાનું ગુજર પામવાથી બાદશાહ તેમજ તેના આખા ઘર ખટલાએ તેને અતી ઘણો લાડ ને વ્હાલથી ઉછેર્યો. તેની વડી બ્હેન ઝીબ-ઉન-નીસા તો ગોયા તેના પર જાન આપતી હતી અને કોઇપણ જાતની મદદ કરવા તૈયાર હતી. પંદર વર્ષની ઉમરે આ જવાનને દારા શીકોહની પૌત્રી સાથે પરણાવવામાં આવ્યો ને ચાર વર્ષ પછી તેને સુબાગીરી મળી. ૧૬૭૯ તે બાદશાહ સાથે રાજપુતો જોડેની લડાઈમાં ગયો ને ત્યાર પછી તેને લશ્કરી સરદારી મળી. તે હવે ખુશામત્યા ને બદમાશ સલાહકારોને વશ થવાથી પોતે બાદશાહ તરીકે પોતાને ઓળખાવી દસિલાગના કાયદાઓનું અપમાન કરવા માટે પોતાના બાપને ગાદીએથી ઉઠાડી મુકવાનું જાહેર કરી તેની સામે લડાઈ કરવા જાન્યુઆરી ૧૬૮૧ માં બહાર પડયો. તેમાં તેની સદંતર હાર થવાથી આ કમનશીબ જવાન નહાસી મરાઠા રાજા શંભાજીની દરબારમાં ગયો ને ત્યાંથી ઘણીક જંજાળો ને આફતો વેઠી તે આખરે ઇરાનની દરબારમાં ગયો. ઇરાનના શાહે તેને તેના ભાઇઓ સામે ગાદી માટે દાવો કરવા લશકર ને પૈસાની દરેક મદદ કરવા કબુલ્યું પણ બાપની સામે લડાઇ કરવામાં મદદ આપવા સાફ સાફ ના પાડી. ઇરાનની સરહદ પર રહી આ જવાન રાત દીવસ પોતાના બાપનું મરણ થાય એવી બંદગી ગુજાવ્યો. ઔરંગઝીબને આ વાતની ખબર મળતાં તે હસીને બોલ્યો.,

'કોણ જાણે છે કે હું પહેલાં મરું છું કે એ, નસીબનાં નખરાં ઔર છે!'

અને બન્યુંબી તેમજ. તે બાપડો જલદીથી ગુજર પામ્યો. જ્યાંસુધી તે જીવ્યો ત્યાં સુધી ઔરંગઝીબને તેમજ શાહઆલમને જબરો તરખાટ તેને માટે હતો.

બાદશાહનો સૌથી નાનો દીકરો મહંમદ કામબક્ષ જેનો જન્મ તા. ૨૪-૨-૧૬૬૭ માં થયો હતો તેને પણ ૧૬૯૮ માં સાત મહીના સુધી બદમાશી કરવા માટે કેદમાં રાખવામાં આવ્યો હતો.

બાદશાહની સૌથી વડી બેટી ઝીબ-ઉન-નીસા ઘણીજ ઉંચ શક્તિની કવિ તથા જ્ઞાનીઓની આશ્રયદાતા હતી. તેણીએ ફારસીનું ઉંચ જ્ઞાન લઇ અરેબીકનો ઉંડો અભ્યાસ કરી ઘણાક કાવ્યો મખફીયા ને છૂપી એ તખલ્લુસ હેઠળ લખ્યાં હતાં. ઓગણીસમાં સૈકાના કેટલાક ઉર્દુ લેખકોએ બાદશાહની દરબારમાંના આકીલખાન નામના ઉમરાવ સાથે તેણીનો આડો સંબંધ હતો એવું જણાવ્યું છે, પણ તે વિગત સરતાપા ખોટી છે ને ઇતિહાસિક વિગતો સાથે સરખાવતાં તેમ બની શકેજ નહિ એમ ખુલ્લું જણાય છે. તેણી પોતાના ભાઇ મહમુદ અકબર પર અજબ મહેરબાન હતી અને તેણે બંડ કીધું ત્યાસુધી તેની સાથે પત્ર વ્યવહાર ચલાવતી. આ કારણે તેણીના બાપનો ભારે ગુસ્સો તેના પર ઉતર્યો, તેણીની મીલકત તથા ચાર લાખનું વાર્ષિક પેનશન જપ્ત કરવામાં આવ્યાં, અને

ગુને ઇ. સ. ૧૬૮૧ થી ૧૭૦૨ તેણીની જીંદગી સુધી સલીમગઢમાં કેદ રાખવામાં આવી. તેણીના મોતની ખબર મળતાં બાદશાહ પોતે મરણના કાંઠે આવી રહેલો હતો તે દુસકે દુસકે રડ્યો ને તેણીના આત્માની શાંતિ માટે ધુમ પૈસા વેરી ખેરાત કરાવી.

ઔરંગઝીબની બીજી બેટી જીન્નત-ઉન-નીસા પણ કુંવારીજ રહી હતી. તેણીએ કહે છે પોતાનાં લગ્નનો ખરચ પોતાના બાપને ફુસલાવી પોતે લીધો હતો અને તેમાંથી દીલ્હીની જાણીતી "કુમારી મસ્જીદ" બાંધી હતી. પોતાના બાપની દખ્ખણની મુલાકાત વખતે તેની સારવાર કરવામાં તેમજ તેના જનાનખાનામાં દેખરેખ રાખવામાં તેણીએ જીંદગી પૂરી કરી હતી. તેણી જહાંનારા જેવી વિખ્યાત નહિ પણ કાંઇક વધુ સુખી હતી.

ઔરંગઝીબ આગલા રીત રીવાજ મુજબ પોતાની છોકરીઓને કુંવારીજ રાખવાનું પસંદ કરતો નહતો. તેની બીજી બે બેટીઓ મહેર-ઉ-નીસ્સા મેજુબદત ઉ-નીસ્સા ને પરણાવવામાં આવી હતી જ્યારે ત્રીજી બદ્ર-ઉ-નીસ્સા માટે લાયક વર મેળવવાની તજવીજ થતી હતી તેવામાં તે બાપડીનું મરણ નીપજ્યું.

## તેની બ્હેનો.

ઔરંગઝીબની સૌથી વડી બ્હેન જેહાંનારા તેના ભાઇ દારાની મદદગાર હતી. ૧૬૫૮ માં ઔરંગઝીબ ને મુરાદને બાપ સામે નહિ લડવા બહુ સમજાવ્યા હતા. સુલેહની શરતો લઇ તેણી પોતે તેમની આગ્રા ખાતેની લશ્કરી છાવણીમાં ગએ હતી અને ત્યારે તે ના પાડવામાં આવી ત્યારે તક ને ફરી તેમને સખત તાનાજનીથી વિધી મુકયા હતા પોતાના ભાઇઓ તરફની દોસન ને સ્નેહપણું મેળવવાને બદલે તેણી ખુશીથી પોતાના બાપ સાથે કેદી જેવી રહી હતી. તેણીના ભલા ગુણોને લીધે તેણી આ દુન્યામાં આશકાર થઈ હતી. તેણીએ ત્રણવાર કરગરીને અરજ કરી ઔરંગઝીબને માફી બક્ષવા શાહજહાંને સમજાવ્યો હતો. બે વાર તો શાહજહાંએ ભારે ગુસ્સો કરી ના પાડી હતી. પણ ત્રીજી વાર તેણીની સમજાવટ ફાવી ને પોતાનાં મરણ આગમજ શાહજહાંએ ઔરંગઝીબની દુષ્ટતા લખીને માફ કરી હતી. શાહજહાંનાં મરણ પછી ઔરંગઝીબ આગ્રામાં આવ્યો ત્યારે જહાંનારાને ચાલુ મળતા રહ્યો ને તેણીને રાજ્યની વડી બાનુ બનાવી. બધા અમીર ઉમરાવો કિલ્લામાં જઈ બહારથી તેણીને સલામ કરી આવી પોતપોતાનાં નજરાણાં મોકલતા હતા. પોતાના બીજી વખતના રાજ્યાભિષેક વખતે ઔરંગઝીબે તેણીને એક લાખ સોનાના સિક્કા ભેટ કર્યા (હાલના રૂપ્યા ચૌદ લાખ) અને તેણીનું વાર્ષિક લવાજમ વધારી સત્તર લાખનું કર્યું. આ જાતનું માનપાન તેણીની આખી જીંદગીભર ચાલુ રાખવામાં આવ્યું હતું. તે સમજાવી તેણીને દીલ્હી પણ લાવ્યો હતો. ત્યાં રહેતા તેણીને એક ભવ્ય મહેલ આપી પોતાના ચુનંદા મદદગારોને તેણીની સેવામાં રાખ્યા હતા. દારાની નાવારેસ બેટી જેહાંઝેબબાનુ જે તેણીની માનીતી હતી તેને મહમદ આઝમ તે ઔરંગઝીબના ત્રીજા બેટા સાથે તેણીએ ભારે ઠાઠથી પરણાવી. મુરાદની બેટીઓ પણ તેણીને વહાલી હોવાથી તેમને પોતાને ત્યાં રાખી તેણીએ શાહજાદાઓ સાથે પરણાવી હતી. હિંદી રીતરીવાજ મુજબ તે વેગા રાજ્યની વડી બાનુ તરીકે બાદશાહની ધણીયાણી ગણાતી નહતી પણ તેની માતા કે વડી બ્હેન ગણાતી હતી. પોતાની માતા કે વડી બ્હેન પુછ કરતાં સંસારી રીવાજ મુજબ બાદશાહ પોતાની સ્ત્રીને મોટાઇ આપી શકતો નહતો. આ કારણેજ એમ કહેવામાં આવ્યું છે કે વિધવાઓ અને બુઢી બાનુઓ દીલ્હીના મહેલમાં રાજ્ય કરી આખાં હિંદ પર સત્તા ચલાવતી હતી.

શાહજહાં ગાદીએ બેઠો ત્યારે આ રીવાજ તેણે અમલમાંપર મેલ્યો હતો. નુરજહાં તેની હડહડતી વેરી હતી ને તેને મુએલો જોવા માંગતી હતી એટલે તેણીને એકાંત જીંદગી ગુજારવી પડી હતી. આ કારણે શાહજહાંની માનીતિ બેગમ મુમતાઝ મહાલ તેણીનાં ઉછળાં ચાર વર્ષ બાદશાહ સાથે રાજ્ય કરી ગઇ હતી. તે પછી જેહાંનારાએ સત્તાવીશ વર્ષ સુધી પોતાના બાપનો ઘરખટલો ચલાવ્યો હતો. તેણીને બેગમ સાહેબ અથવા 'અતી શ્રેષ્ટ શાહજાદી' તેમજ પાદીશાહ બેગમના ખેતાબ આપવામાં આવ્યા હતા. શાહજહાંના કેદ થયા સાથે તેણી આઠ વર્ષ સુધી તેની આગળની આગળજ રહી હતી. તેનાં મરણ પછી ઔરંગઝીબે ફરી તેણીને બહુ માન આપ્યું. તા૦ ૬-૯-૧૬૮૧ ને દીને તેણી ગુજર પામી. તેણીની મોટી ઉમરને મોટા ઓહદાને લીધે ઘણીવાર જ્યારે કોઇપણ ઔરંગઝીબને એક બોલ પણ બોલવાની હિમત કરતું ન હતું ત્યારે તેણી ખરેખરી કડવી ગોળી પીરસતી હતી. તેણીનાં મરણથી ઔરંગઝીબને ઘણું લાગ્યું હતું.

જેહાંનારાની નાની બ્હેન રોશનઆરા તો ઔરંગઝીબની મોટી મદદગાર હતી. તેણીએ જનાનખાનામાં તેના વિરૂદ્ધ થતી ખટપટો દબાવી દીધી હતી. ઔરંગઝીબની તે સૌથી માનીતિ હતી. જેહાંનારા પોતાના દરજ્જાપર પાછી આવી ત્યાં સુધી તેણી જનાનામાં જો હુકમ ચલાવતી હતી. બાદશાહે પોતાના પહેલા રાજ્યાભિષેક વખતે કોઇનાં પણ કરતાં તેણીને કિમતી ને મોટી બેટ કરી હતી. ઔરંગઝીબની ભયાનક માંદગી વખતે રોશનઆરાએ પોતાની સત્તાનો જ્યારે ગેર ઉપયોગ કરી શાહજાદા આઝમને ગાદીએ બેસાડવાનો તાગડો રચ્યો હતો. ઔરંગઝીબ જ્યારે સાજો થયો ત્યારે સુબાઓ, હાકેમો અને સરદારો પર બાદશાહી મહોર સાથે રોશનઆરાએ લખેલો હુકમ કે હવે પછી શાહજાદા આઝમને સુલતાન ગણવો તે જોતાં તેને ભારે ગુસ્સો થયો ને ઔરંગઝીબની મહેરબાની ઓછી થઇ ગઇ હતી. મનુસીના જણાવવા મુજબ તેણીની ખરાબ ચાલથી ખીજવાઈ ઔરંગઝીબે તેણીને ઝેર આપી મારી નાંખી હતી પણ તે માનવા જેવી નથી. તેણી ઘણી ભલી ને ઉમદા ઝીગરની હતી અને પોતાના ભાઇપર તેણીનો અથાગ પ્યાર હતો.

## કુટુંબી જોડાણ.

ઔરંગઝીબે પોતાના છોકરા છોકરીઓનાં લગ્ન પોતાના મરહુમ ભાઇઓના કુટુંબમાં કરી બધાને એકમેક સાથે જોડી મુક્યાં હતાં. તેનો વડો બેટો મહમુદ સુલતાન સુજાની ગુલરૂખ બાનુ નામની બેટી સાથે પરણ્યો હતો; અને તે પછી મુરાદની દોસ્તદાર બાનુ સાથે પણ તેનાંજ લગ્ન થયાં હતાં. તેનો બેટો આઝમ દારાંની બેટી સાથે પરણ્યો હતો. અકબર દારાંના દીકરાની દીકરી સલીમા સાથે પરણ્યો હતો. બાદશાહની બંને બેટીઓ દારાં ને મુરાદના બેટાઓ સાથે પરણાવવામાં આવી હતી અકબર બંડ કરીને જવા પછી તેની બેટીઓને તેના ભાઇ શાહ આલમના દીકરાઓ સાથે પરણાવવામાં આવી હતી. આ પ્રમાણે તેણે આખું કુટુંબ ગુંથ્થી મુક્યું હતું.

(બીજો વાંચવા જોગ ભાગ આવતામાં)

ભાગદયા.



# પારસી બાનુ લુપીન !

દીવસની ભુખ અને રાતની ઉંઘ વીસરાવી મેલે તેવી અને
હાથમાં લીધેલી પગે મુકવા નહીં ગમે ને ટાઇમની
અતી મજેહદાર પાણીના અચાર જેવી
ચાલુ વારતા !

**વાંચતાં વાંચતાં તમારા બાલ પણ પાકીને સફેદ થઇ જશે !**

( લખનાર—સરસેફા તીન પાંઉ ).

## પ્રકરણ ત્રેંતાલીશમું.

( જેમાં જઈ પુગવું સુની ગેનુનું આદરજીને ર્યાં વીઝીટે અને અજાણપણીથી છક કરવા આદરજીને તેમજ ગીટકી બેસવું મોંરયું ગાની માઈજીનું વધેલા મચ્છીના કટલેશ ઉપર ).

"ગધેરૂં ભુંકયું કે ?" બુઝોર્ગ બેહેરાં ધન્જુંમાયે પોતાની આયાને પુછયું.

"નહીંજી મોટર આવી."

"આવી નહીં બોલ્યે, આયા. મોટા આપો નહીં તો મોટાભાઇ શેઠ આયા એમ માનથી બોલ્યે." ધન્જીમાયે ડહાપણ ડોલ્યું.

"અરે નહીંરે બાઇ, મોટાભાઈ શાના ? મોટાર આવી, મોટાર ! મોટાર ! ઇનજીની ગારી !"

"દીકરજીની બાઇ કોણ ?" બહેરકુરે વગા કુટયું.

ગરીબ આપરી આયા ! તેણી ખાસ ગળાંના દરદ મારે બે રૂપ્યા વધારે પગાર લેતી હતી; પણ પૈસાને શું કરે ? તેણીનાં ગળાંની ખરી કદર બાનારૂં આ ફાની જેહાનમાં કોઇજ હતું નહી. કોણ હોય ?

પણ પહેલા મજલા ઉપર પલાંન નંબર બે મધેના રૂમ નંબર ૨૮ મધે ઉપલો વીનોદી વાદ-વીવાદ ચાલી રહેલો હતો તે દરમ્યાનમાં નીચલા ખંગ મધે શું બન્યું જે આપણે જોઇએ હં ?

સુનાની ભવ્ય મોટર ત્યાં આવી લાગી ત્યારે તેણીએ ધારયું હતું કે ચુપચુપ બારણામાંથી અંદર દાખલ થઇ જંઇને બનતી સુનોચરા માણુસોથી કરી લેવી પણ નખ્ખોદના ગીયા શોફરે હોર્ન વગાડીને જબરૂં કારચું કાપ્યું. જેવું હોર્ન વાગ્યું કે સુનઇના રચેલા દરેક પલાન ઉલટાઇ ગયા અને તુરત તેણીએ કહ્યું.

"અરરરર ગાનુજી આપરા બધા પલાન ફેરવઇ જાય છે ! ટેક કેર ! હવે મેં કહ્યુંછ તેમ નહીં પણ બીજીજ રીત વાપરવી પડશે."

"શું કહ્યુંછ અને શું બીજી રીત !" ગાની-માઇને કંઇ સદમજ નહીં . પડવાથી ગભરાતા પુછયું.

આ નામ તમે સાંભળ્યું છે?

# નાઈટ્રેટ ઓફ સોડા

યાને તળસંચોરો.

રસાયણી પ્રયોગો નું ખાતર જરૂર વાપરો.




નાઈટ્રેટ ઓફ સોડામાં નાઈટ્રોજન ને પોટાશ હોવાથી ખેતીને તે બહુ ઉપયોગી છે. તેમાંનું નાઈટ્રેટ કોઈ પણ જાતના રોપાના જીવડાઓને મારી નાંખે છે.

એક એકરમાં ૧૨૦ રતલનું આ ખાતર બેવડો ચોવડો લાભ કરે છે.

ખેડુતોને બાગબાનોને બહુ કિંમતી છે. કોઈ પણ બીજા ખાતર કરતાં તે વધુ ઉત્તમ છે.

વધુ ખબર માટે પૂછોઃ—

**મી. એસ. જી. હેરલેકર**

ડીવીઝનલ રેપ્રીઝેન્ટેટીવ.

"બસ! ટુંકમાં સહમજી જવાનું! કેહારે શીખશે કોણ જાણે!"

એટલી વાતચીત થાય તેટલાં તો આદરજીના ઓટલા પર આવીથી પુગ્યા.

"આવો જી, આવો બાય, કેમ છેવો? તોણુને પુછોછ?"

"સારી કાનીજી—હાજી. કેમ પરીનને પરણાવીને પરવારીઆ કે જી—જરા થાકી ગીયા હોસો—છેલીજ બુચી કે?"

"નહીરેજી મારી વડી બુચી તો હજીજ કુંવારી છે—હાજી જરા થાક લાગેછ તો ખરી—અરે પણ જી અંદર આવોની જી—બેસોની જી—આએ એવણ કોણ?" ગાનીમાઈને બતાવી આદરજીએ પુછ્યું.

"એવણ કેની એવણ જે—એવણ છે તે મારા ધણીની વડી આપીસના ડીરેક્ટર છે. એવણ ફ્રાંસથી કાલેજ મુંબઇ આયા છે અને—"

"હા-હા-આઇ રીમેમબર યોર ફેસ! કાલે મેં એવણુને કેથે જોયલા!"

"બરોબર છેજી.-તેઆરે ત્યાંના લગનમાંજ હોશે? એવણુને તાંહ કોઇ લઇ ગીયેલું ખરૂં—નહીંજી એવણુ તો ફ્રેંચજ સહમજેછ."

"અંહે એમકે? તાહરે કંઇ નહીં. એનાણુને કેની બાય, છે તે તમારૂં નામ શું?"

"મીસીસ મોદી."

"અં, તે મીસીસ મોદીને મકું જે એવણુને આપરે તાંહના મચ્છીના કટલેશનો કંઇ સવાદ લાગેલો કે શું તે આલખએસ બાગમાં માળપર જવાનો દાદર છેની તે દાદરની હેડે ભરાઇને એહસ્તીતો પંદરેક કટલેશ પાયદરત ફેરવતાતા જે!"

આએ રમુજી હકીકત સાંભળતાં સુનાને એટલું તો હસવું આવી ગયું કે તેઓ બેઉ જણાં પેટ પકડીને હસવા લાગ્યાં.

"એવણુ આપરૂં મોહું ટીકયા કરેછ તે એવણુને ફ્રેંચમાં સહમજાવોની જીકે આપરે તો કેટલે વરસે મળ્યાં તેથી હરખેછ—નહીં તો ખીચારા ઇનસલ્ટ લેશે. ને અંદર આવોજી બેસોજી, બેસો બાય, મીસીસ મોદી હઇ આવોજી, પેલા સોફામાં તો માકર ઘણા છે, અરે રામા? રામા? કાંહાં ગીયો રામા? (અત્રે આદરજીઆ કેટલીક બદામ દરાખથી ભરેલી ભાષા વાપરે છે) બેટી બાપ કાંહાં મરી ગીયોછ? તને કેટલા દહારા થયા કેહુંછ કે આએ કોચમાંનાં માંકર કાહાર તે શું કરયા કરેછ હરામખોર? (થોડી વધુ સરસ્વતી)."

"તે છેટ, હું તો રોજ કારતોછું પયણુ જેવા તહમે ઇનાપર પાસા બેસો કે તરત પાસા ભરાઇ જાતાસે!"

આદરજીઆ રામા સાથે મરાતા હતા તેટલાં મીસ ગઉરીએ ગાનીમાઇને ફ્રેંચમાંજ કહ્યું કે "નંબર સાત!" તેવણુને ખ્યાલ કે પન્નુંબાય નાસ્તો ખાવા ડાઇનીંગ રૂમમાંજ બેઠેલાં હશે.

"મુવાં માણુસો ઘણાંજ બેખત થઇ ગયાંછ-બાય, મીસીસ મોદી! ને જુના છે કરીને કહારવાબી નથી ગમતાં! કમબખ્ત નવાતે કોઈ મલતાંજ નથીની. કોમન કુલીઓ વટીક લરઇ કરવા ચાલી જાયછ તાહરે હુશીઆર માણુસોની તો વાતજ શું? એમજ અમારાં બંપઇજીને તાંહ એક ધારો હમાલ ઉતો, તેહને તે દારે મીલીટરી બનાવી લઇ ગીયા તે કેહજે—"

ત્યાં આદરજીઆ દેખઇતી રીતે કોઇને શોધતા હોય તેમ આજુબાજુ જોવા લાગ્યા અને પછી સાદ એકદમ જીણો કરી નાખીને સુનાને પુછ્યું, "કાંહાં ગીયા તમારા ફ્રેંડ?"

"કોણ જાણેજી? વખત છે બાગમાં હોશે. એવણુને ઝાડપાનનો ઘણો શોખ છે."

"અરે નહીંરે ! વરી કંઈ મચ્છીના કટલેશનો વાસબાસ આપોછ કે શું ? રાતના ઘણા વધ્યા હશે તે પાવરીએ તે ને કાંદાનું બટક કરીને કુંઇ મોકલી આપ્યું’તું ! જરા તમેબી લેશોની ? નહીરેજી એમાં તસ્દી શેની ? ના કેહશો તો અમને ઈનસલ્ટ થશે. ચાલો, આપરે બાગમાં તમારા ફ્રેંડને જોઇએ. કેહવત છે કે દોસ્ત વખાણીએ દાંતણીએ ને સગો વખાણીએ સાંઇ, અસતરી વખાણીએ જ્યારે કે ઘરમાં ન હોય કાંઇ !"

તેઓ બંધે જણાં બાગમાં ઉતરયાં પણ સુનાના પેટમાં જરા જીવ નહીં કે રખેને ગાનીમાઈ વળી ડાઇનીંગ રૂમમાં લરાઇને કેયે મુકેલા મેલેલા મચ્છીના કટલેશપર ગોરપાપરીની કાની ચીટકી ગયલો હોય !

અને કેયું હતું બી તેમજ. સુનાએ ગાનીમાઈને ડાઇનીંગ રૂમમાં જવા કહ્યું ત્યારે તેણીને સ્હેજ પણ ખ્યાલ નહીં ગયલો કે રાતના વધેલા મચ્છીના કટલેશ કેયાંત્યાંજ ઢાંકેલા હશે. તેણી જાણે જે હશે, રાંધણીમાં કે પેનટ્રીમાં ઉસા મ્રીપેલા હશે. જો તેણીને સ્હેજ પણ સંસારો જ ને તે તો કેયા ત્યાં ડાઇનીંગ રૂમાંજ એક ડીનરવેગનમાં સાંતેલા હતા તો નાપાક ગેનુને ત્યાં મોહસવ અગાઉ સત્તરસો વખત વીચાર નહીં કરતે કે પાછી જે ?

પણ વળી બીજું શું ! સુનીએ તો ગાન્યાને ત્યાં હોલ્યો તે એવી નિશ્ચાથી કે નાસ્તાનો વખત થયલો એટલે વન્દુંમાય ત્યાંજ કેયે ભટકતાં હોવાં જોઇએ પણ તેણી ભારી ઉમદા ડીટેકટીવ છતાં ગણત્રી કરવામાં સંગજક થાપ ખાઇ ગઇ. કાલ રાતની થાકથી લેટ ઉટેલાઓનો નાસ્તાનો વખત આજે સદવારે અન્દુરેથી થાય એટલું તેણીએ નહીં જોયું.

અને ત્યારે પરીણામમાં શું થયું ?

શું થાય વળી ?

થયું એજ, કે ગાનીમાઈ જ્યારે ડાઇનીંગ રૂમમાં દાખલ થયો ત્યારે ત્યાં આગલ કોઇ કાળું કુતરું વટીક પણ હતું નહીં. હોય કયાંથી! અને તે તકનો પુરતો લાભ લઇ તે મહાન ફ્રેંચી ડીટેકટીવ આખા હોલના સુંઘારા લેવા મંડી ગયો. તેની મતલબ એવી કે પાછી તેની માશુક મળે તે અગાઉ ત્યાં શું શું હતું તે સઘળાંની સંપુર્ણ ટીપ સાથે તે તૈયાર રહે. પણ ઇનસાન ધારે છે શું ને પરવરદેગાર દેખાડે છે શું તે તો જરા જુવો ?

સઘળો સામાન બારીકાઇથી તપસતાં તપાસતાં આપણો મોજીલો ગેનુ પેલાં મોટાં ડીનરવેગન આગલ જઇ ચહડયો અને ત્યાં પુગેતાંજ તેની જબુન સુગંધશક્તી ઉપર મચ્છીના કટલેશે તડાપ મારી / તેણે હલ્લુથી તે મોટાં પીંજરાંનું દરવાજું ખોલ્યું અને જોય છે શું કે તેમાં તો ડીશનાં ડીશ ભરીને કાલ રાતવાલાજ પેલા લેહઝતદાર મચ્છીના કટલેશ પરેલા !

શીગઝ વાઇનનો આખો કેરબો પેટમાં ફીલ્યા કરે અને વળી રાત પછી એક ડગરસગી અંદર ગયલી નહીં એટલે ગાનીમાઈે જોયું કે હવે વધુ વામાટામો કરવામાં કાંઇ ડહાપણ નહીં. તેણે મનસે નક્કી કરી મુકયું કે વચમાં જો કોઇ ઘરનું આવી જાય તો સાફ કેહેવું જે તે મુનીસીપાલ તરફનો ખોરાકીનો ઇનીશપેકટર છે. અને આવું વાસીકુસી અને વાપરું પડે તેવું ભારી રાખવા માટે તે લોકને બધાંને દંડાવશે ! એટલે અપોતી મેળે બધાં થંડાંગાર થઇ જશે ને વળી બેચા હોશે ત્યારે તો બીહ ધ્રુજીને બે પાંચ રૂપીયાથી નહીં હિહાડી આપશે કે !

આવો સરસ ધીરજવંતો અભાવ તેની પડખે હતો પછી, ગેન્યાને પુછવું શું પડે ? તેવણ કાકાએ તો કટલેશનાં ડીશપર જબરો મારો ચલાવ્યો અને ખવાય તેટલા ખાધા ને ગળાય

તેટલા ગળ્યા અને વળી બાકી રહ્યા તે નુસપેપરમાં બાંધીને ખીસાંમાંની મેરવી દીધા.

તે ખાતો હતો ત્યારે તેને ધાસ્તી માત્ર સુનાઇની હતી. ને તે જો ત્યાં આવી હતે તો ગાનીમાડને ઉભે લાળથી રદ્દબાતલ કરી નાંખ્યો હતે પણ સારા નસીબે સુનાઇ તો આદરજીને લઇને બંગીચામાંજ ઉતરી અને ત્યાં એલારપેલારની વાત કરીને ગી. એનસાઇક્લોપીડીઆ બ્રીટાનીકાવાલાજીને લાંજ ગેરી ગયા. તેવણ બચારા નહાવા ધોવાના કે નાસ્તો કરવાના તેનીથી સુનાએ પરવાહ કીધી નહીં.

તેવણને એમજ રોકી રાખવામાં તેણીની મતલબ કાંઇક મોરજ હતી. શું, તે આપણે આગળ ચાલતાં જોઇશું.

## પ્રકરણ ચુમ્માલીશમું.

(જેમાં ખાધ જવા બદલીને પચ્ચીસ મણીના કરલેશ ગોરધું ગાનીમાડ અને પાણીની તરસથી પીડાતું તેજ નેકનામદારનું તેમજ વારંવાર બનાવવું ધન્નુભાયને પકડેલાનું.)

"આદરજી તમુને બીલ્યર્ડઝ રમવાનો શોક કે?"

"શોક તો ઘણો પણ આએ જમણો હાથ એવો લુલો છે કે કંઇજ રમાતુંજ નથી,"

મીસ ગંડેરી માટે આ એક ઘણી ઉપયોગી બાતમી હતી. તેવણે તુરત પોતાનાં મનની નોંધપોથીમા નોંધી લીધું કે આદરજીથી જમણે હાથે બરાબર બીલ્યર્ડઝ રમાતું નહોતું.

"તાહરે તો ટેનીસબી નહીં રમાતું હોશે?"

"નહીંજ તો!"

"ને પીંગપોંગ?"

"તે બી નહીં."

"ને અક્રીકટ?"

"તે શું?"

"તેવી કંઇ ગેમ છ કી?" સુનાએ પુછ્યુ

"મારા સાભળવામાં તો નથી આવી!"

"તમે કાંઇ રમોછ?"

"મુંબાઇમાંજ વરી."

"તે પેલા બધા હીંદુ મુસલમાન, પારસી, અંગ્રેજ સૌ દર વરસ બોમ બરાડા પાડીને રમેછ તે ગેમ નથી જાણતા?"

"અહં! તેવો ક્રીકેટ! અક્રીકટ શું બરયું?"

"હા—હા— તેજ! તે રમોછ કે?"

"અરે નહી રે તેતો જુવાનીઆઓની રમત, તેમાં કઇ મારા જેવા ઘરડાઓ શોભે?"

"તમે ઘરડા શાને થયા? તમારી ઉમ્મર શું?"

"ચોરાણું વરશ!"

"શું ઉઉઉઉ?" એટલું બોલી મીસ ગંડેરી મુર્છાગત થવાની હજી તો તૈયારી કરતાં હતાં તેટલાં વાર જોઇ જોઇને ગાન્યો બહાર આવી પુગો! ગાનીમાડને જોઇને સુનાએ ફેન્ટ મારી જવાનો વીચાર તુરત વેળા માંડી વાળ્યો

અને જરા ડોળા કકડાવીને ફ્રેંચમાં કહ્યું, "નંબર ચૌદ!"

સારુંજ થયું જો કે ગાનીગાડ પહેલ્લે માલે જવા ત્યાંથી ઉપડી ગયો તે આદરઆદના જોવામાં નહીં આવ્યું કાંય જે તેવણને તેજ, પગે માલી કેહવા આવ્યો હતો કે બાગમાંનો કચરો કહાડવાના બુતારા તદન ખરાબ થઇ ગયા હતા.

"હત્ત બન્નાડી અસા તેસા (બદામ દરાખ) તુલા સરમ નહીં આવના છે? બગતો નથી કે બાહારચા માણુસ મળવા આવલેલા ઉપ?"

"મછીના કટલેશ ? કેટલા ઉતા ?"

"સત્તા બસો !"

"સત્તા બસો ? તે બધા ચોરાઇ ગીય છ !" સુનાએ હરગુહાડ અવાજે પુછયું. તેણીને ગેનીની તંદરોસ્તી માટે ઘણી ફીકર લાગતી હતી.

"હા, એક ડગરસભી બાકી નથી. મારૂં ડીનર વેગન જાણે પાનીપતની લડાઇ પછી સફાચટ થઇ ગયલું મયદાન થઇ બેઠું છ !"

"ને વનડર ગેનુ તરસો વાઘ થઇ ગયલો ! અરે પણ એ કમબખત જીવતો રેહશે કે ?" સુના મનસે વીચારીને ગભરાટમાં પડી.

"છ, તમારા ફ્રેન્ડ કાંહ ગીયા ? કંઇ દેખાતા નથી ?"

"અં—અં હા—ફ્રેન્ડ કે ? તેવણુને તો કંઇ અગતનું કામ યાદ આવી ગયું તે આરીસે સીધારયાછ?" સુના જાણતી હતી કે "આરીસ" બોલ વાપરાથી તેણી ગાનીમાઇનાં હાલનાં મુકામ બાબે સચ્ચાઇથી ઝાઝી દૂર તો જતી હતી નહીં.

"આરીસે સીધારયા ? જરા નારતો કરીને જતે ? મેં એવણુને મછીના કટલેશ પછવારેથી નર્વ કરવાને વાસ્તે ખાસ ખ્યાલ કરીને મેનનીને તાંહથી વેટર બોલાવ્યો તે હમણા ટેક્ષીમાં આવતોજી હોશે !"

સુના તો આ બધા બાઇની સઘળી કરસરાશી તેહને ડંગજ થઇ ગઇ. જેમ જેમ આ બેનસાહેબો બીટાનીકા વધારેને વધારે પરેણુગત કરવા લાગો તેમ તેમ બાપુડી સુનાનું કામ મારી થાતું ચાલ્યું. તેણીને વધારે રમુજ તો એમ લાગ્યું કે બચારા આદરજીબા પેલા ફૂઈને ગમના મછીના કટલેશનો નારતો કરાવવાનો વીચાર ચલાવતા હશે તેટલાં તેજ મવાલી તો સત્તા બસો કટલેશની પાયદસ્ત કેરીબી આવેલો !

પણ તેણીને હવે ખરાં ગનથી ગેની માટે ફીકર લાગવા માંડી કાંય જે સવા બસો કટલેશ ખાધેલું આદમી પાણી વગર જીવીજ કેમ શકે તે તેણીને સહમજવું મુશકીલ થઇ પડયું.

હવે તો થતાં થાય તે ખરી પણ પોતાનું અતી દલગીરી ભર્યું કામ આટોપી તાકીદે ગાન્યાને પેલા બાજરૂમાંથી છોડવી લઇ નહાસી જવાનો તેણીએ કસદ કરયો.

"અરે જુંગેની આદરજીબા, હું આજે કંઇ તમારે ત્યાં મછીના કટલેશનો નારતો કરવા નથી આવી."

"પણ હું કાં તેમ કેહુંછ ? પણ છતાં હઈ વેર આયાંછ તેહરે તો જમીનેજ સીધારજો. હવે મછીના કટલેશ નહીં ને ઇંડાંના પોરા ?"

"તે તો તમારી મેહરબાની પણ પેહલાં જે વધારે અગતનું કામ છે તે તો આટોપી લઇએ ?"

"બોલોજી સેવકનું શું કામ છે ?" તેણે અદબ વાળીને પુછયું.

સુનાએ બોલવાની ઘણી કોશેશ કીધી પણ કેમે કરતાં તેણીની જબાં ઉપડી નહીં. તે ભલો પારસી એટલો તો મોટા મનનો જણાતો હતો કે તેણી તેવણુની પંચાનું પરશની રોકરી ઘણીઆણી માટે જે બુરી ખબર કહેવા માગતી હતી તે કહેવા માટે તેણીને ઘણીજ આનાકાની ઉપજી.

અરેરેરેરે ! સુનાને લાગ્યું કે હવે જો તેણી ધન્નુબાયના મોહતની ખબર લાવી હને તો વધારે સહેલાઈથી કહી શકતે ! પણ આખરે તેણીથી નહીંજ બોલાયું ત્યારે તે બાઇને પકડવાનું જે વારંટ હતું તે આદરજીના હાથમાં મુકયું.

"એ શું છે !" આદરજીએ તે લેતાં પુછયું.

"જરા વાંચોની જી, મને તો મુંઇ શરમથી લાગેછ."

આદરજીએ તે ચીઠ્ઠું વાંચવા આંખે ચશમો ચઢાવ્યો અને પછી જમણી આંખ જરા ચુંચી કરીને તે ભલાઇનો ભરેલો સરકારી રૂક્કો વાંચી ગયા. તેવણે તે કંઇ છાપેલુ લખાણ એટલી તો શાંતી અને એરી તો ધીરજથી વાંચીને ખતમ કીધું કે જે જોતાં મીસ ગંડેરીવાળી અજાયબી ભેગી વખાણની એક અવાજી ખવાઇ ગઇ.

"હં. વાચ્યું. હવે એ બાબતમાં તમો શું કરવા માંગો છો, બાઇ?" તેનણે લગાર દમામમાંજ પુછ્યું. આદરજીના આ કુદરતી રીતે ફેરબાયલા અવાજથી કરીને સુના તો એવો તલ્યાંથી તાળકસુધીનો ઝટકો લાગ્યો કે તેણી તો ગોયા તે ઘરથી સગે ચીટકીજ ગઇ હતી.

"શું કરૂં જી, મને તો સરકારી નોકર તરીકે આએ ફરમાનને તાબે થવુજ જોઇશે!"

"બેશક—બેશક! તમે શું પોલીસમાં છેવકે?"

"હાજી, 'ટીંબકટુની—બુપી" સુનાએ નીચી મુંડીએ જવાબ કર્યો.

"ને પેલો કટલેશ ખાઉ ફેંચી?"

"તેતો ખાલી મારો પીછાનવાલો થાયછ."

"હું? તે તેને મારે નામે કહી રાખજો કે બચ્ચા માગ હાથમાં પાડો સપડાયોછ કેનીતો એનાં પેટપરજ ચઢી બેસીને મહીના કટલેશનો બુકેબુક પાછો ઓકાઉ નહીં તાંહેરે હું જંપીને બેસું નહીં જો!"

"વારૂંજી, કેહવસ!"

"શું વારૂંજી કેહવસ? તમેતી કેટલાં નફટજ નીકલ્યાં! જરા તો મારી દલગીરીમા દીલસોજી દાખવો!"

"હાજી, મારી અંતકરણ પુર્વક દીલસોજ છે."

"ધેકર તમારૂં—ને કંપાલ તમારા બાપદાદાનું! દીલસોજી ધરાવનારનો મોઢો તો જુવો! પણ બાઇ, હું એમ પુછુ કે મારી બચારી ગરીબ ગાય જેવી ધરડીખખ ધણીઆણીએ તમારૂં એટલું બધું તો શું બગાડયું કે એમ તે બચારી અચાતથા થઇ રહેલી બેહરકુટ બુઝોર્ગ બાઇને બંદીવાન બનાવનારૂં આગે વારંટ લઇ આવ્યાછ? શરમ નથી આવતી?"

"તે તોજી, પોલીસને કંઇબી કારણ મલ્યા વગર એમ નહીં કરે?"

"પોલીસ! અરે તમારી પોલીસ મરે પાછલી રાતના? પણ આએ બાબદમાં કંઇબી ઘોટાળો હશે. તમે આપથી કેહવોછ કેઆ ધનુમાય તે બચારી મારી પંચાણું વરસની બૈરીનેજ વાસ્તે એમ લખ્યુંછ?"

"તે તો સાહેબ કોણ જાણે. મારે તો જેમ ફરમાન થાય તેમજ કરવું જોઇએ. પછી ભલેને તે ધનુમાય તમારા હોય કે કોઇનાં; પાંચ વરસનાં હોય કે પચાણું!" સુનાએ હળવા અવાજે કહ્યું.

આવો કાબેલ્યતથી ભરપુર જવાબ સાંભળતાં બાપડો આદરદારૂ તદન લાચારજ થઇ બેઠો અને હવે બીજા શું તેરા કુત્તા મેરી કુહાડીના દાવ અજમાવવા તેની કલ્પના કરવા મડી ગયા!

"પણ બાઇ, તમારી પોલિસ મારી બેહરી બિચ્ચારી ને, પંચાણું વરસની ધરડીખખ બૈરીને લઇ જઇને રાખશે કાહાં ને ખવારશે શું!"

"તે તો સાહેબ તમે કરનલ ટામલીનસનને મલીને બધું પુછી જુવો તોજ કંઇ વળે, બાકીજે હું તો આય ચાલી એ બાઇના હાથોમાં બેડી ચોઢવા" સુનાએ કઢતાથી કહ્યું.

"હાથોમાં બેડી?" આ રજુઆએ છાતી ફાડી નાંખનારી એક જબરી ચીસ પાડી અને વધુ નહીં તાબોટા થવાથી એક નહાના બાળકની મુઆફેક ધસાંવરા રડી પડ્યા. અરેરે! આવાં એક બુઝોર્ગ બાઇને ના લેવા ના દેવા પોલિસ પકડી જાય એ આજના સુધરેલા જમાનામાં કોણ સાંખી શકે વારૂં?

## પ્રકરણ પીસતાલીસમું.

( જેમાં શોધ કરવી ગાનીમારડે પેલા જાજરૂની ઉત્તર દીવાલમાં પડેલા ત્રણ મોટા ખાડાઓની તથા વાંચવી ગુલશનનાં વાંચનારાઓએ ભલા ગાનીમાર્ડની સરેહ ! )

ખાનસાહેબ આદરબાદ મોટાભાઇ એનસાઇક્લોપીડીઆ બ્રીટાનીકા વાલાજીને એમ આંખ પાણી કરતા ઓંધ તળ્યે મુકીને પોતાના હાથમાંની બેડીઓ ખરંરંગ ખરંરંગ ખરંરંગ ખખડાવતાં તે વિદ્વાન બાનુ ડીટેક્ટીવ મીસ ગંડેરી તે ભવ્ય માહાલના કુશાદે દાદરા ઉપરથી પેહલા મજલા તરેફ ગયા. તેવણનું ધારયું કામ હવે ધન્તુમાયતે કેદી બનવર્તાજ ખતમ થનાર હતું અને એકવાર ધન્તુમાય જેવું તુફાની આદમી પકડાઇ જાય તો બાકીનું બધું કેટલું ભું-જેલા પાપડ તોડવા જેટલું સેહેલ્લું હતું તે, ઓ તમે સરવે અન્નાડી વાંચનારાંઓ, કયાં નથી જાણુતા અને સદમજતાં ?

મીસ ગંડેરીને ઉપર જતાં દાદરા પરજ છોડી આપણે જરા પેલા જાજરૂમાં આપણો ડીઅર મેંગુસી શું કરતો હતો તે જોઇએ. તે જેવો ત્યાં પુગ્યો તેવો તુરતજ પાણીના જળની સોધમાં પડ્યો અને જ્યારે તે મલ્યો ત્યારે તેણે જે અધીરાઇથી તે માંહેલું પાણી પીધું. તેનો દેખાવ ખરેજ સીનેમાની એક ગંજાવર મોન્જેજાવાલી ફીલ્મને એ ભાવે તેવોજ હતો. નહીં નહીં કરતાંબી તેણે ઓછામાં ઓછું પાંચ પીપ ભરાય તેટલું પાણી ત્યાં પીધું હતુ.

ખસોને પચીસ માછલાંનાં કટલેસનો ખાનારો પુરૂષ પાંચ પીપ પાણી પીયે તે કાંઈ અજબ જેવું નહીં ગણાય—અને તેબી વળી ફ્રાન્સ જેવા ફ્રીટુપ મુલકમાંથી તાજો તરફડતો આવેલો ત્યાંનો આગેવાન ડીટેકટીવ પોતે !

પણ જ્યારે ગાનીઆની તરસ સંપૂર્ણ છીપાઇ રહી ત્યારે તેને સુનાનું ઢેફણ યાદ આવ્યું. તેણીએ ખરાવી ખરાવીને તેને કહેલું હતું કે આજે તેઓની આ ભેદી મુલાકાત દરમ્યાન સહેજબી વખત નકામો ગુમાવવો નહીં અને જ્યારેબી જેબી કાંઇ ખબર મળે તેની છુપી અને ચાંપતી શોધખોળ કરીને તે દરેકની ખાસ નોંધ ટપકાવી લેવી. આ તાકીદની યાદ થતાંજ ગેનીએ તે જાજરૂનો દરેક દીવાલો ઉપર બારીક નજરે જોવા માંડયું. તેણે તે દીવાલોનું જે બારીક અવલોકન કીધું તેનો વિગતવારે હેવાલ પોતાની ડાયરીમાં ટપકાવી લીધો. કાંય :જે તેની પુરી ખાતરીજ હતી કે એ સઘળું અવલોકન આપણી વારતાનાં ચૌદસો પીચોતેરમાં પ્રકરણ મધે ઘણુંજ અગત્યનું થઇ પડશે.

તેના અવલોકનનો નીચલો ભાગ આપણને હાલ જાણવો અગત્યનો છે તેની નોંધ અતરે લેવી જોઇશે.

"ઉત્તરની દીવાલ પર ત્રણ મોટા ખાડા—જેમાંના એક ખાડામાં સવા બે ઇંચનું સુનાનું ઢેકું ઓય પડું પડું થઇ રહેલું છે. મજકુર ઢેકું જો પડી જાય અથવા તેને કોઇ ખેંચી કહાડે તો તેનો ખાડો તે ત્રણે ખાડામાં સૌથી મોટો થાય. જો તે ઢેકું બરાબર સંભાળીને કોઇ કડ્યો રફુ કરે તો પછી તે ખાડો બુજાઇ જઇને દીવાલ સરખી થાય અને તેવા સંયોગમાં તે દીવાલમાં પછી ત્રણને બદલે બેજ ખાડા રહી જાય."—

આ અવલોકન ઘણીજ બારીક તપાસનું પરિણામ જણાતું હતું, અને તે અવલોકન તેના કરતારનાં ભેજાંની ચતુરાઇના એક આબેહૂબ પુરાવા સમાન હતું. પણ વધારે જાણવાજોગ તો એ હતું કે, તે ભેદી અવલોકન સાથેજ તેના તરફથી એક સુંદર સરેહ થયલી હતી. આ સરેહ જોકે તમો જેવા સાધારણ અક્કલ ધરાવનારાં નર નારીઓને ચોકસ તબકે સદમજ પડે તેવી નથી છતાં આપણી આ ભારે ભરમના ખોબ્બતે ચાલુ કચડાતી જતી ભયભિત વાર-

તાનું સરળપણું જાળવી રાખવા ખાતર અમારે તે સરેહ તેના અસલ આકારમાંજ અત્રે રજુ કરવાની અનિવાર્ય ફરજ પડે છે.

## ઉપલાં અવલોકન માટે મોંસ્યુ ગાનીમાર્ડની સરેહ.

ઉત્તરની દીવાલમા જે ત્રણ ખાડા હોવાનું અવલોકન થયું છે તેનાથી પહેલાંતો હું મુંઝવાયો, પણ જરા ધીરજથી તે ઉપર મનન કરતાં હું એવાં અનુમાન ઉપર આવ્યો છું કે તે દસેરાના તહેવાર સાથે સંબંધ ધરાવતું નથી. જે ખાડામાંનો એક સવાત્રણ ઇંચ અને બે દોરાના વ્યાસનો છે. મારું આધીન મત કહે છે કે એજ ખાડો જો ઇનશાન ચહાતે તો પાંચ તસુ જેવડો મોટો થઇ શકતે. પણ તેમ નથી તેનું કારણ શું? એ બાબત ઉપર મારી સખત સરેહની તાકીદની જરૂર ધારૂં છું. મજકુર ખાડો વખતના મારાથી થયો હોય એવું કાંઈબી ત્યાં જણાયું નથી એ પરથી અનુમાન થઇ શકે કે તે જાજરૂની ગીલાકાત લેનારા ઘોડાવાલાઓ માંહેલા કોઇ એક તે ખાડો પાડ્યો હોય પરંતુ તે કોણે, કયારે, અને કેમ? એ બારીક સવાલની સરેહ કરતાં અટકળી શકાએ કે તે કારસ્તાન પરદેશી લૈયા ગંગામીંગનું હોય અથવા તો વખતે બાબુ માલીના બુચાનું જી હોય અને બાબુ માલીનો બુચો એવાં ચેડાં કહાડતો હોય તો બાબુ માલીને પોતાને ઠપકો ઘટે છે જો તે નહી તેમ કરતો હોય તો પછી લૈયા ગંગામીંગ પર આપણને નજર રાખવી પડશે. હવે સવાલ એ ઉભો થાય છે કે એવા ખાડા પાડવાનું કારણ શું હશે ? કાંઇ ખાલી મજાહને ખાતર તો કોઇ ફરાદની એમ બરબાદી નહીં કરે ? ત્યારે જો મજાહને ખાતર નહીં તો તે શાને મારો હોય વારૂં ? એ ભેદનો જ્યાં તુલીક પત્તો મળે નહીં ત્યાં તુલીક એન સાઇકલોપીડીઆ બ્રીટાનીકા પેલેસનો આએ જાજરૂ મારે છોડી જવો જોઇએ નહીં પણ અંદેશો કલાક થઇ ગયો ને બાહારથી બારણાં ધમ્માધમ્મ ઠોકઇ ચાલ્યાં એટલે મારે હવે મારી આએ બુકતે ચીની અત્રેજ અધુરી છોડવી પડે છે."

અરેરેરે ! વાંચક બેનીરાદરો, તમારાં કેવી તકદીર કે ગાનીમાર્ડ જેવા બાહોશ ડીટેકટીવની ખાનગી નોંધપોથીથી માંહેલી તે સરેહ વધુ આગળ ચાલી શકી નથી. તમો કેવા કમભાગ્યનાં આવા મેહાન પુરૂષની આવી કોમેલ સરેહનો સંપૂર્ણ લહાવો ચાખતાં તમો બેનસીબ બન્યા છો. *તમારૂં કાંઇ વજે તેમ નથી.*

તે નોંધપોથીથી ગજાવાંમાં મુકતો મુકતો ગાતુ બહાર નીકળ્યો તેને માલમ પડતું નહોતું કે-મુન ગઇ હશે કે હજી ત્યાંજ હશે.

---

## પ્રકરણ છેંતાલીસમું.

( જેમાં દોડવું એક ભેદી મોટરની પુંઠે રેક્ષીકારમાં બહાદુર શેરલોક હોમઝનું અને જઈ બેસવું તેવણનું બેનીરટાનના બાંક ઉપર. )

આપણે આગલાં પ્રકરણોમાં જોઇ આવ્યા તેમ મહાન ડીટેકટીવ શેરલોક હોમઝ આલમલેરા બાગ પાસેના ઇરાનીની દુકાનમાં આવીને ભરાયલો હતો અને નીક ફીનટરને તેમજ આપણા ભલા જાંગીરને બહમન ઈરાની અને દહાડીવાળા મુસીલમાનના અવતારોમાં મલી ચુકેલો આપણે અત્યાર આગમજ કેદારનું જાણી ચુકયા છીયે. નહીં ?

( ના કેહવાની તમારામાં હીંમત હોય તો કહો ? એવાં તો બીહતાં હશો કે રખે ના કહીએ ને અભાગ્યો તો પાછું બધું ફારા માય ટાહેલું ચાલુ કરે ! ! ! )

હવે એજ શેરી આપણો માનીતો વહાલો શેરલોક તે દહાડે સાંજે પોતાના ઉતારાવાલી દુકાનની સીડી પર લાલ્યા નોકરના અવતારમાં

ફેસરડો મારીને બેઠો બેઠો ન્યુ ક્વીનસ રોડ પ-રથી પસાર થતી મોટરકારોનાં નંબરો તપાસતો હતો તેવામાં એકાએક તે ચોંક્યો. તેની નજરે ખાસ એક એવું નંબર પડયું કે જે નંબરની જાણે તે કાગને ડોળે વાટજ જોયા કરતો હો-યની ? તે છલાંગ મારીને ઉઠયો અને દુકાનદાર ઈરાનીના કાનમાં કંઇ કહીને ઝપાટામાં તે અંદર ગયો અને ચપ કરતો કે પોતાનો ઓવરકોટ પ-હેરી લઇને તે દુકાનને પાછલે બારણેથી વટી ગયો. તેણે ફુરરરર કરતી કે ટેક્ષી બોલાવી અને આ-પણે આંખ વીચીને સુઇ જઇએ તેટલા વારમાં તો તે ટેક્ષી પેલી શેરીને દેખાયલી વીચીત્ર નંબર વાળી મોટરની પછવાડે જઇ પુગી. આપણે તો જાણ્યે જે એવા અચંબાકારક બનાવો ફક્ત ડી-ટેકટીવ વાર્તાઓમાંજ બનતા હશે પણ આએ તો એક તદન ખરી બનેલી હકીકત હોવાથી તે વધુ અને વધુ આશ્ચર્યકારક લાગે છે.

શેરયાવાલી ટેક્ષી હવે પેલી ભેદી મોટરકા-રી બરાબર પછવાડેજ ચાલતી હતી અને સાત બત તે ટેક્ષીવાલો આગલ નીકળી જવા ગયો [illegible] શેરીએ તેને ખભામાંથી પકડીને અટકાવ્યો.

" હું ના કેહુંછની, યુ સ્કાઉન્ડ્રલ, કે એ [illegible]રની આગળ મારે નથી જવું !" શેરલોક [illegible]કાયો.

" પણ સાહેબ, મારી કમાણીમાં ક[illegible] પડેછ તેનું કેમ ? અમે ટેક્ષીવાલાઓ ચાલીસ મા[illegible] લથી ઓછી સ્પીડે કામ કરયે તો પછી કમાઇએ [illegible]દારે ?" તે પારસી ટેક્ષીવાલાએ વળી એક્સે-લરેટર પર પગ દાબતાં કહ્યું.

" ચાલીસ માઇલ ! અરે પણ પોલીસ બો-લીસબી કંઇ જોયછ કે નહીં ! કેમ ચાલતા રેછ ?" શેરીએ દમ ભરાવ્યો.

" પોલીસ ! અરે દારે સાહેબ, પોલીસ નહીં જોય એમ કંઇ બને ? પણ પોલીસને અમે દાદ આપ્યે તો કેની. અમે જો સ્પીડ લીમીટ તપાસવા બેસ્યે તો કાંઇને કોયલાજ બાંધ્યે. જો ! તમે બેવડું ભાડું આપો તોબી અમારેથી રહ્યો જવાય નહીં."

" અરે પણ તે એકસીડંટ થાય તે ?"

" એકસીડંટ તો વરી થાયજ તો ! લોક ગાંડું છે તે એમ વચે આવેછ. વચે નહીં આવે તો શાના એકસીડંટ થાય ? ચાંદ અને સુરજની વચે દુન્યા આવેછ તાહરેજ ઘરણ થાયછ કેની ?" તે ટેક્ષી ડ્રાઇવર પારસીના પોરયાએ પોતાની અજબ લાજીકથી શેરલોક હોમજને છક કરી નાંખ્યો !

" ત્યારે તું શું એમ કહેવા માંગેછ કે અક-સમાત થાય ત્યારે ફાસ્ટ ચલાવનાર મોટોરીસ્ટને બદલે વચે આવનાર રાહદારીને ફાંસીને લાકડે ચડાવવો જોઇયે ?" શેરીએ ચુંચી આંખે તે ટેક્ષીવાલાની નાડ તપાસી.

" રાઇટ યુ આર, સર ! તમે કોણ બાલી-સટર છેવો કે ? તમે આએ કેસમાં ઘણુંજ આબાદ મત દેખાડયું છે. પોલીસવાલાઓ ટેક્ષીને ડહામ દેછ તે તદન ખોટું છે—બીલકુલ ખેહુદું છે. હું જો માજીસ્ટર હોઉં તો ટેક્ષી ડ્રાઇવરને હાર તોરા પેહરાવીને કોર્ટમાંથી રવાના કરું ને વચે આવનાર શખ્સને કાલાપાણી ધ-કેલું ! સમજ્યા સાહેબ ?"

સાહેબ સહમજેલા જણાતા હતા !

તેવણે હવે મુંગા બેસી રહેવામાંજ ડહાપણ ચીચાર્યું અને તે શયતાન ટેક્ષીવાલો કોઇ ધાટા ગરયાને કચડી નહીં મારે કરીને ગૉડ ગૉડ કરયા કીધું. શેરલોકને ગ્રેટી ધાસ્તી એ હતી કે ચપ કરતો કે તે ટેક્ષીવાલો એકુ રાહદારીને તોડી પા-ડીને તેને કચડી નાંખે તો નકામાં તેને કેટલા કેટલા દહાડા જુરીમાં રોકાઇ જવું પડેની ? અને તેવું કંઇ થયું બધું તો પછી—અં ! પણ પછી શું. તે જો વાંચનારને કહી દઇએ તો વા-તમાં ઝાંઝો [illegible] નહીં કહેવાય.

પેલી આગલી મોટર[illegible]ર કે જેની પુઠ આ-પણા વહાલા શેરલોકે પકડી હતી તે હવે ચર્ચ-ગેટના સ્ટેશન આગલથી પસાર થતી જણાઇ, શેરયાની ટેક્ષી બરાબર પછવાડેજ ચાલતી હતી.

આગલી કાર ધણીજ હલકુથી યાને ૩૫ માઈલની ઝડપે જતી હતી. શેહરયાવાલી ટેક્ષી પણ તેટલીજ ઝડપે જતી હતી એ રીતે તે બેઉ મોટરકારો એકમેકની પુઠે તન્ન સરખી ઝડપે દોડતી હતી.

"સાહેબ, પેલો બંગલા આગળ સફેદ આકાર જોયો ?" શેરીના ટેક્ષીવાલાએ પુછ્યું.

"હા, એ કોણ છે ?"

"ખરચો !"

"ખરચો ? એટલે શું ?"

"એટલે ? અરે એટલે પુછોછ સહેબ ? એના એટલા બધા મીનીંગ થાયછ કે નહીં બોલ્યે તેટલું સારૂ. પણ ટુંકમાં એ અમારો મોટો મુદ્દઇ કેહવાય જો એની આગલથી ફાસ્ટ નહી ચલાવી જઇએ તો એ માનવાજ ના પાડે કે આએ મારી ટેક્ષી છે વાસ્તે હવે તો પ્લીઝ–"

પણ તે વધુ બોલે શુ ? એકસેલરેટર મોટર વધુ ઝડપે ચલાવવાની ચાંપ) ઉપર એવો તો જોરમાં પગ દબાયો કે બીચારો શેરલોક હોમઝ કઇબી બોલે તે અગાઉ તો પેલી આગલી કારને કયાંની કયાં પછવાડે નાંખી તે ટેક્ષી એંડસ્ટાંડ તરફ ઉડી ચાલી.

"અરરરર એ તે શું કીધું ?" ટેક્ષી જરા ધીમી થતા શેહેરયારે ગભરાઇને પુછ્યું.

"કરે શું વરી સાહેબ ? ખરચાને ભુલથાપ આપી !"

"અરે તારો ખરચો મરે પાછલી રાતે ! પણ મારી બધી ગણત્રી ઉંધી વળી ગઇની ? મને પેલી બ્લુ રંગની મોટરની પછવાડેજ રહેવાનું હતુ ની, પણ તે ?"

"બ્લુ રંગની ? અરે તે તો ભીખા બેહરામના કુવા તરફ ગઇ ?" કારને એકદમ બ્રેક લગાવી ઉભી રાખતાં તે ટેક્ષીવાલો બોલી ઉઠયો.

"ભીખા બેહરામનો કુવો ? તે કાહ ?"

"જુન્ની પોરટ આરીસ આગલ."

"જુન્ની પોરટ આરીસ ? તે કાહ ?"

"જુન્ની પોરટ આફીસ નહીં જાણતા સાહેબ ? અરે આપરી ઓરીએનટલ બીલડીંગની સામે ?"

"ઓરીએનટલ બીલડીંગ ? તે કાહ ? અરે ભાઇ, હુ તો બેજ દીવસ થયા વેલાતથી આવેલો છઉં ને તાજમહાલ હોટલ ને આલબલેશ બાગ સીવાય બીજું કંઇભી નથી જાણતો પણ હવે તકરાર છોડ, બોલ, તે બ્લુ રંગની કાર તું ઓળખેછ ?"

"આપરી આગળ હતી તે કેની ?"

"હા, હા, તેજ !" શેરી ઉલટમાં આવતાં બોલી ઉઠયો.

"તે તો સાહેબ જમનાદાસ વાણીઆની ઉતી."

"જમનાદાસ વાણીઆની ?"

"હાજી સાહેબ, તેવણુનીજ. સો પાણીએ ધોયલી. વાશડ બાઈ હંડરેડ વાટરઝ !"

"પણ તારી ખાતરી છે કે એ કાર મીસ સુનાબાઇ જીવણજી ગડેરી નામના પારસી બાઇની નથી ?"

સુનાનું નામ સાંભળતાં તે ટેક્ષીવાલો જરા ચોકયો પણ ઠાવકું મ્હો રાખી કહ્યું, "નહીંજી, તેવણુની તો રોલ્સ રોયસ કાર છે–લાલ રંગની!"

આ જવાબથી સંતોષ પામીને શેરલોકે તે ટેક્ષીવાલાનું ચૂકવવું ભાડુ અને પાંચ રૂપ્યાની ટીપ આપી અને પછી ઉતરીને બેંડસ્ટાંડનાં ચકરમા ઇંગ્રેજનાં છોકરાંઓ રમતાં હતાં ત્યાં જઇને એક બાંક પર બેઠો.

"એ કાકા કોણ હોશે ? વેલાતથી કાલેજ આયાછ !" તે ટેક્ષીવાલાએ રૂપ્યા ગજવામાં મુકતાં શેરી તરફ જોઇને વીચાર્યું. "સુનાબાઇ ગંડેરીને ઓળખેછ. ! લાવ, એ બધી વાત તમારી વહાલી મીની સુર આગળ જઇને કેહુ !"

હા, પ્રીય વાંચનાર, તે ટેક્ષીવાલો બીજો કોઇજ નહીં પણ આપણો જુનો દોસ્ત અરદેસર હોરમસજી ઘાતકોપર વાલો હતો ! ! !

[ આવતા અંકમાં પેલો ફ્રેંચ લુપીન સ્ટીમરમાંથી કેમ નહાસે છે તેનો ફમકમાટ ભર્યો હેવાલ આવશે. ]



# વજનમાં કેમ વધશો.



## તે માટે, કસરત, ખોરાક વગેરેની વીગતવાર સમજણ સાથે.



લખનાર—મી૦ એ. પી. માદન તે દવા વગરનો ડાકટર ઇ૦ ના લેખક.

### વજનમાં વધારો કરવા વિષે.

**વજન વધારવાની ઇચ્છા કરતાં, ખોરાક અને જીંદગીની સામાન્ય આદતોની અગત્યતા.**

શરીરની સામાન્ય જીવનશક્તિ બાંધવાના સવાલ બદલ જે સઉથી મોટી મુશ્કેલી આવી ઉભી રહે છે ને તે માણસો મને છે કે જેઓનું શરીર માંસના રચકણો પુરતી રીતે લઇ શકતાં થી, એટલેકે ગમે તે કરવા છતાં જેઓનું અંગ ભરાતું નથી. એક કાયદાસરનું (Normal) શરીર જ્યારે પુખ્ત રીતે કેળવાય છે કે જેમ થવું જોઇએ, ત્યારે તે સર્વ ઠેકાણેથી ગોળ થવું જોઇએ અને તેનો દેખાવ સમાન સ્થિતીનો હોવો જોઇએ. સમાન સ્થિતી માટે ત્યાં કોઇપણ ભાગ તણાયલો યા પતલો ન હોવો જોઇએ. ત્યારે જે માણસ સાધારણ તન્દુરોસ્તી ધરાવતું હોય તેનું વજન લગભગ તેટલું હોવું જોઇએ કે જે શરીરને જોઇતી પ્રાણશક્તિ અને જોર મેળવી આપે કે જેથી તે ઘટતી (તન્દુરોસ્ત) હાલતમાં રહી શકે. ઘણો ભારે વજન ઉપર દેખાવે છે કે તે દરદી હાલત છે, તો એ કે શરીરમાં ચરબીનો જમાવ કરવો એ તન્દુરોસ્તીની નીશાની છે, અને તે દેખાડે છે કે, ખોરાકનો મોટો ભાગ જે ખવાય છે તે જરપેત થઇ આખા શરીરમાં પચતો જાય છે.

### ચરબી એ કાંઇજ નહી પણ એકઠી થયલી શક્તિ છે.

ચરબી, એ શરીરના અવયવોએ કાર્ય કરી તૈયાર કીધી છે કે જે સંઘરી રાખેલી શક્તિનો જથ્થો કહેવાઇ શકાય. ચરબી એ માત્ર સંઘરી રાખેલી શક્તિ (Energy) છે—જે ઘણો ખાધેલો હોય છે તે ઉન્હાળામાં ખુબ ખાઇને, ચરબીનો જથ્થો એકઠો કરી રાખે છે, કે જે આખા શિયાળામાં તેને ચાલે છે. તેના સમાવેશ (જરપત) કરવાના અવયવોમાં લાંબા કાળની આદતોથી, આ ચોક્કસ ખાસ્યત બંધાઇ હોય છે કે જે તંગીની વેળા તૈયાર રહેવાને તેને શક્તિવંત કરે છે. કોઇપણ જાનવર, માણસ અથવા પશુપંખી જે સારીપેઠે ખાતું હોય અને તન્દુરોસ્ત હાલતમાં હોય, પણ જેના શરીરની 'મસક્યુલર' હીલચાલ (કસરત) થતી ન હોય તે 'ચરબ' વધારતું જશે. દાખલા તરીકે એક ખેડુતને તેના ડુક્કરને ચરબીવાળા કરવાને કંઇ મુશ્કેલી લાગતી નથી. જે કાંઇ તેને કરવું છે તે ડુક્કરને એક વાડ કે જ્યાં તે આસપાસ ઘણો ફરી ન શકે ત્યાં ઘેરીને રાખવો અને જેટલું બને તેટલું ખવાડવું. આ રીતે રાખવાથી કોઇપણ જનાવર ચરબદાર ફરબે ન થતું હોય એવું ખેડુત ભાગ્યેજ અનુભવે છે, અને જ્યારે કોઇક જનાવર આ રીતથી ફરબે થતું નથી

ત્યારે તો જાણે છે કે તે માઠી તન્દરોસ્તીમાં છે તેથી અંગ લેતું નથી તેને કાંઇક દરદ થયું છે.

એક માણસ યા જનાવર વધુ શકિતવંત ત્યારેજ છે કે જ્યારે તેનું વજન કાયદાસરનું ( Normal ) હોય છે.

હવે, વહેવારૂ રીને આ વાત માણસાઇ જનાવરને લાગુ પડ છે. જો તમો ઘટની હાલતમાં રહો, એટલે કે ઘટતી રીતે ખોરાકો લો, અસાધારણ હીલચાલો ( કસરતો ) ન કરો, અને જો તમારા અવયવોનું કાર્ય બરાબર થયા કરતું હોય તો તમો ચરબી વધારતા જશો, અને જો આ પરિણામ ન આવે તો તમારે જાણવું કે તમારી જીંદગીની આદતોમાં કોઇકિ સારી નથી અથવા તો તમારા પ્રાણીક અવયવોમાં કાંઇક ખામી ( દરદ ) છે. હવે દરેક માણસનું કાયદાસર વજન હોવુ જોઇએ, મેડીકલ ડાકટરોએ અથવા કસરતબાજ એકસપર્ટોએ નારમલ વજનના કોઠા ઉભા કર્યા છે. તે કોઠા પ્રમાણે કોઇકનુ વજન થતું ન હોય તો કાંઇ ગભરાવાનું કારણ નથી. એમ તો ઘણા પાતલા માણસો હોય છે છતાં તેઓ ઘણી સારી તનદોરસ્તી ભોગવતા હોય છે—સઉથી પેહલા જાણવું કે કેટલાક માણસો ઘણા નાનાં હાડકાંવાળા હોય છે, અને તેથી ગમે તેવુ જાડું કપડું તેઓ પેહરે છતાં બીજા મોટા કદના માણસોને તેઓ પુગી શકતા નથી. આટલુ યાદ રાખવું કે જેમ જનાવરોની જુદી જુદી જાતો હોય છે તેમ માણસોની પણ હોય છે. તેથી ગમે તેવું ખાતાં પીતાં તેમનું કદ મોટુ થઇ શકતું નથી. પાતલા માણસો, નિયમ તરીકે ઘણા ચપળ મેહનતુ અને ચટપટીયા ( નરવસ ) હોય છે, તેથી ઉલટું જાડાં માણસો ઠંડા, ધીમા અને ખુશમીજાજમાં રહેનારા હોય છે. એક જાણીતો ડાકટર હેનીક્ષ ઓસવોલ્ડ કહેતો હતો કે જોર શકિત અને મરકુથ્યપણુ એ બન્ને સાથેજ જાય છે. પાતલા પુરૂષો મોટે ભાગે દુનિયાનાં કરવૈયા હોય છે. આમ છતાં એ પાતલી હાલત જોઇએ તે કરતાં વધુ થઇ આવે છે યાને નબળાઇ લાગુ પડવાનો ભય રહે છે. માત્ર મરકુટયાપણુ અથવા પાટલાપણુ અને ખરૂં સોહરાઇ સોકાઇ ગયલું શરીર એ બે જુદાંજ છે પેહેલુ કુદરતી છે જ્યારે બીજુ તેમ હોતુ નથી. તેથી તે કાયદાસરનું વજન તે નક્કી કરવા હું તમને કહીશ કે, જે ચોક્કસ વજન વેળા તમો સઉથી વધુ જોર અને ખમવાની શક્તિ ધરાવો તે વજન તમારૂં 'નોરમલ' છે. અને કાયદાસરનું વજન છે. દાખલા તરીકે એક જાડા માણસને લેઓ, અને જેમ જેમ તેનુ વજન ઘટતું જશે તેમ તેમ તે વધુ શકિતવંત થતો જશે. એથી ઉલટુ, એક પાતળું માણસ, જેમ જેમ તેનું વજન વધશે તેમ તેમ વધુ શકિત તેનામાં આવશે. ત્યારે દરેક માણસનો હેતુ એ હોવો જોઇએ કે તેણે પોતાનું કાયદાસરનું વજન મેળવવુ અથવા બીજા બોલોમાં કહુ તો, તે ચોક્કસ વજન કે જયારે તેનું જોર અને ખમવાની શક્તિ સઉથી વધુ હોય. અને એ માટે કઇ રીતો વાપરવી તે જણાવવા માટેજ આ વિષય લખ્યો છે કે જેથી દરેક વાંચનાર પોતા માટે ઘટતું કરી શકે. –

## દરદ એજ માણસને ઘણીક વેળા અંગ ( વજન વધારતાં ) લેતાં અટકાવે છે.

તેથી જેઓ પોતાનો વજન વધારવા ઇચ્છતા હોય તેઓને હું કહીશ કે, સઉથી પહેલાં તમોને કાંઇક દરદ છે યા નહી તે નક્કી કરવું. જો તમને દરદ હશે તો જ્યાં સુધી તે દરદ રહેલું છે ત્યાં સુધી તમો કાંઇક ઘણું વજન વધારી શકશો નહીં. આ દરદી હાલત અલબતાં તમારી જીંદગીની કોઇક ખોટી રીતોથીજ થઇ હશે. તમને પાચન થઇ શકે તે કરતાં વધુ ખાતા

હશે. તમારા 'મસ્કયુલર' તેમજ પ્રાણીક અવયવોને ઘટતી કસરત (હીલચાલ) નહી આપવાથી તેઓ ઘટતી હાલતમાં રહેલાં ન હશે, અથવા તો તમારા ધંધાના કાર્યમાં તમો જોઇએ તે કરતાં વધુ સખત મહેનતમાં રોકાતા હશો. આ બધી ચીજો જ્યારે કોઇક નબળુ અને પાતળું હોય ત્યારે ધ્યાનમાં લેવાની છે. કાયદા તરીકે, જ્યાં તેવું કંઇપણ દરદ જણાતું ન હોય ત્યાં ખામી, ખોરાકને પચાવવા (assimilation) માં રહેલી જણાશે. તમો પુરતો ખોરાક પચાવી શકતા નથી.

**તમારે યાદ રાખવું જોઇએ કે જે તમે ખાવો છો તેથી નહીં પણ જે કાંઈ શરીરમાં પચાવી શકો તેથી શરીરના રચકણો વધી શકે છે.**

ઘણાઓ એક ગંભીર ભુલ કરે છે અને સમજે છે કે જેમ તેઓ વધુ ખાય તેમ વજન વધે, જ્યારે મોટે ભાગે, આ રીત ચાલવાથી વધવાને બદલે વજન સામું ઘટતું જાય છે, એટલે કે, તેઓ માટે, વજન વધવા સારૂ ખોરાકનો જથ્થો ઓછો કરવાની ગરજ હોય છે. તમારે યાદ રાખવું કે દરેક માણસઈ શરીર જ્ઞાનતંતુ (nervous vigour) ઓની શક્તિનો અમુક જથ્થો ધરાવે છે.

**તમો એટલું બધું ખાઇ શકો, કે જે પચાવવામાંજ તમારૂં શરીર નબળું પડતું જાય.**

શરીરનું દરેક પ્રાણીક અવયવ, પોતા માટે જોઇતી શક્તિ જ્ઞાનતંતુઓ (Nervous System) માંથી મેળવતાં હોય છે. અજાણતાં 'મસ્કયુલર' કામેથી, હાથ પગની મેહેનતથી પણ 'નરવસ' શક્તિ ખપતી હોય છે, પણ, કાયદા તરીકે હાથપગની 'મસ્કયુલર' મેહેનત કરવાથી તો સામાન્ય પ્રાણીક શક્તિઓ વધવાથી પણ છે અને નરવસ શક્તિનો જથ્થો પણ ઉમેરાય છે. એટલે કે મસ્કયુલર મેહેનત કરવાથી—શક્તિ ખપે છે તેમ પાછી ઉમેરાય છે એટલે તેમા કંઈ ટોટો આવતો નથી. હવે, દાખલા તરીકે જ્યારે તમો એક ભોજન જમો છો ત્યારે જ્ઞાનતંતુઓના મધ્યબિંદુમાંથી નરવસ શક્તિનો ચોક્કસ જથ્થો હોજરી અને ઇનિટેસ-ટાઇનમાં મોકલી આપવામાં આવે છે, કે જેથી તે ભોજનને પાચન કરવામાં તથા જરપત કરવા મદદ મળે છે. ત્યારે હવે તમને સહેલાઇથી સમજી શકાશે કે જે પાચનક્રિયાના અવયવો પચાવી શકે તે કરતાં ઝાઝો ખોરાક તમો લો, જે તમો, શરીરને પોષણ થાય તે કરતાં વધુ ખાઓ તો એ વધુ ખોરાકને બાહેર કાઢવા માટે 'નરવસ' શક્તિના વધુ જથ્થાની ગરજ પડે છે. એ ખોરાકને આખી 'એલીમેનટરી કેનાલ' માંથી જવું પડે છે અને ત્યાં દરેક ઠેકાણે રહેલા રસો (juices) કે જે પાચન કરવા માટે જોઇએ છે તેઓને કાર્ય કરવું પડે છે, એ બધે ઠેકાણે 'નરવસ શક્તિ' ની ગરજ પડે છે; ત્યારેજ આ ઉપરથી, જોઇએ તે કરતાં વધુ ખાવાની બદી ઘણા લોકોમાં હોય છે કે જેઓ વજન વધારવાને માંગતાં હોય છે. સરાસરી દરેક માણસ જે તવાઈ ગયલા શરીરથી પીડાતો હોય છે તેનું આ હાલતમાં રેહવાનું કારણ, ઘણાક દાખલાઓમાં જોશો તો, આ જોઇએ તે કરતાં વધુ ખાવાની આદતને લીધે હોય છે.

ત્યારે જો, તમને ઘણું ખાવાની આદત હોય તો વધારવાને માટે, કાયદા તરીકે, તમારે તેનો જથ્થો અડધો ઓછો કરી નાંખવો, અને જોકે તેથી પેહલે અઠવાડીએ તેથી વજનમાં કાંઇક ઘટાડો થયલો દેખાશે છતાં તે પછી, લગભગ દરેક દાખલામાં, વજનનો વધારો થતો ચાલશે અને અલબતાં, વજન વધારો થતાં શરીરની સામાન્ય પ્રાણિક શક્તિ તેમજ કાર્ય કરવાની શક્તિ પણ વધતી જશે.

## વારંવાર ખાવું એ નુકશાનકારક છે તેમાં ખાસ કરી પકાવેલો ખોરાક.

બીજી ભૂલ જે લગભગ દરેક જણ કે જે વજન વધારવા ઇચ્છતો હોય તે કરે છે, તે એ કે ભોજનોની વચ્ચે પણ ખાવાની ટેવ; અલબત્તાં તે એવા વિચારથી કે જેમ વધુ ખવાય તેમ શરીરમાં માંસ ઘણું એકઠું થઇને રહે. જો તમારે વજન વધારવું હોય તો આ આદત છોડી દેવી અને ભોજનોની વચ્ચે વચ્ચે કાંઈ ખાવું નહી. એમ ખાવાથી હોજરીને જોઇતી આસાયશ મળી શકતી નથી. એક વાર ખાધેલા ખોરાકને પાચન થતાં પાંચથી ૭ કલાક લાગે છે તેથી દરેક ભોજનની વચ્ચે ૭ કલાકનો તો ગાળો રાખવોજ. જ્યાં સુધી ખોરાક લેતાં તમને મજાહ લાગે નહી ત્યાં સુધી કદીપણ ખાવું નહી. માત્ર ફરજ તરીકે ખાવાની રીત બીલકુલ છોડી દેવી. ખાવાને મોજ લાગે ત્યારેજ તે અવયવો કે જેઓ પાચન કરવાનાં રસો પેદા કરે છે તેઓનું કાર્ય ઝડપથી થાય છે. તેથી જ્યારે તમો ખુશીથી ખાઓ યાને ભોજન ખાતાં મોજ લાગે ત્યારેજ આ રસો, હોજરીમાં જેવો ખોરાક આવ્યો કે તે ઉપર ટુટી પડે છે અને ત્યારેજ પાચનક્રિયા તેમજ પચાવવાનું કાર્ય સેહેલાઇથી અને સારી રીતે ચાલી શકે છે.

## મોજથી ખાવું એ પાચનક્રિયા માટે જરૂરનું છે.

હવે ખોરાકને ખાવામાં મોજ લાગે એ વિચારને સંપુર્ણ રીતે અમલમાં મુકવાને માટે, એવી સુચના કરાય છે કે, દીવસના ભોજનોની સંખ્યા કમી કરવી. દાખલા તરીકે દીવસમાં ત્રણને બદલે બેજ ભોજન લેવા. ત્રણને બદલે દીવસમાં બે ભોજન લેવાથી કોઇપણ પતલા માણસને ફાયદો ન થયો હોય એવું હું જાણતો નથી, ખરૂં જોતાં એથી તો, દરેક દાખલામાં તેઓ વધુ ખાવાને તેમજ વધુ મોજથી ખાવાને શક્તિવંત થાય છે, અને અલબત્તાં, ત્રણ ભોજન ખાતાં હતાં તે કરતાં બે ભોજનો વધુ સરસ પાચન કરી શકે છે.

ત્યારે આ રીતે એટલે કે ખાવાને મજાહ લાગે ત્યારેજ ખાવું એ નિયમ પાળતાં, તમો જોશો કે સવારનો નાસ્તો ખાવા માટે દશ યા અગીઆર વાગ્યા સુધી તમો થોભશો તો તમને કકડીને ભુખ લાગશે અને ખોરાકની દરેક રચકણુ તમને સ્વાદ લાગશે, અને એવી રીતે જો તમો કરશો તો તમને જણાશે કે જ્યારે તમો માત્ર ફરજના માર્યા અથવા ભોજનનો વખત થયો કરી ખાતા હતા તે કરતાં અતી ઘણો ફાયદો થાય છે. જ્યારે ઘણા થાકી ગયા હો ત્યારે પેટ ભરી ખાવું નહી, કારણ કે શરીરને જ્યારે થાક ચઢી હોય ત્યારે પાચન કરવાવાળા અવયવોની શક્તિ મંદ થયેલી હોય છે જેથી ખોરાક પચી શકતો નથી.

તમારો કામધંધો, બની શકે ત્યાંવિર એવી રીતે ગોઠવો કે, જેથી એક ભોજન જમ્યા પછી તુરતજ તમને કોઇપણ શારીરીક યા માનસીક કાર્ય મજબુત રીતે કરવું ન પડે. ખોરાક લીધા પછી હોજરીમાં લોહીની ગરજ પડે છે, અને તેથી ભેજા તરફ લોહીને પુરતા જથ્થામાં લઈ જવાઇ શકાતું નથી કે જેથી તે કામકાજ સારી રીતે થઈ શકે. મતલબ કે ખાઇને તુરતજ તેવા ભારી કામમાં ગુંટાવું નહી.

સુવાની બે કલાક આગમજ કદીપણ ખાવું નહી. યાને વધુ વખત આગમજ ખાવું. કારણ કે ઉંઘ વેળા આપણી હીલચાલ ઘણી ધીમી ધીમી ચાલે છે તેથી હોજરીમાં અડધો પાચન થએલો ખોરાક, ઉંઘમાં ખલલ કરશે.

સંપુર્ણ રીતે ચાવીને ખાવું ઘણું અગત્યનું છે, કારણ કે ઘણા મરદો તથા ઓરતોના

માં જે નબળી ઓછી પાચનક્રિયા-ફરીયાદ હોય છે તેનું ખોરાક ઝડપથી તો ગળી જવાને લીધેજ થાય છે. વળી તાં ખાતાં વારંમવાર પાણી પીયા કરવું પણ ખોરાકને પાચન થવામાં હરકત છે તો જોકે એકાદ વેળા ખરી તનદોરસ્ત રસ લાગે તો પાણી પીવાની અડચણ નથી, ણ માત્ર પાણી પીવાની આદત રાખી, ખાતાં ખાતાં વચ્ચે પાણી પીવું ન જોઇએ.

આ ઓનાંઓ, દરેક વાંચનાર કે જે પોતાનો વજન વધારવા માંગતા હોય તેઓએ ધ્યાનમાં રાખવી ઘટે છે, પણ એ વિષે વધુ અસરકારક રીતો હું હવે પછીના પ્રકરણમાં જણાવીશ.

ઘણાક તેવા પાતલા માણસોના દાખલાઓમાં, તેઓ જે અઘરતા તથા બરાબર પાચન ન થઇ શકે તેવા ખોરાકો ખાતા હોય તે માત્ર બદલવાથીજ અજાયબ જેવો ફેરફાર થયેલો માલમ પડશે, દરરોજ બે ત્રણવાર માંસ, બટેટા, સફેદ પાઉં તથા મટન પાઇ અને કેક બીસકીટ લેવાને બદલે જો કઠોર, આખા ઘઉંના લોટની રોટલી, દુધ, મલાઇ, પનીર, અને તરકારી જે સીઝનમાં મળી શકે તે તાજા ફળો ફક્ત લેવામાં આવે તો ઘણો ફાયદો થાય.

**તનદોરસ્તીના સુધારા માટે થોડીકબી કસરત કર્યા વિના ચાલી શકેજ નહીં.**

આ વાત યાદ રાખવી કે વજન વધારવા માટે ઘટતો ખોરાકજ છે એટલુંજ નહીં પણ શરીરને સુધારવા માટે બીજી બીજી પણ રીતો સાથે કરવાની છે, આખા શરીરની ' મસક્યુલર સીસ્તમ ' ને કસરત ઘણી અવશ્યની છે. એ માટે કાંઈ ખાસ તેની સંપુર્ણ રીતેની કાંઇ ગરજ નથી, પણ શરીરનું દરેક ' મસલ ' (ગોટલું) વપરાય એવી હીલચાલ દરરોજ કરવી જોઇએ. જેઓ ખોરાકથી સારી રીતે "નરીશ" થયેલા યાને પોષાયલા દીસે છે તેઓ કાંઇ હમેશાં મજબુત મસલવાળા હોતા નથી, પણ જેઓના ગોટલાંઓ મજબુત થયેલા હોય છે તેઓ હમેશાં પુષ્ટ થયલું શરીર ધરાવતા હોય છે. મસક્યુલર શક્તિ બાંધવાથી જ્ઞાનતંતુઓ (nerve centres) નાં મધ્યબિંદુઓમાં જે વિજળીક અથવા ' નરવસ ' શક્તિ રહેલી છે તેમાં વધારો થાય છે, અને આ "નરવ સેન્તર" માંથીજ આપણને બધી શક્તિ ખોરાકને પાચન કરવા માટે અને તેને આખાં શરીરમાં વહેંચી આપવા માટે આવે છે. દાખલા તરીકે, લાંબુ ચાલવાની કસરત એ સક્રિય પ્રાણીક શક્તિ છે, અને એ (ચાલવાની) કસરતો સાથે જ્યારે લાંબા દમ (Deep Breathing) લેવાની કસરતો કરાય છે ત્યારે, લગભગ સઘળા દાખલાઓમાં, શરીરની કાર્ય કરવાની (Functional Power) શક્તિ વધે છે, અને પરિણામે ચરબીનાં રજકણો માંસમાં વધવા માંડે છે. અલબત્તાં, જ્યારે આ લાંબુ ચાલવાનું ચાલુ કરાય છે ત્યારે, નિયમ તરીકે, એક માણસ એટલી બધી ચરબી ભેગી કરી શકતો નથી. ચાલવાની કસરત વજન વધતાં અટકાવે છે, પણ જ્યારે આ તમો કસરતો કરો છો તે દરમ્યાન તમો વધુ પ્રાણીક શક્તિ બાંધતાં જાઓ છો, અને જ્યારે તમો ચાલવાનો માઇલો દર દીવસ કમતી કરતા જશો ત્યારે પ્રાણીક અવયવો શરીરમાં વજન વધારતાં જશે. સઘળી જાતની ઘરની બાહેરની કસરતોની ખાસ ભલામણ કરાય છે. ત્યાં તમને ' ઓક્ષીજન ' હવા મળે છે, કે જે તમો જેટલી વધુ લઇ શકો તેટલી થોડીજ છે. જ્યાં સુધી બને ત્યાં સુધી ઘરની બાહેરજ રહેવાનું કરવું. ઉઘાડી બારીની પાસેજ તમારે સુવું. અથવા જો બની શકે તો બારીની અંદરજ ખાટલો રાખવો. ખરાબ હવાથી ચ-

રીરની પ્રાણીક શક્તિ ઓછી થઇ તે નબળું પડે છે. જ્યારે 'ઓક્ષીજન' હવા પુષ્કળ મળ્યાથી પ્રાણીક શક્તિ વધે છે. ખરૂં જોતાં મારો એક લેખક મિત્ર છે કે જે સઘળો વખત સાયનટીફીક શોધ કરવામાં મંડેલો છે તેણે કહ્યું છે, જે તમારે યાદ રાખવું ઠીક થઇ પડશેઃ તે કહે છે કે દરેક દમ જે તમો અંદર ખેંચો છો તેમાં ચોક્કસ જથ્થો વિજળિક શક્તિનો રહેલો હોય છે, અને જો હવામાંથી તે ઓક્ષીજન કાઢી લેવાય તો જે હવા દમમાં લેવાય છે તે માહેથી આ વિજળિક શક્તિનો જથ્થો ઘણોજ ઓછો થઇ જાય છે.

### મનની વૃત્તી અગત્યની છે.

વજન વધારવા માટે એક માંણુસની મનની હાલત સંતોષી હોવી જોઇએ. તમને કાંઇક ચીજ માટે મનની મુજવણ થયા કરે તો તમારા શરીરમાં માંસ લાવવાની આશા રાખવી નહી. ચિંતા કરવાથી કોઇબી માણસને ફાયદો થયો નથી, ખરૂં જોતાં ચિંતા અથવા મનની મુજવણ કરવી એ પણ એક શાનતંતુનું દરદ છે. જે માટે કબીરની વાત મને યાદ આવે છે કેઃ—

ચિંતા બડી ડાકણી, કાટ કલેજા ખાય
વૈદ બિચારા કયા કરે, કહાં તક દવા લગાય?

અર્થ એકે ચિંતા રાખવાથી કોઇબી ઉપાયો કારગત લાગતા નથી માટે કોઇબી ચીજ માટે મનની ચિંતા કર્યા કરવી નહી. મનને સમાધાન અથવા શાંત રાખવાની આદત પાડવી, મનને સંતોષી રાખવું, અને આ ગુણો માટે તમારેથી બને તેટલી મેહેનત કરવી. જીંદગીમાં જે સઘળી મોજ રહેલી છે તે મેળવવા કાજે, આ ચીજ કરવાની ઘણી જરૂર છે, અને ખાસ કરી, શરીરનું વજન વધારવા માટે તો તે વધુ અગત્યનું છે.

અલબત્તા કામધંધા માટે વિચારો કરવા જોઇએ, પણ ચિંતા ભરેલા ન હોવા જોઇએ. તમારે પોતાને કાંઇક સુચના કરવી જોઇએ કે હું હમેશા શાંત અને ખુસમીજાજમાં રહીશ. ચિંતા કરવાથી વજન ઘટે છે અને શરીર દુબળું થતું જાય છે. ઘણાક પાતલા દેખાવના માણસો ગેહેદીઓ ઉપર જોખમદાર ઓહદાઓ ધરાવતા હોય છે તેઓ પોતાના મેંજાના કાર્યને અને તેવી બીજી ચિંતાઓ સાથે ભેળી નાંખે છે. કામકાજનાં વિચારો હરકતકર્તા નથી; તેઓ આપનું કામ સરનજામ ઉતારે છે, જ્યારે નાહકની ચિંતા ફીકર સામા આપની ફતેહની આડે આવે છે, અને તેની શરીર તેમજ મન ઉપર માઠી અસર થાય છે.

માટે ભેજાંને પુરતી આશાયશ આપો. સારી જેવી ઉંઘ આવે તેમ કરો.

ટુંકમાં, એવી રીતનું રેહવું કરવું કરો કે જેથી તનદોરસ્ત માંસ બંધાય. જ્યાં જ્યાં ખાડા હોય, મહોડામાં ગાલમાં, તેમજ દરેક ભાગ ઉપર માંસ આવી તમારો બાંધો સુંદર સમાનતામાં આવે, જે માટે ઘટતો ખોરાક, સંભાળ ભરેલી ખાવાની રીત પુરતી આશાયશ ને ઉંઘ, તાજી ચોખી હવા અને કસરત એજ વાંછા છે. દરેક જાતનાં પ્રવાહી પીનાં, યાને પાણી, ફળનાં રસો પુરની રીતે પીવો, દરરોજ ચોક્કશ પ્રમાણમાં કસરતો લો. લાંબા ઉંડા દમો ખેંચો, ખોરાકને સંપુર્ણ રીતે ચાવો, ચામડીને તેમજ બીજાં કચરો કાઢવા વાળા અવયવોને ચપળ રાખો, સુખી રેહવાની તજવીજ કરો, ખુબ હસો, તમને દરરોજ સાફ ઝાડો આવે અને કબજીયાત ન રહે તેમ કરો. ટુંકમાં તમારા શારીરીક હાલતને સારી રીતે રાખો અને તમારો વજન પોતાની મેળે પ્રમાણમાં આવી જશે. ગમે તેટલી કોશેશો કરતાં જેઓ પોતાનું વજન વધારવામાં નિષ્ફળ ગયા હોય તેમને હું હીંમત આપીશ કે, તેમ થઇ શકશેજ. તે માટે ખંતીલા થવું. ખંત ફતેહ માટે અવશ્યની છે, તાત્કાલીક પરીણામો હમેશાં આવી શકતાં નથી.

# સૌ સારૂં જેનું સેવટ સારૂં!

## ( ટુંકી વાર્તા ).

"ગુલશન" માટે — લખનાર—આર. ડી. બગવાડીયા.

હૈદરાબાદના પેન્શનર નવાબબેગના મહાલ સરીખા મકાનમાં તેનો નવો સેક્રેટરી મહેબુબખાં ઉફાખાં બીછાનામાં ઉંઘ વગર આમતેમ કોર મરડતો વિચારોના વમળમાં વિંટળાયલો હતો.

પોતાની ગરિબાઇ — કરજ — નાસીપાસી—ે બગડેલ જીંદગીના તરેહવાર ખ્યાલો તેને .. નતા હતા. જેની પાછળ તેના માંગનારાઓ ઉશ્કેરેલા હતા. તે નસીબનો બળેલો હતો પણ આ વખતે તે પોતાની જીંદગીમાં પહેલીવાર તે મોટા સરકારી ઓહ્દેદાર નવાબબેગનો ખાનગી સેક્રેટરી બનવા તે નસીબવંત થયો. હવે તેની આવક વિશેષ થનાર હતી છતાંબી કરજનો ખાડો પુરાય તેમ નહતું એટલે જે દિવસો જતા હતા તેમાં તે બેઆબરૂ થનાર હતો એવા ખ્યાલથી તે દુઃખી થતો બીછાનામાં તરફડતો હતો. આબરૂને હવે તે વ્હાલી ગણતો હતો એટલે પોતાના આવા મોટા દરજ્જાને ધોકો પુગે ને તે હીણપતીમાં આવી ગરીબાઇમાં પાછો ફચડાતો થાય તે કરતાં બહેતર તેનું મોહત આવે એવું ઇચ્છતો હતો.

નવાબબેગનું કોઇ ખાનાર પીનાર હતું નહિ એટલે પહેલીજ નજરે જવાન મહેબુબને તેના ખાનદાની દેખાવ પરથી લોભાઇ ઘણીજ આગતા સ્વાગતાથી રાખતો હતો. મહેબુબ જાણતો હતો કે તે બુઢા પાસે બેશુમાર ઝવેરાત હતું. જે સઘળું તેના સ્ટડી રૂમની પાસેના એક ખાસ મજબુત ઓરડામાં રાખવામાં આવતું હતું. તેને મહા બુરો વિચાર તે રાત્રે સુઝ પડતો હતો...પણ તેણે કોઇપણ દિવસે ચોરી કીધી નહિ હતી એટલે ડગમગતો હતો. બીજી સહવારે પોતાના માલીકને પોતાની ખરી હાલતથી વાકેફ કરી તેની મદદ લેવાના સંતોષકારક નિવેડાપર આવી તેણે ઉંઘવાને જમણી તરફ કોર મરડી તેટલાં નીચે કાંઇક અવાજ થતો તેને સમજાયો.

તે પોતાના બીછાનામાં ઉઠી બેઠો. નીચે કોઇના ધીમાં પગલાં વાગતાં રાત્રીની શાંત ચુપકીદી વચ્ચે તેને ખુલ્લાં સમજાયાં. તે ધીમેથી ઉઠયો અને પોતાનું બારણું ખોલી દાદર તરફ ડોકયું કીધું...ગજબ!—નીચે બત્તીનો ઝાંખો ઉજાસ ફેલાઇ રહ્યો હતો. કશાબી હથીયાર વગર તે લાગલો ધીમા કદમે તે દાદર ઉતરી સ્ટડી રૂમના દરવાજા આગળ આવી ઉભો. અંદર કશી હીલચાલ થતી હોય તેમ તેને લાગ્યું. બારણું ઉઘાડું હતું. એટલે અંદર કોઇ સાહુકારીથી દાખલ થયું હતું. તે ઉંબરપર થોડીક મીનીટ ઉભો પછી કાંઇક વિચાર થતાં તેની પાસેના ઓરડા તરફ ધીમેથી ગયો.

# હરસ ઉપર ચમત્કારીક ઇલાજ.

## ડા. બે. મોતીવાળાની વનસ્પતીની હરસની ભુકી.

હરસ બહારના કે અંદરના, લોહીયાર કે મસાવાળા હોય તે આ દવાના ત્રણ ચાર ભાગ લીધાથી તદન બેસી જાય છે હરસ દુર કર્યા ઉપરાંત એ દવાથી સંધીવા, કમરનો દુખાવો, જોશદાર કબજ્યાત વગેરે દરદો તરતજ નરમ પડે છે. અને ઘણાજ થોડા વખતમાં મસા બીલકુલ બેમાલમ થઇ નાબુદ થાય છે. બીજો કોઇ પણ ઉપાય ન કરતાં આ સલામત સસ્તો, તરત ગુણ કરતો વનસ્પતીનો ઇલાજ એ દુઃખથી પીડાતા દરદીએ કરી જોવો આ દવાના ગુણની હમારે મોહડે તારીફ ન કરતાં જેઓને ગુણ થયો છે તેઓની સરટીફીકેટોવાળું હેંડબીલ મંગાવી વાંચ્યાથી ખાત્રી થશે હરસની ભુકીની દાબડી એકનો રૂ. ૦ાા.

હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની અચુક દવાની શીશી ૧) નો રૂ. ૦ાાા, ૧૧ ને ૨.

## હરસનો મોતીવાળાનો અકસીર મલમ.

હરસને લીધે સફુરામાં ઘણી અગન બળતી હોય તો એ મલમ લગાડવાથી ઠંડક લાગી અગન તદન તુરતજ નરમ પડી જાય છે હરસ ગમે એવી જુની અથવા હઠીલી હોય તે છતાં દરદીએ સર્વે દવા ફેંકી દઇ હરસ કપાવવાનો વીચાર પણ માંડીવાળવો અને ફકત એકજ અઠવાડીયું તેણે આ દવા વાપરવી. આ મોતીવાળાનો હરસનો મલમ બાહેરથી લગાડયો હોય તેમજ મોતીવાળાની હરસની ભુકી ગળી હોય તો ગમે એવો મસાવાળો જુનો હરસ થોડાજ દીવસમાં તુરત મટી જાય છે. હરસના મલમની દાબડી એકનો રૂ. ૦ાા

હરસથી પીડાતાંઓને થતી કબજ્યાત દુર કરવાનો ખાસ જુલાબનો ઉત્તમ ગુણોવાળા પાકની દબી ૧) નો રૂ. ૦ાા

## હઝારો સરટીફીકેટોમાંથી થોડીજ નીચે છાપી છે:—

મોતીવાળાની દવા મેં પોતે વાપરી છે. અને મારે કહેવું જોઇએ કે તેથી મને ગુણ થયો છે.

દસ્કત. જે. મોનટગોમેરી,

(બુલદાનાના સીવીલ સરજન).

તમારી હરસ ઉપરની દવાઓની મેં ઘણી તારીફ સમજી છે માટે એક દાબડો હરસ ઉપર ચોપડવાના મલમનો મોકલજો. અમારા ગામના દેશાઇ સાહેબ શેઠ છોટુભાઇએ પણ એની અતીશય વખાણ અને તારીફ કરી છે.

ગણદેવીના ડાકટર શેખ ફેજુલ્લા લીહાતુલ્લા.

હું લખવાને ખુશી છું કે તમારી મોતીવાળાની હરસની દવા તમારા ફરમાવ્યા પ્રમાણે પાંચ દીવસ સુધી લીધાથી લોહી પડવું તદનજ બંધ છે, અને દુઃખાવો પણ પાંચ દહાડા થયા નથી થયો. એ દવા ખરેખરીજ અસરકારક માલમ પડી છે.

ડી. એફ. હયો.

મુંબઇના સરકારી મહેલના સુપ્રીનટેનડંટ—

કેટલાંક વરસથી હું હરસથી હેરાન હતો અને તે ઉપર મેં જુદા જુદા દેશી તેમજ યુરોપીયન ઇલાજો અજમાવ્યા હતા પણ મોતીવાળાની હરસની ભુકી અને મલમ સર્વમાં મને ઘણાજ સગવડ ભરેલાં અને વખાણવા લાયક માલમ પડયાં છે મોતીવાળાની હરસની દવાઓ લીધી ત્યાં સુધી હું એક મલમ લગાડતો હતો, પણ તેથી કશો ફાયદો થયો નહીં; પણ મોતીવાળાની ભુકીનો પહેલો ને બીજો ભાગ લીધા પછી ચોવીસ કલાક રહીને હું મલમ લગાડવા જતો હતો પણ મારી અજાયબી વચે મને હરસ મસા બીલકુલ જણાયા નહીં અને મલમ લગાડવાનું કામ પણ રહ્યું નહીં અને એ રીતે એ દરદે પાછો દેખાવ દીધો નથી.

ગોવરધન મા. ત્રીપાઠી.

વકીલ, હાઇ કોર્ટ અને યુનીવરસીટીના ગુજરાતી પરીક્ષક.

એ ઉપરાંત ખાંસી, દમ હાંફણ, ઓડી પીશાબ, દરાજ, ખરપરાં કોઇ પણ જાતની તાપ, કેનસર, દાઝવાથી થયલાં જખમો, કબજ્યાત, દુખતા દાંત અથવા દાઢ, લાગતી પાક, નાતવાની, મરડા, કોલેરા, દાએરીઆ, બદહજમી, શરીરના મોરચાવલા ભાગથી થતી ઇન્ન, બીગડેલાં શરીરનાં લોહી વગેરે અનેક દરદોપર વાપરો મોતીવાળાની વનસ્પતીની સસતી ગુણકારક દવાઓ.

એકલા બનાવનાર—ડા. બે. મોતીવાલા.
મોરલેન્ડરોડ, ભાયખલા કલબની પાસે,
ભાયખલા—મુંબાઇ.

નવસારી ખાતેના એજંટ:—
ફરામજી મહેરવાનજી ડીગરીઆ.
મોટા બજાર નવસારી.

દવા મંગાવતી વખતે જાહેર ખબર કયાં ચોપાનીયાંમાંથી વાંચી તે મહેરબાની કરી જરૂર લખવું.

# સીગનલ વોચ કંપની,

## હોર્નબી રોડ કોટ–મુંબઇ.

આ કંપનીના પહેલી ક્વોલીટીનાં ઘડીયાળો વીસ વરસે પણ નવાં જેવાં દેખાય છે. ઘણી સાંબે વખતે બીજી કંપનીતો દૂર મુલક પર છે. કારણ પરાં કાપનારના હોસ–ર



ઠાવાથી હવાના ફેરફાર આગે રક્ષણ કરે છે. હિંદુસ્થાનની ઓફીસે ફેરવના કામદાં– તેમાં આ ઘડીયાળો ઘણાં બહોળાં લેવાતાં છે. ઘણા ચાલાક, માહેકોના, હાથથી રીપેર થઇ શકે છે.

હમારી કંપની થોડે વાજબી નફે સંતોષ પામતી હોવાથીજ હમારા ડીયાળો સસ્તાં છે. હમારા વેપારી ભાવો દરેકને અનુસરતા છે. સઘળા વેપારીઓ પાસેથી મળી શકશે. માલેક—મનચેરજી કાવસજી દોરડી ઘડીયાળી.

# રૂ. ૧૦૦ ઇનામ.

## તાવની રામબાણ દવા.

આ દવાથી કોઇપણ જાતનો તાવ ના ઉતરે તો લીધેલા પૈસા પાછા આપીશું. આ દવાથી ચોથીઓ તાવ નથી ઉતરતો એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ નું ઇનામ આપીશું. ગોળી ૫૬ ની ડબીની કીં. રૂ. ૧–૦–૦

## શક્તિની દવા.

શકતી જીવનમાં શક્તિ લાવવાનો ગુણ નથી એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ ઇનામ મળશે. દરેક જાતની નબળાઇ દૂર કરીને પુરૂષત્વ વધારે છે. વૃદ્ધાવસ્થાથી અગર બીજાં કારણોથી ઘટેલી યુવાની શક્તિ વધારે છે. નામરદાઇનાં દરદો અને નસાની નબળાઇ દૂર કરે છે. ગોળી ૧૦ ની ડબી ૧ ની કીં. રૂ. ૨–૮–૦

"ધાતુ વિકાર"—નામનું પુસ્તક એક કાર્ડ લખનારને મફત મોકલવામાં આવશે.

શા. ગીરધરલાલ દયાળજી. ગીરધર ઔષધાલય.

હેડ ઓફીસ:—ધોળકા, ગુજરાત.
બ્રાંચ ઓફીસ:—મુંબઇ, મારકીટ છીપીચાલ, શી. વણારસીદાસની કું.

કાગળ પત્રને વ્યવહાર હેડ ઓફીસે કરવો.

યા ખુદા ! ત્યાંનો દેખાવ જોતાં તે ફાટીજ . તે ચોર મૂછાળો નહતો પણ એક સ્ત્રીના ાક હાથો નવાબબેગની તીજોરી સાથે ચેડાં ા હતા. તે તીજોરી માંહિલું મીનઅતીના સ વચ્ચે ઝલકતું જવાહીર તેણીની બેગમાં રપ થતું હતું. તેનાથી કુદરતી એક ધીમી ચીસ પડાઈ ગઈ. પેલીએ ચોંકી પોતાની પાછળ જોયું અને મહેબુબ કુદીને તેણી પાસે પહોંચે તે પહેલાં તો તે તીજોરીવાળા રૂમનું સ્પ્રીંગનું બારણું બંધ થઇ ગયું. તે ઓરડામાં પોતેજ કયદ થઇ હતી એવા ખ્યાલે મગન થતો તે ઉભો. તેટલાં બહાર બાગમાં કુતરાનો ભસ્વાનો અવાજ તેને સમજાયો. બારી માંહેથી ડોકાવતાં તેણે દુર એક આકારને ઝડપથી નાહસતાં જોયો. બાગનો કમ્પાઉન્ડ ઘણોજ વિશાળ હતો એટલે તેમાંથી બાહર રસ્તાપર નીકળવાને પેલીને ઘણો વખત લાગશે એવા વિચારથી મહેબુબ પોતાના માલીકનું જવાહીર બચાવવા તે ચોરને પકડવાને તે ઓરડાની નીચી બારી માંહેથી બાગમાં કુદી પડયો. બાગમાં તેઓ વચ્ચે નાસાગોસાનો દાવ શરૂ થયો પેલી ગુંચવાઇ ગઇ અને ઉલટો રસ્તો લીધો એટલે આડી ભીંત આવતાં મહેબુબના હાથમાં સપડાઇ ગઇ. ચાંદરનામાં તે સ્ત્રીનો સુરખા રહિત ચહેરો જોતાં મહેબુબ પણ પળ ગુંચવાડામાં પડયો. તે સાધારણ ચોર હતો, નહી. તેણી એક સ્ત્રી હતી અને તેણીનો ચહેરો રોબવંતો, સોહામણો પણ દુઃખથી છવાયલો હતો.

" તું કોણ છે બાઈ ? " હીંમત એકઠી કરતાં તેણે સવાલ કીધો.

" તમે કોણ છો ? " પેલીએ સહજ ગુસ્સાથી ઉલટો સવાલ કીધો.

" હું નવાબબેગનો ખાનગી સેક્રેટરી છું... મેં તમોને જવાહીર લેતાં જોયાં હતા —→ કહેશો તમો કોણ છો ? "

" તમોને હું જણાવવા માગતી નથી— લ્યો આ મેં લીધું હતું— હવે એ મને જોઇતું નથી " — અને એટલું બોલતાં તેણીએ પેલો બેગ ખાલી કીધો. પોતાની આખી જીંદગીમાં ન જોયલું તેવું જવાહીર ચંદરની રાત્રીના ઉજાશમાં ત્યાં ઝળકી રહ્યું. તે ભાનભુલો જેવો તે જોવાને જમીન પર ગુંઠણ ટેકવી બેઠો, તેટલાં તો પેલી ત્યાંથી ઝડપથી ખસી ગઇ તેનું પણ તેને ભાન રહ્યું નહિ. બાહાર મોટરના એન્જીનનો અવાજ થતાં તે ચોંકો તે ઉઠીને દરવાજા ભણી દોડયો પણ શીકાર મોટરમાં છટકી ગયો હતો છતાં જવાહીર સલામત હતું એટલો તેને મોટો સંતોષ હતો. તે સઘળી બ્હીક કે ધાસ્તી ભૂલી ગયો. તે જવાહીર સાથે એકલો બેસી ત્યાં તે કેવો જોખમ ખેડતો હતો તેનું વટીક તેને ભાન હતું નહિ. તે જવાહીરના એક પછી એક પછી એક નંગો તાજુબીથી જોતો ત્યાં તે બેઠો તેટલાં તો તેના ખભા પર એક મજબુત હાથ પડયો. ચોંકીને ઉંચે જોતાં તેણે ચોકીદારને ઉભેલો જોયો.

" વાહ મિયાં — ઠીક હાથ મારો છે — કીંમત આંકતા હતા કે ? " પેલાએ ચેષ્ટા કરતાં કહ્યું. જ્યારે તેને તેના ખભામાંથી એટલા જોરથી પકડયો હતો કે તેનો હાથ તદન જુદો થઇ ગયો હતો એટલે એક ચીસ સમેત તે છોડી દેવાને પેલાને કહ્યું.

" એઈ તું શું કહેવા માગેછ ? " હવે સહજ હીંમતથી મહેબુબે પેલાને પૂછયું.

" કહેવાનું એમકે નવાબબેગનું જવાહીર ચોરવા માટે તમોને ચોકીપર લઇ જવા પડશે. " પેલાએ ઠંડે કલેજે કહ્યું.

" પણ મેં ચોરી કીધી નથી. ચોર બીજોજ હતો કે જે તે પકડવા જતાં તે લાંજ આ જવાહીર છોડી નહાસી ગયો છે. "

" બચ્ચાંને બનાવ — એ તાહરા પેતરા કાંઇ ચાલશે નહિ " પેલાએ હવે દાટી કીધી.

" તું નવાબબેગના સેક્રેટરીને આમ અપમાન કરવાની સરકશી કરે છે ? " મહેબુબ હવે તરડાયો.

" એ—ભલે ગામનો ગવરનર હોય તો શું મુજાકો છે?— મેં તુંને જવાહિર સાથે પકડયો છે એટલે બીજો ખુલાસો માહરે સાંભળવો નથી— હમણા બાહારના પહોરેગીરોની રોન જશે કે તેને ખબર આપી હું અંદર ચેતાવીશ "—અને એટલું બોલતાં પેલું જવાહીર તે બેગમાં બંધ કરતો જમીન પર બેઠો.— મહેબુબ—નસીબમાં જે બનવાનું હશે તે બનશે કરીને ચુપચુપ ગમડી રહ્યો. એ નો ધંટો લોઢીમાં ઠોકાયો કે બાહર લાકડીનો ને ભારે પગલાનો અવાજ સમજાયો. — પેલાએ બ્હીસલ ફોડી કે બહારથી તેનો જવાબ મલ્યો અને પાંચ મીનીટમાં તે રાથોડી બાંધાના નીઝામી પોલીસના માણસો ને અમલદાર ત્યાં આવી ઉભા. તેને કાંઇક કહી તેના હવાલામાં સોંપી ચોકીદાર બંગલા તરફ વિદાય થયો. મહેબુબ હવે જ્યાદા તડપ્યો એટલે તેણે ત્યાંથી નહાસવાનો ઈરાદો કીધો. જોકે તેમ થવાથી તે તે લોકને વધુ શકમંદ બનવતો હતો છતાં તેના બચાવનો બીજો રસ્તો હતો નહિ બેપરવાહ ઉભેલા સીપાહોનો લાભ લઇ તે ત્યાંથી નહાસવા લાગ્યો—પણ પોલીસ ખાડી જાય તેવી નહતી. — તેને દરવાજા સુધી પુગતાંજ પકડી કાઢયો અને છાતીમાં એક મુક્કી લગાવી કે જેથી મહેબુબ ત્યાંજ બેશુદ્દ હાલતમાં પડયો.

× × × ×

દસ દિવસ પછી નીઝામી અદાલતમાં ચોરીનો કેસ નીકળ્યો — મહેબુબ તરફથી પણ હતું નહિ એટલે તેનો ગુનાહ ... સાબેત થયો હતો—માજીસ્ટ્રેટ તેને સજાનો કમ આપવા જતો હતો તેટલાં ચોબદારે ... સાક્ષી આવવાની ખબર કીધી કે જે મહેબુબને ગુનાહ પુરવાર કરી આપનાર હતો. પેલા સાક્ષીને અંદર લાવવાનો હુકમ થયો. મહેબુબ તેમજ આખી કોર્ટ તાજુબ થઇ કારણકે બુર્ખાવાળી એક ઓરત ત્યાં સરભોગ ચાલી આવી તેણી લાગલી સાક્ષીના પીંજરામાં ગઇ.

" માહરો ખુલાસો લગાર લંબાન થશે તે માટે આશા છે જે કોર્ટ મને દરગુજર કરશે " મીઠી વાંસલી જેવો અવાજ ત્યાંની શાન્ત ચુપકીદીમાં ગણુગણી રહ્યો. મહેબુબ અને નવાબબેગને તે અવાજ ઓળખીતો લાગ્યો.

' આ શખ્સ કે જેને તમો ગુનેહગાર કહો છો તે બેગુનાહ છે. ઔર એણે તે રાત્રે પોતાના માલીકની કીંમત સેવા બજાવી છે કે જે માટે બીચારાને આવો બદલો આપવામાં આવે છે. ચોરી કરનાર હું હતી અને મને મુદ્દા સહિત પકડનાર એવણ હતા. હું ગઈ રાત્રે છટકી ગઇ ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહતો કે આ શખ્સ પર માહરા ગુનાહનું જૂઠું આળ મેલવામાં આવશે. વર્તમાનપત્રોમાં મેં સઘળું વાંચ્યું છે અને આજે એને નાહકના ગેરઇન્સાફ માંથી બચાવવા હું ખુદ આવી છું—" લાં દેણે દમ લેવા થોભી. આખી કોર્ટ આ તેણીના ખુલાસાથી તાજુબીમાં ચુપ બેઠી હતી.

તે હું કહીશ. હવે સમજો મારી ચોરી કરવાની મકસદથી હતી હાલમાં એકવીસ સાલ મેં પુરાં કીધાં છે. એટલે જે જવાહીર મેં લીધું હતું તે સઘળાં પર મારો હક હતો, આજથી પાંચ વર્ષ પર મારી પસંદગીના શખ્સ સાથે પરણવાથી મને મારા બાપ નવાબ બેગે સઘળા વારસાથી રદ બાતલ કરી કાઢી મુકી હતી. આ જવાહીર મારી મરહુમ માતાનું છે કે જે પર મારો સઘળો હક પુગે છે. મેં મારા બાપનું મોહ ફરીથી ન જોવાના હડહડતા સોગંદ લીધા હતા એટલે તેની પાસે હું હાથ ઓળવા ગઈ નહતી. મારો ધણી બીમાર છે હમો ઘણીજ ખરાબ હાલતમાં આવી પડયા છીએ એટલે મારા હકનું લેવા હું તે રાત્રે ચોરી છુપીથી નવાબ બેગના મહાલેમાં દાખલ થઇ હતી. ત્યારપછી શું તે બન્યું છે. તમોને રોશન છે " ખુલાસો ખતમ થયે તેણી ધ્રુજવા લાગી—નવાબબેગની આંખોમાં આંસુ પ્રગટી રહ્યાં હતાં. જ્યારે મહેબુબ તે બહાદુર સ્ત્રીએ કીધેલા તેના બચાવ માટે તેણી તરફ ઘણીજ લાગણીથી જોતો હતો. આખી કોર્ટ તે સ્ત્રીના ખુલાસાથી તેણી તરફ દયા બતાવતી હતી, અને નવાબબેગની આવી ઘાતકી વર્તણુક માટે તીરસ્કાર પ્રગટ કરતી હતી. તે બુટો ઉઠયો અને સાક્ષિના પીંજરામાં ઉભેલી તે પોતાની બેટીને ઘણાંક વર્ષ પછી પસ્તાવાના આંસુ ખેરવતો ભેટયો. તેઓ બને બહાર પડયાં—મહેબુબને માન સહિત છૂટો કરવામાં આવ્યો—અને પછી જ્યારે તે ત્રણે એકઠાં મલ્યાં તે વખતનું ચિત્ત ઘણુંજ ખુશનુમા હતું. તે બન્ને બાપ બેટી પાછાં એક થયાં હતાં તે માટે મહેબુબ ખુશી તેમજ મગરૂર હતો એટલે તેણે તે બુઢાને કશો ઠપકો આપ્યો નહિ જોકે તેણે તેની હજારો હજાર માફી માંગી—નવાબબેગની દીકરીનો ધણી જલદીજ ગુજર પામ્યો. ખચીત તે એક બદગાશનેજ વરી હતી. એટલે હવે તેણીને તેણીના બાપે પોતાના સાથામાં લીધી.

થોડોક વખત પછી મહેબુબે તેણીને પોતાની બીબી બનાવવાની ઇચ્છા પૂછી જે માટે તેણી રાજી થઇ એટલે નવાબબેગની ખુશી સહિત તેઓની નીકાહ ધામધુમથી થયા અને સઘળું સેવટ સારૂંજ આવ્યું.

# Laugh.

## Pleasant Surprise.

LUCILLE was a carefully brought up little girl of five, and she returned in high glee from her first party.

"I was a good girl," she announced, "an' I talked nice all the time."

"Did you remember to say something nice to Mrs. Applegate just before leaving?" asked her mother.

"Oh, yes I did," responded Lucil. "I smiled at her and said, 'I enjoyed myself very much, Mrs. Applegate, I had lots more to eat then I spected to have."

## Consoled.

A RECTOR in South London was visiting one of his poorer parishioners, an old woman, afflicted with deafness. She expressed her great regret at not being able to hear his sermons. Desiring to be sympathetic and to say something consoling, he replied, "You don't miss much."

"So they tell me," was the disconcerting reply.

## Realism.

MOTHER (entering the nursery): Children, why do you look about looking so solemn and unhappy? Why not play a game of some sort?"

One of 'Em: "We are playing. We're grown-up ladies making a call.

## Sufficient unto the Hour.

SNAPPY YOUNG WIFE: "To be frank with you, if you were to die I should certainly marry again."

Harassed Husband: "I've no objection. I'am not going to worry about the troubles of a fellow." I shall never know."

## Kill or Cure.

"DOCTOR, I'm feeling awful. I can't eat, I can't sleep, I—"

"I can cure you," said the doctor "Go and ask her to marry you."

## Cupid was Up to Date.

ENGAGED to four girls at once!" exclaimed the horrified uncle. "How do you explain such shameless conduct"?

"I don't know," said the graceless nephew. "I guess Cupid must have shot me with a machine-gun."

## What We Read.

"HERBERT BROWN, who was killed by a live electric wire last Thursday, is now in a London hospital, where, under the care of the skilful doctors, he is slowly but surely recovering."

Certainly skilful doctors, those at that hospital:

## Eat Less Food.

IN a deeply religious family the eight-year-old son had been taught to ask a blessing at table.

One afternoon there were a number of women asked to luncheon, and the Kiddie, being a bit embarrassed, made the following brief petition:

"O Lord, forgive us for this food.

## The Real Tragedy

"DON'T you find it an awful exp... to have three marriageable daughte. on your hands ?

"Yes, and the worst of it is I'm beginning to think they're not marriageable."

## How Mr. Smith Rode.

LAWYERS are some times put it with witnesses, as was a lawyer who was cross-examining a witness as to the wa in which a Mr. Smith rode a horse.

"And how does Mr Smith ride a horse?" asked the lawyer.

"Generally in a saddle, sir," was the answer.

"Yes said the lawyer. "Quite remarkable. But what gait does he ride?

"He never rides any gate at all, sir," was the answer. "But I have seen his son take every gate on the farm."

"Ah," said the lawyer. "Perhaps you will tell the jury how Mr Smith rides when he is in company with others.

Yes sir, said the willing witness "He keeps up with them when he can and when he can't he falls behind."

The lawyer by this time was ruffled. "Now, I want a clear answer to my next question," he said. "How does Mr. Smith ride when he is alone?"

"I don't know, sir," was the reply. "I have never been with him when he was alone."

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મિ૦ સી. એમ. વાવડા,
બોક્સ ૨૨, ટોંગાટ,
ફોસ્ટરલી, S. W

દક્ષિણ આફ્રિકા ખાતે
જતાં ગુલશનના લવાજમો
મી૦ વાવડા સ્વિકારશે.

# ગુલશન.

# GULSHAN.

ફેબ્રુવારી. ૧૯૧૮. વૉલ્યુમ ૧૦. Vol. 10 February 1918.

## આંકડયું



Printed by Maneklal A. Doctor, at his Shree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah E. Bhagalia Mota Falia, Navsari. Dated 12—2—18

# બે બોલ.

મારાખી ક્યાં મોગ લાગ્યાતા કે આવ બલા, પકડ ગળા જેની વાત મેં કરી! ગયા અંકમાં ભાઇ રસીકનાં પુસ્તકનો રિવ્યુ લેતાં લુપીનની એક ઉત્કટની વાર્તા ગુલશનમાં જલદીથી શરૂ કરવાનું જણાવતાં મારાપર તરારાનો ગોયા વરસાદ વરસ્યો છે. જે હોય તે તંતડાવીને લખે છે કે "લુપીન શરૂ કરૂં છ! શરૂ કરૂં છ! કરી તમે વાણા કરો છ ને તે છતાં ઉડાવ્યા કરો છ!"—કોઇ સાહેબ તો છેકજ બોહનીપર આવી જાય છે. બાવા, અકળાશોમાં! એમ બધા છેડાઇ પડશો તો ભાગલ્યો ક્યાં સખ્ખે ઘર બાંધી સુશે! યાર, લુપીનની એ કહાંણી કાંઇ અમસ્થકી લખાવાની છે? જરા આહીસ્તા! સૌનો રાહ તે વહુનો રાહ થવાનો પછી અકળાવામાં સારશો? ગંભીર થતાં હું જોઉં છું મારો વાંચક વર્ગ લુપીનને શરૂ થયલો જોવા ન્ર છે તો ભૂખ્યાની ભૂખ મટાડવી, તરસ્યાની ...ઇ છીપાવવી ને અધારાની અધીરાઇ ઓછી કરવી એતો માણસ જાતનો ધર્મજ છે તો આપણે શાં પછાત પડયે, બલા? વેલ તેથી કરીને...આવતા અંકથી લુપીન મહારાજની જય પોકરાશે—જેવ બા સાચ્ચે સાચ્ચું કહી દઉંછ! એકાદ અંકની ઢીલ થાયતો કાગળોથી મને ઉંચકી જતા ના! હોય, માણસ જાત છે તે ઢીલઢી થાય, પણ તમારે હૈયે હવે નેહ રાખો... કેમ હવેથી તો ખુશ થયાને! વાતમાં દમ નથી રે પણ મને એની બ્હીક કે પેલો મારો રસુછ બીરાદર સરસો રખે પોતાની બાનુ લુપીનને આ મારી નવી વાર્તા વાંચ્યા પછી ૧૭૯૬ ટુ પ્રકરણ પરથી લંબાવી ૧૭૦૯૬ રે પ્રકરણ પર લઇ જઇ મુકે! એ પારસી...એ પારસી કાંઇ અજબ કરે છે! કોઇ કોઇ વેળા તો એની તો ચીદ આવે છે કે... અંહ! જવાદો યાર, મુ ભાનથી આપણે વેગળા ગયા!

× × × ×

ગુલશનનો કયો વાંચક જાણીતા મરહુમ પારસી આગેવાન લેખક કવિ દાદી તારાપોરવાળાની ચટકદાર કલમથી અજાણ છે? એ મરહુમ બલા બાહનો તેજદાર કલમના થોડાક લેખો આ અદના માસિક માટે એમનાં બેટી બ્હેન જરબાનુ તરફથી મને મળ્યા છે તે માટે હું એઓ બ્હેનનો ખાસ ઉપકાર અત્રે માનવાની રજા લઉં છું. આ વિષયો ઘણાં રસીલાને વાંચવા જોગ છે. ભલા દાદીની ઉમદા કલમની મોજ થોડાક વખત મારા વાંચકો સહેલ ચાખી શકશે. બાહ દાદીની કલમ માટે લખવું એ સોનાં પર ઢોળ ચઢાવવા સમાન છે.

× × × ×

કમબખ્ત લડાઇનો જલદી અંત આવે તેમ લાગતું નથી. રશીયા જેવી મહોકાણે આ લડાઇ શરૂ થઇ છે કેમકે તેની કુમકપર સર્વિયાએ કુદકો મારી ઓસ્ટ્રીઆને રોકડો જવાબ પરખાવ્યો હતો તથા જેને લીધે તેનું મિત્ર ફ્રાન્સ બહાર પેડેલું હતું અને તેમને મદદ કરવા ઇંગ્લાંડને બહાર આવવું પડયું હતું તે બધાંને અદ્ધર લટકાવી કોર દઇ પોતાની હસ્તી નાબુદ કરી કીચળમાં ડુબ્યો છે. રશીયાએ જેવું જોર ને જોશ આગળ બતાવ્યું હતું તેવુંજ થોડાજ્વાર વધુ બતાવ્યું હોત તો આ લડાઇનો અંત કયારનો એ આવી ગયો હોત પણ જર્મન પ્રપંચમાં તે ફસી ગયું. ખુદ ઝાર આ પ્રપંચમાં ફસ્યો એટલે રશીયા પ્રજાસત્તાક બન્યું પણ પછી માંહોમાંહે જબરી ફાટ પડી અને એકમેકના ટોટાપીસી રશીયનો એવી અધમ હાલત પર આવી પડયા કે તેમણે સુલેહની માંગણી કરી જર્મન ધુંસરી હેઠળ કચડાવાની ખુશી બતાવી. રશીયાના અત્યાર આગમચના ટકડા ખુલ્લા થઇ ગયા છે. રશીયાની મહાન સાહનશાહત નાશ પામી છે અને હાલ તેનું માત્ર ખોખું રહ્યું છે. પોતાના પડવાથી તે ફ્રાન્સને બ્રિટનને કશું કરી શકયો નથી પણ પેલાં નાનાં

કમનસીબ રાજ્યો સર્વિયાને રૂમાન્યાને સાફ સાફ કચડી ગયો છે. હવે શું રંગ આવે છે તે જોવાનો છે. જર્મનીની તંગડી લગાર ઉંચી છે પણ તે ખી. લડાઇથી ધરાઇ ગયું છે. આ બાજુ મિત્રરાજ્યો અમેરિકાની મદદથી બધું ટકાવી દુશમનને મહાત કરવા તૈયાર થયાં છે એટલે લડાઇ હાલને કાજ નાબુદ થાય તેમ નથી. ખુદા કરેને મિત્રરાજ્યોની તરફેણમાં જલદી સુલેહ થાય ! હવે તો તેજ દીવસની સૌ કોઇ આતુરતાથી રાહ જુએ છે.

× × × ×

ગયા અંકમાં મોંઘવારી કે મોતવારી માટે લખ્યાં પછી મુંબઇમાં તેની મહેરબાનીએ નાનકડું હુલ્લડ થવા પામ્યું હતું. આ એક ચીંગારી હતી અને ચોમેર તેની અસર સહેલ વાત પણ વડી સરકારે એકદમ ચાંપતા ઇલાજ લઇ સ્થાનિક સરકારોના હાથ મજબુત કરી દીધા છે ને જીવન ને જરૂરી દરેક ચીજો માટે એક વડો અમલદાર દરેક ભાગોમાં નેમ્યો છે, જે જૂદી જૂદી કમીટીઓ સાથે મળી હવેથી દરેક ચીજના ભાવો નક્કી કરનાર છે. આ ભાવો મુજબજ તે ચીજો વેચવામાં આવનાર છે. કાયદાનું ઉલંઘન કરનારને દંડ ને શિક્ષા બંનેને ફરમાવવામાં આવી છે. આ ઘણુંજ બરહક થયું છે. કેમકે વેપારીઓ ચાહોમ ભાવો વધારી મુકી પ્રજાની મુશ્કેલીમાં ચોવટો વધારો કરી ચુક્યા છે. મોડેથી પણ આ ઉપાય યોજાયો છે તે ઘણી સારી વાત છે. અનાજના ભાવો નક્કી થશે ખરા પણ કુટકલ્યા વેપારીઓ તે મુજબ ચાલશે કે ? પ્રજાને કુટકલ વેપારીઓ સાથે વધુ સંબંધ રહે છે તો તેવાઓ પર ખાસ કરીને વધુ દેખરેખ રાખવાની જરૂર છે. બ્રિટિશ સરકારે આ પ્રમાણે મોતવારી જેવી મોંઘવારી અટકાવવાના ઇલાજો લીધા છે તો પછી દેશી રાજ્યો કાં ઢીલ કરતાં હશે તે સમજાતું નથી. દરેક રાજ્યની કચડાતી પ્રજાને લગાર છુટકારાનો વધુ દમ ખેંચવા દેવો જોઇએ છે. તેમાંજ દરેકને માન અને શોભા છે.

× × × ×

વડોદરા રાજ્યે હિંદમાં પ્રાથમિક કેળવણી ફરજ્યાતને મુક્ત કરી જે ગોરો દાખલો બેસાડયો છે તેનાં મીઠાં ફળો દીનપર દીન ચાલુ આવતાં જાય છે તે બેશક ખુશી થવા જેવી બીના છે. હિંદી સરકાર જે ફરજ્યાત કેળવણી હિંદમાં ન બની શકે એવું માની રહી હતી તેની માન્યતા વડોદરા અને બીજી બાજુની ફત્તેહોથી તૂટી ગઇ છે અને સમય જોઇને વડી સરકારે સ્થાનિક મ્યુનીસીપાલીટીઓને સરકારી મદદ સાથે પ્રાથમિક કેળવણી ફરજ્યાત ને મુક્ત કરવાની સત્તા આપી છે. બેશક પ્રજા ઉન્નતીના માર્ગ માટે આ જરૂરી પગલું છે અને એ મુજબ બહુ જલદીથી આખા હિંદમાં કેળવણીનો પ્રસાદ અપાતો થશે એવું આપણે ખરાં જીગરથી ઇચ્છીએ છીએ. બધાઓએ ફરજ્યાત કેળવણી છોકરાઓથી શરૂ કરી છે ત્યારે ગોંડળનાં નાનકડાં રાજ્યે પોતાને ત્યાં ફરજ્યાત કેળવણી છોકરીઓથી શરૂ કરી છે. તેમ કરવામાં એવી નેમ રખાઇ છે કે છોકરીઓને કેળવણી લેતી જોતાં છોકરાઓ પોતાની મેળે શરમાઇને કેળવણી લેશે. અલબત, આમ થશે કે તે કહી શકાતું નથી કેમકે જેની બુધ્ધિ પાણીએ હશે તેમને તો ડફણાંના માર વિના કશી અસર થાયજ નહિ. જોઇશું તો ખરા કે આ નવી નવાઇ શું રોપરૂ જગાડે છે ?

× × × ×

ભેટના પુસ્તક માટે આ વેળા ઇંતેજારી ભર્યા સવાલો પૂછાય છે. આવી મોંઘવારીમાં દરેકને છૂટા છૂટા જવાબ આપવાનું પાલવે તેમ નથી ? બાપુ, જરા તો વિચાર કરો ! આ બધાને સામટો જવાબ એજ છે કે અકળાશોમાં, તમો ગભરાશો નહિ ! પ્રાગલ્યાની પોતાનીજ વાર્તા ભેટ તરીકે છાપવાનું શરૂ કર્યું છે ને ખુદાનું ચહાવું છે તો ચંદરોજમાં તે તૈયાર થશે કે ગ્રાહકોને રવાના કરીશુ ? હં, શું પૂછ્યું, ભલા ? યાર, કાં કાનાફોરી કરો છો ? નામ સાથે શું કામ છે ? વાજતું ગાજતું તે પોતાની મળે આવતા અંકમાં માંડવ હેઠળ આવશે ! હવે તો ધીરજ આવીને ?

ભાગદયા.

# રિવ્યુ કોલમ.

## શ્રી હિતોપદેશ.

તંત્રી, ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

લવાજમ રૂ. ૨—૦—૦

મુંબાઇનાં ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના આશરા હેઠળ આ નવું માસીક બહાર પાડવામાં આવ્યું છે. તેની નેમો શરૂઆતમાં જાહેર કરવામાં આવી આ માસિક કેવું નીકળશે તે ચોકખે ચોકખું જણાવ્યું છે. સ્ત્રીઓની ફુરસદ સારા વાંચનમાં રોકાય તે માટેનું આ પગલું સ્તુત્ય છે. જુદા જુદા ઘણા સારા લેખો આ અંકમાં સમાવ્યા છે. વાર્તાને પણ વિસારી મુકી નથી. મીસીસ બીસન્ટની છબી સાથે તેમનાં જીવનની રૂપરેખા દોરવામાં આવી છે તે વાંચવાજોગ છે. આ ઉપરાંત ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનો ત્રીમાસીક એહવાલ પણ તેમાં આપવામાં આવ્યો છે. દરેક રીતે જોતાં આ માસીક બાનુઓ માટે ઉપયોગી થઇ પડે તેમ જણાય છે. હમો તે માટે તેના તંત્રીને તેના કાર્યવાહકોને અભિનંદન આપ્યે છીએ.

---

## નસીબનો નાઝ.

એક વાર્તા.

લખનાર-હરમીસ.

મી૦ હરમીસ ગુલશનનાં વાંચકોથી અજાણ નથી. એ બાઇનાં કાવ્યો આ અદના કટારોમાં મોજથી વંચાય છે. એમણે હાલમાં ઉપલાં નામનું વાર્તારૂપી પુસ્તક બહાર પાડયું છે. વાર્તા તદન સાદી છે ને તેનું વર્ણ સરળ છે. એક અંગ્રેજી કુટુંબની વિપત્તીઓ આમાં દર્શાવવામાં આવી છે. વાર્તા કરતાં ઉમદા સબકો આપવાની ખાસ નેમ રખાયલી જણાય છે કેમકે ઠેક ઠેકાણે નીતિરીતિનાં વાકયો સફાઇથી ગુંથી લીધેલા જણાય છે. મી. બારલોની હુસ્યારી તેના પર પડતું અસહ્ય દુઃખ, તેની ધીરજ તથા આખેરત મળતો બદલો સત્યવાદી પુરષોની થતી કસોટીનો સહજ ખ્યાલ આપે છે. હિંદની હાલની વાતાવરણ હોમરૂલનો સવાલથી ગાજીવાજી રહી છે તેના વખતમાં સરકાર પર દ્રઢ આસ્થા રાખી સરકાર પરજ બધું રાખવાની સલાહ નેક છે પણ જો માંગો નહિ તો મા વઢિક પીરસતી નથી તો માંગ્યા વિના કેમ ધારણાં સફળ થાય? રાજ્ય સેવા માટેનો સબક પણ અચ્છો છે. પ્રીંટીંગ ને ગેટ અપ ઘણાં અચ્છાં છે. કાગળના આવા દુકાળમાં ફેધર વેટ પેપરપર આવું એક નોવેલ રૂપ્યા દોઢમાં આપવું એ કાંઇ સહેલ નથી. હમો મી૦ હરમીસને તેમના નવા સહાસમાં દરેક મુબારકબાદી ને ફતેહ ઇચ્છીએ છીએ. જોડણી પર સહજ ધ્યાન વધુ અપાયલું જોતાં હમો વધુ ખુશી થઇશું. ગુલશનના વાંચોનું ધ્યાન આ વાર્તા તરફ ખેંચવાની જરૂર જોઇએ છીએઃ—

મળવાનું ઠેકાણું.

શ્રી. હોરમજી સોરાબજી મીસ્ત્રી.

ડેનરદુકાનો, ગોવાળ્યા ટેંક   બાઈ.

---

# " પ્રાણનાથ ! પાછા ફરો ! "



## હિંદુ શાસ્ત્રને ઉપલી પાદપૂર્તિ ક્યાં ક્યાં લાગુ પડે છે ?

ગુલશન માટે

રચનાર—( મરહુમ ) દાદી. એ. તારાપોર વાળા.

૧

[ રામ બાર વરસ વનવાસ ગયા ત્યાં પંચવટીના આશ્રમસ્થાનમાં સીતાએ લંકાના રાજા રાવણે માયાથી ઉત્પન્ન કરેલો સુવર્ણ-મૃગ જોઇ હઠ પકડી કે " આ સોનેરી હરણને મારી તેના ચર્મથી મારી કાંચળી સીવડાવો. " તે ઉપરથી રામ તે સુવર્ણ-મૃગ મારવા ગયા, પણ થોડાજ વખતમાં " લક્ષ્મણ ! દોડ, હું મરૂં છું ! " એમ રામના સાદની નકલ કરી રાવણે સીતાનું હરણ કરવા માટે છળ-ભેદક ધ્વનિ સંભળાવ્યો. તે સાંભળી સીતાને ધભરાટ થવાથી જોર જુલમથી લક્ષ્મણજીને રામના બચાવમાં મોકલ્યા પછી તેણીને ઉપજેલા પશ્ચાતાપને ઉપલી પાદપૂર્તિ આબાદ લાગુ પડે છે. ]

[ દોહરા ].

**સીતા**—કંચુકિ કરવા કારણે, સુઝી કુબુદ્ધિ આમ ?
પ્રાણનાથ ! પાછા ફરો, ગયું નર્કમાં ચામ !
અરે જીદ મેં કેટલી, કરી તમારી સાથ;
પ્રાણનાથ ! પાછા ફરો, ગઇ બાજી મુજ હાથ !
હાય ! હાય ! મુજ જીદથી, દુર્ઘટ બન્યો પ્રસંગ !
પ્રાણનાથ ! પાછા ફરો, કંપે મારૂં અંગ !
નાથ ! તમારા પ્રાણની, ઘાતક થઇ હું આજ !
પ્રાણનાથ ! પાછા ફરો, રાખે ઇશ્વર લાજ !
દુષ્ટ ઘડી તે કઇ હતી, દારુણ કર્યું દબાણ ?
પ્રાણનાથ ! પાછા ફરો, પ્રભુજી ! રક્ષો પ્રાણ !
કયા જનમનો તું હતો, વેરી મૃગલા, હાય !
પ્રાણનાથ ! પાછા ફરો, થર થર ધ્રૂજે કાય
જહાંનમમાં ગઈ કંચુકી, સુઝી કુબુદ્ધિ કેમ !
પ્રાણનાથ ! પાછા ફરો, ગયા ઉમંગે જેમ
સીતા ! તું થઇ આંધળી, કર્યો ન કાંઇ વિચાર.

પ્રાણુનાથ ! પાછા ફરો, નેત્ર ગળે નવધાર !
કુરંગ દેખી કનકનું, સુઝી અવદશા એમ !
પ્રાણુનાથ ! પાછા ફરો, હવે કરૂં હું કેમ !
મરતાં મમ્મત નવ ધરૂં, ફરી તમારી સાથ !
પ્રાણુનાથ ! પાછા ફરો, રક્ષો તે જગ-નાથ !
હે હરિ ! મારા કંથનાં, તમે બચાવો પ્રાણ;
પ્રાણુનાથ ! પાછા ફરો, જિવતી મૂઇ મસાણ !
સ્ત્રી-હઠ છે સંસારમાં, ખરેજ ખોટી, હાય !
પ્રાણુનાથ ! પાછા ફરો, પડું તમારે પાય !

---

૨

[ પંચવટીનાં વનવાસમાંથી લંકાનો રાજા રાવણ સીતાનું હરણ કરી લંકે લઇ ગયો, તેણીને પાછી હાથ કરવા રામ લક્ષ્મણ વાનરોનું સૈન્ય લઇ લંકાપર ચઢી ગયા તે સમે, રાવણ રામ જોડે રણસંગ્રામમાં લડવા જવા તૈયાર થયો તે જોઇ તેની મહા સાધ્વી સ્ત્રી મંદોદરી આડી ફરી વળી યુદ્ધમાં જવાની મનાઇ કરે છે, તે બનાવને, ઉપલી પાદપૂર્તિ આબાદ લાગુ પડે છે. ]

[ દોહરા. ]

**મંદોદરી**—પ્રિયા પચાવી પારકી, ક્યાં ગઇ સઘળી શુદ્ધ ?
પ્રાણુનાથ ! પાછા ફરો, કાં આરંભો યુદ્ધ ?
સીતા જેવી સુંદરી, હરાય કેમ હરામ ?
પ્રાણુનાથ ! પાછા ફરો, રણે રોળશે રામ !
શુકન [illegible] સારાં નથી, જશો ન રણ સંગ્રામ !
પ્રાણુનાથ ! પાછા ફરો, નિંદાશે તમ નામ !
લંકા જશે લુંટાઇને, રાજ થશે તારાજ !
પ્રાણુનાથ ! પાછા ફરો, ધરો શરમ ને લાજ !
પ્રિયા પચાવી પારકી, લડવી વળી લડાઇ !
પ્રાણુનાથ ! પાછા ફરો, [illegible]મ જશે નિંદાઇ !
પરનારી પચતી નથી, ગયા કંઇકના પ્રાણ !
પ્રાણુનાથ ! પાછા ફરો, ... ખોટા દુઃખ-ખાણ !
આલમમાં જઇ આબરૂ, લજવાશો લંકેશ !
પ્રાણુનાથ ! પાછા ફરો, દિલે ધરો નવ [illegible]ષ !

લખી વચન આ રાખજો, થશે તમારી હાર !
પ્રાણનાથ ! પાછા ફરો, પકડો નેક વિચાર !
રામ ઘણા બળવાન છે, સત્યવંત ને શૂર,
પ્રાણનાથ ! પાછા ફરો, રહો યુદ્ધથી દૂર !
અરે ! એક અબળા થકી, ઘણો નિકળશે ઘાણ;
પ્રાણનાથ ! પાછા ફરો, જશે કૈકનાં પ્રાણ !
જતા જોઇને જગમાં, જિવડો મુજ ઘભરાય;
પ્રાણનાથ ! પાછા ફરો, સતી શરણ નવ થાય !
રામ તમોને રોળશે, વચન રાખજો યાદ !
પ્રાણનાથ ! પાછા ફરો, બધું જશે બરબાદ !

---

૩

[ જ્યારે રાવણ સીતાનું હરણ કરી લંકે લઇ ગયો, ત્યારે, તેનાં આ અધર્મિ કર્મથી નારાજ થનારઓમાં મુખ્ય વિભિષણ, મંદોદરી, ઇંદ્રજીત અને સુલોચના હતા ઇંદ્રજિત (ઉર્ફે મેઘનાદ) આ બનાવથી નારાજ તો થયો, પણપોતાના પિતાનો ટેક જાળવવા સારૂ પુત્ર-ધર્મથી દોરવાઇને રામે આરંભેલા યુદ્ધમાં જવા તૈયાર થયો. આ વખતે તેની સતી સ્ત્રી સુલોચનાએ આ કામથી હાથ ઉઠાવવા સારૂ પતિ પ્રત્યે કરેલી આર્જવ ઇતિહાસ પ્રસિદ્ધ છે. જેમ રાવણે મંદોદરીનું તેમ ઇંદ્રજીતે સુલોચનાનું માન્યું નહીં અને બેઉ બાપ બેટા લડાઇમાં ઉતર્યા. અહીં લક્ષ્મણે ઇંદ્રજીતને ઠાર માર્યો. લક્ષ્મણનાં બાણથી એનો એક હાથ કપાઈ સુલોચનાનાં મહેલનાં ચોગાનમાં જઈ પડયો હતો, જે ઓળખી લઇ સુલોચનાએ કલ્પાંત કર્યું તે દેખાવને આ પાદપૂર્તિ આબાદ બંધબેસ્તી આવે છે. ]

[ દોહરા ]

સુલોચનાઃ—

અરે ! હસ્ત આ કોણનો ? જોઇ રહ્યાં શું નેણ ?
પ્રાણનાથ ! પાછા ફરો, હજિએ માનો કે'ણ !
અરે પિતાના પાપ શું, નડ્યાં પુત્રને આજ ?
પ્રાણનાથ ! પાછા ફરો, ભલે ગુમાવ્યો હાથ !
ઇંદ્રાદિક જિતનાર કર, અરે ! પડયો અહિં એમ ?
પ્રાણનાથ ! પાછા ફરો, કરૂં હવે હું કેમ !
લ્યાનત તુંજ પરે જગતની, પડજો હે લંકેશ !
પ્રાણનાથ ! પાછા ફરો, ધરો ન દિલમાં દ્વેષ !

પાપી એક પિતા થકી, પુત્ર આમ અટવાય !
પ્રાણનાથ ! પાછા ફરો, ધર્મીનો જય થાય !
સ્વામી મારા ! સાંભળો, હું દાસીની અર્જ !
પ્રાણનાથ ! પાછા ફરો, એ ફિટશે નહિ કર્જ !
મંત્ર બધાં મિથ્યા જશે, શૂન્ય થશે સૌ શુદ્ધ;
પ્રાણનાથ ! પાછા ફરો, અધર્મનું છે યુદ્ધ !
શરણ તમે કરવા જતાં, શરણ થશો હે નાથ !
પ્રાણનાથ ! પાછા ફરો, શોભા ઇજ્જત સાથ !
પચે ન પર-સ્ત્રી કોઇને, કહો પિતાને એમ;
પ્રાણનાથ ! પાછા ફરો, બન્યા મૂર્ખ છો કેમ ?
થરથર કંપે કાળજું, ધરે હૃદય નવ ધીર;
પ્રાણનાથ ! પાછા ફરો, નેત્રે વરસે નીર !
કૈં રાજાને રોળિયા, રોળાશે નવ રામ;
પ્રાણનાથ ! પાછા ફરો, થશે કલંકિત નામ !
હાય ! હવે હું શું કરૂં ? અરે ! હશે ક્યાં નાથ !
પ્રાણનાથ ! પાછા ફરો, હસતાં મુખડાં સાથ !

---

૪

[ નળ રાજા પોતાના પિત્રાઇ ભાઈ પુષ્કર જોડે જુગારમાં સર્વસ્વ હારી ગયાથી પુષ્કરે નળ-દમયંતીનાં વસ્ત્રાભૂષણો હરી લઇ નગર બહાર કાઢી મેલ્યાં અને ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ નળ સાથે ભાષણ કરશે તેને તત્કાળ શિક્ષા કરવામાં આવશે. આ ઉપરથી તે બન્ને ધણી-ધણીઆણી નિરાધાર બની વસ્ત્રાભાર ત્રણ દિવસો સુધી નિરાહાર રહ્યાં. ચોથે દીવસે વનમાં ગયાં, જ્યાં નળ પાણીનો તરસ્યો થવાથી આમતેમ જોતો હતો તેટલાં તેને દુઃખરૂપ થઇ પડનાર કળી મચ્છરૂપે પડોશનાં તળાવમાંથી બહાર પડ્યો. તેને જોતાંજ નળે તેને પકડી પાડી મારીને દમયંતીને આપ્યો. દમયંતી તળાવ આગળ બેસી તેને સ્વચ્છ કરતી હતી એટલાંમાં આંગળીમાંથી અમૃત સ્રાવ થયો અને માયાવી મચ્છ સજીવન થઇ તળાવમાં જતો રહ્યો. આ વાત જાણી નળ દમયંતીપર વ્હેમ લાવી ગયો કે ત્રણ દીવસની ભૂખ કાઢેલી હોવાથી તેણી તે મચ્છ ખાઇ ગઇ છે. બન્ને વચ્ચે વિરોધ પડાવવા માટે કળી આ રીતે કારણ-ભૂત થયેલો હોવાથી નળે તેણીનું કહ્યું માન્યું નહીં અને બહુ અપમાન આપી અપશબ્દો વાપર્યા. સતી દમયંતી સમો ચેતી ચુપ રહી. પછી રાજા જેનું અંગ નગ્ન હતું તેને પોતાના વસ્ત્રમાંથી અરધું આપી સૂર્યાસ્ત થયે બન્ને એક વૃક્ષ નીચે સુતાં. જ્યારે દમયંતી નિંદ્રામાં પડી ત્યારે નળ તેણીના ચેહેરા તરફ જોઇ તેણીની પૂર્વ સ્થીતિનો વિચાર થતાં બહુ દુઃખી થયો. એવું વિચાર્યું કે એને છોડી હું જતો રહું તો મારે એનું દુઃખ જોવું ન પડે. એટલામાં

કળી પાળા રૂપે નીચે પડયો, જે લઇ નળ અર્ધવસ્ત્ર કાપી તેણીને વનમાં નિરાધાર છોડી ગુપચુપ ચાલી ગયો. જ્યારે દમયંતી જાગી ત્યારે જોય છે શુ કે અર્ધવસ્ત્ર કાપી નળ જતો રહ્યો છે. એથી તે મૂર્છાખાઇ તુટી પડી અને જ્યારે સાવધ થઇ ત્યારે તેણીએ જે કલ્પાન્ત કર્યું તેને આ પા પૂર્તિ આબાદ લાગુ પડે છે. ]

[ દોહરા ]

દમયંતી:—

તજી અટૂલી એકલી, વન વગડામાં આમ ?
પ્રાણનાથ ! પાછા ફરો, થશે કલંકિત નામ !
જાઉં કોણને આસરે, હવે આપ વિણ નાથ ?
પ્રાણનાથ ! પાછા ફરો, જોડું બન્ને હાથ !
જેને નોંખી નજરથી, ઘડી ન કરતા કથ !
પ્રાણનાથ ! પાછા ફરો લીધો કેવો પથ ?
સ્વામીજી ! કંઇ સાભળો, કેમ થયા છો ક્રૂર !
પ્રાણનાથ ! પાછા ફરો, કરો ન દિલથી દૂર !
રાજપાટ વૈભવ જવે, ગણ્યુ ન દુખનું મૂળ;
પ્રાણનાથ ! પાછા ફરો, ધણી વિના સૌ ધૂળ !
અરે ! પૂર્વનો સૂર્ય શું, ફર્યો પશ્ચિમે એમ ?
પ્રાણનાથ ! પાછા ફરો, કરૂં સહન હુ કેમ !
ધીર ધરી સુખ સૌ જતાં, નેત્રે નાખ્યા નીર;
પ્રાણનાથ ! પાછા ફરો, ધરૂં હવે કયમ ધીર !
દયા તણો દરિયો અરે ! શુ સૌ ગયો સુકાઇ !
પ્રાણનાથ ! પાછા ફરો, છોડી એકલવાઇ ?
કોણુ પિતાના પુત્ર ને, કર્યું તમે શુ કામ !
પ્રાણનાથ ! પાછા ફરો, હારી હિમત તમામ !
ભૂખી પ્યાસી વન વને, કયાં હુ ભટકીશ, હાય !
પ્રાણનાથ ! પાછા ફરો, દાખો દયા જરાય !
ભલે ગયું સુખ સર્વ પણ, હતા સ્વામી સંગાથ !
પ્રાણનાથ પાછા ફરો, પકડુ કો'નો હાથ !
તિરસ્કાર મારો કરી, શુ મેળવશો સાર !
પ્રાણનાથ પાછા ફરો, ધરો ન આ ધિક્કાર !

---

૫

[ વિશ્વામિત્ર રાજર્ષીએ ૩૦૦૦ વર્ષ સુધી ઉગ્ર તપ કરવાથી આકાશના રાજા ઇંદ્રને ભય ઉપજ્યો કે એ ઋષિ મારૂં ઇંદ્રાસન ખુંચવી લેશે. એ ઉપરથી વિશ્વામિત્રનાં તપનો ભંગ કરવા માટે પોતાની ૧૨ અપ્સરાઓ માહેલી " મેનકા " નામે અપ્સરાને ઇંદ્રે પૃથ્વી પર મોકલી. તેણીનાં છળ-કપટથી વિશ્વામિત્ર જપ તપ ભૂલી જઇ મોહિત થયા અને પરીણામમાં મેનકાને ગર્ભ રહ્યો. જ્યારે પૂરે દહાડે મેનકાએ એક પુત્રીનો જન્મ આપ્યો ત્યારે ઇંદ્રે હુકમ કર્યો કે ' જા, આ પુત્રીને વિશ્વામિત્ર કને લઇ જઇ કહે કે લ્યો આ તમારી કરણીનું ફળ ! " મેનકાએ તે હુકમ પર અમલ કર્યો, પણ વિશ્વામિત્રે પોતાનું સઘળું તપ પાણીમાં બોળાયલું જોઇ તે પુત્રી તથા તેની મા તરફ તીરસ્કાર બતાવ્યો, જેથી મેનકા તે નિર્દોષ બાળકને વનમાં અટુલું મુકી જતી રહી. અહીં શકુન્ત નામના પક્ષીએ તેની રક્ષા કરી. એવામાં એક દહાડે કણ્વઋષિ ત્યાં આવી ચઢયા અને પુત્રીને અનાથ જોઇ પોતાની ધર્મપુત્રી તરીકે પોતાના આશ્રમસ્થાનમાં લઇ જઇ પાળી પોષી મોટી કરી અને તેણીનું નામ " શકુન્તલા " પાડયું. એક સમે પૌરવ વંશનો દુષ્યન્ત રાજા મૃગયા ( શેકાર ) ને નીકળેલો કણ્વાશ્રમમાં આવી લાગ્યો. આ વખતે ઋષિજી આશ્રમમાં ન હોવાથી શકુન્તલાએ તેનો આદરસત્કાર કર્યો. અહીં રાજા શકુન્તલા પર મોહિત થયો, જેથી બન્ને ગાંધર્વ વિવાહથી એકત્ર થયાં. એ પછી શકુન્તલાને મૂકી રાજા પોતાના નગરમાં ગયો પણ એને પૂર્વ જન્મનાં કોઇ શ્રાપથી શકુન્તલાનું સ્મર્ણ રહ્યું નહીં, જેથી તેણીને તેડાવવાનું કે પાછો આવી મળવાનું ભૂલી ગયો. આ વખ્તે શકુન્તલાને ઉપજેલા વિયોગથી તેણીએ જે કલ્પાન્ત કર્યું તેને આ પાદપૂર્તિ આબાદ લાગુ પડે છે.

[ દોહરા. ]

શકુન્તલાઃ—

મન મારૂં મોહિત કરી, જીત્યાં તન-મન સર્વ;
પ્રાણનાથ ! પાછા ફરો, હવે ધરો નવ ગર્વ !
પ્રેમી થઇ પ્રમદા તણો, ભૂલી ગયા કયમ પ્રેમ !
પ્રાણનાથ ! પાછા ફરો, ક્રૂર થયા છો કેમ ?
કયારે મને બોલાવશો, સૈન્ય-પાલખી સાથ ?
પ્રાણનાથ ! પાછા ફરો, અનાથના છો નાથ !
વીર વચન તજતો નથી, રાજ-બીજ પણ એમ;
પ્રાણનાથ ! પાછા ફરો, લાજો છો કે કેમ !
જો કરવું એમજ હતું, પ્રથમ કરી કાં પ્રિત ?
પ્રાણનાથ ! પાછા ફરો, ધારી પ્રિતની રીત.
વિયોગિની થઇ વન વિષે, કયાં તકે સહું વિયોગ ?
પ્રાણનાથ ! પાછા ફરો, લાવો સુખ-સંજોગ.

ઝુરી મરૂં છું એકલી, વ્હાલા ! કરો વિચાર !
પ્રાણનાથ ! પાછા ફરો, ઉર–હિત કરી ઉદાર !

ખાલી ખોખું હ્યાં રહ્યું, ગયો જીવ તમ સાથ !
પ્રાણનાથ ! પાછા ફરો, હેતે પકડો હાથ !

હું અબલા નિર્દોષની, સુણો જરા ફરિયાદ;
પ્રાણનાથ ! પાછા ફરો, લો દારાની દાદ !

સુખન તમારા કયાં ગયા ? ગયો અરે કયાં કોલ !
પ્રાણનાથ ! પાછા ફરો, આપી હર્ષ અતોલ !

આજ મને આવી નડયું, કયા જનમનું કર્મ !
પ્રાણનાથ ! પાછા ફરો, ધારી ધણિનો ધર્મ !

વચન વિચારો આપનું, પડયો કલેજે કાપ !
પ્રાણનાથ ! પાછા ફરો, પસ્તાસો બહુ આપ !

દા. એ. તારાપોરવાળ.

---

જ્યારે શકુન્તલાને રાજા દુષ્યન્તથી ગર્ભ રહ્યો છે એ વાત કણ્વ ઋષિએ જ્ઞાનથી જાણી ત્યારે પોતાના બે શિષ્યો જોડે શકુન્તલાને સાસરે મોકલી દીધી. રાજાએ તેડું ન મોકલ્યું તે માટે શિષ્યોએ રાજાને ઠપકો દીધો અને તેણીની હમેલદાર સ્થીતિપર તેનું ધ્યાન ખેંચ્યું. એ સાંભળી રાજા ( પેલા પૂર્વના ક્રોધ શાપથી ) બોલ્યો કે મેં કોઈ સ્ત્રી સાથે કદીપણ ગાંધર્વ લગ્ન કર્યું નથી અને એ સ્ત્રી મારી નથી રાજાનો આ ઉત્તર સાંભળી શકુન્તલા ઝારઝાર રડવા લાગી. એવામાં આકાશવાણી થઇ કે " હે દુષ્યન્ત રાજા ! એ તારીજ સ્ત્રી છે અને તે પતિવ્રતા છે. " તેજ વખતે રાજાએ આપેલી વીંટી શકુન્તલાએ દેખાડી, જે ઉપર પોતાની રાજમોહોર જોઇ દુષ્યન્ત વિસ્મય પામ્યો ધીરજથી વિચાર કરતાં તેને તે આગલો બનાવ હવે યાદ આવ્યો, જેથી શકુન્તલાની સારી ચાહી તેણીને રાજમેહેલમા દાખલ કીધી. પાછળથી એજ શકુન્તલાને પેટે ભરત નામનો પુત્ર થયો, જે ઉપરથી આપણા દેશનું ભરતખંડ નામ પડયું હતું. એ ભરત રાજા મોટો ચક્રવર્તિ થઇ ગયો છે.

# પારસી બાનુ લુપીન !



દુન્યામાં પ્રગટ થઇ ગયલી સર્વે ડીટેકટીવ વાર્તાઓને એક કોરે
બેસાડે તેવી અજબકારક, ચિત્તભેદક, હૃદય છેદક અને
મન ચકભમકરક ગંજાવર સીરીઅલ ! !



**વાંચો અને વખાણો એક મહાન પારસી બાનુનાં ભેદી પ્રાક્રમ ! ! !**

( લખનાર—સરસેકા તીન પાંઉ ).

## પ્રકરણ સુડતાલીશમું.

( જેમાં ઉકેળાયો ભેદી પત્ર તપકીરની મદદથી તથા આવી પુગવી પ્રોટીઆ સ્ટીમર "લારામી" ઉપર ! )

ફ્રેંચ મેલ પ્રશટીમર "લારામી" દરયામાં ચાલતી હતી.

તે ચાલતી હતી ત્યારે તેની બાજુમાં અથડતાં પાણીનો અવાજ—

સહ્રરરરર સહ્રરરરર છરરરરર કરીને આવતો હતો !

એ અવાજ ચોક્કસ કાનોને ગમ્મત આપતો હતો.

જ્યારે વળી કેટલાક કાનોને તે કોર, હા, અની કોર લાગતો હતો.

કોણને કોર લાગતો હતો, અને કાંએ ?

તથા—

કોણને ગમ્મત આપતો હતો અને કાંએ ! એ બે સવાલનો જવાબ એકજ હતો !

અને તે શું !

કુદરત ! ! !

અને તેવા છરરરર છરરરર થતા અવાજ વખતે નંબર તેત્રીસવાલી કેબીનમાં શું થતું થતું ?

આપણો પ્રીનસ બોમણુલાજી ઓફ ટીમપાનમ કાંઇક ઘણુાજ ગંભીર ગૌરમાં બેઠેલો હતો. તેવણુ મહારાજ શેના વીચાર કરતા હશે તેનું કાંઇ તમને ભાન છે ? અરે એટલું ભાન હતે ત્યારે તો હીંદુસ્થાનનું દળદરજ ફીટી નહીં જાતે ? હરવાયાં તમો લોક ? કશા કોટના નહીં. આપણા નામદાર પ્રીનસ ઓફ ટીમપાનમનાં મગજપરના બોજા વિષે જોકે આપણે આગલાં પ્રકરણોમાં આટલું બધું પીંજન વાંચી આવ્યા છીયે તે છતાં તમને એટલો સેહલો ખ્યાલ નહીં ગયો કે તેવણુ મહારાજ હવે સ્ટીમર "લારામી" ને છેલ્લી સલામ કરવાની વેત્રણુમાં પડેલા હતા ?

" હાં ! " પ્રીનસ ઉરફે લુલુ પીરોશા નવલખકુમાનાએ પોતાના મનમાં એક મુંગી બરાડ મારી. " હા ! "

તેવણુ એમ મુંગી બરાડ મારીને વળી પા-

એક મીનીટ સુધી ગુપચુપ બેસી રહ્યા. તેવણુ નામદારનાં મનપરનો બોજો પળેપળ વધનોજ જતો હતો.

લુપીને એક હાથે માથું મજબુત પકડીને બીજે હાથે ખીસામાંથી એક કાગજનો ટુકડો બહાર કહાડયો.

"બાબીનબો પી ચાવીન ?" તેણે તે કાગળ વાંચીને પાછું મનસે બબડવા માંડયું. "તે તો મ પુરનેજ વાસ્તે લખેલું લાગેછ ! જે ગેંગ- વે ૯૬ એટલે તો દારજીલાંગનું વૅલીન્ગ્ટન હોટેલ હશે ? પણ ખબર, બચ્ચા લુપીન, તું ડરવી સ્વીપની ગચલમચલ કરવા હીંદુસ્તાન જાયછ તો ખરો, પણ આએ ભેદી કાગજમાં જે ગેપ ગપ્પાઉસ કરાને લખેલું છે તેનો મીનીંગ જો પેલો નાપાક ડીટેકટીવ રોમ કુલસન થતો હશે તો મરીજ ગીયો સાબુત." વળી લુપીને જોરમાં માથું દાબ્યું.

પોતાના ખરેખરા વાયરલેસ ટેલેગ્રામને બદલે જે કોઇનું છુપું કાગજ તેના હાથમાં આવી પડયું હતું તે માટે એક રીતે તો તે ખુદાનો આભારીજ હતો. કાંએ જે તે છુપા કાગજમાં તેને પકડવા માટેના કેટલાક એવા તો ભેદી સદેશા સમાયલા તેણે ચાલાકોથી ઉકતાવી મારયા કે જે જો તેના હાથમાં નહીં આવ્યા હતે તો બીજેજ દીને યાને તારીખ ૨૨ મી મેને દીને તો સાત પાંચ ડીટેકટીવોના હાથમાં સપડાઇને બુતંબે ઢેલાઇ પણ ગયો હતે.

વાંચનારાઓની નબળી પડેલી યાદદાસ્ત શક્તીને મજબુતી આપવા કાજે તે વીચીત્ર સંદેશો અત્રે અમો ફરીથી રજુ કરીએ છીએ.

ગેંગવે ૯૬, પાચમાં પાચ. નેણુસી પારૂજી ડમડમ, કુકરી બોલે લાં, અક્કલ બોરીના બાપીણુસો પી ચાવીણુ ત્રગડી ગેપ ગપ્પાઉસ."

કેમ કંઇ સંહમજ પડે છે ?

તમુને સંહમજ પડતે તો પછી બીજું જોઇતુ'તું શું વાક ?

આપણે ઉપર લુપીનને મનસે બબડ માંરતાં સાંભળ્યો તેમ તે છુપાં કાગજમાં જાણીતા ડીટેકટીવ જેક કુલસન માટે તેમજ દારજીલીંગના વૅલીન્ગ્ટન હોટલ માટે એશારા હતા. એ એશારા ઉપરથી લુપીન શું સમજી ગયો તે હા જણાવેલું પ્રમ ગોપાંત ગણાશે નહીં, પણ એજ ફીનસ સાહેબ પોતાનાં મનમે-વધુ શુ સુજા હેમત કરેછે આપણે આઘા ઉભા રહીને તપાસીએ.

"ત્યારે તો એટલું ખરૂં કે ઇંગ્રેજ સરકારે મારી પુઠે જેક કુલસન ડીટેકટીવને મોકલ્યો છે. પણ તે કયાં હશે ? પોરટ સઇદમાં મ રે ઘણું સંભાળીને વસવુ જોઇશે. જો કલકત્તા પુગવા અગાઉ લુપીન બદો પકડાઇ બકડાઇ ગયો કેની તો બધા પલાન ઉંધા વળી જવાના ને નર્કમાં જનમની રોટલી જશે તે જુદી ! પણ સબર આએ ચીઠીમાં નેણુસી પારૂજી ડમડમ લખે છે તે શું હશે ?"

ધણીજ વીચીત્ર રીતે તે ત્રણ શબ્દો ઉપર લુપીને તપકીર છાંટી જોઇ અને વાહ મેહરે અલ્લાહ ! તમે માનશો, ઓરે ડીયર વાંચનાર, તમે કદીબી માનશો, કે તે ત્રણ શબ્દોને બદલે તે કાગજ ઉપર શું વંચાયું તે ?

લ્યો ત્યારે તમારી ઝાંખી પડતી આંખોએ તમો પોતેજ વાંચી લ્યો:—

"કેગ પેલેસ

વૅમબલડન ટેનીસ ગ્રાઉન્ડ,
એસ ડબલ્યુ.

ડીયર સેક્સટન,

લુપીન પારીસથી નીકળ્યો છે. લારામી બોટ જરૂર પકડજે. એનો ઘેડો એપેનડીસાઇટીસ ડરબીમાં નથી દોડવાનો. ખાતરી બ રેકી

ખબર ઉપરથી સ્કોટલંડ યાર્ડનો મારો દોસ્ત કહે છે કે એની પુઠે આખી દુન્યાના તમામ જાણીતા ડીટેકટીવો લાગશે વાસ્તે તુનેજ પહેલી ખબર આપુંછું. દીકરા, એ નાપાક શાહુચોરને પકડજે કે પછી એનું નામ નીશાન નાબુદ થાય અને ગુલશનનાં વાંચનારાંઓ છુટકારાનો દમ ખેંચે !

લા. તારો સદાનો વહાલો
એરીક જોનસન "

. હાઆઆઆ ! તે ત્રણ તદ્દન ભેદી શબ્દો ઉપર તપકીર છાંટતાં આવો આખો ભેદી મેસેજ નીકળી આવ્યો હતો !

આએ ખરા બનેલા બનાવે તો આખી દુન્યાની તમામ ડીટેકટીવ વારતાઓને ગોયા મુંગી લપડાક લગાવી કહાડી હતી ! અફસોસ ! કોઇ સીનેમાવાલો વળી આવા બનાવની નકલ નહીં કરે હં !

" સેક્ષટન બલેક ? જેક કુલસન ? એરીક જોનસન ? એ બધું શું થાયછ ? દુન્યાના ડીટેકટીવો મારી પુઠે ? ત્યારે તો શેરલોક હોમઝને પૉલ ડૅનબી હશેજ ? ગમે તેમ હોય પણ પેલા નાપાક ગાનીમાર્ડને તો મેં પારીસથી ઉપડતાં નજરો નજર પછવાડે પડેલો જોયો છે એટલે મુંબઇ કે કલકત્તામાં તે તો મને નડવાનોજ નથી. પછી આએ બાકીનાં બેંગટ ને તો પાન પર ચુનો લગાડ્યે તેટલા વારમાં હાથતાલી આપશ. તમેબી જરા જોત તો સઇ !" લુપીને પોતાનો હેન્ડ બેગ ઉઘાડી અંદરથી એક લીલો મુળો કહાડતાં વીચાર્યું.

તેની બચારાની બલાનેબી ખબર કયાં હતી કે તેનો કટ્ટોવેરી ગાનીમાર્ડ તો તેની કેટલો અગાઉનો મુંબાઇ પુગીબી ગયલો અને પારસીનાં લગનમાં મદ્રીના કટલેશનો સવાદ લઇ પણ સુક્યો હતો !

લુપીને તે લીલો મુળો એક લાંબી ખાકી રંગની છત્રીમાં મુક્યો અને પછી તે છત્રીને સંભાળથી એક બ્રાઉન પેપરમાં વીટાળી પોતાની કેબીનની બારીમાંથી દરયાવના ઉછળતા મોજાઓ વચ્ચે ફેંકી દીધી ! ત્યારબાદ તેણે પોતાની કની જેવી પીક કેપ માથાં ઉપર મુકી અને પેલું ભેદી સંદેશાવાળું કાગજ ઘણીજ સંભાળથી ઘડી વાળી ઓવર કોટનાં ઉપલાં ખીસામાં મુકયું અને તે ઓવર કોટ બન્ને ઓળથી લઇને તે પોતાનું બારણું ધીઇઇઇઇઇઇઇઇ મેથી ઉઘાડી પેસેજમાં બહાર પડયો પણ તુરત ચોંકીને ખડો ઉભો !

" કોણ ? પ્રોટીઆ ? તું ? "

## પ્રકરણ ૪૮.

( જેમાં જાહેર કરે છે પોતાનો અથાગ પ્યાર પ્રોટીઆ અને જેનો સ્વીકાર નહીં કરવો મહાન પ્રીનસ બેમ બુલાજીએ )

" હા, ડીયર લુલુ, હુંજ તારી પ્રોટીઆ, હુંજ મુંબઇની સીનેમા જોનારી શોકીન આલમનાં મ્હોડાં ઓચંબાને મારે આ કરાવનારી મહાન પ્રોટીઆ—ને આએ મારાં ભલાં કામોમાં મદદ આપવા સાથે આવેલા મારા પીત્રાઇ ભાઇ—

" કોણ ? "-

" ઝીગોમાર ! "

" ઝીગોમાર ? "

" હા ! ઝીગોમાર પોતેજ ! "

" અરે પણ તમે લોક હંઇ શું કામ આયાંછ કે ? " લુપીને પાછું પોતાની કેબીનનું બારણું ઉઘાડતાં ગભરાઇને પુછયું.

" તારી મદદે ? પ્રોટીઆએ દરસામાંજ તે કેબીનની અંદર જઇ તેની ટીંગણી કબાટ ઉપર ચડી બેસતાં કહ્યું.

" મારી મદદે ? શાની મદદ ? "

" જરા ધીરે, મારા પ્યારા લુલુબાબા, જરા ધીરે. પહેલાં તો મને જણાવ કે તારે માટે હમણાંજ આપણી બોટ ઉપર કંઇ વાયરલેસ સંદેશો આવેલો ? "

" હા ! હા ! તેં તે કેમ જાણ્યું ? " લુપીને ઘણાજ ગભરાટ વચ્ચે પોતાના ઓવરકોટના ગજામાં રીવોલ્વર ઉપર હાથ મુકતાં પુછ્યું.

" મે કેમ જાણ્યું તેની સાથે તુને શી પંચાતી રે બા ? બસ મને એટલુ જાણવા દે કે તે તાર શું આવ્યો છે તે તને માલમ નથી "

" નથીજતો વરી—"

પ્રોટીઆએ ઝીગોમાર તરફ ફત્તેહની નજરે જોયું અને હસી.

" જો ! આય રહ્યો તે સંદેશો ! " એક ગોવાળી રંગનુ કાગજ લુપીનને દેખાડતાં પ્રોટીઆએ કહ્યું.

" પણ એ તુને કેમ મળ્યો પ્રોટી ? "

" સૈક્ષટન બલેકની બીલાડી પીસી ગયવી ! "

" સેક્ષટન બલૈકની બીલાડી ? તે શું કમબખ્ત સૈક્ષટન બલેકબી આંએ સ્ટીમ પર છે કે ? " લુપીને બેદરકારપણે હસતા પુછ્યું.

" હાસ્તો વરી, તુને નહી માલુમ શું ? "

" નહી, મેંજબી નહી પણ એનો તો પેરો મેગ કુતરો હતાની ? "

" નહી, તે તો મરી ગીયો ને હવે એણે આંએ બીલાડી રાખીછ રાન તો તે કુતરા કરતાં સો દરજ્જે વધારે ચગેર છે ! " આ ખબર પેલા ઝીગોમારે આપી.

" તે કુતરાનું નામ તો પેડરો ઉતું ની ? ત્યારે શું એ બીલાડીને પેડરી કહે છે કે ? "

" વાહ, લુપીન ! તું બી કેટો ડીટેક્ટીવ નીકળ્યો ? હા, એ બીલાડીને પેડરી તરીકેજ ઓલખેછ તે એ સૈક્ષટનનો એસીસટંટ ટીંકર ઉતોની તેણે તો હજામની દુકાન ઉઘાડી ! " પ્રોટીઆએ વહાલથી લુપીનના ગળા આસપાસ હાથ વિંટાળતાં કહ્યું.

" અરરરર ! ત્યારે ટીંકરને બદલે કોઇ આયુંછ કે ? "

" હાં, એક પોરીયો છે—તેને ટ્રીકર તરીકે ઓળખેછ ! "

" પીતો હોસે ? "

" ઘુમ ! "

અને તેત્રણે જણાં પેટ પકડીને હસવા લાગ્યા.

" આ પળે પ્રોટીઆએ ઝીગોમારને કાંઇક અસારત કીધી અને ઝીગો ત્યાંથી ચાલી ગયો.

" લુપીન, મારા સદાના પ્યારા લુલુબાબા, હું તારી પુઠે આવીછ ! તુ તો મને હાથતાલી આપીને નહાસી જવા ગયો ખરો પણ તું કે જેનામાં મે મારી આખી જીંદગીનો ભરૂસો મૂકયો, તુ કે જેને મે મારી તમામ જીંદગીજ અર્પણ કરી દીધેલી ! તું કે જેને મેં મારો પોતીકોજ જાણેલો તેને આવી રીતે હું કેમ જતો મુકું, વહાલા ? " પ્રોટીઆએ લુપીનના પગ પાસેના રગ ઉપર ફસરડો મારીને બેસતાં કહ્યું.

" તે બધુ તો ખરૂં મારી વહાલી, પણ વીચાર કર, હુ તારી સાથે વધુ વાર કેમ બંધાયલો રહું ? હું હવે ફ્રાન્સ છોડી ચાલ્યો, હું હવે મારા માતૃવતન હીંદ તરફ હીડું છુ કે જ્યાં મારી પહેલ્લી પરણેતર—હા ખોદીશ કાયદા પ્રમાણેની ખરી પરણેતર બાઇમાય મારી વાર જોતી બેઠી હશે "

" બાઇ માય ? હાયા ! બાઇમાય ! "

પ્રોટીઆ જાણે સ્વપનું જોતી હોય તેમ બેધ્યાન-પણે બોલી. અને પછી એકાએક બેદાર થતાં ચોકીને તેણીએ પુછયું, "પણ મને સોગન ખાઇને ખરૂં કહે વહાલા, કે તું એ તારી હકદાર પરણેતરને ખરાં જીગરથી ચાહે છે કે?"

તે એક અતી બીકટ સવાલ હતો.

લુપીને તેનો પાધરો જવાબ આપવાના સાથ આખાડા કરતાં કહ્યું, "ચોરના સોગંદ કોણ માને? ચોરના સમને વજન શેનું? અને મારાં જીગરના ક્યારા, તુને હું ગમે એટલો ચહાતો હોઉં પણ મારી પહેલ્લી હકદારને હું કેવી રીતે બેવફા થઇ શકું? સરકાર જાણે તો મને બટ'એ નહીં ઠેકે?"

"તે એમ તો તારી આવી બધી મોટી મોટી ચોરી લુંટફાટને વરે સરકાર તુને બટ'બે નહીં ધકેલશે કે શું બાકીજે?" પ્રોટીઆએ આંખમાં દોડી આવેલાં આંસુ લુછતાં પુછયું.

"તે જુદીજ વાત છે મારી દીલજાન! એક ચોરી માટે આ દુન્યાની સરકાર બટ'બે મોકલે તેમાં અને ઇનશાન જાત માટે રચાયલા કાયદાનો ભંગ કરી પરણેતરપર બીજી કરનારને તે મહાન સરકાર જે શિક્ષા કરે તે બેમાં આસમાન ઝમીનનો ફરક છે. મારી લાડકી પ્રોટ, હું આ જેહાનની તમામ સરકારોની કુચ્ચ પરવાહ કરતો નથી. હું ચોર છું! હું લુટારો છું! હું પીંઢારો છું! હું ચાંચીઓ છું! પણ એક પતિવ્રતા પરણેતરને આપેલા પવિત્ર કોલનો ભાંગનાર નથીજ!"

પ્રોટીઆ બે ઘડી દંગ થઇ ગઇ.

પ્રીનસ બોમસુલાની આ બેમુલ ઝવાહીરો સાંભળતાં તે ઉઠાઉગીરોની સરદાર અને ઝીગો-મારની શાગેર્દ રાણી ગસ ઝટકજ થઇ ગઇ હતી.

"લુપીન! લુપીન! બહારથી આવો કાજો છતાં તું બાતેનમાં આવો ઉજળો હશે એવી મેં કદી પણ વકી રાખી નહોતી! અરેરેરેરે! જેમ જેમ હું તને વધુને વધુ પયછાણતી જાઉં છું તેમ તેમ ઓ મારા વહાલા નવલ-ખકુમા હું તારી વધતીને વધતીજ પુંજારી બનું છું. અરે, મને નહીં ખ્યાલ કે ફ્રાન્સના તું પારસી શાહુચોરમાં આવું અનુપમ ખુદાઇ જ્ઞાન ભરેલું હશે! હાઆઆઆ! મારાં આંખોનાં નુર! મારા જીંદગીના જળતા ચેરાગ! મારાં દરદી જીગરના જખમના હકીમ તારી આવી ઉત્તમ ફીલસુફી ઉપર આ એ તારી તાબેદાર ગુલામડી સદહઝાર આફ્રીન કરે છે!" એટલું બોલતાંજ મહાન પ્રોટીઆ લુપીનના પગ આ-ગળ મુર્છાગત થઇ પડી.

બે ઘડી બાપડો લુપીન ભાન ભુલો થઇ ઉભો રહ્યો. એ શું બનાવ બન્યો હતો તેની તેને સુદ્ધીર્જ કયાં હતી જે?

## પ્રકરણ ૪૯.

(જેમાં જઈ પુગવું સુનાનું બુઢાં ધન્નામાયને પકડવા ત્યાં આવી પુગવું પારસી બાનુ લુપીનનું).

શેઠજી સાહેબ શેઠ આદરજીઆનાં બુઢાંખખ ધણીઆણી અ ગોળ કરીને પરવાડયાં હતાં અને હવે પોતાની એક પુરી આયા સાથે મારા-મારીનાં રણ ઉપર ચહડેલાં હતાં તેટલાં દાદર પરથી કોઇ ધપ્પર ધપ્પરરર ધપ્પરરરરરર કરતું ચહડી આવતું જણાયું.

બચારાં બેદરકુટ ધન્નુમાયને શું કપ્પાસ સદમજાય? પણ આયાએ તો એક ગંજાવર ફુટકારાનો દમ ખેંચ્યો કે જયાં ત્યાંથી કોઇ મ-દદ્વા આફેલું હોય, તો તેણીનું માથું દુખતું બચે!

"ધન્નુમાય આદરજી!" બારોશ ડીટેં-કટીવ.સના ગંડેરીએ પોકાર મારયો.

"હો. હો. કોણ સે ?" આયાએ ખુ- સાલી ભરયુ પોકારયું.

સુના તે ઓરડામાં દાખલ થઇ, અને બ- ચારાં ભુઉઉઉઉહલાં ખખ્ખ ધન્નુમાયને સાવજ જેવાં બેઠેલાં જોઇ તેણીનું હૈયું ભરાઇ આવ્યું.

અરેરે ! કુદરતનો આ એક કેવો વિચીત્ર ખેલ હતો ! સુનાએ કેવાં ભરાઈ આવેલાં જીગરે વિચારયું કે ફક્ત મીસેરજ વરસની વાત ઉપર આ એ બેહરકુટ ડોકરૂં કેવું જુવાનીના પુર બાહાગ્માં નાચતું કુદતું રમકડું હશે ! અને આજે ? હાઆઆઆઆ ! આજે તેજ રમકડું વખનના કાતીલ ગારાથી કેવી દુર્દશાએ આવી પોહોચ્યું હતું !

સુનાના હાથ માંહેલું ટીંખકડુની સરકા- રનું વારંટ હવે થરથર ધ્રુજતું હતું. તેણીની છાતીના ધમકારા પળે પળ વધ્યા જતા હતા. તેણીની ચક્ષુઓ ( એટલે આંખો ! ) માં ખારાં જળનાં બીંદું બાઝયાં ( એટલે આંસુ આવી ગયાં ) હતાં અને અરે તે પોતે એક નાજુક નારી હોઇ, પોતાનીજ પંથની આ એક મહ- તારીને કેમે કરી તે બંદીવાન બનાવી શકે તેના વિચાર વિચારે તેણીનું સમયસુચકતા યંત્ર ( એટલે ભેજું ) સર્વગતી પામ્યું ( એટલે ગોળ ગોળ ફરવા લાગ્યું )

તમે સહમજ્યાં કેનો ?

[ અત્રે આએ પત્રના તંત્રી ગભરાટથી એક પગે ફુદકો મારતા જણાય છે કે રખેને આ વા- ર્તાના કર્તાનાં સમય સુચકતા યંત્ર ઉપર શુદ્ધ ગુજરાતીએ ગલ્લો કરયો હોય ! ]

"આયા, એ બેરૂં કોણ છે ?" આખરે ધન્નુમાયેજ પુછ્યું.

"કોણ જાણું, બાઇ. આરે તું કોણ સે રે ?" તે ગડેખાં આયાએ તોરમાંજ સવાલ કરયો.

"હું ? હું—હું તો—હું—હું—"

"આં ? સું ઉં ?"

"હું ધન્નબાઇને પકરવા આવીછ !", અંતે સુનાએ સઘળી હીંમત એકઠી કરીને ખુ- ણોગ ધન્નુમાય તરફ જોયા વગરજ કહ્યું.

"પોકારવા આવીસ ? મારી બાઇને ? આરે ગેરે ! પોકાર !" ધન્નુમાય તરફ બેઉ હાથ લાંગા કરીને તે આયા બોલી. "તુંજ એના પોકાર, આ ઉં તો જાએસ."

"તું કાહ જાયછ" ગભરાટને મારે સુના બુમ પાડી ઉઠી !

"બીરી ઓરવા. તું પોકાર-- એના પો- કાર ! નાંઇ તો એ પોરી જાવસે— પોકાર !"

આયાના હોકમને જાણે તાબે થઇને બા- પડી સુનાએ ધન્નુમાયને પકડ્યા. તેવણનું શ- રીર ઘણુંજ ભારી લાગતું હતું અને જરા જો સુનાના હાથ ઘીલા થતા તો તેવણ જાણે ઘીલ્યા પર પડી જાય તેમ દીસતા હતા.

એવી રીતના તદન સુહુણા સાવજ જેવા તે ઘરડાં બાઇને ક્યાં સુધી પકડીને બેસી રહેવું તે સુનાને સહમજ પડ્યું નહીં. બચારાં ધન્નુ- માય તો એવાં સુધબુધ વગરનાં મીયાં માહદેવની કાની બેઠા બેઠા હીંડ્યાં કરે કે તેવણને બેડીઓ કેમ પેહરાવવી અને જો પેહરાવીએ હોય તો પછી આગળ શું કરવું તેની સુનાને બીલકુલ સમજ પડી નહીં. તેણીને એકજ રસ્તો સુઝ્યો અને તે એજ હતો, કે પેલી આયા બીડી પીને પાછી આવે ત્યાંસુધી ત્યાંજ ખોટી થવું. પણ તે કમબખ્ત ક્યારેએ આવે ત્યાં સુધી શું પેલા બેમીને ડોલતા દેવજી ઘસારયાને પકડીનેજ બે- સવાનું કે શું ? આએ આફતકારક યાદ થ- તાંજ સુનાએ એક હાથે ધન્નાનો બરડો પસવારી બીજે હાથે ઘણી જોરમાં બુમ પાડીને પુછ્યું.

"તમે જરા સુધ જગો કે ?"

"કોહીં જવરા ?"

"સુઇ ! સુઇ જશો કે ?"

"ગારીમાં જવાનું છે કે ?" ધન્નુમાયે સ્હેજ મલકાતથી હસીને કાન ઉંચા કરતાં પુછયું.

સુનાનું ઉકેળ પાકી આવેલું હોવાથી તેણી બબડી, "નહીં ! ખાપ્પાની ખાંધ પર !" અને પછી ચીચાડા પાડીને ગોટેથી કહ્યું, "હા ! હા ! ગારીમાંજ જવાનુંછ ! તૈયાર થશો કે ?"

"કુંવરબાઇની સાથે ?" વળી ધન્નુમાય કાંઇ ભલતુંજ સહમછી પુછવા લાગ્યાં.

"કુંવરબાઇ કોણ રાન ભરતે ગેઇ ? મારી સાથે ! મારી ! પોલીસની ચોકીમાં !"

"નારતા પર હાથબેલ ઇકું કરાવ્યુંછ !" તે બુઝોર્ગ બાનુએ ગણા ગંભીર અવાજે સુનાને ખબર આપી.

"નખોદ ગેઇ તો હાથબેલ ઇડાંનેજ રરેછ ! અરે ! તમુને પોલીસની ચોકીમાં જવાનું છે, ચોકીમાં ! સહમજ્જોછ કે ?" ઘણાજ જોરમાં ઘાંટું તાણીને સુનાએ તેવણના કાનના પેહેર ફાડી નાંખવાની ભયભીત કોશેશ કીધી.

"ધોળી આપોછ ? કપરાં લાવોકે ?"

"મરમર ! સુઇ બેહરકુટ કેંની ? કોણ જાને પોલીસ ચોકીમાં નાંખાનેબી ટીંબકટુની C. I. D. ને શું ગજબ સાગવાની હોશે ? હવે એને સહમજાઉં તે બી કેમ ! કમબખ્ત તો સુઇ બી નથી જતી કે આએ બધો એનો બરડો પકડતાં પકડતાં મારા હાથની કાંદીમાં નજ્જલાનું જોર ભરાઇ આયુંછ તેબી નરમ પરે !"

સુના ગડેરીએ ડીટેકટીવ કોજમાં વરસો કાઢેલાં હતાં પણ આવી જબુન શિક્ષા તેણીને આજ સુધી કોઇપણ દહાડો થઇ હતી નહીં. પેટું સીરાણું વરસો અને અગયાર મહીનાનું અબ્યૂં નોકર તો લેટી જવા સારૂ નાજ પાડી બેઠું હતું અને તેણીનું હવે શું અકાણું ભરવું તે બાપડી સુનુંને તો કંઇજ સુઝે નહીં !

પણ કરવું ખુદાનું તેજ પળે એવું થયું કે નીચેના બગીચામાંથી એક સીપટી કુટી જે સુનુએ તુરત ઓળખી કે ગાનીમાર્ડનીજ હતી. આ ઉપરથી તેણીએ તુરત તેનો સીપટીમાંજ પ્રતીઉત્તર વાળ્યો અને હવે તેણીની ખાતરી હતી કે જે વખત જાય છે તેમાં ગાનીઓ તેણીની મદદે ધસ્યો આવશે ખરો. તેણી ઉલટભેર તે રૂમના દરવાજા તરફ ટીકટી ઉભી.

દરવાજો ધીમેથી ઉઘડયો અને સુનાએ એક જીણી જેવી ચીસ પાડી.

કોણ? ચાંદણ ! પારસી બાનુ લુપીન ?"

---

## પ્રકરણ પચાસસું.

(જેમાં ડંગ થવું શેરલોકનું મુંબઇના બેનીસ્ટાન થી અને આવી પુગવું મહાન ચીના ડીટેકટીવ ટીંગટીંગણુ નું )

શેરલોક હોમઝ ઘણોજ દલગીર થઇ ગયો હતો.

તે દલગીર નહીં થાય ?

તમેબી હોવો તો તમેબી દલગીર થાવો કેની!

આપણે એકાએક કશાંની આશામાં આવી જઇએ અને પછી અચણુચ તે આશા નીરાશામાં ફેરવઇ જાય ત્યારે દલગીર નહીં થઇએ તો શું નાચ્યે ? કુદયે ?

અને ત્યારે પેલી બ્યુ રંગની મોટોરકાર હાથમાંથી છટકી જતાં શેરલોકને ગમનો ફટકો લાગે તેમાં કાંઇ નવાઇ છે ?

ગમ તેગી કેવો !

કાંઇ એકલાઇથી ભુલાય તેવો કે ?

શેરયાને લાગેલા ગંભીર ગમની તારીફમાં એક ફારસી શાયર ગાઇ ગયો છે કે

"લાગો ગમ– લાગો ગમ – લાગો ગમરે લાગો મોટરકારનો ગમ શેહુરયારને !"

પેલી ટેક્ષીના પારસી ડરાઇવરે બાતમી આપી હતી તે શેરયો માનવા સારૂ ના પાડી બેઠો.

" જમનાદાસ વાણીઓ કોણ હુવો ?" તેણે પોતાના ખીસાંમાંથી નોંધબુક કહાડીને તેમાં કાંઇ ટપકાવી લેતાં મનમેં કહ્યું. "રેક્ષીવાલો રખેને કોઇ ડીટેક્ટીવ હોય ? મને ઇંગ્રેજ સરકારે જે મહાન કમીશન આપીને હાં મોકલ્યો છે તે કમીશનની સાંખે કામ કરનારાં કેટલાં બધાં તત્વો મને સંભાળવાનાં છે ! એ રેક્ષીવાલ ને મારે હાંજ રોકી રાખવો ઉતો !"

તે દીવસે બેંડ વાગવાનું હશે કે શું તે શેરલોક બેઠો હતો ત્યાં ધીમે ધીમે ગીરદી વધવા માંડી. શેરલો ડાબી આંખ મુચી કરીને બધો રાહધાટ તપાસતો બેઠો હતો. તેની ડીટેક્ટીવ નજરે તુરત જોઇ લીધું કે બેંડની સામે મુંબઇનાં તે એક પુરા બેંડસ્ટાન્ડના ચકર માંહેલા બાંકો બધા માટીડાઓજ આવીને એક હાથ કરી લેતા હતા ! શેરલોકે ધારી લીધું કે એવી રીતે અરીમ ધરીમ જેવા આળસુ પાડાઓએ ઘણાજ સકારેથી આવી તે બાંકો ઉપર ગોઠવઇ જવાની કેથી મુંબઇગરાઓની ફાદીન હોશે ! જે ગમે તે હોય પણ છ વાગે બેન્ડ શરૂ થવાનું તે સાડા પાંચ વાગામાં તો તે ચકરમાંનો દરેક બાંક જાડા પાતલા, ચીત્રવીચીત્ર પુરૂષોથી ચીકાર ભરાઇ ગયલો જણાયો. હજી તડકું હોવાથી નાજુક પંચનીઓએ દેખાવ દીધો હતો નહીં પણ બેચાર ગાડીઓ આવીને હાં ત્યાં ગોઠવાઇ ઉભી હતી.

આખરે ડોળા તણાવી તણાવીને બેંડ શરૂ થયું અને હવેજ બબે પાંચપાચના ટોળામાં બૈરાં માટીડાનાં મેજરાં તે નાનકડાં ચકરમાં આવી ભરાવા માડયાં. ઇંગ્લાન્ડથી બેજ દીવસના આવેલા શેહરચા માટે મુંબઇના લોકનું અવલોકન કરવા માટે આનેથી સારી બીજી કઇ જગો મળને ? જેમ જેમ વીલાયતી સંગીતના પ્રયોગ વધતા ગયા અને જેમ જેમ આખી દારનાં ધડાં જેવો આફતાબ બેકબેની સામેનાં ખારાં પાણીમાં-વધુ અને વધુ ગુડકી મારતો ગયો તેમ તેમ લાલપીલા પાવટા જેવી સાડીઓમાં સજ્જ થયલી પારશી નાજનીનોનાં ટોળાં બેનસ્ટાન તરફ વધતા ચાલ્યાં.

ઘણીક બાઇઓ—બુઢાં કે જુવાન—ચલી ચાલીને થાકી જતાં બેસવા માટે બાંકો તરફ નજર દોડાવતાં પણ ત્યાં પેલા અરડાઇ બેઠેલા મવાલીઓ ઉઠે તો કની ? એક વખને તો ઘણું ફની થયું !

એક ઉમરે પુગેલાં બાઇ ચાલતાં ઘણાંજ થાકી ગયાં હશે તે પોતાની બે વહુઓ અને દીકરાઓ સાથે શેરલોક બેઠેલો હતો તે બાંક આગલ આવીને બાજુએ ઉભાં રહ્યાં.

" મરેરે ! પગમાં તો એવી ઝઝની ભરાયછ જો કે જાણે આય ભોંય પર તો ભોયપરબી બેસી જાઉં !" પેલાં બુઝર્ગ બાઇ બબડયાં.

શેહરચારે આ સાંભળતાંજ ઉઠીને જગા આપી પણ તે બાઇ બેમે ને તેવણુની સાથનાં બીજાઓ ઉભાં કેમ રહે કરીને એક છોકરાએ બીજા બે માટીડાઓને ભલમણસાઇથી પુછયું કે જરા જગા આપશો કે, તેના જવાબમાં સાફ નાનું ડોકું ધુણાવતાં એક જણે તો વળી વધાયું કે " ચાલતાં થાકી જતાં હોય તેવાંઓ હંઇ વેર સાને વાસ્તે ઘસરાઇ આવતાં હોશે !"

તે પારટીને ત્યાં ઉભું રહેવાનું ઘણુંજ ભારી લાગ્યું તે મુગાં મુગાં ત્યાંથી ચાલી ગયાં અને પછી શેરલોકબી એક અફસોસી હાય મારીને પોને છોડેલી જગાપર પાછો બેસવા ગયો તો જોયછ તો ત્યાં તો એક જવાન પારસી ગોઠવાઇ પણ ગયલો અને મ્હોડું ફેરવીને એવો ભીનીગો થઇ બેઠેલો !!!

આવી પાક બેહયાઇ અને નકટી નફ્ટાઇનો નમુનો જોઈ વીલાયતથી તુરતનો આવેલો શેરલોક એ ઘડી અજબજા થઇ ગયો; પણ તેને બાપુયાને શી ખબર કે એવો બનાવ તો ત્યાં રોજ બને છે. બચારાં બાઇ માણસોને જગ્યા આપવાનું તો બાજુ રહ્યું પણ એક ખાલી પડી

હોય તેમાં પણ ઝપાટાબંધ ચીટકી બેસવાનું મુંબઈની એવી જાહેર જગ્યાઓમાં એટલું તો સાધારણ છે કે ફકત અનજાણ્યાઓનેજ તેમાં અજાયબી લાગે!

હવે બેસવાની જગ્યા વગર રખડતા થઈ ગયલા શેરલોક હોમ્સ જેવા રખડતા પંથીની મુઆફિક કમ્મરની પછવાડે બેઉ હાથ ચીટકાવીને હાં ત્યાં બારીકીથી નજર ફેરવતા ચક્કરમાં ફરવા લાગ્યા. તેવણે ચગોર ચક્ષુથી જોઈ લીધું કે લોકની તારીમારી કરવામાં હીંદુસ્થાનનો નાજુક પંથ કોઈપણ રીતે વીલાયતી વીચ્છણોથી ઉતરે તેવો હતો નહીં. શેરલોક જ્યારે લંડનથી નીકળ્યો ત્યારે તેણે હીંદુસ્થાનની દરેક ભાષાઓનો સેભાગ્યે અભ્યાસ કરી લીધો હતો અને તેથીજ તે પારસી ફુટડીઓ શું વાત કરતી હતી તે ઉંચે કાને સહમજી શકતો હતો.

"પેલી બુઢી ખખ ડોસાં અંતે પરની જો!"

હારે! હરવઈને કોઈ બીજું મલ્યું નહીં તે નાહનાં જેવા દુન્યાથી તદન રદબાતલ થયલા સાથે મરવાનો વખત આયો તાહરે પરની! કોઈ પુછે એને? માય બાપને તાંહ સું દુઃખ ઉતું હરવઈને?"

"પણ સોલીસીટર છે ની?" ત્રીજીએ પુછ્યું.

"પ્રેકટીસ વગરનોજ તો! પણ તેથી સું થયું?"

"પુરો જાદરારા છે તે તો દેકજ નહીં દેઃ માય બાપને રડાવ્યા, ભઈ બેહનને રખરાવ્યાં, પાર ગારોસીને મરાવ્યા, બધાંનાં પૈસા ખાઈ ગીગો ને થાય તેટલા રણ પારપાછ મુવાએ!"

તે કેહજે ઘણાં વરસની વાત ઉપર એને ડોસાં સાથે સારૂ ઉતું તે ખરી વાત કે?"

"હારે ખરી નહીં તો સું ખોટી? તાહરેજ પરની ગીયાં હોતે તો જરાજી ગવાતે! આએ તો છેક પીસતાલીસ ને પચાસ વરસે સવરા તે સુરજ ઉગારયા!"

અને તે ત્રણેઉ સઈઓ હસવા લાગી.

શેરલોકથી હસ્યો!

તે બાપડો જાણે જે વેલાતની કોહેલી સોસાઈટીમાંજ એવા બધા ફેરતા હશે! પણ આએ તો કેહો લાંબી તેવોજ હાલ.

"મેહરાં! મેહરાં! ટાવસ જોયો કે? એ કોણ છોકરી છે?"

"છોકરી સાની? રાન બે બચ્ચાંની માંય છે ને!" મેહરાંએ લાયકીથી જવાબ કરયો.

"બે બચ્ચાની માંય? તે શું પરનેલી છે? એનો વર કાંહ છે કે આવી શરમભરી રીતે ફરવા દેછ?"

"વર? તે તો કંઈ કલકતે કામે ગીયોછ તેટલાં ધણીઆણીજી અહીં મજાહ કરી લેછ!"

"અરે એથો બધુંજ કરસે તો વરી. પેલા કેહ તેમ જાંબુર કોહ્યું તો જાંબુરીએ શું બોલ્યું?"

આ વરી શેરી માટે બીજો સફો ખુલ્લો થયો હતો. ફકત એક કલાકની બેંડસ્ટાન્ડની મુલાકાતથી તે પારસી લોકની રાહરીતિઓ અને સડેલા મામલાઓથી માહીતગાર થવા પામ્યો હતો અને હવેજ તે પેલી બલુ મોટરની નીરાશા વીસરી જતો જણાયો તેટલાં—

"એ કોણુ ટીંગ ટીંગ ફુ! ચીનાઈ છુપી પોલીસનો દુન્યા બાધેલ ડીટેકટીવ!"

હાઆઆ! એ વળી ચીનો ડીટેકટીવ કોણ કોણ જાણે ક્યાં ફુટી નીકળ્યો હતો?

( સાધણ છે ).

# જરા ધ્યાનમાં લેશોજી



## બાનુઓને બે બોલ.



### ગુલશન માટે લખનાર — મિસ K. G.

હાલમાં શું હિંદુસ્થાનમાં કે શું ઇગ્લાંડમાં એક સરખો પોકાર સ્ત્રીઓની વર્તણુંક માટે ચાલુ સંભળાય છે. સ્ત્રીઓ ઐયાસી મોજીલી અને બેદરકાર બની છે એમ ચાલુ બોલવું સંભળાય છે. એક પંદર કે સોળ વર્ષની વયનો ન્હાનો છોકરો પણ એ બાબદ મત આપશે અને સ્ત્રીઓ માટે હલકાઇથી બોલશે. આ બધાનું કારણ શું ? એ રીતે એકદમ ફરિયાદમાં વજુદ છે કે તે તપાસતાં એક જાણીતા માહાવારી નામે પીયરસન્સમાં એક નિબંધ મિસ મારગ્રેટ એચ. હાલેમ નામની બાનુએ ઘણી છટાદાર રીતે લખ્યો છે જે મ્હારી બ્હેનપણીઓને પણ લાગુ પડતો છે એમ ધારી હું નીચે આપુ છું.

આજની સુધરેલી નારો એક સામટી હુલડ મચાવે છે અને તે પણ મ્હોટા અક્ષરે મેલી શકાય તેવી રીતનું હુલડ છે. આપણે શરૂઆત સત્તરથી સત્તાવીસ વર્ષની વયની છોકરીઓથી કરીશું. નિશાળ છોડવાની અગાઉથીજ તેઓ મા બાપની સત્તાનો અનાદર કરવા લાગે છે, પોતા માટે એટલું સારૂ તેણી મત ધરાવે છે કે પોતાના વડાઓને તે પોતાથી હલકા ગણે છે. તેણી ઘરમાં દાખલ થવાને માટે જુદી કુંચી માગે છે. પોતાને મનગમની મંડળીમાં ફરે છે અને પોતાના સાથીઓના ઘરમાં ઓળખ પિછાણ કરાવતાં નથી.

જો તે પ્રગણામાં રહેતી હોય તો તે શહેરમાં આવી મોજીલી જીંદગી ગુજારે છે. એના બચાવમાં તે કહેવા માગે છે કે એતો નિર્વાહ કરવાની ફર્જ પડવાથી એમ કરવુ પડે છે. એ રીતે એક લેખે છોકરીને ન છાજતા એક હજાર ને એક રસ્તા તે છોકરી શીખે છે. નિર્વાહ કરતી એક અમળા કાંઇજ વખત બે છેડા સાથે મેળવી શકે તેટલી કમાની કરે છે અને જો તે ભાગ્યેજને પાઉંડ કે બે પાઉંડ જેટલુ કમાય છે તો તે બધુ ખર્ચાઇ જ જાય છે અને પેલી ટોપીના પીંછા અને ખુબસુરતીના પછાડા ખાવાના ધક્કામાં તે પડે છે. એટલે તે કમાઇ ચટણી થઇ જાય છે. જો તેણીને કાંઇ આનક મળતી હોય તોજ તે ચાલી શકે છે.

ફક્ત થોડો વખત એ રીતે તે ફાવી શકી છે. જીંદગીની મોજમજા ભોગવી શકે એ. તેણીની કમાઇનાજ પૈસાથી તે જે ખરીદે છે તેમાં તેણીને મોજ મળે છે. ખાવા પીવા જવું, પીકનીકો ઉભી કરવી એમાં તેણીને મજાહ મળે છે. પણ થોડાજ વખતમાં તેણીની તંદરૂસ્તીને નુકશાન થવા માંડે છે અને એ રીતે તે ઘરે નાસીપાસ થયલી પાછી ફરે છે ત્યારે તદનજ તંદરૂસ્તી ખોઇ દીધેલી હોય છે.

હું કંઇ જે લોક ફર્જને લીધે એ કામ પર એટલે નોકરી ધંધામાં પડેલા હોય તે લોકને

કશું કેહવા ઇચ્છતી નથી યા તેઓ જેવા ખાસ ધંધા ધાપામાં કેળવાયલા હોય છે તેમને પણ હું કશું કેહતી નથી, હું તો ફક્ત તેઓ કે જેઓ ઘરની જીંદગીએ જીવતાં માંદાં થઇ જાય છે તે-ઓનેજ માટે ફક્ત કહું છું.

આજની સુધરેલી નાર લગ્નની વાત થતાં નસકોરૂ ચઢાવી દે છે. ને જો વખતે પરણે છે તો તેમાં માબાપની સમંતી યા મરજી કદાચજ પુછાય છે. એક એકવીસ વર્ષની વયની છોકરીને હું ઓળખતી હતી તે એક સહવારે નાસ્તાની વખતે જ્યારે માબાપ સાથે થઇ ત્યારે ઠંડે કલેજે તેઓને જણાવ્યું કે તેણી આજે સહવારે પરણવા જવાની હતી. તેણીની ઓળખમાંના અર્ધો ડ-જન છોકરાઓમાંનો એક તે હતો. તેઓ વચ્ચે સાધારણ રીતની દોસ્તી સિવાયની કશું હતુંજ નહિ. તેણીએ માતપિતાને જણાવ્યું કે ફક્ત મ્હોટી લગનની ધામધુમ અને જંજાળમાંથી છુટવા ખાતરજ તેણીએ ઘણો વિચાર કરી એમ કર્યું હતું.

હવે આપણે ત્રીસ વર્ષની વયની સ્ત્રીની તપાસ લઇશું. ત્રીસ અને ચાલીસની વયમાં તેણી પોતાનું મન ફેરવી શકે છે. તેણી પોતા માટે ચોકસ રેહતી નથી. તેણી જોઇ શકે છે કે જે બુઢાપણું તે ચેપ્તતી દેખરેખમાંથી તે મેળવે છે તેમાંથી કાંઈઝાઓ લાભ તેણીને થતો નથી તેનું કારણ એ કે ઘરનાં નીતિરીતિનાં શિક્ષણ જે મલ્યાં હતાં તેનેજ આભારી હતું.

તેણીનાં એ હુલડપણામાં જે અટકાવ થાય છે તેમાં મુખ્ય કારણ તો નીતિનું છે. તે સ્ત્રી છે કરીનેજ તે હુલડનું કારણ હતું. જે ધંધા ધાપા પુરૂષોને માટે છે તે સ્ત્રીઓ કાં નાદ કરે એ તે-ઓનો વિચાર-ધ્યારો ગણાય. ટેકનીકલ કેળ-વણી જે છોકરાઓ મેળવે છે તેમ છોકરીઓને કાં નહિ મળે? વૈદક આધારે સ્ત્રી પુરૂષો વચ્ચે-નો તફાવત જેવું કંઇપણ છે એમ તે માનતી નથી. પ્રજાના લાભ અર્થે એક સરખી પંક્તીએ ગણાવું એ વ્યાજબી નથીજ તે વીસરી જવાય છે.

હું એવો દાખલો જાણું છું કે એક મા-ણસને ઘણી છોકરી તથા છોકરાઓ હતા. તેણે છોકરાની બરાબરની કેળવણીજ પોતાની છોક-રીઓને આપી જેમાં ટેકનીકલ કેળવણી મુખ્ય હતી. સુથારનું કામ, કડયાનું કામ, લુહારનું કામ, તેઓ ચપલાઇથી કરવા લાગી. પણ તે-મનાં બાંધાનો નાશ થયો. એક સ્ત્રીના આકાર જેવા સુંદર અને સરખા બાંધાને બદલે તેઓની છાતી મરદની માફક પ્હોળી થઇ અને દીલનાં ભાગો કઠણ થઇ ગયા. ગોટલાબાજ મરદ મા-ફક તેઓ જણાવા લાગી.

પરણેલી સ્ત્રીની તપાસમાં પણ એમજ જણાય છે કે તેણીઓએ પણ જુવાન છોડીઓ-નેજ પગલે ચાલવાનું વધારે પસંદ કર્યું. ઘરને શણગારવા સોભાવવા ઘરને સુખી બનાવવાની ફર્જ તે એક બોજો યા એક કંટાળો તેણીને મનથી લાગે છે. એવા ખર્ચો માટે તે પૈસા માગે છે, યાતો આઇતુ લઇને ઘર શણગારે છે. પણ તે બદલે પોતે હાથે કંઇ કરી દીપાવી શકતી નથી.

ઘણીક સ્ત્રીઓ કે જેવોને કશું પણ લતા-જમ એવાં કામો માટે અપાતું નથી તેઓ વધારે સમજ વાપરી સર્વ રીતે ઘર શોભાયમાન કરે છે. કેટલીક છોડીઓને તો દરેક વાતમાં ધણી પા-સેજ પૈસાની મદદ માગવી પડે છે એટલી તેઓ ગરીબ હોય છે; જેમની દયા ખાવી સજાવાર છે. જે ફર્જ અને પ્યારને ખાતર કરવું જોઇયે તે આઇતુ પૈસાથી થાય છે તેમાં મજાહ જેવું કશું નથી.

વળી બીજી એક મોટી ખામી એ પરણેલી નારોમાં બચ્ચાં જણવાની છીટની છે. તે એવાં નજીવાં કારણ હેઠળ કે તેમની આવક ન્હાની છે, ઘર ન્હાનુ છે વિગેરે; વળી કેટલા બધા મહિ-

નાઓ સુધી દુઃખ ભોગવે ત્યારે ખરૂં આવે તે શી પીડા ! એ રીતે તે મોજમજાહમાં ફરી વખત કાઢે છે પણ પછી થોડાજ વખતમાં તે પસ્તાવામાં પડે છે. ઘરના વડા દાખલ પોતાના ખાવિંદને તે ઝાઝી ગણતી નથી તોપણ તેનાં નામ હેઠળ તે પોતાના વાંકો છુપાવી શકે છે. મોઝલી અને હવસી માંગણી તૃપ્ત કરી શકે છે ને આબરૂ સાચવી રહે છે એટલુ તો ખરૂં ! પણ બધીઓને આપણે બદનામ કરીશું નહિ, કેટલીકો વળી તદનજ ઉલટી રીતભાતની હોય છે. જેઓ સંસાર સરળતાથી ચલાવી સુખી થઇ સુખી કરે છે. ભરથારની તે હેતવંતી મહોરદાર, બાળકોની તે મમતાળુ માતા અને કુટુંબની સાચ્ચી સલાહકાર તે ગણાય છે. એકપણ કામ યા વાકય તે ધણીનું નામ દીધા વગર કરતી નથી.

આજની છોકરીઓની મોટામાં મોટી મોજ મરદોની ખોડ ખાંપણ કાઢવામાં સમાયલી છે; છતા સમજ નથી પડતું કે તેઓ પોતાની ખુબસુરતી, સુંદરતા અને બાંધો જાળવી રાખવાના ફાંફા શા સારૂ મારતા હશે ?, જો તે મરદોની ઇચ્છાનુસાર ન હોય તો શુ પોતાનીજ બ્હેનપણીઓને ચીડવવા ખાતર થાય છે ? તેમાં તેઓ અતેરૂં કરે છે ને પૈસો બરબાદ કરી જાત જાતના ખુબસુરતી વધારવાના ઉપાયો પાછળ તેઓ ઘસડાય છે. તે પૈસામાં એક ન્હાનુ ગરીબડું કુટુંબ નિર્વાહ કરી શકે તેટલી તે રકમ હોય છે. અને પોષાક સજવાની નિર્લજ રીતી ને તે પરની પૈસાની બરબાદી...યા ખુદા !

બુઢાપો અટકાવવાના ફાંફાં કેવી રીતના મરાય છે ઉમર વધતાં જે ધ્યાન ખેંચનારો ચહેરાનો આકાર થાય છે તેને અટકાવવાના માર્ગ શોધાય છે. જાત જાતના રંગ અને પાઉડર તથા કાલા વાલ માટેના કલપો વાપરી આજની સ્ત્રીઓ પોતાની ઉંમરી છુપાવે છે. આજે દુન્યાના સઘલા ભાગમાં એ ઠગાઇ ચાલુ છે. કોઇ અદોર રંડાયલી એમ કરી ફરીથી એકાદ પુરૂષને સપડાવવાનો ખ્યાલ રાખે છે. તરેહવાર જાતના એરકી પોશાકોમાં સજ્જ થઇ વધારેને વધારે ખર્ચમાં તણાય છે અને પોતાની આસપાસના નાદાન દુકતાઓને પણ તેવી રીત શીખવે છે જે અતિ હાણીકારક છે. અરેરે ! એને બદલે તેઓ કંઇ સારૂ કામ ઉપયોગી થઈ પડે તેવો ધંધો યા ગરીબોના દુઃખના નિર્વાણ કરનારા કાર્યોમાં પોતાનો વખત જો રોકે તો ખુદાત લા અને તે ગરીબો વટીક તેમના તે નેક કામોથી ખુશ થાય. અફસોસ ! એ બધા ઉંધી કેળવણીના પ્રતાપ છે. એમાં ખુદ માબાપનો વધારે વાંક છે તો તે અબલાઓને આપણુ યોગ્ય કારણો વિના વગોવશું નહિ.

મોજ શોખની જે અત્યંત મોહીની જવાન તેમજ બુઢાંને એક સરખી લાગુ પડીછ તે પણ કંઇ ઓછા વિસ્તારમાં નથી. એ સર્વનો ઉપાય! કંઇ ગેબી રીતે આવી પડતી દેશપરની ભય ભરી હાલત છે ! જો એકાદ તેવી આફત દેશમાં પડે તો આજની સ્ત્રીઓની શુદ્ધ ઉઘડે. તેઓની ફર્જ શુ છે તે તેઓ પિછાને અને તેથી જે વખતની બરબાદી અને મોજ શોખની મોહીની છે તે કમી થાય અને દેશ/ ઉન્નતિ અને ગરિમો પ્રત્યેની દાઝ તેમનું હૈડું કરતા શીખે !

\+ + +

આહ, કેવી ભવિષ્ય વાણી ! દેશમાંની આફત એ લખાણ પછી વર્ષ બે એકમાં ફાટી નીકળી છે, ઓરત ને મરદ, દરેક પોતપોતાની ફર્જનો પાઠ શીખ્યાં છે; અને ઉમંગથી પોતાના દેશ અને રાજાની સેના બજાવવા લાગ્યાં છે. આ નાશકારક લડાઇએ તેમનાં અંતઃકરણમાં જોશ મેલ્યો છે. અને આપણે ઇચ્છીશું કે તેવો ઉમંગ જોશ અને દ્રઢતા તેમનામાં કાયમ રહે. તથાસ્તુ !

# ન્હાસભાગનાં લગ્ન !



## ( એક ટુંક વાર્તા )



**લખનાર:—મીસીસ મહેરબાનુ ફીરોઝશાહ એડનવાળા.**



ગાર્ડનવુડનો જવાન માલેક લીડગેટ મોટી અથાગ દોલતનાં દરંગનો માલેક થતાં દુન્યા ફરવા નિકળ્યો. તેની મરજી હતી કે તેની દોલત અને કારખાનાંઓની ઉપજ, જમીનો અને મેહલોનાં ભાડાની આવક અને રોકડ તથા જંગમ મીલકતનો એક દરંગ તેનાં એકલાને હાથ આવ્યો, અને તે કુંવારો હતો ત્યારે હવે તેણે હવે દુન્યા જોઇ વળી પોતાનાં એકલવાયા જીવને ગમત આપવી.

બધી દુન્યા ફરી આવવાના ઇરાદાએ તે ઘેરથી નિકળ્યો. પોતા સાથે પોતાનાં બાપદાદાના વખ્તથી ઘરમાં આવતા એક બુઢા પરહેજગાર, કુટુંબના પાદરી સાહેબને લીધા, અને તે નિકળ્યો. ગાર્ડનવુડનું લોક આપસે આપસમાં બોલતું તેમ ત્યાંના એક આગેવાન શહેરીની એક પૂરી બેટી એમીલી ડાઉનીંગ સાથે તે શેહાદીનાં ગાંઠથી જોડાવાનો ખ્યાલ કરતોબી હોય, પણ તે શું વિચાર બાંધે, અને ખ્યાલમાં ફરે છે તે કર્તવ્યથી જણાઇ આવે એટલો નબળા વિચારનો નહતો, અને તે ગયો.

પણ એ મુસાફરીએ નિકળતાં ટુંક વખ્તમાં કંઇ એવો યાદગાર બનાવ બની ગયો કે મુસાફરી લંબાવવાને બદલે તેને સાગુ પાછું ઘરમાં દોડી આવવું પડ્યું, અને તે બનાવ તે શું છે તે જોઇએ.

મુસાફરી કરતાં, એક વખ્ત એક ઉજડ જગ્યાનાં ભાંગા મેહલની પડત ઓસરીએ તેનાં પાદરી સાથે તેને ચઢી જવાનું થયું, અને તેને તે રાત તોડી પાડી વરસાદ શર્દીથી બચી જવાની અરજ કરી અને તે તેની અરજ સ્વીકારવામાં આવી, તેને તે મહેલમાં અંદર લઇ જવામાં આવ્યો.

એ અસલ પુરાતન, વગર શંકે કોતરકામમાં ઉમદા અને કાસાંનો હોય તેવા તેનાં કેટલીક બાજુનાં દેખાવ પરથી જણાતા. તે મહેલમાં લીડગેટ પોતાના પાદરી સાથે રાત્રી તોડી પાડવા પેઠો ખરો પણ ત્યાં તેને તે મહેલનાં માણસોને ઉદાસ, ગુપચુપ ચપક ચપક કામ કરતાં અને ઝુંકતા દીવા સાથેનાં અવતારમાં જોતાં તે જરાક બીચકયો. તે ઘણોજ મુંગે મોંહડેનો અને સાબુત અવલોકન કરનારો હતો, અને તેણે અવલોકન કર્યું કે લગભગ તેની જોડેજોડ એમ વર્ષાદથી બચવાને એક ઘરડો તથા એક જવાન છોકરી પણ ત્યાં સાથે ચઢયાં હતાં તેની કંઇક આ ઉકળપાઠળ અને સાંતઢાંક અજાયબીક હતી. એ ઘરડા અને તેની ભત્રીજીને લીડગેટ સાથે ઓળખાણ કરાવ્યામાં આવી. તે દરજ્જાવાળો મોટો બેરન ડુ'શો અને તેની ભત્રીજી હતાં. તેઓ ફ્રેંચ લોકો હતાં.

જરા વારમાં ખાણું પીરસવામાં આવ્યું,

અને તે પણ લગભગ સુપચાલતું હતું તેટલામાં એક પુરૂષે બહારથી દોડી આવી બેરનનાં કાનમાં કંઇ કહ્યું અને સર્વે હાજર રહેલાઓ ચેતી ગયા હોય તેમ ઉજાગરામાં વાખ મારી ગયાં. લીડગેટને કશી ખબર નહતી કે તે પુરૂષ શું એક દુન્યાં ઉંધી વળી જવાની ખબર લાવ્યો હોય તેમ ત્યાં ગડબડ ઘોંટાળો વ્યાપી રહ્યો હતો.

એ જોઇ પાદરી સાહેબ દાના ફેરવતાં પેદા કરનાર પાક સાહેબની યાદ કરવા લાગ્યા. તેઓ ઓરડાની એક ખૂણા માંહેલી ખુરસીમાં જઇ સગવડથી બેઠા. લીડગેટ ઉઠીને ઉભો થયો. તેઓ પોતપોતાના માહે કંઇ સત્તરસો ઘોટાળાભર્યા પ્રોગ્રામો કરતા હોય અને પાછા વિચાર ફેરવતા હોય એવું તેને લાગ્યું. કોઇ બોલવે નહીં ત્યાં વનાં બોલે નહીં એવો તે હતો. કોઈ વચમાં તેડે નહીં ત્યાં વનાં તે જાય નહિ એવો તે હતો.

બધી પંચાત, અને મોટો સવાલ, તેણે અનુમાન કર્યું કે તે જવાન ન્હાની અત્યંત ખુબસુરત છોકરી માટે ત્યાં ચાલતો હતો.

કંઇબી પ્રોગ્રામ કરે તે બધા તે છોકરી ના કહે અને રડી રડીને પોતાના કાકાને કોટે વળગે. તે બુઢો ઘણો દુઃખી થયો, અને કપાળ કુટીને આખર તેઓ વચ્ચેથી જરાક ખસ્યો તો તેની ચળકતી નજર જવાન લીડગેટનાં તંદુરસ્ત, હમેશનાં મદદને માટે પહેલો કુદકો મારે તેવા દેખાવ ઉપર ઠરી અને તેઓને છોડી તે ઉઠયો આવ્યો. એ તવંગર છોકરા પાસે, તેનાં બન્ને જોરાવર ખભાંઓમાં પોતાના બન્ને હાથના સુકાએલાં પણ ખીલા જેવા ચીવટ આંગળાંઓ ઘાલીને ચનાવી દઇ, તેની પોહોળી પેશાની, ફરાખ છાતી અને નિર્દોષ ખુલ્લી, આકાશ જેવી સ્વચ્છ બ્લુ આંખ્યોમાં, ઉંડાણમાં ઉતરી જવાની કોશેશ કરતો હોય તેમ જોતો રહી, તે અકળાતો, ગભરાતો ધીવારી અવાજે ફ્રેંચમાં બોલ્યો.

"મોસ્યુ" તે ગળું ખુંખારી બોલ્યો. "જલ્દી બોલો. આ નિર્દોશ કુંવારિકાનાં કુમળા જાનને બચાવવાને તમો તમારો જીવ જોખમમાં નાંખશો ? અને તેના બદલામાં તમને આપવાને મારી પાસે એક ફુટી બદામબી નથી, હું."

"દગો ફટકો, અને છતરપીંડી સિવાયની કોઇબી જગ્યે હું મારા જાનથી તમને મદદ થવા તૈયાર છઉં" તે જવાન છોકરો બોલ્યો અને તેના અવાજમાંજ ત્યાંની દહેશતનાક હવામાં ખુશી પથરાઇ ગઇ. તે જવાન ઝાઝું ફ્રેંચ બોલી શકતો નહતો, અને તેણે બધું ઇંગ્લીશ અને ઘણાજ થોડા ફ્રેંચ શબ્દો એમ ગોઠવીને જવાબ કર્યો.

એ જવાબ સાંભળતાંજ હવે તેને તેણે કેમ મદદ આપવાની છે તે વાત ઉતાવળ્યા ગદ્-ગદીત અવાજમાં તે બુઢો બેરન બકબકી ગયો. અને લીડગેટ સમજીને ઘડીમાં ઠંડો અને ઘડીમાં ભઠ્ઠીની ગરમી જેવો ગરમ થઇ ગયો.

એ બેરને આજવેર કંઇક સરકારી દરબારી કામમાં ગચલ મચલ કરી પોતાની જીંદગીને ઘાસ્તીમાં લાવી મેલી હતી, અને તેને લીધે તે ધર્તી પર નાહભાગ કરતો ફરતો હતો. પણ તેનાં છેલ્લા એક કામે આજ વેરની પજરતી આગમાં ભડકું નાંખ્યું હતું. અને તેની ધરપકડ શરૂ થઇ ચુકી તેને ફાંસીને ટેપ મળી ચુકી હતી. હમણાં પેલાં માણસે આવી તેને કહયું હતું કે હવે તે આ જગ્યે છે એમ સત્તાવાળાઓને ખબર થઇ ચુકી છે, અને તેઓ તેને ધરવા પૂઠે આવી લાગે છે. પોતાને માટે તે ડરતો નથી પણ તેની નાની ભત્રીજી, એ બાપડીને તેની સાથ રેહનારી છે એમ જણાય તો તેણીને પણ પરહેજ કરે તેથી એ છોકરીને તે લીડગેટને સોંપવા માંગતો.

તેબી કેમ ?

તેથી તે બેરનની સગી છે એવી કશીજ ધર્નતરલ નહીં રેહ તેવી રીતે રહે. લીડગેટ એક ઇંગ્લીશમેન છે, અને તે ત્યાં ને ત્યાંજ એ છોકરીને પરણીને તેણીને પોતાની બનાવે. પોતાની ધણીઆણી તરીકે ઓળખાવે જે પુઠે લાગેલા સત્તાવાળાઓને કશીજ શક નહિ રેહ. કેમ, લીડગેટ એમ કરવા કબુલ થાયછ કે ?

લીડગેટ જવાબમાં નમ્યો અને બીલકુલ ટેકાથી, નિડાણી, ગંભીર અવાજે બોલ્યો. "બેરન અને માડમુઆઝેલને મદદનો ધક્કો પડવા તે તૈયાર હતો."

પણ અહીં તે છોકરી વચ્ચે પડી. તેણી કાકલુદી કરીને પોતાના કાકાને કેહવા લાગી કે એક કોઇ તદન ત્રાહીતપર પહેલી નજર નાંખેલી તેવાને પરણવા કરતાં કાકાનાં વહાલમાં સપડાઇને કેદમાં જવા તેણી તૈયાર હતી.

પણ કેવું બુદ્ધું તો જબરૂં કાટેલ્ખી હતું. તે કાકલુદી કરતી છોકરીને થથડાવી કાહાડી, એક ખુણામાં સંકોચાયલા પાદરી સાહેબને બાહેર તેડી, તે મોટા પુરાતન ઓરડાની વચમાં તે બન્ને જવાંન્યાંઓના હાથમાં હાથ ગોઠવી તેઓનું જોડું એક પાંચ મીનીટમાં નાહના તફાવતમાં ગોઠવીબી દીધું.

પાંચ મીનીટ આગમજ લીડગેટ લગનની જુંસરીથી મોકલો, એકલો હતો, તે એક સેહજ વારના ગડબડ ઘોટાળામાં એક મનહરણ દેખાની સુંદર છોકરીનો ધણી થયો. જે હાથમાં તેને તે છોકરીનો હાથ ધર્યો હતો તે ધ્રુજતો, ઠંડો અને ઘણોજ નાજુક હતો. પણ લીડગેટનો હાથ ખરી મદદની ઓસ્તવારીથી, ગૃહસ્થાઇનાં ટેકમાં તેને ઝાલી રહી તેને ગરમી આપવાનું કરતો. થોડીક મીનીટના અંતરમાં તેઓ ધણી ધણીયાણી થયાં.

ચાલો હવે એક મીનીટબી ખોલા વનાંતમો ચાલ્યાં જાએક, તે ધરડો સંતોષ પકડતાં બોલ્યો. પણ ચાલ્યાં શું જાય? હથ્યારબંધ સીપાહો બારણું ખોલી અંદર આવ્યા અને તેઓને જોનારનાં લોહી આંગમાં બંધાઇ ગયાં.

લીડગેટને લાગ્યું કે એક ડરામણો સ્વપ્નો તે જોતો હતો; બીજું કંઇજ નહીં. બેરન ડુશો પોતે શરણ થયો. મેહલના માલેકે કાને હાથ દીધા, હથ્યારબંધ ટોળકી શોધ ચલાવે તે દરમ્યાન લીડગેટ પોતાની ખુબસુરત આંખોથી તેઓને જોતો રહી, પોતાની નાહની નાજુક બાપડીનો સુંદર ચેહરો પોતાની ખભામાં દાબી ધરી ઉભો. તેની વાહાલી એકેને હથ્યારબંધ ટોળકીને જોતાં, શેકારીને જોઇને શેકાર બીહે ધ્રુજે તેમ બીહી ધ્રુજી તે ઇંગ્રેજના માયાળુ પંસામાં ભરાઇ ગઇ. અને પાદરી સાહેબ દાણાની હારડી હાથમાં ધરી તે ગભડાવવા લાગ્યા.

લીડગેટે ખસુસ તે છોકરીનો ચહેરો પોતાની કરાબ છાતીમાં દાબી ધર્યો. એક તો એ નેમથી કે તેણી તેની પોતાની છે એમ તેઓની ખાત્રી થાય અને બીજું તો એ કે તેણી પોતાના કાકાને મુસકદાટ બંધાતા જોઇને તેઓને ફસાવી નહીં દે.

તે ટોળકીનો વડો જવાન ઓફીસર જેવો ઝડપથી ત્યાં આવ્યો તેવો ઝડપથી કામેજ વળગી ગયો. બેરન ડુશોને પકડી ત્યાં હાજર રેહેલાંઓને તેને ચડપ ચડપ સવાલો કરવા માંડયા.

તે જવાન ઇંગ્લીશ મર્દની ગૃહસ્થાઇનાં ટેક સાથની ઠંડાઇ, અને પોતાની વાહલી નાજુક સ્ત્રીને અવાર નવાર ધીરજ આપતાં હુંકારાઓથી તે ટોળકીની ખાત્રીજ થઇ ગઇ કે તે ગૃહસ્થને બેરન સાથે કશું લાગે વળગે નહીં.

લીડગેટે કહયું કે તે પોતે, પોતાની સ્ત્રી સાથે અને આ પાદરી સાથે, આ ઠેકાણે ભાગ્યેજ એકેક કલાકનો આવેલો હોય, અને તેથી તે બેરન શું તે કશું જાણતો નથી. જે દગા ફટકાની અને સરકારી દરબારી વાતો તે સાંભળે છે તે બધું હમણા ટુંક વખતની છે, અને વધારે ખાત્રી કરવી હોય તો પાદરી સાહેબને પૂછો.

પાદરીને પુછવામાં આવ્યું. તેઓ ધણી ધણીયાણી હતાં? અને પાદરી સાહેબ તરફથી ખાત્રીનું ઊંડકયું થતાં વાત પાકી કરી તેઓએ ચાલ મુકી.

બેરનને ધરી જતાં જોતી તેણી લીડગેટ આગળજ ઉભી. તેઓ દૂર થયા ત્યાંસુધી પોતે સપડાઇ જાય તેનું કશું દેખાડયું નહીં

તેણીનાં છગરમાં ગમ પેઠો હોય એ લીડ-ગેટે ખુલ્લું જોયું. ને છોકરાએ દીલથી ઘણુંજ ચાહયું કે કંઇ બોલીને તેણીને દીલાસો દે પણ શું બોલવું તે તેને સુઝે નહીં. પાદરી સાહેબે, ભયની વખતે ખોદાવંતતાઆને યાદ કરવા તથા બીજા ઘણાંક દીલાસાના સખુનો તે પુતળાં રૂપે બંધાઇ ગયલી છોકરીને કહ્યા, અને પછી લીડગેટને ત્યાંથી બને તેમ પહેલી ઉતાગરી કરી જવાની ચેતવણી દીધી.

સવાર પડે તે આગમજ ઝઝકળે તેઓ તે જગોથી ઉઠી આગળ ચાલ્યાં.

*   *   *   *   *

## મેરી.

તેઓ લંડનમાં થોડાક વધુ દીન થોભ્યાં, એ દરમ્યાનમાં તે જોડા વચ્ચે જરાબી એખલાસ હતો નહીં, વળી તેમ તેઓ લડતાં વઢતાં પણ નહીં. ઇઝેસે નીરીંથપણે પાંચ મીનીટમાં વરેલા ધણીને ખુલ્લા દીલથી કહી દીધું કે આ પૃથ્વી ઉપર તેણીના કાકા સીવાય તેણીને આશરો આપનાર બીજો કોઈ નહતો. અને ત્યારે હવે તેણીને તદન એકલી કયાં છોડે તેનો ગુંચવાડો લીડગેટને થયો. બીજી સવારેજ જયારે મુસાફરી કરતાં તેઓએ પાદરી સાથે વાત કીધી, ત્યારે લીડગેટે પોતાની ઇઝેસને કંઇક એમ કહેવાની કોશેશ કરી, કે જો તેણી તેની સાથે રહેવા નારાજ હોય તો તે તેણીને લંડનમાં એક ઘર અપાવી દરેક સગવડથી રાખશે, પણ પાદરી સાહેબે ગંભીરાઇનું રોકયું ધુણાવી લીડગેટને ખખડાવી કાઢી કહ્યું કે તેણે ખરેખરો લગનનો ગાંઠ તેઓનો બાંધ્યો છે, અને નહીં કે મજાકમાં. હવે જો તમો છુટાં પડવા માંગતા હોય તો કોર્ટમાં છુટા છેડાની ફર્યાદ નોંધાવો નહીં ત્યાંસુધી એ કંઇ બને નહીં.

એ સાંભળી તેઓ બન્ને ચુપ થયાં. લીડગેટે જુઠા આશીરવાદથી તેણીને ફકત મદદ કરવાની નેમથી લગન થવા દીધાં હતાં, પણ જયારે તેણે જાણ્યું, અને વળી હવેજ તેને પાકો સુમલોબી બાંધ્યો, કે તેઓનાં એ ઉતાવળાં લગન કરી આપનાર એક સાદો માણસ નહીં પણ ખરેજ પાદરી હતો ત્યારે તે જબરો બીચકી ગયો. તે પોતે એ છોકરીનો ધણી થવા જરાબી નારાજ નહતો, પણ તે બીહયો તે છોકરી માટે. તેના સાથે પરણવાને તેણે પહેલાં કયાં ગભરાટ બતાવ્યો હતો. હવે કેમ કરવું?

તેને અવારનવાર કંઇ કંઇ વાતમાં તે છોકરીને સમજાવી જોયું કે જો તેણીની મરજી ના હોય તો તે એક પાકા ગૃહસ્થ તરીકે સદા રહી તેણીને બધો વાંક પોતાને માથે વ્હોરી લઇ છુટા છેડાથી મોકળી કરી નાણાંની મોહ માંગી મદદ કરતો રહેશે. પણ તેણે સંતોષ વચ્ચે જોયું તેમ તે કરી તેનાથી છુટી પડવા ચહાતી હોય તેવું કશું પણ દેખાતું નહીં.

એ તેને મોટો સંતોષ અને સુખ હતું. તેણે પોતાની કારભારણ ઉપર પોતાને ઘરે ગાર્ડનવુડમાં હવે તાર કર્યો કે તે પોતે પરણીને પોતાની વાઇફ સાથે તેઓ તરફ આવી લાગશે, વાસ્તે શેઠાણીને આવકારની સઘળી તૈયારી કરી રાખવી.

લંડનનું તેનું ઘણુંક કામ પૂરું થઇ રહેવા આવ્યું. તે પોતાને ઘણોજ સુખી માણસ લેખતો. આઠ દીન થયા તેઓ અચાનક વર્યાં હતાં. પણ તેઓ એક બીજાનાં મિત્ર માફક ઘણાજ સભ્યતા અને લાયકીથી અરસપરસ વર્તતાં.

હવે તે અવાર નવાર બીહતો કે જે છોકરી તેને અચાનક ખોદાની મેહરથી ધણ્યાણી તરીકે મળી હતી તે રખે આગળ જતાં તેનાંથી છુટી થવા માંગે. પણ પરણ્યાને લગભગ આઠ દીન પૂરા થયા એક પણ દીવસ તેણીએ એવી વાતો તેને કહી સંભળાવી હજી સુધી દીલગીર કીધો નહિ એ તેનો સંતોષ હતો. અહીં લંડનના હોટેલમાં, ઘેર જવા હલાં ઇઝેને પોતાની એક જુની મેડ-નાયા નામે મેરીને પોતાના ધણીની પરવાનગીથી પોતા પાસે રાખી લીધી.

તેઓ ઘેર ઉપડી જાય તે પહેલાં એક દીવસ લીડગેટ બાહારનું કામ આટોપી લઇ પોતાનાં હોટલમાં પાછો ફર્યો, જ્યાં તેના ઓરડામાં મેડ મેરીને હાથમાં એક કાગલ્યું લઇ ચાલી આવતાં તેણે જોઇ. તેને જોઇને તે કાગલ્યું સાંતવાનો વિચાર કરી તે ત્યાર પાછો ફેરી લીડગેટની સામે તે કાગલ્યું તેણીએ ધર્યું.

"એ શું છે, મેરી ?" તેણે પૂછ્યું.

"મી. લલેવેલ તરફની ચીઠી."

"તે કોણ વળી ?" એમ કહેતાં તેને તે પરબીડ્યું હાથમાં લીધું, તેમાં ઉપર કશું કોઇનું નામ લખાયલું નહતું તેથી તેણે ધાર્યું કે તે ચીઠી તેનાં ઉપર કોઇએ લખી હશે, એવાં વમાસનમાં તેણે તે ખોલીને આ પ્રમાણે વાંચી.

"તારાં લગને મારૂં જીગર ટુટી ગયુંછ." તે ચીઠી ફ્રેંચમાં લખેલી તે જેમ તેમ ઉકળાવીને શબ્દો ગોઠવીને તેણે થોડુંક વાંચ્યું. તેમાં ઉમેરેલું હતું કે "એ તારો ઇંગ્રેજ પીગ તદન ધિકારવા જોગ હોવો જોઇએ. શું કરૂં ? મારી કે તારી પાસે એક દમડી નથી. એ ભીખારડી હાલતે મને લાઇલાજ કર્યો છે, પણ તારી યાદ મારી ઇઝેલ, મારાં જીગરમાં સદાજ રહેશે સદાનો તારો —"બેઝેલ લલેવેલ."

"લે, લે, મેરી, એતો તારી મેડમની ચીઠી છે, મારી નથી." તેણે ધીરજ બતાવતાં તે વાળી દઇને તેને પાછી આપતાં કહ્યું.

મેરીબાઇ ખાસ ખાત્રીથી જાણતાં કે એ ફ્રેંચમેન મડમનો જુનો દોસ્ત હતો અને તે ચીઠી તેણીનેજ આપવાની હતી, પણ તેવને શેઠનાં વાદલાં થવાને ચેરીમેરી મેળવવાને આમ અખાડાથી પ્રપંચ રચ્યા હતા. પણ તે શેઠ ભોલો ભલો હતો. તે જવાંન મર્દે મનથી તપાસ્યું કે, ગરીબ ઇઝેલ, એકાએક અને અચાનક પરણી તે પહેલાં તેણીને ચાહનાર કોઇ હોય તેમાં નવાઇ શું ? પણ હજી શું તેઓ વચ્ચે આ જાતની ચીઠીઓની આપલે થાય છે ? એ દગલબાજી કહેવાય ?

"શેઠ, એ ચીઠી બાઇની છે, ત્યારે તો તમે ખોલી તે હવે હું એવનને નહીંજ આપશ, નહીં તો શેઠજી મડમ મારી સાથે સખત ગુસ્સે થશે." તેણીએ નિર્દોષ થવાનાં ઢોંગ કર્યા.

"તારે ગમે તેમ કર મેરી," લીડગેટે રોકડોજ જવાબ દીધો. તેની બાયડીનો અગાઉ વર્ખાણનાર કોઇ હોવો તો જોઇએજ, પણ હજી સુધી તેની સાથે ચીઠી પતરી ચલાવવી એજ દાઘ તેને ડગડગવા લાગ્યો. તેણીની ખુબસુરતી તરફ જોતાં તેણીને વખાણનાર તો ઘણાખી હોવાજ જોઇયે, અને તેણીને ચાહીને તેણીને પરણવા માંગનારખી હોવાજ જોઇયે, નહીં કાંય ? એ બધું બનવા જોગ હતું એમ તેણે દીલથી કબુલ્યું. પણ તેવાઓ સાથે તેણીએ હવે-હવે-તેને પરણ્યા પછી હવેલી ચીઠી પતરી રાખવી. એ તેણીનાં નિપકલંકપણાને દાઘવાળું બનાવતું હતું.

તે ચીઠીમાંનો લખનાર બઝેલ લલેવેલ કોઇ તેણીની સાથે બંધાયો હોય તેમ છુટથી લખે છે, ત્યારે એ છોકરીએ તેને અત્યાર પહેલાં વાત કહી કેમ નહીં ? તેનાથી છુટા થવા હજી સુધી ચાહયું કેમ નથી ? તેને ઘેરે આવવા તેણી કબુલ શું કરવા થઇ છે ? જો તે તેણીને ઘેર લઇ જશે તો ગાર્ડન વુડનું નાહનું ગામડું તેનાં લાંબા વખતનાં ટેકાવદાર નામને હવે પછીથી બુડું મત બોલતું થશે કે કેમ ? એ બધા ખ્યાલોથી તેને નિરાશા ઉપજી, અને ઇઝેલ જેવી એક નાહની છોકરી હજી ભાગ્યેજ આખાં વીસ વર્ષની ઉમરે પુગી હોય, તેટલાં, આવાં પ્રપંચ કરે એ તેને દીલગીરી સાથે ગુસ્સો ઉપજાવનારૂં થયું. તેનાં વીચારની દોરી હજી લંબાઈ. આજેજ તેણે તેણીને છુટે હાથે ખર્ચ માટે નાણાંની એક મોટી રકમ આપી હતી ? શું આ બે અભાગ્યાંઓ તેનો પૈસો લખ લુટ ખર્ચવાને તેને જાણી જોઇને ઘેરી બેઠાં હશે ?

એ છેલ્લો ખ્યાલ ઘણો કડવો લાગ્યો, અને તે તે સહેલાઇથી ગળે ઉતારી શક્યો નહી. નહીં, નહીં, એમ અનેજ નહીં, કેમ જે ઇઝેબની નિર્દોષતા તેને એટલી સ્વચ્છ લાગતી કે તે છોકરી આવું ગંભીર બેઅકલી કામ સેહલાઇથી કરે એમ તેની ખાત્રી થતી નહીં. તેને ઇઝેબ તેની બાયડી ઘણી ઘણીજ ગમતી. હવે થોડો વખતથી તેણીના વના તેને ચાલે તેમ નહોતું. તે રોજ રોજ બીહતો કે રખે એવો એકુ વખત હીંગામ આવે કે જ્યારે ઇઝેબ તેનાથી છુટાછેડા ચાહે અને આ ચીઠ્ઠીથી હવે તે ઘણોજ ધાસ્તીમાં પડયો.

એ ખ્યાલો દરમ્યાન ઇઝેબ ત્યાં દોડી આવી. તેણે ભડકીને બારી તરફથી ડોકયું ફેરવી ઇઝેબના ગોલાબ જેવા મીઠા હસ્તા ચેહેરા ભણી જોયું. "આવી એક ચીઠ્ઠી વાંચીનેથી એ હજી જેવી ને તેવીજ." તેણે વમાસ્યુ. તે મનથી જાગુના લાગ્યો કે તે ચીઠ્ઠી વીષે તે જાણીચ એમ જાણતી નથી હું!

"મારે થોડીક ખરીદીએ જવું છે, મોસ્યુ" તેણીએ આવતાંવાર નીચી નજરે સભ્યતાથી કહ્યું. "આવતા શુક્રે આપણે ગાર્ડનલુક જઇશું. કેમ?"

તે જવાબ દેતાં અચકાયો. "હા."

તેણી પોતે બી અચકાતી ગુંચવાતી બોલી. "તમુને-મને-મને તમુને કંઇક કહેવા ગમે છ, કંઇક કેહવું પૂછું?"

તેણે ધાર્યું કે ચીઠ્ઠી લખનાર ધણીની બાબદ બાહાર આવે છે ખરી. સાદાઇથી પણ ઉશ્કેરાટ દબાવી દઇને લીડગેટે પૂછ્યું. "તે શું વારૂં?"

"આજ સુંધી, અત્યાર તુલીક જે તમો તરફથી ઘણી ઘણી મહેરબાનીઓ મેળવી છ, કેવાં જીવતાં જેહાંનમ જેવી બદતર જીંદગી મારી અગાઉ હતી, પૈસા વનાંની ભૂખમરો વેઠતી, એટલુંજ નહીં, પણ રાત દહાડો ધરાઇ પકડાઇ જવાની દહેસ્તથી જીગરમાં છરીનાં ઘા વાગતા તે સઘળાંમાંથી તમે મને છોડવી આ ઉત્તમ સુખ બક્ષ્યું છ, મોસ્યુ, તે માટે મે આજ વેર તમારો જરાકે ઉપકાર માન્યો નથી. ભયંકર ધાસ્તી ભરી ઉજાડ હાલતમાંથી આવાં કરાર ભર્યાં સુખમા તમે મને મેલી છ. અત્યાર વેરમા તો મારૂં શુંએ થઇ ગયું હોત! પણ હવે-હવે, હજુબી મને તમ સી આ બધી મહેરબાનીઓનો લાભ લેત ઘણી આંચકી લાગે છે. અત્યાર વેર—"

"બસ, મહેરબાની કરીને હવે વધુ એ વિષે કશું બોલશો નાં." તેને ગળે કાયકી બાઝતી લાગી. તેણીનો મધુર આકાર, તેણીનો મીઠે આવાજ, તેણીની હેરાનની લાગણી ઉંડાણ વેરથી દર્શાવતી ખુલ્લી સ્વચ્છ આંખ્યો, પણ પેલ ચીઠી, પેલો બએલ જે તેને ઇંગ્લીશ પીગથી ચીઠીમા ઓળખાવતો.

"મને અટકાવો ના જી" તે છોકરીએ શરમાળ આપ્યો નીચી કરતાં બોલવું જાર રાખ્યું. "હું જે કહેવા માંગું છ તે આ છે. માર જેવા એક જીવને ખાતર તમે તમારી આખ જીંદગીને જુસરીમાં જોડી નાંખવાની જરૂર નથ તમને જો મારાથી છુટા થવું."......

"મેડમ: તમને મારાથી છુટું થવા ગમે છે?

"મને?," તેણી જરાક હસી. "મારામા સ હતે તો અત્યાર આગમજતી હું આ, બબ્બરબરીન લગનથી છૂટી થઇ-છૂટી થઇ-એકાદ ગવરનેસ જગ્યા મેળવી રેહતે. પણ, મારા મિત્ર, હું ખુલ્લ દીલે તમો આગળ કબુલ કરી દઇશ, કે આ દુ ઉપર મારા કાકા સિવાય મને આશરો આપના કોઇ કોઇજ નથી, અને તેથીજ, માફ કરજો તમારો પલ્લો છોડી હું કેડે જઇ શકતી નથી, પ તમને આવાં બજાબરીનાં લગનથી જંજીર જકડી રાખવા માટે હું ઘણી દીલગીર છું.

જવાબ આપવા પહેલાં તેણ તે ચીઠીનાં લખનારને યાદ કર્યો, આહા એ ચીઠી તેને હા આવીજ નહતે તો કેવું સારૂં. આ વારની છો

રીને ધર્યાની ઓહોળી સપાટી ઉપર તે એક્સો કેમ છોડી શકે નહીં.

" હું ધારૂં છું કે હાલ તુર્ત જેમ ચાલેછ તેમ ચાલવા દેઓ, " તે બોલ્યો.

" પછી આગળ જતાં બેમાંનું એક કોઇપણ છુટું થવા માંગશે ત્યારે આપણે એ સવાલ ચરચાવીશું. હાલતો ગ્રીનવુડ જઇયે. કેમ, એ ગેડવણ મેડમ તમને પસંદ છે ! "

તેણીએ વિચારવંત ઢબે ડોકયું હલાવ્યું.

'બીજું મારે તમને ખાસ કેહવુંછ તે એજ કે મોસ્યું ને મેડમ આજ પછીથી આપણા વચ્ચે બોલાતું બંધ થવું જોઇયે. ગાર્ડનવુડનાં લોકોને તેથી કંઇક ચર્ચા જગાડવાનું ખોટું મળશે. મારૂં નામ બ્લેની છે, ધ્રુસેલ. "

જવાબમાં તેણી પાછી નમી. આવી ઢંડાઇથી તે છોકરાને બધી ગોઠવણો કરતાં જોવાનું તેણીને ગમતું ન હોય તેમ લાગતું.

" વારૂં છ બહુ સારૂં. " તેણી નમન સહીત બોલી. અને પછી તેઓ ગાર્ડનવુડ આવ્યાં. સ્ટેશન પરથી તેઓ ઘેરની મોટોરમાં બેઠાં અને ત્યારે સૌથી પહેલાં તેઓને જે મળ્યું તે બ્લેની લીડગેટની અંગત મીત્રણ એમીલી ડાઉનીંગ હતી; કે જેણીને ઘણાંજ ખુશીભર્યાં હસવાં સાથે તેણે ટોપી ઉતારી નમન કર્યું, અને વળી કંઇ યાદ થઇ હોય તેમ હોઠ કરડયા. તેની ધણીયાણી ધ્રુસેલે ચીકથી તેનાં ચ્હેરો પર જોયું, અને પછી તે ખુબસુરત કુંવારીકાનાં ચ્હેરા તરફ પીડેથી ખીજી નજર નાંખી. બ્લેની લીડગેરે યાદ કર્યું કે એ છોકરી-તેની હમવતનીને તેણે વરવાનો વીચાર રાખ્યો હતો, પણ ધ્રુસેલને જોઇ તે દીનથી તે એમીલીની હસ્તી પણ ભુલી ગયો હતો. તેણે ચમકીને પોતાની ધ્રુસેલ બાજુ જોયું. એમીલી પોતાની બાબદી મારે શું ધારશે ? કેવો વીચાર બાંધશે ? તેણે જોયું તેમ તેની ધ્રુસેલ પણી નાહાકી એમીલીને અને તેને પોતાને જોતી હતી.

ધ્રુસેલ લીડગેટ મારે એમીલી શું ધારશે? તેણી તીરસ્કારનાં બાણનો ચળકાત કે કે તેજસો પણ હસતી હસતી તેણીને કાંઇજ ન હોય તેવો દેખાવ રાખતી મોહલ્લાને નાકે ચાલ્યા કરી.

× × × ×

## ઉતાવળ્યાં લગનની અસર.

ઉતાવળ્યાં, બલ્કે, દસ્તગીરી કરવાનાં ખ્યાલજથી થયલાં લીડગેટ લગનને થોડાક માસ થયાં, તેટલાં એ જવાન્યો, ઘણોક લેવાયલો, ઉદાસ, વધતો ચુપ મોહડાંનો અને વધતો વિચારવંત થયલો જણાતો. તે ઉતાવળે ઓફીસે જતો, અને મોડેથી ઘેરમાં પગ મુકતો. તેની સ્ત્રીને જે રમતગમતનાં મેળાવડાઓ કરતી તેમાં તે ભાગ્યેજ ભાગ લેતો, અને જ્યારે તે ભાગ તે લેતો, ત્યારે ઘણું કરીને દરેક વખતે પોતાની આગલી મિત્રણ એમીલી ડાઉનીંગ સાથે બેઠેલો રહેતો, યા ડાન્સ પણ તેણીની સાથેજ; ને જરા હસતો બોલતો તે બધુંજ એમીલી ડાઉનીગ સાથે હતું.

એમીલીએ હજુબી લીડગેટ સાથે ઘણુંજ નર્મીભર્યો મીઠાસ અને માયાળુ દોસ્તી રાખી હતી. તે તેણીજ ઘણીજ નરમાસભરી છોકરી જાણુતો. તે આગલા વખતો યાદ કરતો કે જ્યારે કોઇ કોઇ દીન તેઓની દોસ્તી તેઓ વચ્ચે જરૂર વધારે ધાડો અને અતલગનો સંબંધ ધરાવશેજ એમ સર્વે જાણુતાં અને બોલતાં. અને તે યાદે તેને દુઃખ થતું.

તે લગભગ પોતાની ધ્રુસેલથી બીહીને દુર રહેવાનું કરતો. કોઇ પુછશે કે કાંય ? તે ગૃહસ્થ રીતનો હતો અને ધ્રુસેલને ફક્ત તેની ગાદીની ઓથ આપવાનેજ તેણીનાં કાકાએ પરણાવી આપી છે ત્યારે હવે તેની સાથે વધુ છુટ લેતાં તે ડરતો. એ છોકરી આગળ તે ઝાઝો રહી નહિ શકતો. બાપની વખતે એક ફક્ત એક નાટક બાજી બનાવ્યા તેણે પોતાને. સારો તે છોકરીને આપવાનું કીધું હતું, અને તે જખનેથી તે

છોકરી કેટલી છોકરાને તોફાન મચાવી . રહી એ યાદે તે વધુ નાહાસ્તો ફરતો.

જો કે ત્યાર પછી તે છોકરીએ એકેવી વખત હવે તેને એવો નથી આપ્યો કે જ્યારે તેણી તેને ધિક્કારતી હોય યા તેનાથી દુર નાહાસ્વા ચાહતી હોય એમ કંઇ તેની ખાત્રી થાય; છતાંબી તેને વિશ્વાસથી સોંપાયલા એક હવાલાને વિશ્વાસનો ભંગ કરી દુખી કરવાનાં ડરથી તે તેણીથી ઘણોજ દુર રહેતો. એક વડા ભાઇ જેવી દરેક માયા અને મીઠાસ સાથે તે ઇઝેલની સંભાળ લેતો.

અને ઇઝેલ ! તે છોકરી હતીજ અત્યંત મનહરણું, તે બાપડી જે કંઇ પહેરેડ ઓઢ કરતી તેમાં તે અત્યંત બીરાજી નીકળતી, અને એવી એકેબી તક ના હોય કે જ્યારે ઇઝેલે તે કરવા અને મેળવવા ચાહ્યું હોય તેમાં તેણીનાં માયાળુ ધણીએ ના કહ્યું હોય. પૈસાનો તેની આગળ સવાલજ ન હતો. અવારનવાર તેણી પોતેજ બીચકી જતી, પણ લીડગેટ, બીચેની લીડગેટ તેણીને જરાબી ખંચાવા દેતો નહીં.

તે વિચારશીળ આંખે જોઇ શકતો કે ગાર્ડનનાં એકેકએક શખ્શો તેણીની આગળ ભમવાની દરેક તક સાંધતી, અને એક વખત તેડયા ત્યારેતો પછી ફકત ઇઝેલ અને ઇઝેલનીજ સાથે વાતચીત યા રમત ગમત યા સઘળોજ વખત ઇઝેલનીજ ખોરડુ ધરી રાખવાનું કરતા. તે માટે મને તેણીને માફ કરતો. તેમાં એ છોકરીનો વાંકબી તે શું હોય ? તેણીનો દેખાવજ એમ અધુરાં મનનાં છાકટાંઓનું મગજ ઘુમાવી દે તેવો હતો. વળી તે મગરૂરી સાથે જોઇ શકતો, કે તે છોકરી જરાકે નખરેલ નહતી. તેઓને ઉત્તેજન આપી પોતાને ત્યાં ઘેરી લેવાને તેણી જરાકે આતુર ન હતી. મોટા મોટાઓએ તેણીની દોસ્તી ઘણી રીતે માંગી. પણ તે જોઇ જોઇને અજબ થતો કે ઇઝેલ એક ઠત્રાભારથી કોઇને વજન આપતી નહીં. જેટલી સલુકાઇથી તેણી ઓરતો સાથે વર્તી રહેતી તેટલીજ સલુકાઇથી તેણી મર્દો સાથે વર્તતી, અને ત્યારે તેણીનો ધણી પોતાનાં દીલથી એમ તાબા કરતો કે તેણીનો આગલો અદરાયલો બએલ તેણીનું મન મસ્તક રોકી રહયો હોવો જોઇએ, તેથી તેણી સર્વ તરફ બેદરકાર હશે.

તે તેણીને પૈસા ટકાથી નવાજીને ભરપૂર રાખતો, સામી તેણી ખંગાતી કે એટલુંજ ખર્ચવાથી તેને કંઇ નુકશાની તો નહીં જાય; અવાર નવાર તેણી ખાત્રી કરવા પુછતી.

"હું ઘણી ખર્ચાળુ છું કે, વારૂં ?"

"જરાબી નહી." તેણે ટુંકો જવાબ કર્યો.

"જો હું કેટલી કોઇબી વખતે ઘણી ખર્ચાળુ થાઉં તો મને તમે વારજો, હું ! કારણ કે જોવની મને એટલા પૈસા વાપરવાની કદીબી આદત નથી, હું ! વળી જોવની !" એટલું બોલી તેણી નાસ્તાની ટેબલ પરથી ઉઠી ઉભી થઇ, અને તેનાં નીચાં નમાવેલાં નેણ સાથે પોતાની નીદોષ આંખો ટાંકવાની કોશેશ કરવા તેની સાંમે ટેબલ ઉપર બન્ને હાથો ગોઠવી તેમાં હડપચી મેલી ઉભી.

પણ તેણે પ્લેટ ઉપરથી ઉચુ જોયું નહીં.

"કંઇ કહેવું છે ?" તેણે પુછ્યું.

"નહીં ! કંઇ નહીં" તેણી જરાક નારાજીથી બોલી.

"ત્યારે તો મારો વખત થયો, હવે જતે."

પાછલે પગલે ખુરસી ખીસાડી તે ઉઠયો.

"ઇંગ્રેજોને ઓફીસમાં આખો દહાડો ઘણીજ રોકાણ હોયછે. તમેબી આખો દહાડો કામમાં ગુતાંયલા હોવોછો. ઘણું કામ શું કરવા કરોછો ?

"બીલકુલબી નહીં. મને કામ ઝાઝું નથી."

"ત્યારે, ત્યારે, હું તમારી રજા માંગુ કે ? મને સ્ટવાયર વીલ્ડમ.ર આજ ન્યુટાઉન તરફ ફરવા લઇ જવા માંગે છે. હું જાઉં ?"

"હા, જજો. એમાં પૂછવાનું શું ?"

"પણ વખતે એમ કર્યાથી હું અણુઘટતું કામ કરતી હોવામાં તો નહીં ખપું, તેથી પૂછી જોઉંછ."

'તું એકબી કામ અણુઘટતુ નથી કરતી ઇઝેલ." તેણે બારણાં બહાર જોતાં કહ્યું અને વીચાર્યું કે તેણી ' 'બએલ' ની ચાડી મેળવતી હશે કે ?"

'ખચીત ! ત્યારે તમે મને પરાયા મર્દ સાથે એટલી લાંબી મુસાફરી એ એકલી ફરી આવવાની રજા કેમ આપી ? એ કામ તમને અણુઘટતું નહીં લાગતું ? હું નહી જાઉં ત્યારે હું કોણ સાથે ફરંહરૂં ?" અને તેણીનાં છેલ્લા બોલોમાં છુપાવેલું ડચકું બહાર આવતું તેણે સાંભળ્યું. તેણે ગભરાઇને પીઠ ફેરવી પોતાની બાયડી તરફ જોયું. તેણી અત્યારે પીઠ ફેરવી અંદર ચાલી ગઇ હતી.

તેણે બહાર નીકળતાં પરસેવો લુછ્યો. "આ ઘોંટાળાની આખરી કેમ અને ક્યારે આવશે ? ગરીબ બન્યું આગને આમ મામલો ક્યાં તુલીક ચલાવશે ? અરે પેલી મેરી મેડે મને 'બએલ' ની ચાડી બતાવીજ નહતે, તો આ મામલો [illegible]વો નહતે

તે સીડી પરથી બહાર નીકળ્યો, તેટલાં સામેથી એમીલી આવતી જણાઇ. "ઓહોહો ! એમીલી આજે આટલું વહેલું ક્યાં ?" તેણે તેણીને શેકહેંડ કરતાં પૂછ્યું : "મારે જરા સ્ટેશન પર જવુ છે."

"હં ! ત્યારે તો ચાલો, આવો, મારી મોટરમાં લઈ જઇશ."

"ત્યારે તો તમારી ઘણી મોટી મહેરબાની" અને તેઓ બંન્ને બેસ[illegible]ગયાં.

લીડગેટને જતી[illegible] હમવતનીને [illegible] ફરીને પોતાની [illegible] હતો, પણ ઇઝેલને અંદર હતી. થી તે એમીલીની હસ્તી પણ ભુલી ગયો [illegible]ની ચમકીને પોતાની ઇઝેલ બાજુ જોયું. જતાં પોતાની બાયડી માટે શું ધારશે ? કેવે પડતો બાંધશે ? તેણે જોયું તેમ તેની ઇઝેલ [illegible] હતી એમીલીને અને તેને પોતાને જો.

કોઇક વખત તેણી પોતાનાં ઓરડાની બારીનાં પડદાને સહેજ ખસાડીને પોતાનાં શેઠયા ધણીને તેની દમામદાર મોટરમાં હંકરાઇ જતો જોવા ઉભી રહેવાનું ગમતું, અને તેમ તેણીએ તે બંનેને જોયાં. તેણીનાં મીઠા ચહેરા ઉપર એ દેખાવે જરાબી અદેખાઇ અંતસ યા દગદગાનું દુખ દોડી આવ્યું નહીં. એ બાબદમાં જેટલો તેનો ધણી મોટાં મનનો હતો તેટલીજ તેણી પણ મોકળાં મનની હતી.

"જ્યારે જોઉં ત્યારે એમીલીની સાથેજ એ બેસતો, અને મારી મેડ મેરી કહેછ તેમ લીડગેટ સાહેબ એ છોકરી સાથે પરણવાનાં હતાં. આખું ગામ એ-મત ઉચારે છે, અને ત્યારે—" તેણી કાંઇક વિચાર કરતી ઉઠી.

તેજ દીને સાંજની ચાહ ઉપર મડમ સાહેબનાં પરોણાંઓની ટીપમાં એક પરદેશીનાં નામની ટીપ ઉમેરાયલી જણાતી. એ નામ "બએલ લસેલેસ" હતું.

તે નામનું કાર્ડ સાંજે ચાર વાગતે ઇઝેલ આગળ રજુ કરવામાં આવ્યું અને તે કાર્ડની પૂઠે તેનો માલેક એક કોઇ દેખાઇતો ખુબસુરત અને તવંગર જવાન્યો અંદર આવી ઇઝેલને નમતો ઉભો. સાડાપાંચે ઘરનો માલેક ઓફીસથી આવ્યો અને બીજો પા કલાક જવે ઘરની શેઠાણી મેડમ ઇઝેલે ઘણીજ ઠંડાઇ અને નર્માથી લીડગેટ સાહેબની ઓળખ પોતાના એ પુરાણાં મિત્ર "મેસર્યુ બએલ લસેલેસ" સાથે કરાવી.

લીડગેટ પોતાનાં મનમાં શું થાય છે તે ચહેરાનાં ફેરફારથી બતાવે એવો હતોજ નહિં. આજે જન્મમાં પહેલવહેલો તે તેનું નામ સાંભળતો હોય તેમ તેને મળ્યો; તે હમેશનોજ ચૂપ હતો અને તેથી વળી આ નવા મિત્ર સાથે તે શું વાત કરે ? તે નવા આવેલાએ ગડગડ જીભ ચલાવી કંઈ કંઇ વાતો કહી અને સાથે સાથે જણાવતો આવ્યો કે અમારૂ તેની પાસે ઝેર ફાકવાની આડધી નહતી

પણ એકાએક બુઢા કાકા વારેસ વીનાં મરી જવા-થી તેમની મોટી દોલતનો તે વારેસ થયો હતો. વળી વાત દરમ્યાન તેને ઇંગ્લાંડ ઘણું ગમવાનુંથી બોલ્યો, અને ઉમેરવા બેઠો કે ગાર્ડન વુડ તો તેને સૌથીજ વધારે ગમેછે તેથી તે હવે મહેલનાં માલેકની રજા હોય તો ત્યાં થોડાક દીન તેઓનો પરોણો થઇ રહેવાનું તેને ગમશે. ઘરના માલેકને જવાબ દેવાની ફરજ હતી અને તેને તે મોંહડે માંગીને રહેવા આવનારને નોતું દેવાની ફરજ પડી અને તે ત્યાં તેઓના પરોણો થઇ તે રહો.

લીડગેટ દરેક ઘડીએ બીહતો રહેતોકે હવે તેની બાયડી જે ઘડી જાય છે તેમાં તેનાંથી છુટા છેડા મેળવવાની માંગણી કરતી આવી ઉભી રહેશે; કેમ જે અગાઉ બએલ પાસે કુટી બદામ ન હતી. હવે તે ધનવાન વારેસ થયો હતો. હવે તેઓને બંન્નેને પરણી જવાને કશી નડ ન હતી. પણ તોબી દીવસ ઉપર દીન ગબડવા છતાં-બી હેઝેલે તેવી માંગણી કદીજ ન કરી અને લીડગેટની અજાયબી વધતીજ ચાલી.

તે નવો પરોણો અને હેઝેલ લીડગેટ જ્યાં ત્યાં આખો દીન ફરતાં હરતાં. તે નવા તની વાતચીત અને ઢપછપથી ગાર્ડન વુડનું રાજી થયલું જણાતું.

રોજ રોજ આ ભયંકર મામલાનો અંત લાવવાને લીડગેટ ઠરાવ કરતો અને રોજરોજ ઢીલો પડતો.

એક દીવસ તે ઘણોજ દુખી અને નારાજ થે પોતાનાં ઓરડામાંથી બાહર નિકળવા જાય તેટલાં બાહારનાં દાદર આગળ એક કાર્ડ પડેલું જોઇ તે તેણે ઉંચકયું અને આ પ્રમાણે વાંચ્યું.

" આ મામલાનો હવે અંત લાવવો જોઇએ. સાંજે પાંચ વાગે મને કલબમાં મલશો, મારે તમને કંઇ કહેવું છે. " બએલ.

એજ વખતે, જાણે વખ્ત ગોઠવી રાખ્યો હોય તેમ હેઝેલનું તે લાઇબ્રેરીનાં દરવાજા આગળ આવવું થયું.

## નાટકનો છેડો.

તે કાડ હેઝેલનાં મોંહ સામું ધરી લીડગેટ કહ્યું. " આ શોધવા આવ્યાંછ, કે ? "

તેણીએ તે કાર્ડ લીધો, ભવાં ચઢડાવીને વાંચ્યો, અને ફકત ખભાં ચઢાવી ચુપ રહી.

" પાંચ વાગવા આવ્યા, તમે બાહાર જતાં હશો ? " તેણે કડવાસથી અને કાર્ડનો પ્રતીઉત્તર આપવાની મતલબમાં પૂછયું.

તેણી લાયબ્રેરી રૂમમાં દાખલ થઈ, તેણીની પુઠે જતાં તે કંઇક ઠડાવથી બોલ્યો. " હા, જરૂરજ. પાંચ વાગ્યાછ અને હમણાં બાહાર જાવો ! જો તમે નહીં જતાં હસો તો મારે જવુંજ જોઇએ. તમુંનેબી આવવુંજ પડશે. પાંચ વાગે કલબમાં તમે, હું ને લસેલેસે આ મામલાનો છેડો લાવવા ભેગા મળવું જોઇયે. "

" એમાં છેડો લાવવા જેવું છેજ શું જે ? " તેણીએ ઠંડાઇથી જવાબ કર્યો.

" છેડો ? એક અભાગણી ઘડીએ આપણાં લગન થયાંછ તે હવે તોડી-"

" તમે મોટા સાહેબ છેઓ, હું ગરીબ ગુનેહગાર કાકાની ભત્રીજી છેઉં, " તેણીએ હવે રડી દેતાં લાઇલાજી બતાવી. " તમે મને છુટી કરી એમીલી સાથે, તે તવંગર છોકરી સાથે, પરણવા માંગતા હોયતો નવાઇ નહીં. "

આ તે શું કેહતી ? લીડગેટનો જીવ લગભગ આ વાતથી ફરી આવ્યો, તેણીનાં આંસુંઓથી તેની છાતીમાં ઠોકા વાગતા માલમ પડવા લાગ્યા.

" એવું કંઇ નથી. તમે જાણોછ તેમ એમીલીને મને કશું લાગતું વળગતું નથી, તમે બએલને પરણો, હવે તે તવંગર થયોછ. "

" એક પરણેલી ઓરતને તમે પોતે-ધણી થઇને આવા સખુનો કહી શકો કે ? "

તેણીએ ઘણીજ અજાયબીથી ડોળા ઉંચકી તેનાં દુખી ચહેરા ભણી જોયું. "ઈંગ્રેજ લોકને ખોદ નો ડર ઓછો હોય એમ મને જણાતું નથી."

"ખોદાનાં ડરને ખાતર આપણી આખી જીંદગી રદ કરવી?" તે અચકાતો બોલ્યો. "હું સારી પેઠે જાણુંછ કે જે રસે તું 'બએલ' ને બચપણથી ચાહીને ગણેઓછ, તેમ તું કદીબી મને ગણી શકવાની નથી."

"એમ? ત્યારે તમે બચપણથી એમીલીનો વીચાર કર્યો અને રાખ્યોછ, તેથી તમેબી મને કદીબી એક બાયડી તરીકે ચાહી શકવાનાં નથી, કેમ?"

"છટ! છટ! બાપડી એમીલીનું નામ દરેક વાતમાં વચમાં ના લાવ"

"ત્યારે તમેબી દરેક વાતમાં હને બએલનું નામ ના લાવો!"

"બએલ" માટે હું કંઇક વધારેબી જાણું છ" તેણે બોલવાની અને ખરંખરૂં કરી લેવાની તક લીધી. "એ માણસ મને "ઈંગ્લીશ પીગ" તરીકે તમુંને લખેછ, કેમ? મારે લીધે તમે હેતવંતાઓ એક બીજાંથી છુટાં પડયાંછ."

તેણી ઘણું ચમકી. ફીકી મારી ગેઇ.

"હું કબુલ કરૂંછ કે એ માણસનાં એ સખુનો છે." તેણીએ ખુલ્લે દીલે કબુલ રાખ્યું. અને તેથી તેને તેણી ઘણીજ વધારે ગમી. "મને પુછવાની રજા આપશો કે એ સખુનો તમારે માટે તે વાપરે છ, એમ જાણવાની તમને કેમ અને કયારે તક મલી?"

"મેં તે તમારા જોગી ચીઠી ભૂલમાં ફુખેડીને વાંચી, એનવેલપ ઉપર કશું સરનામું નહતું. અને તમારી મેડ મેરીએ—"

"ત્યારથી—એ બધો વખત બધો તમે એ વાત જાણો છ. તે લુચ્ચી ગેરી દુકતીએ મને તો કંઇ નહીં કહયું. હં! તેથીજ—"

લીડગેટ ચુપ રહ્યો, પણ તેથી બોલીજ નહીં ત્યારે આખરે તેને પૂછયું. "તેથીજ શું?"

"કંઇ નહીં, પણ મને સમજ નહીં પડે કે પહેલાંથી આવું જાણ્યા છતાં તમે મારી ઉપર મેહરબાનીઓ ભરી આયા રાખવી ચાલુ શું કામ રાખી? મને તમારાં ઘરમાં લાવીને અહીં આશ્રો શું કામ આપો?"

"કારણ કે મને તમારો હવાલો સોંપાયો હતો?"

"ત્યારે હવે? મને ખુલ્લાં મને કહી દેવો હવે તમે મને અહીં નથી માંગતા? તમારે એમીલી સાથે પરણવાને તમે મારેથી છુટ થવા માંગોછ?"

"ઇઝેલ! તે છોકરીનું નામ ના લે. મે કદી—કદી—તેણીની સાથે પરણવા ચાહ્યુંજ નથી સોસો લઇ દેર્યા હોય.

"પણ ત્યારે તમુંને વાંધો શું બએલને છે? મેં તો જાણ્યું કે એ મારા કરતાં તમારે પરોણો વધુ છે. લંડનમાં પેલી જે ચીઠી તમે વાંચી હતી તેનો જવાબ મારી તરફથી એને ઉપર શું ગયો તે તમે જાણતા નથી. મેં તેને તુર્તાતુર્તજ તોડી પાડયો, અને ફરીથી મારે ત્યાં આવવાની યા લખવાની મનાઇ કરી, પણ આપણાં લગ્નથી હું અને તમે જેવો જોઇયે તેવાં સુખ કરારમાં નથી, એમ એને કંઇક અહીંનાં લોકોથી ખોળી કાઢી જાણ્યું, અને અહીં પાછો દોડી આવ્યોછ. એને અહીં પરોણા તરીકે રાખનાર તમે છેઓ, હું નથી."

"હુંજ ઉજબખ છું" તે બબડયો. "પણ ત્યારે પેં રાખ્યો અને ઇઝેલ તું એને લખને બધે કરેછ, કાંય?"

"કાંય કે એની સાથે એક ઘરમાં બેસી રહેવા મને ગમતું નથી. ગમે તેટલું ના કહેતાં

એ પોતાની અરજીઓ કરવાની, કહી સંભળાવવાની એ ચાલુજ રાખે છે, તે કેમ કરૂં ? જ્યારે મારા ધણીએ પોતે મને આગળ રહીને તેની વાતો સાંભળવાની મને તક આપી ત્યારે કેમ કરૂં ? ઘરની બહાર ફરતાં હોઇયે તો બીજી ત્રીજી વાતોમાં ધ્યાન રહે."

"ફઝલ, તારી ખાત્રી છે કે તું એ તારા અંદરાયણાને મારેથી છુટી થઇને પરણવા નથી માંગતી ?" તેણે ફરીથી પૂછ્યું.

"જરાએબી નહીં ! જો મને તમારી સોડ વાહલી નહતે તો તમે ધારે.છ કે તમારી દુન્યામર દોલતને ખાતરબી શું હું તમારે ઘેર આવતે ? પણ આ લગનથી તમે પસ્તાવામાં—"

"જરાબી નહીં. મારી જાન. મારાં કીસ્મતે મને એક ઘડીની વચમાં પરણાવી આપ્યો, પણ તેગને દસ મીનીટમાં મળેલી વાહફ દસ વરેબી શોધ કરતાં મળતે નહીં એટલી વાહાલી અને મારાં દીલને ઘેરી લેનાર છે." તેણીને હેતથી પોતાના પાસામાં દબાવતાં તે બોલ્યો. તેનો અવાજ સુખી અને મગરૂરીથી ભરપુર હતો.



# તુરંગી તાણ

( ગુલશન માટે )

લખનાર–" હરમીસ "

મસ્ત માયામાં પડયાં–લડયા વિન
　　આ દેહને સુખ કેમ થાય=?
મ્હોઢે મિષ્ટાણ પડયાં–ગળ્યા વિન
　　કેમ પેટે તે પાચન થાય=?
શસ્ત્ર કેડે તો જડયાં–વઢયા વિન
　　કેમ રણે તે વિર સમજાય=?
પોથા બગલે ધર્યા–ભણ્યાં વિન
　　કેમ ગુણીલા પાઠો લેવાય=?
ન્યાયાસનો પર ચઢયા–સમજ્યા વિન
　　શિ દોષીતને શિક્ષા થાય=?
ઘરે પરોણાં આવ્યાં–પોસ્યાં વિન
　　કેમ આનંદી યજમાન થાય=?
પ્રેમ પલ્લાં જો ઘડયાં–પહેર્યાં વિન
　　કેમ પ્રેમીના પ્રેમ કહેવાય=?
ધન ધાન્ય તો ભર્યાં–પૂનદાન વિન
　　કેમ " શ્રીમતિ " સાગર જવાય=?
ક્રિયા કામોમાં મંડયાં–વર્તવા વિન
　　કેમ હરીને દ્વારે જવાય=?

---

## ખુલાસો.

આ ભૂમિ માંહેથી પેદા પડયાં, અને તેટલાં માટે સ્થૂળ શરીરને, માયાનો મોહ, ખરેજ વિપત-મા નાંખે, અને તે માંહેથી, જ્યાં સુધી સ્વચ્છ થતાં નથી, ત્યાં સુધી સૂક્ષ્મ શરિરને કદીમા આનંદ થાય, એ ન માનવાની વાત છે. તેમજ જ્યાં સુધી, એસીક રહું ખાવું, મોઢાંમા પડયાં છતાં, તેને પાચન કરવા પહેલાં, તો ખરેખર ગુખમાં વાગોળ્યા કરવુંજ જોઇએ. તેમજ સ્થૂલ શરીરને ઉત્તમ કામામાં ફેરવતાં, ઘણાક અનુભવો વૈભવવા પડયાં વિન છુટકોજ કયાં છે? દરેક જન્મ લેતુ બાળક, શિ ગતિમાં અવતરી શિ મતિ ધરાવે છે, જે તો ત્યારેજ ખબર પડે છે કે, તેના કાર્યો શરૂ થાય છે. જેમકે, શરીર ઉપર રણસંગ્રામમાં, યોગ્ય માગતાં હથિયારો બાંધ્યા, પણ તે નકામા થઇ પડે. જો બાંધનાર તેને વાપરીજ ન શકે. તેમ સ્થૂલ શરીર જ્યાં સુધી. શિક્ષા અને કષ્ટની કસોટી માંહેથી, પસાર ન થાય ત્યાં સુધી ઉંચી દીક્ષાની શિક્ષા મેળવી શકે, એજ બનવા જોગ

વાત છે એ ભૂલવું નહિ. આપણા હાથની બગલ માં, ઘણાક પુસ્તકો ગંથી દીધાં એટલે શું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું ? ના તેમ થાયજ નહી, કિંવા કે જ્યાં સુધી માંહે સમાવેલો જ્ઞાનનો બાહર બુદ્ધિ બળથી સંપાદન કર્યો હોય ! અને તેવાં ગુણ ભાનથી ભિતરમાં ભંડાર થતો નથી, ત્યાં સુધી ન્યાય પણ કરવો, કેવળ અશાકતની હદમાંજ આવી જાય, તેમજ યજમાનને ત્યાં વળી પરોણા આવ્યા હોય તેમની પરોણાગત કર્યા વિન યજમાન, કાંઇ પોતાની પદ્ધતિ પાળી શકતો ન કહેવાય. તેજ પ્રમાણે સ્થૂળ શરીરને દરેક રંગ અને વસ્તુનું ભાન થતું નથી, ત્યાં સુધી નવાંજ અને નવાં અનુભવો માટે ખોટીજ રહેવું પડે. પ્રેમની વાતોજ કરવાથી, પ્રેમીના પ્રેમ ભાવનું રસ-મધ, પ્રાપ્ત થઇ શકતું નથી. પ્રેમની ન્યુનતામાં મસ્ત થઇ શકતું નથી એ વગર શકની વાત છે. પ્રેમ કરવા પહેલાં એક બે વર્ષ યા દાયકા જેટલાં વર્ષ, કાંઇ હદ નથી પ્રેમ પાચન કરવાં તેના સાચમાં સીંચાઇ જવા, તો સદી ઉપર સદી વહી જાયે છે, કદિ ઉપર કદિ ચઢી જાય છે, શરીર તવાઇ જાય છે જે પ્રમાણે કારૂનનો ખજાનો હોય અને દાન કરવાનીજ ક્રિયા ત્યાં ન હોય તે કાંઇ ધન્યવંત આત્મા ન કહેવાય, એ સિદ્ધજ માનવું ? યાને શરીરે તપશ્ચર્યા કરી, યા મંદિર માં ભણતરના ગણતર કર્યા, યા દેવાલય બંધાવ્યા યા અનેક પવિત્ર સરિતામાં અંગોળ કર્યું, તેથ સ્થૂલ શરીર કાંઇ આત્મિક શરીર બને નહી એ સતત માનવું !

એવી ક્રિયા સાથ મનને મહત્વતાઇથી ગાહનતાંમાં મઢવું, અને, ક્રિયા સાથે ખરા મનભાવથી વર્તવું, તોજ અને તોજ " શ્રીમતિ સાગર" યાને ઉચી મતિના, માનવ દેખાઇશું. મુનીઓ, યતીઓ અને જતીઓ, યાને પવિત્ર પ્રાણના જેઓ થઇ રહ્યાં છે, તે કાંઇ સહેલાઇથી નહીંજ થયાં હતા, અને થશે પણ નહિં.

માટે પ્રિય જણો મિત્ર, તમને સ્થૂલ શરીર પકડી રાખશે, થોભો ? લાલચની લપટમાં લચલચ ન થતાં, ત્યાંથી હઠી જાવો ? સ્થૂલ શરીરને સદાકાળ સુધી જીવન રાખવાનો એકજ માર્ગ; તે " જ્ઞાન માર્ગ સાથે સંપ, ધર્મ, પ્રેમ અને ન્યાય ! " એ વહેવારમાં મૂકશો, તો હરીને ઘેરે જવાના દ્વારનું પહેલું કિરણ આપણી મેળે, આપણી સામેજ આવેલ સમજશો ! એજ હાલમાં.

# From my Diary.

## ( Specially for Gulshan. )

*Wu Heu by Mr. Manmohanrai H. Desai,* B. A. LL. B.

(1) I have been studying the local condition prompted thereto by a sort of natural curiosity as also partly due to a desire of having wider experience of the psychology and under-forces working among the back-ward classes. This much is certain that since the initiation of the Panchayats and the spread of education under state compulsion, people have begun to understand their rights and liabilities and can make fair and just criticisms of things relating to their welfare. Much of the self-education of the people has been achieved by the liberal measures of the Maharaja Saheb viz, the Local Boards and the Compulsory Education. It is certain the two measures have revolutionised the ideas of even the lower classes and if more powers and more responsibilities are imposed, the local boards will no doubt commit mistakes and grave mistakes too, but on the whole will achieve much beneficial results. The same spirit now prevailent may be utilised towards the fostering of Co-operation and Agriculture. The latter will require, it seems, much State Legislation. The growing danger ahead is the fond attachment of the Khedut to cotton cultivation. Food stuffs are getting scarce and there is a regular dearth of them. No doubt cotton brings more money, but that is balanced by an enormous and almost fabulous rise in the prices of *food-stuffs and other [illegible] of nou*rishment. It is necessary to wear the farmer from cotton and encourage him to grow food-stuffs.

*The new Ahurmuzd.*

To-day wants have increased, old ideals of simplicity have disapproved and the fetters of material bondage have hand-cuffed living souls with an unparallelled rigour. An artificial civilisation created artificial conditions and men are cursed with living against Nature. What a deteriorating world this is? *Where have disappeared the* old Rama ideal, the old Zarthustra ideal, the old Ahurmuzd ideal, Old Ahurmazd taught goodness, simplicity, benevolence and renunciation of luxuries; old Ahurmazd taught to grope into the spirit and leave matter aside; to culture the heart and the soul and kick the body aside; to practise self-negation and self-subdugation and to banish idle luxuries and scandalous materialism. New Ahurmazd, call it what you like, anti-Christ or the Zuddin or the Modern Civilisation, teaches in alluring words and brilliant sug-

gestions the tempting gospel of effeminate luxury, idle vainglory, self-gratification and self-parder, bless in material goods and contempt for the spiritual welfare and thus creates of men, monsters with effeminate souls and woman's weaknesses-mother's of degradation, degeneration, of effiminiacy and servitude. There is an enervating spirit of luxury and weakness. Oh some new Zarthust would appear to lead us to the path of the true Ahurmazd once again!

*Nature's Influence.*

It was an August landscape near the Ulhan where I arrived at about 5-30 p. m. Owing to the tumultuous rush of water at the usual course I rode my horse from a distance by other route where though the waters were shallow, yet [illegible] rush was tremendous. It was a rug[illegible] view of stones and rocks, some rough, some hewn. The liquid gold [illegible] ng boiled over [illegible] a yellow and [illegible] d, [illegible] a charmingly softned and ra[illegible] ishing [illegible]inge of colour. The landsc[illegible]pe in its silent joy was riant & happy. Of eternal peace and rest it seemed to me to be the symbol. It [illegible] ed obl[illegible]vion of petty strifes, trifling quarrels, useless hate, vain worreis and discordant order of life. [illegible] symbolic poetry of [illegible] f order, harmony, peace, and calmne[illegible] of temperament. The deep waters formed into a huge reservoir by obstructing stones tried to pave their way to their goal by supreme efforts and they leapt over boulders in tiny falls or crept thro' crevices with petulance or at times stealings glided thro' underneath the rock with laughing chatter and sparkling ripples and they danced and dashed and hurled and rippled, buzzed, and wriggled thro' and over the rocks and crags like merry children of the, Heavens engaged in laughing at the foolish worries and struggles of an ignorant mankind. Huge trees lined the banks and whispered in silence as if afraid to disturb the divine music of the prattling waters as they rush'd through, from and against the stones. I felt a curious longing-a longing to be the water, the stone, the tree, the rock, the river, the universe. Love, self-less Love pervaded my whole being. I felt a curious oneness with the Universe. My soul rejoiced in gratefulness. For a time I forgot the hard, the mean world and experienced the joys of paradise. Except the music of the waters, there was profound stillness. The nice white lilies bloomed like emblems of Love in the lesson of the streamlet. I sat on one of the stones with a lily on my bosom in deep thought of life, of God and of the theatre which screens the Drama of Life.

# ઔરંગઝીબ.

## ( મોગલ ઈતિહાસપર નવિન અજવાળું.

### પ્રોફેસર જે. એન. સરકારનાં પુસ્તકમાંથી ખાસ પરવાનગીથી રસમય ચુંટણી.

( ગુલશન માટે ખાસ )
( ગયા અંકથી સાંધન )

**( ખાનાસામાં તે કોણ-વહોરા કોમપર ધાડ-નીતિને ધર્મનાં ફરમાનો-સલામની રીત બંધ થઇ-છાકટપણાં સામે લડત-અધર્મિઓની કતલ. )**

**રાજ્યના વડા અમલદારો.**

છેલ્લા અંકમાં ઔરંગઝીબના કુટુંબની ઉડતી તપાસ આપણે લઇ ગયા છીયે. આજે તેના વડા અમલદારોની ટુંક તપાસ લઇશું. રાજ્યનો સૌથી વડો અમલદાર વડો દીવાન હતો. તે પછી પહેલો બક્ષી હતો, ને તે બાદ ખાને સામાન હતો. મસજીદનો સૌથી વડો કાઝી-ઉલ-કોઝત હતો અને તેની પછી મુહતાસીબ યાને જાહેર નીત-રીતિનો સેનસોર તથા સદર-અસ-સદુર યાને કાયદા સુફાવમારો વડો હતો. તોપખાતાંનો વડો મીરે આતશ યાને આતશનો વડો ગણાતો હતો. મોગલ રાજ્યમાં લશ્કરી, શહેરી અને ધામ વિભાગ એક જથ્થે ગણવામાં આવતો હોવાથી દરેક વર્ગના અમલદારને તેનો પગાર, બક્ષિસ, રાજ્યના બક્ષીની મારફતે મળતાં હતાં. ઔરંગઝીબનાવખતમાં આવા ત્રણ બક્ષીઓ હતા ને એક ચોથો ઉમરાવ ખાનદાનનાં લશ્કરીઓ માટે હતો. ખાને સામાનનો ઓધ્ધો મોટો હતો. તે બાદશાહી ઘર ખટલાનો વડો હતો. તેના હાથમાં મોટી સત્તા હતી. આ બોલનું અપભ્રંશ થઇ હાલનો બબરચી ખાનસામાં ગણાય છે. વઝીરનો એલકાબ કોઇપણ જાતની સત્તા વિના આપી શકાતો હતો. દીવાનને ખાસ સત્તા હતી તે છતાં કોઇબી હિંદુ દીવાનને ઔરંગઝીબના રાજ્યમાં વઝીરનો ઓધ્ધો આપવામાં આવ્યો નહતો.

શાહજહાંના છેલ્લાં વખતમાં મીર જુમલા વડો વઝીર હતો. દારાંના હાથમાં ગાદી આવતાં તેણે આ ઉમરાવને કાઢી મુકયો. કેમકે તે ઔરંગઝીબની તરફેણનો હતો. ઔરંગઝીબ ગાદીએ આવતાં તેને પાછો વડો વઝીર નેમવામાં આવ્યો. તેના મદદાનશ તરીકે રાય રાયાન રઘુનાથ ક્ષત્રી મેહસુલી ખાતાંપર દેખરેખ રાખનો હતો. આ બાહોશ હિંદુ અમલદારને ઔરંગઝીબે તા. ૧૫ જુન ૧૬૫૮ ને દીને રાજાનો ખેતાબ આપ્યો. પોતાને વડા વઝરનો આપવા માંગેલો ઓધ્ધો તેણે નકબુલ કરાતાં તેણે તે મીર જુમલા માટે રાખ્યો. ૧૬૬૭ ના માચમાં મીર જુમલા મરણ પામ્યો ને તેની પછી બીજે ગદીને આ ધણોજ

ચંચળ હિંદુ રાજદ્વારી નર પણ મોતને શરણ થયો. તે ઘણોજ પ્રમાણિક હતો અને જો કે તેનું આખું ખાતું ચોરાટયું હતું તે છતાં તેણે દ્રઢતાથી બધી લુચ્ચાઇ દાબી દીધી હતી. ખેડુતોનો તે દીલસોજ દોસ્ત હતો. તે પછી ફાઝીલખાન નામના ઇરાનીને આ હોદ્દો આપવામાં આવ્યો જે ફકત સોળ દીવસજ તે ભોગવી શકયો. તે બાદ જાફરખાન વડો વજીર થયો. મરહુમ શાહનશાહ શાહજહાંની બેગમ મુમતાઝ મહાલની એક બ્હેન સાથે તે પરણેલો હોવાથી શાહી કુટુંબનોજ તેને ગણવામાં આવતો હતો. તે ઘણોજ દયાળુ, પરમાર્થી, ભલો અને હાતમ દીલનો હતો. દરેક તરફ તે માયાળુ હતો. પહેરવા ઓઢવામાં તે સાદો હતો પણ તેને દારૂનો લંખ હતો. ઔરંગઝીબે તેને ચુસ્ત મુસલમાન તરીકે દારૂ ન પીવા સમજાવ્યો ત્યારે તેણે ખુલ્લું જણાવ્યું કે દારૂ પીધાથીજ તેનામાં શક્તિ ને હિમત આવીને શાહનશાહની સેવા બજાવી શકતો હતો. ઇ. સ. ૧૬૭૦ તે મરણ પામ્યો હતો. ત્યાર પછીનાં ૭ વર્ષ ઔરંગઝીબે વડા વજીર નેમ્યા વિના ગબડાવ્યાં તે બાદ આસદખાન વડો વઝીર થયો. તેણે નીમકહલાલી ને વફાદારીથી ૩૧ વર્ષ સુધી આ હોદ્દો ભોગવ્યો હતો.

### વડો કાઝી ને વહોરા કોમ.

ઔરંગઝીબના વડા કાજી તરીકેનો હોદ્દો અબ્દુલ વાહબ વહોરાએ ૧૬૫૯ થી ૧૬૭૫ સુધી ભોગવ્યો હતો. તેનો જન્મ અણહીલવાડ પાટણમાં થયો હતો. તે વહોરાની જાતનો હતો. હિંદુ વેપારીઓ એક વિખ્યાત મુસલીમ પીરની સમજાવતથી વટળી ગયા હતા તેઓમાંથી આ કોમ નીકળી હતી. ગુજરાતના સુલતાને તેઓપર હુમલો કરી ઘણાકોને સુન્ની ધર્મ માનતા કર્યા કે આ શિઆ ને સુન્નીઓ વચ્ચે ધર્મની ભેદકરીનો ઝઘડો થવા લાગ્યો. પાટણના એક મોટા વિદ્વાન વહોરા નર નામે શેખ મહમુદ તાહીર અરબસ્તાન જઇ અભ્યાસ કરી આવ્યા અને વહોરાઓમાં જે શિઆ માનતા હતા તે મોગલ સરકારની મદદ સાથે દબાવી દીધી. આ માટે તે છેડાયલી કોમે તેનો જાન લીધો હતો. તેનો નબીરો અબદુલ વાહબ બહુ આકેલ વ ફાઝેલ હતો તે શાહજહાંના વખતમાં પાટણનો કાઝી હતો. તે ઔરંગઝીબને દખ્ખનમાં જઇ મળ્યો હતો તેથી તેને તે શાહજાદાએ બહુ માનપાન આપ્યું હતું. સાસુરગઢની પહેલી ફતેહ પછી બીજી કાઝીઓએ ઔરંગઝીબનું તેના બાપની હૈયાતીમાંજ ગાદીએ આવવું ગેરકાયદેસર ગણ્યું ત્યારે અબદુલ વાહેબે એવો ફતવો બહાર પાડયો કે શાહજહાં રાજ્ય કરવાને નાલાયક હતો. આ કારણે મોગલ ગાદી ખાલી હોવાથી ઔરંગઝીબ ગાદી બેસે તેમાં કુરાનના કોઇબી સબકનો ભંગ થતો ન હતો. આ કિમતી સેવા માટે તેને રાજ્યનો વડો કાઝી બનાવવામાં આવ્યો હતો.

અબદુલ વાહબની સત્તા ઔરંગઝીબ પર ઘણી થઇ હતી. તે જેમ સુચવતો તેમ થતું હતું—દરેક જણ તેનાથી ડરતું હતું. એક વખતે ભરદરબારમાં ઔરંગઝીબે શીવાજીને કચડી નાંખે એવો સરદાર મોકલવાની વાતો કરી કોને મોકલવો તેની સુચના માગી. ત્યારે તેના જવાબમાં એજ ઘણોજ હિમતવાન દરબારી મહોબતખાન લોકરસ્પે તડને ફડ જણાવી દીધું કે, તેની સાગે લસકર મોકલવાની કશી જરૂર નથી. આપણા વડા કાજીજી તેની સામે એક ફતવો બહાર પાડશે તો બસ છે.' પોતાની આ મોટી સત્તાનો ગેર ઉપયોગ અબદુલ વાહેબે કર્યો. તેણે ધુમ લાંચ લેવા માંડી. તે સાથે તેણે જવાહિરનો છુપો વેપાર કર્યો. સોળ વર્ષ તે વડા કાજી તરીકે રહ્યો તે અરસામાં કિમતી દાગીના ને જર ઝવેરાત ઉપરાંત તેની પાસે તેત્રીસ લાખ રૂપ્યા એકઠા થયા હતા.

તેની પછી તેનો વડો બેટો શેખ-ઉલ-ઇસલામ વડો કાઝી થયો. પોતાના બાપથી તે સદંત

ર ઉલટો હતો. તેનાં જેવો પ્રમાણિક કાઝી આખાં હિંદમાં થયો નહતો. પોતાના બાપનાં મરણ પછી તેણે તે હરામનો મેળવેલો પૈસો પોતાના ખેશીઓ, વિદ્વાનો ને ભીખારીઓમાં વહેંચી દીધો. કોઇપણ જાતની તે લાંચ લેતો ન હતો. પોતાના અતલગના મિત્રો તથા ખેશીઓની ભેટ વટીક તે કબુલતો નહતો. સાક્ષીઓ જૂઠું બોલતા હોવાથી તે બાપડો ન્યાય તોલવામાં જબરી વમાસણમાં પડતો હતો. બનતાં સુધી તે ન્યાય આપવાને બદલે બંને બાજુને સમજુત કરાવી દેતો હતો, તે આ પોતાનો ઓધ્ધો છોડી દેવા માંગતો હતો પણ ઔરંબઝીબ તેની પવિત્રાઇ, વિદ્વતા ને પ્રમાણિકપણું જાણતો હોવાથી તે તેનું માનતો નહતો. ઉલટો તેને દરબારમાં બોલાવી વધુ ઓહદાઓ આપતો હતો. આ શેખ પાસે શાહનશાહે ગોલકોંડાને બીજાપુર પર હુમલો કરવામાં તે વાજબી છે એવો ફતવો માંગ્યો. શેખે સાફ ના પાડી કે બે મુસલમીન રાજ્યો વચ્ચે લડાઇ થાય તે. પવિત્ર કુરાનનાં ફરમાનોથી તે ઉલટું છે બાદશાહ ના ખુશ થયો–શાહી ઇતરાજીમાંથી બચવા શેખે મક્કા હજ કરવા જવા પરવાનગી માંગી, જે તેને તુરત મળી. મક્કાથી આવ્યા પછી તે પાટણમાંજ જઇ રહ્યો હતો ને શાહનશાહ ની વડો કાઝી થવાની ચાલુ માંગણી ના પાડી. જ્યારે તેણે જોયું કે હવે જવા સિવાય છુટક નહતો ત્યારે તે બંદગી કરી પાટણથી નીકલ્યો કે ખુદા તેને સરકારી નોકરીનાં બંધનમાં ન નાંખે. પાકખુદાએ તેની અરજ વાંચીને દરબારમાં જઇ પુગ્યો તે પહેલાં રસ્તામાંજ મરણ પામ્યો.

## નીતિને ધર્મનાં ફરમાનો.

પોતાના બીજા રાજ્યાભિષેક પછી ઔરંગઝીબે બે ઉપાયો યોજ્યા કે જેની તેને ખાસ જરૂર જણાઇ હતી. બાઇ ભાઇઓની લડત દરમ્યાન રાજ્યમાં ન્યાય આપવાનું કામ સદંતર ઉલટાઇ ગયું હતું. દરેક ઠેકાણે જોરાવરો નબળાઓ પર ફાવી જઇ દેશમાં તોફાન ને ખુંના મરકીની આફત વરસાવતા હતા. ગરીબ ખેડુત કાપણીને વખતેજ રડી રહેતો હતો કેમકે જોરાવર ટોળાઓ આવી તેને મારી ખેતરો લૂંટી જતી હતી. ટુંકમાં ઉત્તર હિંદુસ્થાનમાં તે વેળા અંધાધુંધી ફેલાઇ રહી દુકાળ કરતાં પણ અધીક મોંઘવારી થઇ ગઇ હતી. અધુરામાં પૂરૂં દરેક નદી, નાળાં, હદ તથા ડુંગરોના માર્ગ આગળ પસાર થતા માલનો દસમો ભાગ જકાત તરીકે લેવામાં આવતો હતો. રસ્તાઓનાં રક્ષણ માટેનો તે કર હતો. આ કરની ખોટી રૂઢીથી બહુજ જુલ્માત થવા માંડયો એટલી હદ સુધી કે રાહદાર (રસ્તાનો રક્ષક) રાહઝન (રસ્તાનો ચોર) તરીકે છ ચોક ગણાવા લાગ્યો. આગ્રા, દીલ્હી, લાહોર અને બીજાં મોટાં શહેરોમાં ખાવા પીવાનો જે માલ આવતો હતો તેપર પંડારી નામનો કર લેવામાં આવતો હતો. રસ્તાની રક્ષણનો કર જુલ્માતને લીધે મોટી મેહસુલ આપતો હતો.

ઔરંગઝીબે આ બંને જાતના કરો પોતાના રાજ્યમાંથી કાઢી નાંખ્યા ને પોતાના સરદારોને તે પ્રમાણેજ ચાલવાનો સખત હુકમ કર્યો. આ થતાં અનાજ પુરતા જથામાં એકથી બીજી બાજુ જવા લાગ્યું એટલે મોંઘવારી દુર થઇ ગઇ. લોકોને આ બહુ વખતસરની મદદ મળી હતી: કેમકે વર્ષો સુધી એક યા બીજા ભાગમાં વરસાદ કમી પડી ભારે દુકાળ જેવી હાલત થઇ ગઇ હતી. આ કિમતી છુટથી દુકાળનો જબરો ડંખ ઝાઝો લાગ્યો નહિ.

ઔરંગઝીબનાં રાજ્યનાં તેત્રીસમાં વર્ષ મેહ સુધી અમલદારોની જાણ માટે લખાયલી યાદી પરથી જણાય છે કે તેણે નિર્જીવ અને દુખ ઉપજાવે એવા ઘણા કરો માફ કર્યા હતા. તેઓમાંના કેટલાક આગલા ફીરોઝશાહ તઘલખના વખતમાં ને તે પછી અકબરના વખતમાં માફ થયા હતા પણ તે પછીના રાજાઓના હુકમથી યા તો ગેર-

સુધી અમલદારોની વહાલા થવાની લોભી ખાસ્યસથી તે પાછાને પાછા દાખલ થયા હતા. ખાફીખાનનાં જણાવવા મુજબ ઔરંગઝીબે આવા એંસી કરો માફ કર્યા હતા. ત્યારે તેના ઇતિહાસમાં ખુદ ફકત તેવા ચૌદનાંજ નામ આપવામાં આવ્યાં છે. તે લખે છે કે આ કરો માફ થવા છતાં દુરના ભાગોમાં ફોજદારો ને જમીનદારો શાહી હુકમની દરકાર કર્યા વગર તે વસુલાત ચાલુ લેતા હતા. ઇ. સ. ૧૬૬૬ માં તે તંબાકુ પરનો કર રદ થયો. આથી પ્રજાને થતી મોટી હેરાનગતી ઓછી થઇ કેમકે જકાત લેનારૂં ખાતું તે કરની વસુલાત લેવા ભારે જુલ્માત કરતું હતું.

ઔરંગઝીબે પવિત્ર ઇમાનના હિમાયતી તરીકે બહાર આવી દારા શીકોહના આચાર વિચાર દીનસુસ્તોના ફરમાનોથી વિરૂદ્ધના ગણાવ્યા હતા તેથી ગાદીપર સલામત થવા પછી કુરાનના ફરમાન મુજબ પ્રજાને એકત્ર કરવાને ખુદ ઇસ્લામનાં મુજબજ વહિવટ કરવાનો હુકમ બહાર પાડયો. આ હુકમની જરા વિરૂદ્ધ જતાં શાહી ઇતરાજી ઉતરવાની તાકીદ થઇ હતી. તે ફરમાનો નીચે મુજબ હતાં.

( ૧ ) તેની આગમજના મોગલ શાહનશાહોએ ચલણ ના શીક્કાઓ પર મુસલીમ ધર્મનો કલમો છપાવ્યો હતો. ઔરંગઝીબે તે બંધ કરાવ્યો કેમકે કાફરો જાણી જોઇને તે પવિત્ર શબ્દો પગ નીચે રગદોળે યા છુંદી નાંખે તેવો સંભવ હતો.

( ૨ ) ઇરાનના માજી રાજાઓ અને તેમની પુંઠે ત્યાંના મુસલમીન રાજાઓ પારસી જરથોસ્તીઓનાં નવાં વર્ષનો દહાડો ફરવરદીનૢ મહીનાનો પહેલો રોજ ધામધુમથી પાળતા હતા. સાધારણ લોક આ દીવસને પુંન્ય ગણી ઇદોના જેવી ધામધુમ કરતી હતી. મુસલીમ ફરમાનોથી આ ઉલટ હોવાથી ઔરંગઝીબે આ રીવાજ બંધ કરી ગાદી પર બેસવાનો દીવસ રમઝાન માસમાં પાળવા ફરમાવ્યું.

( ૩ ) મુહતાસીબ એટલે નીતિનો સેનસોર ઔરંગઝીબે નેમ્યો. જેનું કામ પ્રજા પવિત્ર કુરાનનાં ફરમાનો મુજબ ચાલે છે કે નહિ તે જોવાનું હતું. આફીફખાન મુજબ જડવાદીઓ, ઇશ્વરને નહિ માનનારા, ને ધર્માંધળાઓ જેઓ પવિત્ર ઇસલામના માર્ગથી દુર જતા હતા તેઓ તેમજ કાફરો, ઢોંગીઓ અને બેદરકારોને માર મારી તેમની બુરી ટેવ છોડવવામાં આવતી હતી અને તેમને રોજ પાળી નિયમિત બંદગી કરવાનું ફરમાવવામાં આવતું હતુ. તેનું કામ પુન્ય નબીના કાયદાઓ અમલમાં મુકી કોઇપણ જાતના દારૂનું પીણું, ભાંગ અને તેવાજ કેફી પદાર્થોનું ખાવું ને પીણું તથા જુગાર અને સ્ત્રીઓના ગુલામી વેપારને બંધ કરવાનું હતું. અફીણને ગાંજાની આવક મોટી હોવાથી આ ફરમાંનમાં દાખલ નહતા. ધર્મની બદનક્ષી યા અનિયમિત બંદગી ને રોજાની ખામીની તપાસ આ અમલદારોને તેના મદદનિશો આગળ થતી હતી. આખાં ઔરંગઝીબના રાજ્યમાં તે સત્તા ચાલુ રહી હતી.

( ૪ ) ૧૩ મે ૧૬૫૯ ના દીવસે શાહી ફરમાન બહાર પડયું કે કોઇપણ ખેડુતે ભાંગની ખેતી કરવી નહિ. મેહસુલી અમલદારોને તે જોવા ખાસ તાકીદ થઇ હતી. નહિ સમજતા ખેડુતોને શિક્ષા કરવાનું ફરમાવ્યું હતું.

( ૫ ) સઘળી જુની પુરાણી મસજીદોને ફરી રોનાક મંડો જે ભાંગાં ભસતાં જેવાં થઇ ગયાં હતાં તે નવાં જેવાં તૈયાર કરવાનો હુકમ થઇ ત્યાં જુદા જુદા પગારદાર નોકરો રાખવામાં આવ્યા. વિદ્યાર્થીઓને મદદ કરવા માટે તેમને રોજીંદુ ભથ્થું આપવામાં આવતું થયું. આ હુકમ મુજબ ઘણી ઇમારતો નવી થઇ ફકત દીલ્હીમાં ૬૦૦ મસજીદો હતી ને તેના નિભાવ માટે દર વર્ષે એકલાખ રૂપ્યાનો ખરચ થતો હતો. આ માટે હિંદુઓ સામે

લેવાયલાં પગલાંની વિગત હવે પછી આવશે. એટલું તો ખરૂં કે ઔરંગઝીબ ઉમરમાં વધતો ગયો તેમ તેમ તેનું ધર્માંધપણું પણ વધ્યું ગયું હતું.

( ૬ ) પોતાનાં રાજ્યના અગ્યારમે વર્ષે પોતાની આગળ ગાનતાન બજાવવાનું તેણે બંધ કરાવ્યું કેમકે તેને મજાહની જરૂર ન હતી. તેમાં વળી કામનો બોજો તેને એવી મજાહ ભોગવતાં રોકતો હતો. સઘળા ગવૈયાઓને પૈસા આપી રજા આપવામાં આવી. દરબારમાંથી ગાનું બંધ થયું પણ પ્રજાના ઘરમાંથી તે રદ થયું નહિ. ગવૈયાઓ ગાયન દેવીની ઠાઠડી કાઢી મોટેથી રડતા કુટતા કેમ ગયા હતા ને ઔરંગઝીબે ગાયન દેવીને ઉંડી દાટવા કેમ ફરમાવ્યું હતું તે જાણીતી વાત હોવાથી અત્રે રજુ કરવાની હું જરૂર જોતો નથી. ઔરંગઝીબનો આ હુકમ મોટાં શહેરોમાંજ સખતાઇથી અમલમાં મુકાતો હતો. ઉમરાવો છુપા છુપ ગાનાં સાંભળતા હતા.

( ૭ ) તેજ વર્ષથી પોતાની વર્ષ ગાંઠને દીવસે સોનાં રૂપાંથી તોલાવાનો રીવાજ તેણે બંધ કર્યો. પાછલા વખતમાં તેના પુત્રો ભયાનક માંદગીમાંથી ખારેગ થતા ત્યારે તે તેમ કરાવતો હતો એવું કહીને કે ગરીબોના આશીષથી શાહજાદાઓને ફાયદો થાય છે.

( ૮ ) તેજ વર્ષમાં ઇ. સ. ૧૬૬૮ માં શાહ જેહાંગીરે આગ્રાના કિલ્લાના હાથીપાળ દરવાજા આગળ ઉભા કરેલા પથરનાં બે મોટા હાથીઓ ત્યાંથી ખસેડાવી દુર નંખાવ્યા, કેમકે ધર્મના ફરમાનો મુજબ તે હતા નહિ.

( ૯ ) ઇ. સ. ૧૬૭૦ ના માર્ચ કે એપ્રીલમાં દરબારીઓને હિંદુ રસમ મુજબ હાથ ઉંચકી કપાળને અડકાવી સલામ કરવાની રીતથી અટકાવી ફક્ત સલામ અલેકુમ બોલવા ફરમાવવામાં આવ્યું. ઈ. સ. ૧૬૮૯ ના માર્ચમાં આ હુકમનો ભંગ કરવા માટે બે દરબારીઓને જાહેરમાં સખત ઠપકો આપવામાં આવ્યો હતો. તે પછી થોડે દીવસે બીજો હુકમ બહાર પડી દરબારીઓને શાહનશાહની હાજરીમાં સલામ અલેકુમ બોલતા બંધ કર્યા હતા કેમકે તેમ થવાથી શાહી દરજ્જાને ન ઓછું લાગતું હતું.

( ૧૦ ) આખા રાજ્યના જોશીઓને એકઠાં કરી એવી જામીનગીરી લેવામાં આવી કે ભવિષ્યમાં તેઓથી આવતાં વર્ષનું ભવિષ્ય કહેવાય નહિ; પણ જ્યોતિષ પર લોકોની આસ્થા હોવાથી તે કામ છુપી રીતે ચાલુ રહ્યું હતું ને શાહનશાહનો હુકમ કારગત થયો નહતો. ખુદ શાહના બેગમો જ્યોતિષ જોતા હતા.

( ૧૧ ) ઇ. સ. ૧૬૭૦ થી તેણે પોતાની જન્મગાંઠને દીવસે થતી ધામધુમો બંધ કરી, બાદશાહી બેન્ડ ફક્ત ત્રણજ કલાક વગાડવાનું ફરમાવ્યું. તે પછી ૧૬૭૭ માં તેણે પોતાના રાજ્યાભિષેકના વાર્ષિક દીવસની યાદ ધામધુમથી પાળવાની અટકાવી, તે દીવસે દરબારમાં હાજર થનારાઓને ફક્ત પાનને અત્તર આપવામાં આવતાં હતાં. તે બાદ તખ્તવાળા ઓરડાનો કિમતી શણગાર કાઢી લઇ તેને સાદો રાખવામાં આવ્યો. કલાકોને રૂપાંના સાહીના ખડીયાને બદલે ધાતુના ખડીયા આપવામાં આવ્યા. ખેરાત માટેના પૈસા રૂપાંની તાસકપર ન લાવતાં ઢાળપર લાવવાનું ફરમાવ્યું ને તે બાદ અમીર ઉમરાવોને બાદશાહને અનારનવાર નજરાણું ધરાવવા બંધ કર્યા. પવિત્ર કુરાનના હુકમ મુજબ રણભૂમિમાં એકલા લડવૈયા સિવાય બીજા કોઇથી ખાસ રેશમનો પોષાક પહેરાતો ન હોવાથી તે નિયમ મુજબ ઊના કપડાંના યા રેશમી દોરાની ગુંથણવાળાં મશરૂ કપડાંનો પોષાક પહેરવા ઔરંગઝીબે ફરમાવ્યું. બાદશાહે પોતાને ત્યાંથી ખુદ બધી મોટાઇની ચીજો કાઢી નાંખી.

( ૧૨ ) આગલા શાહનશાહો હમેશાં કોઇ મોટા રાજાને વધુ દરજ્જો આપતા ત્યારે તેમને

જરૂર પોતાના હાથે તીલક કરતા હતા. શરૂઆતથી ઔરંગઝીબે પોતે જાતે તેમ ન કરતાં પોતાના વડા વઝીર પાસે તે કામ કરાવ્યું પણ ઇ. સ. ૧૬૭૮ થી તે રૂઢીમાં હિંદુ તત્વનો ભાસ આવતો હોવાથી તે સદંતર બંધ કરી–નવા રાજાએ તે પછી શાહનશાહને ફક્ત તસલીમ કરવાની હતી જે તેનો સલામનો વાળીને જવાબ આપતો હતો.

(૧૩) કાસ્મીરમ. ઘણા ભાંડ ભવૈયાઓ વાજીંત્રો સાથે રમત ગમત કરતા ફરતા હતા–ઔરંગઝીબે તે બધાને બંધ કરાવી તેમનાં વાજીંત્રોનો નાશ કરાવ્યો.

(૧૪) ઔરંગઝીબ પોતાના રાજ્યના અગ્યાર વર્ષ સુધી આગલા શાહનશાહોની પેઠે દરરોજ મહેલની અગાશી પર આવી ઉભો રહી લોકોની સલામ કબુલતો હતો. આ રીવાજને દર્શન તરીકે ગણવામાં આવતો હતો. કેટલાકો એવા હતા કે રાજાના દર્શન વગર ખોરાક લેતા ન હતા–આ હિંદુ રીવાજ હોવાથી તે મુસલમીનને છાજતો નથી કરી ઔરંગઝીબે પાછળથી બંધ કર્યો.

(૧૫) કુરાનના ફરમાન વિરૂધ્ધ હોવાથી તેણે કબરોપર છાપરાં કરવાનું, મીનારાઓને ચૂનો ઢોળવાનું તથા સ્ત્રીઓને પીરોની કબરે જવાનું બંધ કરાવ્યું.

અલબત ઔરંગઝીબના ગાદીપર આવવા પછી પાયતખ્તમાં રહેવાનું બધાઓને જબરૂં ભારી પડી ગયું હતું પણ અકુદરતી ચીજ ક્યારે બની છે કે આ વેળા બને. માણસ જાતને એકે કુદકે ઉંચે લઇ જવાનો પ્રયાસ કાયદાના ત્રાસથી થોડો વાર ચાલ્યો પણ વખત જતાં જેમ કાયદો નબળો થતો ગયો તેમ તેમ તેનો પૂરતો લાભ લેવાતો ગયો. મનુસીના જણાવવા મુજબ "જ્યારે ઔરંગઝીબ ગાદીપર આવ્યો ત્યારે દારૂ પીવાની એવી તો ટેવ બધાને હતી કે એકવાર ઔરંગઝીબે ભારે ગુસ્સામાં કહ્યું હતું કે આખા હિંદમાં તે અને વડા કાઝી સિવાય બધા છાકટા હતા. તેણે કોટવાલને ફરમાવ્યું કે દારૂ વેચતા મુસલમાન અને હિંદુને પકડી તેનો એક હાથને એક પગ કાપી નાંખવો. આ ઘાતકી હુકમ થોડો વખત સુધી અમલમાં રહ્યો. કોટવાલના માણસો જ્યાં બી લાગ પડતો ત્યાં દરોડા નાંખી લૂંટફાટ કરતાં હતાં. શરૂઆતમાં આ કાયદો સખત હતો પણ પાછળથી તેમાં છુટ મુકવામાં આવી હતી. તે બાદ બધા પાછા દારૂ પીતા થયા હતા." ભાંગને માટે લખતાં એજ, લેખક જણાવે છે. "કોઇબી દીવસ એવો પસાર થતો નથી કે લાકડીના ઝપાટાઓ પડી ભાંગ ઉકાળવાનાં વાસણોનો ખુરદો થતો આપણે સાંભળતા ન હતાં; પણ વઝીરો ખુદ તે પર મોહીત થઇ તેમાં મસ્ત રહેતા હોવાથી આ કાયદો ધીમે ધીમે નરમ થઇ ગયો હતો ...કોઇના ઘરમાંથી ગાયન કે વાજીંત્રનો નાદ નીકળે તો વાજીંત્રોને ભાંગી તોડી ઘરમાંનાં બધાને કેદ કરવામાં આવતાં હતાં. વાજીંત્રોનો મોટો જથ્થો તોડી નાંખવામાં આવ્યો હતો તે છતાં ઉમરાવો તો છુપી રીતે ગાયનોના જલસા કરતા હતા."

આ છતાં ઇસલામના ફરમાનોને નહિ લગતા કેટલાક હુકમો ઔરંગઝીબે પ્રજા વર્ગની નીતિ રીતિના સુધારણા અર્થે બહાર પાડ્યા હતા. દાખલા તરીકે મનુસી જણાવે છે કે તેણે એવો હુકમ બહાર પડયો હતો કે રાજ્યમાં કોઇપણ સ્ત્રીએ "બજારૂ ઓરત" થવું નહિ. તેવી દરેક બજારૂ ઓરતને કંચનીઓએ તાકીદે લગ્ન કરવાં યાતો રાજ્ય છોડી દેવું. આ હુકમ પર અમલ થયોજ નહતો એમ એજ લેખક જણાવે છે. જુગારની બદી શાહનશાહે બહુજ સખતાઇથી દાબી દીધી હતી. પોષાકમાં જરાબી એકફાટ જોતાં શાહનશાહ ભરદરબારમાં મજાક કરી દરબારીઓના ધુંદીથી

કુતરતા ઝભ્ભા કાતર વડે કાતરી નાંખતો હતો. હોળી પર મહોલ્લાઓમાં બીભત્સ ગાનાં ગાવાનાં તથા ઘરેઘર લાકડાં માટે ઉઘરાણી કરવાની રીત મજબુત હાથે દાબી નાંખી. બુરહાનપુરા ખાતે ઇ. સ. ૧૬૬૯ ના જાન્યુઆરીમાં બે હરીફ પક્ષો વચ્ચે તાબુતના સરઘસ બાબે ભારે ખુનખાર લડાઈ થયા પછી રાજ્યના બીજા ભાગોમાં તાબુતના સરઘસો કાઢવાનાં તેણે બંધ કરાવ્યાં હતાં. મનુસીના લખવા મુજબ કાશ્મીરથી આવ્યા પછી ઔરંગઝીબે પોતાના રાજ્યમાં એવું ફરમાન પાડ્યું હતું કે મોગલ રાજ્યની સત્તામાં કોઇપણ અમલદારે કોઇ પણ સ્રીને જીવતાં બળી મરવા દેવી નહિ. આ નિયમ હજી અમલમાંજ છે. અલબત આ હુકમ સરકારી ફરમાનોમાં હતો પણ યુરોપ્યન મુસાફરો મુજબ તે ભાગ્યેજ અમલમાં આવતો હતો.

શાહને દરેક જાતની રીતભાતને તાજી મત-વાલો બહુ બહુ પસંદ હતાં. તેની અદબઆદાનોં ' પયાલ કરતાં એમ કહેવામાં આવે છે કે ારાંતું માથું તેની સમક્ષ આવ્યું કે તેણે તે પર ... જરબ માર્યો હતો તે માની શકાતું નથી. બર્નિના જણાવવા મુજબ શાહનશાહે ' તે હેબત નાક દેખાવથી પોતાની નજર ફેરવી હતી. ' તેમ-જ હોવું જોઇએ કેમકે તેમ નહત તો તા. ૫-૯-૧૬૬૯ ને દીને દારાંની કબર બીસ્માર હાલતમાં છે એવી ખબર મળતાં તેણે તે સમરાવવા ધધુખર કરી હોત તેવી કરત નહીં.

રાજ્યની શરૂઆતમાં તેણે કાશ્મીરના સુબાને ફરમાવ્યું કે ત્યાંના વતનીઓ નગ્ન શરીરે ફરે છે તેમ ન ફરવા દેતાં તેમને લુંગી પહેરવા ફરમાવવું. ઘડપણમાં તેણે પોતાના દીકરાને ' નીમાસ્તીન ' (જેકેટ) પહેરી મસજીદમાં જવાથી મસજીદમાં દરેક રીતે ગંભીર પોશાક રાખવાની ખાસ ફરજ દરેકને માથે નાંખી હતી. રાજાનાં અખ્યારમાં વર્ષો તેણે જ્યાંઓને ભોગ બનાવવાની રૂઢી જેવી તેઓ ગુલામ તરીકે વેચાઇ શકાય તે એકદમ બંધ કરાવી.

જે જે વિદ્વાનો ને જ્ઞાનીઓ પર શાહેજાદો દારા મહેરબાન હતો તે તેને ઔરંગઝીબે સખત શિક્ષા કરી કેમકે તેના માનવા મુજબ દારાનું અધાર્મિકપણું આ સલાહકારોને વધુ આભારી હતું. સરમદના તખલ્લુસ હેઠળ લખવા માટે જાણીતા થયલા સુરી તત્વજ્ઞાની પર ભારે જફા ગુજરી. આ માણસનો ઈરાનમાં યાહુદીને ત્યાં જન્મ થયો હતો. તે પીતરૂ ધર્મ અચ્છો જાણ્યા પછી મુસલમાન થયો હતો. ઇસ્લામનું શિક્ષણ લઇ તે હિંદ આવ્યો હતો. ઠઠ્ઠામાં અભેચંદ નામના હિંદુપર તે એટલો દીવાનો થયો કે તેણે ધંધો છોડી દીધો ને ' નાગો ફકીર ' બની રહ્યો. તે પછી અભેચંદ જે ઉછરતો છોકરો હતો તેને તેણે પોતાનો ચેલો બનાવ્યો હતો. કેમે તેનો કાર ન થવાથી તે દીલ્હી આવ્યો. દારાંએ તેને બહુમાન આપ્યું હતું. તત્વજ્ઞાનમાં તે શખ્સ ઉસ્તાદ હતો. તે હિંદુ, મુસલીમ અને યાહુદી ધર્મનું મિશ્રણ કરી એક ચોક્કસ તત્વ માનતો હતો. તેના વિચારો અજબ જેવા હતા.

'ખુદા' તે જણાવતો યાહુદીઓ મુજબ જડવાદી છે તેનું તે જડવાદીપણું, માણસાઇ શરીર ને આકારમાં રહેલું છે. અવાર નવાર પરમાત્મા ઉગતા સૂર્યની પેરે પ્રકાશ આપે છે. ભલાં કામનાં ઇનામ અને ગુનાહની શિક્ષા આ દુન્યામાંજ માણસ જાતને મળે છે, માણસની છેલ્લી જીંદગીની હૈયાતી સુખની એક મોટી ઉંઘ પછી તેનો આત્મા ફરી જન્મ લેઉે. દુનીયામાં જેટલાં તત્વ હૈયાત છે તેટલાં બધાં માણસ જાતમાં છે. "

આ ફકીર સદંતર નગ્ન ફરતો હતો. તેના વિચારો જુદા હોવાથી તેને કોઇ પણ જાતની શરમ લાગતી નહતી. ઉલટું તે પોતાના વિચારોમાં ખરો હતો એમ છાતી ઠોકીને કહી બીજાઓને તેમ કરવા સલાહ આપતો હતો. તેને

તેની નગ્ન હાલત માટે નહિ પણ ઇસ્લામ સામે વિરૂધ્ધ બોલવા માટે મારી નાંખવામાં આવ્યો. ફાંસીને લાકડે ચઢતાં પણ તે ઘણોજ ખુશાળ હતો. તેની સામેની ખુલ્લી તરવારમાં તેને પરમાત્મા જણાતો હતો.

આ પછી થોડાંક વર્ષે જે ધાર્મિક કતલ ચાલી હતી તે ઇતિહાસમાં જાણીતી છે. ૧૬૭૨ ના નવેમ્બરની ત્રીજીએ મહમુદ તાહીર નામના શીહા અમલદારને કતલ કરવામાં આવ્યો કેમકે તેણે પહેલા ત્રણ ખલીફાને શ્રાપ દીધા હતા.

૧૬૬૭ માં એક પોટુ ગીઝ યોગી જે મુસલમાન થયો હતો પણ પાછો પોતાના ધર્મમાં વટળી ગયો હતો તેને ઔરંગાબાદ ખાતે કતલ કરવામાં આવ્યો હતો.

વોહરા કોમમાં એવી માન્યતા છે કે તેમના વડા ધર્મગુરૂ સૈયદ કુતબુદીન સાહેબને અમદાવાદ ખાતે ઔરંગઝીબના હુકમથી તેમના સાતસે ચેલાઓ સાથે કતલ કરવામાં આવ્યા હતા. ફારસી તવારિખોપરથી જણાય છે કે વોહરાઓના શિહા અને સુન્ની શીરકાઓ વચ્ચે ખુનખાર લડાઈ ચાલી રહી હતી ગુજરાતના સુબાઓ શિહા વહોરાઓને દાબી દેવા પોતાનું બનતું કરતા હતા. જ્યારે પણ સુબાગીરીપર કોઈ શિહા યા તો ઇરાની અમલદાર આવતો ત્યારેજ બાપડા શિહા વહોરાઓને છુટકારાનો દમ ખેંચવાનો વખત મળતો હતો. ઔરંગઝીબ કુદરતી રીતે આવા તેના મત મુજબના અધર્મિઓને કતલ કરવા સદા તત્પર હતો.

## મા—તે—મા !!!

માતાની શી કરીએ વાત !
દેવી હા ! દેવી સાક્ષાત !
અમૃત પાઈ ઉછેરે બાળ !
મરકલડાની દે ફુલમાળ !!
મા વહતી ને રહતી જાય !
છાતી સરસો ચાંપે બાળ !
માતા ટગટગ જોયાં કરે !
આંખલડિએ અમૃત ઝરે !!
માડી વ્હાલપ કેરી ખાણ !
એ કરતી નવપલ્લવ વ્હાણ !
માનાં હૈયાં હેતે ભર્યાં !
નવલાં ગોરસડાં નિતર્યાં !!
બાળક જો રડતું દેખાય !
માડીતો અડધી સુકાય !!
લાતો મારે બાળક આપ !
પંપાળે પગ ઘેલી માત
એ માના ગુણ કહ્યા ન જાય !
મા તો દેવી ! મા તે માય !
એ માને ચરણે શું ધરૂં ?
દ્રવી પડતું દિલ સાદર કરૂં !!!

પાદરાકર.

# વજનમાં કેમ વધશો.

## તે માટે, કસરત, ખોરાક વગેરેની વીગતવાર સમજણ સાથે.

લખનાર—મી૦ બે. પી. માદન તે દવા વગરનો ડાકટર ઇ૦ ના લેખક.

( ગયા અંકનું સાંધન ચાલુ )

### દુધ અથવા કાચા ખોરાકો, પ્રાણીક શકિતમાં વધારો કરે છે.

અલબત્તાં, ઘણાક એવા જાતના ખોરાકો છે કે જે ઘણોખરા દાખલાઓમાં ચરબીના રજકણો મેળવી આપે છે, પણ દરેક દાખલામાં આ ખોરાકો જે પરિણામ લાવે છે તે પ્રાણીક અવ્યવોની શકિત વધારીનેજ લાવે છે. દાખલા તરીકે, ઘણા મરા તવાયલા શરીરના દાખલાઓમાં કાચા ખોરાકો ''તી રીતે લેવાય અને લાંબો વખત સુધી ચાલુ માય તે ચરબીનાં રજકણો ઘણા જમાવ થશે, ..ત્રા ઓછામાં ઓછું. કાયદાસરનો વજ્ણ તો જરૂર લાવી શકાશે. દુધનો ખોરાક માંશ લાવવા માટે ખાસ કરી જાણીતો છે. દુધનો ખોરાક જો બરાબર રીતે લેવાય તો, લગભગ દરેક જણ તેથી ઘણું વજન વધારી શકે. મેં એવા દરદીઓ જોયા છે કે જેઓ એક દીવસમાં ત્રણ રતલ વધ્યા છે, અને દરરોજ એક રતલ, લાંબો વખત સુધી વધતા જાય એવા તો વારમવાર દાખલા બન્યા છે અને બને છે—છતાં, દુધથી વજણ વધે તે હમેશા સંતોષકારક હોતું નથી. કેટલીકવાર તેથી વજ્ણ વધે છે પણ શરીર નરમ અને ફુગાયલા દેખાવનું હોય છે, સિવાય કે દુધના ખોરાક ઉપર રેહતાં તમો સારી ઠાની કસરત કરો, ત્યારે જેમ જેમ માંશ વધતા માંટે તેને સખત કરવાની મેહેનત તમો ચાલુ રાખો તો ઘણાખરા તે વજ્ણ મેળવેલું સંતોષકારક થઇ પડશે, અને તેથી જેઓ દુધના ખોરાકની તપાસ લેવા માંગતા હોય તેમને ખાસ સુચણા કરીશ કે તેઓએ મારૂં દુધનો ખોરાક (Milk Diet) વીષેનું ચોપાન્યું મેળવી વાંચવું તેમાં દુધ કેમ લેવાય તેની હકીકત આપી છે.

### દુધનો ખોરાક બીજા ખોરાક સાથે કદી પણ મીશ્ર કરી લેવો નહી.

ઘણાઓ જેઓ દુધનાં ખોરાક ઉપર ભાવ રાખે છે તેઓ એવા ખ્યાલ રાખી શરૂ કરે છે કે દુધની સાથે તેઓ બીજા ચાલુ સાધારણ ખોરાકો પણ લઇ શકે. આ કદી બની શકેજ નહી, અને પારણામ ઘણા દાખલાઓમાં માઠાં આવશે. દુધના ખોરાક ઉપર રહેવો ત્યારે તમારે બીજું કાંઇજ લેવું નહીં; સીવાય કે થોડીક ખતાસ (acid) વાળા ફળો જો તમને ભાવે તેજ લેવાં તે પણ એક યા બેજ દીવસમાં, પણ બીજી કોઇપણ ચીજો લેવાનું છોડી દેવું.

ઘણાંકો વજ્ણ વધારવા માટે કાચા ઇંડાનો ઉપયોગ પસંદ કરે છે, અલબત્તાં એ ચીજ બીજા સાધારણ ખોરાકો સાથે ભેલીને લેવાય તેમાં કાંઇ અડચણ જેવું નથી. તેમને દુધની સાથે મીશ્ર કરી દુધના પફ વગેરે બનાવી લેવાઇ શકાય, અથવા તેમા કાંઇક ફ્રુતનો રસ નાંખ્યો હોય તે પણ ઠીક થઇ પડશે. દરાખનો રસ અથવા સફરચનનો રસ, દુધ સાથે બહુજ મજબુત હીલવીને મીશ્ર કર્યા હોય તો તે ઘણું સરસ પીણું થાય છે અને ભુખ ને ઉશ્કેરનાર થવા ઉપરાંત—શરીરને પોષણકારક ખોરાક થઇ પડે છે.

જો એક માણુસ કાચા ખોરાકોનેજ વળગી રહે, તો દીવસમાં તેનાં ત્રણ અથવા ચાર ભોજણ પણ, સારી રીતે લેવાઇ શકાશે; પકાવેલા ખોરાક કરતાં, કાચા ખોરાકો એક માણુસ વધુ સહેલેથી પચાવી શકે છે અને તે કાચા ખોરાક ઉપર ઘણી સરસ રીતે રહી શકે છે.

કાચાં ઇંડાને,—ભુખને ઉશકેરે તેવો સરસ બનાવવાની એ રીત છે કે, તેની સફેદી તથા દાળને જુદી જુદી ચડાવવી અને ત્યાર કેડે તેમાં થોડીક સાકર તથા પટલી મલાઇ નાંખી ખુબ મીશ્ર કરવા—અતરે કીધેલી સુચણા ઉપર કોઇક અમલ કરવા માંગતુ હોય તેવો એ કેવી રીતે અને કયાં કયા ખોરાકો, કે જે તેમને ફાયદા કારક થઇ પડે તેની સમજ નીચે આપીશ—અલબતા આ સુચણાવો બધાજ દાખલામાં ચાલી શકશે નહી, કારણ કે ઘણાકોને તેમની પોતાની ગરજો શું છે તે પ્રમાણે સલાહ અપાવી જોઇએ, પણ હું એટલુજ તો જણાવીશ કે, ફાયદા તરીકે, કોઇપણ માણસ જેનું પુરતું વજણ ન હોય તે અતરે કહેલી મારી સુચણા ઉપર વાતો મારે શુ કરવું ઘટતું છે તે જાણી શકશે અને જે ખોરાકો વિષે હું અને કહું છું તેની તપાસ લેશે તો તેના વજણમાં તથા તેની સામાન્ય શકિતમાં જે વધારો થયલો જોશે તેથી તે અચરત થયા વિનાં રહેશે નહી.

## જુદા જુદા ખોરાકોની સલાહ આપી શકાય.

હવે મારે કેહવું જોઇએ કે વજણ વધારવા માટે ઘણી જાતના ખોરાકોની ભલામણ કરી શકાય એવું છે. સઉથી પહેલાં, વાચનારે આ વાત મનમાં મજબુત રીતે ગોખી રાખવી કે જે **કાંઇ આપણે ખાઇએ છીએ તેથી કઈનેજ નહીં, પણ જે કાંઇ પાંચણ થાય તેનાથીજ પ્રાણીક શક્તિ વધે છે અને શરીરુમાં રચકણો** વધી શકે છે. ત્યારે વજણ વધારવાનો સવાલ મારે તમારી પેહેલી ફરજ એ છે કે, તમને ખોરાકનાં કેટલાં જથ્થાની ગરજ છે અને કેટલો ખોરાક તમો પચાવી શકો તેનો નિર્ણય કરવો. આ જુદી જુદી રીતે થઇ શકે છે, પણ તમારાં ખોરાક તમને પાચણ થાય છે કે નહી તે જાણવાની સાદી સરળ રીત તે તમારા પોતાની લાગણીઓ છે; તમારો ખોરાક તમને બરાબર રીતે પાચણ થઇ ગયો છે તેનો મજબુત પુરાવો આ છે કે જ્યારે ખોરાક પાચણ થાય ત્યારે તમારી હોજરીમાં જરાએ બેચેણીની લાગણી થશે નહીં, યા થવી જોઇએ નહી આ એક નીશાણી છે કે તમારો ખોરાક પચી ગયો છે. પણ સઘળા દાખલામાં આ નીશાણી ઉપરજ આધાર રાખી શકાતો નથી. જો એક માણુસ ખોરાકને ઘટતો જથ્થો ખાતું હોય અને તે સંતોષકારક રીતે પચી જતો હોય તો તે માણસને હમેશા ઠીક લાગ્યા કરશે. એક ભોજણ પછી બે કે ત્રણ કલાકમાં તમને શાક્ત અને જોશ આવ્યું હોય એવું લાગવું જોઇએ. એક સંતોષકારક શકિતનો જોશ તમને રહેવોજ જોઇએ, બીજા બોલામાં, જીંદગી તમને ગમતી હોય એવી લાગણી થવી જોઇએ.

## ખામીવાળી પાચણક્રિયા એજ ભેજાની કમશકિતઓ (Blues) નું કારણ છે.

પાચણક્રિયા ખામીવાળી છે એનો ઘણો મજબુત પુરાવો, આપણને પેલાં દરદો જેમને અંગ્રેજીમાં 'બ્લુસ' (Blues) કરી કહે છે ત્યાં મળે છે. આ નામ જ્યાં મન ઘેરાયલું સુસ્ત રહેતું હોય તેને આપ્યું છે; એ દરદ ખામીવાળી પાચણશકિત અથવા ખામી ભરેલી જરપત શકિતની હાલત થવાથીજ કેવળ થાય છે. જે ઝેરોને (સાધારણ અવ્યવો બહાર કાઢી શકતાં નથી તેઓ જરપત કરનાર અવ્યવોમાં મળી જાય છે. એ દરદમાં, લોહીમાં જે તત્વો જોઇએ કે જેથી શરીરનું ઘટતી રીતે પોષણ થાય તે તત્વો હોતાં નથી, ત્યારે શરીરના બીજા ભાગો જેમ પીડાય છે તેમ ભેજા-

નું પણ દરદ થાય છે, ત્યાં દુખ નાશિપાસી અને કાયલીપણાની લાગણીઓ થાય છે અને તેનું મુળ શોધશો તો પાચણ શક્તિમાંજ મળી આવશે. પાચનક્રિયાની ફરીયાદથી ઘણીક વેળા માણસ આપઘાત પણ કરે છે લોહીમાં ઝેરી થવાથી ભેજાને સુસ્ત કરી નાંખે છે અને તેથી હર તરેહની અણગમતી તેમજ કેટલીકવાર ખરેખર દુખદાયક લાગણીઓ પેદા થાય છે.

### દુધ એ લોહીને સઉથી વધુ મળતો ખોરાક છે.

જુદી જુદી તહરેનાં ખોરાકો પચાવવાને, નરવસ શક્તિનો જે જથ્થો જોઇએ છે તેમાં ઘણો ફેરફાર હોય છે. લોહીને સઉથી નજદીકનો મળતો આવે એવો ખોરાક જોશો તો તે દુધ છે, અને પાચણ શક્તિની જરૂરત પ્રમાણે જો દુધનો ખોરાક બરાબર લેવાય તો તેથી બીજા બધા ખોરાકો કરતાં બેશક વધુ વજણ મેળવી શકાય છે—પણ જો એ ખોરાક જોઇએ તે કરતાં વધુવાર ચાલુ રખાય એટલે કે એક માણસનું જેટલું વજણ વધવું જોઇએ તેટલું વધ્યા કેડે પણ આ દુધનો ખોરાક ચાલુ રાખે તો ઘણીક વેળા ભયાનક પરિણામ નીપજે છે. દાયદા તરીકે, ત્યારે એક માણસે પોતાનું ઘટતું વજણ આ જાતના ખોરાકથી મેળવ્યું એટલે તેણે ખોરાકમાં ફેરફાર કરવો એ સારી રીત છે—પણ અલબત્તા તે ફેરફાર અક્કલ વાપરી એવો કરવો કે જેથી મેળવેલું વજણ લગભગ વધુ કાયમ રહે, અને આ હમેસાં બિન પકાવેલા (કાચા) ખોરાકો લેવાથી ઘણું ખરૂં થઇ શકે છે, એટલે કે ખોરાકો લેતા જઇ દુધનો જથ્થો કમતી કરતા જવું, અથવા તો દુધને છોડી ખાટું દહી યા છાસ લેતા જવું.

### Sumik સુમીક (ખાટું દુધ) એ મોટા ઉમરે પુગેલા માણસો માટે છે.

મીઠાં દુધ અને ખાટુ દુધ (દહી છાસ વગેરે) એ બેમાં ઘણો ફરક છે કારણકે ખાટુ દુધ મોટા ઉમરે પુગેલા માણસોની હોજરીને ઘણું માફક આવે છે—ખરેખર કહેતાં એ ખાટુ સુમીક એ મોટા માણસનો કુદરતી ખોરાક છે, જ્યારે મીઠું દુધ એ માત્ર બાળકોનો ખોરાક છે. હવે મીઠું દુધ, કોઇપણ જાતના પકાવેલાં ખોરાક સાથે મીશ્ર થતું નથી, એટલે કે, એટલુ પુરતાં જથ્થામાં નથી થતું કે જેથી ચરબીનાં રજકણો બંધાઇ શકે, સિવાય કે તેમ થતાં, વખત જતાં અસંતોષકારક પરિણામ સાથે આવે—અલબત્તાં હું ઘણા લોકોને જાણું છું કે જેઓ દરેક ભોજણની સાથે એક યા બે ગલાસ ભરી દુધ લેતાં હોય છે, અને જ્યા તેનો જથ્થો એટલાજ હદ સુધી રખાય છે ત્યાં કદાચ એવું ચોકસ નુકશાન આવતું નથી. તો જો કે કાયદા તરીકે, આ દાખલાઓમાં પણ દુધને બદલે બીજું કંઇ પીણું લીધુ હોય તો બેહેતર થઇ પડે. પણ જ્યાં દુધ ઘણાં જથ્થામાં, પકાવેલા ખોરાકો સાથે લેવાય છે ત્યાં થોડાકજ વખતમાં તેવા અસંતોષકારક પરિણામો આવે છે.

### કાચા ખોરાકો ગમે એટલીવાર ખવાય તોયે ત્યાં ઓછો ભય રહે છે.

ઘડી ઘડી ભોજણ ખાવાથી થતાં જોખમ વીષે હું આગળ કહી ગયો છું. પણ આ જોખમ જ્યાં રંધેલા ખોરાકો લેવાય છે ત્યાંજ હોય છે. જ્યારે કાચા (પકાવ્યા વિનાનાં) ખોરાકો લેવાય છે. ત્યાં વધુવાર ખવાયાથી કાંઇપણ જોખમ ઉઠતો નથી, પણ આટલું યાદ રાખવું કે પકાવેલા ખોરાક ખાવાથી જેટલી જલદી ભુખ છુટે છે તેટલી કાચા ખોરાક ખાવાથી થતું નથી. અને આ જ્યાં માંસ ખોરાક તરીકે વપરાય છે ત્યાં વધુ હોય છે—દાખલા તરીકે માંસ તથા સાધારણ ચીજો પકાવેલા ખોરાકો હોજરીમાં ગરમી વધારી તેને અપટીત રીતે ઉશ્કેરતા હોય છે—અને આજ કારણથી માણસને અકુદરતી રીતે ખાઘરાપણું લાગુ થાય છે; અને માંસ ખાનારને વારે વારે ભુખ લાગે છે; પણ જ્યાં તમો કાચા ખોરાકો લીધો છે, ત્યાં તુરતજ તમને ફરક માલુમ પડશે—ત્યાં તમને એક વેળા જમ્યા કેડે લાંબો વખત ગાળ્યા પછીજ બીજી ભુખ છુટશે— (સાધણ છે)

# સીગનલ વોચ કંપની,

હોર્નબી રોડ કોટ-મુંબઇ.



આ કંપનીના પહેલી ક્વોલીટીનાં ઘડયાળો વીસ વરસે પણ નવાં જેવાં દેખાય છે. ઘણે લાંબે વખતેજ થોડીક સેકન્ડનો ફેર માલમ પડે છે. કારણ ખરાં કમપેનસેનાગ સેલન્સ હોવાથી હવાના ફેરફાર સામે રક્ષણ કરે છે. હિંદુસ્થાનની બધી રેલવેના કામદારોમાં આ ઘડયાળો ઘણાં જાણીતાં છે. ઘણા ચાલાક માણસોના હાથથી રીપેર કામ થાય છે.

હમારી કંપની ચોડે વાજબી નફે સંતોષ પામતી હોવાથીજ હમારા ઘડીયાળો સસ્તાં છે. હમારા વેપારી ભાવો દરેકને અનુસરતા છે. સઘળા વેપારીઓ પાસેથા મળી શકશે. માલેક—મનચેરજી કાવસજી દોરડી ઘડીયાળી.

---

# રૂ. ૧૦૦ ઇનામ.

તાવની રામબાણ દવા.

આ દવાથી કોઇપણ જાતનો તાવ ના ઉતરે તો લીધેલા પૈસા પાછા આપીશું. આ દવાથી ગોળીઓ તાવ નથી ઉતરતો એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ નું ઇનામ આપીશું. ગોળી ૫૬ ની ડબીની કીં. રૂ. ૧-૦-૦

શક્તિની દવા.

શક્તી જીવનમાં શક્તિ લાવવાનો ગુણ નથી એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ ઇનામ મળશે. દરેક જાતની નબળાઇ દુર કરીને પુરૂષત્વ વધારે છે. જુવાનપણથી અગર બીજા કારણોથી કમી થયલી શક્તિ વધારે છે. નામરદાઇનાં દરદો અને નસાની નબળાઇ દુર કરે છે. ગોળી ૧૦ ની ડબી ૧ ની કીં. રૂ. ૨-૮-૦

૪ ધાતુ વિકાર—નામનું પુસ્તક એક કાર્ડ લખનારને મફત મોકલવામાં આવશે.

શા. ગીરધરલાલ દયાળજી. ગીરધર ઔષધાલય.

હેડ ઓફીસ:—ધોળકા, ગુજરાત.
બ્રાંચ ઓફીસ:—મુંબઇ, મારકીટ જીપીચાલ, બી. વણારસીદાસની કું.

કાગળ પત્રનો વ્યવહાર હેડ ઓફીસે કરવો.

# ગુલબદન ગુલ.

યાને

# મહાન અકબરનો જમાનો.

---

## ( મોગલ શાહનશાહતની જાહોજલાલીનો યાદગાર સમે. )

ગુલશન માટે ખાસ.

લખનાર:—ભાગલયા.

---

( ગયા અંકથી ચાલુ. )

### આગલાં પ્રકરણોનો ટુંકસાર.

કાશ્મીરની નજદીક આવેલા હિમાલય પર્વતની બદ્રીનાથની ટેકડીપર એક યોગી વસતો હતો તેને મળવા કાશ્મીરના વડા વજીરનો બેટો સીધરાજ અને તેનો ગુરૂ કહુસા નામનો જ્ઞાની બ્રાહ્મણ પંડીતો ઓળંગતા આવ્યા હતા. યોગી સાથે એક રાત રહી સીધરાજ, કહુસા સાથે આગ્રા જવા નિકળ્યો. રસ્તામાં તે યોગી માટે કહુસાને પૂછતાં જણાયું કે કાશમીરનો તે માજી રાજા નંદગુપ્ત હતો. આ રાજા સામે તેના વારેસ નાના ભાઇએ બંડ કર્યું હતુ પણ તેમાં તે ભાઇ કેદ થયો હતો. રાજ્યમાં ચાલુ બખેડા થતાં શાંતિ માટે તે નાના ભાઇને ફાંસીએ ચઢાવવાની જરૂર જણાઇ. રાજા ઘણીજ આનાકાની પછી કબુલ થયો, પણ તેને ભાઇ તરફ એટલો બધો પ્યાર હતો કે ભાઇને મારવા કરતાં તે પોતે ગુમ થઇ ગયો અને મરણ પામવાની ખોટી અફવા ફેલાવી. આ થતાં નાના ભાઇને કેદમાંથી મુકત કરી ગાદી આપવામાં આવી. સીધરાજનો વિવાહ તેના કાકા તે અલ્હાબાદના સુબાની એક પૂરી દીકરી વેરે કરવામાં આવ્યો હતો.

આ સુંદરીનું નામ ઇંદુમતી હતું. તે બંનેનો મેળાપ હર્ષિત હતો તેવામાં સીધરાજનો કાકો સાલુના પોતાની સાથે ભત્રીજાને લઇ ગયો અને ત્યાં તેણે અકબરની દરબારમાં રહી સુંધારા લેવા સમજાવ્યો કેમકે અકબર કાશમીર જીતવા માંગતો હતો. સીધરાજને આ વાત ગમી નહિ પણ કાકાએ તેને સમજાવ્યો. તેવામાં તેમની મુલાકાતે યોગી ગોરખ આવ્યો. ઇન્દુમતી સાથે તળાવપર સીધરાજનો મેળાપ થતાં બને એ એકમેકની તપાસ કરી. બચ્ચાંના જેવી નિર્દોષ રમતથી ઇંદુમતીએ સીધરાજના પ્રેમની પરિક્ષા કરી પણ તેમાં તે નિષ્ફળ જશે એવું ફળ મળવાથી તેણી નિરાશ થઇ. બંનેએ હસીને તે વાત દુર કરી. રાતના સીધરાજે ગોરખ યોગીને તેના ઠગ ચેલાઓ સાથે જોતાં તે ઘણો ગુંચવાયો.

શાહ અકબરનો મેહેલ જોતાં સીધરાજ છક્ક થઇ ગયો. સાંજે કહુસા અને સીધરાજે ફૈઝી અને તેના અંગત મિત્ર મુબારકની મુલાકાત લીધી. તેમને ખાસ આવકાર આપવામાં આવ્યો. આ ચારે જણાઓએ ખુબ ગપ્પાં માર્યાં. ફૈઝીએ જણાવ્યું કે હમણાં બાદશાહે તેને દરેક ધર્મનાં સીદ્ધાંતોનાં રહસ્યવાળું એક ખાસ પુસ્તક તૈયાર કરવા ફરમાવ્યું હતું. સીધરાજે રાજ્યમાં ચાલતી બેવફાઇ માટે સવાલ કરતાં ફૈઝીએ તે હસી કાઢી છૂટાં પડતાં કોઇબી બાબતમાં જરૂર પડે તો સીધરાજને ફૈઝી ને મુબારકે પોતાની આગળ સર ભોગ ચાલી આવવા જણાવ્યું. બીજે દીવસે સીધરાજ પોતાની નવી નોકરીપર ગયો. ત્યાં તે તુરત પોતાના ઉપરી અમલદારનો માનીતો થઇ ગયો. નોકરીપરથી બહારગામ નીકળતાં તેને એક દાસીએ આવી જણાવ્યું કે

તેણીની ધોડાણી તે રાત્રે તેને મળવા માંગતી હતી. સીધરાજ ચોંકયો ને રંગભંગ્યો પણ તે દાસીએ તેને સીફતથી સીસામાં ઉતાર્યો. શાહીબાગમાં ફરવા ગયો ત્યાં એક ઝાડ નીચે આરામ લેતાં અકબરને તે મળ્યો. અકબરને તેણે ઓળખ્યો નહિ. તે તો તેને કોઈ મોટો માણસ સમજ્યો. તેઓ વાતે વળગ્યા. અકબરને તે ગમી આવ્યો પણ વાત થતાં તેણે અકબરને લોભી જાહેર કરતાં અકબર ખીજાઈ પડયો પણ સીધરાજે નિર્દોષપણે એવો તો સરસ પોતાનો બચાવ કર્યો કે અકબર ખુશ થઇ ગયો. તેવામાં અબદુલ કાદીર ત્યાં આવ્યો. એક હિંદુને અકબરની નજદીક જોઈ તે ઘણોજ બળ્યો. સીધરાજ સાથે આ તકરાર વધી પડતી જોતાં બાદશાહે સીધરાજને જવા કહ્યું ને અબદુલ કાદીર સાથે પોતે તકરાર કરી. તકરારની ગરમીમાં અબદુલ કાદીરે જાહેર કીધું કે બાદશાહ સામે મુસલમાનો કાવત્રું કરી હઠાડી મુકવા માંગતા હતા. તેમાં બાદશાહનો છોકરો સલીમ સામેલ થનાર હતો.

અકબરની મુલાકાતે કલુસા આવ્યો હતો. બંનેએ કાશમીરની વાતો કરી અકબર ત્યાંની અંધાધુંધી-થી દીલગીર થયો ને તેની રૈયતપર જરાખી ત્રાસ પડતાં લશ્કર સાથે ચઢી આવવાની તેણે ધમકી આપી. કલુસાને અકબરે સીધરાજ સાથની મુલાકાત જણાવી ખુશ કીધો.

નેમેલે વખતે સીધરાજ તે સુંદરીની મુલાકાતે ગયો. જેનું નામ ગુલબદન ગુલ હતું. તેણીએ એવી સીફતથી કામ લઇ તેને સીસામાં ઉતાર્યો કે તે પોતાનું ભાન ભુલી ગયો. તેણી કોઇ વેપારીની મહોરદારે હતી જે વેપાર અર્થે ઈરાન જતાં ગુમ થઇ ગયો હતો. આ કાગળ તેણીએ પોતાની સખી પર લખ્યો, જે આગ્રાના થોડાક આગેવાનોની બીકથી કાશમીર જઇ ભરાઇ હતી. તે સુંદરીનો ખુબસુરત ચહેરો જોતાંજ સીધરાજ કબુલ થયો ને કલુસા બીજે દીવસે કાશમીર જવા નીકળ્યો તેને તે કાગળ આપ્યો.

સીધરાજ પરવીઝ સાથે ફતેહપુર સીક્રી આગળ જવા નીકળ્યો કે જ્યાં માર્ગમાં તેઓ એક હિંદુ પટેલને ત્યાં ઉતરતાં અકબરે કેવી રીતે ખેતીવાડી આબાદ કરી તેના જુદાજુદા વર્ગો પાડયા હતા તેની વિગત થી માહીતી મેળવી. આ પછી શહેરમાં ફરતાં સીધરાજ દુર્ગા દેવીના મંદીરમાં ગયો. ત્યાંથી નીકળતાં યોગી ગોરખ તેને મળ્યો યોગીએ તેને પોતાના પક્ષમાં ભળવા સમજાવ્યો પણ નાકબુલ થતાં તેનો જાન લેવાની ધમકી આપી તે ગેબ થઇ ગયો.

બીજે દિવસે શાહી લશ્કરની તપાસ થઇ. ત્યાં સીધરાજે અકબરને ઓળખ્યો. અકબરે હસીને તેને આવકાર આપ્યો. ફૈઝીએ સીધરાજને અકબર આગળ રજુ કર્યો. શાહે સીધરાજ સાથે છુટથી વાત કરી તેને સ્વતંત્ર સ્વભાવ બતાવવા તાકીદ કરી ફૈઝી ગભરાયો પણ પાછળથી સીધરાજ સાથની અકબરની મુલાકાત જાણતાં તે ઘણો ખુશ થઇ ગયો. ત્યાંથી બહાર નીકળતાં તેમને સલીમ મળ્યો. શાહજાદાએ ફૈઝીને તે સાંજ માટે આમંત્રણ કર્યું પણ અકબરનો હુકમ પહેલાં થયલો હોવાથી તેણે ના પાડી. પરવીઝને ઇજન થતાં તેણે તે કબુલ્યું. સીધરાજને ઓળખાવતાં તેને પણ ઇજન થયું. સલીમનો મહેલ અજબ બધાંથી શણગારેલો સીધરાજને જણાયો. ત્યાં બધે બેશઆરામ ને મોજમજાહના ચિન્હો જણાયાં. મોડેથી તે મંડળીમાં સીધરાજ પોતાના કાકા સાહુનાને આવતો જોઈ અજબ થયો. ખબરઆફ્રત પછી સાહુનાએ તેને અબદુલ કાદીર સાથે ઓળખાવ્યો પણ બનેનો મેળાપ થયેલો જાણી તે ખુશ થયો. સાહુનાએ પોતાના મિત્રોમાં હવે અકબર સામે ઝેર રેડવા માંડયું ને અર્થનો અનર્થ કરી અકબર જો નવો ધર્મ સ્વિકારે તો તેની સામે થવા હિંદુ, મુસલમાનોને ઉશ્કેર્યા આ પછી મેળાવડામાં ગાનારા આવતાં વાત બંધ પડી ને કોઇ દારની મજહ થાખવા સાથે ગાનવાનની ગમતમાં પડયા જાણીતી ગાનારી રંભાએ ખાસ ગાયનો ગાઇ બધાનાં દીલ બાગબાગ કીધાં.

રંભાના આયનો વખાણ્યા. તે પછી શરાબનો દોર ચાલતાં આખી મીજલસ મસ્ત થઇ અને બધા ચકચુર થઈ ઓંધે પડયા ત્યારેજ સાલુના પોતાના સત્રીજનને લઈ બહાર પડયો. ગુલબદન ગુલની મુલાકાત હવે સીધરાજે ચાલુ લેવા માંડી. તે ગોયા તેણીનો ગુલામ બની ગયો. તે સ્ત્રીએ ઘણીજ ચાલાકીને કુનેહથી તેને એવો તો મોમ સમાન કરી દીધો કે તેણે નીમકહરામી કરવા કબુલી ને અગાધ પાપી પ્યારને ખાતર તેણે પોતાના બળવંત ને નિર્દોષ પ્યાર દીલમાંથી ખુંચવી કાઢયો. આખરે ગુલામગીરીનાં ખત સાથે તેની માંગણી બર આવી.

અકબર સામેનાં કાવત્રાંમાં સલીમનો હાથ છે એવું જણાતાં સલીમને આગ્રામાં રહેવું ભારે પડી ગયું અકબરની ઇચ્છા બદલે હુકમનુસાર તેને અલ્હાબાદ જઇ રહેવાનું ફરમાન થયું. ત્યાંનો સુબો તેના પ્રપંચમાં મદદગાર હોવાથી આ ફેરફાર સલીમને ઘી કેળાં સમાન થઇ પડયો. અલ્હાબાદ આવતાં સાલુનાને ત્યાં તેની બેટી ઇન્દુમતિ સાથે તેનો મેળાપ થયો કે જે અપ્સરા જોતાં સલીમ ગોયા દીવાનો થઇ ગયો. આ પછી સાલુના રાણી ગોરખને સલીમ પ્રપંચ રચવા બેઠા. સલીમે પોતાની સ્થિતિનો ખોલાસો કરવા પછી સાલુનાએ ખોલાસો કર્યો. સીધરાજ બાબે સવાલ થતાં તેને કેવી રીતે વશ કરવામાં આવ્યો હતો તે જણાવવામાં આવ્યું અને કાશ્મીરના પત્રો કેમ ગયા હતા તે જાણતાં બધા હેરત થયા. આ પછી ગોરખ યોગીએ પોતાનો ખોલાસો કર્યો.

## પ્રકરણ આઠ.

## પ્રેમનો ગુલામ.

'ખન્ચીતજ' તે યોગી જે અત્યાર સુધી શાંત ચુપકીદીમાં બધું સાંભળતો હતો તે હસીને બોલ્યો. 'હું પોતે કાંઇ આળસુ થઇ રહ્યો નથી. તમોને મેં તો ખુલ્લું કહ્યું ત્યારે તમારે ગળે તે ન ઉતર્યું હતું, પણ તે છતાં તમો જાણી અજબ થશો કે શાહનશાહના મહેલમાં મેં કાંઇ એકલો પગપેસારો કર્યો નથી પણ તેમના અંગત ખાનગી ઓરડાઓમાં પણ આ બંદના પગલાં થઇ આવ્યાં છે. પોતાના રાજ્યના જૂદા જૂદા ધર્મો અને તેમની ફીલસુફી જાણવા તેઓ કેટલા બધા ઉત્કંઠિત છે તે તો આપણ સર્વે જાણીએ છીએ. આ કારણે પુરાતન યોગશાસ્ત્રનો અભ્યાસ કરવાનો તેમણે વિચાર રાખ્યો છે કે જે શાસ્ત્ર બાબે તેમણે ઘણું વાંચ્યું હતું, પણ તે બાબે હજી કે કહુંસા તેમને જરાએ આગળ વધારી શક્યા નથી. મારા ચોક્કસ વિશ્વાસુ મારફતે યોગશાસ્ત્રના ગુહ્ય કાયદાઓમાં હું અતિ પ્રવીણ છું એવી વાત બાદશાહના કાનો પર નંખાવી. આ ખબર મળવા પછી ત્રીજે દીવસે મને દરબારમાં હાજર થવાનું આમંત્રણ થયું ને અકબરે ખાનગી ઓરડામાં મારી પાસેથી એકાગ્રચિંતનનું પહેલું શિક્ષણ લીધું. આ મન પરના અસાધારણ કાબુથી પાકો માણસ ઇશ્વરના ઘાડા સંબંધમાં આવીં તે પોતાના વિચારો હજારો માઇલ સુધી દુર મોકલી શકે છે યા પોતાની મરજી મુજબનો આકાર લઇ શકે છે યા, તો પોતાને હવા કરતાં હલકો બનાવી અદ્રશ્ય કરી શકે છે. મારાં વિવેચનને ટેકો આપી બાદશાહની પહેલેથીજ સંપૂર્ણ ખાતરી કરવા હું મારી સાથે મારો એક ચેલો લઇ ગયો હતો જે જાદુઇ તેગજ હાથચાલાકીમાં ઘણોજ ઉસ્તાદ છે. તેની પાસે મેં એક એવો નજરબંધીનો ખેલ કરાવ્યો કે અકબર વઝીર અજાયબીમાં ડંગ થઇ ગયો. તે મારો ચેલો એક લાકડાંના એક નીચાં સ્ટુલ પર બેઠો કે જેને ચાલવાની લાકડી જેવા વાંકા દાંડાની વાંસની લાકડી વળગાડેલી હતી. ત્યાર પછી તેની સામે સફેદ લુગડું ધરવામાં આવતાં તે સદંતર ઢંકાઇ ગયો. જ્યારે લુગડું ઉંચકવામાં આવ્યું ત્યારે તે અધ્ધર હવામાં બેઠેલો જણાયો. તે લાકડાંના સ્ટુલથી બેએક ફુટની ઉંચાઇએ હતો. તેનો લાંબો કરેલો હાથ સ્ટુલ સાથે બાંધેલી લાકડીપર ટેકવેલો હતો. તે ખરેખર હેરતભર્યું

પ્રાક્રમ હતું અને જેનારને દંગ કરે તેમાં કશી નવાઇ ન હતી. મને જ્યારે ફુરસદ મળશે ત્યારે હું તે તમો સમક્ષ પણ કરી બતાવીશ. આ મારે માટે પુરતું થયું. અકબર અજાયબીમાં ગરકાવ થવા સાથે હમારા મહાન ભેદોમાં શરીક થવા ઘણીજ ઈંતેજારીથી તત્પર થયો. અલબત તમો સમજી તો ગયા હશોજ કે ખાસ જરૂરયાત સિવાય મેં તેને વધુ બાબત જાણવા દીધીજ નથી કે જેથી તેની જીજ્ઞાસા ચાલુ ઉશ્કેરાયલી રહે. હવે મને કોઇબી વખતે, મારી મરજી પડે ત્યારે અકબરના ખાનગી ઓરડાઓમાં કે તેના ઝનાના વટીકમાં જવાની છૂટ પરવાનગી મળી છે. અલબત આ છૂટનો હું બહુજ ઓછો લાભ લઉં છું પણ હાલ તેમ ખાસ કરૂં છું. તમો એટલું તો કબુલશોજ કે આ સૌથી સરસ છે. આ ઉપરાંત મારા ચેલાઓ મારફતે હું ઘણી અગત્યની ખબરો આપણી બાબત વિષેની જાણું છું. અકબરના મહેલને ખાનગી ઓરડાઓમાં મારા ચેલાઓ ઉમરાઇ જાય છે જેઓ દરેક ખબર ખાસ ચુપકીદીમાં મેળવે છે. આ ચેલાઓથી અકબર જરાએ ડરતો નથી કેમકે તે તો તેમને આત્મજ્ઞાનીઓ સમજી આ દુન્યાને યોગ્ય ગણતો નથી. આ ઉપાયોથી ભલા મિત્રો સલીમ અને સાલુના તમે જે જે ખબરો મેળવી શકો છો તે તે કરતાં વધુ હું મેળવી શકું છું. જ્યાં તમોને હાર ખાવાનો વખત આવે ત્યાં મારા જાસુસો તમારૂં કામ ઉપાડી લેવા તૈયાર છે.'

'ખરૂં પૂછાવે તો હમો ખરાં જીગરથી કબુલે છીએ કે તમો પોતે મોટા જાદુગર છો; પણ ભલા, જરા જણાવશો કે જે સેવા તમો હમો માટે કરો છો તેના બદલા માટે તમો શાની આશા કરો છો? આપણે જાણે છીએ કે સાલુના સાહેએ એવી ઇચ્છા દર્શાવી છે કે હમારી સત્તા થતાં તેમને કાશમીરના રાજા નેમવા. અલબત બધું સરળ ચાલ્યું જરી તો આમ થવામાં કશી અડચણ આવશે નહી. હું માનું છું કે સેવાનો બદલો મળવોજ જોઇએ. મુફત સેવા લેવાનું કામ મને ગમતું નથી. હવે તમે મને તમારી ઇચ્છા જણાવો. બીજી બધી બાબતો પર આપણે સફાઇથી ઉતર્યે તે પહેલાં દરેક શરતોનો ફડચો થઇ જવાની જરૂર છે.'

'મહાન શાહનશાહ!' ગોરખ નમ્રતાથી બોલ્યો. 'મારી કાંઇ બેઅદબી થતી હોય તો માફ કરશો પણ હું તો ભવિષ્યનો ખ્યાલ ગણીનેજ વાત કરૂં છું. 'હું તમો પાસેથી કશુંએ માંગતો નથી તેથી તમોને ભારે અજાયબી લાગી છે ને? ઠીક ત્યારે તમારી વમાસણ સહેલી કરવાની હું ગોઠવણ કરીશ. સવાલનો જવાબ ન આપતાં હું તમોને સવાલ કરીશ કે તમોને પોતાને શું જોઇએ છે? કોઇબી કહી શકે કે માણસની અભિલાષાઓ જે હદે જઇ શકે છે તે હદે તમો પુગી ગયા છો. તમારી પાસે પુષ્કળ ખજાનો, રહેવાને મહેલો, મજાહ ભોગવવાને સુંદર સ્ત્રીઓ, રંગીલા મિત્રો ને આનંદી સાથીઓ સાથે સરસમાં સરસ પીવાના દારૂ છે. આ બ્હોળાં ને આબાદ રાજ્યના શાહનશાહથી આપનો દરજ્જો બીજે છે ને તેમની પછી તમોજ ગાદીએ આવવાની વકી છે. આટલા બધા વૈભવ છતાં તમારા કાળા, મુસ્કેલ અને આફત જનક પ્રપંચો માટે તમોને હમારી તેમજ તમારા નોકરોની મદદ લેવાની ફરજ પડે છે. કાં ભલા? કેમકે તમો હવડાંથી રાજ્ય કરવા માંગો છો ને તમારી અધીરાઇ તમારા પીતા ગુજરે પામી રાજ્ય ગાદી ખાલી કરે ત્યાં સુધી તમોને થોભતાં અટકાવે છે. જે હું માગું છું તેજ તમો પણ માંગો છો ને તે રાજ્ય કરવાની વાત છે. અલબત આજે તમો કશાંપર પણ રાજ્ય કરી શકતા નથી છતાં હું તો અત્યાર, આગમજની તેરી સત્તા ભોગવું છું. ખીશક મારી તે સત્તા વધુ ઓહળી ને બળવાન કરવાની હું દરેક તક સાંધતો રહું છું. મારી છેલ્લી આંગળી ઇચકાતાં

હજારો માણસો એક સવાલ પૂછયાવિના કે અચકયા વિના દુન્યાંના મહાન શાહેનશાહ સામે લસ્કર ઉભું કરવા, જરૂર પડે ત્યારે, એક પગે તૈયાર છે. હું એક ગરીબ, અજ્ઞાન પુંજારી છું. મને ઘણાઓ ધિક્કારે છે પણ મારામાં એવી ઉત્તમ શક્તિ છે કે જે. શક્તિ આગળ આટલી બધી તમારી મોટાઇ કે હિમ્મત કશાં લેખામાં પણ નથી: આ બધા ત્યારે મને શક્તિને આધારે તાબે થતા હશે તેનો તમોને વિચાર થતો હશેજ. આ તે છે કે જેને ધર્માંધ ઝનુનની શક્તિ કહે છે કે જે સામે કોઇ પણ ચીજ થઇ શક્તિ નથી, કે જેથી જ્ઞાન સુસ્ત થઇ જાઇ ઇચ્છા મરવા સુવે છે એટલે તે માણુસ એક હાલતાંચાલતાં પૂતળાં શિવાય વધુ શક્તિવાળું રહી શકતું નથી. મારી મરજી પડે તેના તરફ, પછી તે તમે હોય કે કોઇ બીજો હોય તોએ તે મારા એકાદ બે ચેલાની નજરે પડતાં મહાન અસંતોષી દુર્ગા માટે નવા ભોગની જરૂર છે એવી ખબર ચોમેર પ્રસરી જઇ તે ભોગ અપાયા વિના રહેજ નહિ. હમારે ત્યાં ઉંચા દરજ્જાના માણુસનો ભોગ ખાસ કરીને બાખુશીથી અર્પવામાં આવે છે. એક બારગી એમ ધારો કે તે પસંદ કરેલા ભોગને આગમજથી હમારી ખબર મળે છે તો એ તેનો કશો મુજાકો નથી. તે ભલેને ઇચ્છા મુજબના ઉપાયો લઇ રહી પોતાના નોકરોને સીપાહોમાં વિંટળાઇ રહે પણ તે હમારા સપાટામાંથી કદી–કદીબી બચતોજ નથી; કેમકે જેમના પર તે વિશ્વાસ રાખી રહે તે મારા પોતાના માનીતા ચેલાઓ હોય છે. બરાબર તક મળતાં રાત્રીને વખતે, શક ન પડે તેવી રીતે તેનાં ગળાં આસપાસ હમારી દોરી ફરી વળે છે ને તે બૂમ પાડે તે પહેલાં તો ગુંગળાઇને મરણ પામે છે ને દુર્ગાદેવીને તેનો ભોગ કાંઇ નિશાન સાથે ધરવામાં આવે છે. અલબત કોઇ કોઇ વાર ખુની એચાનક સપડાઇ જવા પામે છે પણ તે વેળા તેને પકડનારાઓ સાંપ પકડતા હોય તેમ ગભરાઇને હડી જાય છે કેમકે તેનું સદંતર લીસું ને ચકચકતું શરીર તેમના હાથોમાં સહેલ સરકી જઇ અંધકારમાં જેમ તે ચુપકીદીમાં આવ્યું હતું તેમ ભરાઇ જાય છે. પણ ધારો કે મહા ખુરંજ બન્યું...મારા ઠગ ચેલાઓમાંનો એકાદો સપડાયો તો તેની શી શીકર છે ? તે તો જાણે છે કે સર્વોત્તમ શાંત્તિમાં મસ્ત થવાથી પોતાની ફરજ બજાવી ચાલ્યો જાય છે કેમકે જે કરવા તે નિષ્ફળ ગયો હતો તે પાર પાડવા તેની જગ્યા લેવા બીજા હજારો તૈયારજ છે એટલે છેવટની ફત્તેહ તો તેમનીને તેમનીજ છે !"

તે યોગી હવે દમ ખાવા એક પળ થોભ્યો પણ તેના સાંભળનારાઓમાંના એકે પણ પોતાનાં હોઠ ખુલ્યા નહિ. સાલુના જે આ જાતની વિચિત્ર વિશ્વાસ પૂર્વક વાતોથી અજાણ હતો નહિ તે બેદરકારપણે બધું સાંભળતો બેઠો. તેને વચ્ચે બોલવાની જરાએ જરૂર જણાઇ નહિ. સલીમ જો કે ઘણો હિમતવાનને લડાયક હતો તે છતાં તે આ યોગીના શબ્દોથી કાંઇક મુંઝાવા પડી પોતાના વિચારોમાં ગરકાવ થઇ ગયો ને યોગીને ફક્ત ટગર ટગર ટીકવા લાગ્યો.

'એટલે હું પણ મારી રીતે રાજ્ય કરૂં છું' ગોરખે પોતાનું અધુરૂં સંભાષણ આગળ ચલાવ્યું. 'જેઓ મારા માર્ગમાં આડે આવે છે તેમને હું મારા રસ્તામાંથી કાંઇપણ શક. પમાડયા વગર હમેશ માટે દુર કરૂંછું તેમજ જેઓ મારી શક્તિ જાણે છે તેઓ મારાથી હમેશ ડરે છે અને તે પછી શ્રીમંત હોય કે ગરીબ, ઉંચ દરજ્જાનો કે હલકા દરજ્જાનો તો એ તે મારા હુકમોને આંધળાની પેઠે માન આપે છે. અને શું તમો એમ નથી માનતા કે આવી જાતની સત્તા ધરાવવાની મોજ તમારી પોતાની ધારેલી મોજના જેવીજ છે ? જે લોકો આપણી તરફ તુચ્છકાર બતાવી આપણુને હલકા ગણુવાની કોશેશ કરે છે તેમની જીંદગી, તેમનાં કાર્યો તથા તેમની રહેણી કર-

ણીનો આધાર ખુદ આપણા પરજ રહે છે ત્યારે શું તમોને અજબ ઉલટ આવે નહિ ? મારા આ વિચારને મળતા ઘણાંકો છે. દૂર દૂરના મુલકોમાં એવા ઘણા જ્ઞાનીઓ અને યોગીઓ છે કે જેઓ ચુપકીદીમાં રાજ્ય ચલાવી દુન્યાના સૌથી નામાંકિત શાહનશાહોની સંપમાં ખીરાજે છે. ઘણીકવાર આગ્રા ને બીજા શહેરોમાં હું પશ્ચિમના મુલકોમાંથી આવેલા શેહરીઓને મળ્યો છું. તેઓ ત્યાં લોકોને વટળાવી પોતાનો પંથ ચાલુ કરવાની ઇચ્છા રાખે છે. તેમના ધર્મમાં વટળી જનાર છું એવા ઢોંગ કરીને મેં તમની ખરી નેમ જાણી લીધી છે. તેમના સિધ્ધાંતો ને મૂળતત્વો જોતાં મારી સંપૂર્ણ ખાતરી થઇ છે કે એકજ ઇશ્વરને આપણ દરેક જણ પુજ્યે છીએ; જો કે તેને પુજવાના સૌ સૌના માર્ગો જુદા છે. કોઇ સીધે માર્ગે, કોઇ સુરંગોએરે તો કોઇ લાંબા અથવા ખડબ મહેલને ખાનગી ;ઓરડાઓળવાની વાતો કરે છે. ઉમરાઇ જાય છે જેઓ દરેક એ. માટે જુદાજ હીદીમાં મેળવે છે. આ ચેલાઓથી ચી ગુંગળાવી એ હરતો નથી કેમકે તે તો તેમને આત્મસુકે છે. સમજી આ દુન્યાને યોગ્ય ગણતો નથી. આકે. જો પોથી ભલા મિત્રો :સલીમ અને સાલુના ગમાં જે જે ખબરો મેળવી શકો છો તે તે કરતાં ઓ હું મેળવી શકું છું. જ્યાં તમોને હાર ખાવાના વખત આવે ત્યાં મારા જાસુસો તમારૂં કામે ઉપાડી લેવા તૈયાર છે.'

'ખરૂં પૂછાવે તો હમો ખરાં જીગરથી કબુલે છીએ કે તમો પોતે મોટા જાદુગર છો; પણ ભલા, જરા જણાવશો કે જે સેવા તમો હમો માટે કરો છો તેના બદલા માટે તમો શાની આશા કરો છો ? આપણે જાણ્યે છીએ કે સાલુના સાલેએ એવી ઇચ્છા દર્શાવી છે કે હમારી સત્તા ચર્તા તેમને કાશ્મીરના રાજા નેમવા. અલબત ખાં સરજા આવ્યું જશે તો આમ થવામાં

તે યોગી હસી પડયો. 'હું ધારૂં છ' તે ધીમેથી બોલ્યો 'કે આપ નામવર હાલ શા વિચારો કરો છો તે સહેજે કલ્પાય તેમ છે. તમારા વિચાર મુજબ મારા જેવો મદદગાર તમોને પાછળથી જોખમ ભર્યો થઇ પડે તેમ છે એટલે તમારા અંતરમાં સવાલ થયો છે કે તેને હાલમાં ટુકડેથી જ દાબવામાં ફાયદો છેકે નહિ. તમારો વિચાર ભૂલ ભર્યો છે. યાદ રાખજો કે સીંહના ગુફામાં મેં મારૂં ડોકું ખોસ્યું છે તે કાંઇ કરડાવી નાખવા નહિ. તે સલામત કેમ કાઢવું તેના દરેક ઉપાય આગમજથીજ મેં યોજેલા છે. મારા જાસુસો સામેનાં પહાડી મંદીરમાં મારી રાહ જોતા બેઠેલા છે. સહવાર પડતાં હું જો તેમની આગળ ન જઇશ તો દુર્ગા દેવીના માનિતા ભક્તના ખુન માટે ક્યાં ક્યાં એ સુંદર માથાંઓ ભોગ તરીકે જોઇશે તેથી તેઓ જાણીતા થશે ને ગમે તે ભોગે પોતાની ધારેલી નેમ બજા લાવશે.

'તારી હમેશની ડહાપણ ભરી રીતે તેં આગમજથી ગોઠવણ કરી છે.' સલીમે હવે જ્યાં બોલી. 'પણ ભલા ગોરખ, તારૂં આ ડહાપણ કેવળ નકામું હતું. હમોને ઘણી બાબતમાં તારી મદદની જરૂર છે તો શા માટે હાથે કરીને તે સેવા મળતી હું અટકાવું ? હું ધારૂં છ તેમ આપણે મૂળ બાબતથી ઘણા વેગળા ગયા છીએ. એકજ બાબતથી હું ઘણો શંકાશીળ છું અને તે એકે સાલુના તમારા ભાઇ તે કાશ્મીરના વડા વઝીર કેવી રીતે કામ લેશે? શું તેઓ આપણી તરફેણમાં રહેશે ? મા શું તેઓ આપણને ઇજા કરી શકે સુધી શક્તિ ધરાવે છે ?'

"મને તે બાબેની ખાસ ધાસ્તી છે' સાલુતે જણાવ્યું. 'તેઓ હાલના રાજાની તરફ વાદ કરી છોડે તેમ નથી અને જો તે મરણ પામે તો એ આપણી તરફ આવવાને બદલે અકબર જંગ. કરશે. આપણી તરફથી દેશને નુકશાન વધુ મારામારી સિવાય બીજું કશું મળનાર ત્યાં એમ તેઓ સમજે છે.'

'સમજ છે તો પછી હમોને તેને સોંપી દયો'

'એટલે તું શું કહેવા માગે છે?'

"સવાલ પૂછવાની જરૂરજ નથી. હું કહું છું કે તેને હમારે હસ્તક સોંપી દ્યો તો બહુ જલદીથી તમારા માર્ગમાં ખુંચતો આ કાંટો હમે દુર કરી શું. આ સાથે બીજી સૌથી અગત્યની બીના તમો લોકો ભુલી જતા લાગો છો. મને માનવાને દરેક કારણ છે કે કાસ્મીરનો એક સૌથી મહાન પુરૂષ જે વર્ષો થયાંનો ગુજર પામેલો છે તે જીવતો છે. તે જો પાછો પોતાના વતનમાં ફરે તો આપણી દરેક યુક્તિઓ જમીન દોસ્ત કર્યા વગર રહેજ નહિ."

'કેવી રીતે? કેમ?' સલીમે કાંઇક દેખીતાં અસ્વસ્થપણે સવાલ કર્યો. 'તું એમ તો નહિ કહેવા માંગતો કે—'

"હા, જેનો તમો વિચાર કરો છો તે બરાબર હું કહું છું. નંદીગુપ્ત જીવતો છે."

'નંદીગુપ્ત જીવતો! કદીબી બને નાહ!'

'નહિ બનવાનું કારણ શું? તેના મરણ વિષેની કાંઇ ખાતરી ભરી બાતમી કોઇને બી મળી છે? આપણે એટલુંજ જાણીએ છીએ કે તે એકા એક ગુમ થઇ ગયો હતો અને ત્યાર પછી કોઇ બી દીવસ તેની ધન નસલ મળી ન હતી. થોડુંક પરજ મને જણાવ્યું છે કે હિમાલય પર્વતની બદ્રીનાથની ટેકડી પર એક યોગી વસે છે જેના દેખાવનું વર્ણન આબાદ નંદીગુપ્તને મળતું છે. આ યોગીની મુલાકાતે કલુસાને તારો ભત્રીજો સીધરાજ હયાં આવતાં પહેલાં જઇ આવ્યા હતા.'

'એ ખબર તો ભલા, મહા બુરી છે' સલીમે ગંભીર અવાજે જણાવ્યું.

'તમો શાંત રહો!' ગોરખ હસ્યો. 'મને મળી કે મેં તુરતજ મારા જાસુસોને પુરી ખબરી લઇ આવવા ખાસ રવાના કર્યા છે. જો મારો શક ખરો પડશે તો" ત્યાં તેણે હાથો વતી ફાંસાની ઇશારત કરી કહ્યું–'દુર્ગા માતા પોતાને મળતા ભોગોમાં એકનો વધારો થયલો જોઇ બહુ ખુશી થશે. બેઅદબી માફ છે, મારા રક્ષકો આગળ જવાનો મારો વખત થયો છે અને આપ નામવર મને દરગુજર કરશો તો હું હવડાંજ રજા લઇશ!'

સલીમે ડોકું નમાવી હા પાડી અને અંતરમાં એવું ચાહ્યું કે તે યોગી હવે ફરીથી તે કિલ્લામાં પોતાનો પગ મુકે નહિતો સારૂ. હાલ તુરત તો આ પ્રપંચી ત્રગડી આ પ્રમાણે મસલેહત કરી છુટી પડી.

તે પહેલા દીવસની આમદ પછી દરરોજ મોજમજાહને ગમતના અવાજો બાગમાં ફરતાં કિલ્લાની પેલી બાજુએથી આવતા ઇન્દુમતિના કાનોપર અથડાવા લાગ્યા–રાત્રે થતી ભભુકદાર રોશની તથા ચલે જાત્ર બલે જાવના ઠાઠથી બાદશાહી દોર દમામ ખુલ્લો જણાતો હતો. તે કિલ્લામાં હિંદુસ્થાનનો ભવિષ્યનો શાહનશાહ પોતાના જેવાજ રંગીલા દોસ્તો ને કંચનીઓ સાથે દીવસની થાક ઉતારતો હતો અને તેના પોતાના લોભે જે મોટી જંજાળ તેને માથે વિંટાળી હતી તેની અડચણો ઘડીભર માટે તે ભૂલી જતો હતો. ઘણીવાર ઇન્દુમતિના વિશ્વાસુ દાસી નીપુનીકા નોકરોમાં ભેળાઇ જઇ ત્યાંની ચહેલ પહેલ જોઇ આવતી અને ત્યાંની હકીકત પોતાની શેઠાણી આગળ જાહેર કરતી હતી, જે સાંભળતાંજ તે નિર્દોષ ગાલોપર રતાસ ચઢી આવતો ને તેણીને નોકરને કોઇ આગળ કશું એ બોલવાની મનાઇ કરવી પડતી હતી. શું ત્યારે આવા ખાતે આવી સ્વચ્છંદી મજાહમાં સીધરાજ પણ પોતાનો વખત ગાળતો હતો કે? યા ખુદા! સલીમ જે આવી મહાન શાહનશાહતનો ભવિષ્યનો રાજા, અગણીત પ્રજાનો ધર્મ બાપ તે કેવા ખાડામાં ગબડી પડયો હતો! શુ તેના ઉંચ દરજ્જાએ તેને છેક નાશની ખીણમાંજ ત્યારે ગડબડાવી પાડયો હતોકે?'

તે છતાં જ્યારે પણ ઇન્દુમતિ સલીમને મળતી ત્યારે ત્યારે તેણીને તેને ધિક્કારવાનું કશું કારણ મળતું નહતું. સાલુનાની યુક્તિથી આ મુલાકતો તેની હાજરીમાં વારે ઘડીએ થતી હતી. જ્યારે તે તેણીની સાથે વાતો કરતો ત્યારે ઘણાજ માન અને અદબ અદાથી બોલતો હતો. સહજ પણ છુટ લીધા વિના તે તેણીને એટલું બધું માન આપતો હતો કે શાહનશાહતની સૌથી વડી બાનુ વડીક તેથી અદેખી થયા વિના રહેજ નહિ—જે કાંઈ તે બોલતો તેમાં કોઈપી જાતની હદ બહારની વખાણુ કે જૂઠી-સાચી અદબ જણાતી નહતી. તેના શબ્દો તદન સાદા, કુદરતી ને સાધારણ હતા. તે વાતોથી તેણીનું મન અજબ રંજન કરતો હતો. બ્હોળાં ગ્યાનને લીધે તે દરેક બાબતને અનેછો દનસાફ આપી પોતે હસી બીજાઓને હસાવતો હતો.

'અહા, ભગવાન!' તેણીએ પોતાના મનથી વિચાર્યું. 'એઓ પોતાની ઇશ્વરી બક્ષેસોનો રૂડો ઉપયોગ કરે અને એમના પુજ્ય પિતાજીએ પોતાની પવિત્ર ફરજ અને કાર્યમાં બેસાડેલા રૂડા દાખલાનું અનુકરણ કરે તો એઓ ઘણાજ મહાન થયા વિના રહે નહિ.'

એક સાંજે હમેશ મુજબ વિચારના વમળમાં વિંટલાયલી ઇન્દુમતિ પોતાના બાગમાંની એક એકાંત બેઠક પર બેઠી હતી તેવામાં તેણીની બારે અનાયબી વચ્ચે કિલ્લાની પેલી બાજુ એથી કોઇ પણ જાતના હસવા મશ્કરીના અવાજ સંભળાયા નહિ કે રોશનીનો ઝગઝગાટ જણાયો નહિ. ફક્ત ઠંડો પવન બગીચાના સુગંધી ફુલોમાં થઇ સુગંધ ફેલાવતો ફુંકતો હતો. ત્યાં ઉત્તમમાં ઉત્તમ શાંતિ પ્રસરી રહેલી હતી. એકાએક કોઇ પગલાંનો અવાજ તેણીના કાનોપર પડ્યો. તે તરફ નજર કરતાં તેણીએ એક શખ્સના આકારને તે બેઠક કે જેપર તેણી બેઠી હતી તે તરફ આવતાં જોયો. ભયથી ધ્રુજી તેણી ઉભી પણ તેણીની ભારે અજાયબી વચ્ચે તેણીએ તે આવનારને શાહજાદા સલીમ તરીકેજ ઓળખ્યો કે જેણે આવતાં સમેત તેણીને ભારે માનથી નમન કર્યું.

'મને માફ કર, ઓ ભલી બાનુ,' તે બોલ્યો. 'હું તો અજાણ હતો પણ તમોને જો મારી આમદથી કશીબી અડચણ થઇ હોય તો જણાવશો. હું સાંજની સલામ કરી ત્યાંથી મારૂં ખાકી શરીર દુર ઉંચકી જઇશ!'

'તેમ કરવાની કશી જરૂર નથી' ઇન્દુમતિ ફીકકું હસીને બોલી 'મને કોઇ પણ જાતની અડચણ થઇજ નથી; અલબત મને અજાયબી વધુ લાગી તો છેજ. હું તો ધારતી હતી કે એકાંતપણે ફરવા હરવા કરતાં બીજી જાતની મોજ મજાહને ગમ્મતોમાં આપ નામદાર આપની સાંજ પસાર કરવા વધુ આતુર છો!'

'એમ હતું ખરૂં' સલીમે ગંભીરપણે જણાવ્યું. 'અને તે માટે મને ઠપકો આપવો જરૂરી છે. જે જગ્યા એમને આશરો આપ્યો છે તે જગ્યા તરફ મારે હજી વધુ માન બતાવવાની જરૂર હતી પણ હવે તે ઢોળાયલાં દુધપર વિલાપ શા કામનો? ભવિષ્યમાં આ જાતની મોજ મજાહનો એક શબ્દ વડીક તમારા કાનપર આવી અથડશે નહિ અને તમારી મીઠી ઉંઘમાં ખલલ કરશે નહિ!'

ઇન્દુમતિ તે સાંભળતાં બહુ વિચારમાં પડી. તે શા માટે આ એકરાર કરતો હતો? તેનામાં આ ઓચિંતો ફેરફાર થવાનું કારણ શું હતું?

'મારામાં સૌથી મોટો ફેરફાર થઇ ગયો છે' સલીમે હવે ખોલાસો કરતાં જણાવ્યું. 'જો કે વખત બહુ ટુંક હતો પણ થયલો ફેરફાર બહુજ મોટો છે. આજ સુધી હું—મારૂં સાંભળ ને મારાથી ડર'ના હું બધું કબુલીશ—હું મોજ મજાહને

ખાતરજ જાણે જીવતો હતો. હું દારૂડયો ને લંપટી હતો. હું કહું તારાથી છુપાવીશ નહિ. પણ તેં બધું મેં મારાથી દુર કર્યું છે. મેં મારી આગલી જીંદગીને છેલ્લી સલામ કરી છે અને આજનો સલીમ તે ગઇ કાલના સલીમ કરતાં તદન જૂદોજ માણસ છે. આ પછી હું ફકત કીર્ત્તિને મારી ફરજને ખાતર મારો દમ લઇશ અને જે અગણિત પ્રજા મારા કાબુમાં આવનાર છે તેના સુખમાં દીલોજાની ભર્યો ભાગ લઇશ. હું મારી દરેક લોભી યોજના ને પાપી વાસનાઓને આજથી તરક કરીશ અને આજસુધી જે ખોટી મજાહમાં ખરી મજાહ મેળવવાની તજવીજ કરવા છતાં તે ન મળી હતી તે છોડી દઇશ અને નિર્દોષ ને ભલી મજાહમાં મારૂં મન રોકીશ. આ બધું જો મારી એકજ ઇચ્છા મંજુર થાય તો કરવા ખરાં મને તૈયાર છું. આ ઇચ્છા પર મારાં સુખનો, મારાં ભવિષ્ય અને ઘણું કરીને મારાં મોટાં રાજ્યનો પણ આધાર છે અને તે બર લાવવાનો મુખ્ય આધાર તારાપર છે!

'હું તમોને સમજી શકતી નથી, મારા નામવર' ઇન્દુમતિ ગભરાઇને બોલી, જો કે તે શું કહેવા માંગતો હતો તેતો તેણી સમજી ગઇ હતી. કઇ સ્ત્રી આવા શબ્દો સમજી શકતી નથી?

'જ્યારે હું તને મારામાં થયેલા આ ઓચીંતા ફેરફારની પૂરી વિગત કહીશ ત્યારે તું મને સમજી શકશે' તેણે ફીકું હસીને જણાવ્યું. 'પણ શું તું મારા બોલવાપરથી સમજી શકતી નથી કે હવેથી મારે માટે આખી દુન્યામાં તું એકલી એકજ છે. આ વાતમાં એક જરા પણ સંકરાધાત નથી' તેણે હવે કાંઇક વધું ઉલટમંદ થતાં પણ ઘણીજ અદબથી બોલતાં જણાવ્યું, 'જે ઘડીએ મેં તને પહેલવહેલી જોઇ હતી ત્યારથી બસ મને ખતરો થતો હતો કે મારા નસીબમાં ગંભીર ફેરફાર કરનારી અસર તારામાં હતી. આજસુધી દુન્યાની કોઇપી ચીજ સમક્ષ મેં મારી નજર નીચી કરી નહતી તે મેં ફકત તારી આગળ કરી હતી. ગોયા તારી હાજરીમાં હું પોતાને તુચ્છ ને નિર્જીવ સમજતો થયો હતો, આથી જ્યારે બી હું તને મળતો ને તારી સાથે વાત કરી તને વધુ અને વધુ સારી રીત ઓળખતો ત્યારે મને ખુલ્લું જણાતું હતું કે મારાં ભવિષ્યપર અસર કરનાર સૌથી શ્રેષ્ટ તુંજ છે. મને પોતાને માટે તેમજ મારી રહેણી કરણી માટે કમકમાટ થયો. મારા કહેવાતા મિત્રો જેઓ સાથે પાપી મજાહમાં હું આખી રાત ગુજારતો હતો તેઓ તેમના રૂખરાં રૂપમાં મને જણાયા એટલે તે દરેક ચીજનો સંબંધ એકદમ ત્યાગ કરવાનો મેં ખાસ ઠરાવ કર્યો. ધીમે ધીમે સુધરવાનો મેં પ્રયત્ન કર્યો છે, જોકે મારી શરમ કબુલતાં મને દૂખ પણ લાગે છે કે ઘણીવાર દારૂની મસ્તીમાં તારો વહાલો આકાર મારી નજર આગળથી ગુમ થઇ જઇ મને લાઇલાજ કરી મુકતો હતો પણ સહવાર પડતાં મને ઘણુંજ વસમું લાગી હું પોતાને માટે શરમાતો હતો. આજે મેં મારો ઠરાવ અમલમાં મુકયો છે ને તે પ્રમાણેજ થયું છે. ગાયનોને ઠઠ્ઠા મશ્કરીના અવાજોને બદલે ત્યાં શાંત્તિનું રાજ્ય પ્રસરી રહ્યું છે. મારી કંચનીઓને મેં રૂખસદ આપી છે ને મારા ઘણા ખરા સાથુ સુકાલ્યા મિત્રો અલ્હાબાદથી ઉપડી ગયા છે—બાકીના થોડાક છે તેઓ આવતી કાલે જશે. આ બધું તારે લીધે થવા પામ્યું છે ને બીશક તેમાં દીન ઉગત મોટો સુધારો થશે! આ માટે એક ચીજની પહેલી આવશ્યકતા છે અને તે એકે આપણે હવે વધુવાર માહિતો તરીકે રહી અવાર નવાર મળતા રહેવું નહિ પણ સૌથી ધાડા સંબંધી ગાંઠથી જોડાઇ એકત્ર થવું. ઇન્દુ, મારા વહાલ, આ નાચીજ ઉજારમાં તારે માટે જે ઉર્મીઓ ઉછાળા મારે છે તે ચીરી-ફાંસીને હું તને બતાઉં? શું તું જાણુતી નથી હું તને મારી—'

'નહિ, નહિ, મારા નામવર' ઇન્દુમતિએ અરજ કરતી ઢબે પોતાના હાથ જોડતાં કરગરીને કહ્યું. 'તમો તે શબ્દો બોલો ના કેમકે હું તે સાંભળી શકીશ નહિ.'

—'સાંભળી શકીશ નહિ કે સાંભળશે નહિ?' સલીમે પૂછ્યું. 'જ્યારે મારા જેવો શખ્સ તને અરજ કરે છે ત્યારે તું સાંભળી શકશે કે નહિ તેનો સવાલજ હોતો નથી!'

'તમે જે ધારો તે' ઇન્દુમતિ હવે કંઇક દ્રઢતાથી બોલી 'હું સાંભળી શકીશ નહિ કેમકે મારા વચનને ઇમાનથી હું બીજાને બંધાઇ ચુકીછું ને સાંભળીશ નહિ તેમજ તમારી અરજ કબુલીશ નહિ કેમકે આ ખોળીયાંમાંનો પ્રાણ તેની દરેકે દરેક રગો સાથે તે બીજાને અર્પણ થઇ ચુકેલો છે!'

આ ખુલ્લા અને ઉઘડ શબ્દો સાંભળતાં શાહજાદાનો ચહેરો જુસ્સા ભર્યો થઇ ક્રોધ થકી ફીક્કો પડી ગયો, પણ અંધકારને લીધે ઇન્દુ તે જોઈ શકી નહિ. તેણીએ જોયો હોત તો આ વસી શખ્સ પોતાના હરીફને શું આજાબ પુગાડશે તેના ખ્યાલથી જરૂર ડરી જાત.

'જરા ધ્યાનથી બરાબર વિચાર કર' સલીમે એક પળવાર થોભીને કહ્યું. 'તે જવાન શખ્સ કે જે તને એકવાર વહાલો હતો તથા જે હાલને કાજ પણ તેમજ જણાય છે પણ જે જો કદાચ આ ઘડી સુંધી તને વફાદાર રહ્યો હોય તો એ તે તને ગોગલ શાહનશાતના ભવિષ્ય શાહનશાહ કરતાં સોમે દરજ્જે પણ જોઇતું આપી શકશે નહિ તેને ખાતર તું કેવો ભોગ આપી તારા હાથમાંથી શું ફેંકી દે છે તેનો વિચાર કર. બાદશાહી ખજાનો જે હવે પછી તારો થનાર છે તથા જે મોજ મજાહ ને એશઆરામ તને મળનાર તે માટે હું તને કાંઇ કહેતો નથી અલબત તારા જેવા ઉમદા આત્માને આટલી ઉંચતાએ પુગ્યા પછી કોઇ પણ જાતની અભિલાષાની દરકારજ હોતી નથી પણ મારી જોડમાં બેસાડી હું તને આખાં હિંદુસ્થાનનાં રાજ્યો પર રાજ્ય કરતી રાણી કરીશ. આ માન કાંઇ ધિક્કારથી ફેંકી દેવા જોગ નથી. તું ધારે છે કે હાલ દોલતને સુખ સગવડ શું છે તે તું સમજી શકે છે પણ અત્યાર સુધીમાં તેં જે કાંઇ જોયું છે ને ભોગવ્યું છે તે આગ્રાને દીલ્હીના મહેલોના ભપકા ને સાધનો આગળ એક રજ સમાન પણ નથી પણ તે બી આપણે દુર રાખ્યે; છતાં વિચાર કર કે એક એક સાદાને અંજાણ્યા ઉમરાવ સાથે પરણવાથી તું કેવું ચળકતું ભવિષ્ય શી હાલત બનાવી દે છે. દુન્યાના મહાન શાહનશાહપર તારે તો રાજ્ય ચલાવવાનું છે. અમીર ઉમરાવો તારી હાજરીમાં સર ઝુકાવતા આવશે અને કરોડોની સંખ્યાની પ્રજા તારા શબ્દપર પોતાની છંદગીની દોરી લંબાવશે. જેમ આજે અંધ શ્રદ્ધાથી હું મને પોતાને તારા આશરામાં છોડુંછું તેવીજ રીતે મારી પ્રજાનું ભવિષ્ય હું તારા હાથોમાં છોડી દઇશ. તારા કરાનો મારી પ્રજાના કાયદા થશે કેમ કે હું યકીનથી માનુંછું કે જે ભલું ઉમદા ને સરસ હશે, તેજ તું કરશે ને પ્રજાની તું મમતાળુ માતા થઇ તેમને માટે તારાથી બનતું કરેશે.'

હિંદુસ્થાનનો તે ભવિષ્યનો શાહનશાહ પોતાની આ સુંદર અપીલનો જવાબ મેળવવાની ફેકટમાં રાહ જોઇ રહયો. ઇન્દુમતિ ચુપ હતી પણ તે એ જાતની ચુપકીદી હતી કે જેનો અર્થ મંજુરયાતમાં ફેરવી શકાય તેમ ન હતું. તેણી પોતાની દીલગીરી છુપાવવા તેની તરફથી ફરી ગઈ હતી ને તેણે પોતાના હાથોમાં પોતાનું મોંડ ઢાંક્યું હતું. આ અતિ ઘણી સુંદર લાલચે તેણીના મન પર કશીએ અસર કરી ન હતી.

'ઇન્દુમતિ' સલીમ હવે ઘણાજ કરગરતા નમ્ર અવાજે બોલ્યો. તારી હાજરીએ મારા આત્માને જે અજબ ખુશાલ કર્યો છે તે ખુશાળી

તું એકદમ ખુંચવી ના લે. તારે લીધેજ હું જે હાલતમાં હતો તેમાંથી બદલાઇ આ ઉત્તમ હાલતમાં આવ્યો છું તો તું મને ફરી પાછો આફત ની ખાડીમાં ગબડી પડવા ન દે. મારાપર દયા કર ને તે સાથે કરોડોની સંખ્યાવાળી પ્રજાપર દયા કર કે જે તું જો મારી જોડમાં હશે તો મને સૌથી બેસ્ટ શાહનશાહ ગણશે નહિ તો તે વિના સૌથી નાતરસ જંગલી તરીકે પીછાનશે. હું કબુલ કરૂં છું કે હું નબળો છું પણ જો મને તારી હાજરી ને તારા શબ્દોમાંથી મારૂં જોર ખેંચવાનો દમ મળશે તો મોટા પહેલવાન કરતાં પણ અધીક જોર મારામાં આવશે. તું મને શામાટે ના પાડે છે? તારે તો ફક્ત એક શબ્દજ બોલવાનો છે ને હિંદુસ્થાનનું રાજ્ય મુગટ તારા પગ આગળ આવી પડનાર છે. તારે તો ફક્ત તારો હાથ લંબાવી તે મુગટ ઉંચકી તારા માથાંપર મુકવાનું છે. પણ હું જોઉંછ કે' તે કાંઇક જુસ્સાથી બોલ્યો. 'કે મારી આબરૂ, મારો દરજ્જો ને મારો પ્યાર તારાં કશાં લેખાંમાં નથી. તું એક કંગાળ શખ્સને ખાતર એક શાહનશાહને તરછોડે છે કે જેની સાથે વગર વિચારે તારાં ભવિષ્યની સાંકળ જોડવામાં આવેલી છે; પણ વિચાર કર કે મારા જેવા એક બળવાનનો પ્યાર જ્યારે ગુસ્સા ને કિનામાં બદલાઇ જશે ત્યારે તારી કે તેની સલામતી કેવી રહેશે? આ બાબે તારે ગંભીર ધોર કરવાની ખાસ જરૂર છે. માફ કર, મારે આવા બે અદબને મૂર્ખ શબ્દો બોલવાં નહિ જોઇએ' તેણે પોતાની છાતીપર ડોકું નમાવી દેતાં કહ્યું. 'તારા પ્યારપર મને શો હક છે? મારી હાલત ગમે તેવી ઉંચ હશે પણ હું તારે લાયક તો નથીજ. મને કંબખતનો બુઢાપો આવ્યો છે જ્યારે તે બીજો તો હજી જવાન ને ખુબસુરત છે.* દુન્યાના પાપોમાં હજી તે ડુબેલો નથી, તો પછી ફર્યાદ ઉઠાવવાનો મને હકજ શો છે? હું હાલ જે છું તે મારી કરણીને લીધે ને મારાં કમબખ્ત નસીબને લીધે છે. આ ઉંચ દરજ્જાને હું જરાએ લાયક નથી. આહ! નસીબ દેવીએ જો આગમજથી તને મારા માર્ગમાં મુકી હોતતો ખરેજ દરેક ચીજ તદન ઉલટાઇ જાત પણ હવે બહુ મોડું થયું છે! અફસોસ!' અને ત્યાં તેણે કપાળપર હાથ મારી હાય મુકી.

'મારા શાહજાદા' ઇન્દુમતિ ઘણીજ નરમાસથી બોલી. 'તમે પોતાને ગેરઇનસાફ કરો છો. તમોને પોતાને ઠપકો આપવાને દરેક કારણ છે પણ તમારે પોતાને એમ ધિક્કારવા ન જોઇએ. ખાતરીથી માનજો કે હું કાંઇ તમોને ધિક્કારતી નથી કે તમારાથી કમકમતી નથી. હું તમારી થઇ શકું તેમ છેજ નહિ. ખરૂં પૂછો તો હાલ જે હાલતે તમો છો તે હાલતે પણ તે બીજાને મેં મારો જાનને પ્રાણ અર્પણ કર્યો તે આગમજ મને તમે મળ્યા હોત તો હું તમારી સેવા ઘણીજ તાબેદારીથી ઉઠાવત. તે મારાં આપેલા વચનના ભંગ કરવાની સલાહ તો તમો મને આપોજ નહિ. પણ જો હું તેમ કરૂં તો જે સદગુણ માટે તમો મને ચાહો છો તેની અસર તુટી જઇ હું તમારૂં માન સહજે ખોઇ બેસું. જે મોજમજાહને આબાદીમાં તમો રહો છો તે હાલતને માટે હું જરાએ સરજેલી નથી. જે મોટી જોખમદારી આ નાચીજ ઉપર મુકવા તમે જણાવ્યું તેને લાયકની હું કદીથી થઇ શકું તેમ છેજ નહિ. પણ જે ચીજ બનવા કાળ નથી અને બની શકે તેમ નથી તેના ખ્યાલી સ્વપ્નામાં આપણો વખત ગાળવો નિર્થક છે. જે ગેબી શકિતઓ આપણાં નસીબપર અસર કરે છે, તેમણે જુદુંજ નિર્માણ કરેલું છે તો તેને આપણે નમનતાઇથી તાબે થવું જોઇએ છે કેમકે તે સર્વ શકિતવાન મહાન બાપ આપણા કરતાં આપણે માટે શું વધુ સરસ છે તે અચ્છી રીતે સમજી શકે છે. જે હલકી હાલતમાં મારા નામવર, તમે મને જોઈ છે તેજ હાલતમાં ખુદાને ખાતર દયા કરી મને ગબડી

ભરવા દો. જાઓ, મને હવેથી હમેશ માટે ભૂલી જજો. જો કવચિત તમોને મારી યાદ થાય તો તે વેળા ઘણાજ વિચારો કરજો કે જેમને આધિન થઇ તમે તમારા આત્માને દોરવ્યો છે. ભવિષ્યમાં હું મારા મનના ભલા વિચારો ને ભલી દુવા હરદમ તમો તરફ મોકલતી રહીશ. મને દરેક ઉમેદ છે કે આપ જ્યારે શાહનશાહ થશો ત્યારે જરૂર દયાળુ ને નમ્ર બની દુન્યામાં તમારી નામનાનો ડંકો વગડાવશો. યાદ રાખજો કે તે વેળા તમારી અસંખ્ય પ્રજા એક તુચ્છો જીવડો તમારા કીર્ત્તિ સાંભળતો આતુર રહેશે કે જે હવડાં તમોને બે હાથ જોડીને કરગરીને અરજ કરે છે કે આપની ઇચ્છાઓની વિરૂદ્ધ જવાની ઘાતકી સજામાંથી તમો તેણીને મુક્ત કરશો.'

તે જવાન આ સીધીને સાદી અપીલનો શું જવાબ દેવો તેનો વિચાર કરતો ઉભો. તે તો અજાયબીમાં પડી ગયો હતો, કેમકે આજ સુધી તેની જીંદગીમાં તેની ઇચ્છા સામે કોઇ પણ આ મુજબ થયું હતુંજ નહિ. તે ત્યાં ચુપ ઉભો. તે પછી બોલવા માટે તેણે મોઢું ખોલ્યું પણ પોતાની પંચમેળ લાગણીઓને તે સરળ માર્ગ આપી ન શકવાથી અચકાઇને ચુપ ઉભો. અંતે તે ઇન્દુમતિની આગળ આવ્યો અને તેણીનો હાથ પકડી તે પોતાના હોઠો સાથે અડકાવ્યો ને પછી અંધકારમાં એક શબ્દ પણ બોલવા વિના તે ચાલ્યો ગયો.

બીજી સહવારે સાલુનાના અત્યંત ગભરાટ વચ્ચે તેને ખબર મળી કે શાહજાદો પોતાના એક નોકર સાથે કિલ્લો છોડી ગયો હતો. તે ક્યાં ગયો હતો તેની ખબર કોઇને પણ હતી નહિ.

---

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મીં૦ સી. એમ. વાવડા,
બોક્સ ૨૨, ટોંગાટ,
કોસટરલી, S. W

# ગુલશન.

# GULSHAN.

દક્ષિણ આફ્રિકા ખાતે
જતા ગુલશનના લવાજમો
મી૦ વાવડા સ્વિકારશે.

એપ્રીલ ૧૯૧૮. વૉલ્યુમ ૧૦. Vol. 10 April 1918.

## સાંકળ્યું



Printed by Maneklal A., Doctor, at his Sree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bhagalia Mota Falia, Navsari. Dated 10—4—18

# કાંઇક જાણવાજોગ.

ડયુક ઑફ્ નોરફલોક મરણ પામ્યા છે છતાં હાઉસ ઑફ્ લૉર્ડસ હજી એક એવો કંગાળ રીતે પોષાક સજેલો સભાસદ ધરાવે છે તે શખ્સ અર્લ ઑફ્ ડરહાંમ છે. તે મગરૂરી સાથ જાહેર કરે છે કે લડાઇ જાગી ત્યારથી આજ સુધીમાં એક પણ નવો સુટ સીવાડયો કે લીધો નથી. ઉમરાવી શખ્સોની એ રીતની ગરીબાઇ આપણને ધડો શીખવે છે.

× × ×

લંડન ગેઝેટ નામના એક ન્યુસ પેપરે હવ-ણાંજ ૨૫૨ મું વર્ષ ઉગાડયું છે. ૧૬૬૫ ના વર્ષથી તે અડવાડિયામાં એ વખત ટકોરા બંધ નીકળે છે એવો નોંધવા લાયક બનાવ કોઇપણ દેશમાં વર્તમાન પત્રોના બાળમાં બન્યો નહિ હશે. પહેલા ૨૩ નંબર ઓક્ષફર્ડ ગેઝેટને નામે નિકળ્યા હતા. તે વખતે લંડન પ્લેગથી સપડાયું હતું. અને ગેઝેટજ એક પત્ર હતું જેથી પ્રજા કંઇ પણ જાણી શકતી હતી. પરદેશના રાજ્યની પોતાના રાજાની રાજદવારી ખબરો તેજ પૂરી પાડતું હતું. હવે વખત બદલાયો છે. દરેક રોજીંદા પત્રોમાં હવે તો દેશ પ્રદેશના રાજ્યોની તેમજ લંડનની અને લશ્કરની છૂપી ખબરો રોજીંદી છપાય છે. રાજ સભાનાં હેવાલ, દર્બાર ખાતાં અને લશ્કરી ખાતામાં થયલી નેમણુંકો, માન અકરામની ટીપ, નાદાર થનારાઓની જાહેર ખબર હમેશાં લંડન ગેઝેટમાં છપાતી. જાહેર ખબરનો વિભાગ પૂર ચોકાસી સાથ છપાતો હતો. કોઇ વખત ગેઝેટ એકજ પાનાનું નીકળતું અને કોઇ વખત ૪૦૦ થી ૫૦૦ પાના તેના છપાતા તે છતાં તેની કિંમત એકજ પેની જ! ભાવમાં વધ ઘટજ નહિ.! પણ સીતેર વર્ષની વાત ઉપર રેલવેની રશ્ક અને સરોજ્નાઓની પાર્ટી ઉભી થઇ હતી ત્યારે પાર્લામેન્ટરી નોટીસ 'ગેઝેટ' માં છપાતી હતી કરી. તેના ૩૦૦૦ હજાર પાનાં નિકળતાં હતાં! આહ! કયારે એવો દિન હિન્દુસ્થાનના વર્તમાન પત્રોનો આવશે. પ્રખ્યાત લખનારો સ્ટીલ ૧૮ મી સદીમાં એનો અધિપતિ હતો જેનો પગાર વર્ષ દહાડે ૬૦ ] પાઉન્ડ હતો જે પાછળથી વધારી ૩૦૦ ) પાઉન્ડનો કરી આપ્યો હતો. એ પત્રની ઉપજ પણ સારી થવા લાગી હતી. અને એ રીતે તે અઢી સદીનું વર્તમાન પત્ર પોતાનું ૨૫૨ ) મું વર્ષ ઉગાડયું છે!

× × ×

બાર હજાર બોલની એક 'વાર્તા સર કૅનન ડોઇલે વગર ઉઠવે એક સરખી રીતે લખી હતી. એ કરતાંબી વધુ ઝડપી રીતે Jekyel & Hyde ની વાર્તા આર. એલ. સ્ટીવનસને સાત દિવસમાં લખી પૂરી કીધી હતી. એચ. જે. વેલ્સ નામનો લખનાર નાસ્તાના વખતથી તે સુવા જાય ત્યાં સુધીમાં ૧૦૦૦૦ બોલ લખી કહાડતો હતો. મિસીસ એલ. ટી. મીડ નામની બાનુ એવી રીતે ૨૦૦૦૦ બોલ લખી શકે છે. મરહુમ એનર્ડ્રુ લેન્ગ નાસ્તાના વખતથી તે લન્ચના વખત સુધીમાં ૫૦૦૦ હજાર બોલની વાર્તાની ચોપડી લખી શકતો હતો. ૪૦ કલાકમાં અરધી ચોપડી એસ. આર. ક્રોકેટ નામના લખનારાએ લખી હતી, પણ એ સપળાને વિસરાવે તેવી રીતની ઝડપનો નોંધવા લાયક દાખલો ખુદા ડુમાનો છે. તેણે આખ્ખાં વર્ષમાં લખેલી ચોપડીની સરેરાસ એક અડવાડિયાની એક ચોપડી છે એટલે વર્ષમાં ૪૮ ચોપડી! કેવી હદ ઝડપ!

# રિવ્યુ કોલમ.

## જ્ઞાન ગમતનાં ગૌહરો.

લખનાર-મી. માણેકશાહ દીન્શાહ મીસ્રી.

કિમત રૂ. ૧-૧૨-૦

મી. માણેકશાહ દી. મીસ્રીનું નામ પારસી સાહિત્યમાં અકસર કરીને ઉપલાં નામની રસીક નોંધથી જાણીતું થયલું છે. મી. મીસ્રીની સુંદર કલમનો લ્હાવો આ અદના માસીકને પણ મળેલો છે. એમનાં આ લખાનો ગુલશનમાં ઘણી હોંશથી વાંચતાં હતાં પણ કોણજાણે તે પછી કયા રાહુની નજર તે તરફ ફરી તે એઓ ભાઇના મનન કરવા જોગ વિષય આવતા બંધ થઈ ગયા. આ પુસ્તક ફુરસદનો વખત આનંદમાં પસાર કરવા માટે દરેક રીતે બંધ બેસતું આવે છે. જ્યાં ત્યાં પારસી સંસાર, ધર્મ, રીવાજ વગેરેની બાબતોમાં મી. મીસ્રીએ લગાર વધુ છુટ લીધી છે પણ તે બધું કોમ તરફની એમની દાઝ તથા ખરાં જીગરના ઉત્સાહને લીધેજ જણાય છે. જ્ઞાન ગમ્મતના ગૌહરોમાં રમુજમાં ચાબકા મારેલા ઘણા અસરકારક થઇ પડયા વિના રહેતા નથી. આ કાંઇ વાર્તાનું પુસ્તક નથી કે એક નાકેથી વાંચવા માંડયું તે છેકના છેડા સુધી આવ્યે નહિ ત્યાં તુલીક ધીરજ રહે નહિ. આતો જ્ઞાનના ગૌહરોનો મોટો ભંડાર છે કે જેમાં ફુરસદે ઘડીભર ડોકયું કરી મનને મોજ આપવા સાથે જ્ઞાનમાં ઉમેરો કરી શકાય તેમ છે. આ ગૌહરો પ્રગટ થનાર હતાં એવી ખબર આપતાં આ ગરીબડાં માસીકે જણાવ્યું હતું કેઃ—

"દીન ઇમાન, નીતિ રીતિ તથા પરહેજગારીના પાઠોથી ભરપુર; સદગુણ, દુર્ગુણ, સખાવત, સુસંગ કુસંગ, ઇ૦ નેકી બદીના અસરકારક તથા બોધદાયક ચિતાર આપનાર મી૦ માનેકશાહ દીનશાહ મીસ્રીની કસાયલી કલમથી "ગુલશન" માં લખતાં આ રસીલી અને સરલ ઇબારતનાં વચનો છપાવી બાહેર પાડવાનો હીલચાલ થાય છે એ ખુશી થવાં જોગ છે. સોનાની વિંટીમાં હીરાની જડત કરી લીધી હોય તેવો ખ્યાલ, ભાષા લેહેઝતના ઇસ્કોને આ ઝવાહીરો આપે છે. આવા સ્હેલા, મીઠાસવાળા અને ચાનક આપનારાં પુસ્તકો વાંચવાથી કેટલો લાભ થાય તે દર્શાવવાની જરૂર નથી. એક અભ્યાસીને, એક કવિને, એક વિદ્યાના પુંજારીને, એક અલંકારિક ને એક સામાન્ય વાંચકને એમ સૌને અઝીઝ થઈ પડેલાં આવાં સંગ્રહના પુસ્તકની અગત્યતા માટે બેમત છેજ નહિ....... તે

એક એક ઘરની લાયબ્રેરીની શોભા થઇ પડવા વિના રહેશે નહિ.

૧૯૧૧ ના આ હમારા ઉદગારોને ૧૯૧૮માં હમો ખરાં જીગરનો વધુ ટેકો આપ્યે છીએ. આ પુસ્તકની ટુંક પ્રસ્તાવના સાહિત્યના ઝળકતા સાક્ષર મી. કૃષ્ણલાલ મો. ઝવેરીએ લખી છે. ખરેજ એક કુશળ ઝવેરીએ આ ઝવેરાતની સુંદર પરિક્ષા કરી છે. હમો હમારા વાચકોનું આ પુસ્તક તરફ ધ્યાન ખેંચ્યે છીએ. કાગળો ૨૬ જાતનાં છે પણ હાલની મોંઘવારી...લીલ્લાહ ! બીજો માર્ગજ નથી.

પુસ્તક મળવાનું ઠેકાણું,

કર્ત્તા પાસેથી.

ઓલ્ડબ્લેસ બાગલેન, ગીરગાંવ, મુંબાઇ.

## આજ ધરણાનાં અવસ્તા ક્રિયા સાથે.

પ્રગટ કરનાર, મી. દીન્શાહ એદલજી કરકરીયા.

કિમત રૂપ્યા બે.

ઉપલાં નામનું પુસ્તક પારસી મઝદયસ્નીદીનને લગતું છે. ખાસ કરીને તે પારસીઓના ધર્મગુરૂઓને માટે બહુ જરૂરી ને ઉપયોગી છે. જૂદાં જૂદાં ભણુતરના પાક અવસ્તા તેમની સમજ સાથે આપવામાં આવ્યા છે. એ બીશક ઘણું સ્તુતીપાત્ર છે. એક અસલ કેતાબ પરથી તેની ભાષા સુધારી ભાઇ દીનશાહ કરકરીયાએ જે સહાસ કર્યો છે તે તેમને દરેક રીતે આન

ભર્યો છે. મોબેદી વર્ગનું શિક્ષણ લેતા વિદ્યાર્થીઓની મોટી મુશ્કેલી આ જરૂરીયાતથી પાર પડયા વિના રહેનાર નથી. ક્રિયા કામનેજ લગતી દરેક નોંધો હોવાથી દરેક મોબેદને ત્યાં આ પુસ્તક જળવાવું જરૂરી છે. વર્ષો પર આ પુસ્તક પ્રગટ થયું હતું. તે પછી તેની પહેલી આવૃત્તિ ભાઇ દીનશાહે પ્રગટ કરી. તુરત તે મોબેદોમાં ખપી જવાથી આ પુસ્તકની જરૂરયાત વિશેષ જણાઇ. તે પછી આ બીજી આવૃત્તિ પ્રગટ થઇ છે.

આ પુસ્તકનું મુખ્ય ખેંચાણ તેમાં આપવામાં આવેલી પરની વિગતો સાથે તેને અનુસરતાં ચિત્રોનું છે. મી૰ કરકરયાની હંમેશની ઢબનું ઘણુંજ સફાઇદારને સુંદર ગેટ-અપ-સાથનું આ પુસ્તક છે. હાથમાં લેતાંજ કવરપર મુકેલો મહાન સ્પીતામા જરથુસ્ત્રનો ચહેરો ભકિતભાવ ઉત્પન્ન કરે છે. મોબેદો રોળા શ્રીમંત નથી. રૂપ્યા બેની કિમતનું આવું પુસ્તક તેઓમાંના કેટલાક ખરીદી શકે તેવી હાલતમાં નથી. તેવાઓને ધાર્મિક વૃત્તિના જરથોસ્તી કરનારીઓ ખરીદી ભેટ આપે તે કેવળ વ્યાજબી છે. આ પુસ્તકની ઘણી નકલો ભાવિક જરથોસ્તી નરનારીઓ તરફથી ખરીદાઇ મોબેદી વર્ગને ભેટ આપવામાં આવી છે. હમો ઇચ્છીએ છીએ કે હજી વધુ દુલ્લા હાથે તેમ કરવામાં આવે. દીનદાર જરથોસ્તીઓનું આ પુસ્તક તરફ હમો લક્ષ ખેંચ્યે છીએ. ભાઇ દીનશાહ કરકરીયા ગુલશનને મેઢે એટલા ચઢી રહેલા છે કે હવે તેમનું ઠેકાણું આપવાની જરૂરજ નથી.

## ખેતી અને સહકાર્ય.

### પુસ્તક ૩ નો અંક ૩

વડોદરા રાજ્યની સહકારી મંડળી અને ખેતીવાડી ખાતા તરફથી.

આ જાણીતા ત્રૈમાસીકનો અંક મળ્યો જેમાં ખેડુતો, ખેતીકારો ને વેપારીઓ માટે ઘણી જાણવાજોગ હકીકતો આપી છે. શરૂઆતમાં ઘણી અગત્યની ખેતીને લગતી બાબતો પર વિવેચન થયલું છે. તે પછી ગળ્યાનો પાક કેમ મેળવવો તેનું વર્ણન છે. તે પછી જમીનના ગીરોનો વ્યવહાર કરનારાં મંડળોનો, આઇરિશ ખેતી સંસ્થાઓનો, મુંબઇની સહકારી મંડળીઓની કોનફરન્સનો હેવાલ છે. ખેતીવાડીની પેઢીઓને લગતી વિગત પણ વાંચવાજોગ છે. આ માસીક જે દીશામાં કામ કરે છે. તેમાં તે પ્રિય થવુંજ જોઇએ. ખેડુતો માટે તે સહેલાઇથી ઉપયોગી ભોમ્યો થઇ પડે તેમ છે.

## શ્રીમંત રાજકન્યા ઇંદુમતીદેવી લગ્નોત્સવ આલબમ.

કિંમત ચાર આના—પોસ્ટેજ ૦)=.

વડોદરા રાજ્યનાં હાલના બાળ યુવરાજના વડાં બ્હેન તે શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવનાં પૌત્રી રાજકન્યા ઇંદુમતીદેવીનાં લગ્ન ચાલુ માસની પહેલી તારીખે વડોદરાખાતે કોલ્હાપુરના યુવરાજ જોડે ભારે ઠાઠથી થયાં હતાં. તે માંગલિક પ્રસંગ ઉજવવા વડોદરા રાજ્યનાં જાણીતાં અઠવાડિક સયાજીવિજયના સાહસીક માલેક મી. માણેકલાલ અંબારામ ડોકટરે આ આલબમ પ્રગટ કરીછે તેમાં જૂદા જૂદા સત્તર ફોટોઝ છાપવામાં આવ્યા છે. આલબમ આર્ટ પેપર પર સુંદર રીતે છાપેલી છે. દરેકના ઘરમાં તે રાખવા લાયક છે. હાલની મોંઘવારીમાં મી. માણેકલાલનો સહાસ ખરેજ વખણાવાજોગ છે.આવો સહાસ વડોદરા રાજ્યનું માનીતું સયાજીવિજયજ કરી શકે. વડોદરાની પ્રજા તેની અચ્છી કદર આ આલબમ ખરીદીને બુજશે એવી આપણે આશા રાખીશું. આલબમમાંનાં ચિત્રો ફ્રેમ કરવા લાયક છે. વડોદરાની પ્રજાએ પોતાના મકાનમાં તે રાખવાની જરૂર છે. હમો મી૰ માણેકલાલને તેમના આ સહાસમાં ફતેહ ઇચ્છતાં આશા રાખીશું કે રાજ્ય તરફથી આ સેવાની યોગ્ય કદર બુજવામાં આવશે. ગુલશનના વાંચકો ચાર આનામાં આ સુંદર ફોટોઝ મેળવી શકશે. હાલના કટોકટીમાં, દરેક બાબતના આકરા ભાવમાં...વેલ, જ્યાં સહાસજ હોય ત્યાં બીજી વાત શું છે.

મળવાનું—ઠેકાણું સયાજી વિજય પ્રેસ—વડોદરા.

# સુલતાને સુલેમાની !

## ( આરસેની લુપીનનું છેવટનું આક્રમ )

### ( એક દીલકશ વાર્તા )

---

( ગયા અંકથી ચાલુ. )

હું મારા સોલીસીટરને મારા મરણ પછી બીજે દીવસે પોલીસના વડાની હાજરીમાં આ વિલ ખોલવા ફરમાઉં છું કે જેઓ તે બાબે એક મહિનો ચુપકીદી અખત્યાર કરશે એવી મને ઉમીદ છે. બરાબર એક મહિને તેમણે મારા સોલીસીટર, ડૉન લુઇ તથા અમેરિકન એલચી ખાતાંના કોઇ વડાને પોતાની ઓફીસમાં બોલાવવા વિલ વંચાઇ રહ્યા પછી મારા મિત્ર ડૉન લુઇ પેરેનાને તેઓની બરાબર ઇધાની લઇ દશ લાખ ફ્રાંકનો ચેક આપવો. આ ઓળખ મેજર કાઉંટ ડી. લામોર જેઓ મોરોકકોમાં લશ્કરી વડા હતા તેઓ પેરેના માટે આપી શકશે તેમજ પેરૂવ્યન એલચી ખાતું તેમનાં જન્મની વિગત જણાવી શકશે. આ વિલ વંચાયા પછી બે દીવસ બાદ રૂસેલ કુટુંબના વારસોને આ વિગત જણાવવી. મારી દોલતની તમામ વ્યવસ્થા કરતા પોલીસના વડાએ પહેલી મીટિંગ પછી તેમની મરજી મુજબની તારિખે પણ ઓછામાં ઓછા સહાડ દિવસ ને વધતામાં વધતા નેવું દિવસ પછી બીજી મીટિંગ બોલાવવી. તે આગમજ ખરા હકદારનો ફડચો કરવો નહિ. તે ખરો હકદાર આ બીજી મીટિંગમાં હાજર થવોજ જોઇશે. તે સિવાય તેનો હક રહેશે નહિ. તેમ ન થાય તો પેરેના હાજર થતાં તેને હકદાર વારેસ નેમવો પણ રૂસેલ કુટુંબનો ખરો વારેસ નીકળતાં મારી ઇચ્છાને માન આપવા તેઓ ચુકશેજ નહિ એવી મને સંપૂર્ણ ઉમીદ છે.'

તે કાગળ પણ તેનાં પરબીડાંમાં પાછું મુકી પોલીસના વડાએ પોતાનાં લાંબા લચ ભાષણનું છેવટ લાવતાં હવે જણાવ્યું,

"અહસ્યો, મી૦ કોસમો મોર્નિંગ્ટનનું વિલ અત્રે વંચાયું છે. શા માટે આપ સાહેબોને હાં આવવાની મેં તકલીફ આપી છે તે આપ સહેલ સમજ્યા હશો. તમો પાંચમાં બહુ જલદીથી એક છઠ્ઠો શખ્સ જોડાશે. તે મારા હુસ્યાર ડીટેક્ટીવોમાંનો એક છે કે જેને મેં રૂસેલ કુટુંબ માટેની શોધ કરવાનું કામ સોંપેલું છે. પોતાની શોધનું પરિણામ તે તમો આગળ રજુ કરશે. પણ હાલ તુરત તો આપણે વિલનાં લેખીત ફરમાને મુજબજ કામ કરવાની જરૂર સ્વિકારીશું. પંદર દિવસની વાત પર ડૉન લુઇ પેરેના એ મારી અરજ પરથી પોતાને લગતા દસ્તાવેજો મોકલી આપ્યા હતાં જે જોતાં દરેક રીતે બરાબર જણાયા છે. તેમના જન્મ માટે ખબર કાઢવા પેરૂવ્યન એલચી ખાતાંના નામદાર વડા સાહેબને લખતાં તેમણે તે માટે જોઇતી દરેક સાહદતો ને વિગતો એકત્ર કરવા કબુલ્યું હતું"

',તેઓ સાહેબે આ કામ મારે હસ્તક સોંપ્યું હતું.' પેરૂવ્યન સેક્રેટરીએ હવે પહેલીજવાર જબાં ખોલતાં જણાવ્યું. ' તેમ કરતાં મને કશી મુશ્કેલી નડી નથી. ત્રીસ વર્ષની વાતપર યુરોપથી પેરૂ ગયલાંઓમાં ડૉન લુઇ પેરેનાનો બાપ હતો. આ દેશવટા છતાં તેણે પોતાની યુરોપી મીલકત વેચીસાટી દીધી નહતી. તેઓ પુરાણા સ્પેનીશ કુટુંબના છે. એઓ સાહેબનાં પિતાને દક્ષિણ અમેરિકામાં ઓળખવાનું સેવકને માન મળ્યું હતું અને તેઓ હમેશાં પોતાના આ એક પુરા ભલાને ચંચળ બેટા માટે

ઘણીજ મ્હોબત ભરી લાગણીથી બોલતા હતા. ત્રણ વર્ષની વાતપર હમારાં એલચી ખાતાંએજ એમને એમના પિતાશ્રીનાં મરણની ખબર આપી હતી. મોરોક્કો મોકલેલાં તે પત્રની નકલ હું અત્રે રજુ કરૂંછું.'

'ડૉન લુઇએ મારી તપાસ માટે મોકલેલાં કાગળીયાંઓમાં તે અસલ કાગળ મોકલ્યો હતો' પોલીસના વડાએ નરમાસથી જણાવ્યું. 'મેજર સાહેબ, આપની સરદારી હેઠળ મોરોક્કા ખાતે નોકરી કરનાર પ્રાઇવેટ પેરેનાને આપ ત્યારે ઓળખો છો ?'

'હું તે માન ધરાવવા મગરૂરછું.' મેજરે ઉઠી પોતાની છાતીપર હાથ મુકી નમ્રપણે સર ઝુકાવતાં જણાવ્યું.

'કોઇ પણ જાતની ભૂલતો નથી ને ?'

'કોઇ પણ જાતની ભૂલનો ઓછો વટિક નથી. તે બાબે જરાએ અચકવાનું કારણ નથીજ',

હસીને હવે પોલીસના વડાએ ટકોર કરતાં કહ્યું,

'તમો આ શખ્સને તેજ શખ્સ તરીકે ઓળખોછો કે જેને સીપાહો તેના અદભૂત સહાસો તથા અજબ જેવી શકિતથી કોરવાઇ જઇ આરસેની લુપીન તરીકે બોલાવતા હતા ?'

'હા, મહેરબાન" મેજર કાંઇક તીખ્ખાસથી બોલ્યો. 'હમારાં માણસો એ બીરાદરને આરસેની લુપીન તરીકે ઓળખતા હતા ત્યારે હમો અમલદારો એને પહેલવાન તરીકે પીછાનતા હતા, કેમકે આપણા નાંમકિત થઇ ગયલા શુરવીર પહેલવાનોના જેવો તે હિમતવાન હતો તથા...'

'મોંટે ક્રીસ્ટોના જેવો તે ભેદી હતો' સાહેબ બહાદુર હસીને વચ્ચે બોલ્યા. 'ફ્રેંચ ચોથી પરદેશી પલટણનો જે રિપોર્ટ મને મળ્યો છે તેમાં આ દરેક વિગત નોંધવામાં આવેલી છે. તે રિપોર્ટ આખો વાંચવાની કશી જરૂર નથી; પણ તેમાં પ્રાઇવેટ પેરેનાની અસાધારણ બહાદુરીને લગતી નોંધ છે. બે વર્ષની ટુંક મુદતમાં એમને તે માટે લશ્કરી ચાંદ મળવા સાથે અસાધારણ સેવા માટે લીજીઅન ઓફ ઓનરની રીબન આપવામાં આવી હતી. સરકારને થતા રિપોર્ટોંમાં ચૌદવાર એમનાં નામની ભલામણ કરવામાં આવી હતી. જ્યાં ત્યાંથી થોડીક વિગતો તારવી કાઢી હું તમોને જણાવીશ કે.....'

'નામદાર સાહેબ, મારી નમ્ર વિનંતી આપ કબુલ કરશોજી' ડૉન લુઇએ હવે વાંધા ઉઠાવતાં જણાવ્યું. 'આ બધી નિર્જીવ સેવા છે કે જે સાથે કોઇને કશું લાગતુંવળગતું નથી. અને હું સમજી શકતો નથી, કે શા માટે.....'

'ઉલટું તેમ કરવાનું દરેક કારણ છે' મસ્યુર ગેબેર્યાએ હસીને જણાવ્યું. 'તમો અહરયો જ્યાં ફક્ત વિલ વંચાતું સાંભળવાજ કાંઇ અત્રે પધાર્યા નથી પણ તેને અમલમાં મુકવા તથા તેની પહેલી શરત મુજબ આજે તમારે દશ લાખ ફ્રાંકનો ચેક આ બીરાદરને આપણે એનાયત કરવાનો છે. આ વારેસ માટે તે કારણે જેટલું જાણવાની જરૂર હોય તેટલું તમારે જાણવાની ખાસ કરીને જરૂર છે. આ કારણે હું થોડીક વિગતો વાંચવાની રજા લંઉંછ કે જેથી.....'

'ત્યારે તો સાહેબ મને બહાર જવાની રજા આપશો' પેરેના ઉઠી બારણાં તરફ જતો બોલ્યો.

'રાઇટ અબાઉટ ટર્ન !...હૉલ્ટ !...આટેન્શન ( જમણા ફરો...ઉભા રહો...આંખ

સીધી કરો ) ! ' મેજરનો કડક હુકમ ત્યાં બહાર પડયો. મારો વહાલો તો જાણે પેરેડ કરાવતો હતો ! તેણે હવે ડૉન લુઇને ખેંચી પોતાની બાજુમાંની ખુરસી પર બેસાડયો.

' ભલા મહેરબાન ' તેમણે હવે સાહેબ બહાદુર તરફ ફરતાં જણાવ્યું. ' મારા એકવારના માનવંત બિરાદર તરફ દયાથી જોવા હું તમોને ભલામન કરું છું. એ એટલો બધો શરમાલ ને નગાનો છે કે એની સમક્ષ એની બહાદુરીનાં સહાસકર્મોની વિગત તમો વાંચી શકો તેમ નથી. આપણી પાસે રિપોર્ટ તૈયાર છે તો આપણુ દરેક તે છુટો છુટો સહેલ વાંચી શકીશું. તે રિપોર્ટ જો કે મેં વાંચ્યો નથી તોએ તેમાં વખાણના જોગી શબ્દો લખવામાં આવ્યા હશે તે બધાને સેવક દીલોજાનની બધી ટેકો આપે છે. મને તમો સર્વને જણાવવા દો કે સીપાહ તરીકેની મારી આખી જીંદગીમાં પ્રાઇવેટ પેરેના જેવો બહાદુર વિરલો મેં આજ સુધી જોયો નથી. બીશક હમારાં લસ્કરમાં એકમેકને કુદાવી જાય એવા બહાદુર નરો હતા જેમને મનથી જીંદગી તુચ્છ હતી તથા જેઓ સાધારણ ચીજોને માટે જીગર કંપાવી નાંખે એવાં કામો ખુશીથી કરતા હતા; પણ તેઓમાંનો કોઇબી પેરેનાને પુગી વળે તેવો હતો નહિ. કોઇકો એને ફ્રેંચ વિરલા પહેલવાનોને નામે બોલાવતા તો કોઇ વળી કાંઈ કહેતા. હવડા જો હું તેના સહાસોની વિગત રજુ કરું તો તમે મને નાજ્યું મારતો કહી શકો, કેમકે કલ્પના શકિત જે કામ કરી શકે નહિ તેવાં હેરત બર્યાં કામો એણે કરી બતાવ્યાં છે. એક દહાડો સેડાક ખાતે હમારી પુઠે આરબો પડયા હતા ત્યારે......'!

' એક બીજો બોલ બોલશો તો હું લાચી જરૂર ચાલી જઇશ મેજર!' ડૉન લુઈ હસ્યો. ' હું ખરેખર જઇશ! મારું શરમાળપણું તોડવાની તમારી આ રીત તો ભલા ગજબ કરનારી છે!'

' મારા વહાલા પેરેના! ' મેજર હસ્યો. ' હું હમેશાં તને કહેતો આવ્યો છું કે તારામાં બધા ભલા ગુણો છે પણ તું એક ફ્રેંચ બચ્ચો નથી એટલીજ ખામી છે. '

' અને જવાબમાં હું હમેશાં કહેતો હતો, મેજર, કે મારાં માતાજી ફ્રેંચ બાનુ હોવાથી તેમનું લોહી મારામાં ઉતરેલું છે; કેમકે એવી કેટલીક ચીજો છે જે એક ફ્રેંચમેન સિવાય બીજો કોઈ કરી શકતો નથી. '

બંનેએ એક બીજાને દામાને શેકહેન્ડ કરી.

' ઓલરાઇટ ' સાહેબ બહાદુરે જણાવ્યું. ' મસ્યુર તમો નારાજ છો તો તમારા પ્રાંક્રમોની વાત યા તો આ રિપોર્ટની વિગત અત્રે રજુ કરીશું નહિ. તેમ છતાં મારે અત્રે એક વિગત જણાવવાની જરૂર છે અને તે એ છે કે બે વર્ષ પછી બરબરના કિલ્લા પરના હુમલામાં તમો દુસ્મનના હાથમાં સપડાઇ ગયા હતા અને ફક્ત ગયે માહનેજ તમો તમારી લસ્કરી ટુકડી સાથે જોડાઇ શકયા હતા. '

' તદન વાજબી, સાહેબ. મારી ફરજ્યાત નોકરીનાં પાંચ વર્ષ પૂરાં થતાં મને મારી ઇચ્છા મુજબ રજા આપવામાં આવી છે. '

' તમો તો અઢાર માસના લાંબા અરસા સુધી ગુમ થઇ ગયા હતા તો પછી મી. મોર્નિંગ્ટને તમારું નામ કેમ દાખલ કર્યું ? '

' હું અને કોસમો એકમેક સાથે પત્ર વ્યવહાર રાખતા હતા. '

' એટલે ! '

' હા, મેં તેને મારા નજદીકમાં થનારા છુટકારાની તેમજ પેરીસ પાછા ફરવાની વિગત જણાવી હતી. '

' પણ તે તમે કેમ કરી સક્યા ? તમો તેં વેળા કયાં હતાં ? તમે ક્યાં સાધનોથી આ વ્યવહાર રાખતા હતા

જવાબ આપવાને બદલે પેરેના હસી પડયો.

'આતો તમારો ભેદી જવાબ છે જે ગળે ઉતરી શકતો નથી !' સાહેબ બહાદુર બોલ્યા.

'ભલે તમારે જોઇએ તે નામે તમો તે ઓળખો. મારી કેદી હાલતને તેમાંથી થયલો છુટકારો ખરેજ અજબ ભેદી બનાવ છે. તે બાબત પર તમારો શીદવી કોઇ દિવસ નવરાસની વેળા જરૂર અજવાળું નાંખશે. ત્યાં સુધી તો મારા બોલવા પર તમોને ભરૂસો રાખવોજ પડશે.'

તેઓ વચ્ચે બે મીનિટની ચુપકીદી પથરાઇ સાહેબ બહાદુરે તે અજાણ્યા તરફ ફરી ફરીથી ટગર ટગર જોયું. સંજોગો જોતાં હજી તેની પૂરતી ખાતરી થઇ નહની તેથી તે ચટને પટ બોલી પડયો,

'એકજ શબ્દ હવે મારે જણાવવાનો બાકી છે. આરસેની લુપીનનું નામચીન નામ તમોને શા કારણે આપવામાં આવ્યું તે જણાવવાની તકલીફ ન લ્યો ? શું તમારી અસાધારણ હિમત યા જોરને લીધે તેમ કરવામાં આવ્યું હતું ?'

'હું ધારૂં છ કે તે ઉપરાંત કાંઇક બીજા સંજોગો પણ હતા, સાહેબ. એક વિચિત્ર ચોરી થઇ હતી કે જેની કેટલીક બાબતો મોટા અંધકારમાં દાટી દેવામાં આવી હતી. તે ચોરી કરનારનું નામ પકડી આપવા તમારો શીદવી શક્તિવાન થયો હતો.'

'આહ ! ત્યારે તમોમાં આ પણ બક્ષેસ છે શું ?'

'હા, નામદાર તમારા શીદવીની આ તુચ્છ શક્તિએ આફ્રિકામાં અનેકવાર ગુહ્ય બાબતો ખુલ્લી કરી છે તે પરથી મને સીપાહો લુપીનના નામથી બોલાવે છે. તે શખ્સનાં મરણ પછીજ આ નામ મને આપવામાં આવ્યું હતું. તેના મરણ વખતે ભારી હોહા થઇ હતી તેથી આપ કયાં અજાણ છો ?'

'શું તે ગંભીર ચોરી હતી. ?'

'હા, લગાર તેમ હતી ખરી. ખાસ કરીને કોસમોનીજ તે ચોરી થઇ હતી કે જે તે વેળા ઓરાન પ્રગણામાં રહેતો હતો. હમારો ઘાડો સંબંધ ત્યાર પછીજ શરૂ થયો હતો.'

તેઓ સર્વને ચુપ, દબાયલા જેવા જોઇ પેરેનાએ કહ્યું,

'ગરીબ કોસમો ! તે નિર્જીવ બનાવ પછી મારી ડીટેક્ટીવ શક્ત માટે તેનો અજબ જેવો ઉંચ ખ્યાલ આવી ગયો હતો. તે મને હમેશાં કહેતો હતો 'પેરેના, જો મારૂં ખુન થાય' બીઇક તેના જોગ્નમાં મજબુત ધખારો પેસી ગયો હતો કે તેનું મરણ કોઇ ખુનીના હાથેજ થનાર હતું. 'જો મારૂં ખુન થાય તો, કસમ ખા કે તે ખુનીની પાછળ તું લાગી તેને જાહેર કરશે.'

'તેમની માન્યતા ત્યારે તો ખોટી ઠરી છે' સાહેબ બહાદુરે જણાવ્યું. 'કોસમો મોર્નિંગટનનું ખુન થયું ન હતું.

'એમદબી માફ ઉ, શેક પણ હર્થાંત તમારી મોટી ભૂલ છે' ડૉન લુઇએ નમ્રતાથી ભૂલ ભાંગી. સાહેબ બહાદુર ચોંકયા.

'શું ? શું કહોછ ? કોસમો મોર્નિંગટનતો...'

'હું કહી ચૂકયો છું કે તમારી માન્યતા મુજબ બેદરકારીથી અપાયલાં ઇન્જેકશનની મહેરબાનીથી કોસમો મોર્નિંગટન ગુજર પામ્યો નહતો પણ તે તો તેની ધાસ્તી મુજબ ખુનીનાં કાવત્રાંનો ભોગ થઇ પડયો છે.'

'પણ ભલા આ તમારી માન્યતાને ટેકો આપનારી એક પણ દલીલ નથી ને?'

'તકલીફ માફ કીજ્યે પણ હું આધાર વિના બોલતોજ નથી.'

'તમે શું ત્યાં હતા? શું તમે કાંઇ જાણો છો?'

'હું ત્યાં હતો નહિ. એક મહિનાની વાત પર તો હું મારી લશ્કરી નોકરીમાં જોડાયલો હતો. મારે કબુલવું જોઇએ કે પેરીસ આવ્યા પછી પેપરો જોવાની ફુરસદ મને ન મળવાથી કોસમોનાં મરણની ખબર મને મળી નહતી. ભલા સાહેબ, આ ખબર તો હવડાંજ આપ પોતે મને આપી છે.'

'તેમ છે તો શેઠ્યા તમો મારા કરતાં વધુ જાણી શકોજ નહિ. ડાકટરનો રિપોર્ટ કબુલ રાખવાની આપણી ફરજ છે.'

'હું દીલગીર છું પણ તેનો રિપોર્ટ મને જરાએ સંતોષ આપતો નથી.'

'પણ ભલા ભાઇ, જરા મને જણાવશો કે આ તોહમત મુકવાનું તમોને શું કારણ મલ્યું છે? તમારી પાસે કશી શાક્ષિ છે.'

'હા.'

'કોની સાક્ષિ?'

'તમારી પોતાની, મારા મહેરબાન સાહેબ!

'મારી પોતાની? એટલે તમે શું કહેવા માગોછો?'

'હું તમોને કહીશ, મારા મુરબ્બીજી સાહેબ. આપે જણાવ્યું હતું કે કોસમો મોર્નિંગ્ટને ડાકટરી વિદ્યાનો અભ્યાસ કર્યો હતો ને તે નામાંકિત તબીબ થવા પામ્યો હતો. તે પછી આપે જણાવ્યું કે તેણે બેદરકારીથી એક ઇન્જેકશન કર્યું હતું જેથી સોજો ચઢી થોડા કલાકમાં તેનું મરણ થયું હતું.'

'હા.'

'વેલ, મારાં મહેરબાન શેઠ, મારી માન્યતા એ છે કે જે માણસ બાહોશ તબીબ હોય ને કોસમોના જેવો મોટો અનુભવી હોય તે પોતાને ખરાબ રીતે ઇન્જેકશન કરે ને તેથી ગુજર પામે એ માનવું સરફ બેજા છે. કોસમોને કામ કરતાં મેં અનેકવાર જોયો છે અને હું જાણું છું કે તેના જેવી ચોકસાઇ રાખનાર બીજો કોઇજ તબીબ નથી.'

'તેથી શું?'

'તેથી એ કે ડાકટરના મનમાં કાંઇ પણ વહેમ જેવું ન જણાતાં તેણે હમેશ મુજબની સરટીફીકેટ ચાતરી આપી હશે.'

'એટલે તમારાં મત પ્રમાણે...'

'મસ્યુર જુઆન' પેરેના હવે તે સોલીસીટર તરફ ફરીને બોલ્યો. 'તમોને મી. મોર્નિંગ્ટનના મોતનાં બીછાનાં આગળ બોલાવવામાં આવ્યા ત્યારે તમે કાંઇ અસાધારણ તેમનામાં જોયું હતું.'

'ના જરાબી નહિ મી૦ મોર્નિંગ્ટન તદન બેશુદ્ધ હાલતમાં હતી.'

'અજબ...તદન અજબ જેવું!' ડૉન લુઇ પટપટયો. 'ગમે તેવી ખરાબ રીતે આપેલુ ઇન્જેકશન થોડા કલાકમાં આવું ભયાનક પરિણામ નીપજાવે છે એ મેં મારી જીંદગીમાં આજજ જાણ્યું. કાંઇક દુખની નિશાનો જણાઇ હતી?'

'ના......હા, હા...... પહેલી વખતે મેં તેનું મોઢું સાફ જોયું હતું પણ બીજી વખતે મોઢાં પર ભૂરાં દાઘ ઘણાક પડેલા હતા.'

'ભૂરા દાઘ? આહ, ત્યારે મારો શક ખરો છે! કોસમો મોર્નિંગ્ટનને ઝેર આપવામાં આવ્યું હતું.'

'કેવી રીતે?' સાહેબ બહાદુરે કાંઇક ઉશ્કેરાઇને સવાલ કર્યો.

'બનવાજોગ છે કે ગ્લીસેરો-ફોસફેટની એકાદ બાટલીમાં યા તો તે જે સીરીંજ ઉપયોગમાં લેતો હશે તેમાં કાંઇ પ્રવાહી ઉમેરવામાં આવી હશે.'

'પણ તેનો ડોકટર?' સાહેબ બહાદુરે વાંધો ઉઠાવ્યો.

'ભલા સોલીસીટર સાહેબ, આપે તે દાઘો તરફ ડાકટરનું ધ્યાન ખેંચ્યું હતું?' પેરેનાએ વળી સોલીસીટરને પુછ્યું.

'હાજી, પણ તેણે તે બાબતના અખાડા કીધાતા.'

'આ ડોકટર તેનો પોતાનો તબીબ હતો કે?'

'ના, તેનો હમેશનો ડોકટર તો ડોકટર પુન્નેલ હતો. તેણેજ તેને મારી ભલામણ કરી હતી. તે બાપડો તો એકદમ બીમાર થઇ ગયો હતો. મેં જે ડોકટર મોતના બીછાનાં આગળ જોયો હતો તે કોઇ તે તરફનો તબીબ હોવો જોઇએ.'

'તેનું નામ ને સરનામું મારી પાસે છે.' સાહેબ બહાદુરે સરટીફીકેટ કાઢતાં જણાવ્યું. 'ડોકટર એલાવોઇન, ૧૪, રૂ ડ આસટોર્ગ.'

'આપ પાસે તબીબોની ડીરેકટરી છે ને?'

સાહેબ બહાદુરે નમીને બાજુમાંની અભરાઇ પરથી એક પુસ્તક લીધું ને તેનાં પાનાં ફેરવ્યાં. તે પછી તેઓ અજાયબીમાં ગરકાવ થઇ બોલ્યા,

'ડોકટર એલાવોઇન જેવું નામ તો ત્યાં કાંઇતું નથી. રૂ ડ આસટોર્ગમાં તો કોઇબી તબીબ છેજ નહિ!'

---

## પ્રકરણ ૨.

### ઓહ! એ કેમ?

આ ધડાકો થતાંજ તેઓ વચ્ચે લાંબી ચુપકીદી ફેલાઇ ગઇ. શું બોલવું તે કોઇને સુઝયું નહિ અમેરિકન ને પેરૂવ્યન સેક્રેટરીઓ ઘણાજ ધ્યાનથી તે વિગત સાંભળતા હતા. મેજર તો પોતાના મિત્રની આ કુનેહથી અજબ ખુશખુશ હતો. તેના મત પ્રમાણે પેરેના કદીબી ભૂલ કરે તેમ હતુંજ નહિ

પાંચ મીનિટ પછી તે શાંત ચુપકીદીમાં ખલલ કરતાં સાહેબ બહાદુરે પોતાની લાચારી કબુલી જણાવ્યું,

'બીશક...વાજબી...ઘણા સંજોગો ઉભા છે જે પર હવે શકની નજર નાંખી શકાય તેમ છે...પેલા ભૂરા દાધા...પેલો ડાકટર...આહ ! આ કેસ હાથપર લેવાની જરૂર છે !' તે પછી પોતાની નામરજી છતાં પેરેના તરફ ફરી તેણે પૂછ્યું,

'બીશક ત્યારે તમારા મત પ્રમાણે ખુન અને મી. મોર્નિંગ્ટનનાં વિલ વચ્ચે પરસ્પરનો કાંઇ પણ સંબંધ હોવોજ જોઇએ ?'

'તે હું હજી કહી શકું નહિ, સાહેબ. તેમ જો હોય તો પછી આપણે જાણવું પડશે કે વિલની વિગતથી કોઇ બીજું માહીતગાર હોવુંજ જોઇએ. મસ્તુર જુઆન, તમો શું ધારો છો કે આ વિલની ખબર બહાર ગઇ હશે ?'

'ના, હું તે માનતો નથી કેમકે મી. મોર્નિંગ્ટને ઘણીજ સંભાળથી કામ લીધું હતુ એની મારી ખાતરી છે.'

'તમારી પોતાની ઓફીસમાંથી તે ખબર બહાર આવી શકે તેમ તો નથી ને ?'

'તે કોણ કરે ? મારા સિવાય કોઇના હાથમાં આ વિલ ગયું નથી અને તીજોરીનાં સૌથી ખાનગી ભાગમાં એવાંજ કેટલાં કિંમતી ઓચર્યા સાથે તે મેં મુક્યું હતું.'

'તીજોરી ફોડવામાં તો આવી નથી ને ? તમારી ઓફીસમાં ચોરી તો નથી થઇ ને ?'

'ના.'

'તમે કોસમો મોર્નિંગ્ટનને સહવારના મળ્યા હતા ને ?'

'હા, શુક્રવારે સહવારના.'

'સાંજના તે વિલ તમે તીજોરીમાં બંધ કર્યું ત્યાં સુધી તે ક્યાં રાખ્યું તું ?'

'બનવાજોગ છે કે તેટલો વખત તે મારી ટેબલનાં ખાનામાં હોય !'

'ટેબલનું ખાનું તો તોડેલું નથી ને ?'

મસ્તુર જુઆન આ સવાલથી ફગલાઇ ગયો ને કશું બોલી શક્યો નહિ.

'કેમ શું છે ?' પેરેનાનો સવાલ થયો.

'વેલ, હા, મને યાદ આવે છે...તે દીવસે કાંઇ બન્યું તું ખરૂં...તેજ શુક્રવારે...'

'તમારી ખાતરી છે ?'

'હા, હું લંચ લઇને આવ્યો ત્યારે મેં જોયુંતું કે ખાનાં ને કળ દીધેલી નહતી...જો કે જવા આગમજ મેં મારે હાથે કળ દીધી હતી તેમાં કશો શક નથી આ નિર્જીવ બનાવને તે વેળા મેં જરાએ વજન આપ્યું નહતું. આજે હવે મને યાદ આવે છે કે......'

આ મુજબ રફતે રફતે ડૉન લુઇની ગણત્રીઓ એક પછી એક ખરી ઠરી. આ ગણત્રીઓ તેણે એક બે વિગત પરથી કરી હતી પણ તેનું ચંચળ મન અને તિવ્ર ઝેન તે પરથી અચુક માલુમ પડી આવતાં હતાં તે ખરેજ ગણત્રીઓજ હતો.

'તમારી ગણત્રીઓ સાબેત કરવામાં આપણે હવે વધુ વખત ગાળશું નહિ.' સાહેબ બહાદુરે જણાવ્યું. 'અલબત તમે કમાલ કરી છે પણ મારા જે ડીટેક્ટીવના હાથમાં આ કેસનો ચાર્જ

છે તે તમારી ગણત્રી ખરી છે કે ખોટી તે જણાવી શકશે...અત્યાર આગમજનો તે ત્યાં આવવો જોઇતો તો ?'

'શું તેમની શાક્ષિ કાસમો મોર્નિંગ્ટનના વારેસોના લાભ માટે છે ?' સોલીસીટરે સવાલ કર્યો.

'ખાસ કરીને વારેસો માટે છે, કેમકે બે દીવસની વાત પર તેણે મને ટેલીફોનથી જણાવ્યું હતું કે તેણે બધી વિગત એકઠી કરી હતી તથા બીજી વિગતો સાથે તેણે...પણ સબર. મારા સેક્રેટરીને તેણે જણાવ્યું હતું કે એક મહિના પર થયલાં ખુન બાબે તે મને મળવા માંગતો હતો...વેલ, આજે મી. કાસમો મોર્નિંગ્ટનનાં મરણને બરાબર એક મહીનો થયો છે.'

સાહેબ બહાદુરનો ચંગ જોશમાં ફુટયો કે તેમનો સેક્રેટરી ત્યાં આવી હાજર થયો.

'ઇન્સપેક્ટર વેરોટ !' તેઓએ ફરમાવ્યું.

'હજી પાછા ફર્યા નથીજી.'

'બોલાવી મંગાવો ? ત્યાંજ બોલાવો. કોઇપી કીસમે તેમને વગર ઢીલે ત્યાંજ હાજર કરો.'

તે પછી પેરેના તરફ ફરીને તેમણે કહ્યું,

'ઇન્સપેક્ટર વેરોટ ત્યાં એક કલાક પર આવ્યો હતો. તે ઘણો બેચેન પણ ભારે ઉશ્કેરાટમાં હોય તેમ જણાયો હતો. તે બોલ્યો હતો કે તેની પૂઠે બીજાઓ લાગ્યા હતા. મોર્નિંગ્ટન કેસ માટે તે મને અગત્યની ખબર આપવા આવ્યો હતો અને કહેતો હતો કે આજે રાત્રે બે કર્પિણ ખુનો થનાર હતાં તે માટે સાવચેતીના ઉપાયો લેવા. આ ખુનો કાસમો મોર્નિંગ્ટનના ખુનને લગતાંજ થનાર હતાં.'

'અને તમો કહોછ કે તેઓ બેચેન હતા ?'

'હા, ઘંઇક બીમાર જેવો થઇ તેને વિચિત્ર ધખારો લાગેલો જણાતો હતો. ડહાપણને ખાતર તેણે તે કેસને લગતી તમામ વિગત મારે માટે કાગળપર નોંધી હતી. આ કાગળ ખોલતાં મને તેમાંથી કોરૂં કાગળ સિવાય બીજું કશું મળ્યું નથી. આ રહ્યું તે કાગળ ને તેનું પરબીડું. આ બોકસ વળી તે મારે માટે મુકી ગયો હતો તેમાંથી ચોકલેટનું કેક નીકળ્યું છે કે જે પર દાંતના દાઘ ખુલ્લા જણાય છે.'

'આપને અડચણ ન હોય તો આ બંને ચીજો મને જોવાની રજા છે.'

'ખુશીથી, પણ તમોને કશું જણાવાનું નથી.'

'બનવા જોગ છે કે...'

ડૉન લુઇએ તે બોકસને પરબીડું ધ્યાનથી તપાસ્યાં. તે તપાસનું શું પરિણામ આવે છે તે જાણવા બધા ઇંતેજાર થઇ રહ્યા; ધીમેથી તેણે જણાવ્યું.

'બોકસપરનાં સરનામાંને પરબીડાંપરનાં સરનામાંના અક્ષરો એક સરખા નથી. પરબીડાંપરના અક્ષરો ખુલ્લા નથી; સહજ ધ્રુજતા હોય કોઇની નકલ કરેલી હોય તેમ લાગે છે.'

'એટલે કે...'

'એટલે એમ કે આ પરબીડું તમારા ડીટેકટીવ તરફનું છેજ નહિ. હું ધારૂં છ તેમ હોટલમાં પોતાનો રિપોર્ટ લખ્યા પછી તેમનું ધ્યાન બીજી તરફ ખેંચાયું હશે એટલે તેનો લાભ લઇ કોઇએ

તેની જગ્યાએ કોરાં કાગળનાળું તેવુંજ પરબીડું તેવાંજ સરનામાં સાથનું કરી પહેલાંની જગ્યાએ ઠેસવી દીધું હશે !'

'અલબત એ તમારી અટકળ છે !' સાહેબ બહાદુરે ઘુખરાયલા અવાજે કહ્યું.

'બનવા જોગ છે; પણ આ પરથી એટલું તો નક્કી થાય છે કે તમારા ડીટેક્ટીવના જણાવવા તેની પૂંઠ પકડવામાં આવી હતી. ગોનિંગ્ટન કેસને લગતી જે વિગતો તેની જણાવેલા આપી હતી તે ખુલ્લી મુકવામાં આવનાર હોવાથી તેની જીંદગી ધાસ્તીમાં આવી પડી છે તેમાં કશો શક નથી.'

'એ શું બોલોછો, મારા સાહેબ.'

'મારા મહેરબાન, તેને કોઇપી સુરતે બચાવવાની જરૂર છે. આજની વાતચિત પરથી મારી ખાતરી થઇ છે કે આપણી સામે એક મોટી નડતળ ઉભી કરવામાં આવે છે ને તેની શરૂઆત ખુદ થઇ ચુકી છે. ખોદા કરે ને આપણે મોડા ન થઇએ. મને બ્હીક છે તમારા ઇન્સ્પેક્ટર બદમાંશોના પહેલા ભોગ થઇ પડયા છે'

'ભલા; તમો તો આ બધું જાણે તદન ખાત્રીપૂર્વક હોય તે જણાવો છો !' સાહેબ બહાદુર ફીકકું હસીને બોલ્યો. 'અલબત તમારી કુનેહ ઉત્તમ છે પણ તમારે ધાસ્તી રાખવાની કશી જરૂરત નથી. મારી ખાતરી છે કે ઇન્સ્પેક્ટર વેરોટ હવડાં આવી તમારી શંકા ઓછી કરશે.'

'ઇન્સ્પેક્ટર વેરોટ પાછો ફરનાર નથી.'

'પણ કારણ ?'

'તેઓ તમો જણાવી ગયા તેમ દરવાનના જણાવવા મુજબ અત્રે પાછા આવ્યા હતા.'

'કમબખ્ત હુંઘરેગ હશે. તમે જો તેની જુબાની પરજ તમારી મદાર બાંધતા હશો તો...'

'ઇન્સ્પેક્ટર વેરોટ પોતાની ત્યાંની હાજરીની બીજી બાતમી મુકી ગયાછ તે પર મારી મદાર છે. પેલાં કાગળ પર એ ત્રણ શબ્દો છે કે જે લખતાં તમારા સેક્રેટરીએ તેમને જોયા ન હતા. બનવા જોગ છે કે બીજી વખતે પાછા ફરતાં તેમણે તે લખ્યા હશે. શું આ બાતમી તમોને પૂરતી નથી લાગતી ?'

સાહેબ બહાદુરનો ચ્હેરો ચિતારવાજોગ થઇ ગયો. બીજાઓ પર મોટી અસર થઇ. સેક્રેટરી વિલે મોઢે પાછો ફર્યો કેમકે કોઇએ ઇન્સ્પેક્ટર વેરોટને જોયા નહતા.

'માનવંત સાહેબ આપને અડચણ ન હોય તો આપના દરવાનને ત્યાં બોલાવી મંગાવશો ?' ડૉન લુઇએ સુચના કીધી.

તુરત તે નોકરને બોલાવવામાં આવ્યો કે લુઇએ સાહેબ બહાદુરની દરકાર ન કરતાં તેને પૂછ્યું,

'તારી ખાતરી છે કે ઇન્સ્પેક્ટર વેરોટ આ ઓરડામાં બીજીવાર પાછા આવ્યા હતા ?'

'તદન ખાતરી જી.'

'તેઓ શું બહાર ગયાજ ન હતા ?'

'હાજી.'

'તારૂં ધ્યાન ત્યાંજ હતુ ? તું તારી જગાએ ખસ્યોજ નથી ?'

'જરાખી નહિજી.'

'જોયું, શેઠ !' સાહેબ બહાદુરે અનકા કીધા 'ઇન્સ્પેક્ટર વેરૉટ ત્યાં હોત આપણે વળી જાણ્યા વગર રહેત ?'

'તે ત્યાંજ છે સાહેબ.'

'એટલે ?'

'ગુસ્તાખી માફ કરશો, સાહેબ; પણ હું જો એમ જાણું કે એક શખ્સ આ ઓરડામાં આવ્યો હતો અને ત્યાંથી પાછો ન ગયો હતો તો બીશક તે ત્યાંજ છે એમ માનવામાં હું જરાએ વિલંબ લગાડું નહિં. તે ત્યાં હોવોજ જોઇએ.'

'કેથે સંતાયલો છે ?' સાહેબ બહાદુરની બાવરી ચસકતાં તેમણે તરડાઇને પૂછ્યું.

'ના, બેભાન જેવો બીમાર......કદાચ મરણ પામેલો !'

'પણ કયાં હશે ? મારા સાહેબ, મોઢું ખોલોની ?'

'કદાચ પેલા પડદા પાછળ હશે.'

'તે પડદા પાછળ બારણાં સિવાય બીજું કશું નથી.'

'અને તે બારણાં પાછળ......'

'બારણાં પાછળ મારો ડ્રેસીંગ રૂમ છે.'

'વેલ, સાહેબ, ત્યારે તો હું એમ ધારૂં છુ કે ઇન્સ્પેક્ટર વેરૉટ એકદમ બીમાર થવાથી આ ઓરડામાં થઇ સેક્રેટરીના ઓરડામાં જવાને બદલે તે તમારા ડ્રેસીંગરૂમમાં પડયો હશે.'

સાહેબ તે સાંભળતાં તે તરફ દોડયા. બારણું ઉઘાડતાં પહેલા તેઓ ગભરાઇને પાછળ હઠયા ! આ તે કઇ જાતનો સખ્સ હતો કે જેની ઇચ્છાને મરજીને તાબે થઇ તેઓ પોતે તેનો હુકમ બજાવતા હતા ? સાધારણ વિગતો પરથી ઉત્તમ અનુમાન કરનાર આ ભેજું ત્યારે કોનું હશે ?

પરેના ઠંડે કલેજે ઉભો હતો.

'હું નહી ધારતો કે ...' સાહેબ બહાદુરે ગલ્લાંતલ્લાં કરવા માંડયાં.

'સાહેબ, આપને નમ્ર યાદ આપવા દો કે ઇન્સ્પેક્ટર વેરૉટની જુબાની આપણને આજે રાત્રે કદિપણ મોતથી માર્યા જનાર બે જણની જીંદગી બચાવવા માટે જરૂરી છે. આ બાબે એક પણ પળ ખોહવી સજાવાર નથી.'

સાહેબ બહાદુરે તુચ્છકારમાં ખભાં ચડાવ્યાં પણ તે સખ્સના કહેવાથી તેમના પર ગંભીર અસર થઈને તેમણે બારણું ખોલી નાખ્યું.

તેમણે જરાએ હીલચાલ કરી નહી કે બુમ પાડી. તેઓ તો જડ થઇને ઉભા.

'શું બનવા જોગ છે કે...

ઓરડામાં પ્રકાશી રહેલી ફીકી રોશનીમાં તેમણે એક શખ્સને જમીન પર પડેલો જોયો.

'ઇન્સ્પેક્ટર વેરૉટ !' સેક્રેટરી તે જોતાં દઘાઇને બોલ્યો.

સાહેબ બહાદુરે પોતાના સેક્રેટરીની મદદ સાથે તે ઇન્સ્પેક્ટરને પોતાના ઓરડામાંની આરામ ચેર પર મુકયો.

હા, હજી તેને હાંફો ચાલતો હતો, પણ તે એટલો બધો ધીમો હતો કે તે મરવાની અણી પરજ હતો. ડાબી બાજુના ગાલ પર એક નાનું જેવું ગચકણું નીકળેલું હતું. આંખનાં પોપચાં જડ થઇ ગયલાં હતાં. હજી તેના ચ્હેરાના કેટલાક ભાગોમાં ફેરફાર થતો હતો જે પરથી જણાતું હતું કે મનશક્તિ પર દ્રઢ કાબુ હોવાને લીધે તેનો આત્મા પોતાનું ખોળ્યું છોડવાની તાણતોડ કરતો હતો.

'જુઓ, જુઓ સાહેબ... પેલા ભૂરા દાધા !' પેરેનાએ બધાને બતાવ્યા.

ઓરડામાં ગડબડ સડબડ થઇ રહી હતી.

'ડાકટરને બોલાવ' સાહેબ બહાદુરની બરાડ પડી 'કયેથી કોઇબી પહેલો મળે તેને બોલાવી લાવ...સાથે કોઇ પાદરીને લાવજે ..આ બાપડાને પવિત્ર કલામોની મદદ વગર...'

પેરેનાનો હાથ ઉંચકાયો ને તેણે એકદમ શાંત થવાની ઇશારત કરતાં કહ્યું,

'હવે એમને માટે કશુંબી આ દુન્યામાં થઇ શકે તેમ નથી. તે કરતાં આ એમની છેવટની ઘડીનો બની શકતો લાભ આપણે લેવો જોઇએ. સાહેબ, તમારી રજા છે ને ?'

સાહેબ બહાદુરના જવાબની દરકાર વગર તે હવે તે કમનસીબ શખ્સ પર વાંકો વળ્યો અને તેનું માથું ઉંચકી ખુરસીની પીઠ પર મુકી ઘણુજ મીઠા અવાજે ધીમેથી કહ્યું,

'વેરોટ, એ તો હું તારો સાહેબ છું. આજ રાત્રે શું બનનાર છે તેની થોડી વિગત જોઇએ છે. તું સાંભળે છે ને, વેરોટ ? તું જો સાંભળતો હોય તો તારી ખુલ્લી આંખો બંધ કર.'

તે ટોપચાં એકદમ વિંચાયાં. શું તે અકસમાતિક હશે ? પેરેનાએ વધતા મીઠાસથી કહ્યું,

'રૂસેલ બ્હેનોનાં વારેસોને શોધી કાઢયા છે એ તો આપણે હવે જાણ્યે છીએ. આ વારેસોમાંના બેનાં આજે ખુન થનાર છે ને? આ બેવડાં ખુનો આજે થનાર છે ને ? હમે આ વારેસોના નામ જાણતા નથી. બીશક તેઓ રૂસેલ નામથી તો ઓળખતાજ ન હશે. તેમનું નામ હમોને કહેજે, મારૂં સાંભળ! તેં કાગળ પર ત્રણ શબ્દો લખ્યા છે કે જે પરથી 'ફો ( Fau ) શબ્દ થાય છે...ખરૂં કેની ? તે નામનો પહેલો ભાગ છે ને ? આ ત્રણ અક્ષરો પછી કયો અક્ષર આવે છે ? હું ખરો અક્ષર કહું ત્યારે તું તારી આંખ વીંચજે. B ( બી ) છે ? C ( સી ) છે ?'

પણ તે બાપડા ઇન્સપેકટરની આંખોમાંનું તેજ હવે સદાને માટે ગુમ થઇ ગયું હતું. તેનું માથું છાતી પર ઢળી પડયું. તેણે બે ત્રણ ડચકાં ખાધાં તેનું આખું શરીર જોરમાં ધ્રુજ્યું ને બીજી પળે તેનો આત્મા આ ફાની જેહાનમાં સદાનો ચાલી ગયો.

તે મરણ પામ્યો હતો.

તે ગમખ્વાર બનાવ એટલો બધો અસાધારણ ઝડપથી બનવા પામ્યો કે ત્યાં ઉભેલાઓ એક પળ વાર મૂઢની પેરે સ્તબ્ધ થઇ જોવા લાગ્યાં. તે પછી તે સોલીસીટરે ક્રોસની નિશાન કરી ત્યાં બંદગી અર્થે ઘુંટણે પડયો કે સાહેબ બહાદુર ખેદીત સ્વરે પટપટયા,

'ગરીબ વેરોટ !...બહુ ભલો માણસ હતો. તે પોતાની નોકરીને ફરજનો ઉંચ ખ્યાલ ધરાવતો હતો...એ જો ચાહત તો પોતાને સલામત રાખી શકત પણ...હું મુવો અઘરું! હું આવ્યો ત્યારેજ મેં તેને શોધ્યો હોત તો તે કદાચ બચવા પામત! તે પોતાનો ભેદ સાચવવાજ હયાં આવ્યો હશે. ગરીબ બીચારો !'

'એ પરણેલો છે કે ? કાંઇ બચ્ચાં છે કે ?' પેરેનાએ પૂછ્યું.

'તેની વાઇફને તેનાં ત્રણ બચ્ચાંને હવે કોણ દીલાસો દેશે?' સાહેબ બહાદુર રહેમસ ચ્હેરે બોલ્યા.

'હું તેમની સંભાળ લઇશ...તમે બેફીકર રહો!' પેરેનાએ નમ્રતાથી જણાવ્યું.

તેજપળે માણસો એક ડૉક્ટરને લઇ આવ્યાં કે તે શબને બીજા ઓરડામાં લઇ જવાનો સાહેબ બહાદુરે હુકમ કર્યો. ડૉક્ટરને બાજુએ લઇ જઇ પેરેનાએ કહ્યું,

'એમાં તો જરાએ શક નથી કે ઇન્સપેક્ટર વેરોટને ઝેર આપવામાં આવ્યું છે. એમના હાથની કાંડી જુઓ. ત્યાં ખુલ્લી નિશાન ને આસપાસ સોજો છે!'

'ત્યારે ત્યાં કાંઇ ભોંકેલું હશે?'

'હા ટાંચણી કે કલમની અણી. તે લોકની મતલબ મુજબ જોશમાં તે લાગી ન હશે કેમકે તેમ થાત તો તે બાપડો ત્યાનોત્યાંજ પૂરો થઇ ગયો હોત.'

માણસો તે શબ બહાર લઇ ગયા. તે પછી પેલા મળવા આવેલા પાંચ શખ્સો સિવાય તે ઓરડામાં કોઇ રહ્યા નહિ. એલચી ખાતાંના સેક્રેટરીએ વધુવાર ત્યાં થોભવાનું નામુનાસબ ધારી રજા લઇ, પેરેનાને તેની અપાર શક્તિ માટે ખરાં જીગરની મુબારકબાદી આપી ચાલતા થયા. તે પછી મેજર પોતાના એક્વાર મદદનીશને ચાંપીને શેકહેન્ડ કરી ચાલ્યો ગયો. સોલીસીટર સાહેબે પેરેનાને તેનો વારસો બીજે દિવસે આવી તેની ઓફીસમાંથી આવી લઇ જવાનું કહી તેઓ બંને પણ હવે જવા નીકળ્યા કે તેજ પળે સાહેબ બહાદુર ધસમસમાં બીજા ઓરડામાંથી અંદર આવ્યા.

'આહ! તમો હજુ છોને, ડૉન લુઇ પરેના? હું ઘણો ખુશ છું, મને કાંઇક વિચાર આવ્યો છે. પેલા અક્ષરોથી Fau કે શબ્દ થાય છે એવી તમારી બરાબર ખાતરી છે કે?

'હું તેમ ધારૂં છું, ભલા સાહેબ તમો પોતે જુઓ. આ F છે તે પછી a ને u છે. જરા [illegible] તો જણાશે કે F કેપીટલ અક્ષરોમાં છે. આ પરથી મને ખ્યાલ થયો કે તે કોઇ નામનો ભાગ હશે.'

'બરાબર છે, બરાબર છે' સાહેબ બહાદુરે જણાવ્યું. 'અજાયબી તો એ છે કે એ અક્ષરો નો ખરો શબ્દ...આહ જરા સબુર! આપણે ખાત્રી કરીએ!'

સાહેબ બહાદુરે ટેબલના એક ખૂણા પર પડેલા કાગળોનો ભાથરો લીધો ને ઝડપથી ચોક્કસ કાગળ શોધવા માંડ્યું.

'લે, આ રહ્યું!' તે કાગળ ખોલી તે પરની સહી વાંચતાં તેમણે જણાવ્યું. 'ફેવીલ...પહેલો ભાગ બરાબર છે...કોઇએ પોતાનું નામ વટીક નથી લખ્યું...ઘણુ જબરી ઉતાવળમાં કોઇએ લખ્યું હોય તેમ લાગે છે...નથી તારીખ કે નથી સરનામું...હાથ પણ ધ્રુજતા જણાય છે.'

સાહેબ બહાદુરે તે બાદ તે કાગળ વાંચ્યું:

'માનવંત પોલીસ કમીશનર સાહેબ બહાદુર,

એમની નમ્ર સેવામાં મુજ ફકીરની ફર્યાદ છે કે, મારી તેમજ મારા બેટાની ઉપર ભયાનક જોખમ ઝઝુમી રહેલો જણાય છે. મોત હમો નજદીક [illegible] હરેક ધસતું આવે છે. આજ સવારે નહિ તો આવતી કાલે તો જરૂરજ જે કાવત્રું હમોને પકડવા રચ્યું છે તેની પુરતી સાબીતી હું મેળવી શકીશ. તે મળતાંજ તમો સનમુખ રજુ કરવા હું હાજર થઇશ. મને આશ્રયની જરૂર છે ને તેથી દયા માટે મને મદદ કરવા તમારો દૌલતવંત હાથ લંબાવવા અરજ ગુજારૂં છું. ફેવીલ.

'બીજું નામ બી નથી.........કાગળ પર પણ બીજી નિશાન નથી!' પેરેનાએ પૂછ્યું

'જરાબી નહિ, પણ તેમાં કશીબી ભૂલ હોય તેમ લાગતું નથી. ઇન્સપેક્ટર વેરોટે જણાવેલી વિગતને આ એોર્ડર ખ્વાકી ભરી અપીલ કાંઇક અજબ જેવી રીતે મળતી આવે છે. બીશક 'આ મસ્યુર ફેવીલેને તેના એટર્નાં આજરાત્રે ખુન થનાર છે. કમનસીબે આ નામ તદન સાધારણ હોવાથી ખરાં માણસને શોધતાં બહુ વખત નીકળ્યા વિના રહેનાર નથી.'

'શું, સાહેબ ? ખચ્ચીત આપ આપથી બનતું કરશો તો જરૂરજ......'

'અલબત, હમો હમારૂં બનતું કરીશું. હું હવડાંજ તે પર મારા આખા સ્ટાફને રોકી દઇશ પણ તમોજ જુઓ કે આગળ વધવાનું આપણને એક પણ સાધન નથી.'

'ઓહ,...આ તો ગજબ થયો !' ડૅાન લુઇ બોલ્યો. 'એ બે કમનસીબોનાં ખુન કરવાની ચેતવણી અપાય છે ને તે માટે આપણે કશું બી કરવાને સદંતર અશક્ય છીએ! સાહેબ, ગુસ્તાખી માફ છે; આપને અડચણ ન હોય તો મને સત્તા આપો કે...'

તે હજી વધુ બોલે તે આગળજ સાહેબ બહાદુરના સેક્રેટરીએ ઝડપ કદમે અંદર આવી તેમના હાથમાં એક કાર્ડ મુકતા કહ્યું,

'સાહેબ, આ શખ્સ કોઇ જક્કી જણાય છે...મેં તેને ઘણુંએ કહયું પણ...'

સાહેબ બહાદુરે તે કાર્ડ જોતાંજ ખુશાળ અવાજે પેરેનાને કહયું,

'મસ્યુર, આ જુઓ' અને તેણે તેને તે કાર્ડ આપ્યો.

| હેનરી ફોવીલે<br>સીવીલ એનજીનિયર<br>૧૪ રૂડી બોલીવાર્ડ |
|---|

'આ લ્યો, નસીબદેવી આજે આપણાપર પ્રસન્ન છે' સાહેબ બહાદુર હસ્યા. 'જો આ મસ્યુર ફોવીલે રૂસેલ કુટુંબનો વારેસ નીકળશે તો આપણું કામ પોતાની મેળે બહુ સહેલું થઇ પડશે.'

'બેઅદબી માફ છે, સાહેબ' હયાં સોલીસીટર સાહેબ વચ્ચે હોમાયા 'આપને જણાવવાની હું જરૂર જોઉં છું કે વિલની એક કલમ મુજબ આ વારસાની વિગત વારેસોને બરાબર ઉડતાલીસ કલાક પછીજ જણાવવાની છે. તે, માટે મસ્યુર ફોવીલેને તે જણાવવાની જરૂર નથી કેમકે......'

બારણું ઉઘડતાં નોકરને આંચકો મારી એક શખ્સ અંદર ધસી આવ્યો.

'ઇન્સપેક્ટર.......ઇન્સપેક્ટર વેરોટ' તે તમ્મર ખાતો બોલ્યો. 'મરી ગયો...મરી ગયો કે ? મને કહેવામાં આવ્યું જે....'

'હા મસ્યુર તેઓ ગુજર પામ્યા છે'

'બહુ મોડું! હું આજે ઘણો મોડો થયો છું' તે બબડયો.

તે એક ખુરસીમાં પાછડાઇ પડયો ને અદબવાળી હુસકાં ખાવા લાગ્યો

'ઓહ, એ બદમાશો........ચંડાળ બદમાશો !'

તે ઠીક ચહેરાનો, બેઠેલા ગાલો વાળો ને બીમાર જેવા દેખાવનો પચાશેક વર્ષની વયનો સખ્સ હતો. તેનું માથું બોડકું હતું ને તેનું કપાળ કરચલી વળેલું હતું. તેના તન બદનમાં જાણે ધ્રુજારીઓ છુટવા માંડી હોય તેમ લાગતું હતું તેની આંખો જાણે આંસુના દરીયામાં તરતી હતી.

'તમો કોને માટે બોલો છો, મસ્યુર? ઇન્સપેક્ટર વેરોટના ખુનીઓ ? તમો તેમનું નામ દઇ શકી હમારી તપાસમાં મદદ કરી શકશો ?

ફોવીલીએ ડોકું ધુણાવતાં જણાવ્યું.

'ના ના હાલને કાજ તેમ કરવું ફોકટ છે......મારી પાસે પુરતી સાબીતી નથી......ના ખરેખાત નહિ.'

તે હવે ખુરસી પરથી ઉભો થયો ને બે હાથ જોડી માફ માંગતો બોલ્યો,

'ભલા પોલીસ કમીશનર સાહેબ, મેં આપને નાહકની તકલીફ આપી છે; પણ હું જાણવા માગતો હતો......હું માનતો હતો કે ઇન્સપેક્ટર વેરોટનો તેમના સપાટામાંથી છટકી જશે...મારી જુબાની સાથે તેમની નોંધો બે કિમતી થયા વિના રહેતેજ નહિ; કદાચ તેઓ તમને જણાવી શક્યા હશે કે......

'ના તેમણે તો આજને માટે જણાવ્યું.'

'આજ રાત્રેજ!' ફોવીલે ચોંકયો. 'આજ રાત્રે! ત્યારે તો વખત બહુ નજદીક છે...ના, ના! તે કેમ બને ? તેઓ મને હવે કશું કરી શકે તેમ નથી......તેઓ હજુ તૈયાર નથી તેથી......'

'ઇન્સપેક્ટર વેરોટે તો ખુલ્લું જણાવ્યું હતું આજ રાત્રે એક સામટાં બે કર્પિણ ખુનો થનાર હતાં......'

'ના, ના સાહેબ......તેમની ભૂલ છે......મને તેની બધી ખબર છે.........જલદીમાં જલદી આવતી કાલે સહવારે......પણ આપણે તેમને જરૂર છટકામાં સપડાવીશું...અરે એ ચંડાળ કોરધાઓ!'

'ડૉન લુઇ તેની નજદીક ગયો ને તેણે પુછયું,

'તમારા માતાજીનું નામ અરમીલીન રૂસેલ હતું ને, ભલા ભાઇ ?'

'હા, અરમીલીન રૂસેલ. તેઓ તો બીચારાં મરણ પામ્યાં છે.'

'તેઓ સેંટ એટીનીનાં રહીશ હતાં ને ?'

'હા, પણ આ બધા સવાલ પુછવાનું કાંઇ કારણ ?

'તે તમને પોલીસ કમીશનર સાહેબ આવતી કાલે જણાવશે...એકજ ખુલાસો હવે કરશો' તેણે ઇન્સપેકટરવાળો બોકસ ખોલતાં કહ્યું. 'આ ચોકલેટ પરથી કાંઇ નવું જાણવાનું તમોને મળે છે? આ નિશાનીઓ પરથી કાંઇ સમજાય છે?'

'ઓહ, મારા બાપરે!' તે જોતાંજ તે શખ્સ ચોંકીને પુકાર્યો.' એ ક્યાંથી ઇન્સપેકટર લાવ્યા?'

તે પાછો ઢગ દઇને ખુરસીમાં પડયો પણ એકપળ સુધીજ. તે પછી તે ઉઠયો ને બારણા તરફ ઉતાવળે પગલે જતાં બોલ્યો,

'કમીશનર સાહેબ, હું જાઉંછ; મારે જવુંજ જોઇએ. આવતી કાલે હું તમોને તે બતાવીશ... મારી પાસે બધા પુરાવા જરૂરજ આવશે...પોલીસ મને જરૂર બચાવશે...અલબત હું જાણુંછ કે હું

# "રામાયણ" ની એક રસીલી કથા.

## પંચવટીના વનવાસમાં સીતાએ જોએલો સુવર્ણ મૃગ.

### રામ અને લક્ષ્મણ પર વનવાસમાં વીતેલાં વિઘ્નો.

**સીતાનું હરણ કરવા માટે લંકાપતિ રાવણે રચેલો સોનેરી હરણનો માયાવી પ્રપંચ.**

એક કાંચળીની કહાંણી !

—oooooo—

કાવ્યરૂપી ભાષાંતર કરનાર,

( મરહૂમ સાક્ષર દાદી એ. તારાપુરવાળા. )

[ દોહરા ]

જ્યારે વનવાસે ગયા દશરથનાં સુત રામ;
ચૌદ વર્ષ ત્યારે ઠર્યાં, વનમાં વસે તમામ.
એક દિવસ શ્રીરામ નિજ,[1] પત્ની સીતા સાથ;
પંચવટી વનવાસમાં, છે બેઠા સંગાથ.
ચોપટ માંડી સોગઠાં, દંપતિ[2] ખેલે છેજ,
બોલ્યાં સીતા " નાથજી ! બહુ ભાવે છે એજ.
એજ રમત મુજને ગમે, અન્ય ઉપર નવ ભાવ. "
માટે નિશદિન ખેલશું, આ ચોપટનો દાવ. "
બોલ્યા ત્યાં શ્રીરામ કે " મુજ જીવનનાં હાર !
તારી મરજી રાખવા, છું હરદમ તૈયાર !
વિપ્તી આ વનવાસની, તુજ મુખ જોતાં જાય;

---

૧. પોતાની. ૨. ધણી-ધણીઆણી. ૩. બીજી.

તુજ સંગતથી હે સતી! હૈયું મુજ હરખાય.
રાજપાટથી દૂર થઇ, વેઠું છું વનવાસ;
પણ તુજ સંગતથી નથી, જણાતો ત્રાસ.
સુંદરતા સંસારમાં, સ્ત્રી પર ઉતરી સર્વ;
ગોરી ફૂલ ગુલાબનું, દેખી ઉપજે ગર્વ.
શોભે સરસ સુવર્ણમાં, ઝળકી માણેક જેમ;
નીતિવંત નારી તણું, તેજ તપે છે તેમ.
પ્રમદા[4] કેરા પ્રેમનો, પમાય નવ રજ પાર;
ભાર્યાનું સુખ ભોગવે, ભાગ્યવંત ભરથાર.
ધન્ય નારીના નામને, નિંદક લવે હજાર;
સ્ત્રી વિણ સુખ સંસારનાં, કદી નથી જડનાર.
કુલટા કામા[5] કંથને, ખલ્કે[6] કરે ખુહાર;
દારા[6] દોજખ[7] તુલ્ય છે, પરનર હિત ધરનાર.
જૂઠો મદ જોબન તણો, જૂઠો પ્રેમ કઠોર;
જૂઠી માયા જગ તણી, જૂઠું જરતું જોર.
સાચી સેવા સંતની, સાચો હરિનો હાથ;
સાચો પ્રેમ પતંગનો, સાચો સતીનો સાથ.
ધન–જોબન–અધિકારનાં, સુખ છે તરણા તુલ્ય;
મોટું સુખ મહિલા તણું, આલમ માહ્ય અમુલ્ય.
સતી તણો સંસારમાં, નડે દુઃખદ દરિયાવ;
ભવમાં ભોગવવા પડે, હારજીતનાં દાવ.
વનિતા[8] વરણ તજે નહીં, ચરણ પરે શું ન્હાય?
મરણ ભલું મનમાં ગણે, સતી શરણ નવ થાય.
ચૌદ ભુવનપર ચોંટશે, એક સતીનો છાપ;
સતી તજે નવ સત્યને, સહે ક્રોડ સંતાપ.
એવી ઉત્તમ સ્ત્રી મહીં, તને ગણું છું એક;
સુખ–દુઃખ રેખા કર્મની, તજિશ ન મરતાં ટેક.
સુંદર આ સદબોધથી, સતી, પ્રફૂલ્લિત થાઇ;
બોલી પાસા ફેંકતાં, હૈયાંથી હરખાઇ;
"પ્રાણનાથ! દાસી કદી, તજશે નહીં વિવેક;

૪. પ્રમદા–પ્રિયા. ૫. સ્ત્રી. ૬. સ્ત્રી. ૭. નર્કસ્થાન. ૮. સ્ત્રી. ૯. જાત; કુળ.

પ્રભુ જ્યમ મારો એક છે, પતિ પણ મારો એક;
ભલે કહો 'વનવાસ' પણ, માનું અહીં વિલાસ;
શહેર ઘેર સમરે ન જો, નાથ નજરની પાસ!"
ચોપટ ખંતે ખેલતાં, કરી રહ્યાં છે વાત;
અરે એટલાં ઊપજી, આફતકારક ઘાત!
રાવણ રાજા લંકનો,[10] લાવ્યો આફત એક;
સુવર્ણનો મૃગલો બની, ઉભો જઇ ત્યાં છેક.
કુરંગ[11] દેખી કનકનો,[12] મતી સતીની મોહિ;
વિવેક-બુદ્ધિ વીસરી, શુદ્ધિ પણ સૌ ખોહિ!
"જુઓ! જુઓ! મૃગ કંથજી! આવ્યો કયાંથી આજ!
ઉઠો શસ્ત્ર લઇ આપનાં, મારો મારે કાજ!
કનક-કુરંગ કદી નથી, દીઠો એવો કોઇ;
સોનાનાં શૃંગ ને ત્વચા, નથી સુવર્ણી જોઇ!
કેવો સુંદર છે ઉભો, જુઓ સરોવર પાસ!
પ્રીતમ પ્યારા મારશો, મુજ માટે એ ખાસ?
જલદી ઊઠો! નાથજી, છે સુંદર તક હાથ;
દોડી પ્હોંચો વેગથી, શસ્ત્ર લઇ સંગાથ.
નૌત્તમ લ્હેકે નાચતો અને કૂદતો જાય;
વીંધો એને બાણથી, કે મુજ મન હરખાય.
જઇશ અયોધ્યે જ્યાર હું, નાથ તમારી સાથ;
સુંદર આ મૃગ-ચર્મને, સંભાળિશ સંગાથ.
સાસૂજાયા! જાય છે, કરો ઉતાવળ ખાસ;
ઝટ જઇ પાડો શસ્ત્રથી, લાવો મારી પાસ.
ધન્ય કૃતિ કિરતારની! ગુણ શું શું હું ગાઉં;
લાવો મારી મૃગ તણી, કાંચલડી[13] શિવડાઉં!
મુદ્દત થઇ વનવાસમાં, વસિયાં આવી તોય;
એવો સુંદર મૃગ કદી, મેં દીઠો નવ કોય!"
સુણી સતીનાં આ સુખન, બોલ્યા ત્યાં **શ્રીરામ**,
"ઘેલું ઘેલું શું વદે? અસંભવિત તું આમ?
નથી દીઠો, શ્રવણે સુણ્યો, સુવર્ણનો મૃગ કોઇ;

---

૧૦. લંકા. ૧૧. હરણ. ૧૨. સોનાનો. ૧૩. કાંચળી–કંચુકિ.

અજબ થાઉં છું આજ હું બુધ્ધિ તારી જોઈ!
ફરે કદી બ્રહ્માંડમાં, જડે ન કનક—કુરંગ;
પ્યારી **સીતા** ! આજ છે, આ શા તારા ઢંગ !
કુડ કપટ માયા તણું, અરે હશે આ કાંઇ;
માટે તજ ખટપટ બધી, કાં મિથ્યા હરખાઇ ?
નહિ ! નહિ ! વ્હાલા કંથજી ! માન્યું નહીં મનાય;
પણ દેખ્યું મેં દ્રષ્ટિથી,[૧૪] તે કયમ ખોટું થાય ?
ડમરો ચરતાં દેખિયો, આ ચક્ષુથી આજ;
લાવો એનાં ચર્મને,[૧૫] મુજ કાંચલડી કાજ !
દોડી પહોંચો વેગથી, શાસ્ત્ર સજી, ઓ નાથ ?
નહિ કર છે બહુ આવવી, મુશ્કિલ બાજી હાથ !"
**સીતા** કેરૂં સાંભળી, ફરી કહે છે **રામ**;
" સતી ! મતી ગઇ આજ કયાં ? શું માડયું તેં આમ !
નિજના સ્વાર્થ થકી અરે લઇયે ! પશુનાં પ્રાણ ?
તો પછિ ધર્મ-અધર્મનું, કહે કયાં રહ્યું પ્રમાણ ?"
સીતા બોલી; " નાથજી ! છે આ હરણ અજોડ;
રઘુનંદન ! રાજી કરો, પુરી એટલો કોડ !"
**રામ** કહે " શી ઘેલછા, પ્રાપ્ત તને થઇ, હાય !
કહ્યું એટલું તોય પણ, તુજ મન તૃપ્ત ન થાય ?
**સીતા** પ્યારી ! આજ કયાં, ગયું તમારૂં **જ્ઞાન** ?
**દયા-ધર્મ** ભૂલી બધો, લો છો મારૂં માન !"
**સીતા** બોલી : " સત્ય છે, આજ ભુલી છું ભાન;
પણ એને નવ સમજશો, જરા તમે અપમાન,
મારો મૃગ કેમે કરી, રાખો મારો બોલ;
**પ્રાણનાથ** ! મુજ પ્રેમનું, કરો મેગજમાં તોલ !"
**રામ** કહે " તુજ પ્રેમ તો, જીવન-અમૃત જાણ;
પણ સ્વારથ થકિ આપણા, લઇયે પશુના પ્રાણ ?
નહીં !–એમ બનશે નહીં ! યોગ્ય ન એ કહેવાય;
આ દુર્ઘટ [૧૬] વનવાસમાં, પાપ ન એવું થાય "
સતી કહે " સુત સાસુના ! નથી પાપનું કર્મ;
મૃગયા[૧૭] રમવું એજ છે, ખરો° ક્ષત્રિનો ધર્મ.

૧૪. આંખ્યોથી. ૧૫. ચામડાંને. ૧૬. ભયનિત. ૧૭ શિકાર.

રાજબીજની રીત છે, શૂર પુરૂષનું કાર્ય;
કહો રહ્યું ત્યાં પાપ શું ? આપ ખરા છો આર્ય. ”
સતી તણા આ સુખન પર, “ધન્ય !” કહી મન, રામ.
બોલ્યાઃ “સીતા સાધવી ! કાં પીડે છે આમ ?
મૃગયા થકિ નથિ આવિયો, પ્યારી ! હું વનવાસ;
પિતા તણું “પણ” પાળવા, છું આવ્યો અહિં ખાસ !
જ્યાં જેવો આશ્રમ મળે ત્યાં તેવો અભ્યાસ;
અરે ! કેમ રાખું પછી, પશુ–હત્યાની આશ ?”
સતી કથે “ સાધૂ પણું, રાખો એવું જ્યાર;
ધનુષ–બાણુ કાં' લાવિયા, સંગાથે અહિં ત્યાર ?”
રામ કહે “ પ્યારી સુણો ! એ છે મુજ એંધાણુ;
રાજપુત્રની રીત છે, માટે લાવ્યો, પ્રાણુ !
કોઇ સમે બળિયો મળે, કરે શત્રુની વાત;
ત્યારે છે એ કામનાં, કરવા તેની ઘાત ! ”
હજી સતીનાં મન તણું, સમાધાન નવ થાય;
સુવર્ણનો મૃગલો હજી, મનમાંથી નહિ જાય !
બોલી સીતા “નાથજી ! કરો ન એવી વાત;
મુજ મન તૃપ્ત થતું નથી, મુજ મન પડયું પછાત.
શુપર્ણખા[૧૮]નો શો હતો, કહો કંથજી વાંક ?
વણ અપરાધે કાપિયાં, કાન અને કાં નાક ?
મનુષ્યને હણવા થકી, ધાર્યો નહિ જો ધર્મ;
સુવર્ણ–મૃગ નહિ મારવો, એમાં શો છે મર્મ ? ”
“સતી ! ધન્ય છે તુંજ મતી ! તોપણ તુજ ભૂલ;
તેણે પણવા માગિયું, કરવું કેમ કબૂલ ?
થતી નથી વનવાસમાં, મુજથી તુજ સંભાળ;
તો પછિ શુર્પણખા થવે, કહે રૂડે નહિ કાળ ?
સીતા બોલીઃ “બસ કરો ! હું નહિ માનું, કંથ;
આ સંસાર અસાર છે, છે પરવશ આ પંથ.
વસી અગર સંસારમાં ધરે નહીં જો હામ;
તો લ્હાવો લેવાય શું ? શું બોલો છો આમ ?

૧૮. રાવણની બહેન એક રાક્ષસી.

**રામ** કહે "**સીતા** ! સમજ, હું કાયર નવ થાઉં;
જશું અયોધ્યે ત્યાર હું, ઇચ્છયું તને અપાઉં !
વનમાં લેવાં રૂષણા, નહીં, સતીનો ધર્મ;
સ્વાર્થ થકી મૃગ મારવું, એ છે મહત્ અધર્મ !"
"પ્રાણનાથ ! સમજો હજી, કરો જરા ઉપકાર;
એવો મૃગ જડશે નહીં, તમને વારંવાર !
ચર્મ મેળવી તે તણું, પૂરો મારા કોડ,
એવો મૃગ મળશે નહીં, એ છે ખરે અજોડ.
એવો 'કમખો' મેં કદી, પહેર્યો નથિ, ઓ નાથ !
આજ સખત કાં એટલા, છો **સીતાની** સાથ ?
પાણી ઇચ્છું તો મને, દુધ પાનારા જેહ;
આજે કેમ કઠણ થયો, રે ! મુજ જોડે તેહ !"
**રામ** કહે "**સીતા** સતી ! આ મમ્મત તું છોડ;
ખ્યાલ તજી મિથ્યા બધા, ચોપટમાં મન જોડ !
'કમખો' રૂડો એ થકી, શિવડાવિશ, ઓ પ્યાર !
આ મૃગમાં છે શું ખર્ચ્યું ? સુલક્ષણી સુણ નાર !
ફળ-ફુલ કેરી વેલડી, સુવર્ણની નંખાઉં;
વળતી હીરા રત્ન ને, મોતીથી ટંકાઉં.
ચૌદ વરસ વનવાસનાં, વિતવા દે, ઓ પ્રાણ !
આપું અયોધ્યા જઇ તને, અમુલ રત્નની ખાણ !
સતી કહે "નહિં કંથજી ! આપો બસ મૃગ-ચર્મ;
પ્રિયા તણે સંતોષવી, છે સજ્જનનો ધર્મ !
નિપજતી વસ્તુ તણી, વિશ્વે નથી વડાઇ;
અણ નિપજીની છે જગે, જુઓ ખરી જુગતાઈ !"
**રામ** કહે "**સીતા** ! સુણો, શબ્દ સુબોધક ખાસ;
એવા સ્વાદ હતા અગર, શિદ આવ્યાં વનવાસ ?
ઘેલી ! ઘેર ન કયમ રહી ? ઓહત-પ્હેરત સર્વ;
સતી ! તને નથિ શોભતો, ગુણવંતી થઇ ગર્વ !
જ્યાં કરવો વનવાસ ત્યાં, વિલાસની શી વાત ?
મુજ સાથે આવી અરે ! તેં કીધો મુજ ઘાત !"
સીતા બોલી "સાંભળો, પ્યારા પ્રાણાધાર !

શિયળ પાળવા સાથ થઇ, છું પતિવૃત હું નાર!
તમે વસો વનવાસમાં, અને વસું હું શ્હેર?
એ કરતાં મરવું ભલું, કિવાં ફાકેવું ઝેર.
જ્યાં પતિ ત્યાં પત્ની વસે, વિયોગ નવ સહેવાય;
એક ઘડી નવ દેખું તો, પ્રાણુજ નિકળી જાય!
સાથે લાવ્યા કંથ તો, પૂરો મારી આશ;
સુવર્ણ-મૃગ મારી તમે, લાવો મારી પાસ!
જે વનિતા ને વર ગણે, વિશ્વે તે વખણાય;
પડછેળે[૧૯] જેના પતી, તે ભવ એળે જાય."
રામ કહે "સાચુ કહ્યું, હોય સતી જે નાર;
રહે સદા સંસારમાં, રાખે જ્યમ ભરથાર.
નાથ-વચન લોપે નહીં, ધારે અંતર ધીર;
ખરૂં બતાવે ખલકમાં, નિજ કુલવંત અમીર.
પતિવૃત્ત પાળે તે સતી, મમ્મત કરે ન કોય;
રાજીતાજી થઇ રહે, સુખ-દુઃખ જે કંઇ હોય.
સીતા પ્યારી! ધીરધર, સદા નથી વનવાસ;
દુઃખ જઇ સુખ પણ આવશે, ઉરમાં ન થા ઉદાસ."
સતી કહે "શ્રીરામજી! ગણી મને નાદાન-
સમજાવો છો બાળ સમ, પણ નથી હું અજ્ઞાન.
જે કમળાને કંથથી, મળે નહીં સન્માન;
ધિક્કઃ તેના અવતાર પર! જીવતી મૂઇ સમાન!
મોહ લાગ્યો મૃગલા તણો, સુણો અરજ ઓ કંથ!
જીદ ધરી છો શું રહ્યા, અવળો પડશે પંથ.
હજીયે તે દેખાય છે, ગયો નથી બહુ દૂર;
વધો તમે વેગે હવે, શસ્ત્ર સજીને, શૂર!
રામ કહેઃ સીતા હવે, મમ્મત તારી મેલ;
પશુ-હિંસા કરવી અરે! નથી ગમત કે ખેલ.
તુજને-મુજને, સર્વને, પ્રીય પ્રાણ છે જેમ;
પશુ-પંખી પણ પ્રાણને, પ્રીય ગણે છે તેમ.
અણુસરજ્યું દુઃખ આપવું, જ્ઞાનનું નવ કામ;
વનવાસી વનમાં વસી, કેમ કરેઃ જીવ ઘાત?

૧૯. ઢીલે.

માકે વ્હાલી ! મૃત તણું, હવે કરિશ નવ વાત ?"
**સીતા** બોલીઃ સાંભળો, પ્રીતમ કરો ન રોષ;
ક્ષત્રિ તણો એ ધર્મ છે, દૈન્ય તણો શો દોષ ?"
**રામ** કહે ક્ષત્રી તણો સમજું છું હું ધર્મ;
પણ આ મૃગલો મારતાં, ચોંટે છે દુષ્કર્મ.
વાઘ-વરૂ વિક્રાળનો, જો ભય ઉભો થાય;
ત્યાં દેખાડે જો દયા, તો ક્ષત્રી લજવાય.
આ મૃગલાએ શું કર્યું શા થકી લેવા પ્રાણ ?
પ્યારી **સીતા** ! આપ તું, એનું મને પ્રમાણ.
આ વગડા-વનવાસમાં, વસિયે આપણ જેમ;
આ મૃગલાં પણ બાપડાં, અહીં વસે છે તેમ !
એણે તારૂં શું કર્યું, રતીભાર નુકશાન ?
એવું તો કૈં એ નથી ! હે નારી નાદન !
શાણી થઈ શા થકી, સહે આમ સંતાપ ?
વણ અપરાધે મારતાં, શિરપર લાધે પાપ.
આ મૃગલા પર એવડો તે શું ઉપજ્યો મોહ ?
કાલ વળી મન તુજ તણું, લેશે બીજો રોહ !
તું તારા સ્વારથ થકી, લેશે જીવતો જીવ ?
પાતક[૨૦] થઈશું આપણે, સમજ સતી શિવ ! શિવ
રમતા-જમતા જીવને, મારી કરવું પાપ;
એ ક્ષત્રીનો ધર્મ નહીં. નહિં નીતિનો છાપ.
જળ-કાંઠે રહેવા છતાં, તેથી નહીં ધરાઈ-
કુપ[૨૧] નવેણો[૨૨] ખોદવો, એ મોટી મુખોઈ.
જરૂર જ્યાં નવ જે તણી, તેનો શો સંવાદ ?
માટે સીતા તું સમજ ! ગયો વખત અરબાદ !
ચોપટ કેરાં સોગઠાં, પડી રહ્યાં છે, ચાલ,
રસપર આવ્યો દાવ છે; તુજ બાજી સંભાલ !
પ્રિયા ! નાખ પાસા ફરી, ધરી રમત પર ધ્યાન;
રસિક ખેલ છે આજનો, કહ્યું હવે મુજ માન !
સતી કહે "પાસા ગયા, ઓલા ચૂલા માય !
ચોપટ નાખો ચોકમાં, જીવડો મુજ ધભરાય !"
સતી હજી સમજી નહીં, મતી બદલતાં આજ;
"કકળાવો કાં કંથજી ! જરા ધરો દિલ દાજ !

આ નામ તમે સાંભળ્યું છે?

# નાઈટ્રેટ ઓફ સોડા

યાને તળસંચોરો.

રસાયણી-

પ્રયોગો

નું

ખાતર

જરૂર

વાપરો.




નાઈટ્રેટ ઓફ સોડામાં નાઈટ્રોજન પોટાશ હોવાથી ખેતીને તે બહુ ઉપયોગી છે. તેમાંનું નાઈટ્રેટ કોઈ પણ જાતના રોપાના જીવડાઓને મારી નાંખે છે.

એક એકરમાં ૧૨૦ રતલનું આ ખાતર બેવડો ચોવડો લાભ કરે છે.

ખેડુતોને બાગબાનોને બહુ કિમતી છે. કોઈ પણ બીજાં ખાતર કરતાં તે ઘણું ઉત્તમ છે.

વધુ ખબર માટે પૂછો:—

**મી. એસ. જી. હેરલેકર**

ડીવીઝનલ રેપ્રીઝેન્ટેટીવ.

રાવપુરા,—વડોદરા.

---

# પારસી બાનુ લુપીન !

**લોખંડી ચણા ચવાડનારી, તમારી પાસે સત્તરસો વખત ડીટેકટીવોની હજારો માફી મંગાવનારી અમારી અદભુત સીરીયલ.**

( લખનાર-સરસેકા તીન પાંઉ. )

## પ્રકરણ ૫૪ મું.

( જેમાં થતી મીલાકાત પ્રીનસ ડી બોમલડ-ખુસાલજીની સ્ટીમરના કપટાન સાહેબ સાથે અને તેઓએ સાથે મલીને દુરબેણમાંથી જોવો એક દંતારાનો બારો. )

ફ્રેંચ મેલ સ્ટીમર "લા રા મી" હવે પોર્ટ સઇયદની વધુને વધુ નઝદીકમાં આવતી જતી હતી અને જે વખત જાય છે તેમાં દુન્યાનાં સૌથી ગંલીચ શહેરનાં બારાંમાં લાંગરવાંની તૈયારી હતી. સ્ટીમર પરનાં કેટલાક "નંગ" ઉતારૂઓ પોર્ટ સઇયદનાં પરસ્તાનમાં મોજ્યાં મારવાના ખુશકારક સ્વપના જોતાં બેઠા હતા જે વખતેજ આપણે ઉપર જોઇ આવ્યાં તેમ લુપીનની કેબીનમાંથી પ્રોટીઆને બેસુદ્ધ હાલતમાં મુકી લુપીન પોતે ઉપરનાં તુટકપર વરેશુ વાળી ગયો હતો. પ્રોટીઆને એકલી જોઇ અંદર આવતાં જીગોમારે કેમ પોતાનો પ્યાર જાહેર કીધો, કેમ તેને ઝાડુ મળી અને કેમ તે શયેતાનના ભત્રીજા સાથે જેહાનમમાં જવા તૈયાર થઈ ગયો તે સઘળું કાવસદારેતું અફરગાન આપણે છેલ્લા હપ્તામાં હાંમ સોસારા મારતાં વાંચી ગયાં છીયે.

લુપીને પોતાની કેબીન છોડવા અગાઉ જે સારી સહમજદારી વાપરી હતી તે એજ હતી કે તેણે પોતાનો સદરો કસ્તી પેહરી લીધાં અને પછી પોતાના નાહના હેન્ડબેગમાં જરૂર જોગી ચીજો સંતાડી લીધી. તે જ્યારે તૂટકપર જાઇ ચઢયો ત્યારે ત્યાં ચલ્લું ચાંસે પણ હતું નહીં. ફક્ત સ્ટીમરનો કેપટન, બીજો માલમ, સ્ટુઅર્ડ, પરસર અને પાંચ છ દેશી લાસકરો ત્યાં ત્યાં ભટકતા હતા તથા આશરે સવાસોથી દોહડસો પાસીનજરો ત્યાં ત્યાં દમકતાં ફરતાં હતાં જે સિવાય તે તૂટકપર તદનજ નવરૂં અને એકાંત જણાતું હતુ.

એવા શાંતિના વખતમાં મહાસાગરની વચે એકાંત ઝડપે આગળ વધતી મેલબોટ "લા રા મી" મુંગી મુંગી પોતાનું કામ કરતી હતી અને કેટલાંક પાસીનજરોનાં મુખદ્વારા પેલું જાણીતું ઓંઓ ઓંઓ ઓંઓ! ઓંઓ ઓંઓ ઓંઓ ઓંઓ! વાળું સંગીત બહાર પડતું. જ્યારે વળી કેટલાંક ઓઢી-પોઢીને ડેકચેરમાં પડ્યાં પડ્યાં ડીટેકટીવ વારતાઓ વાંચવામાં મોજ માની લેતાં હતાં.

લુપીને પોતા માટે તે સ્ટીમર પર આવેલો પેલો વાયરલેસનો સંદેશો પ્રોટીઆનાં ખીસાંમાંથી તફડાવી લીધો હતો ખરો પણ પેલા કેબીન બોયે તેની સાથે જે દગાઇ કરીને પેલું બેદી સંદેશાવાલું પરબીડું ઠેસવ્યું હતું તે બાબે ખણખોધ કરીને તે કેબીન બોયને ઘરતે ફેજે પુગાડવાનું તેનું બહુએ મન થયું. અલબત જો આજે પેલી રાંડ પ્રોટીઆ નડવા નહીં આવી હતે તો લુપીને ધારયું કે તેણે

તો બધી ખટપટનો ઝઘડો જગાડયો. હોત ખરો, પણ હવે તો તેના પોતાના જીવનો જોખમ માથે આવી ઉભો હતો. તે વખતે તો બને એટલી ઓછી ગડબડ કરવામાંજ શોભા અને લાભ હતાં એમ લુલુ પીરોશા નવલઇકુ માતાજીએ પોતાની ગરૂડના જેવી તિક્ષણુ આંખ્યોએ જોઇ લીધું.

"કેમ, કપટાન સાહેબ, હવે પોર્ટ સઇયદ આપરે કયારે પુગશુ ?" પ્રીન્સ ટીમપાનમ ડી ઓમગુલા ( એટલે લુપીને ) એ પુછ્યુ.

પ્રીન્સ ઓમગુલા સ્ટીમરપર ઘણો માનિતો હતો કાંયજે ઉપડવાને બે કલાક નહિ થયા તેટલાં તો તેવણે સ્ટીમરના પાસીનજરો માંહેલી દરેક ઉમરે પુગેલી છોડીઓને અકેકું ચાકલેટનું પડીકું ભેટ આપ્યું હતું.

"પોર્ટ સઇયદ કે, પ્રીન્સ ? આજે સાંજ સુધીમાં તો પુગવા જોઇએ. પણુ હવે ચાર કલાકના રસ્તાપર દરયામાં મોટું તોફાન છે એટલે આપણે તે કેમ પસાર કરી જઇયેછ તે પર આધાર !" કપટાને દહાડી પસવાડતાં ખબર

"તોફાન ? અરરર ! મરી ગયા ? બીચારાં બૈરાંઓનું શું થશે ?"

"સૌ ઠીકજ થશે—મેં હમણાંજ પરસરને સુચના દીધી છે કે જેટલી બને તેટલી ગીંડીઓ તૈયાર રખાવે. ડાક્ટરને કોલનવાટરમાં જરા કમાણી થશે !"

"ને સ્મેલીંગ સાલ્ટ ?" લુપીને રસ લેતાં પુછ્યું.

"નહીં, સ્મેલીંગ સાલ્ટ તો એ લોકની પાસ ઘણું છે. કોહલાં વાટર ઉલ્લાં તોફાનમાં બધું ખલાસ થઇ ગયલું સદમજાયું છ."

અને એ ખબરથી તે બેઉ જણાને ઘણુંજ હસવું આવી ગયું.

"પણુ વારૂ પ્રીનસ, તમને એક ખાનગી ખબર આપું તો તે કોઇને કહેવ તો નહીં ની ?"

"અરે નહીરે કપટાન ! હું કયાં પરણેલો છઉં જે તેની વાત ? હમેશાં કંઇબી ખાનગી વાત કહેવાની હોય તે કુંવારા આદમીને બેધડક કહીયે હં ! બેસ્ટમાં બેસ્ટ ફીલસુફોની એ વાતને ટેકો આપી ગીયેલા છે."

"એમ ? ત્યારે તો આવો પ્રીનસ, મારી કેબીનમાં પધારો. હું તમને મારી એક ખાનગી વાતમાં હમશરીક કરવા માગું છ." એટલું બોલી કપટાન આગલ ચાલ્યો. પ્રીનસ ઉર્ફે લુપીન પહેલાં તો જરા ગભરાણો કે એ બેટી બાપ કપટાન કાંઇ દાવપેચ તો ન રમતો હોય ? પણુ ગમે એવા બી દાવપેચો જે ગજવાંમાં મુકી દેવા માટે તો લુપીન મશહુરજ હતો એટલે બીજીજ પળે તેણે મન મક્કમ કર્યું કે થતાં થાય તે ખરી પણુ કપટાન શું કેહવા માંગતો હતો તે જોઇ લેવું.

કદાચ તેને મદદ કરનારૂંજ નીકળી આવે ?

કેમ જાણ્યું ?

"અંદર આવો, મારા મહેરબાન પ્રીનસ ટીમપાનમ સાહેબ, તમારાં મુબારક પગલાં અંદર લાવો." તે કપટાને પોતાની કેબીનનો દરવાજો ખોલતાં લુપીનને આવકાર આપ્યો.

એક સ્ટીમરપર તેના કપટાનની કેબીન કયાં હોય છે તેતો તમો સર્વેને માલુમ હશે ? એ કેબીન સૌથી ઉપરનાં તુટક પર બાંધેલી હોય છે કે જ્યાંથી કપટાન ચારો દીશાનો નમસકાર કંઇ પણુ નડતળ વગર સેહલાઇથી કરી શકે.

લુપીને તે કેબીનમાં પગ મુકવા અગાઉ પોતાની આજુબાજુ એક સંભાળભરી નજર ફેંકી, તેને હંમેશાં તેમજ કરવાની આદત હતી અને તેનું મુખ્ય કારણુ એજ હતું કે બને એટલી સંભાળ રાખવી.

લુપીન ! હા આ આ આ ! આખી દુન્યાના તમામ હીરાદીવોના દાંતમાં ફ્રકડધસ ખાસ્કુ

લુગાની બેઠેલો આપણો સુફી આંબોસી જેવો ચીવટ પારસી દગારો લુલુ પીરોશા નવલઇકુમાનો એ બાબદમાં એટલો ચોંપવંતો હતો કે જેની ચોંપની તારીફનાં બાકાં ફુકવામાં બીરાદર ભાગર્યો પણ કદી પાછળ હઠતો નથી.

"આવોની, મારા મેહરબાન પ્રીનસ? એમ બહાર ઉભા રહીને શું જુવો છો?" હેંસી વરસના મહતારા કપટાન સાહેબે કહ્યું.

"નહીં, જરા જોતોથો. કપટાન, આખી બોટપર સરવેથી ઉત્તમ જગ્યા તમે લઇને બેઠાછ હે!" લુપીન કેબીનમાં દાખલ થતાં બોલ્યો.

"તે અમે લાં બેસ્યે છ તોજ આઝે બાહજ હંકરાય છ કેની? અને અમે હાંઇ બેસ્યે છ તોજ તમારા જાનમાલની જાળવણીથી થાય છ કેની?"

"બીશક, બીશક."

એવામાં તે પોલાદી નાવના આગલા છેડા ઉપર પાહરો ભરતા રામોસીએ પોતાને દબજેની થાલ ઉપર બે તોકારા મારયા જેના અવાજથી બુદ્ધા કપટાન સાહેબે ચોંકીને ડાબી બાજુએ નજર ફેરવી.

"પાણીપર બગલું તરતું હોશે?" તે કપટાને ઉંચી આંખ્યો કરીને કહ્યું.

"એટલે કયાં બગલું હશે?" લુપીનને એ બધી હીલચાલનો કાંઇ પણ ભેદ માલમ નહીં પડવાથી ચકીત થઇને પૂછ્યું.

"એટલે એમ, મારા મુરબ્બી પ્રીનસ સાહેબ, કે આઝે સામે ઉભેલો પોહરેગીર આપણાં વહાણનો ચોકીદાર છે. એ ત્યાં ઉભો ઉભો દિવસના ચોવીસે કલાક અને કલાકની સાઠે મીનીટ તથા મીનીટની સાહઠે સેકંડ સુધી આજુબાજુ અને આગળ પાછળ એમ બધે ફરતી નજર રાખે છે. એ ચોંપવંતી નજર દરમ્યાન જો એને જમણી બાજુ કાંઇબી નજરે પડે તો એક ઘંટનો ટકોરો મારે. જો ડાબી બાજુએ કાંઇ જણાય તો બે અને બરાબર સામેજ કાંઇ દેખાતું હોય તો ત્રણ ટકોરા મારે એવો કાયદો છે. હવે હમણાં જે બે ટકોરા આપણે સહમજ્યા તે આઝે જુવો ડાબી બાજુએ પેલું સફેદ સફેદ કંઇ દેખાય છે ની?—એ એ પેલું? જરા આઝે બાજુ જુવો—નહીં નહીં તાંહ નહીં, એમ, હંઇ, આઝે બાજુનાં થાંભલાનાં ડીરેકશનમાં જુવો—અં–અં–હા–એ—"

"હા! હા! દેખાયું!" પ્રીનસ ટીમપાનમે ખુશાલીથી પુકાર મારયો.

"ઉભા રેહવો આપણે આઝે દુરબીનમાંથી હવે જોઇએ કે એ શું દેખાઇ રહ્યું છે." એટલું બોલતાં કપટાને દુરબીનના કાચ સરખા ગોઠવવા માંડ્યા.

પોતે એક આંખ ઉંચી કરીને બીજી આંખે તે લાંબી નળીમાંથી જોતો જાય અને બે હાથે તે નળી લાંબી ટુંકી કરીને ફોકસ લેતો જાય એમ કરતાં કરતાં અંતે તેની નજર બરાબર તેનીજ પર ઠરી.

"જુવો જુવો પ્રીન્સ, તમને શું દેખાય છે? મને તો લાગે છે કે આગળ ગયલી બોટમાંથી પડી ગયલો તરકારીનો કરંડયો પાણીપર તરે છ."

પ્રીન્સ બોમણુલાજી તે દુરબીન આગળ ગયા અને પાએક કલાક ધારી ધારીને જોયા બાદ મત આપ્યું.

"બગલું બી નથી ને તરકારીનો કરંડયોબી નથી."

"તાહરે?" કપટાને ઉલટથી પુછ્યું, "તાહરે શું છે, માઈ પ્રીન્સ?"

"એ તો દંતારાનો ભારો છે." લુપીને ફત્તેહમંદ શોધ કરતાં કહ્યું.

"દંતારાનો ભારો! દંતારા તે શું!" પેલાં ડોકરા કપટાને અજાયબીથી પુછ્યું.

"દંતારા, નહીં જાણતા કપટાન? તમે આ-

ટલી બધી સફરો કીધી, આટલી બધી. વખેત ઇન્ડીઆ જઇ આયા ને દંતારા જેવી કામને ચીજ શું તેજ માલુમે નથી? અરે તમે કેવા જંગલી ઇડયટ? સાંભલો, અમારાં એક ઓળખીતા કવી ફીલસુફ ડા૦ આદરજી ધાસલેટ એ દંતારાની ખુબીમાં શું બાંગે હૈયાત કારીઓ સલકારી ગયા છે તે જરા સાંભળો!"

એટલું બોલીને લુપીને એક મોટો ખોંખાર મારયો અને પછી બાંગે બુલંદ આવાજ કહાડીને નીચલી મગજદસ મોનાજાત ગાઇ સંભલાવી.

પુર્વના દરયાવમાં જ્યારે ઉંગતો આફતાબ
પશ્ચિમનાં પાણીને બુજાવતો આદાબ
દીવસનું કામ કરવા પડે છે બહાર
કુલ જેહાનનાં ચરંદા બને છે બેદાર.
પાલવા પર પારસી જ્યાર તેને નમે છ
ને નાસ્તાપર ઇડાંનો પોરો જમે છ
ને ઉઠતાં તન તરાથી કરે છે સાફ
હા આ આ આ! ગરમીનો તપેલો કહાડે છે બાફ.
ત્યારે કુંવરઇ કુદ્દરાઇ બેહરામયસ્ત ભણી
માંગે છે દુવા કે કમાય ઘણું તેનો ધણી
તે ધણી જે મોબેદીનું કરતો છે કામ
તે ધણી જેને ઓળખતું સારૂં તે ગામ.
તે ધણી જે શોખીન છે ચાંપવા કવાબ
તે ધણી જે ગાપચાંમાં માને છ સવાબ.
તે ધણી જે પુરો છે હુન્નરમાં દરેક
તે ધણી જે શુરો છે ચેતરવા ઘરાકો નેક
તેજ ધણી રે ધણી તે નેકનામનું નામ
દા દા દારૂ દંતારાથી ઓળખાયલું આમ!

"ઓહો! આઇ સી? ત્યારે દંતારા એટલે પારસી લોકના ધર્મ ગુરૂ! એમજ કે?" પેલા કપટાને અનુમાન કીધું.

"અરે નહીરે કપટાન! એવો છબરડો કોઇ આગળ કરતા ના હં, નહી તો એ પારસી લોક ઉરારી બેરારી કેની તો ચટને પટ અનજુમનની સભા બોલાવીને તમુને અપમાન કરવાનો ઠેરાવ એક સપાટે પસાર કરી દેશે. એ દંતારા તો એક જાતનાં મુળયાં છે. અરે નહીરે! મુળ્યાં નહીં, વેજીટેબલ! નકરા જાણે તમે લોક બધા ખાવોછ ની તે એસપેરેગસ. આખા જાણે એસપેરેગસ!"

"ઓહ? એમ? તે શું પેલું દેખાય છે તે એસપેરેગસનું બંડલ છે? લાવ જોઉં?" કહીને તે કપટાને પાછું દુરબેનમાંથી જોવા માંડયું. તેવણે પચાસ મીનીટ સુધી એકાગ્ર ચિત્તે જોયું અને પછી જોરમાં બરાડ મારીજ.

"અરે પ્રીનસ, એ તો ડી રેજીસ્ટર માટેની ૭૦ ની ટીકીટ છે!"

---

## પ્રકરણ પંચાવણમું.

(જેમાં વીદીત થતું કપટાન સાહબ આગળ ચાલુ ચોર લુપીનની નવી રસાયણી શોધીનું અને ફતેહ ઇચ્છાથી તેવણનાં કામમાં પ્રીનસ ટીમપાનમ ડી બોમબુસાકી તરફથી!)

---

અને પ્રીનસ બોમબુસા ઓફ ટીમપાનમજી ઉરફે લુપીન લકબે લુલું પીરોશા નવલઇકુંઆનાએ પણ આંખ્યો ચોળી ચોળીને ધીરજથી તે દુરબેનમાંથી જોયું તો—

યા પરવરદેગાર!
ઓ રામ ભગવાન!
માઇ ગૉડ!
યેહ અલ્લાજી!
ખરેખર?
હાં આ આં આ! ખરેખરજ!

તે વીચીત્ર જેવી દેખાતી વસ્તુ બીજું કાંઇજ નહીં પણ ડી રેજીસ્ટરની ૭૦ ની ટીકીટનું કામ-બ્યું હતું!

અરે રે રે! આપણી ખેદ ભરમોથી ભરપુર આએ પ્રાક્રમી વારતામાં એમ દીન ઉગત માર-

મીક બનાવોની હારમાળા સંખાતીજ જશે તો પછી વાંચકોની મનની દોસ્તીનો વીમો કેઇ કંપની ઉતારવાની હીંમત કરશે?

"પણ કપટાન, તમે મને કંઇ ઉખરાની કાની બોલાવી લાવ્યા છે તે શું કાજે ? તેતો બોલતાજ નથી કેમ ? ચાલો વેકો મને ચાહેની તરસ લાગવા માંડી છે."

"અરે—અરે! તે ક્યારનું બોલ્યેતી, મારા મેહરબાન ? એમ અમસા પોતીકા થઇને કોઇ જુદઇ કરે? હાઇયો સુ નોટી ચંપ ! કાંહાં ગીયો અલફખાન ? અલફખાન ? અલફખાન ? અલફખાન ? આએ નાપાક નોકરોની એક બુરી ટેવ એ છે કે એ લોકની આપને જ્યારે અગત પડે ત્યારેજ એ લોકનો પત્તો નહીં મળે ! અલફખાન ? અહ્લુ ! ડૂમીટ !" કપટાન ઘણોજ છેડાઇને લાલ બુંડ જેવો થઇ ગયો હતો અને સારૂંજ થયું કે પેલો કોઇ અલફખાન તે મીનીટે આવીને ઉભો, નહીં કર જરૂરજ ફુટેલી તક્ષી લઇને હાસ્પીતાલમાં ગયો હતે.

"શું કામ અલફખાનને બોલાવો છ ?" લુપીને ધીરજથી પુછ્યું.

"તમારે વાસ્તે ચા મંગાવવા, અલફખાન! અહ્લુ !"

"અરે કંઇ નહીંરે કંઇ નહી ! ચાહે ગેઇ હમણાં કહું તાંહ, તમે કાંય તમારો જીવ પટકોછ મોસ્યું ? ચાલો વેકો હવે તમે મને શું કહેવાં ઘાં ઘસડી લાવ્યા છો તે બોસી મરો કે હું જાઉં. પોર્ટ સઇદ આવે તે અગાઉ મને પીનામની જીવપર જોરાવરી વાંચી નાંખવી જોઇશે "

કપટાન માટે આ એક અગત્યની ખબર હતી. તેને પોતાની ડાએરીમાં નોંધી લીધું કે પ્રીનસ ટીમપાનમ પોર્ટ સઇદ પુગવા અગાઉ પીનામ કૃત જીવપર જોરાવરી વાંચી નાખનાર હતો.

"ત્યારે જુવો આએ, મારા માનીતા પ્રીનસ સાહેબ, આએ વાયરલેસ સંદેશો વાંચો!" કપટાને પોતાની ડેસ્કમાંથી એક લીલા રંગનું કાગજ્યું કહાડીને લુપીનના હાથમાં મુકતાં કહ્યું.

લુપીન પહેલાં તો વાયરલેસનું નામ સાંભળતાંજ કંઇ મારી ગયો અને બીજું તો તે સંદેશો હાથમાં પકડતાં પહેલ્લોજ શબ્દ તેણે જે વાંચ્યો તેનો જો ફોટોગરાફ લેવાડયે, તો તેની આકૃતિ નીચે આપવા જેવી બને.

લુપીને જ્યારે તે કપટાનને મળેલા વાયરલેસમાં પોતાનુંજ નામ પહેલ્લા શબ્દ તરીકે જોયું ત્યારે તે સદાના શાંત શાહુચોરના શરીરમાંથી કેવા પ્રકારની ઝઝણી પસાર થઇ ગઇ હશે તેનો ખ્યાલ ઓ મારાં તમામ અન્નાડી વાંચકો તમને કયા ચુહલામાંથી આવે ? પહેલ્લે ઝટકે તો લુપીન ગભરાણો—હા, ઘણોજ મુજવાણો પણ બીજીજ પળે એક ટોપીવાળાને છાજતા શાંત સ્વભાવે તેણે તે સંદેશો ધીરજથી વાંચ્યો.

LUPIN ON YOUR BOAT GANIMARD ON SCENT BIG REWARD OFFERED.

SHAKLUTIKLA.

ઉપલા સંદેશાનો તરજુમો.

લુપીન તમારી બોટ ઉપર. ગાનીમારડ શોધમાં છે. મોટું ઇનામ મળશે.

શાકલુતીકલા.

લુપીને એ સંદેશો પાંચ મીનીટમાં પચાસ વખત વાંચી કહાડયો અને પછી મીંચી આંખે કપટાન તરફ જોઇ કહ્યું,

"રાધર સ્ટ્રેંજ ! નહીં ?"

"રાઆઆધર !" તે કપટાને તેટલીજ મીંચી આંખ કરીને જવાબ આપ્યો.

"કોણ હોશે ?" લુપીને એક જુજુબની પેપરમીટ ઠપ દઇને મ્હોંડામાં ઉછાળતાં પુછ્યું.

"તેજ શોધવાનું છે તો ? મને લાગતું કે તમો આખો દહાડો ડીટેકટીવ વારતાઓ વાંચ્યા કરોછ તે કદાચ મને મદદ કરી શકશો ?"

"દીલોજાનથી! નહીં કાંએ? વરી એવાં નસીબ કોણનાં કે લુપીન જેવા શાહ ચોરને પકડવામાં મદદ કરે? ચાલો આપણે એ બાબતપર ધીરજથી વીચાર કરયે. જોઉં, તમારા પાસીનજરો કોણ કોણ છે તેનું લીસ્ટ લાવો; આપરે જોઇએ તો ખરા કે કોણપર શક લઇ જઇ શકાય?" લુપીને ઘણુંજ ઠાવકું મ્હોડું રાખીને કપટાન સાહેબપર ચાવી ફેરવવા માંડી.

"ખરેખર પ્રીન્સ ડી ઓમબુલા! તમે ડીટેકટીવ વારતાઓ વાંચીને કેવા હુશીઆર થઇ ગયા છો હેં? એમ પાસીનજરોનાં લીસ્ટમાં શોધખોળ ચલાવવાની તો મને સ્વપને પણ શુદ્ધી નહીં આવતેજ્ને માય!"

અને તે મહતારો કેબીનમાં છેક ખુણામાં પડેલી કબાટ તરફ ગયો. લુપીને આએ તકનો લાભ લઇને પોતાનેજ હરુસેથી એક ઝીણી આંખ મારી, અને પોતાનાંજ મનને હલ્લસેથી કહેવું, "કેમ બચ્ચા લુપીન! જોયું કે? આએ ચોરને ઘેર શાહુચોર પરાણો આવી પુગો છે તે? હવે જરા સાબુત રંગ જમાવવો જોઇશે હં! એ ડોકરાને એવો રખરાઉં કે જનમનીજ ખોડ ભુલી જાય! લેવો, લીસ્ટ લઇને બુઢાજી આવી પુગે છે!"

કપટાન સાહેએ તે લીસ્ટ લાવીને લુપીનના હાથમાં મુકયું.

"લેવો પ્રીન્સ, એ. બી. સી. ના અનુક્રમે એ લીસ્ટ ગોઠવેલું છે."

"અંદર બધાંનાં નામ તો છેની? કે વરી કોઇનાં છપાવાનાં રહી વહી તો નથી ગીયાં?"

"તે તો હું પરસરને પુછાઉં, તેટલાં તમે આએ જે છે તે તો જોતા થાવો, કંઇ પત્તો લાગેછ?"

તેઓ બંધે જણા પાસે પાસે ખુરશી લઇને તે લીસ્ટ વાંચવા બેઠા.

"આએ અબદુલઅલ્લી કોણું છે" લુપીને A માં વાંચતાં કપટાનને પુછ્યું.

"પેલો લાંબી સફેદ દહાડીવાલો બ્હોરો. કાગજનો વેપારી છે ને પોરટ સઇયદમાં મજાહ કરવા જાયછ. કાંએ પ્રીન્સ? તમુને તેની ઉપર કંઇ શક છે?"

"સ્હેજ બી નહીં. અમથો પુછુંછ ને આએ બેહારામશાહ કોણ છે?"

"કોણ જાણે! કોઇ ચીનો છે." કપટાને નાકપરનો આંઇગલાસ સરખો કરતાં કહ્યું.

"ચીનો? ચીનાનાં નામમાં તો હંમેશાં "અંગ" જેવો અવાજ હોય. અંગ, લંગ, પંગ, ડંગ, ટંગ, મંગ, એમ! એ નામ કંઇ ચીનાં જેવું લાગતું નથી. કપટાન, તમે એ ધણી ઉપર ચાંપતી નજર રાખજો."

"હાજી સાહેબ."

"ને આએ કોઇ મીસ કૉપરસ્મીથ છે તે કયાં બાઇ?"

"પેલી સ્ટારબોરડ સાઇડની ડેક ઉપર લીલા રંગની લાંબી ખુરશીમાં જે હંમેશાં પુડલ કુતરાં સાથે પડેલી જણાય છે જે"

"તે? તે?"

"હા, ! કાંએ?"

"મને શક જાય છ કે વખતે તેજ લુપીન હોય!"

"અરે નહીં રે મેહરબાન, લુપીન કંઇ બૈરૂં નથી! તે તો તમુને જે મને હજમ બાશદ કરી નાંખે તેવે માટીડો છે, માટીડો!"

"કપટાન, કપટાન! તમે તો વચેલી સેંકડો ડીટેકટીવ વારતાઓને ખુલ્લે ખુલ્લું અપમાન કરોછ! લુપીન માટીડો છે તે હું શું નથી જાણતો જે? પણ તમોને ખ્યાલ નથી. એ જ્યારે વેષ બદલે છે ત્યારે બૈરૂં તો શું પણ નાહની નવ વરસની છોકરી જેવો પણ થઇ જાય છે!"

"એમ?"

# હરસ ઉપર ચમત્કારીક ઇલાજ.

## ડૉ. એ. મોતીવાળાની વનસ્પતીની હરસની ભુકી.

હરસ બહારના કે અંદરના, લોહીયાર કે મસાવાલા હોય તે આ દવાના ત્રણ ચાર ભાગ લીધાથી તદન બેસી જાય છે હરસ દુર કર્યા ઉપરાંત એ દવાથી સંધીવા, કમરનો દુખાવો, જોશદાર કબજ્યાત વગેરે દરદો તરતજ નરમ પડે છે. અને ઘણાજ થોડા વખતમાં મસા બીલકુલ બેમાલમ થઇ નાબુદ થાય છે. બીજો કોઇ પણ ઉપાય ન કરતાં આ સલામત સસતો, તરત ગુણ કરતો વનસ્પતીનો ઇલાજ એ દુઃખથી પીડાતા દરદીએ કરી જોવો આ દવાના ગુણની હમારે મોઢડે તારીફ ન કરતાં જેઓને ગુણ થયો છે તેઓની સરટીફીકેટવાળું હેંડબીલ મંગાવી વાંચ્યાથી ખાત્રી થશે હરસની ભુકીની દાબડી એકનો રૂ. ૦ાા.

હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની અચુક દવાની શીશી ૧) નો રૂ. ૦ાાા, ૧ાા ને ૨.

## હરસનો મોતીવાળાનો અકસીર મલમ.

હરસને લીધે સફરામાં ઘણી અગન બળતી હોય તો એ મલમ લગાડવાથી થંડક લાગી અગન તદન તુરતજ નરમ પડી જાય છે. હરસ ગમે એવી જુની અથવા હઠીલી હોય તે છતાં દરદીએ સર્વે દવા ફેંકી દઇ હરસ કપાવવાનો વીચાર પણ માંડીવાળવો અને ફકત એકજ અઠવાડીયું તેણે આ દવા વાપરવી. આ મોતીવાળાનો હરસનો મલમ બાહેરથી લગાડયો હોય તેમજ મોતીવાળાની હરસની ભુકી ગળી હોય તો ગમે એવો મસાવાળો જુનો હરસ થોડાજ દીવસમાં તુરત મટી જાય છે. હરસના મલમની દાબડી એકનો રૂ. ૦ાા.

હરસથી પીડાતાંઓને થતી કબજ્યાત દુર કરવાનો ખાસ જુલાબનો ઉત્તમ ગુણોવાળા પાકની દબી ૧) નો રૂ. ૦ાા

## હજારો સરટીફીકેટોમાંથી થોડીજ નીચે છાપી છેઃ—

મોતીવાળાની દવા મેં પોતે વાપરી છે. અને મારે કહેવું જોઇએ કે તેથી મને ગુણ થયો છે.

**ડબલ્યુ જે. મોનટગોમેરી,**
( બુલદાનાના સીવીલ સરજન ).

તમારી હરસ ઉપરની દવાઓની મેં ઘણી તારીફ ... છે માટે એક દાબડો હરસ ઉપર ચોપડવાના ...મનો મોકલજો. અમારા ગામના દેશાઇ સાહેબ ...ઠ છોટુભાઇએ પણ એની અતીશય વખાણ અને તારીફ કરી છે.

**ગણદેવીના ડાકટર શેખ ફેજુલ્લા હીદાતુલ્લા.**

હું લખવાને ખુશી છું કે તમારી મોતીવાળાની હરસની દવા તમારા ફરમાવ્યા પ્રમાણે પાંચ દીવસ સુધી લીધાથી લોહી પડતું તદનજ બંધ છે. અને દુઃખાવો પણ પાંચ દહાડા થયા નથી થયો. એ દવા ખરેખરીજ અસરકારક માલમ પડી છે.

**ડી. એફ. ક્યો**
મુંબઇના સરકારી મહેલના સુપ્રીનટેનડન્ટ—

કેટલાંક વરસથી હું હરસથી હેરાન હતો અને તે ઉપર મેં જુદા જુદા દેશી તેમજ યુરોપીયન ઇલાજો અજમાવ્યા હતા પણ મોતીવાળાની હરસની ભુકી અને મલમ સર્વમાં મને ઘણાજ સગવડ ભરેલાં અને વખાણવા લાયક માલમ પડયાં છે મોતીવાળાની હરસની દવાઓ લીધી ત્યાં સુધી હું એક મલમ લગાડતો હતો, પણ તેથી કશો ફાયદો થયો નહીં, પણ મોતીવાળાની ભુકીનો પહેલો ને બીજો ભાગ લીધા પછી ચોવીસ કલાક રહીને હું મલમ લગાડવા જતો હતો પણ મારી અજાયબી વચ્ચે મને હરસ મસા બીલકુલ જણાયા નહીં અને મલમ લગાડવાનું કામ પણ રહ્યું નહીં અને એ રીતે એ દરદે પાછો દેખાવ દીધો નથી.

**ગોવરધન માં. ત્રીપાઠી.**
વકીલ, હાઇ કોર્ટ અને યુનીવરસીટીના ગુજરાતી પરીક્ષક.

એ ઉપરાંત ખાંસી, દમ હાંફણ, મીઠી પીશાબ, દરાજ, ખરજવાં કોઈ પણ જાતની તાપ, કેનસર, દાઝવાથી થયલાં જખમો, કબજ્યાત, દુખતા દાંત અથવા દાઢ, લાગતી થાક, નાતવાની, મરડા, કોલેરા, હાએરીઆ, બદહજમી, શરીરના મોરચાવલા ભાગથી થતી ઇન્ત, વીગેરેલાં શરીરનાં લોહી વગેરે અનેક દરદોપર વાપરો મોતીવાળાની વનસ્પતીના સસતી ગુણકારક દવાઓ.

એકલા બનાવનાર—ડૉ. એ. મોતીવાલા.
મારલેનડરોડ, ભાયખલા ટલબતી પાસે,
ભાયખલા—મુંબાઇ.

નવસારી ખાતેના એજંટઃ—
ફરામજી મહેરવાનજી ડીંગરીઆ.
મોટા બજાર નવસારી.

દવા મંગાવતી વખતે જાહેર ખબર કયાં ચોપાનીયાંમાંથી વાંચી તે મહેરબાની કરી જરૂર લખવું.

"હા! એમજ! નહીં, પણ એના વેષ ધારણ કરવાના દાખલા એટલા તો પ્રખ્યાત છે કે એક વખતે એ ભેંસનો વેશ લઇને ડીટેકટીવના હાથમાંથી છટકી ગયલો!"

"ભેંસનો વેષ?" કપટાને ચાલુ વધતી જતી અચરતીથી દંગ થઇને અજાયબ થતાં પુછ્યું.

"હા, હા, ભેંસનો વેષ! દુધ આપે છે તે ભેંસ! શી બફેલો! અને વળી એક વખતતો એ એક સરકસ જોવા ગયલો ત્યાં સાત સાત મોટા ડીટેકટીવો એને પેકડવાની તૈયારીમાં હતા તેટલાં કોણ જાણે શું કરામત વાપડીને એતો પીંજરાંમાંનો વાઘ થઇ ગયો!"

"વાઘ? વાઘ? ને તાહરે ને પીંજરાંમાના ખરાં વાઘનું શું થયું?" કપટાને બીહતાં બીહતાં પુછ્યું.

"માહારા સાહેબ, જંગલી છેવો કેયેના? પીંજરાંમાં વાઘ શેનો હોય? એ તો પીંજરૂં ખાલી હતું તેમાં વેશ બદલીને વાઘ થઇને બેઠો!"

"ને વાઘની માફક હૌં આઁ આઁ આઁ હૌં આઁ આઁ આઁ કરીને ખુબ સૌ પાડી કે?" કપટાને તદન દબાયલે અવાજે પુછ્યું.

"તાહરે વરી! નહિ કે બાકીજે? બરાડ નહીં પાડે તે વાઘ શા ખપનો? ને પછી ડીટેકટીવો તો સરકસમાંથી ફજેટ થઇને ચાલી ગયા. પણ સરકસનો માલેક અજબ થતો તે પીંજરાં આગલ ગયો કે એ વાઘ આગો કયાંથી? કાંયજે તેની પાસે કંઇ વાઘ હતો નહીં!"

"પછી? પછી?" તે મહતારા કપટાને લાલ રૂમાલ વડે તપકીરનું ભરેલું નાક જોરથી સાફ કરતાં ઇતેજારીથી પુછ્યું.

"પછી વરી શું? લુપીને તો જોયું જોયું કે ફસવાનો સોદો થઇ પડશે તે સાગલો વેષ બદલીને ઉંદર થઇ ગયો ને ડપક દેતો કે તે મોટાં પીંજરાનાં સળીયામાંથી બહાર કુદી પડી પેલા સરકસવાળાની નજર સામેજ તંબુમાંથી બહાર નીકળી નાહઠો!"

"અરે સાહેબ, એ બધુ શું બોલો છ? માણસનો વાઘને વાઘનો ઉંદર! અરે એ બધું કેમ બને? અને કેમ મનાય?"

"નહીં માનતા તો સીધો રસ્તો, કપટાન! હું કયાં તમારી જુની ભરેલી મેલી અખતર દહાડીમાં હાથ ઘાલીને કાલાવાલા કરવા માંગુ છ કે માનો તો બસ માનોજ કરીને? મેં તો એ નાપાક શાહુચોરને માટે બધું વાંચેલું છે ને સીનેમેતોગ્રાફમાં નજરોનજર જોયલું છે તે હેહુ છ—બીજું શું?

"પણ પેલો ભાગલ્યો જે લુપીનની વાત લખેછે તેમાંતો એના બધા ચમત્કાર કંઇ લખતો નથી?" કપટાને ગુલશનની જુની ફાઇલ ઉંચકતા અજાયબી દાખવી.

"કપટાન સાહેબ, તમે આંપરી બીઝનેસની વાત કરતાં કરતાં એમ ખુદાને ખાતર અંગત બાબદો પર ના ઉતરી પડો. ભાગલ્યો લુપીન માંટે શું લખે ને શું નહીં તેની સાથે આપુને શું કામ છે ભલા? ડીટેકટીવ વારતાઓમાં તો જે તે જે તે જુઠું જુઠું અડાવી મારેલું હોય. પણ આએ જે મેં બધું તમારી આગલ કહ્યું તે તો તદન ખરૂં બનેલું છે. એને કોઇની પણ વારતાઓ સાથે સ્હેજબી સંબંધ નથી. એ લુપીન જે ખરેખરતો એક પારસી છે તેની હમણાંની નવીન રસાયણી શોધ જ્યારે તમો લોક જાણશો ત્યારે તમારાજ બત્રીસ દાંતોની મદદથી તમારા પગનાં ને હાથનાં મળીને વીસે વીસ આંગળાં બચરૂ બચર ચાવી જશો, ચાવી! સહમજ્યા?"

"હેં! શું ખરેખર! એવી તે શું સોધ છે વારૂ?"

"અરે સાહેબ એણે રેડીઅમ અને ડાઇના માઇટની મદદ વડે એક જાતની ખ્યાસ શોધી

કહાડી છે જેનું નામ "યમનાડાઇટ" આપ્યું છે.

"ઓહો! અને તે ગ્યાસનો ઉપ્યોગ?"

"ઉપ્યોગ? પણ સબર, તમે તમારી ખુરસીમાં મજબુત બેઠા છ કે?"

"હા, કાંએ?"

"તે મારી વાત સાંભળશો ત્યારે સીલીંગ જેટલા ઉંચે ઉછલશો તેથી ચેતવણી આપુંછ."

"નહીં, આઇ એમ કવાઇટ ઓલ રાઇટ, બોલો!"

"ત્યારે સાંભલો. એ ગ્યાસના ઉપ્યોગ વડે એક આદમી પોતે અણદીઠ હવા થઇ જાય છે!"

"શું ઉંઉંઉં! હવા? નહીં દેખાય તેવી હવા?" કપટાને બેઉ હાથે મજબુત ખુરશી પકડીને ફાટફાટ થતી છાતીએ પુછ્યું.

"હા! હવા! તદન હવા! ને તે છતાં તે હવા થયલું આદમી જીવતું રેહેછ!" લુપીને નવો ધડાકો મારયો.

"હવા થયલું આદમી જીવતું? જીવતું આદમી હવા? અરે પ્રીનસ ટીસપાનમ? તમો જાગતા છેવો કો ઉંઘોછ? તમે શું બોલોછો તેની તમને કંઇ ફેમ છે? પેલા કહે તેમ બોલતા તો દીવાના પણ—"

"આએ કેસમાં તેમ સ્હેજબી નથી કેપટન. લુપીનની એ નવી સોધ જે વખત જાય છે તેમાં જાહેર થશે અને ત્યારેજ તમે મને યાદ કરશો!"

"જીવતું આદમી હવા? અરે પણ તં મારા મહેરબાન પ્રીનસ, પછી તે હવા થયલું આદમી પાછું જીવતું કેમ થાય? જીવતું થાય ખરૂં કે બસ સરેસ બેસાડવાની તૈયાર ચાલુ કરવાની?"

"અરે નહીરે-સરેસ બેસેની હોઇ દુસમેનના! તે હવા થયલાં આદમી ને પાછું હાડકાં ને માસનું જો નહીં બનાવી શકાએ તો તે સોધ શા ખપની? એ વગી હવાનું આદમી બનાવવાની રસાયણી ગેળવની તો કંઇ ગરજ છે!"

"અહ! અને તે શું છે?"

"તે લસણ, વીનીશીઅન લેસ, ટીંકચર ઑફ કેપસીકમ, પીઅરસનો સાબુ, સલફ્યુરીક આસીડ અને સુનામખીના કાહવાની ભેગી મદદ વડે બનાવેલી કમપ્રેસ્ડ વેક્યુમ છે."

"કમપ્રેસ્ડ વેક્યુમ બનાવીછ?"

"હા! એ મહાન રસાયણશાસ્ત્રીએ ઉપર જણાવ્યા મુજબનાં વસાણાંઓમાંથી કમપ્રેસ્ડ વેક્યુમ સોધી કહાડીછ, અને તેજ કમપ્રેસ્ડ વેક્યુમની મદદથી કરીને પેલાં હવા થઇ ગયલાં આદમીને પાછું જીવતું જાગતું બનાવી શકાશે!"

"હદ થઇ! હદ થઇ! અરેરે જમાના, જમાના! તારા રસાયણી ચમતકારોનો કયાં અંત આવશે? વારૂં પણ પ્રીનસ, તમોને એ બધી ઇનફરમેશન આપી કોણે?"

"વળી તમે અજબ તો નહીં થાવો?"

"નહીં, નહીં, બોલો! તમે આજે મને અજબ કરી કરીને એટલો બધો તો હેબતાવી મારયો છે કે હવે વધારે અજબ થવાની મારામાં શકતીજ નથી રહીં. બોલો, તમોને કોણે કહ્યું?"

"ફ્રાન્સના મહાન ડીટેકટીવ ગાનીમારડે!" લુપીને તદન શાંત દેખાવ રાખીને અદ્ધર ટોપ મારી.

"ગાનીમારડે? તે ગાનીમારડ તમોને કયાં મળ્યો? તે હમણા કયાં છે?"

"ત્યાંજ! તમે ને હું જે બોટપર છીયે ત્યાંજ!"

"આરામીપર ગાનીમારડ છે? લુપીનની છે ને એ લુપીનને પંકડવા નીકળેલો મહાન ડીટેકટીવ બી છે? અરે મારા ખુદા! મારી આટલી બધી સફરોમાં આવી વીચીત્ર કરામતો મેં કદી જોઇ નથી? પણ કયા છે, આએ લીસ્ટમાં ગાનીમારડનું નામ તો નથી?" તે કપટાને પેલાં લીસ્ટમાં G વાલું પાનું ફેરવી જોતાં પુછ્યું.

"અરેરે મારા ભોલાભાલા કપટાનજી, તમે ફરસદના વખતે ડીટેકટીવ નોવેલો કાંએ નથી વાંચતા? તમોએ એક પણ એવી વાત વાંચી

હોતે તો આવી કૉમન મીસ્ટેક કદી નહીં કરતે! વળી ગાનીમારડ એટલો બોલો ખરો કેની તે પોતાનું ખરૂં નામ તમારાં લીસ્ટમાં છપાવશે! મારા સાહેબ જંગલી છેવો જંગલી!."

"ત્યારે શું બલતે નામે હશે?"

"હસ્તો વરો! લાવો જોઉં તમારૂં લીસ્ટ! હું! આએશું, આએ મીસ લીઝી લ્યુકેરીસ નામ છે મી તેજ ગાનીમારડ!" લુપીને પ્રેસીઓનાં ધારણ કીપેલાં નામ તરફ આંગલી બતાવતાં કહ્યું!

"લીઝી લ્યુકેરીસ તે ગાનીમારડ? અરરર! એ મહાન ફ્રેંચ ડીટેકટીવ મારી સ્ટીમરપર બૈરાંના વેષમાં ટ્રાવેલ કરે છ? માફ કરજો હું પ્રીન્સ પણ હવે આપરે કાલે પાછા મલશું. ને હવે એ લુપીનને જલદી પકડી ઇનામનો લુમકો હાઉ કરશું."

"હા, કેપટન, જરૂર! વીશ યુ ઓલ સકસેસ!" લુપને કહયું.

"થેંકયુ, ઓ સુબાર!" [ એટલે "મેહરબાની થઇ, સાહેબજી" ].

---

## પ્રકરણ છપ્પનમું.

( જેમાં શાહુચોર લુપીને પકડવો પેરીસ્કોપ એક મોટી સબમરીનનો તથા કપટાનને લીઝી લ્યુકેરીસ તરફથી જણાવવું કે પ્રીનસ તેજ લુપીન હતો! હાય, હાય! ).

લુપીન જ્યારે તે કપટાનની કેબીનમાંથી બહાર નીકળ્યો ત્યારે લગભગ સાંજ પડી ગઇ હતી અને જે વખત જાય તેમાં રાત પડવાનાં દરેક ચિન્હો જણાતાં હતાં. તે આજુ બાજુ આગળ પાછળ જોતોજોતો તે કેબીનના દરવાજામાંથી બહાર આવ્યો. તેને ધાસ્તી હતી કે એટલા વારમાં તો પ્રેટીઆ અથવા ગીનીમારં તેની સોધમાં પણ નીકળ્યા હશેજ, અને વળી પેલા ઉસ્લુમા પાદશાહ કપટાનને જે ખબર મળી હતી તેના ઉપરથી જો તે કપટાન શોધખોળનો દાવ માંડે ખીજા કલાકેકમાં તો કોણ જાણે શું નું શું થઇ જાય!

હવે ત્યારે?

હવે ત્યારે લુપીન માટે જે એકજ માર્ગ ખુલ્લો હતો તે મેલબોટ "લારામી" ને બનતી ઉતાવળે છેલ્લી સલામ કરવાનો હતો. પણ આવાં ભર દરયાની વચે પ્રીતસ શું કરી શકે?

પહેલાં લુપીનને વીચાર આવ્યો કે એકાદી લાઇફ બોટ અલ્લકસે ઉતારીને તેમાં સવાર બની સટકી જાવું; પણ તેનો ઘણો જોખમ ભરયો અપ્તરો થઇ પડવાનો ભય પેઠો. કૉચી કૉચી કૉચી કુઉંઉઉઉઉઉઈ કૉચી કૉચી કૉચી કુઉંઉઉઉઉઉઉઇઇઈઈ કૉચી કૉચી કૉચી કુઉંઉંઉંઉંઉંઉંઈઈઇઇઇઇઇ કરતી કે પેલી લાઇફબોટ નીચે પાણીમાં ઉતરે તે તો આંધળાંની આંખ અને બેહરાંના કાન કરી આપવાં જેવું થઈ પડે.

ત્યારે હવે?

ત્યારે હવે તેનું ફળદુપ ભેજું બીજો કાંઇ ઉપાય શોધવામાં રોકાઇ ગયલું હતું તેટલાં તેના કાને પેલા પેહેરેગીરનો એક ટકોરાનો અવાજ પડયો.

તે ચોંકયો.

ચોંકીને ખડો બેઠો.

તેને કપટાને કહેલી વાત તુરત યાદ આવી.

તે વાતની યાદ થતાંજ તેની નજર કુદરતી રીતે જમણા હાથ ઉપર ફરી. તેણે ધારીને જોયું તો ખરેખર તે બાજુએ દુરથી કાંઇક સફેદ લાંબો પાટો પાણીપર ચાલતો હોય તેવું જણાતું હતું.

લુપીને પોતાનાં ખીસાંમાંથી બાઇનોકયુલર (ગજવામાં રહી જાય તેવી નાની દુરબીન) કહાડી અને ધારી ધારીને પેલું શું દેખાતું હતું તે તરફ નજર ઠેરવીને જોયું.

"હે! એ તો સબમરીનનો પેરીસ્કોપ ચાલે છ!" લુપીને ઝાંખ્યો આગળથી બે પળ બાઇનોકયુલર ખસાડી નાખતાં મુંગી બરાડ મારી.

"સબમરીન એ કોણની હોશે ? ક્યાંથી આવી હશે ? અહીં સુધી કેમ આવી હશે ?" પણ એ સઘળા ખીકટ સવાલોનો જવાબ લુપીનને તો ક્યાંથીજ મળે ?

અને ભલાં વાંચનારાંઓ તમો મનશનીથી ખરૂં પુછો તો બાપડા લુપીનીઆને તે જવા બોની કશી પણ જરૂર હતીજ નહીં. તેને તો કંઇ એકદમ ઉપજેલા વીચારથી તે એટલો ખુશાલીમાં આવી ગયો હતો કે તે બે ઘડી પોતે પોતાને વીસરીજ ગયો.

તેણે તુરતજ પોતાનાં ખીસાંમાંથી એક નાની સીલ કરેલી નળી ખેંચી કહાડી.

"આ એ મારી અજબ સાયનટીફીક શોધ કમપ્રેસ્ડ વેક્યુમની ટયુબ વડે હવે હું મારો હયાંથી છુટકો કરી શકીશ !"

હા પ્યારાં વાંચકો, તે કરામતી શાહુચોરની અથાગ મેહનતનું આ તેના હાથમાં એક વીચીત્ર પરીણામ હતું. કમપ્રેસ્ડ વેક્યુમ નામની તે રસાયણી સોધનો કરનાર આપણો માનીતો નવલખો કુમાનો ત્યાં હરખથી ઉછળા મારતી છાતી પકડીને ઉભો હતો !

તેણે ફરી એકવાર પાકી ખાતરી કરવા પેલા હીસતા સુફેદ પટા તરફ દુરબયાન ટાંકી અને આ વખતે તો તેને પકીજ ખાતરી થઇ કે તે હીલચાલ એક સબમરીનના પેરીસ્કોપ સિવાય બીજી કશાંની પણ નહોતી. એટલી ખાતરી થતાં તે સ્ટીમરપરનાં તુટકનાં એક ઘણાંજ એકાંત ખૂણામાં જઇને ઉભો. તેણે ઓવરકોટ પહેરી લીધો હતો અને પોતાના હેંન્ડબેગ માહેલાં સઘળાં અગત્યનાં કાગળ્યાં ઓવરકોટનાં માહેલાં ખીસાંમાં ઠેસરી લીધાં હતાં. તેની આવી સઘળી તૈયારીઓ જો જમીન પર થતી હતે તો આપણે સેહલથી સમજી જઇ શકતે કે તેવણ બેદરસ્તી કયે બહાર સીધારવાની ગોઠવણ કરતા હશે પણ આવે ભરદરયે બહાર જવાનો વીચારજ બેહુદો હતો.

"બસ હવે એ પેરીસ્કોપને છેક આગળ આવવા દઇશું," તેણે પોતાની નોંધ બુકમાં ટપકાવી લીધું.

બીજા પા કલાકમાં તો તે સબમરીનનો પેરીસ્કોપ ઉપરતું પાણી સુરરરરરર સુરરરરરર કાપતો કાપતો "લારામી" ની છેક લગોલગ આવી પુગ્યો હતો. અલબત દેખાતુંજ હતું કે... બોટનાં કપટાને કે પોહોરેગીરે તેને જોયો હતો નહીં. લુપીનનાં સારાં નસીબે પોહરેગીરને પાણીની તરસ લાગેલી હોવાથી તેની નજરે તે સબમરીન પડી નહીં. લુપીને આ તકનો લાભ લઇ એક ઝડપી તીરછી નજરયાં આસપાસ નાંખી અને ચપક કરતો કે તુટકના કટેરાપર ચઢયો અને નીચે લગોલગ ચાલતા સબમરીનના પેરીસ્કોપ ઉપર કુદી પડયો.

× × ×

લુપીન પેલા કપટાનની કેબીનમાંથી બહાર પડયો ત્યારે તે મહતારા કપટાનને સ્હેજ ખ્યાલ વહીક હતો નહીં કે તેણે જે પ્રીનસ આગલ પોતાને માથે આવી પડેલાં એદી કામનો બરમ કર્યો હતો તેજ નેક બખત શાહાજાદો પોતેજ તેને જોઇતો શાહ ચોર હતો !

બાપડા કપટાનને તે વાતની ખબર ક્યાંથી પડે ?

અને જો ખબર પડી હતે તો તે કપટાન સાહેબ બે મીનીટ વીચાર કરવા થોભ્યાંબી હોતે ખરાકે ?

અરે એ હરામ ખસલતના લુટારાને પકડવા માટે જે મોટી રકમનાં ઇનામો જાહેર થયલાં તેમાંનાં ફક્ત સોમેજ હીસ્સેનાં ઇનામ વરીક મળવાનાં હતે તો તે ખુદા કપટાન દારૂ લુપીનને ગળે વળગી પડતે અને અસફખાં પાસે લંગરતું દોરડું મંગાવી તેના હાથ પગ સીકડી લેવે.

પણ તે કપટાન દાદા તો લુપીનનેજ મ્હોડે લુપીનની નવી સોધને લગતી વાતો સહમજી એવા ડાંયખાંય થઇ ગયા હતા કે એ ઘડી શું કરવું તે તેવણને સુઝયું વટીક નહીં. આખરે તેવણે જ્યાં ત્યાં વીખરાઇ પડેલા પોતાના વીચારો ઝાડઝુડ કરીને એકઠાં કીધા અને પછી લીઝી લ્યુકોરીના વેષમાં છુપાયલા ગાનીમારડને જઇને નજદીકથી ખરેખર તપાસવાનું મન નકી કરી ઉઠયા.

કપટાન નીચેનાં જેનરલ તુટક ઉપર પુગ્યા ત્યારે સામેથીજ લીઝી લ્યુકોરીસ (ઉર્ફે આપણી માનીતી અને પ્યારી પ્રોટીઆ) કીમોનો પેહેરીને ઉઘાડે માથે અને ઉઘાડે પગે કપટાનની આગળીજ દોડી આવી.

"કપટાન! કપટાન! મને બચાવો! મને કેહેવો તે કયાં છે?"

"તે એટલે કોણ? મોસ્સું ગાનીમારડ?" કપટાને સુંચી આંખે લીઝી તરફ ટીકી ટીકીને જોતાં ચોખો ચાંપ્યો.

"ગાનીમારડ કોણ એવો તેવો કપટાન? હું તો પ્રીનસ ટીમપાનમ ડી બોમણુલા માટે પુછું છ!"

કપટાને તુરતજ પોતાને એક ધોખી જેવી આંખમારી. તેવણુની ધીરે ધીરે ખાતરીજ થવા લાગી કે એ લીઝીબાઇ પોતેજ ગાનીમારડ હશે–નહીં તો તે એવું બધું ગોળ ગોળ શું કામ બોલે.

"પ્રીનસ? કાંએ, તેવણુ તો હમણાંજ મારી કેબીનમાંથી વાત કરીને છુટા પડયા?" કપટાને જવાબ આપ્યો.

"અરે નહીં નહીં, કપટાન, કંઇ ભુલ હોશે? એ પ્રીનસ તો પોતેજ પેલો લુચ્ચો શાહુચોર લુપીન છે અને હું, મારો પીત્રાઇ ઝીગો અને બહાદુર ડીટેકટીવ સેક્ષટન બ્લેક એક કલાક થયાં એનીજ સોધમાં છાયે પણ એ સ્ટીમરપર નથી! કેયેબી છુટ થઇ ગીયો છ!"

"શું? પ્રીનસ પોતેજ લુપીન! બાઇ ગોડ! અને ત્યારે શું બાઇ તમો ગાનીમારડ નથી?"

"હું? ગાનીમારડ? અરે કેપટન તમે તમારી અક્કલ કયાં ગુમાવી બેઠા છ? હું બૈરૂં મનીખ તે ફ્રેંચ માટીડો કેમ થઇ શકું? ને તેબી વરી ફ્રાન્સનો સૌથી મોટો ડીટેકટીવ? કોઇએ બનાવ્યા છ!"

"બનાવ્યો છ? મને? હા આ આ આ આ! માફ કરજો મેડમ! પણ એ તમારો દોસ્ત પ્રીનસ ખરેખરજ મને બનાવી ગીયો છ જો! આએ તાર વાંચો; મને એ તાર આજે બપોરે મળ્યો અને ઈનામના છવપર મેં પ્રીનસની સાથે મળીને લુપીનને પકડવાનો તાગડો રચ્યો પણ એ બુરો બદમાશ મને મહતારાને સાવ બનાવી ગીયો! પણ એ ગીયો કયાં?"

"તેજ અમે જાણવા માંગે છ, કેપટન!" ઝીગોમારે કહ્યું.

"તમે કોણ છેવોબા? જે હોય તે બાઇબલના સમ ખાઇને સાચુંજ બોલજો બા, હવે તો મને બીહક લાગે છ કે વખત છે તમેજ લુપીન હોવો!"

"અરે નહીરે સાહેબ! લુપીનને મારાં નામપરથીબી ઓવાર્યો. હું તો શયતાનના ભત્રીજાનો અંગત મિત્ર થાઉં છ! મારૂં નામ નામ ઝીગોમાર!

"ઝીગોમાર! શયતાનના ભત્રીજાનો અંગત દોસ્ત?" કપટાને દબાઇને ઝીગા તરફ ટીકીટીકીને જોતાં પુછ્યું.

(મારાં ભલા અને ધીરજવંતા વાંચકો, હવે આવતા અંકમાં શાહુચોર લુલુપીરોશા નવલઇ કુમાની મહાન શોધ "યમના ડાઇટ" અને "કમપ્રેસ્ડ વેકયુમ" થી શું શું અજાયબી ઉત્પન્ન થાય છે તે વાંચવા માટે દંતારાની છાલ વડે દાંતન કરીને તૈયાર રહેજો.)

# જે ચાહે તે માલીક કરે.

—oooooo—

[ એક ખ્યાલ ]

( બહર ખડી )

( ગુલશન માટે ખાસ રચતાર—મી૦ કાવસજી હોરમસજી શણીના. )

માલીક મેરો મુખ્તાર ચાહે બંદાને નવાજી નેહાલ કરે,
ચાહે અદના ને આલુ કરે ચાહે જરદારને પામાલ કરે. ટેક.
સિવાય તેના હુકમ, લાખો ગ્રહો તારા ફરતા ફરે નહિ;
સિવાય તેના હુકમ, કદી સાગરમાં તારો તરે નહિ.
સિવાય તેના હુકમ, કોઇથી બાલ કોઇનો ખરે નહિ,
સિવાય તેના હુકમ, પગલાં જમણી આગળ ભરે નહિ.
નહિ ચાલે તદબીર, કાંઇ લાખો જે જે ઇનસાન કંગાલ કરે;
ચાહે અદના ને આલા કરે, ચાહે જરદાર પામાલ કરે.
ચાહે તે માલેક તો, એક દુર્બળને તાકતદાર કરે,
ચાહે તે માલેક તો, એક સબળને નિરાધાર કરે.
ચાહે તે માલેક તો, પળમાં સુક્ષ્મને રસદાર કરે,
ચાહે તે માલેક તો, રસવાળા ને મુરદાર કરે;
અજબ કરામત તે માલેકની, ચાહે તે પ્રતિપાલ કરે.
ચાહે અદના ને આલા કરે, ચાહે જરદાર પામાલ કરે.
તે માલેકના હુકમ વિન, પવનથી પાન ઝાડનું હલે નહિ.
તે માલેકના હુકમ વિન, પહાડ પરથી પાણી ઢળે નહિ.
તે માલેકના હુકમ વિન, ઘંટીમાં દાનો ગળે નહિ.
તે માલેકના હુકમ વિન, લાખ દુશ્મનનું ખળવાર વળે નહિ.
તે માલેકના હુકમની સાંમે, શું કોઇ બંદાનો વાંકો બાલ કરે ?
ચાહે અદના ને આલા કરે, ચાહે જરદારને પામાલ કરે
ચાહે તે તો એક પલકમાં, ધનવાનને ખસ્તે ખુહવાર કરે
ચાહે તે તો એક પલકમાં, મુફલેસને જરદાર કરે
ચાહે તે તો એક પલકમાં જ્ઞાનીને ગમાર કરે
ચાહે તે તો એક પલકમાં ગમારને જ્ઞાનનો ભંડાર કરે
તેની મેહેરથી કહે સોરાબશા, નાદર કાવસ આ ખ્યાલ કરે
ચાહે અદના ને આલા કરે ચાહે જરદાર ને પામાલ કરે.

# When the Doctor Doclares the Case Hopeless What can be done.

# જ્યારે ડાકટર જણાવે કે દરદીની આશા નથી ત્યારે શું કરી શકાય.

( ગયા અંકથી પુરૂં. )

લખનાર—એ. પી. માદન.

એ સેકનો કાંઇક બરાબર ખ્યાલ દરેક વાંચનારને આવે એ માટે એક ચિત્ર નીચે આપું છું. તે જોવાથી ઝટ સમજાશે.



બીજો એક ઉપાય જેનો ઘણોજ ફાયદાકારક છે. તે પેટનો ગરમ ( Hot abdominal pack ) સેક છે. આ સેકથી જો કે નરવસી ચક્રો ( કરોડનાં સેક મીસાલ સીધી અસર કરતી નથી છતાં તેથી પેટ માહેલા પ્રાણીક અવયવોની ઘણીક ચપળતા વધવા પામે છે. ખરેખર આ સેક ( પેટ ઉપર ) કર્યાથી જીંદગીની ઝુરતી શક્તિઓને અજાયબ રીતે તેજસ્વી કરે છે, તેથી અગત્યનાં પ્રાણીક અવયવોમાં જાણવાજોગ ઉશ્કેરાટ થવા પામે છે અને તેથી હદબાહેર ઘસાયલા નરવસો ઉપર ઘણી શુભ શાંતીની અસર થાય છે

આ સેક પણ એક ઢીલ નુછનાંથી આપી શકાય. ઉપર પ્રમાણે તોવાલને ગરમ પાણીમાં બોળી કાઢી નીચવી કાઢવો તે પછી તેની ઘડી કાઢી નાંખી પહોળો કરવો કે જેથી બગલથી ( યાને છાતીથી ) છેકે પીડુ સુધી ઢંકાય તેમ લઇ આખા અંગના તે ભાગને લપેટાય તેમ સેક કર્યા જવું જે માટે વાંચનારને કાંઇક વધુ સારી રીતે સમજ પડે એવા હેતુથીનીચે એક ચિત્ર આપું છું.



આ બે જાતના સેક—ગરમ કરોડનો સેક અને ગરમ પેટનો સેક, એ બે હરેક પ્રકારના તિક્ષણુ દરદ વેળા બહુ ફાયદાકારક માલુમ પડશે.

પણ આ બાબંદ, દરદીને જોઇએ તે કરતાં વધુ સેક કરવાની ભુલ ન થવી જોઇએ—બહુ સેક કર્યાથી નુકશાન થાય છે.

### સેક કરવાનો વખત.

સહવારે—એબ્દોમીનલ સેક દરદીને બેથી ત્રણ કલાક કીધા પછી—સાંજરે બરડાનો સેક કરી નરવસોને શાંત કરીને દરદી ઉંઘવા માટે—કે આ સેકની ત્રીતમેન્ટ પુરતી થઇ સમજવી.

આ ઉપાયો ચાલુ ( ક્રોનીક ) દરદો માટે પણ બહુ કીંમતી છે, છતાં સઘળા તિક્ષણુ દરદો માટે તે ચમતકારીકજ છે. બહોળા વિચારનાં મેડીકલ ડાકટરો, કે જેઓ કાંઇક જાણવા શીખવા રાજી હોય તેઓને આ ચમતકાર ઉપાયોની પરીક્ષા અજમાવવાને અરજ કરવામાં આવે છે. અલબતાં એ ઉપાયો સાથે દવા દારૂના ધીચારા ચાલુ રાખવા નહિ, તો એ ઉપાયોની અસર ઘણી ઓછી થશે. તમો કુદરતી ઉપાયો અને દવા દારૂના મેડીકલ ધીચારા બન્ને સાથે મીશ્ર કરી શુભ ફળ મેળવી શકો નહી.

### " મનની વલણ. "

આ વાત યાદ રાખવી. કે તમારા મનની વલણુની ઘણી ભારે અસર થાય છે—મરણુ આવશેજ એવો કદી પણ ખ્યાલ ન કરવો. કોઇબી રીતે દરદીને હીંમત અને સધ્યારોજ આપ્યા કરવો—તેનામાં રહેલી લડત કરવાની શક્તિને જોશ આપો—તેને દાંત કકડાવીને જોર પકડવા કહો—અને હું જીવીશ એવોજ મકમ ઠેહાવ કરવા કહેવું—" તમો સારા થશોજ. જરૂર થશો. " તેમાં કશો શક નથી. તેમાં શક જેવું છેજ નહી " આવા આવા હીંમતના શબ્દો દરદી સાથે હમેશા વાપરવા જોઇએ—અને એજ રીત છેવટ સુધી રાખવી.

" તમો સારાજ થાઓ છો " અને તેનીજ આ બધી ત્રીતમેન્ટો છે. આવી રીતે વારમવાર—જ્યાં સુધી દરદી માનવા લાગે ત્યાંસુધી બોલ્યા કરવું.

છેવટની એક ઉપયોગી ત્રીતમેન્ટ આ છે જે હમેશા યાદ રાખવી.

(૧) દરદીને ઝાડો સાફ આવે છે કે નહી તે, ત્વપે સૌથી પહેલાં સંભાળ લેવી. ઘણાખરાં દરદીને ગરમ પાણીની એનીમાં શરૂઆતમાં આપ્યાથી કોઠો ધોવાઇ ને સાફ થાય છે. અને જો શરૂઆતમાં કહેલાં ગરમ પાણી પીવાથી ઝાડો ન આવે તો આ એનીમાં જરૂર આપવી—મતલબ કે એક આખા દીવસમાં એક સાફ ઝાડો દરદીને જરૂર આવવો જોઇએ.

(૨) બીજું એ કે, તિક્ષણુ દરદ વેળા દરદીને કાંઇએ ખાવાનું અથવા દુધ પણ આપવું નહી—માત્ર ગરમ પીણા ઉપર કહ્યા પ્રમાણે ચાલુ કરવા.

તાવ વેળા ઠંડુ પાણી પીવા આપવા માટે જરાએ હરકત નથી, બલકે પુર છુટથી પીવા આપવું. તાવ વેળાએ જ્યારે ૧૦૨ થી ઉપર તાવ હોય ત્યારે તો ઠંડા પાણીની એનીમાં આપ્યાથી તાવનો જોર નરમ પડે છે.

તાવ વેળા દરદીને સમુળગો પાણી ઉપર જ રાખવો બહુજ સલાહકારક છે. જરાએ ખાવાની ચીજ, તે ઝેર સમાન થઇ પડે છે.

તાવ ગમે એ પ્રકારનો હોય તેની ચિંતા નહી પણ ઉપલા નીયમો યાદ રાખી તે મુજબ ચાલશે તો દરદી ઝટ સાજો થઇ શકશે.

ઘણી તાવ વેળા ગરમ પાણીને બદલે ઠંડા પાણીનો સેક ( wet sheet pack ) કર્યાથી બહુ ફાયદો થાય છે, જે સેક પણ ઉપલાની માફક લગભગ થાય છે પરંતુ ત્યાં જરા વધુ ગોઠવણુ રાખવાની છે પણ તે વિષય આ ન હોવાથી અત્રે બહુ લંબાન થઇ જાય. જેમને એ વિષે વધુ જાણવું કરવું હોય તેઓએ મારી હાઇડ્રોથી રેપી યાને પાણીથી સારવાર કરવાની રીતોનું ચોપાન્યું મંગાવી વાંચવું. જેમાં હરેક પ્રકારની રીત ચિત્રો સાથે સમજાવે છે.

# અશ્વિનિ કુમાર

લેખક—(મર્હુમ સાક્ષર દાદી એ. તારાપોર.)

અશ્વનિકુમાર–સ્વર્ગ વૈદ હિંદુ શાસ્ત્રોમાં અશ્વનિકુમારની ઐતિહાસિક કથા ઘણી જાણીતી છે. એ કથા અનેક જાુદાં જાુદાં રૂપમાં કહેવામાં આવે છે. અશ્વનિ એ સૂર્યની પત્ની હતી. તેને થયેલા બે પુત્રો તે આ અશ્વનિકુમાર છે. એ બંન્ને, અશ્વનિના નાસિકાદ્વારે (નાકમાંથી) પ્રકટ થવાથી તેમને "નાસત્ય" કહે છે. એ પ્રસ્તુત મન્વંતરમાં સપ્તવિધ દેવોમાંના છઠ્ઠા દેવ હોઇને દેવોના વૈદ હતા, તેથી એમને, યજ્ઞમાં ઘણા કાળ સુધી હવિર્ભાગ નહોતો. પરંતુ આગળ એમને તે ચ્યવન ઋષિયે ચાલુ કર્યો. એ બને "નાસત્યૌ–અશ્વિનો દસ્રો" એવાં નામે સાધારણ રીતે ઓળખાય છે પણ જ્યેષ્ટ બંધુનું નામ 'નાસત્ય' અને કનિષ્ટનું નામ દસ્ર હતું. એમ શાસ્ત્ર પરથી સિદ્ધ થાય છે. [ ભાર. અનુશા૦ અ૦ ૧૫૦, શ્લો૦ ૧૮. ]

બીજી રીતે અશ્વનિકુમારની કથા નીચે મુજબ છેઃ-હિંદુ શાસ્ત્રોમાં લખ્યું છે કે બ્રહ્માના (રાત્રિ વિનાના) એક દિવસમાં ચૌદ મનુ થાય છે. તેમાં ૭ મો મનુ વૈવસ્વત ઉર્ફે શ્રાદ્ધ દેવ હતો. એ શ્રાદ્ધ દેવને અશ્વનિકુમાર નામના બે પુત્રો હતા. તેઓ વૈદનું કામ કરવામાં અતિ કુશળ હતા. તે સૈકામાં તેમના જેવા બીજા કોઇ ન હોવાથી ચારે દિશાએ તેમની ખ્યાતિ હતી. વૈદક વિદ્યાને હલકી ધારી દેવોએ તેઓને પોતાની પંક્તિમાં લીધા નહિ, પરંતુ પરાક્રમથી તેઓ દેવ પંક્તિમાં પેઠા. એક મહા ઋષિ કને તેઓ બ્રહ્મવિદ્યા ભણવા ગયા, પણ ઋષિએ કહ્યું કે "હું સ્નાન સંધ્યાદિ નિત્ય-કર્મમાં છું માટે પછી આવજો" આ સાંભળી અશ્વનીકુમાર પાછા ગયા. આ બાબતની ખબર પડતાં ઇંદ્ર પડે ઋષિ કને આવ્યો, અને ક્રોધથી કહ્યું કે "તમે અશ્વનિકુમારને વિદ્યા આપશો નહિ, આપશો તો તમારૂં માથું કાપી નાખીશ." એમ કહી ઇંદ્ર ચાલી ગયા. પછી અશ્વનિકુમાર આવ્યા. તેમને ઋષિજીએ ઇંદ્રે પોતાને આપેલી ધમકીની વાતથી જાણીતા કર્યા. આ સાંભળી અશ્વનીકુમારે કહ્યું કે "મહા ઋષિ! ચિંતા કરશો નહીં. વૈદક વિદ્યામાં અમે અતિ કુશળ છીએ. અમે તમારૂં માથું કાપી જાુદું રાખીએ અને ઘોડાનું માથું તમારા ધડ પર સજડ કરીએ. પછી અમોને તે મુખથી પાઠ આપી બ્રહ્મ વિદ્યા ભણાવજો. જ્યારે તમારૂં અશ્વમુખ ઇંદ્ર કાપી નાખશે ત્યારે અમે જાુદું રાખેલું અસલ ડોકું પાછું ચોઢી દઇશું" વૈદક વિદ્યાના આ ચમત્કારીક અભ્યાસીઓથી પ્રસન્ન થઇ મહા ઋષિએ પોતાનું ડોકું વાઢવા દઇ અશ્વમુખ ધારણ કરી અશ્વનિકુમારને બ્રહ્મવિદ્યા ભણાવી. જ્યારે ઇંદ્રે આ વાત જાણી ત્યારે આવીને ઋષિનું અશ્વમુખ કાપીને ચાલતો થયો. તુર્તજ અશ્વનિકુમારે મહાઋષિનું અસલ ડોકું ચોઢી દઇ મુનિને ફરી સજીવન કર્યા. એ રીતે અશ્વનિકુમારે સ્વ પરાક્રમથી બ્રહ્મવિદ્યા જાણવાથી દેવોમાં તેમની ખ્યાતિ થઇ, જેથી આગલું અભિમાન મેલી દઇ તેમને સ્વર્ગવૈદ્ય નેમી પોતાની પંક્તિમાં લીધા.

ત્રીજી રીતે અશ્વનિકુમારની કથા નીચે મુજબ છેઃ—ચ્યવન નામના ઋષિ પોતાના આશ્રમમાં ઘણા કાળથી બેઠાં બેઠા તપ કરતા હતા. તેમનું તપ ઉગ્ર હતું. એક વખત એમ થયું કે 'શર્યાતિ' નામનો રાજા સહકુટુંબ સૈન્ય સહિત જે તપોવનમાં એ મહા ઋષિ તપ કરતા હતા ત્યાં આવી ચઢયો. કેટલાક દિવસ સુધી વનમાં વાસો કર્યો, તે સમયમાં એ રાજાની

'સુકન્યા' નામે રાજકન્યાએ વનમાં ફરતાં ફરતાં એ ચ્યવન મુનિનાં નેત્રમાં એક સળી ઘોંચી, તેથી રૂધિરનો પ્રવાહ નીકળ્યાને મુનિને ક્ષોભ થયો. આ ઉપરથી મહા તપને યોગે એ રાજા સૈન્ય સહિત સજડ થંઇ ગયો. અને સર્વ લશ્કરીઓના પેટ ચઢી આવીને વાયુ રૂંધાવા લાગ્યો. સૈન્યની વિલક્ષણ પીડા જોઇ રાજાએ દરેકને પુછ્યું કે "આ આશ્રમ ચ્યવન મુનિનો છે. મુનિનો કોઇએ અપરાધ કર્યો હોય તો કહી દેજો." ત્યારે કન્યાએ અપરાધ કબુલ કર્યો. તે ઉપરથી રાજા 'શર્યાતિ' એ મુનિની પ્રાર્થના કરી કે "આટલો ગુન્હો ક્ષમા કરશો. ચ્યવન મુનિ બોલ્યા કે "તારી કન્યા મને આપશે તો સર્વે પીડા દૂર થશે અને નહિં તો પીડા મટવાની નથી" તેથી રાજાએ પોતાની રાજકન્યા મુનિને આપી. હવે ચ્યવન વયના વૃદ્ધ ને કુમારિકા જુવાન હતી. રાજાએ જતી વેળા ઉપદેશ કર્યો. કે પતિવ્રતાનો ધર્મ છોડીશ નહિં. રાજાના ગયા પછી ચ્યવન મુનિ કને અશ્વનીકુમાર આવ્યા. અશ્વનિકુમાર વૈદ્યક વિદ્યામાં અતિકુશળ હોઇને ચાહે એવાં વિલક્ષણ પરાક્રમ કરે છે. એમ મુની જાણતા હતા, તેથી તેમણે તેઓને કહ્યું કે "મને યુવાવસ્થા કરી આપો" અશ્વનીકુમારોએ એક કુંડ નિર્માણ કર્યો, અને તે કુંડમાં મુનિ જોડે પોતે પણ સ્નાન કરી બહાર નીકળ્યાં કે ત્રણેનું એકજ સ્વરૂપ થયું! રાજકન્યા વિચારમાં પડી કે આમાં મારો પતિ કયો હશે? તેણીએ પરમેશ્વરનું ચિંતવન કરી મોટેથી પુકાર્યું કે "આ ત્રણમાં જે મારો પતિ હોય તેજ મને પ્રાપ્ત થાઓ" ને ઉપરથી એને એના પતિ ચ્યવન મુનિ પ્રાપ્ત થયા અને અશ્વનિકુમાર દૂર રહ્યા. (ભાગવતમાંથી.)

# જ્ઞાનની વ્યાખ્યા.

---

ગુલશન માટે ખાસ-લખનાર—"આદીલ."

(દોહરા.)

ગુણી સજ્જન સાંભળો—એ મારી છે વાત!
હરદમ રાખો પાસમાં—જ્ઞાનીની સંગાત!
જ્ઞાન કેવું ગાઢ એક—એમાં રાખો ભાવ!
પ્રીતિ અને સંપ સાથ—મોટો મસ છે હાવ.
જ્ઞાની ખળનો પાર શો—લાવે તેના ખેદ
જેમ ઘણું જો ખ્યાલશો—મળશે તેમાં ભેદ.
એમાં જો ચિત્ત લાગશે—મટશે મદની ભૂખ
સંસારને પાર કરી—પામશે તે તો સુખ.
જે કો હરના દાસ છે—ત્યાં જ્ઞાની ભંડાર
વિના જ્ઞાને કેમ ટળે—જીવનનો આ ભાર!
મુનિરાજ ને સંત જણો—જ્ઞાન તણા તો દાસ
જ્ઞાને શોભા મળશેજ—ને થાય પુરી આસ.
કુળ વંશનું મૂળ વળી—જ્ઞાને દિપતું થાય
શાંત્તિ મળશે આ ભૂવન—પરલોકે હરખાય.
જ્ઞાન વિનાનો બાપડો—સુજશે નહિ સુવાત
વારે અને વેળાએ—બોલે છે જૂઠ વાત.
જેથી ધરતી કાંપશે—પાપ વધે બે પાર
પોતા સાથે બીજાને—ભરશે દુઃખનાં ભાર.
જ્ઞાન શોભિત લાજ છે—નીકળી સુર અનેક
રાખે છે સુખમાં ખરે—આપી હેડ ટેક.
અંધ સમયને કાપશે—કરશે દીપક હાલ
જગે પમરી રહે ખરે—સદી, સદી ને સાલ.
જ્ઞાનમાં જો શોધ કરો—જોવ હરીનો અંશ!
ઝાલી રાખો અખધલી—પમરે વંશે વંશ.

# ગુલબદન ગુલ.

## યાને

## મહાન અકબરનો જમાનો.

### ( મોગલ શાહનશાહતની જાહોજલાલીનો યાદગાર સમો. )

ગુલશન માટે ખાસ.

લખનારઃ—ભાગલ્યા.

( ગયા અંકથી ચાલુ. )

### આગલાં પ્રકરણોનો ટુંકસાર.

કાશ્મીરની નજદીક આવેલા હિમાલય પર્વતની બદ્રીનાથની ટેકડીપર એક યોગી વસતો હતો તેને મળવા કાશ્મીરના વડા વજીરનો બેટો સીધરાજ અને તેનો ગુરૂ કલુસા નામનો જ્ઞાની બ્રાહ્મણ પર્વતો ઓળંગતા આવ્યા હતા. રસ્તામાં તે યોગી માટે કલુસાને પૂછતાં જણાયું કે કાશમીરનો તે માજી રાજા નંદગુપ્ત હતો. સીધરાજનો વિવાહ તેના કાકા તે અલ્હાબાદના સુબાની એક પુરી દીકરી વેરે કરવામાં આવ્યો હતો.

આ સુંદરીનું નામ ઇંદુમતી હતું. તે બંનેનો મેળાપ હર્ષિત હતો, તેવામાં સીધરાજનો કાકો સાંતુના પોતાની સાથે ભત્રીજાને લઇ ગયો અને ત્યાં તેણે અકબરની દરબારમાં રહી સુધારા લેવા સમજાવ્યો કેમકે અકબર કાશમીર જીતવા માંગતો હતો. સીધરાજને આ વાત ગમી નહિ પણ કાકાએ તેને સમજાવ્યો. તેવામાં તેમની મુલાકાતે યોગી ગોરખ આવ્યો.

શાહ અકબરનો મેહેલ જોતાં સીધરાજ છકક થઇ ગયો. સાંજે કલુસા અને સીધરાજે ફૈઝી અને તેના અંગત મિત્ર મુબારકની મુલાકાત લીધી. તેમને ખાસ આવકાર આપવામાં આવ્યો. સીધરાજે રાજ્યમાં ચાલતી ખેવફાઇ માટે સવાલ કરતાં ફૈઝીએ તે હસી કાઢી છુટાં પડતાં કોઇબી બાબતમાં જરૂર પડે તો સીધરાજને ફૈઝી ને મુબારકે પોતાની આગળ સર ભોગ ચાલી આવવા જણાવ્યું. નોકરીપરથી નીકળતાં તેને એક દાસીએ આવી જણાવ્યું કે તેણીની શેઠાણી તે રાત્રે તેને મળવા માંગતી હતી. સીધરાજ ચોંકયો ને ડગમગ્યો પણ તે દાસીએ તેને સીફતથી સીસામાં ઉતાર્યો. શાહીબાગમાં ફરવા ગયો ત્યાં એક ઝાડ નીચે આરામ લેતાં અકબરને તે મળ્યો. અકબરને તેણે ઓળખ્યો નહિ. તે તો તેને કોઈ મોટો માણસ સમજ્યો. અકબરને તે ગમી આવ્યો પણ વાત થતાં તેણે અકબરને લોભી જાહેર કરતાં અકબર ખેદાઈ પડયો પણ સીધરાજે નિર્ભયપણે એવો તો સરસ પોતાનો બચાવ કર્યો કે અકબર ખુશ થઇ ગયો.

નેમેલ વખતે સીધરાજ તે સુંદરીની મુલાકાતે ગયો, જેનું નામ ગુલબદન ગુલ હતું. તેણીએ એવી સીફતથી કામ લઇ તેને સીસામાં ઉતાર્યો કે તે પોતાનું ભાન ભૂલી ગયો. તેણી કોઇ વેપારીની મહોરદાર હતી એ વેપાર અર્થે ઈરાન જતાં ગુમ થઇ ગયો હતો. આ કાગળ તેણીએ પોતાની સખી પર લખ્યો હતો, એ આમાના કેટલાક આગેવાનોની મદદથી કાશ્મીર જઇ ભરાઇ હતી. તે સુંદરીનો બાગુકદાર ચહેરો જોતાંજ સીધરાજ કબુલ થયો ને કલુસા બીજે દીવસે કાશમીર જવા નીકળ્યો તેને તે કાગળ આપ્યો.

આ પછી શાહી લશ્કરની તપાસ થઇ. ત્યાં સીધરાજે અકબરને ઓળખ્યો. અકબરે દરીને તેને આવકાર આપ્યો. ફૈઝી એ સીધરાજને અકબર આગળ રજુ કર્યો. શાહે સીધરાજ સાથે ફુરસદથી વાત કરી,

તેને સ્વતંત્ર સ્વભાવ બતાવવા તાકીદ કરી. ફૈઝી અબરાયો પણ પાછળથી સીધરાજ સાથની અકબરની મુલાકાત જાણતાં તે ઘણો ખુશ થઇ ગયો. ત્યાંથી બહાર નીકળતાં તેમને સલીમ મળ્યો. શાહજાદાએ પરવીઝને ઇજન કરતાં તેણે તે કબુલ્યું. સીધરાજને ઓળખાવતાં તેને પણ ઇજન થયું. મોડેથી તે મંડળીમાં સીધરાજ પોતાના કાકા સાલુનાને આવતો જોઈ અજબ થયો. સાલુનાએ પોતાના મિત્રોમાં હવે અકબર સામે ઝેર રેડવા માંડ્યું ને અર્થનો અનર્થ કરી અકબર જો નવો ધર્મ સ્વિકારે તો તેની સામે થવા હિંદુ, મુસલમાનોને ઉશ્કેર્યાં.

ગાયનો પછી શરાબનો દોર ચાલતાં આખી મીજલસ મસ્ત થઇ અને બધા ચકચુર થઈ બિછાને પડ્યા ત્યારેજ સાલુના પોતાના ભત્રીજાને લઈ બહાર પડ્યો. ગુલ બદન ગુલની મુલાકાત હવે સીધરાજે ચાલુ લેવા માંડી. તે ગોયા તેણીનો ગુલામ બની ગયો. તે સ્ત્રીએ ઘણીજ ચાલાકીને કુનેહથી તેને એવો તો મોમ સમાન કરી દીધો કે તેણે નીમકહરામી કરવા કબુલી ને અગાધ પાપી પ્યારને ખાતર તેણે પોતાનો બળવંત ને નિર્દોષ પ્યાર દીલમાંથી પુંથવી કાઢ્યો. આખરે ગુલામગીરીનાં ખત સાથે તેની માંગણી બર આવી.

અકબર સામેનાં કાવત્રાંમાં સલીમનો હાથ છે એવું જણાતાં સલીમને આગ્રામાં રહેવું ભારે પડી ગયું. અકબરની ઇચ્છા બલકે હુકમનુસાર તેને અલ્હાબાદ જઇ રહેવાનું ફરમાન થયું. ત્યાંનો સુબો તેના પ્રપંચમાં અગત્યનો હોવાથી આ ફેરફાર સલીમને ઘી કેળાં સમાન થઇ પડયો. અલ્હાબાદ આવતાં સાલુનાને ત્યાં તેની બેટી ઇન્દુમતિ સાથે તેનો મેળાપ થયો, કે જે અપ્સરા જોતાં સલીમ ગોયા દીવાનો થઇ ગયો તે તેણીને એક દીવસ એકાંતમાં મળ્યો ને તેણીને પોતાની થવા સમજાવી પણ તે સાધવી સ્ત્રીએ તેની લાલચભરી માંગણીને ધંચકો આપી નહિ ને ઓર તેને ભલો થવા શીખામણ આપી, વફાદાર પરણેતર કેવી હોય છે તેનો અચુક નમુનો તે બલી ઇન્દુમતિએ સલીમને બતાવ્યો. સ્ત્રી જાત આવી પણ હોયછે તે જોતાં સલીમ છક થઈ ગયો ને બીજે દીવસે અલ્હાબાદ છોડી ગયો.

અંતરમાં ફરતાં સીધરાજ ખ્રિસ્તીઓથી વાકેફ થયો. તે દીવસે અકબરની સાલગ્રેહ હોવાથી મોટી ધામધુમ થઇ રૂપાને ઝવેર સાથે તોલાઇ તે બધું રૈયતમાં વહેંચવામાં આવ્યું. આ ધામધુમમાંથી પાછાં ફરતાં સીધરાજની નજર ગુલબદન ગુલ પર પડી, જે પણ ત્યાંનો મહેમાર જોવા આવી હતી. પરવીઝને પૂછતાં તેણે જણાવ્યું તે ફૈઝીના સૌથી વહાલા દોસ્ત મુબારકની ધણીયાણી હતી !

## પ્રકરણ ૧૦.

### કીસ્મતનો લેખ !

'એમનું નામ સાંભળતાં તને એ શું થયું છે ?' પરવીઝે પોતાના મિત્ર સીધરાજને ફાટફાટ થતે ડોળે જોતાં જોઇ અજબ થતાં પૂછ્યું. 'પોદા, તું ગુલબદન ગુલ પર પહેલી નજરેજ દીવાનો તો બન્યો નથી ને ? મારી સલાહ માન્ય કરી એ કામથી સાફ સાફ દુરજ રહેજે કેમકે ફૈઝી ને મુબારક બહુ ભલા ને જમાના છે પણ બાયડાંઓની બાબતમાં એઓ સૌથીજ ઝનુની છે. ફૈઝીને મનથી તેની એ બ્હેન છે જ્યારે મુબારક તો તેણી પર સાફ સાફ પાગલ બનેલો છે.'

'સાધારણ કાંઇક યાદ આવી ગયું' સીધરાજે જેમ તેમ પોતાનાં મન પર કાબુ મેળવતાં જણાવ્યું. 'મને કાંઇક આ નામ યાદ આવ્યું; પણ ભલા મુરબ્બી સમાન મુબારકનાં પત્ની સાથે તેને કશું લાગતું વળગતું નથી.'

'તેમ હોય તો બસ છે' પરવીઝ બડબડયો અને તેઓ બન્ને પોતાને રસ્તે ચુપ ચુપ આગળ વધ્યા.

સીધરાજ હવે એકલો પડવા, પરવીઝથી દુર થવા તલપાપડ થઇ રહયો. કેમ કરીને સટકવું તે તેને સુઝ પડયું નહિ. તેવામાં પોતાના એક સ્વારને તે તરફ આવતો જોઇ તેણે કહ્યું.

'ભલા પરવીઝ, મને માફ કર. મારે આ મારાં માણસને કાંઇક વરદી આપવી છે. તારી

તકલીફ મારે. સેવક બંદુ અમારી છે. માફ કરજો. હું રજા લઉંછ કેમકે મારે હવડાં ચોક્કસ કામ છે.' પોતાના મિત્રને ઉતાવળે ભેટી તે આગળ વધ્યો ને સ્વારને બાજુએ બોલાવી પોતાની સેનાને લગતી એલાર પેલારની વાતો પૂછી. જેવો પરવીઝ તેની નજરથી ગુમ થઇ ગયો કે તેની સીપાહ સાથની વાત પૂરી થઇ ગઇ. છાકટાની પેઠે લપેડા ખાતો વિચારમાં મશગુલ થયલો તે આંધળાની પેઠે ચાલવા લાગ્યો. તેના પગો તેને કયાં લેઇ જતા હતા તેનું તેને ભાન ન હતું. તે તો ફકત આંખ વીંચીનેજ ચાલતો હતો.

ગુલ...ગુલ...ફૈઝીની બ્હેન ને મુબારકની સ્ત્રી! યા ખુદા! આ ખ્યાલજ તેને દીવાનો બનાવતો હતો. બદમાશી...સરફ બદમાશી તેણે કરી હતી. જે હાથો તેને પંપાળ્યો હતો, જે હાથોએ તેને આગળ પાડયો હતો, જે હાથોએ તેનાપર અનેક મહેરબાની કરી હતી; જે હાથોએ મમતાથી તેનાપર બચ્ચાં જેવી પ્રિત રાખી હતી તે હાથનેજ આખરે તે કરડયો હતો.

...'...બેવફાઇ તારી સીમા કયાં અટકશે? નીમકહરામી! સૌથી પરમ મિત્રો સાથે નીમકહરામી કરી તે પોતાના માયાળુ શાહનશાહ તરફ પણ નીમકહરામ થયો હતો. બેવફાઇ ગોયા તેની રગોમાં જાણે દોડતી હતી. શાહનશાહ જ્યારે તેના પર બાપ સમાનની પ્રીતિ રાખતો હતો ત્યારે તેના બદલામાં તે તેનું કાટણું કાઢવાનો દાવ ખેલતો હતો. આ સાથે તે પોતાના વ્હાલા પ્યારને બેવફા થયો હતો. જે નિર્દોષ ને ભલું કીગર તેના પર દ્રઢ આસ્થા રાખી રહ્યું હતું, જેને તેણે ખરાં જીગરનું વચન આપી પોતાના અંતઃકરણની માલેક કરી હતી, તેને તે નીમકહરામ નીવડયો હતો અને આ બધું તેને મારેજ કર્યું હતું કે જેણે તેને સાફ સાફ ઠગ્યો હતો! ખીશક તે તેણી પર દીવાનો બન્યો હતો પણ હવે તો તેણીને સદર બદર ધિકાર્યા વિના તેને બીજો માર્ગ રહ્યો નહતો. પ્યાર હવડાં તેનાં જીગરમાં જબરૂં બંડ જગાડી રહયો હતો. તે શું કરે? તેને કાંઇ સુઝ પડયું નહિ. આબરૂ અને ફરજ તેની છાતીમાં આંચકા મારી તેને એકદમ ન્હાસી છૂટી બચી જવા ફરમાવતાં હતાં. તે સમજતો હતો કે આ બાબતમાં ઢીલ કરતાં ફરીથી તે નાશના ઉંડા ગારમાં ગરક થનાર હતો. પણ તેણીને કોઇ પણ જાતના ખોલાસા વગર અચબુચ તે કેમ છોડી જાય? તેણી નબળી હતી છતાં તેના પર દીવાની હતી. બીશક તેણીએ તેને ખોટા માર્ગ તરફ દોરયો હતો પણ તેની સાથે તેણીએ પણ પોતાની આબરૂને ફરજનો ભોગ આપ્યો હતો. શું તેમ કરવું વાજબી હતું? શું બનવા જોગ હતું કે તે આ ઉપાય યોજી શકે? યા ખુદા, શું તે બનવા જોગ હતું?

પોતે કયાં જતો હતો તેનો ખ્યાલ કર્યાં વગર સીધરાજ લાંબો વખત સુધી આમ તેમ ભટકયા કીધો. આખરે ચોમેર નજર ફેરવતાં તેણે જોયું કે તે શહેરની નજદીકમાંજ હતો—ગુલબદન ગુલનાં મકાનની પાડોસમાંજ હતો. આહ! તે વહાલું ગુલ...હવેજ તેને યાદ આવ્યું કે ફૈઝીને મુબારકનો મહેલ પણ નજદીકમાંજ હતો. અંધારૂં લગભગ થવા આવ્યું હતું. આ વખતેજ તે હમેશાં તે બાગની દીવાલ આગળ આવી ચોકસ નિશાન કરતો હતો, જે સાંભળતાં તે વફાદાર, દાસી બારણું ખોલતી હતી.તે ઢચુપચુ થયો. તે મકકમ મન કરી આગળ ચાલ્યો પણ તુરત પાછો ફર્યો તે દીવાલ આગળ આવી તેણે હમેશની નિશાન કરી—બીજી પળે બારણું ઉઘાડવામાં આવ્યું કે ધસારાબંધ તે અંદર ચાલી ગયો

આ વેળા ગુલ બદન ગુલ પોતાના બંગલાના વરંડાપરના એક સુંદર દીવાલપર અઠેલાઇને પડેલી હતી. તેણીને સીધરાજનો તો ખ્યાલ પણ નહતો; કેમકે તેણી જાણતી હતી કે તેતો લશ્કરમાં જોડાવા કયારનો કુચ કરી ગયો હતો. જે શખ્સને તેણી માઇલો દૂર ગયલો ધારતી હતી તેજ શખ્સને

તેણી આગળ ધસારામાં ચાલી આવતાં જોઇ તેણી ગભરાઇ ગઇ.

'કેમ, સીદ્ધા!' તેણી ભારે ગભરાટમાં ચીસ઼ીને પૂકારી. 'હું તો ધારતીતીકે તું ગયો છે!'

'ગુલ!' સીધરાજ બની શકતા શાંત અવાજે બોલ્યો. 'મેં તને હવેજ ઓળખી છે. તેં મને ઠગ્યો છે તથા જે શખ્સને આ જીંદગી ખાસ પ્યારી છે તેનો મને હડહડતો ગુનેહગાર તેં કર્યો છે. હું તને છેલ્લી સલામ કરવા આવ્યો છું. માન અને કીર્તિ મને ચાલી જવા ફરમાવે છે પણ તેમ કરતાં મને ન્હાસ્યા વિના બીજો માર્ગ સૂજેજ નહિ. આજે યા કાલે હું આગ્રા છોડી જઇશ ને આ જીંદગીમાં આગ્રા શહેર કે તને પોતાને ફરીથી બીજીવાર જોઇશ નહિ.'

હજી સીધરાજ પોતાનું બોલવું પૂરૂં કરે તે આગમજ મુબારકની તે સ્ત્રી પળમાં ત્યાંનો મામલો પામી ગઇ હતી. પોતાનો આશક તેના લશ્કર સાથે ઉપડી ગયલો હતો એવી તેણીની ખાતરી થતાં તેણીએ તે મોટો ઉત્સવ જોવા જવામાં તેમજ ત્યાં બુરખો કાઢવામાં કશું ખોટું જોયું નહતું. તેણીની ખાતરી થઇ કે તેણે તેણીને જોઇ, ઓળખી હશે ને ખરી હકીકતથી વાકેફ થયો હશે. બાબત એટલી સાદી ને સરળ હતી કે કુને-હેશી સવાલ જવાબ કરવાની કશી પણ જરૂર રહી નહતી, તેણીની નરમ, બ્લુ આંખો તેના તરફ કરગરતી ઢબે ઉંચકાઇ. પોતાના હાથો તેના તરફ લંબાવી તે લથડયાં મારી બે ડગલાં આગળ ગઇ પણ તુરત એક બોલ બોલ્યા વિના દીવાનપર ફસડાઇ ને પડીને તકયામાં પોતાનું મોંહ ઢાંકયું.

બે મીનિટ સુધી સીધરાજ તે નસોસ પડેલા આકાર તરફ ટગર ટગર જોતો થોભ્યો–તે ખરેજ દીલચસ્પને ચહેરે નમુન ચિતાર હતો. આજના જેવી અતિ સુંદર તેણી આગળ તેની નજરે જણાઇ નહતી. તે પળે જયારે તે તેણીને છોડી જવાનો વિચાર કરતો હતો ત્યારે તેણીની ઉત્તમ સુંદરતા તેને અજબ ખેંચતી હતી. તેને લાગ્યું કે આ અનુપમ દેખાવ તે તેની જીંદગીભર ભૂલી શકનાર નહતો.

'જા, એકદમ જા' તેનું અંતઃકરણ ઠોક-બંધ તેને સમજાવવા લાગ્યું–' હવે બોલતોના, સલામખી કરતોના, નહિ તો જે જાળ તારી આસ-પાસ પંથરાવા લાગી છે તેમાં તું જરૂર જકડાઈ જઇ માર્યો જશે' ધીમેથી તેણીએ પોતાનું સર ઉંચું કર્યું ને સુંદર બાલોનો વેરાઇ પડેલો ભાયરો તેણીએ સરખો કર્યો. તે પછી પોતાનાં મોઢાંપર હાથ ફેરવ્યો ને જાણે હવડાંજ મોટી ઉંઘમાંથી યા બેભાન હાલતમાંથી જાગ્રત થઇ હોય તેમ તેણીએ આંખો ખોલી જોવા માંડયું.

'ગુલ' સીધરાજ બોલ્યો. 'છેલ્લી વખત આ વહાલાં નામથી મને તું બોલાવવા દે. મને લાગ્યું કે જરા પણ ખોલાસા વિના તારી આગળ થી ચાલી જવું માન ભર્યું નહતું; પણ ખુદાને ખાતર તું આપણી આ જૂદાઇ મારે માટે વધુ સખત ના કર—બીશક તું કબુલશે કે આપણને છૂટાં પડયા સિવાય બીજો કશો ચારો નથી-મહેમાનદારી સાગે અંજાણપણે મેં મોટું પાપ કર્યું છે ને મુરબ્બી જેવી મમતાને માયાનો બદલો જબુનમાં જબુનમાં જબુન નીમકહરામીથી વાળી આપેલો છે-હવે જાણ્યા પછી તે ચાલુ રાખવું એ અગાધમાં અગાધ પાપ છે.'

'મારા દોસ્ત, તું વાજબી છે' ગુલનો શોકાતુર, મીઠો આવાજ તેના કાનોમાં ગણગણી રહ્યો. 'મને લાગે છે કે તારાં મનથી જૂદાઇ કરવી ખાસ જરૂરી છે. લાંબો વખત થયાં હું તે મારે ડરતી હતી અને ને કારણેજ મેં તને જૂદી હકીકત જણાવી હતી; પણ તું હમેશ માટે મને છોડી જાય તે પહેલાં એક બે મીનિટ મને સાંભળી લે—ભવિષ્યમાં તું મારે માટે ધિકકાર બતાવી મને તુચ્છકારે તે મને ગમતું નથી. મારા બચાવ તરીકે નહિ પણ મારી આ કઢંગી હાલત માટે

મારે થોડો ખુલાસો કરવો જરૂરી છે. તું તે ધ્યાનથી સાંભળશે એવી મને સંપૂર્ણ આશા છે. બીશક ખરી વાત છે કે એકથી વધુવાર મેં તને ઠગ્યો છે. પહેલી વખતે તું મને મળ્યો ત્યારથીજ મેં તને ઠગવા માંડયો હતો. આગ્રામાં પહેલાં તારી આમદ થવા પછી મેં તને થોડે વખતે જોયો હતો જોકે તેં મને તો જોઇ નહતી–તને જોતાંજ મારા જીગરમાં જબરા ઉછળા થયા હતા–તારે માટે તજવીજ કરતાં મારૂં જીગર ઔર જોશમાં ઉછળ્યું હતું એટલે મનની ઘેલછા તૃપ્ત કરવા તારી ઓળખ પાડવાનો મેં ઠરાવ કર્યો અને તે માટે કાસ્મીરવાળાં કાગળનું મેં ખાસ કરીને બ્હાનું પકડયું. તે ઓળખ બાદ મારી નબળાઇ ને મારા અથાગ પ્યારને લીધે શું થવા પામ્યું તે...અફસોસ! તું અચ્છી રીતે જાણે છે. પણ મને વાં કરવા દે કે તે વેળા હું જરાએ જાણતી નહતીકે તારીને મુબારક તથા ફૈઝી વચ્ચે દોસ્તીનો ધાડો ગાંઠ હતો. પાછળથી મારા મોટા ગભરાટ વચ્ચે મને તેની જાણ થઇ ત્યારે હું કોણ હતી તે તારી આગળ કબુલી દઇ મારે આપણને છૂટાં કરવાની હિંમત બતાવવી જોઇતી હતી; પણ, આહ! સીધ્ધા! હું આખેર કરે ને એક નાજુક સ્ત્રી છું જે દીવાની અદાએ પોતાના વહાલા આશકને ચાહે છે તથા જેને ખાતર પોતાનો જાન પણ સદકે કરવા તે તૈયાર છે. તારૂં પોતાનું સ્વમાન આપને જૂદાં કરશેજ એવી મને ધાસ્તી હોવાથી ડરીને હું ચુપ હતી. મને માફ કર, મારા વહાલા જાન, મને માફ કર! હું મુઇ અભાગણી. સીધરાજ, હમેશ માટે આપણે છૂટાં પડયે તે આગમજ મને એકવાર છેવટની સલામ કરી લે! મને ટવળાવી મારતો ના!' અને રખે તે ગુસ્સે થાય ડરી બીહી, બીહીને તેણીએ તેના તરફ પોતાનો હાથ લંબાવી તેણી રડતી ચશ્મે તેના તરફ કાલાવાલા કરતી નજરે જોવા લાગી.

એક પળ સુધી તેના અંતઃકરણમાં ભલી અને બુરી લાગણી વચ્ચે જબરી લડાઇ જાગી પણ અફસોસ! તે યુદ્ધ ટુંક સમયજ ચાલ્યું.

જે સ્ત્રીએ તેનાપર સર્વોપરી સત્તા ભોગવી તેને માન અને કીર્ત્તિ તથા તેના વિચાર આચાર મુજબની સૌથી વહાલી ચીજો તરછોડવા શ[illegible] વાન કરી શકી હતી તેને તેણે પોતાની બાથ ભારે જુસ્સામાં પકડી પોતાના જીગર સરગી દબાવતાં ઉશ્કેરાઇને કહ્યું,

'ગુલ, મારી ગુલ, તારા વિના હું જીવી શકું નહિજ. તું મારી જીંદગી ને રોશની છે. તારી સાથે રહેતાં મને કશીએ શરમ કે પાપ નથી.'

તે ખરેજ અક્ષરશઃ ખરૂં બોલ્યો હતો. તેની જીંદગી કરતાં પણ તેને અધીક વહાલી [illegible] માન અને કીર્ત્તિ કરતાં વધુ કિમતી હતી જણાવવામાં તેણે જરાએ અતિશયોક્તી નહોતી.

આ પ્રમાણે કલાકો પસાર થઇ ગયા. [illegible] વાર સીધરાજનાં મનને ભારે દુખ થતું હતું તો કોઇવાર તેનાં મનને અજબ આનંદ થતો ધડીકમાં તે પોતાને ધિક્કારતો તો ઘડ[illegible] પોતાના હવસી જુસ્સામાં તે ઔર મોજ[illegible] તે જ્યારે તે જાણીતા રસ્તાપર થઇને પાછો [illegible] ત્યારે ઘણું મોડું થયું હતું. બાગમાંનું બારણું તે ઉઘાડવા જતો હતો તેવામાં તેની ભારે [illegible] પળી વચ્ચે તેણે એક શખ્સને બારણું [illegible] પોતાની પાછળ તે બંધ કરતાં જોયો. સ[illegible] જનો અવાજ સાંભળી અજાયબીમાં તે શખ્સ પાછળ ફર્યો. તે કોણ હશે? મુબારક પોતેજ હશે. આ ઉદ્ધતાઇ કરવા માટે સીધરાજે પોત[illegible] જીભ ફેરવી પણ હવે બહુ મોડું થયું હતું.

'શયતાનના નામથી પૂછું છું કે તું શું [illegible] કરે છે?' તે નવા આવનારે તુંદાઇથી સવાલ પૂછ્યો. સીધરાજે તુરત શાહજાદા સલીમનો અવાજ ઓળખ્યો કે જેનો ચહેરો રાત્રી અંધારામાં તે જોઇ શક્યો નહતો.

'તારા જેવાજ ઓર તેં કરતાં કાંઇ બેહતર હકથી હું આ સવાલ તનેજ પૂછુંછ' તેણે હિંમતભર્યો જવાબ કર્યો.

તરવારના ખખડાતપરથી સીધરાજે જોયું કે શાહજાદાએ પોતાની તરવાર ખેંચી હતી. તુરત તેણે પણ તેમ કર્યું. સલીમ હવે બે પગલાં આગળ આવ્યો. પોતાના હરીફને ઓળખતાં તે પાછા હઠયો ને તેની તરવાર પાછી તેની મ્યાનમાં અવાજ સાથે પડી.

'હા! મારો દોસ્ત સીધરાજ રામા દેખું!' તેણે ભારે અજાયબીમાં ગરકાવ થઇ કહ્યું. 'વસ્લાહ, તારી રાતની મુલાકાતમાં તું હવે આબાદ સપડાયો. બીશક, તારા જેવા જવાન માટે આવી ગમત કાંઇ નુકશાન કર્તા નથી. હું તને ફસાવીશ એવું હરગીઝ ધારતો ના, તેમજ વળી તારે અદેખા થવાનું કશું કારણ નથી. તારે જાણવું જોઇએ કે તારાં જીગરની રાણી આપણી કેટલીક યુકિતઓમાં સામેલ થયલી છે તે માટે ગુપચુપ વધુ મસલેહત કરવા મને કોઇ કોઇ વાર રાત્રેજ આવવાની ફરજ પડે છે, પણ હું ધારૂંછ તેમ હવડાં તે છુપી વાતો કરવાની હાલતમાં ન હશે તો બહેતર છે કે હું મારી મુલાકાત હાલને કાજ મોંડી વાળું.'

સલીમ બારણાં તરફ ફર્યો ને સીધરાજના બહાર નીકળવા પછી તેણે તે બારણું ઘણીજ સફાઇથી બંધ કર્યું.

'હું ધારૂંછ તેમ તું હવે તારાં મકાનપર જતો હશે. હું તો પેલી બાજુએ જનાર છું' શાહજાદાએ સીધરાજને કહ્યું જે કશું ન બોલતાં સાવજની પેઠે બધું જોઇ રહ્યો હતો. 'આ મુલાકાતની વાત આપણુ બંને વચ્ચે જો ખાનગી રહેશે તો તેમાં આપણુ બંનેનેજ ફાયદો છે' અને બીજી પળે શાહજાદો ઝડપુ કદમે અંધારામાં ગુમ થઇ ગયો.

બીજે દીવસે સલીમનો સૌથી માનિતો નોકર તે મકાન આગળ ભમવા લાગ્યો અને નસીબ સંજોગે ગુલબદન ગુલની દાસી સાથે તેને સંબંધ હોવાથી બહુ જલદીથી તેઓ વચ્ચે હેતપ્રિત થવા બાદ કાંઇ લાંબી ઘુસ ઘુસ ચાલી. તેઓ વચ્ચે ચોક્કસ બાબત નક્કી થઇ. તે દાસીએ પોતાની શેકાણીનો ભેદ શાહજાદાને વેચવા કબુલ કર્યું કેમકે ગુલ યા સીધરાજ જે કાંઇ તેણીને આપી શકે તે કરતાં ચારગણું વધુ ઇનામ તેણીને શાહજાદા તરફથી મળી ચુક્યું હતું અને હજી વધુની ખાસ કબુલાત અપાઇ હતી. તે દીવસે રાત્રે તે દાસી શાહજાદાના મહેલમાં આવીને સલીમના નોકરને મળી. તેણીએ તેના હાથમાં બે ઘડી વાળેલાં કાગળો મુકયાં ને ઠેરવેલું દામ લઇ ઝડપુ કદમે તેણી પોતાની નોકરીમાં હાજર થઇ. પાપ બોલતું નથી પણ બાલ્યાવિના રહેતું નથી એ કહેવત કયારે ખોટી ઠરી છે કે આ વેળા ઠરે? બીજે દીવસે એક નાના રેસાલા સાથે શાહજાદો સલીમ અલ્હાબાદ જવા ઉપડી ગયો.

ત્યાં એક દુખી ને શોકાતુર જીગર રાત દીવસ ઝંખણા કરતું ટળવળ્યા કરતું હતું. કંઇ મહીનાઓ થયાં ઇન્દુમતીને તેણીના વહાલા સીધરાજ તરફથી કશી ખબર મળી નહતી. તેણી જાણતી હતી કે આગ્રામાં તેની આમદ થયા પછી તેણે પહેલાં બે પત્રો લખ્યાં હતાં જેમાં અથાગ પ્યારની વિગતો જણાવી તેણીને ખુશ ખુશ કરી હતી. ત્યાર પછી તેણીને એક પણ પત્ર તેના તરફથી મલ્યો નહતો. જો કે ત્રાહિતો મારફતે તેણી જાણી શકી હતી કે તે સારી પેઠે હતો અને બાદશાહી મેહેરબાની તેના પર સારી રીતે ઉતરી હતી. તો પછી આ ચાલુ ચુપકીદી રાખવાનું તેને શું કારણ મળ્યું હશે? કાંઇક ભયાનક શક તેણીના જીગરમાં વધુ અને વધુ જોશ સાથે ગલબો કરવાં લાગ્યો. તેણીએ તે સામે બળતવારીથી લડાઇ કરી અને સીધરાજનાં શબ્દો ને વચનો પર

મુસ્તાગ રહી તેણીએ તે શક પોતાના જીગરમાંથી તોડી પીખી નાંખ્યો. એક વેળા તેણી વિચારના વમળમાં વિંટલાયલી, ચોપડીનાં પાનાં ફેરવતી બેઠી હતી કે જે ચોપડી તેણીએ પોતાના વહાલા સાથે કાસ્મીરમાં અનેક વાર બાગમાં બેસી વાંચી હતી, તેવામાં તેણીની માનીતી દાસી નીપુનીકા શોકાતુર ચ્હેરે ત્યાં ધસી આવી; પણ તુરતજ તેણી અચકી ગઇ કેમકે વાત કરવી કે નહિ તે બાબે તેણી ખુલ્લી રીતે ડગમગતી જણાતી હતી.

'તું શું કહેવા માંગેછ ?' ઇન્દુએ પૂછયું. 'તું કાંઇ સનાનના સમાચાર લાવી હોય તેમ લાગે છે.'

'અફસોસ !' તે દાસીએ જણાવ્યું. 'હું ઇચ્છુંછ કે મારાં મોઢાંને કુચો મારવામાં આપ્યો હોત. તે છતાં મેં જે કાંઇ સાંભળ્યું છે તેથી હું તમોને અજાણ રાખી શકતી નથી. તમોને તે સાથે એટલો બધો સંબંધ છે કે તમારાથી તે ખબર છૂપી રાખવી એ ગુનાહ બરાબર છે.'

'ઠીક ત્યારે, વધુ સીફત કર્યા વગર તારે જે કાંઇ કહેવું હોય તે કહે' ઇન્દુએ જણાવ્યું. 'તું શું કહેવા માંગે છે તે સાંભળવ. હું તૈયાર છું.'

ત્યાર પછી તેણીએ આગ્રાથી આવેલી સીપાહ સાથની મુલાકાતમાં તેણે સીધરાજ માટે શું કહ્યું હતું તે તેણીને જણાવ્યું. પહેલાં તો તેણી લગાર સંભાળથી બોલી પણ આગળ ચાલતાં તેણીએ કહી દીધું કે મુબારકની સ્રીને ત્યાં જતાં શાહજાદા સલીમે તેને પકડયો હતો.

આ વાતનો સાર ઇન્દુમતીએ એવો કાઢયો કે જેવી વકી તે દાસીએ તે માટે રાખી ન હતી. તેણી તો પૂતળાંની પેઠે જડ થઇને બેસી રહી. દરેક મીનિટ સુધી તેણી સ્થીર બેઠી ને તે પછી બોલવા મોંહ ખોલ્યું. બીજે પળે તેણી કુદકો મારી ઉઠીને ઉભી થઇ ભારે ક્રોધ ને જુસ્સામાં પૂકારી,

'બોલ, મને કહે કે આ બધું તને કોણે કહ્યું ? શું આ કહેનાર એક સીપાહ હતો ? સાચ્ચું બોલ નહિ તો અબઘડી તારી જીભ કાપી નખાવીશ ?'

'ઓ મારાં અશરાફ બાનુ' તે દાસી બ્હી ધ્રુજીને બોલી. 'હું તમોને શા માટે ઠગું ? મને તેમ કરવાનું શું કારણ છે ? જે માણસ તરફથી મને આ બધી ખબર મળી છે તે શાહજાદાનો માનિતો નોકર છે.'

'ત્યારે તો એ બધું હડહડતું જૂઠું છે !' ઇન્દુ ઉશ્કેરાઇને પૂકારી. 'હવે મને એ બધુ સમજ પડે છે. વાહ ! કેવું નીચ કાવત્રું !' તેણી પટપટી અને તે પછી નોકર તરફ ફરીને બોલી 'મારી ભલી નીપુનીકા; એ બધું ઠીકજ થયું તારી હકીકત માટે હું તારી આભારી થઇ છું બીશક, મારી તરફથી તારી ભલી લાગણી ને લીધે તેં મને તેની જાણ કરી છે. આ હકીકતનું મૂળ કોણ છે તે હું હવે જાણું છું એટલે મને હવે તેની રતીભારની તુંભા નથી. જા તું હયાંથી. ભવિષ્યમાં હવે પછી તે જૂઠું બોલનાર બદમાશ લબાડ સાથે જરા પણ તું સંબંધ રાખતી ના.'

ઇન્દુમતીએ પોતાના મનને ગમે તેટલી આપી પણ ફેંકવામાં આવેલા તે તીરની અસર ઘણી કાતીલ થઇ હતી. એકલી પડતાં તેણી વિચારના સાગરમાં ડુબી ગઇ અને પોતાનાં હાથમાં પોતાનું માથું ટેકવી તે વિગતમાં કેટલું બનવા જોગ હતું અને કેટલું ન બનવા જોગ હતું તેનું તોલ કરવા લાગી. પોતાના ઓરડામાંથી બહાર જતાં અગાસી પર શાહજાદો સલીમ તેણીને મલ્યો ત્યારે તેને જોતાં તેણીમાં ફરી એક વાર અસાધારણ હિમત આવી. શાહજાદા સલીમની હાજરીની ખબર તેણીને આપવામાં આવી ન હતી. તે પોતેજ તેણી સમક્ષ આવી ઉભો હતો. હવે તેણીને દરેક ચીજ તેના ખુલ્લા આકારમાં જણાઇ ગઇ. તેણીના વહાલા સીધ્ધાથી તેણીને છૂટી પાડવા શાહજાદા સિવાય બીજું કોઇ પણ તે ઢંગાળ વિગત જોડી કાઢેજ નહિ. તે બાઇ

શાહી મહેમાનની સલામનો જવાબ અર્ધ ઠંડાઇ ને અર્ધ તુચ્છકારથી તેણીએ વાળ્યો.

'ઇન્દુમતી' તેણે કહ્યું; 'છેલ્લી મુલાકાત પછી પાછો હેયાં હું શા માટે આવ્યો છું તેથી બીશક તને અજાયબી લાગતી હશે. તારા કાન પર તારી દાસી મારફતે જે ખબર આવી છે તે જાતે કહેવાને હું અશક્ત હોવાથી મેં તે ઉપાય યોજ્યો હતો તે માટે તારી માફી ચાહું છું.'

'હું બધું સમજી, શાહજાદા' ઇન્દુએ જરા પણ ગુસ્સો કર્યા વગર તેમજ સહજ પણ ચુંચ વાયા વિના નરમાસથી જણાવ્યું. 'તમે એમ ધાર્યું કે જ્યાં તમારી સલાહ કારગત ન લાગી ત્યાં કદાચ તમારી નિંદા ફાવી જાય. આવી ચીજની ધક્કી મેં રાખી નહતી; ખાસ કરીને તમો તરફથી તેવી વકરી મને હતીજ નહિ.'

'નિંદા!' શાહજાદો બોલ્યો. 'તેમ કરવું હું મારા પવિત્ર પ્યારને કલંક લગાડવા સમાન ગણી શકું! તેમાં તને તો કાંઇ નુકસાન નથી પણ હું મારાં નામને કામને બટ્ટો લગાડુંજ નહિ અને કહેશે કે એવી વાહિયાત નિંદા કે બકવા મને શું કામ આવવાની હતી? આ નિંદા નથી પણ પૂરતી સાબેતી સાથની ઇચ્ચે ઉંચેની સચ્ચાઇ છે.'

'કેવી રીતની? તમે શું કહેવા માંગો છો?'

'મારી પાસે એવી સાબેતી છે કે જે અપક્ષપાતમાં અપક્ષપાત ન્યાયાધિશ વટીક તુચ્છકારી શકે નહિ. સીધરાજના પોતાના અક્ષરો તું ઓળખે છે ને?'

'હા—'

'લે, ત્યારે આ કાગળો જો.' અને સલીમે તેણીના હાથમાં પેલા બે ઘડી વાળેલાં કાગળો આપ્યાં કે જે ગુલબદન ગુલની દાસીએ પોતાની શેઠાણીના કબજામાંથી ચોરી લાવી શાહજાદાને વેચી ગઇ હતી. તે કાગળો ઉતાવળમાં ભારે જુસ્સાભેર લાગણી સાથે લખાયલાં હતાં. તેમાં શબ્દે શબ્દ પ્રેમનો ઉભરાઇ જતો હતો. પ્રેમ ઘેલાં બનેલા સીધરાજની જોડેલી તેમાં એકાદ બે કવિતા હતી કે જેમાં ગુલ નામપર આશક થઇ તેણે પોતાની માશુકની બખાન સીફત ગાઇ હતી.

પહેલાં તો ઇન્દુમતીએ તે પર ઉડતી નજર ફેંકી અને તે પછી તેણીએ તે કાગળો બહુ ધ્યાનથી વાંચ્યાં અને તે બાદ તે કાગળો ફેરવી ફેરવીને તપાસ્યાં. આ પછી તે કાગળો તેણીના હાથમાંથી સરકી પડયાં ને શાહજાદાએ જો હુશ્યારી ન રાખી હોત તો તેણી શુદ્ધ હાલતમાં નીચે જમીનપર ગબડી પડત; પણ શાહજાદાએ તેણીને પડતી બચાવી બાજુમાંની બેઠકપર બેસાડી દીધી.

ઇન્દુમતી જોકે ઉંડા પ્રેમથી પોતાના વહાલાને ચાહી રહી હતી તે છતાં ના તેથી નબળી પડી હતી કે ના અસ્વસ્થ થઇ હતી; તેણીની રગોમાં તો ઉભરાવી પહેલવાની લોહી દોડતું હતું. તેણી ઝડપથી હુશ્યાર થઇ. તેણીએ શાહજાદાને પોતાની તરફ ટગર ટગર જોતો ઉભેલો જોયો.

'કીસ્મત!' તેણી કપાળપર પોતાનો હાથ મારી હાય મારતી બોલી. 'મારૂં નસીબ બરગસ્તે થયું છે. એક પળવાર તમો મારે માટે પેરો વિચાર કરવા માટે હું તમારી માફી ચાહું છું, શાહજાદા બીશક. હું કબુલું છું કે મેં જે કાંઇ સાંભળ્યું છે તે તદ્દન ખરૂં છે.

'અત્યાર સુધી જે જીગરની હું એકલી એકનીએક માલેક હતી તે હવે બીજાને સ્વાધિન થઇ ચુક્યું છે; પણ શાહજાદા તમો એમ તેથી ના ધારતા કે આ શોધથી તમારો માર્ગ બંધ થયો હતો તે ખુલ્લો થયો છે. આપ દુન્યાપર રાજ્ય કરી શકશો પણ સ્ત્રીઓના જીગર પર રાજ્ય કરવું તમો માટે અશક્ય છે. એમ કદીબી માનતા ના કે મને મળેલાં વચનનો ભંગ થયો છે, તેથી

હું મારાં આપેલાં વચનનો પણ ભંગ કરીશ. જ્યાં સુધી મને મારાં વચનથી મુક્ત કરવામાં આવશે નહિ ત્યાં તુંલીક મારે મનથી તે પવિત્ર વચન છે અને હું તેને આ કે પેલી જીંદગીમાં પણ વફાદારીથી વળગી રહીશ. મારે મનથી ખુદાબી એક ને પતિ પણ એકજ છે.'

'કારણ ?' શાહજાદો અજાયબીમાં પૂકારી ઉઠયો. 'તારા આશકની બેવફાઇ તારી આગળ ખુલ્લી થઇ છે. તે તને બીજીને ખાતર તરછોડી છોડી જાય છે તે છતાં તું તને પોતાને મુક્ત થયલી સમજતી નથી. તેને મનથી આ દુન્યામાં તારી હસ્તી વટીક નથી તો શામાટે તું તારા ચરણુમાં આવીને નમતું ઉમદા જીગર ફચડી–ભચડી નાંખે છે કે જે તેને એવા બુલંદ દરજ્જા પર લઇ જવા આતુર છે ને તેના જેવું માન આ દુન્યામાં કોઇ બીજો શખ્સ તને આપી શકે તેમ છેજ નહિ.'

'શાહજાદા' ઇંદુમતી ધીમેથી પોતાની બુદ્ધિમાંથી જાગ્રત થતાં નરમાસથી બોલી. તમો મને હજી સમજ્યાજ નથી અને મને ડર છે કે તમો તેમ કરી શકશોજ નહિ. હમો ગરીબ હિંદુ સ્ત્રીઓને પીછાનવાને હજી તમોને જમાનો જોઇશે; કેમકે જે જાતની સ્ત્રીઓ સાથે સંબંધ રાખવાની તમોને તમેહ પડી છે તેથી ઉલટીજ કીસમની હમો છીએ. તમો એમ ધારો છો કે આ દુન્યામાં એક સ્ત્રી મારે સૌથી મોટામાં મોટું સુખ કોઇ મહાન સુલતાનની માનીતિ સુલતાના થવામાં આવી રહેલું છે. બીશક થોડીક સ્ત્રીઓના વિચાર મુજબ તેમ હશેજ. તમો ધારોછ કે હમારા આશકની બેવફાઇ જણાવતાં હમો તેને માટેના હમારા વિચારો બદલી નાંખ્યે છીએ અને તે બેવફાની પેઠે હમો પણ તેવાંજ થઇએ છીએ. શું તમે આ ગણત્રી પર તમારી મદાર બાંધી છે?'

'કાં નહિ ?' સલીમ ખપતો અજબ થતો બોલ્યો.

'હમો સ્ત્રીઓ મોટાઇની લાલચ જરાએ સમજી શકતી નથી' નમ્ર જવાબ મલ્યો. 'જ્યાં હમારી ફરજ ને આબરૂનો સવાલ આવે છે ત્યાં હમોને લાલચની જરાએ તુંભા થતી નથી. હમારે મનથી હમારા ધણીઓ ગમે તેવા નીમકહરામ કે કુકર્મિ હોય તે છતાં હમારા ધણી એટલે પરમાત્માથી બીજે દરજ્જેના છે એટલે તેઓની બેવફાઇ જાણવા છતાં હમો તેમના તરફ તેવાં થઇ શકતા નથી. એક સ્ત્રી પોતાના ભરથાર તરફ કેટલી હદે સાચ્ચી ને વફાદાર રહે છે તેની કોઇ પણ જાતની હદ હોતીજ નથી. કદાચ તમો હમોને વ્હેમી ગણો યા અજ્ઞાન ગણો તોએ હમો તો હમારા ધણીને ખાતર બળતી ચેહમાં કુદી પડવા, તેની સાથે હમારો પ્રાણ અર્પણ કરવા, જરાએ ડરતાં કે ડગમગતાં નથી. હમારાં શાસ્ત્રોમાં જોશો તો નાલાયક ભરથારો પર પોતાનો પ્યારો જાન સદકે કરતી અનેક સ્ત્રીઓનાં દ્રષ્ટાંતો તમોને માલુમ પડશે. બીશક સાધ્વી દમયંતીનો દ્રષ્ટાંત તો આપે વાંચ્યો હશેજ. મારાથી બની શકશે ત્યાં સુધી હું પોતે બીજી દમયંતી થવાનો પ્રયાસ કરીશ. દુષ્ટ કળીરાજે મારા સીધરાજને કુસલાવ્યો છે તેથી તે મને તરછોડી જઇ પાપી કામમાં લુબ્ધ થયો છે. સીધરાજે જાણી જોઇને મને આ કંગાળ આફતમાં નાંખી નથી. તેને તો દુષ્ટ દૈવે ભમાવ્યો છે. જ્યારે તે આ ફરેબી ફંદમાંથી છૂટો થશે; જ્યારે તેની આંખ પરનો પડદો ખુલી જશે ત્યારે તે નળરાજાની પેઠે મારી શોધમાં આવશે. તે વેળા તે મને કોઇ પણ જાતના કલંકથી રહિત જોશે અને કબુલ કરશે કે તેની આબરૂ ને કીર્તિની સાચવણી તેના કરતાં કાંઇક સરસ રીતે કરવા હું નસીબદાર થઇ હતી.'

'જો કે મને તને છોડી જતાં અત્યંત દુખ થાય છે' શાહજાદાએ એક પળ ચુપ રહી જણાવ્યું. 'તોએ તેની સુખી આમદની તારી આશામાં હું તને ખુશીથી છોડી જવા તૈયાર છું. ગુસ્તાખી માફ કર, પણ તારી આ આશા સદંતર

ફાકટ છે. જે સ્ત્રીની મોહપાસમાં તે સપડાયો છે તેને હું અચ્છી રીતે ઓળખું છું. તેને જોઇ તે આગમજ હું તેણીને ખરાં જીગરથી ચહાતો હતો. જ્યાં સુધી નિર્મળ પ્યાર આપણા જુસ્સા પર કાબુ મેળવે છે નહિ ત્યાં તુલીક તેણીની મોહીની લોહચુંબકની પેઠે દરેકને ખેંચેલા રાખે છે. તે ખરેજ મકકારેબાજ સ્ત્રી છે ને તેની પાસેથી છટકવું મહાલ છે. જેવી તું નિર્દોષ ને પવિત્ર છે તેવી તે ફરેબબાજ આકર્ષક છે.'

'શાહજાદા' ઇન્દુમતીએ આ એકરાર સાંભળતાં કરગરીને કહ્યું. 'મારા પર ખાસ મહેરબાની કરી મારી એક બે અદબ માંગણી સ્વીકારો. હવડાં તમો સીધારી આવો. આ બધું મેં જે સાંભળ્યું છે તે પછી હું એકલી પડવા ખાસ ઇંતેજાર છું. મને તેની જરૂર છે. તમા જેવા ભલા રાજવંશી મારી આ માંગણી ના પાડશો નહિજ એવી મને આશા છે.'

'તારી મહેરબાનીનો બદલો ખોટી રીતે વાળું તો હું મારાં શાહી નામને કલંક લગાડયા વિના રહુંજ નહિ' શાહજાદાએ નરમાસથી જણાવ્યું. 'હું જોઉં છું કે ખોટી જીદ કરવા જતાં હું મારો સ્વાર્થ બગાડી શકું તેમ છે તેથી તારી ઇચ્છાને તાબે થઇ જવાની હું રજા લઉં છું.' અને બાજુમાં ફરી, અગાસી પર થઇને ધીમે પગલે તે ચાલ્યો ગયો.

જેવો તે ત્યાંથી ગયો કે ઇન્દુમતીની હિંમત તથા દ્રઢતાની સાફસાફ ઓટ થઇ ગઇ. નસીબ પડી જવાથી તેણી એક બેઠક પર ફસડાઈ પડી અને આંખે હાથ ઢાંકી તેણી જીગરતોડ રડી.

---

# "KITCHENER'S OWN" ON "THE DAY."

I wonder whether the Germans waited as eagerly for "The Day" as we did. I wonder if they were as tightly tuned-up for it when it came as we were, after our seemingly endless months of soaking southern camps at home, and muscle-hardening, mind-wearying make-believe. Our "Day" arrived in the summer, and no experience of mine has ever been more thrilling than that first day we marched off, and I say that although we were nearly buried under layers of German shells for about seventy-two hours round about the Chalk Pit and Hill 70.

Fighting is like a fever—moments delirium, with long-drawn lulls that are worse. I think we were more prepared for the former than the latter, but all the home drilling, musketry, skirmishing, night attacks, manœuvring, etc., was just a game. We only learned the meaning of reality on that Saturday morning when the merest haphazard shot of some far-distant German marksman caused the lieutenant of my platoon to writhe most horribly on the ground and keep on with his dismal: "Oh! Oh! Oh!" The bullet had got him in the stomach. Still, although it made us feel squeamish and steal glances at one another at first, it ended by making us long to pay back that coin with interest.

**Anxiety of waiting an Attack.**

We were waiting, waiting, like dogs on the leash, and I must own that my own nervous excitement was painful, and I hardly knew what I should be doing next. But remember that I and others had been up best part of the preceding night of the 24th, and had been marching and digging and practising that old eternal attack for some days previous, and were exhausted, and could have done with an extra tot of rum in our coffee. And I remember, too, that it was also rather chilly in those earth-holes where we waited.

I remember a youngster with chattering teeth cracking the wee joke that it must be warmer for the Germans; for our gunners were working away as relentless as Fate, or like workmen carrying out an emergency contract on piece rates. It made my head ache and throb, and for a moment I thought of digging a hole in the trench-wall to stick my head in to deaden that din, only that I saw the ground was shaking too. I saw something else, too, as I looked round—grimpses of red crosses stretchers, motor-ambulances, and doctors—and felt like a man with seventeen raging teeth in a dentist's with the door locked.

## "Go Ahead and Make Good."

There is *nothing like action. If you* could only keep our lads on the go by hook or by crook or by crutch they would never stop this side of Berlin, take my word. Why, I was a new man the moment I saw my company captain stretch himself on getting a prearranged signal from the adjutant and tighten up his clothes and equipment. He lit his last cigarette, looked at his watch, got out *his whistle, gave* us a grim meaning smile, and pointed forward to a certain eminence, giving us to und erstand that was to be our first objective. He may have been telling us all about it, but I never heard a word in that din. Besides, German shells were now sailing high over us, with their weird screech, intended as souvenirs for our reserves, and when we *saw the braw sight of some of the* Camerons' kilts swinging away on our left, and saw our captain jump to his feet like a shot, we were out of the trenches and after him before he could get his whistle to his lips, as though it was a race for free whiskey.

Our orders were to go straight ahead (the centre of the line and a proud position for us) and "make good" Loos the Chalk *Pit,* and the Coal-dump, that lay between and just to the left of Hill 70. There was no opposition at first, and we felt as chirpy as crickets, and took the first German trench-line, which was battered to pudding in parts, though here and there the machine-gun emplacements, in a casing of concrete and iron rails, were *intact,* and at one of them we saw a dead German actually chained to his gun. The gun itself was all away, and so was *he;* and we had to beware of pot shots coming at us from the deep, stout-planked tunnellings that showed here and there. We did this by plugging a few bombs into them beforehand, and then raced on again.

## Hand-to-hand Combats.

It was hard work catching them up, and still harder to find my own company, for, among all those battered and broken husks of buildings and shell craters in the place that was once called Loos, our previous good *order* had at last given way, and about a couple of thousand fierce personal battles were going on. For a moment I was dazed and hardly knew what to do next. Yelling Highlanders gushed out of houses, cellars, and barns, with blood-bespattered bayonets; the air seemed alive with the sharp "twang" of bullets that seemed to come from every direction at once; in one place, there were houses aflame; in another I saw a hefty lad of the Black Watch and a bearded Hun locked in a death grip; farther to the right some Highland regiment were streaming over Hill 70, while the stutter of musketry fire grew ever fiercer; the dead were sprawling awkwardly everywhere in the streets, and I saw many poor wounded fellows crawling to the shelter of the walls, and sniped at as they did so by a few skulking Germans on the roofs of some houses. Thank heavens! some of our grenadethrowers settled the hash of these latter.

*(Private J. Mc Leod's version.)*

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મી૦ સી. એમ. વાવડા,
બોક્સ ૨૨, ટોંગાટ,
હોસટેરલી, S. W

દક્ષિણ આફ્રિકા ખાતે
જતાં ગુલશનના લવાજમો
મી૦ વાવડા સ્વિકારશે.

# ગુલશન.

# GULSHAN.

મે ૧૯૧૮. વૉલ્યુમ ૧૦. Vol 10 May 1918.

## સાંકળ્યું



Printed by Maneklal A. Doctor, at his stree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bhagalia Mota Falia, Navsari. Dated 17—6—18

☞ સુફેદ શુદ્ધ સાચા મોતીનો ☜

# સુરમો.

આ સુરમો શ્રીમાન કુટુંબમાં ઘણીજ હોંસથી વપરાય છે. આંખની ગરમી, દુઃખાવો, કલતર, લોહીવિકાર, ફુલું, જાળું, ઝાંખ, શરૂઆતનો મોતીયો, શોર્ટ સાઈટ, પાણી ઝરવું, પીપડા બાઝવા, આંખની અંદર ખીલ પડવા, વાંચતાં લાલ પીળા રંગ દેખાવા, તેજ સહન કરવાની આંખની નબળાઇ, વિગેરે દરેક વિકારના આંખના દરદોમાં આ સુરમો ઘણોજ ફાયદાકારક સાબીત થઇ ચુકયો છે. તો સાચા માલનાં ખરાં દામ પણ આપવાં જોઇએ. પરંતુ હવે લાભને બાજુએ મુકીને માત્ર પડતર કીંમત ઉપર નહીં જેવોજ નફો ચઢાવીને આ સુરમો તોલા ૧) ના રૂ. ૮-૦-૦ નં. ૨ નો કાળો રૂ. ૨ ૦। અને ૦॥ તોલો પણ એજ ભાવે મળશે.

હજારો નિરાશામાં આશાનું એક કિરણ ! ! !

# દરબારનો

## પ્રમેહારી રસ.

સખત પરિશ્રમના અનુભવથી બનાવેલો દરબારનો પ્રમેહારી રસ, ગમેતેવો જુનો પ્રમેહ, સ્વપ્નદોષ, અંદર આગ બળવી, કપડામાં ડાઘ પડવા, વિર્યનું જવું વિગેરે વીસ પ્રકારનો પ્રમેહ ફક્ત ચોવીસ કલાકમાંજ આરામ કરે છે જેઓને વિશ્વાસ હોય કે પ્રમેહ જલદી સારો નહિ થાય તેવો રોગ છે તેમણે દરબારનો પ્રમેહારી રસ એકજ વખત અજમાવી જોવો.

કીંમત માત્ર મોટી બાટલીના રૂા. ૨) પો. જુદું.
ત્રણ બાટલીના રૂા. ૫) પો. જુદું.

* દરેક ગામે એજંટો જોઇએ છે.

દરબાર એજન્સી
નડીયાદ. Nadiad.
B. B. & C. I. Ry.

# Hind and Britannia.

*"Rule, Britannia!*
*Britannia rule the Waves,*
*Britons, never,*
*Never shall make Slaves."*

1

Britannia! Queen of *Freedom,*
And Empress of our Hind,
Defeat the dogged German,
That fights thee like a Fiend,

2

Call out the Sons of India,
Who worship *Freedom's Cause*-
*Free* Comrades of *free* Britons-
No time is there to pause.

3

And soon a Mighty Army,
Of one *Crore* Indians strong,
Shall rally round thy Standard,
To *free* the world from Wrong.

4

O like the Goddess *Chandi,*
Take up thy sword and shield,
And drive the haughty *Kaiser,*
From off the Flanders' Field.

5

O think of thy resources
So countless and so vast;
And this terrific carnage,
Shall sure no longer last.

6

Conjoined with Hind, Britannia!
Raise up thy *Trident* high;
Strike down *the Foe of Freedom,*
That doth the World defy.

7

Then, *Peace* and *Joy* and *Justice,*
Through all the Lands shall ring,
And grateful hearts of millions,
Shall sing;-*God save the King!*

Trimbakrai Jadavrai Desai,
*Barrister-at-Law.*

ૐ

# [ હરિગીત ]

---

મુજ ઘરે આવ્યો પરોણો એક છે પરલોકથી;
ઘર કરી બેઠો ઘરે ! હઠતો નથી તે કોકથી !
નખ્ખોદ એનું જાય ! મુજ ઘર હોય એના બાપનું—
તેમ કુલ કબજો કરી, બેઠો બનાવી આપનું !
ડરતો નથી, ફરતો નથી મુજની શરમ કૈ વાતમાં;
ચાહ્યું કરે–ફુલ્યો ફરે, શું જાત કે પરજાતમાં !
ઘરબારમાં મારાં ભરી મિલકત હતી મુજ જેટલી;
કમબખ્ત લઇ બેઠો અરે કબજે કરી કુલ તેટલી !
ભાઇ એની સરકશીની વાત તમને શું કહું ?
ભોગવે વૈભવ બધા એ ! ડોળતો હું તો રહું !
નાપાક નડવા ક્યાં–થકી અફ્સોસ ! મુંજને આવિયો !
ફંદો ચલાવી મુજ ઉપર સાબૂત સૌમાં ફાવિયો !
લોક ઘર આવે પરોણા જાય પાછા માનથી;
શોક કેવો છે જુઓ, ડસતો નથી અપમાનથી !
કમબખ્ત માંદો એ પડે ને ઘર બધું મારૂં ધ્રૂજે !
ઉઠવેઠ તેની હું કરૂં ! નહિં કૈં મને ત્યારે સુજે !
તે કરે કુલ કામ ને પરીણામ હું સૌ ભોગવું ?
શી સિહા સૂજત સૂજી ! મુજ જીંદગી કયમ જોગવું ?
આપી રહ્યો છે ક્યારથી ધમકી મને બહુ ધાકમાં—
" જ્યારે જઇશ હું ઘર તજી પાડીશ તને હું ખાકમાં !"
રાત–દહાડો એમ બોલી તે સતાવી છે રહ્યો;
યારો બચાવો ! કૈં બતાવો માર્ગ હું લઉં હ્યાં કહ્યો ?
કોણ તે મારો પરોણો ? ઘર કયું ને કોણ હું ?
દોસ્ત ઓ દિલ–જાનનાં ! શકશો પિછાની નહિંજ શું ?

° દા. એ. તારાપોરવાળા.

# THE DEATH OF AKBAR: A TERCENTENARY STUDY.*

( By—Mr. R. P. Karkaria. )

After completing a reign unexampled in the annals of India for prosperity and splendour, Akbar died in October 1605. Consequently in last October fell the Tercentenary of his death, a solemn historical occasion worthy of due celebration. But modern India was, it seems, indifferent to that great name on this occasion, and the date was allowed to pass by without even a thought being given to that great Emperor. In these days when there is so much talk amongst Indians of an United India and of national movements, it is very significant that Indians themselves should have made no movement to celebrate on such an occasion the memory of the illustrious monarch who did so much in his time to unite all Indians and ruled beneficently over all his subjects,—Hindus, Mahomedans, Sikhs, Parsis, Buddhists, and tried to bring them together. Shivaji, it would seem, appealed to some better than Akbar, and there have been celebrations in his honour, not only among the Mahrathas but also among the Bengalis. But with all due deference to the memory of Shivaji, for whom I have the greatest respect which I have shown on many occasions, I would say that after all he was but the hero of only a section of the Indians; while Akbar ought to appeal to all Indians like, as he worked more than other rulers for the union of all the peoples under his sway.

It would have been in the fitness of things if the present rulers of India, who have succeeded in the course of events by a wise Providence to the heritage of that illustrious mediæval ruler, had celebrated the memory of their most illustrious predecessor. Surely the man was here who would have plunged with his whole heart into the work, who has given unmistakeable proofs that he possesses the historic imagination, to whom the works of Akbar and his descendants, the magnificent Mughals, have throughout his career in India appealed as they had appealed to no other English ruler, who in short was best fitted to do justice to the occasion. But somehow or other Lord Curzon missed the occasion and the Tercentenary of Akbar has been allowed to pass by unremembered, unsung, even unrecorded. People were too busy with the present to bestow thought on the past, even on such a splendid past as the times of Akbar. But that present was indeed worthy to eclipse even so glorious a past. All India, and parti-

* Paper read before the Bombay Branch Royal Asiatic Society.

various subjects to be noticed" (Professor Dowson, in Elliot's History of India, Vol. VI., p. 256). In that form of these memoirs which goes under the name of "Tuzakh-i-Jehangiri" and "Tarikh-i-Salim Shahi," and which was translated by Major David Price, a great Orientalist and original member of our Society at its foundation in 1804, Jehangir relates with all the details and circumstances favourable to himself the story of Akbar's end. It is very long; but it will be given here shorn of many details with which we are not here concerned. He introduces his account with these remark which naturally put us on our guard against implicitly believing everything that he says or has bad another say in his name. "With regard to the circumstances of my father's last illness and the means by which the duplicity and hostile designs of some turbulent ameers became known to me on that occasion, I may remark that the influence of my predominant fortune was finally triumphant, and without the slightest effort of human skill God Almighty placed the Empire of Hindustan at my disposal. The story of the events of which it furnishes the recital are among the extraordinary things of the age in which we live, and the particulars may be learnt with sufficient accuracy in the following relation."

He then proceeds to the main story. "On Monday, the nineteenth of the former month of Jemady of the year 1014 (10th September 1605 A. D.), during a paroxysm of his complaint, the inmates of my father's harem proposed to him, previous to his taking a particular draught—the *Noush-i-jann* or life draught—to eat of some fruit and other delicacies presented to him. The effect of this indulgence was a violent indigestion and as his anger was at the same to a violent degree excited against Amin-ud-din, whom reproaching in severe terms for his gambling propensities, this combined with the previous malady, produced results so unfavourable, that the whole of the ensuing day was passed in complete abstinence not a morsel passing his lips. This was on the Tuesday. On the next evening, which must have been Wednesday, they administered to him the before-mentioned draught in some broth. Another day he spoke in terms of displeasure to Hakim Ally, one of his physicians, who endeavoured to appease him by assuring him, that things done under the influence of alarm were always unavailing, and that his constant solicitude was the application of such remedies as were best calculated to relieve him. My father, however, not less for the purpose of tranquilising the alarm of his attendants than that of sustaining the remnant of life, consented to eat of some rice and vetches dressed with oil (the Indian dish called *kitchery*). But such was the debilitated state of his bowels, that what he had eaten could not be digested. (to continue)

# સુલતાને સુલેમાની !

## ( આરસેની લુપીનનું છેવટનું પ્રાક્રમ )

( એક દીલકશ વાર્તા )

ફ્રેંચ પોલીસના વડા મશ્હુર ગેબોરયોની ઓફીસમાં એક મીટીંગ બોલાવવામાં આવી હતી જેમાં હાજર થવા અમેરિકન એલચી ખાતાંના તથા પેરૂવ્યન એલચી ખાતાંના વડા સેક્રેટરીઓ, મેજર કાઉંટ ડીલામોર, સોલીસીટર મશ્હુર જુઆન અને ડૉનલુઇ પેરેના હતા. પોલીસના વડાને મળવાને તેનો ઇન્સપેક્ટર વેરોટ આવ્યો જેને ચોક્કસ કામ સોંપવામાં આવ્યું હતું. પોલીસનો વડો ન મળવાથી તેણે સેક્રેટરીને કાગળ તથા પારસલ આપ્યાં. બહાર જતાં પોતાની તબ્યત બગડવાથી તે પાછો આવ્યો. તે સેક્રેટરીને બધી વિગત કહેવા ગયો તેવામાં તેની આંખે ચક્કર આવ્યાં ને સેક્રેટરીના ઓરડામાં જવાને બદલે પોલીસના વડાના ડ્રેસીંગ રૂમમાં ગયો ને ત્યાં બેશુધ્ધ થઇ પડ્યો.

ઉપલા પાંચો જણા મરહુમ કોસમો મોર્નિંગ્ટનનું વિલ વંચાતું સાંભળવા આવ્યા હતા. મરહુમે પોતાનું વિલ કર્યા બાદ મરણ પછી પોતાના સોલીસીટરને તે પોલીસના વડાની સમક્ષ ખોલવા ફરમાવ્યું હતું. તે વિલની વિગત વંચાતાં જણાયું કે તેની માતા એક ગરીબને પરણી હતી. ઇંગ્લાંડ ને ફ્રાન્સમાં તેઓ રહી ન શકવાથી અમેરિકા ગયા હતાં ને મોટી દોલત એકઠી કરી હતી. આ દોલત ચાર અબજ ફ્રાંક જેટલી હતી.

પોતાના માતાના સગાંઓને શોધવા કોસમોએ કોશીશ કરી હતી પણ ફાવ્યો ન હતો ને તેનું મરણ નીપજ્યું હતું. તે વિલ મુજબ તેણે પોતાના મિત્ર ડૉનલુઇ પેરેનાને દશલાખ ફ્રાંક આપવાં ફરમાવ્યું હતું. ત્રણ અબજ ફ્રાંક અમેરિકા ખાતે ધાર્મિક ને કેળવણીની સંસ્થાઓ સ્થાપવા આપ્યા હતા તથા બાકીના ૯૦ લાખ ફ્રાંક પોતાની માસીઓને યા તેમનાં એક પછી એક વારેસોને શોધી આપવાનું ફરમાવ્યું હતું. આ માટે એવી શરત હતી કે વીલ વંચાયા પછી બે દીવસે જાસ્તેનો કરવી ને બે મહિનામાં પાછી મીટીંગ બોલાવી જે વારેસ મળે તેને તે એનાયત કરવી. તેમ ન થતાં બધી દોલત ડૉનલુઇ પેરેનાને આપવી ને તે જો ન કબુલે તો તેમાંથી યુનીવર્સિટિ સ્થાપવી ને પોલીસને મદદ કરવી.

વિલ મુજબ ડૉન લુઇપેરેનાને લગતી તપાસ થઇ તેમાં તેની અચુક ખાતરી આપવામાં આવી. તે કોઇ અચુક વિરલો નીકળ્યો કે જેને અસાધારણ બહાદુરી માટે મોટા મોટા ચાંદો એનાયત થયાં હતા. આ શખ્સને આરસેની લુપીનનાં મરણ પછી આખું લશ્કર શાહુકારનાં નામથી ઓળખતું હતું કેમકે. તેનામાં તેવીજ અદભુત શક્તિઓ હતી. તે પોતાની કુનેહબાજ યુક્તિથી કોસમો મોર્નિંગ્ટનનો દોસ્ત થયો હતો. તેની વિલક્ષણ તવારિખ પોલીસના વડાએ જણાવી ત્યારે બધા અજબ થયા.

વાતપરથી વાત નીકળતાં કોસમો મોર્નિંગ્ટનનાં મરણની વાત નીકળી. ઓપરેશન નિષ્ફળ જવાનું કારણ પેરેનાએ માનવા ના પાડ્યું ને સાંભળેલી વિગતોપરથી તેણે સાબેત કરી આપ્યું કે મરનારને કોઇએ ઝેર આપ્યું હતું. બારીક વિગતમાં ઉતરતા બધાની ખાતરી થઈ હતી.

ઇન્સપેક્ટર વેરોટની બધે બધ તપાસ કરવા છતાં તે કેમે મળ્યો નહિ. સાંભળેલી વિગતો પરથી ડૉનલુઇએ અનુમાન કર્યું કે તે ત્યાંજ હશે. તપાસ કરતાં સાહેબ બહાદુરના ડ્રેસીંગ રૂમમાંથી તે બેશુધ્ધ હાલતમાં મળી આવ્યો. ગમે તેવી કોશેશ કરવા છતાં તે બાપડો જલદીથી મરણ પામ્યો. તેજ રાત્રે બે ખુન થવાની વિગત ઇન્સપેક્ટરે જણાવેલી હોવાથી બધા અજબ થયા.

આ વખતે મશ્હુર હેનરી ફ્લોવીલે નામનો એક શખ્સ પોલીસના વડાને મળવા આવ્યો. ઇન્સપેક્ટર વેરોટે જણાવેલું આખું નામ તેને મળતું આવતું હતું. તે આવતાં સમેત વેરોટનાં ખુનની વિગત સાંભળી ખુબ રડ્યો. કોઇ પણ જાતનો ખોલાશો કરવાની તેને ધાસ્તીને ના પાડી. તપાસમાં જણાયું કોસમો મોર્નિંગ્ટનની દોલતનો તે વારેસ હતો.

બીમાર છું પણ હું જીવવા માંગું છું ! મારે જીવવાનો દરેક હક છે...મારો દીકરો બી જીવવોજ જોઇએ...હમે હજી જીવીશું...ઓહ, એ ચંડાળો !...'

છાકટાની પેઠે લથડતો–પથડતો તે બહાર ચાલ્યો ગયો કે સાહેબ બહાદુર હવે ઝડપથી ઉઠતાં બોલ્યા,

'આ માણસની હાલત માટે મારે તાબડતોબ તપાસ કરાવી પડશે...હું એના ઘર પર પાહેરો મુકાવીશ. મેં ડીટેકટીવ ખાતાંને ક્યારનું જણાવ્યું તો છેજ. ત્યાંથી મારી સંપૂર્ણ ખાતરીનો માણસ આવે તેની રાહ હું જોઉં છું.'

'કમિશનર સાહેબ, હું નમ્રપૂર્વક આપને વિનંતી કરૂં છું કે આ કામની તપાસ કરવામાં મને સાથે સામેલ કરો. કારમોના વિલ મુજબ તે મારી ફરજ છે ને ગુસ્તાખી માફ છે પણ હું એ ફરજનું કરજ અદા કરવા ઇંતેજાર છું. મસ્યુર રોવીલેના દુશમનોએ પોતાના અસાધારણ ચપળાઇને હિમતની આપણને થોડી ઘણી માહિતી આપી છે. આજે મસ્યુરના મકાનમાં તેની આગળ રાત્રે રહેવાની અરજ મંજુર કરવા આપને વિનવું છું.'

સાહેબ બહાદુર વિચારમાં પડયા. મોર્નિંગ્ટનના વિલ મુજબ ડૉન લુઇ પેરેનાના હાથમાંનો તે મોટો લુમકો ખુંચવાઇ ન જાય તે જોવાનું કામ બીશક તેનું હતુંજ. તે કમનસીબ વારેસ સામે મોત જાણે ડોળો ધુરકી રહ્યું હતું ત્યારેજ તેને હાથે કરીને વાઘના ડાચામાં ખોસવાની કશી જરૂર હતી નહિ. તે મક્કમ ચ્હેરો, તે પોહળી પેશાની ને તે નિર્દોષ દેખાવ-એક પળવાર સાહેબ બહાદુરે ટગરટગર જોયાં. માણસોના જીગર વાંચવામાં પોતાને કુશળ લેખતો હતો પણ આ શખ્સના બાબમાં તે કેવળ નિષ્ફળ નીવડયો હતો એમ કબુલવાની ગોયા તેને ફરજ પડી. કાંઇક ખાતરી થતાં તેમણે પોતાના સેક્રેટરીને બોલાવી કહ્યું,

'ડીટેકટીવ ઓફીસમાંથી કોઇ આવ્યું છ કે ?'

'હા જી સાહેબ. સારજંટ જેરોમ આવ્યો છે.'

'તેને હાં મોકલ.' અને પેરેના તરફ ફરી તેમણે કહ્યું, 'સારજંટ જેરોમ હમારા સૌથી હાએલ ડિટેકટિવોમાંનો એક છે. હમેશાં મુશ્કીલ બાબતો હું તેનેજ મારા મરહુમ ઇન્સ્પેકટર વેબર સાથે સોંપતો હતો. તે તમોને બિશક બહુજ ઉપયોગી થઇ પડશે.'

સારજંટ જેરોમ નમન કરતો અંદર આવ્યો. તે બટકો, એકવડ્યાં અંગનો શખ્સ હતો. તેની મુછ નીચી લબડતી ને તેની આંખ પરનાં પોપચાં ઝુલાઇ પડતાં હતાં. સામટી રીતે જોતાં તેનો દેખાવ રડતા ચણાવાળાના જેવો હતો પણ કામ વખતે તેની ઝેણ શિકારી કુતરા કરતાં પણ ચંચળ હતી.

'જેરોમ' સાહેબ બહાદુરે જણાવ્યું. 'હું ધારૂંછ તેમ તારા સાથી વેબરના ખુનને લગતી દરેક વિગતને અત્યાર આગમજની મળી તો હશેજ. તે ખુનનો બદલો લઇ, બીજાં વધુ ખુનો થતાં અટકાવવાની આપણને જરૂર છે. આ ગ્રહસ્થ આ કેસને લગતી તમામ વિગતો જાણે છે તેઓ તને દરેક હકીકત જણાવશે. તારે એમની સાથે કામ કરી મને કાલે તારો રિપોર્ટ મોકલી આપજે.'

આનો અર્થ એટલો થયો કે સાહેબ બહાદુરે પેરેનાની શક્તિને કુનેહપર શ્રદ્ધા રાખી તેને સંપૂર્ણ સત્તા આપી હતી. આ જોતાંજ પેરેના નમન કરીને બોલ્યો,

'મહેરબાન, સેવક નેહાયત ઉપકારી થયો છે. જે વિશ્વાસ આપે મારા પર મુકયો છે તે વિશ્વાસને દરેક રીતે લાયક થવા હું મારું બનતું કરીશ.'

અને ત્યાં સોલીસીટર તેમજ સાહેબ બહાદુરને સેકહેન્ડ કરી પેરેના સારજન્ટ જેરોમ સાથે ચાલ્યો ગયો.

જેવા તેઓ બહાર પડયા કે પેરેનાએ જેરોમને દરેક વિગત જણાવી. તે ડીટેકટીવ પોતાના આ નવા સાથીની ચંચળાઇ જોતાં હેરત થયો અને તેના હુકમ મુજબ કામ કરવા એકે બોલે કબુલ થયો. તેઓ પહેલાં જે હોટેલમાંથી ઇન્સ્પેકટર વેરોટે કાગળ લખ્યો હતો તે હોટેલમાં ગયા. ત્યાં તપાસ કરતાં તેમને ખબર મળી કે ઇન્સ્પેકટર તે હોટેલનું રોજનું ઘરાક હતું અને તે સહવારે તેમણે ત્યાં એક લંબાણ કાગળ લખ્યું હતું. તે ટેબલ પરના વેટરે તેને જણાવ્યું કે ઇન્સ્પેકટર પછી બે મીનિટ એક બીજો શખ્સ અંદર આવી તેમની બાજુની ટેબલ પર બેઠો હતો અને તેણે પણ લખવા-નાં કાગળને પીળાં પરબીડાં બે વાર મંગાવ્યાં હતાં.

'આહ! આયા સમજકે બીચમે!' જેરોમ બોલ્યો. 'તમો ધારતા હતા તેમજ એકને બદલે બીજું પરબીડું ડેસવામાં આવ્યું છે.'

તે વેટરે તે અજાણ્યાનું વર્ણન આબેહુબ આપ્યું. તે લાંબટાંગ ને લગાર ખૂંધો હતો. તેની રાતી દાઢી અણીદાર ટ્રીમ કરેલી હતી. તેણે કાળાં રેશમની રીબનથી બાંધેલો કાચખાના પીડની કમાન વાળો આઇગ્લાસ પહેર્યો હતો અને તેના હાથમાં કાળા રંગની લાકડી હતી જેને હંસના ડોકાં જેવો હાથી દાંતનો હાથો હતો.'

'પોલીસને તપાસ માટે આ વર્ણન પૂરતું છે' જેરોમે જણાવ્યું.

તેઓ હોટેલમાંથી બહાર પડી થોડેક દૂર ગયા નહિ કે ડૉન લુઇએ પોતાના નવા સાથીને અટકાવ્યો.

'એક મીનિટ.'

'શું છે?'

'આપની પૂંઠે કોઈ છે.'

'પૂંઠે છે? એટલે? કોણ છે, ભલા.'

'એવો કોઇ કે જેની કશી પરવા કરવાની નથી. તે કોણ છે તે હું જાણું છું, મારે તેનું કામ હવડાંજ પાકયું કરી આપવું છે. જરા થોભો હું હવડાંજ પાછો આવીશ ને તને કાંઇક ગમત બતાવીશ. પેરીસનો રંગીલો હોરયો હું તને હવડાં દેખાડીશ.'

એક મીનિટમાં તે પોતાની સાથે મોટા પેખ્યા વાળો એક લાંબ ટાંગ ઘસડી લાવ્યો ને તેની ઓળખ આપતાં બોલ્યો,

'સારજન્ટ જેરોમ, મારા ભલા મિત્ર, સીનોર સેસેરીસ, પેરૂવન એલચી ખાતાંનો વડો સેક્રેટરી. આ ભલા સેક્રેટરી સાહેબ હવડાં પોલીસ કમિશનરની ઓફીસમાં તપાસ વખતે હાજર હતા. પેરૂવ્યન એલચીની ફરમાસથી એમણે મારી ઓળખના બધા દસ્તાવેજો એકઠા કર્યા હતા. અને તે પછી હસીને તેણે કહ્યું. 'ભલા સીનોર ત્યારે તમે મારી શોધમાં હતાં કે? પોલીસ ઓફીસમાંથી બહાર પડયા પછી મને આવાં પરિણામની વકીજ હતી એટલે ...'

તે પેરૂવ્યને ઇશારત કરી સારજન્ટ તરફ આંગળી કરી કે પેરેનાએ કહ્યું,

'ઓહ, ભલા મસ્યુર જેરોમ માટે તમો ફીકર ના કરો. તેમના દેખતાં બોલો. જરાબી અચકાવાનું નથી. એઓ ઘણાજ ભલા ને નમાના છે ... આ ઉપરાંત આ બાબતને લગતી તમામ હકીકતથી તેઓ માહિતગાર છે.'

તે સેક્રટરી ચુપ રહયો. પેરેનાએ તેને આગળ તેડયો.

'સીનોર સેસેરીસ જરાબી ઓશરાયા વગર તમારે જે કહેવું હોય તે કહો. આ બાબત એવી છે કે જેમાં ખુલ્લાં મને વાત થવી જોઇએ છે. હું તો બાજે હોય તે કહેવા જરાબી ચુકું નહિ કેમકે તેમ થતાં નાહકની કોઇને હરકત થતી નથી. બોલો, ભલા! હું ધારૂં છ તેમ તમોને પૈસા જોઇએ છે; બલકે એમ કહીશ તો ચાલશે કે તમોને વધુ પૈસાની જરૂર છે. બોલો, શું જોઇએ છે?'

તે પેરૂવ્યન એક પળ સુધી અચકયો તે પછી પેરેના તરફ ટગરટગર જોઇ ચોક્કસ ઠરાવ પર આવી તેણે ભટ દઇને કહયું,

'પચાસ હજાર ફ્રાંક.'

'વલ્લાહ...વલ્લાહ!' પેરેના બોલ્યો. 'બાપા, તું તો કેયો લોભ્યાનો ભંડાર મુવો છે! એના લોભનો કેયો થોભજ નથી. કેમ શું ધાર્યું વારૂ, જેરોમ? પચાસ હજાર ફ્રાંક કાંઈ નાની સુની રકમ નથી. ખાસ કરીને જ્યારે તે લાંચ તરીકે...ભલા સેસેરીસ, ફરીથી આ વિગત આપણે ધ્યાનથી જોઇએ. ત્રણ વર્ષની વાત પર અલજીર્યામાં તમો મુસાફરી કરતા હતા ત્યારે તમોને મળવાનું સેવકને માન મલ્યું હતું. તેજ વખતે તમો કઇ કિસમના શેકયા હતા તે હું ખુલ્લું જોઇ શકયો હતો. તે પરથી તો મારૂં નામ પેરેના રાખી તમો મને કોઇ સ્પેનીશ પેરૂવ્યન ખાનદાનનો શખ્સ ગણાવી શકો કે નહિ અને તે માટેના જોઇતા દસ્તાવેજો ને સાબેતીઓ ત્રણ વર્ષમાં તમો પૂરી પાડી શકો કે નહિ તેની મેં માંગણી કરી હતી. આ માંગણીનો જવાબ હામાં મળવાથી તમારી મેહનતના દામ તરીકે વીસ હજાર ફ્રાં આપવાનું નક્કી કરવામાં આવ્યું હતું. ગયે પખવાડયે જ્યારે પોલીસના વડાએ મારી કુટુંબ ખાતરી માટેના દસ્તાવેજોની માંગણી કરી ત્યારે હું તમોને મલ્યો ત્યારેજ મને ખબર મળી કે તમારા ખાતાં મારફતે પોલીસે મંગાવેલી હકીકતની તપાસ કરવાનું કામ તમોને સોંપવામાં આવ્યું હતું. જેમ ધાર્યું તું તેમ દરેક ચીજ ફતેહમંદીથી પસાર થઇ પેરેના નામના એક મરહુમ ઉમરાવી ખાનદાનના નબીરાના દસ્તાવેજો સહેજસાજ ફેરફાર કરી તમે મારા તરીકે ઠેસવ્યા ને સોસાયટીમાં તમે મને આગેવાન જગ્યા આપી પોલીસ કમીશનર આગળ શું કહેવું તે આપણે નક્કી કર્યું ને તમોને તેની કિંમતના વીસ હજારની નોટો આપવામાં આવી. આ મુજબ આપણો ઠરાર પૂરો થયો તો ભલા, હવે તમો મારી પાસે વધુ શું માંગો છો?'

તે મદદનિશ એલચીએ આ ધુજારો સાંભળતાં કશો ગભરાટ બતાવ્યો નથી. તે તો મારો વ્હાલો કેયો ઠંડા પાણીનું માટલું બનાને આવેલો હતો એટલે ધીમેથી તેણે કહયું,

'મસ્યુર ત્રણ વર્ષની વાત પર તમારી સાથે કામ પાડતાં હું તો એમજ ધારતો હતો કે ફ્રેંચ પરદેશી લસકરી ખાતાંના અમલદારના વેષમાં એક ગ્રહસ્થ બચ્ચો ભરાતો છૂપાતો ફરતો હતો કે જેને બાજીથી આબરૂ દરકાર ભરી જીંદગી ગુજરવાનું જરૂરી સાધન જોઇતું હતું. આજેતો મારે મરહુમ કાઉન્ટ મોર્નિંગ્ટનના નસીબદાર વારેસ સાથે કામ લેવાનુંછે કે જે આવતી કાલે ખોટાં નામ હેઠળ દશ લાખ ફ્રાંક મેળવનાર છે ને એકાદ મહિના પછી બાકીના એક અબજ પણ જલદીથી મેળાનાર છે. તે વખતે આ બાબતની ગણત્રી હતીજ નહિ.'

આ દલીલ પેરેનાને કાંઇક વાસ્તવિક લાગી તે છતાં તેણે વાંધો લેતાં જણાવ્યું,

'જો હું ના પાડું તો ?'

'જો તમો ના પાડો તો હું પોલીસ કમિશનર ને સોલીસીટરને જણાવી દઇશ કે તપાસમાં રી ભૂલ થઇ હતી ને ડૉન લુઇ પેરેના તો આજ ત્રણ વર્ષ થયાં ગુજર પામ્યો છે. પરિણામ એ વશે કે આ સુંદર ફાળાની તમોને એક પાઇ પણ મળશે નહિ ને ઘણાખરા તમોને ખોટું નામ રણ કરવા જેલમા સબડવું પડશે '

'તારા વગર કાંઇ મારાથી જવાયની, ભલા .'

'મને શું છે ?'

'કંઇજ નહિ રે. ફક્ત તારા પર ખોટી સહી કરવાનાને રજીસ્ટરોમાં ફેરફાર કરવાના ચાર્જ ાશે. તમે મનમા એવી ખાડખાડ ના ખાતા કે હું મુગો મંતર ગગડી રહેવશ.'

તે મદદનિશ એલચી કશો જવાબ આપી શક્યો નહિ. તેનું લાંબુ નાક એકદમ અડધો ફુટ ચું થઇ ગયું કે તે દેખાવ જોઇ પેરેના શું દઇને હસી પડી બોલ્યો:

'ચાલ, ચાલ ભલા ! એરંડયુ પીધું હોય તેવું મોઢું ના કર ! કોઇ તને મારતું નથી. એટલુંજ રા મનમા કોતરી રાખજે કે તારા હાથમાં રમી જાઉં એવો હું કુમળો નથી. તારા કરતા અકેકથી રસ શખ્સોએ મને રમાડવાની કોશિશ કરી હતી પણ પરિણામમા તેમની ગરદનજ તૂટી ગઇ ી. સેસેરસ, દીકરા ખરેખર તું ઘુવડ જેવો લાગે છે ' એમ ધુંધવાયા કરવામાં શું વળ્યું ? હાલો ા દીકરા ' ચાલ, આપણે બને હથ્યાર નમાવ્યે. હવે પછી તારે આપણા ભલા મિત્ર પેરેના સામે ાઇ પણ જાતની ગેર મેહેરબાની રાખવી નહિ. સમજ્યો ને, મારા ઉલ્લુના પઠ્ઠા ! વેલ, હું તારી તરફ પુ ઉદાર થઇશ ને, મારી મહેરબાનીનો વર્ષાદ તારી પર વરસાવીશ. બીશક તું તેને જરાબી લાયક તો ાથીજ, છતાં ઓર દીખા જાયગે, ભલા !'

તેણે ગજવામાં થી પેરીસ બેંકની ચેકબુક કાઢીને એક ચેક ચરચર ચીતરી કાઢી તે ફાડી માપતા કહ્યું,

'લે, માય ' તુંબી ખુશ થા. આ રહ્યા વીસ હઝાર ફ્રાંક. એ રકમ તને કોસમો મોર્નિંગ્ટનના ારસ તરફની ભેટ છે. એ તારા ગજવામાં મુક ને ખુદાને ખાતર તારી રડતી સુરત જરા હસતી ાનાવ. એક ' થેંક યુ ' કહી મર ! મારા જેટલા બધાજ ભલા નથી હોતા હં ! એક ' થેંક યુ ' ના ાદલામાં હું વીસ હઝાર ફ્રાંક આપું છું તો લે ને આ તરફ આડી નજરબી કર્યા વગર સીધો તારે રે ચાલ્યો જા. પાછું ફરીને જોયું તો મુવોજ છૂટો. ચાલ નીકળ હાટ...હુસ !'

તે મદદનિશ એલચીએ પેરેનાનો હુકમ તુરત બજા લાવ્યો. ચેક ગજવામા મુકતાં તેનું ડાચું સકાઇ ફસકાઇ ગયું ને ડોકું ફેરવ્યા વગર તે બે વખત " થેંક યુ " બોલતો ચાલ્યો ગયો.

'નીચ કુત્તો ! ' પેરેના તેના જવા પછી પટપટયો. ' સારજંટ શું ધાર્યું વારૂં ?'

સારજંટ જેરોમ તો ડાચું વકાસી તેના તરફ જોઇ રહયો હતો. તેની આંખો જાણે અબઘડી ાીકળી પડે તેમ જણાતી હતી.

'હા પણ મસ્યુર...'

'શું છે, સારજંટ ?'

'ભલા, મને કહેશો કે તમે છો કોણ?'

'હું કોણ છું?'

'હા.'

'એ લોકોએ તને નહિ કહ્યું? પેરૂવ્યન અને સ્પેનીશ ઉમરાવનું ફરજંદ...કોનું, તે જાણે બલા મારી. ટુંકામાં સેવકનું નામ ડૉન લુઇ પેરેના છે.'

'ધુત! મેં હવડાં સાંભળ્યું તેમ...'

'ડૉન લુઇ પેરેના તે ફ્રેંચ પરદેશી રેજીમેન્ટનો લાડકડો.'

'બસ કરો, શેઠ'

'તેર ચાંદો ને સાત રીબનો વાળો નામચિન યોદ્ધો!'

'શેઠયા, તમોને કહ્યું ને કે એકદમ બંધ કરો,ને મારી સાથે કમિશનર સાહેબ આગળ ચાલો!

'યાર, તું ખી શું છીટાં કાઢે છ! જરા મને પુરૂં તો કરવાદે. હું તને કહેતો હતો કે તારે સેવક પેલો માનિતો ફ્રેંચ યોધ્ધો...સાંટેનો જાણીતો કેદી...રશીયન પ્રીન્સ...ડીટેકટી ખાતાંનો વડો...'

'દીવાનો થયો છ કે શું?' સારજંટ બરાડયો. 'એ તું શું બકી મરે છ?'

'ભલા, હું ખરૂં કહું છ...તદન ખરૂં. તું મને પૂછે છ કે હું કોણ છું તો હું અનુક્રમવાર કોણ હતો તેજ જણાવું છું. જરા આગળ વધું કે, માય? હજી મારે મારા ઘણા ખેતાબો જણાવવા છે. તારો શીદવી, બેરન, ડ્યુક, આચડ્યુક ગ્રાન્ડડ્યુક, પ્રીન્સ વગેરા વગેરા થયો છે, કોઇબી ખેતાબ તારા શીદવીના નસીબમાં બાકી રહયો નથી. આહ, જો કોઇ મને રાજાને ખેતાબ આપે તો તારા સેવકથી તેની પણ ના પડાય તેમ નથી હોં!'

સારજંટે પોતાના હાથ લંબાવી તેને કચકચાવી પકડયો ને તરડાઇને બોલ્યો,

'ચાલરે એઇ પેતરા નાકર. તું કોણ કમબખ્ત છે તે હું જાણતો નથી પણ હું તને હવે તો છટકવા દઇશજ નહિ. તારે જોઇએ તે પોલીસ કમિશનર સાહેબને જણાવજે.'

'એટલો મોટેથી ના બોલ, એલેકઝાંડર!'

બીજી પળે કચકચાવીને પકડાયલી હાથની કાંડીઓ સફાઇથી છૂટી ગઇ ને સારજાંટનાં હાથો તેના બદલામાં લુલાન્લુટલા થઇ ગયા. આ જોતાંજ ડૉન લુઇ હસીને બોલ્યો,

'ઉલ્લુના પઠ્ઠા, તું શું મને હજી ઓળખતો નથી?'

સારજંટ તો એક શબ્દ પણ બોલી શકયો નહિ. તેની આંખો તેના ડોળામાંથી જાણે નીકળી પડતી જણાઇ. તેણે વિચાર કરવા પોતાનું બળવાન ભેજું દસ્યું પણ તેના ખ્યાલમાં કશું ઉતર્યું નહિ. તે અવાજ, તે મશ્કરી, તે બચ્ચાં સહીચેડાં, તે હિમ્મત, તે જોર, તે આંખનો ચમકાર તથા તેનું નામ કે જે આજ સુધી આ દુન્યામાં એકજ શખ્સ સિવાય બીજું કોઇ જાણતું ન હતું. તે...ઓહ તે બનવા જોગ હતું?

'સરદાર!' તે અચકીને બોલ્યો 'સરદાર!'

'કાં નહિ?'

'ના ના, કારણ કે...

કારણ શું?'

'કારણ સરદાર ગુજર પામ્યા છે.'

'વેલ, તેથી થયું શું ? તું શું એમ ધારે છ કે હું મરી ગયો છું તેથી મારે જીવવાનો ક નથી ?'

તે ડીટેક્ટીવને વધુ અને વધુ ગુંચવાયલો જોતાં ડૉન લુઇએ તેનાં ખભાંપર મમતાથી હાથ કી કહ્યું,

'પોલીસમાં તને કાણે રાખ્યો ?

'વડા ડીટેક્ટીવ મસ્યુર લેનારમંડે.'

'અને તે કોણ હતો.'

'સરદાર !'

'સરદાર એટલે આરસેની લુપીનજ ને ?'

'હા'

'એલેક્ઝાંડર, તારૂં ભેજું ક્યાં ચરવા ગયું છે. મને જ્યારે ડીટેક્ટીવોનો વડો થતાં જરાએ ડચણ પડી નહિ ત્યારે તું શું ધારેછ કે મારાં મરણની ખબર જાહેર કરી મને ડૉન લુઇ પેરેના તરીકે સી જઇ મારી બહાદુરીથી માન ચાંદ મેળવતાં જરાએ અડચણ પડે ? પોર્યા, તું શું મને હજી ઓળખતો નથી ?'

સારજંટ તો ચુપ થઇ પોતાના સાથીને ટગર ટગર ટીકવા લાગ્યો. તે પછી તેની આંખમાં શનીનો ચમકાર ઝળકવા લાગ્યો ને લાલ લાલ થતે ચ્હેરે, કાંઇક ગુસ્સાથી તે બોલ્યો,

'ઓલરાઇટ, બહુ સારી વાત છે ! મને જણાવવા દો કે તમારે મારા પર ભરોસો રાખવો હિ. ના, ના, તે નહિ ! હું ડીટેક્ટીવ ખાતામાં છું એટલે ત્યાંજ હવે રહેવા માગું છું. મારે બીજી કરી કરવી નથી. મેં પ્રમાણિકપણાની રોટલી ચાખી છે એટલે હવે મને બીજી કોઇબી રૂચતી નથી ા, ના, ના ! હું હવે કોઇ પણ રીતનું હંબગ થવા દઇશ નહિ !'

'લોંડા, તું તો પહેલે નંબરનો ગધેડો છે !' પેરેનાએ ખભાં ચઢાવતાં જણાવ્યું, 'ખચ્ચીત, ાર્યા, પ્રમાણિકપણાંની રોટલી ખાતાં તારૂં ભેજું લગાર બુઠું થવા લાગ્યું છે. કયો તારો બાપ તને ીજું કરવા કહે છે ?'

'પણ ...'

'પણ શું ?'

'સરદાર, આ તમારી બધી કુનેહ છે.'

'મારી કુનેહ ? શું તું એમ કહેવા માગે છ કે આ બાબત સાથે મને કાંઇ બી લાગતું ળગતું છે ?'

'પણ તમો જુઓની, સરદાર ...'

'પોર્યા, પોર્યા, હું આ બાબતથી સેદંતર અંજાણ છું—બે કલાકની વાત પર મને તેની જરા ે ખબર નહતી. પરમાત્માએ આ વારસો મને જરાએ જણાવ્યા વિના આપ્યો છે તો તે મહાન ાળી બાપના હુકમોને માન આપી મારે ...'

'ત્યારે ... ... ?'

'કારમો મોનિંગ્ટનનાં ખુનનું વેર લઇ તેના હકદાર વારેસો શોધી કાઢી જે એક ક્રાંકની દોલત તેમની છે તે તેઓ વચ્ચે વહેંચી આપવાની આ જીંદગીમાંની મારી ખાસ ફરજ છે. આ સિવાય મારે બીજું કશું કરવાનું નથી...શું તું આ મારું કામ અપ્રમાણિક ગણે છે ?'

'હા, પણ......'

'હા, જો હું પ્રમાણિકપણે તેમાં ન વર્તુ તો ! તું એમજ કહેવા માંગે છે ને ?'

'સરદાર......'

'પોર્યો, પોર્યા, તું જરાએ ગભરાના ડોન લુઇ પેરેનાના અંતકરણમાં તને જો એક નાનો જેવો કાળો ડાઘ જણાય યા તું તેનાથી અસંતોષી થાય તો મારો તને ખુલ્લો હુકમ છે કે એક પળની ઢીલ વગર તારે તેને ગળચીમાંથી પકડવો હું તને તેમ કરવા ફરમાવું છું. તારે જરાએ ડરવું નહિ. કેમ હવે તો બસ છે ને ?'

'સરદાર મારે માટે એ બસ છે પણ બીજાઓને માટે તેમ થશે ત્યારે કેની ?'

'તું શું બકી મરે છે ?'

'બીજાઓની હું વાત કરૂં છ.'

'ખુલ્લાં દીલથી બોલ, પોર્યો.'

'ધારો કે તમો પકડાયા ?'

'કેવી રીતે ?'

'કોઇ તમોને ફસાવે ?'

કોણ ?'

સવક. 'તમારા આગલા સાથીઓ.'

સારેન્જ઼ોલા બહાર છે. મેં તેમને ફ્રાન્સથી દૂરજ રાખેલા છે.'

'ચાલરે એઇ પેતરા -.

છટકવા દઇશજ નહિ. તારે જોઇફ્રેસ ખાતાંમાં મેં તને એવી મતલબથી રાખ્યો તો કે જ્યારે પણ મને

'એટલો મોરેથી ના બોલાય પડે મારી ગણત્રી વાજબી હતી તે તું કબુલશેજ.'

બીજી પળે કચકચાવીને પકડામલસરી વિગત મળી તો ?'

હાગો તેના બદલામાં લૂલા-ટૂટલા થઇ ગય

'હિલ્લાના પહ્ા, તું શું મને હજી ઓળ.

સારજંટ તો એક શબ્દ પણ બોલી શકયા નહિ. તે

પરતી જણાઇ. તેણે વિચાર કરવા પોતાનું ભગવાન ભેજું

નહિ. તે અવાજ, તે મશ્કરી, તે બચ્ચાં સહીયેરાં, તે હિમ્મત, તે. જી કે તેમ નથી.'

નામ કે જે આજ સુધી આ દુન્યામાં એકજ શખ્સ સિવાય બીજાને અચળ કારણ છે.

- તે બનવા જોગ હતું ?

'સરદાર !' તે અચકીને બોલ્યો 'સરદાર !'

'કાં નહિ ?'

'ના ના, કારણ કે...

કારણ શું ?'

ભેજામાં ટકી ગઇ. તેણે જોયું

ર ખ્યાલ હતાં ને કાંઇક વિચા

'સરદાર...સરદાર...તમે હમેશાનાંજ એવા રહ્યા !...મારા ખુદા, અજબ રંગ આવ્યો છ...હું તમો સાથે રહું ? બીશક, તે સિવાય હું બીજું શું કરૂં ?...સેવક તૈયાર છે...તમો તો ગુજર પામ્યા છે ને દુન્યાની હસ્તીથી નાબુદ થયા છો !...ઓહ, તરહા !...ગમ્મત ઓર ગમ્મત !...'

હેનરી ફ્રેવીલે, સીવીલ એનજીનિયર સુરેતના કિનારાપરનાં બાંધકામોની નજદીકનાં એક સારાં મોટાં મકાનમાં રહેતો હતો. તે મકાનને લગતો એક નાનો બાગ હતો અને તેમાં એક નાનકડું મકાન હતું જે તે ખાનગી કામો માટે વપરાતું નથી. આ મકાનથી બાગ છેકજ નાનકડો થઇ ગયો હતો.

ડૉન લુઇ પોતાની સાથે ડિટેકટિવને લઇને તે તરફની પોલીસ ચોકી પર ગયો ને પોલીસ કમિશનરના હુકમ મુજબ તે અમલદારને બે સીપાઇઓને ફ્રેવીલેનાં મકાન આગળ આખો વખત તપાસ કરતા રાખવાનું ફરમાવી, કોઇ બી શકમંદ દેખાવનો માણસ મકાનમાં જવાની તજવીજ કરે તો તેને એકદમ પકડવા જણાવ્યું.

તે પછી તે બંને જણ બહાર ગયા અને રાત્રે પેટ તર કરીને તેઓ નીકળ્યા. બરાબર નવ વાગતે તેઓ તે મકાન આગળ આવ્યા.

'એલેકઝાંડર !' ડૉન લુઇ બોલ્યો.

'હાં, સરદાર !'

'તું બીહતો તો નથી ને ?'

'ના, સરદાર હું શા માટે બીહું ?'

"કારણ ? કારણ કે મસ્યુર ફ્રેવીલે અને તેમના બેટાનું રક્ષણ કરતાં આપણને એવા શખ્સો સાથે લડવાનું છે કે જેઓ તેમને મારી નાંખવા તલપેલા છે અને તેઓ ઘણા ચગોર બની ગયલાં છે. તારીને મારી જીંદગી તેમની નજરમાં તુચ્છ છે. તને બી બીક તો નથી ને ?'

'સરદાર, મને ક્યારે ધાસ્તી લાગશે તે હું કહી શકતો નથી પણ એટલું તો ખરૂં કે ચોક્કસ બાબતમાં મને કોઇ પણ જાતનો ડર આ દુન્યામાં છેજ નહિ.'

'તે કઇ બાબત, પોર્યા !'

'તે, એકે, જ્યારે પણ હું તમારા આશરામાં હોઉં ત્યારે મને કશાંનો પણ ડર છેજ નહિ.'

અને હસીને મક્કમ પગલે આગળ વધી તેણે ચંગ ખેંચ્યો.

## પ્રકરણ ત્રીજું.

## કીસ્મતની કમબખ્તી.

એક મરદ નોકરે બારણું ઉઘાડયું કે ને ડીટેક્ટીવ અમલદારે પોતાનો કાર્ડ મોકલ્યો. ફ્રેવીલે આ બંને પરોણાઓને પોતાના ખાનગી ઓરડામાં મલ્યો. તે ઓરડાની વચમાંની ટેબલ પર ફેરવી શકાય તેવો ટેલીફોન હતો તથા બાજુમાં ચોપડી, ચોપાન્યાં, ને કાગળોનો મોટો ઢગ હતો. બે મોટી ઉસ્કો પર ગ્રેપ્ફોને આકૃતિઓ હતી તથા કાચના કેસોમાં હાથીદાંત તથા પોલાદની જૂદી જૂદી ચીજો જે તેની પોતાની ખાસ બનાવટની હતી તેનાં નમુનાઓ હતા. દીવાલની બાજુએ એક મોટો સોફા હતો. એક ખૂણામાં ગોળ દાદર હતો કે જે પર થઇને અગાસી પર જવાતું હતું. વિજળાક બત્તી ત્યાં બળતી હતી.

તે ડીટેક્ટીવે પોતાની ઓળખ આપી પોતાના મિત્ર પેરેનાને ઓળખાવ્યો. પોલીસના વડાએ બનેલા બનાવો ધ્યાનમાં લઇ તેમને વધુ સલામતી માટે જોઇતા ઉપાયો યોજવા ખાસ મોકલ્યા હતા. મસ્યુર ફેવીલેને તે બાબેનો કાગળ આપવામાં આવ્યો જેમ તેણે ફક્ત જોઇનેજ બાજુએ મુક્યો.

'શ્રહસ્થો, મેં મારા ઇલાજો લીધેલા છે ને ખુદાની બક્ષેસથી તે પુરતા છે' તેણે કાંઇક ખીજાજથી કહ્યું. 'મને ઓર ધાસ્તી છે કે તમો લોકો વચ્ચે આવવાથી નકામો ધાણુ વળી જશે.'

'તે કેવી રીતે?'

'મારા દુશ્મનોને જાગ્રત કરીને અને જે સાબેતી તેમને ગભરાવવા માટે મને જોઇએ છે તે મેળવતાં અટકાવીને.'

'ભલા, કાંઇ ખોલાસો કરશો કે...'

'ના, હું તેમ કરી શકતો નથી...આવતી કાલે સહવારે...હવડાં તો નહિજ.'

'પણ ધારો કે તેમ કરતાં મોડું થયું તો?' પેરેનાએ હવે સવાલ કર્યો.

'બહુ મોડું? આવતી કાલે?'

'ઇન્સપેકટર વેરોટે પોલીસ સાહેબને જણાવ્યું હતું કે આજ રાત્રે બે ખુનો થનાર છે; તેણે કહ્યું હતું કે તે નિર્માણ થઇ ચૂક્યું હતું અને તે ખુનો થતાં અટકાવી શકાય તેમ નથી.'

'આજ રાત્રે?' ફેવીલે ગુસ્સામાં બરાડયો. 'મારા સાહેબ, તમે બી કેથા ઉલ્લુ દેખું! મેં તમોને ના કહ્યું ને? આજ રાત્રે તો નહિજ. હું તે બાબે ખાતરી બર્યો છું. તે બાબેની ઘણી ચીજો જાણું છું કે જેની સ્વપ્ને પણ ખબર તમોને નથી.'

'હા' પેરેનાએ હસીને કહ્યું. 'બનવા જોગ છે કે ઇન્સપેકટર વેરોટને જે ચીજની ખબર હોય તે તમો જાણતા ન હોય. તમારા કરતાં તમારા દુશ્મનના ભેદ ભરમો તેણે વધુ જાણ્યા હતા. તેની સાબેતી એ છે કે તેના પર શક ગયો હતો અને અબનુસની લાકડીવાળો એક શખ્સ તેની પૂઠેપૂઠ બમ્યો હતો ને આખરે તે બાપડો માર્યો ગયો હતો.'

હેનરી ફેવીલેની અત્યાર સુધીની સંપૂર્ણ ખાતરીની ઓટ થઇ ગઇ. તે તકનો લાભ પેરેના એ લઇ પોતાની સમજાવત એવી સરસ રીતે ચાલુ રાખી કે આખરે ફેવીલે પોતાના કરતાં વધુ બળવાન મરજીને કાંઇક આનાકાની સાથે તાબે થયો.

'વેલ, બનવા જોગ છે, પણ હું નહિ ધારતો કે તમો તમારી રાત અત્રે નકામી ગુજારવા ચાહતા હોય.'

'હમારી તેવી ઇચ્છા છે.'

'હુહ! ખાલી વખત ખોહવામાં માલ શું છે? દુશ્મન ગમે તેવો બદમાશ હશે પણ તે...તમે બીજું શું માંગો છો?'

'આ ઘરમાં બીજું કોણ રહે છે?'

'કોણ? મારાં વાઇફ તે પહેલા માળપર રહે છે.'

'મેડમ ફેવીલે ને તો ધાસ્તી નથી ને?'

'ના, જરાબી નાહ. મોતનો ભય તો મને પોતાને છે. મને તેમજ મારા બેટા એડવર્ડને છે તે કારણે તો ગયે અઠવાડેથી મારા હમેશના ઓરડામાં સુવાને બદલે હું આ ઓરડા બંધ કરીને રહું.

શું- તેમ કરવા માટે મેં કામનું બહાનું કાઢ્યું છે. હું મોડી રાત સુધી લખું છું એટલે તે માટે મને મારા દીકરાની પણ જરૂર પડતી હોવાથી તે પણ લાંજ રહે છે.'

'શું તે પણ લાંજ સુવે છે?'

'તે આ ઓરડાની ઉપર તેને માટે મેં એક ઓરડો તૈયાર કર્યો છે તેમાં પોઢે છે. તે ઓરડામાં આ દાદર વાટેજ જઇ શકાય

'શું તે હાલમાં ત્યાં છે?'

'હા તે પોઢેલો છે.'

'શું ઉમ્મર છે?'

'સોળ વર્ષ'

'બીશક તમે ઓરડો બદલ્યો છે તે પરથી એટલું તો નક્કી થાય છે કે તમોને કોઇના હુમલાની ધાસ્તી છે. તમારા મનમાં કોણ છે? શું તે દુસ્મન આ ઘરમાં જીવતો જાગતો છે? શું તે તમારો એકાદ નોકર છે કે બહારનો કોઇ છે? બહારનો હોય તો તે અંદર કેમ આવી શકે છે? આ સવાલપર બધો આધાર છે.'

'કાલે...કાલે!' ફેનીલે મસતી બનતો બોલ્યો. 'હું આવતી કાલે વધુ ખોલાસાથી સમજાવીશ કે...'

'આજ રાત્રેજ કાં નહિ?' પેરેનાએ ફુસલાવ્યો.

'કારણ કે મને ચોક્કસ સાબેતી જોઇએ છે, કેમકે...કારણ કે મારી ખાલી વાતથી ભયાનક પરિણામ આવી શકે તેમ છે...હું ડરું છું...હા, ખચ્ચીત હું ડરું છું પણ...'

તે બાપડો ખરેજ થરથર ધ્રુજતો હતો. તે એટલો બધો કંગાળ ને બ્હીકણ દેખાતો હતો કે ડોનલુઇ પેરેનાએ વધુ જીદ કરી નહિ.

'ઠીક ભલા' તેણે કહ્યું. 'જેવી તમારી મરજી. હું ફક્ત તમોને મને અને મારા મિત્રને આજે આજની રાત એવી જગ્યાએ રાખવા અરજ કરું છું કે જ્યાંથી તમો બોલાવતાંજ હમો આવી શકયે.'

'જેમ તમોને ઠીક લાગે તે ખરૂં, ભાઇઓ, બનવા જોગ છે કે આ સુચના ઉપયોગી પણ થઇ પડે.'

તેજ પળે એક નોકર બારણું ઠોકી અંદર આવ્યો ને તેણે જણાવ્યું કે બાઇ બહાર જવા આગમજ શેઠને મળવા માંગતાં હતાં. તેની પુઠેજ મેડમ ફેનીલે અંદર આવી. પેરેનાને તેનો સાથી જોતાં તેણીના માનમાં ઉઠી ઉભા થયા કે તેણીએ હસીને તેમને ડોકું કીધું. તેણી ત્રીસથી પાંત્રીસ વર્ષની ખીલતી કળી મીસાલની નખરાંબાજ સ્ત્રી હતી. તેણીની બ્લુ આંખો તથા સુંદર બાલો તેણીને વધુ ખેંચાણકારક કરતા હતા. તેણીએ ઘણોજ એરકી ફરવા જવાનો ડ્રેસ પહેરેલો હતો.

'તું આજ રાત્રે બહાર જાય છે?' તેણીના ધણીએ ચોંકીને પૂછ્યું.

'તમે કેમ ભૂલી જાઓ છો કે આજે ઓપેરામાં કલેમેંશોવાળાં સાથે જવાનું નક્કી કરેલું છે અને તે પછી તમે પોતેજ મને જીરાર્ડવાળાંને ત્યાંની પાર્ટીમાં જવા આગ્રહ કર્યો હતો કે...'

'હા, હા' તેણે કહ્યું. 'હું ભૂલી ગયો હતો. ગઇઇ વહિત્રાંમાં મને હવે ઝાઝું યાદ રહેતું નથી.'

તેણીએ નખરાં કરતાં પોતાનાં હાથનાં ગ્લઝને બટન પોયાં ને હસીને કહ્યું,

'તમે આવીને મને જીરાડેવાળાંઓને ત્યાં લઇ જશો કેની ?'

'શું કરવા ?'

'તે લોકને તે વધુ ગમશે.'

'પણ મારાથી બને તેમ નથીને ? મારી તબ્યત પણ ઠીક નથી.'

'ત્યારે તો હું તમારા વતી દરગુજર ચાહી લઇશ.'

'જરૂર તેમ કરજો.'

તેણીએ પોતાનો ડ્રેસ નાજુકાતથી લપેટયો અને બે મીનિટ ચૂપ ઉભી રહી જાણે તેણી સલામ કરવા માંગતી હોય. તે પછી તેણી બોલી,

'એડવર્ડ હયાં નથી ! હું તો ધારતીતી કે તે તમારી સાથે કામ કરે છે.'

'તેને આજે થાક લાગી છે !'

'પોઢી ગયોછ કે ?'

'હા.'

'હું તેને કીસ કરવા માંગતીતી !'

'તેને સુવા દે; નકામો કાચી ઉંઘમાંથી જગાડશી. લે, તારી મોટોર આવી ઉભીછ. પધારી . ડીયર ને મારે ભાગનીબી મજાહ તું કરજે.'

'મજાહ કીધી !' તેણી કાંઇક ખભળાને બોલી. 'ઓપેરામાં જઇ પાર્ટીમાં જવામાં મજાહ શું બળીછ ?'

'ઓરડામાં ગોંધાઇ રહયે તે કરતાં તો તે બેહતર છે.'

તે ધણી ધણીઆણી વચ્ચે લગાર ક્યકાયલું જણાતું હતું. તે એક એવી કીસમનું કુટુંબ જણાતું હતું કે જ્યાં ધણી પોતાની નાદરૂસ્ત તબ્યતને લીધે કાયલી થઇ ફરવા હરવાનું છોડી દઇ ઘરમાં જ માંચીમાંનો માંકડ થઇ રહેવાનું પસંદ કરે છે જ્યારે તેની નવજવાન સ્ત્રી મોજ્યાં ઉડાવવામાં પહેલે નંબરની હોઇ ગમે ત્યાં ફરવા હરવાનું ખાસ પસંદ કરે છે.

તેને કશું વધુ ન બોલતાં જોઇ તેણી વાંકી વળીને તેને એક કીસ કીધી. તે પછી તેણી તે પરોણાઓ તરફ ફરી હસીને ડોકું કરી ચાલી ગઇ. બે મીનિટ પછી તેઓએ તેણીની મોટોરનો અવાજ સાંભળ્યો.

ડેવીસે તે પછી ઉઠયો ને તેણે ચંગ વગાડતાં હસીને કહ્યું,

'મારી પર કેવી મોટી આફત ઝઝુમી રહેલી છે તેની ખબર કોઇનેબી નથી. મેં આ બાબે કોઇને પણ જણાવ્યું નથી. મારા પોતાના માનિતા હજુર્યા સીલવેસટરનેબી એક બોલ કહ્યો નથી, જોકે આજ વર્ષો થયાં તે મારી નોકરીમાં છે ને તેના પર મારી આંધળી શ્રદ્ધા છે.'

તે નોકર અંદર આવ્યો.

'પોઢા, હું સુઇ જવા માંગુંછું. મારૂં બીછાનું તૈયારકર.'

તે નોકરે બાજુમાંના એક મોટા સોફાનો ઉપલો ભાગ ખોલ્યો કે જે ઝાંકડાં બીછાનામાં ફેરવાઇ ગયો હતો. તેણે ચાદર પાંથરી બસ્તુસો મુક્યા. તે પછી પોતાના શેઠના હુકમ અનુસાર તે પાણીના કુંજો, એક ગ્લાસ, બીસ્કીટ તથા ફ્રુટની રકાબીઓ લાવ્યો. તે બાદશા એનજીનિયરે બે એક

બીસ્કીટ ચાખી એક ' શેબ ' કાપ્યું. તે કાચું નીકળ્યું. તેણે બીજાં બે લીધાં પણ તે તેને ઠીક ન લાગવાથી પાછાં મુકી દીધાં. તે બાદ એક જમરૂખ લઇ તેની છાલ કાઢી તે ખાધું.

' ફ્રુટની રકાબી અહીંજ રહેવા દે ' તેણે પોતાના નોકરને ફરમાવ્યું. ' રાતના ભુખ લાગશે તો મને કામ લાગશે...આહ, હું ભૂલ્યો ! આ બંને મિત્રો લાંજ પોઢવાના છે. કોઇને જણાવવાની જરૂર નથી. સહવારના હું બોલાવું નહિ ત્યાં તુલીક આવતો ના. '

તે માણસે ફ્રુટની રકાબી જતાં પહેલાં ટેબલ પર મુકી. પેરેનાને દરેક ચીજ બારીકીથી જોવાની તબેહ હતી. ખાસ કરીને તે આવ્યો ત્યારથી તે ઓરડામાંની દરેક ચીજ ધ્યાનથી જોતો હતો તેણે જોયું કે તે રકાબીમાં ત્રણ જમરૂખ ને ચાર શેબ હતાં.

ફેવીલે હવે તે ગોળ દાદરપર થઇને ઉપલા ઓરડામાં ગયો કે જ્યાં તેનો દીકરો સુતેલો હતો.

' એ ભર ઉંઘમાં છે ' તેણે પેરેનાને જણાવ્યું કે જે તેની પૂઠે ઉપર ગયો હતો.

તે ઓરડો ઘણો નાનો હતો. તેમાં ચોકકસ જાતનાં વેનટીલેટરો મારફતે હવા આવતી હતી કે જેકે અંદર અને બહારથી બંધ હતાં પણ હવા આપ લે સહેલ કરતાં હતાં.

' ગયે વર્ષથી મેં આ સાવચેતી રાખી હતી ' તે બાહોશ કીસબીએ જણાવ્યું.

' હું આ ઓરડામાં વિજળીક પ્રયોગોના અખ્તરા કરતો હતો. રખે કોઇ ચોરી છૂપી તે જોવા પામે તે માટે મને દરેક ઉપાય ખાસ કરીને લેવા પડયા હતા. '

તે સહજ અચક્યો ને તે બાદ ધીમા અવાજે બોલ્યો,

' આજ ઘણો વખત થયાં તેઓ મારી પૂઠે પડેલા છે. '

તેઓ બંને હવે નીચે ગયા. ફેવીલે પોતાનું ઘડયાલ જોયું.

' સત્તાદશ...સુવાનો વખત થયો. હું સદંતર થાકી ગયો છું. મને માફ કરજો કેમકે...'

તે ઓરડાની બહારના ભાગમાં બે આરામ ખુરશીઓ પર પેરેના અને તેના મદદનીશ આસામરા લેનાનું નક્કી કર્યું હતું. હજી તેઓ સલામ કરી બહાર જાય તેટલામાં ફેવીલે જે અત્યાર સુધી જબરી હિંમત રાખી રહ્યો હતો તે એકદમ ગભરાઇ ગયો ને સદંતર નબળો બની ગયો. તેણે ધીમી શ્વાસ પાડી. પેરેના તેની આગળ ગયો. તેણે તેને પરસેવે ગરકાવ થયેલો જોયો. તેનું શરીર થરથર ધ્રુજતું હતું.

' શું થયું? ' સવાલ થયો.

' મને બીક લાગેછ...બીક લાગેછ ! ' તતપપ થતો જવાબ મળ્યો.

' ધુત એ શું નાદાની ? ' ડૉન લુઇએ તેને ધમકાવ્યો. ' શું હમો બે જણાં ત્યાં નથી ? તમો કહો તો તમારાં બીછાનાં આગળજ હમો બેમાંથી એકેક જણ બેસીને આખી રાત પસાર કરીએ. '

પેરેનાને તેનાં ખભાંમાંથી જોરમાં હીલવી ભારે ગભરાટ અકળાટમાં ફેવીલે જણાવ્યું,

' તારા જેવા દશ હોય...બલકે એમ ધાર કે વીસ હોય તોએ તેઓ પોતાની યુકિતમાં નિષ્ફળ જવાનાં નથી ! તેઓ પોતાની મરજીમાં આવે તે કરી શકે તેમ છે. તું સમજેછે ? ગમે તે તેઓ કરી શકશે...તેઓએ ઇન્સપેકટર વેરોહને તો માર્યો છે...હવે મને મારશે...મારા દીકરાને મારશે...ઓહ, એ બદમાશો ! મારા ખુદા, મારા પર દયા કર ! મને બહુ દુખ થાય છે...ઓહ, હું કેમ ખમું ? ' તે હવે પોતાના બીછાનાં પર ગુંદણ મડયે પડી પોતાની છાતી કૂટતો રડતો તતરતો બોલ્યો,

'ઓ ખુદા, દયા કર !...મને ના માર...મારા દીકરાને હું કેમ મરવા દઉં ?...મારા પર દયા કર, બા ! હું કરગરીને અરજ કરૂં છું !'

તે પછી કુદકો મારી નીચે ઉતર્યો ને પેરેનાને એક કાચના કેસ આગળ લઇ ગયો. બાજુમાંનું બટન દાબતાં તે કાચ અંદર ચાલો ગયો ને દીવાલમાં જડી લીધેલી એક મજબુત તાજોરી ત્યાં જણાઇ.

'મારે લગતી તમામ વિગત આજ ત્રણ વર્ષ થયાંની દરરોજ લખાતી ત્યાંથી તમોને મળશે' તેણે કહ્યું. 'જો કાંઇ કશું મને બનવા પામે તો તે જોતાં તમો સેહલાઇથી મારાં ખુનનો બદલો લઇ શકશો.'

તેણે તે તાળાંપરના અક્ષરો ફેરવ્યા ને પોતાના ગજવામાંથી કુંચી કાઢી તે તીજોરી કાઢી. તે લગભગ પોણી ખાલી હતી પણ તેના ખાનાં પર કેટલાક કાગળોના વચમાં એક લાલ કપડાંની ડાયરી હતી જેને રબર વિંટાળેલું હતું. તેણે તે ડાયરી લઇ, ભાર મુકીને જણાવ્યું,

'આ જુઓ...ત્યાં બધું છે...એ વાંચતાંજ તમોને આ ભયાનક બનાવનો ખોલાસો મળશે...એમાં પહેલાં મને કેમ શક ગયો તથા પાછળથી મારી કેમ ખાતરી થઇ તે તમો જોઇ શકશો ...એમાં દરેક ચીજ છે...કેમ એ બદમાશોને સપડાવશો...કેમ દાવમાં લેશો તે બધું છે...તમોને યાદ રહેશે કેની ? લાલ કપડાંવાળી ડાયરી...જુઓ, એ તમારાં દેખતાં તીજોરીમાં પાછી મુકી તીજોરી બંધ કરૂં છું.'

ધીમે ધીમે તે હુસ્યાર થયો. તેણે તીજોરી બંધ કરી ફરી પાછો કાચ તેની જગ્યાએ કીધો. તે બાદ તે પર જોઇતાં કાગળો મુક્યાં. પોતાનાં બીછાનાં આગળની એક બત્તી રાખી તેણે બીજી બધી બત્તીઓ ગુલ કરીને તે બાદ તેણે પેરેનાને તેના સાથીને તેણે છોડી જવા જણાવ્યું.

ડૉન લુઇ જે તે ઓરડામાં ફરતો હતો ને ત્યાંની બે બારીઓ ધ્યાનથી જોતો હતો તેણે આગલા દરવાજાની બરાબર સામે એક બારણું જોયું કે તે એનજીનિયરને તે બાબે તેણે પૂછ્યું.

'મારાં ચાલુ ગ્રાહકોના ઉપયોગ માટે તે છે' ફોવીલે જણાવ્યું 'અને કોઇ કોઈ વાર તે બારણે થઇ હું બહાર જાઉંછું.'

'તે બાગમાં ખુલે છે કે ?'

'હા.'

'બરાબર બંધ છે ને ?'

'તમો જોઇએ તો જોઇ લેવ. બહુ સરસ રીતે તે બંધ છે. તેની કુંચી મારા ઝુમખામાં છે. બાગમાંના દરવાજાની કુંચીઓ તેમાંજ છે.'

તેણે ટેબલપર પોતાની પોકેટ બુક ને કુંચીનો ઝુમખો મુકી પોતાનું ઘડયાલ કાઢયું ને તેને ચાવી આપી તે પણ ટેબલ પર મુકયું.

ડૉન લુઇએ હવે પુછવાની દરકાર કર્યા વગર કુંચી લીધી ને બારણું ખોલ્યું. ત્રણ સીડી ઉતરી તે બાગમાં ગયો ને ત્યાંથી આગળ વધ્યો. બહાર બે પોલીસ સીપાઇઓ ફરતા હતા. બાગમાંનો દરવાજો મજબુત બંધ જણાયો.

'બધું બરાબર છે ' તેણે પાછા ફરતાં જણાવ્યું. 'તમો હવે સુખે આરામ કરો. ગુડ નાઇટ !'

'સાહેબજી ' મે ફ્રાવીલે પેરેનાને જેરોમ ને બહાર જતા જોઈ કહ્યું.

તે ઓરડાને બહારની ચાલ વચ્ચે બે બારણાં હતાં કે જેમાંના એકપર જાડું કપડું જડી લેવામાં આવેલું હતું. બીજી બાજુએ એક મોટો જાડો પડદો હતો.

'તું સુઇજા ' પેરેનાએ પોતાના સાથીને જણાવ્યું. 'હું જાગીશ.'

'પણ સરદાર, કાંઇ જરૂરજ બનશે એમ શું તમે ધારો છો ?'

'જે જાતની સાવચેતી આપણે લીધી છે તે જોતાં હું તેમ ધારતો નથી પણ શું ઇન્સપેક્ટર વેરોટ સહજમાં બની જાય તેમાંનો હતો ?'

'ના જી.'

'વેલ, ત્યારે તેણે શું અગમ ચેતી કરી હતી તેની તને ખબર છે ને ? એટલે એજ કે તને તે માનવા માટે સબળ કારણે હું મારી આંખો ખુલ્લી રાખીશ.'

'ત્યારે તો સરદાર આપણુ તે ભાગમાં વહેંચીશું. મારી તપાસનો વખત થાય ને મને જગાડજો '

એક બીજાની બાજુમાં સ્થિર પડી રહી કોઇક ક્વચિત તેઓ કાંઇક બોલતા હતા. આ પછી બહુજ જલદીથી જેરોમ ઉંઘી ગયો. ડૉન લુઇ પોતાની ખુરસીમાં જરાણી ચસર્યો સનર્યો વગર પડી રહ્યો, પણ તેના કાનો અજબ તિવ્ર થઇ રહેલા હતા. તે આખાં મકાનમાં શાંત્તિનું રાજ્ય ચાલતું હતું. બહાર રસ્તાપરથી મોટરોને ગાડીઓ પસાર થતી સંભળાતી હતી

તે ઘણીવાર ઉઠી બારણાં આગળ ગયો પણ એકલી શબ્દ તેને સંભળાયો નહિ. હેનરી ફ્રાવીલે ભર ઉંઘમાં પડેલો જણાતો હતો.

'બહોત ખુબ ' પેરેના હવે પોતાનાં મન સાથે પટપટયો. 'બહારની બાજુએ બરાબર તપાસ ચાલે છે. આ બાજુથી કોઇપણ અંદર આવે તેમ નથી એટલે હવે મારે બીહવાની કશી જરૂરત નથી.'

બે વાગતાના સુમારે એક મોટર તે મકાન આગળ આવી ઉભી રાંધણીવાળા ભાગ તરફ કોઇ નોકર જાગતો સુતો હશે તે દોડયો ને તેણે બહારનો દરવાજો ઉઘાડયો. પેરેનાએ બત્તી બુજવી નાંખી અને પડદો ખીસાડી જોયું તો તેને મેડમ ફ્રાવીલે નોકર સીલવેસ્ટરની સાથે આવતી જણાઇ.

તેણી માળ પર ગઇ. માળપરની બત્તીઓ તે પછી બુજવાઈ. અડધો કલાક સુધી ખુરશીઓ આમ તેમ ખસ્યા કીધા પણ તે બાદ ત્યાં પણ ચુપકીદીનું રાજ્ય શરૂ થયું.

આ ચુપકીદી વેળા પેરેનાના જીગરમાં કાંઇ નહીં વર્ણવી શકાય એવી દુઃખની લાગણી પેદા થઇ. તે શા માટે થઇ હતી તેની તેને સમજ પડી નહિ પણ તે એટલી બધી તો સખત અને ઝનુની હતી કે તેના ચમચમાટમાં તે હડયો ને બબડયો,

'તે સુતેલો છે કે નહિ તે હું જોઇ આવું. હું નહિ ધારતો કે તેણે બારણું બંધ કર્યું હોય.'

બંને બારણાંને સાથેજ આંચકો મારતાં તે ઉઘડી ગયાં. પોતાના હાથની વિજળીક બત્તી લઇ તે તે બીછાના આગળ ગયો.

ફ્રાવીલે પોતાનો ચ્હેરો દીવાલ તરફ કરી શાંત નિંદમાં પડેલો જણાતો હતો. તે જોતાં છુટકારાનો દમ ખેંચી હવે તે હવે પાછો ખુરસી પર આવીપડયો.

'એલેકઝાંડર, ઉઠ દીકરા ! હવે તારી વારી છે !'

'કાંઇ ખબર, સરદાર ?'

'ના; કશીખી નહિ. તે સુતેલો છે.'

'તમે કેમ જાણ્યું ?'

'હું તેને જઇને જોઇ આવ્યો.'

'અજબ...મને તમારાં પગલાં તો સંભળાયાજ નહિ. બીશક, તેમજ હશે. ખરેજ હું ઘોરતે પેડેજ સુતેલો હોઇશ.'

તેને તે ઓરડામાં પેરેના લઇ ગયો ને એક ખૂણે બેસાડી કહ્યું,

'શાંત બેસ ને એને જગાડતો ના. હું હવડાંજ ઉંઘ ખેંચી લઇશ.'

તે ખુરશીમાં પડગો અને ઝુકવા લાગ્યો. જો કે તે ઝુકતો હતો છતાં તેની લાગણીઓ બહુજ તેજ હતી. તેણે ઘડયાલના ટકોરા બરાબર સાંભળ્યા કીધા ત્યાર પછી ગાડીઓ, મોટરો ને ટ્રેનોની ધમાલના અવાજો તેના કાન પર વધુ પડયા કેમકે પ્રહર ફાટી ચુકયો હતો ને લોક નવા દીવસનું કામકાજ શરૂ કરવાની દોડધામ કરી રહ્યું હતું.

તે ઘરમાંના નોકરો ખુદ જાગી કામ કરવા લાગ્યા. બારીની જાળીઓમાં રોશનીનાં કિરણો અંદર આવી આખા ઓરડામાં રોશની ધીમે ધીમે રેળાવવા લાગ્યાં.

'ચાલો આપણે ચાલી જઇએ' જેરોમે જણાવ્યું. 'એ આપણને જોશે નહિ તો ઓર બહેતર થશે.'

'ચુપ !' ડૉન લુઇએ તેને ઇશારતથી ચુપ કરતાં કહ્યું.

'કારણ ?'

'તું એને જગાડશે.'

'પણ તમેજ જુઓની કે મારા અવાજથી એઓ જાગતા નથી ?' જેરોમે મોટા અવાજે કહ્યું.

'ખરૂં કહ્યું...વાજબી છે' ડૉન લુઇ અજાયબીમાં ચક ભમ થતો બોલ્યો, દેવીલેનાં આ અસ્વસ્થપણાંએ તેને ગુંચવાવ્યો.

આ વેળા વાત પાછી મધરાત્રીના જેવીજ ધાસ્તીભરી લાગણી તેના અંતઃકરણમાં થઇ આવી.

'સરદાર તમોને શું થયું છે ? એ ઉજળા પૂણી જેવા કાંપ ? શું છે ?'

'કાંઇ નહિ...કાંઇ નહીં...હું તો બ્હીધો કે....

'શાના બ્હીધા ?' જેરોમ રૂગવાઇને આખાં શરીરે ધ્રુજતો બોલ્યો. 'તમો તો જાણે તે કાલે રાત્રે બોલ્યો તો તેમ બોલો છો.'

'હા...હા...તેજ કારણ માટે.'

'પણ... ?'

'તું નહિ સમજ્યો ? તું શું નહિ ધારતો કે હું વિચાર કરતો કોઇ વખતે...'

'કે શું ?'

'કે તે મુએલો છે કે નહિ !'

# હરસ ઉપર ચમત્કારીક ઇલાજ.

## ડૉ. એ. મોતીવાળાની વનસ્પતીની હરસની ભુકી.

હરસ બહારના કે અંદરના, લોહીયાર કે મસાવાલા હોય તે આ દવાના ત્રણ ચાર ભાગ લીધાથી તદન બેસી જાય છે. હરસ દુર કર્યા ઉપરાંત એ દવાથી સંધીવા, કમરનો દુખાવો, જોરદાર કબજ્યાત વગેરે દરદો તરતજ નરમ પડે છે. અને ઘણાજ થોડા વખતમાં મસા બીલકુલ બેમાલમ થઇ નાબુદ થાય છે. બીજો કોઇ પણ ઉપાય ન કરતાં આ સલામત સસતો, તરત ગુણ કરતો વનસ્પતીનો ઇલાજ એ દુઃખથી પીડાતા દરદીએ કરી જોવો. આ દવાના ગુણની હમારે મોઢડે તારીફ ન કરતાં જેઓને ગુણ થયો છે તેઓની સરટીફીકેટોવાળું હેંડબીલ મંગાવી વાંચ્યાથી ખાત્રી થશે. **હરસની ભુકીની દાબડી એકનો રૂ. ०॥.**

હરસમાંથી પડતાં લોહી બંધ કરવાની અચુક દવાની શીશી ૧) નો રૂ. ०॥, ૧૧ ને રૂ.

## હરસનો મોતીવાળાનો અકસીર મલમ.

હરસને લીધે સંફરામાં ઘણી અગન બળતી હોય તો એ મલમ લગાડવાથી ઘડક લાગી અગન તદન તુરતજ નરમ પડી જાય છે. હરસ ગમે એવી જુની અથવા હઠીલી હોય તે છતાં દરદીએ સર્વે દવા ફેંકી દઇ હરસ કપાવવાનો વીચાર પણ માંડીવાળવો અને ફકત એકજ અઠવાડીયું તેણે આ દવા વાપરવી.આ મોતીવાળાનો હરસનો મલમ બાહેરથી લગાડયો હોય તેમજ મોતીવાળાની હરસની ભુકી ગળી હોય તો ગમે એવો મસાવાલો જુનો હરસ થોડાજ દીવસમાં તુરત મટી જાય છે. **હરસના મલમની દાબડી એકનો રૂ. ०॥.**

હરસથી પીડાતાંઓને થતી કબજ્યાત દુર કરવાનો ખાસ જુલાબનો ઉત્તમ ગુણોવાળા પાકની દબી ૧) નો રૂ. ०॥

## હજારો સરટીફીકેટોમાંથી થોડીજ નીચે છાપી છે:—

મોતીવાળાની દવા મેં પોતે વાપરી છે. અને મારે કહેવું જોઇએ કે તેથી મને ગુણ થયો છે.

**ડબલ્યુ. જે. મોનટગોમેરી,**
(બુલદાનાના સીવીલ સરજન).

તમારી હરસ ઉપરની દવાઓની મેં ઘણી તારીફ સમજી છે માટે એક દાબડો હરસ ઉપર ચોપડવાના મલમનો મોકલજો. અમારા ગામના દેસાઇ સાહેબ શેઠ છોટુભાઇએ પણ એની અતીશય વખાણ અને તારીફ કરી છે.

**ગણદેવીના ડાકટર શેખ ફેઝુલ્લા હીદાતુલ્લા.**

હું લખવાને ખુશી છું કે તમારી મોતીવાળાની હરસની દવા તમારા ફરમાવ્યા પ્રમાણે પાંચ દીવસ સુધી લીધાથી લોહી પડવું તદનજ બંધ છે. અને દુઃખાવો પણ પાંચ દહાડા થયા નથી થયો. એ દવા ખરેખરીજ અસરકારક માલમ પડી છે.

**ડી. એફ. હયો.**
મુંબઇના સરકારી મહેલના સુપ્રીનટેનડન્ટ—

કેટલાંક વરસથી હું હરસથી હેરાન હતો. અને તે ઉપર મેં જુદા જુદા દેશી તેમજ યુરોપીયન ઇલાજો અજમાવ્યા હતા. પણ મોતીવાળાની હરસની ભુકી અને મલમ સર્વેમાં મને ઘણાજ સગવડ ભરેલાં અને વખાણવા લાયક માલમ પડયાં છે મોતીવાળાની હરસની દવાઓ લીધી ત્યાં સુધી હું એક મલમ લગાડતો હતો, પણ તેથી કશો ફાયદો થયો નહીં, પણ મોતીવાળાની ભુકીનો પહેલો ને બીજો ભાગ લીધા પછી ચોવીસ કલાક રહીને હું મલમ લગાડવા જતો હતો પણ મારી અજાયબી વચ્ચે મને હરસ મસા બીલકુલ જણાયા નહીં અને મલમ લગાડવાનું કામ પણ રહ્યું નહીં અને એ રીતે એ દરદે પાછો દેખાવ દીધો નથી.

**ગોવરધન મા. ત્રીપાઠી.**
વકીલ, હાઇ કોર્ટ અને યુનીવરસીટીના ગુજરાતી પરીક્ષક

એ ઉપરાંત ખાંસી, દમ, હાંફણ, મીઠી પીશાબ, દરાજ, ખરપરાં કોઇ પણ જાતની તાપ, કેનસર, દાઝવાથી થયલાં જખમો, કબજ્યાત, દુખતા દાંત અથવા દાઢ, લાગેલી થા, નાતવાની, મરડા, કોલેરા, દાએરીઆ, બંદહજમી, શરીરના મોરચાવલા ભાગથી થતી ઇન્દ્ર, બીગડેલાં શરીરનાં લોહી વગેરે અનેક દરદોપર વાપરો મોતીવાળાની વનસ્પતીની સસતી ગુણકારક દવાઓ.

એકલા બનાવનાર—ડૉ. એ. મોતીવાલા.
મારકેટરોડ, ભાયખલા કલબની પાસે,
ભાયખલા—મુંબાઇ.

નવસારી ખાતેના એજંટ:—
**ફેરામજી મહેરવાનજી ડીગરીઆ,**
મોટા બજાર નવસારી.

દવા મંગાવતી વખતે જાહેર ખબર કયાં ચોપાનીયામાંથી વાંચી તે મહેરબાની કરી જરૂર લખવું.

# "રામાયણ" ની એક રસીલી કથા.

## પંચવટીના વનવાસમાં સીતાએ જોએલો સુવર્ણ મૃગ.

### રામ અને લક્ષ્મણ પર વનવાસમાં વિતેલાં વિઘ્નો.

### સીતાનું હરણ કરવા માટે લંકાપતિ રાવણે રચેલો સોનેરી હરણનો માયાવી પ્રપંચ.

### એક કાંચળીની કહાંણી !

કાવ્યરૂપી ભાષાંતર કરનાર,
( મરહુમ સાક્ષર દાદી એ. તારાપોરવાળા. )

( છેલ્લા અંકથી ચાલુ )

[ દોહરા ]

પાપ પુણ્ય મારે સરે, તમે ન લેશો ભાર !
પણ આ કનક-કુરંગ તો, જવા નથી દેનાર !"
રામ કહે "ઓ જાનકી ! કહ્યું ન માને કોય ?
'વિનાશ કાળે સર્વને, વિપરિત્ત બુદ્ધિ હોય !'
હટ્ટ દેખી તુજ આજની, શંકા ઉપજે પૂર;
દિવસ હજી દુઃખનાં ઘણા, રહ્યા નથી બહુ દૂર !"
સતી હજી સમજી નહીં, જીદ ધરી રહિ એક;
ભાનભુલી ભૂલી ગઈ, વર્તન અને વિવેક.
"દયા કરો દાસી ઉપર ! મારા આણાધાર !
ઓલો મૃગલો ચાલિયો ! જલ્દી કરો શિકાર !
નિર્જિવ એવી વાતમાં, આળસ રાખો કેમ;
મારો મૃગલો કંચની ! હજુ ઉભા શું એમ ?"

રામ કહે "સાંભળ સતી ! ગતી ફરી તુજ આજ !
તું મમતી કયારે હતી ? શું છોડી ગઇ લાજ ?
અવસર ઓળખતી નથી, નથી પકડતી શાન;
ભય ઉપજે મનમાં મને, ભુલી કેમ તુજ ભાન ?
મોહ ન ધરિયે મન વિષે, છે ખોટો બહુ મોહ;
ડરામણો એ દૈત્ય છે, પળમાં પાડે ખોહ.
જનક[૨૩] પિતાની પુત્રિને, શોભે નહિ આ વાત;
મમ્મતથી માર્યાં ગયાં, કૈં સજ્જન સાક્ષાત."
સતી કહે "રે ! શા થકી, કંથ કરો છો છીદ ?
પુણ્ય-પાપ મારે સરે, ત્યારે અટકો શીદ ?
એવો સુંદર મૃગ કદી, દીઠો નવ મેં કોઇ;
કંચુકિ[૨૪] કાજે મુજ તણી, થઇ મરજી એ જોઇ.
ફરિ ફરિ વિનવું આપને, કંથ પુરાવો કોડ !
નિશ્ચય આ મૃગલા તણી, જગે ન જડશે જોડ !
મન-મેવો દિન ચારનો, એમાં શેનો દોષ ?
ધર્મ-અધર્મ કશો નથી, છે ખોટો આક્રોશ.
મનુષ્યને માટે કર્યાં, છે પશુ-પંખી સર્વ;
લેવો લ્હાવો તે તણો, એમાં શેનો ગર્વ ?"
"ખરી વાત ! પશુ-પંખીઓ, છે માણસને કાજ;
નહિં કે એને મારવા, પણ દાખવવા દાઝ !
કરવા એના ચામનો, 'કમખો' બિલ્કુલ પૂર;
મારૂં એનો પ્રાણ લઇ ? નથી કૃત્ય એ ક્રૂર ?
ના, ના, એ બનશે નહીં, લેવું પ્રાણી—પાપ,
દયા વસાવી દીલમાં, છોડ સતી સંતાપ !
અવસરને લે ઓળખી, વસવું છે વનમાય;
પવન જોઇ પીઠ રાખિયે, તો જગમાં રહેવાય.
રાજ્ય તણી રિદ્ધિ તજી, વનમાં કીધો વાસ;
સાધુ—રૂપ ભવ ગાળતાં, પશુને દૈયે ત્રાસ ?
સીતા બોલી તે સુણી, ઓ દેયાંના હાર !
શબ્દ કબૂલી આજ મુજ, આશા પાડો પાર !
પશુ-હિંસા તો થાય છે, પણ ત્યાં કરવું કેમ ?

૨૩. જનકપુરનો રાજા-સીતાનો ધર્મ-પિતા. ૨૪. કાંચળી.

કહ્યું કરો આ કંથજી ! અરજ કરૂં છું એમ !
નાથ તમે ધીરજ ધરો, જશે વહી દુઃખ કાલ;
વનવાસે વસવા નથી, બાંધી ભવની પાલ !
અરજ સુણી મુજ એટલી, જરા બતાવો વ્હાલ;
નથી ભુલી શકતી અરે ! આ મૃગલાનો ખ્યાલ !
**રામ** કહે " **સીતા** સતી, સુખ–દુઃખની શી વાત?
દુઃખ આવે આજે અને, કાલે પડે પછાત.
એમજ સુખનું સમજવું, નથી ભરોશો લેશ;
સમજદાર સમજી રહે, દિલમાં ધરે ન દ્વેષ.
રાજ–પાટ પર જ્યાર હું, બેશિશ, વ્હાલી ત્યાર,
અનુપમ સુખ આપિશ તને, ધીરજ ધર દિલદાર !
ચૌદ વરસ વનવાસનાં, વસવું છે વન માંય;
આજ સમો ઉત્પાત જો, મને રોજ તુજ થાય.
તો તો જીવિશ કેમ હું ? વ્હાલાં કરો વિચાર !
ગમ્મત મેલો માનુની, જો હો સાચાં નાર. "
સતી કહે " તમ સમ મને, મળ્યો હોય ભરથાર;
લક્ષ્મણ સરખો દિયરજી, લાડ કરૂં પછિ ક્યાર ? "
**સીતાથી** આ સાંભળી, બોલ્યા ત્યાં **શ્રીરામ**;
" જરા સબર કર હે સતી ! ભેદ્યા બાણ–કલામ !
સાચા તારા શબ્દ છે, એમાં લેશ ન ફેર;
પણ અવસર–સ્થળ જોઈને, વિચાર કર ચોમેર !
દેશ–કાળ–સ્થીતિ તણું, ગયું સતી ક્યાં જ્ઞાન ?
વસિયે છે વનવાસમાં, એ પણ ધર તુજ ધ્યાન.
વ્હાલી ! ખ્યાલી ખ્યાલ તજ, હદવાળી તેં આજ !
વનમાં વસિ વર સંગ પણ, ધરી નથી વર દાજ ! "
**સીતા** બોલી " કંથજી ! કહો ન મુજને એમ;
દાજ નથી જો તમ તણી, આવી હું અહિં કેમ ? "
**રામ** કહે " તુજ તૈલ સમ, કરે ન અબળા કોઈ;
વસી વને શી લલુપતા ? એવી નાર ન જોઇ !
સીતા તણો આ ધર્મ કે ? સીતા ખ્યારી બોલ !
વનમાં વર સંતાપવો, એનું પણ કર તોલ ! "

સતી કહે "મુજ સત્યને, નાથ! લગાડો આગ!
'પ્રિયા' મને કહેશો નહીં, આવ્યું ખરૂં અભાગ!"
"સીતા! સીતા! હે સતી! શું બોલી આ બોલ!
સ્વયંવરે તારા મને, શા દીધા'તા કોલ!
**જનક** રાજની પુત્રિને, ઘટે ન એવાં વેણ;
ખરી પ્રિયા તું હોય તો, માન હજી મુજ કહેણ.
સકળ સૃષ્ટિમાં હું ફરૂં, નિરખું અન્ય[25] ન નાર;
પ્રિયા! એટલો તુજ ઉપર, અખંડ છે મુજ પ્યાર!
સ્વભાવ સ્ત્રીનો જાય નહિ, ભણી-ભણાવે લાખ;
'જુવતી જગ જાણે નહીં,' શાસ્ત્ર પુરે છે શાખ.
ખરે **જાનકી**![26] જીદથી, હજી આજ તું આવ;
ભવિષ્ય છે ભયભિત ઘણું, નડશે દુઃખ દરિયાવ!"
સતી કહે "સંસારમાં, જીવવું મુવા સમાન;
જે કમળાને કંથથી, મળે ન જગમાં માન.
જળજો જીવતર જુવતિનું, કરે કહ્યું નહિ કંથ:
વાએ લીધી જાય તે, બળ્યો પ્રેમ ને પંથ!"
**રામ** કહે "સાંભળ સતી! ભલે આજ બદલાઇ;
પણ હું તારાં વ્હાલને, જઇશ નહીં બદલાઇ.
યાદ સતી કર **શિવ-ધનુષ**, તે ભંગાણું કેમ?
તેનો ભંજક **રામ** નહિં, **સીતા** કેરો પ્રેમ!
યાદ સતી કર તું ફરી, **ફરશુરામનું** યુદ્ધ;
એ પણ તારા પ્રેમનું, દર્શન દે છે શુદ્ધ!
**સીતા** બોલી "ક્યાર હું, માનું સાચો પ્રેમ;
મૃગલો મારી લાવશો, તોજ, કહ્યું મેં જેમ!
હવે મને દુઃખ થાય છે, અંતરમાં અત્યંત;
મૃગલો જો નહિં મારશો, આણિશ મારો અંત!"
એમ કહી **સીતા** સતી, કરી ઘણો ઉત્પાત;[27]
રડવા લાગી રાડથી, કર્યો અજબ કકલાટ.
**રામે** માન્યું મન વિષે, "હવે અસર નવ થાય;
મેં મૃગલો માર્યો વિના, એકે નથી ઉપાય!

પ્રયત્ન મેં બહુ બહુ કર્યા, પણ લાગ્યા નહિ કામ;
**રાજ-બાલ-સ્ત્રી હઠ ખરી,** જાણી આજ તમામ !"
પછી કહ્યું "**સીતા** સમજ ! રમી એટલો દાવ;
જઈશ કનક-મૃગ મારવા, ડહાપણ જરા બતાવ !
વાટ જોય છે સોગઠાં, લે પાસા તું ઢાળ;[28]
હું જીતું છું દાવ આ, સતી હવે સંભાળ !
સતી કહે "ઢાળું નહીં, આ પાસા, ઓ નાથ !
સુવર્ણ-મૃગ આવે નહીં, જ્યાં તક મારે હાથ !
હવે વધુ વદવું નથી, ઉર દુઃખ થાય અનંત;
ઘડિ-અધ ઘડિના વિલંબમાં, જોશો મારો અંત !"[29]
પાસા તુરત પછાડિને, ઉઠ્યા **રામ** રઘુવીર;
શસ્ત્ર સજી-તૈયાર થઇ, ધરી હવે નહિ ધીર.
તેડી **લક્ષ્મણને** તુરત, કહ્યું "સાંભળો, ભાઇ !
જાઉં કનક-મૃગ મારવા, રહેજો અહિં સુખદાઇ.
છે ભાભી તમ એકલી, લેજો ખુબ સંભાળ;
અશુભ[30] દિવસ છે આજનો, મને પડે છે ફાળ.[31]
સુણ્યો[32] નથી-દીઠો નથી, સુવર્ણ-મૃગ કોઇવાર;
પણ જુવતીની જીદથી, છું આજે લાચાર.
જરા ન ખસશો અહિં થકી, જ્યાં તક હું નહિ આઉં;
હું પણ ક્યારે આઉં કે, મૃગલો મારી લાઉં !
સુણી અજબ આ વાતને, બોલ્યા લક્ષ્મણ એમ ;
"એવા મૃગ ક્યાંથી મળે, આપે માન્યું કેમ ?"
"ભાઇ તમારાં ભાભિને, બહુ સમજાવ્યાં તોય;
ભાન ભુલી થઇ આજ છે, એની સમજ ન હોય !"
રામ-વચન આ સાંભળી, બોલ્યા લક્ષ્મણ, "ભાઇ !
કરશો હિંસા પ્રાણિની ? છે પગલું દુઃખદાઇ.
**રામ** અને **લક્ષ્મણ** તણો સુણી એમ સંવાદ;
સતી કહી "ઓ દિયરજી ! જરા કરાઉં યાદ ?
રાવણ કેરી બ્હેનનો, કહો હતો શો વાંક ?
તમે નહીં તો દિયરજી, કોણે કાપ્યાં નાક ?

---

૨૮. નાખ ૨૯. માગણું. ૩૦ ખરાબ. ૩૧. ધાસ્તી ફિકર ૩૨. સાંભળ્યો.

પ્રાણીની હિંસા થકી, તમે ડરો છો જ્યાર,
એ હિંસા કો'એ કરી ? કહેશો કરી વિચાર ?
જેમ તેમ મન વાળિયું, કરી પ્રયત્ન અનંત;
કરશો એમાં અડથલો,[33] તો આખિર મુજ અંત !"
સુણી વચન **સીતા** તણાં, ઝટ ચાલ્યા **શ્રી રામ**
થયા દિયરજી ચૂપ ત્યાં ! કર્યું લલાટે[34] કામ !

× × × ×

ધરણીધર નિજ લઈ ધનુષ, ગયા સરોવર તીર;
પ્રયત્નથી પાછળ પડયા, મૃગલા સહ **રઘુવીર.**
જેમ જેમ આગળ વધે, તેમ તેમ મૃગ દૂર;
દાઢ પીસી ખંતી બન્યા, "મારૂં આજ જરૂર !"
ચાપ ચઢાવી જોસથી, મેલ્યું કશિને બાણ;
પડયો પૃથ્વિપર બોલતો: "**લક્ષ્મણ ! ચાલ્યો પ્રાણ !**"
શબ્દ સતીએ સાંભળ્યો, પેડયા પડતાં પૂર;
**રામ** તણો આ સાદ છે, જાણ્યું એમ જરૂર.
"અરે દિયરજી ! સાંભળો ! તેડે છે તમ ભ્રાત !
જઈ પ્હોંચો જલ્દી તમે, નાથ ઉપર છે ઘાત !
મોકલતી ત્યાં મૂઈ રે ! હવે કરૂં હું કેમ ?
દીયરજી, ઉભા રહી, શું દેખો છો એમ ?
દોડો ઝટપટ મદદમાં, આવે છે હજિ સાદ !
જતાં વખત જો લાગશે, થશે ચલ્ન અપવાદ."
**લક્ષ્મણ** બોલ્યા: "ભાભિજી ! કરી રહ્યા શું એમ ?
પ્રથમ સતાવ્યા કંથને, હવે મને કે કેમ ?
એક હરણ હણતાં અરે, કષ્ટ પડે ? શી વાત !
હરણ હજારોને હણે, એવા છે મુજ ભ્રાત !
મરતાં પણ માનું નહીં, ચીસ નાખે **રઘુનાથ**;
કેં બળિયા રાક્ષસ તણે, રોળે છે જે હાથ.
**સીતા** બોલી કળકળી "દિયર, માનો કેણ;
મને તમારાં આ સમે, વિખ સમ લાગે વેણ.
દક્ષિણ કેહ્યો છે ઘણાં, રાક્ષસ દળ બળવાન;

33. વાંધો; આડ; અટકાવ. 34. નસીબે

દેખ્યા છે દક્ષિણ જતાં, પ્હોંચ્યું તો નુકશાન ?
એકલડા મુજ કંથ છે, કરવા દોડો સાહ્ય;
મને કોઈ ખાતું નથી, ડરશો નહીં જરાય !
દીયર મારા ! દોડ તું, જીવડો વ્યાકુળ થાય,
એનું બળ બાવીશ સમ, ગંભીર સમે ગણાય. "
લક્ષ્મણ "ભાભી સાંભળો ! છે મુજ એવો ભ્રાત;
ચૌદ લક્ષ ચઢિ આવતાં, પડે ન એક પછાત.
એને યુદ્ધ કરતાં તમે, ભાભી, ભાળ્યા હોત:
રગ રગમાં કંપી અરે ! શુધિ સઘળી ખોત !
એકજ બાણે સહસ્રને, મારે એવો ભાઈ;
'લક્ષ્મણ ચાલ્યો આણ'આ, ચીસ પાડે ઘભરાઇ !
સૂર્ય પૂર્વનો પશ્ચિમે, ઉગતો કરૂં કબૂલ;
પણ આ મારાં મત વિષે, કદી પડે નહિં ભૂલ !
ગગન પડી નીચે કદી, ધરતી ઊપર જાય;
તોય તમારો કંથ-ને-ભ્રાત ન મુજ ઘભરાય !
ધરતી ધ્રૂજે જે થકી, પાડે ગગને ફાટ;
તે ડરશે મૃગલા થકી ? જાઉં મદદ તે માટ ?
ધીર ધરો, ભાભી ! તમે, કરો નહીં ઘભરાટ,
દુઃખાય છે મુજ દીલડું, દેખી તમ કકલાટ.
સતી કહે "લક્ષ્મણ તમે, ધરો ન એવો ગર્વ;
'વખત-વખતની છાંયડી,' હોય મનુષ પગ સર્વ.
ધરતી ધ્રૂજતી જે થકી, એવા કૈં કૈં વીર·
આ ધરતી પર થઇ ગયા, ક્યા તે રહ્યા શરીર ?
નબળો ન્હાડો કંથનો, હતો ત્યાર વનવાસ—
વેઠે છે, તેવે સમે, કરો ન એવો ક્યાસ
ક્યાર હાર ને જીત છે, એનુ નહીં પ્રમાણ;
માટે દીયર, કંથના તમે બચાવો આણ ! "
લક્ષ્મણ "ભાભીજી ! તમે, અકળાવો કાં એમ ?
લખ્યું લલાટે જે હશે, તે ચુકવાનું કેમ ?
એકલડાં હાં આપ છો, એડી કેમ જવાય ?
આજ્ઞા છે મુજ ભ્રાતની, તેથી વધુ ન થાય."
સીતા : "દાઝ તને અરે ! ક્યાંથી સાચી હોય:

ભ્રાત શત્રુઘ્ન[૩૫] હોય તો, રહી ન ઉભો જોય !
જૂદી માતા તે થકી, જૂદો હોય સ્વભાવ;
ક્ષણે દાખવે ભાવનાં, પણ સ્વારથિયો દાવ !"
દુઃખ ઉપજ્યું તે સાંભળી, લક્ષ્મણને ઉર પૂર;
તોપણ સંતોષી રહ્યો, કર્યું ન હૈયું ક્રૂર.
લક્ષ્મણ બોલ્યા: " ભાભિજી ! રામ ન વ્હાલા હોત;
વસી તેમની સાથ હું, આ વનવાસ ન જોત !
કાં કડવું પીરસો તમે, શિદ આવત હું સાથ ?
ભક્તિ કરૂં છું ભાઈની, જાણી જ્યેષ્ટજ ભ્રાત."
સતી કહે " શા કામની, મીઠી મીઠી વાત;
પડ્યા પ્રસંગે સાહ્ય તે, જાણું સાચો ભ્રાત.
દીઠું આજે પારખું, પોકળ ભિત્તર માંય;
ભ્રાત કોણ ને વાત શી ! કોણ કોણનું થાયે ?"
સુણી સતીનાં આ સુખન, દુઃખાયું લક્ષ્મણ દીલ;
તો પણ ધીરજ ધારિને, કર્યું 'સબૂરી' સીલ !
" ભાભીજી ! ધાર્યો તમે, મુજને એવો છેક ?
રાત-દિવસ સેવા કરી, ગુણ નવ જાણ્યો એક !"
સતી કહે " તુજ ગુણ તણી, પાકી પડી પિછાણ !
સુખનો સાથી તું ખરો, દુઃખમાં તું અંજાણ !
હેત હતું તુજ કેટલું, તે મેં દીઠું આજ;
પામી છું, છે કેટલી, કદર ભ્રાતને કાજ !
જોઈ રહેત નવ આજ તે, સગો ભાઈ જો હોત;
વનનો પડઘા સાંભળી, મારી માફક રોત !
શસ્ત્ર સજી ઝટ દોડતે, કરવા પડે સાહ્ય;
એવું તો જોતી નથી, હું આજે તુજ માહ્ય ?"
બોલ્યો દીયર બાપડો, " મુજથી નહીં જવાય;
આજ્ઞા છે મુજ ભ્રાતની, તમને નવ છોડાય."
સતી કહે " દીયર અમે, નથી એટલાં ભોટ;
અવર પુરૂષ નિરખું નહીં, તો પછી શેની ખોટ ?"
" ભાભી ! રાંધ્યું ધાન્ય ને, પ્રમદા એક સમાન;

૩૫. રામનો સગો ભાઇ, જે અયોધ્યા ખાતે રહ્યો હતો.

# પારસી બાનુ લુપીન !

**ભલ ભલા સીનુમીટુગીરાપ વાલાઓને દીવાળાં ફુંકાવનારી અમારી લેદી સીરીઅલ.**

**કોઈ દહાડાં તમોએ લાકડાંનો લાડવો ચાખ્યો છે ?**

**( લખનાર-સસ્સેકા તીન પાંઉ. )**

## પ્રકરણ ૫૭ મું.

( જેમાં થવી વાતચીત કપુરચંદ અને તેનાં કાબેલ ઘરાક વચે તથા આગવું કપુરે એક બીકટ વસ્તુ, જે કરવું હાજર તાબડતોબ અને તુરતા તુરત ! )

અડધો ટાંટયો મંગાવવાનું ઓથું આગળ ધરીને પેલો ગુલશનનો અધીપતી એક મહાન શોધની વચે ફાંચડ મારતો આપણે બાવીણુમાં પ્રકરણે જોઈ આવ્યાં છીએ. પણ એ ભલા મારૂ પીસરી જેતા લાગે છે કે બાએ બાજુએ બી નો-કાકરે એટાળ ખમીર ધરાવતો શમશુલ ઓલમા આદરજી ઘાસલેટ બેઠો છે ! બચ્ચા, તેં મને નામદાર જુલાચંદ કરવૈયાની નજરમાં જુઠો કહીને હલકો પાડયો છે તો ચાખી લે હવે સવાદ !

જુલાચંદનો જમણો હાથ જેવા ભલા કપુરચંદે દરવાજો ખોલ્યું અને તે વીચીત્ર શોધ કરાવવા આવેલા તંત્રીરાજને આંખ્યોની ઇશારત વડે એવું સુચવ્યું કે હવે બહાર નીકળો મહેરબાન.

તેઓ બહાર ગયા ત્યારે કપુરચાએ એક સ્વીચ દાબી જેના વડે પાસીજમાં ભભકદાર લાલ અને લીલી વીજળીક રોશનીનો પ્રકાશ થઇ રહ્યો.

"એ શું ? એમ કાંએ !" તે તંત્રીએ અજાયબીથી પુછ્યું.

"એ તો સાહેબ જ્ઞાન પ્રસારક રોશની છે. એની મતલબ એવી છે કે અમારા ખાતાંમાં જેવી કોઇ માણસ નવું દાખલ થાય તેનાં ભેજાપર એ રોશની નાખ્યાથી તેની સમજ શકતી જરા તીવ્ર થાય છે અને તેથી કરીને હવે આપણે જે ઓરડામા આગલ ચાલ્યે છીયે ત્યાં થતા પ્રયોગો જોતી વખતે તે સખ્શ દર્ઘાઇ નેં હાયું નહીં વકાસતાં સેહેલમાંજ દરેક ચીજ સમજી જઇ શકે અને તેમ કરીને અમારા જેવાં કામનાં માણસોનો કીંમતી વખત નકામો બરબાદ થવા પામે નહીં".

"પણ તમે કેમ જાણ્યું કે એ તમારી રંગબેરંગી રોશનીની મારાં ભેજાને પણ જરૂર હતી ?"

"તે તો આ એ તમારા સવાલથીજ સીદ્ધ થઇ ગયું. લે ચાલો હવે જરા આગલ તો ચાલો મારા મેહરબાને મન ? બોલો, સાહેબ, તમો આજે અમારાં ઇનસ્ટીટયુટમાં શું ચીઝની તપાસ કરાવવા પધારયા છો ? નહીં જી, બેસવાની ખુરશી નથી." બાગડ્યાને આમ તેમ ડોકયું ફેરવી ખુરશીની શોધ કરતો જોઇ કપુરચાએ રોકડું પરખાવ્યું, "અમારી આફીસમાં જો ખુરસી ખુરસી રાખ્યે કેની તો તમારા જેવા ખાંડીમુંડીના પરવારતા સાહેબો આવીને અમારો નકામો વખત બરબાદ કરે !"

"સાહેબ, તમો આવા સારા સાયનટીસ્ટ થઇને એમ બહારનાં આંજમી આવે તે. લોકને રાઇટ એન્ડ લેફ્ટ અપમાન કરો છો ? તમે શું સમજીને મારી સાથે એવી રીતે વરતો છો ?"

"ખામોશ, એઇ પારસી, ખામોશ ! તું જે કાંઇ કામને માટે આવ્યો હોય તે કરાવી ચાલતો થા. બીલ થશે તે ટપાલમાં આવશે, હમને વખત

એ પૈસા છે. જેટલી મીલટ વાત કરશો તેટલી મીલટના પૈસા આલું સામેનું વીજળીક યંત્ર બીલમાં નાંખ્યુ જશે."

આ ખબર મળતાંજ તે ભલા અને ભોળા સૌભાગ્ય તંત્રી રાજે દોઢોડ તાંટયે ધ્રુસકો મારયો.

"અરરરર! એમ?"

"હા, એમજ!"

"ત્યારે, સાંભળ, ઓ ભગવદગીતાના મહાન પુંજારી, તું નામવર નામચીન, નામના ઉઠાવનાર જંગી રસાયણ શાસ્ત્રીરાજ, કે તારા ઇહલમની ચલમમાંથી મારે એક ભેદનો પડદો (ધસફારીને) ધીમે ધીમે ઉપાડવો છે."

"અને તે શું?"

"અને તે એજ કે મારે આજે પારસીબાંનું લુપીનનાં લખનારને જૂઠ્ઠા પાડવો છે!"

"તમે નવું શું કહેશો ભલા? એ તો જગજાહેર વાત છે, અને તે બી આજકાલની નહીં, પણ બાવીસ વરસ થયાંની છે?"

"ખરૂં છે મોસ્યું કપુરચંદ, કે એ ભેજાંમાં રાઇનો ધુંવો ધરાવનાર લખનારો તદન જૂઠ્ઠો છે, પણ આએ પારસી બાનુંનાં પ્રાકરમો વાલી વાતમાં એ છાતી ઠોકીને વાંચનારાઓને જણાવે છે કે તે જે કાંઇ લખે છે તે બધુંજ નીર્મળ સાચું છે. હવે અમેરેકી તો એક જાહેર જરનાલીસ્ટ તરીકેની પાકીજેહ પવીત્ર ફરજ કહેવાય કેની, કે પોતાનાં પત્રમાં જે કાંઇ છપાય છે તે માટે બની શકતી જોસ્તે જોપ કરવી? જરનાલીસ્ટ લોકકી એશી તેથી ફરજકા અમ ટમરેકુ કુચ આછા ખ્યાલ દેવનેકા ઉતા. પણ જવા દેની યાર નકામો કમાં સદેતાન જીવને સંતાપમાં નાખેંગા?"

"જો ટમરેકા બધા કાવસદારૂ લંબાણ પઢેલેકી અનદર અંમારા કુચ વલીઆ નહીં. તસુનકુ કેસા વાતમા પત્તા જોઇતા છે તે બોસી મરોની?" કપુર કૂકડ્યો.

"જોવની કપુરજીઆ, વાત એમ બન્યા છે કે એ અમારા ડીટેકટીવ વારતા કા તેત્રીસમાં પ્યાપતર મંદી ઉસકા લીખનારે એમ લીખી મારોસ વલ્લા ચુમ્માલીશ લંબરકે કપાખીન મંદી આ પ્યાસીનજર તે બીજો કોઇજ નહીં પણ અદભુત ડીટેકટીવ સેક્ષટન બ્લેક હતો?"

"સેક્ષટન બ્લેક?" રસાયણ શાસ્ત્રી કપુરચંદે તે વાતમાં રસ ચુસતાં ઉલટથી પુછ્યું, "સેક્ષટન બ્લેક! અરે એ નામાંકીત ભલો ટોપીવાલો ડીટેકટીવ તમારાં ચોપડામે? અરરરરર! શું જુલમ? ગુઉઉઉલ્લમ! ઓ. રામ ભગવાન, હું જાગું છ કે ઉંઘાઉં છ? હું સ્વપ્નું જોઉં છ કે સોલાપુરી ચુરા? અરે આએ ઓગણીશોને અઢારને કે ઓગણીશ? બોલ, યા પરવર! બોલ! બોલ!" અને ચકભમ્મ્મ્મ થયલાં ચીત્તે તે મારવાડનો કાબેલ રહીશ ગોલ ગોલ ફરવા લાગ્યો. તેને તમ્મ્મ્મર આવતાં હતાં.

પણ પળ બે પળ વહી જતાં જેમ ધરતીકંપનો આંચકો નરમ પડે છે, જેમ મધમાખીનો ચટકો રૂઝાયે છે, જેમ વરસીના પ્લાટની બદબો દુર થાય છે, જેમ સીનેમાની ફીલમ લંબાય છે તેમજ, હા—તેમજ કપુરચંદની છાતીના ધબકારા કદમ કદમ શાંત પડવા લાગ્યા.

"કાંએ, કપુરજી, એટલા બધા હબકી ગીયા? તમેરેકા બી માન્યામાં નથી આવતાની, કે સેક્ષટન બ્લેક જેવા કાબેલ ફ્રોઝેસ ડીટેકટીવ અમરેકા પારસી બાનુ લુપીનવાલા વાતમેં છેક ધકેલા ખાતા હીંદુસ્તાન વેરં કાંહાંથી ધસડાઇ આવતાતા?"

જવાબમાં શેઠ કપુરચંદે "હા" નું રૂડું ધુણાવ્યું.

"અને ત્યારે એ વારતાના ઉસ્તાદ લખનારે કરારને જીવે પોતાનાં વાંચકોને જાણવા અને માનવા દીધું છે કે તે ફેબીન મોહેલો શખ્સ બીજો કોઇજ નહીં પણ સેક્ષટન બલેક હતો, તો બોલો કપુરજી, હવે શું કરયે?"

કપુરજી બેઠા પાટલે
ને કીધો ખુબ વીચાર
સચાઇ સસ્સાની શોધવા
કર્યે શું ઉતાર ?
શાસ્ત્ર સુત્ર સંસારનું
દેવા દમપર કાંઇ
જડયો જવાબ ઝટ વારમાં
તો ચોંકી ઉઠયો સાંઇ!

"બસ, તમારૂં કામ પાકયું છે !" કપુરચંદે ચોંકી ઉઠતાં કસાઇને હાથે કપાતા પાડાની અદાથી બરાડ મારી.

"પાકયું ?"

"હા, પાકયું ! જેલી બનાવવાનાં પેરનાં જેવું પાકયું, ખાઇએ તો ખાટાં ગચકરાં આવે તેવાં કેળાં જેવું પાકયું !"

"હુરરરરા ! પીટ–પીટ હુરયો ! બોલો કપુરજી, શું કરશો ?"

"કામ જરા બીકટ છે, પણ તમારાં વાંચકોનાં મનનાં સમાધાનાર્થે ગમે એવું બી કઠીણ કામ અમારે કરવુંજ જોઇએ."

"ડીઅર, ડીઅર! પણ હવે તમે એમ અંકુબરાની કાંની કંઇ ઉભા ઉભા બકબક કરયા કરશો તો મારો ગુજરાત મેલ ઉપડી જશે, વાસ્તે વેરી જાવ ને તમારી રસાયણી શોધ ચાલુ કરો."

"આએ ચાલ્યો. પણ સાહેબ, મારી શોધમાં આગળ ચાલું તે અગાઉ મારા હાથમાં મજકુર સુમાલીસ નંબરવાલી કેબીન માહેલા ઉતારૂના ડાવા પગની ચુંટી આગલનો એક બાલ જોઇશે !"

આ માંગણી થતાંજ ભાગલ્યો હરયો અને ડગલાનાં અંદરનાં ખીસાંમાં હાથ નાંખીને એક ચામડાંની પાકીટ બુક ખેંચી કહાડી.

"હું જાસુતોજ એવી ડીટેકટીવ વારતાઓમાં જ્યારે પણ કોઇ ચીજની બાતમી મેલવવાની હોય ત્યારે એવાં નખ, બાલ, સુકાં આંસુનાં ટીપાં વીગેરેની ઘણી જરૂર પડે છે; અને તેથીજ સુચોઘડયે મારા હાથમાં કેબીનનાં ૪૪ વાલા પાસીનજરના ડાવા પગની ચુંટી આગલનો બાલ સપડાઇ ગયલો તે સાચવી રાખી લાવેલો. આએ લેવો, સાહેબ !" અને એટલું બોલતાં તે વીચીત્ર તંત્રીએ ખરેખરજ એક જીણો જેવો બાલ પેલા મારવાડી સાયનટીસ્ટના હાથમાં મુકયો !

"શાબાશ ! તમે તો કેટલા તદન તૈયાર થઇ નેજ આવેલા ? ચાલો હવે ઉપર હું મારા અખ્તરા ચલાવવા અમારી સોધન શાળામાં જાઉં છું, ત્યાં જો તમોને રસાયણશાસ્ત્રમાં ઉલટ હોય તો મારી સાથે આવો. અમારા ભલા મુરબ્બી શેઠ ગુલાબચંદનો હુકમ છે કે જે કોઇ આસામી અમારાં શાસ્ત્રનું ગ્યાન મેલવવા માંગે તેમને તદન મુફત દેખાડવું."

"થેંકયુ, હું એ વીશે એક આરટીકલ જરૂર લખીશ. ચાલો હું આઉં છું," અને તેઓ બંને અંદર ગયા.

---

## પ્રકરણ ૫૮ મું.

(જેમાં અદભુત રીતે આવી પુગવું નેકનામ પારસી બાનુ લુપીનજીનું અને સહમજાવો ધડાકો બંદુકનો ત્યાંના બગીચામાંથી.)

સાહેબને કહે જે જરા ઓગણપંચાસમે પ્રકરણે ધસશો ? તાંતમાં જોર છે કે, સંજાન માર્ચની કુચ કરતા ગુરા ગરીને ગંદેરી થઇ ગયાછ ? ભલા આદમી આપણા પારસીઓનો "સ્ટેમીના" દહાડે દહાડે એટલો તો બગડતો જાયછ કે જરા જેટલું ચાલ્યા તો કુતરાંની મુઆફેક લાંબી જભાં બહાર કહાડી ને હાંફવા મંડી જાયછ. પણ કંઇ ફીકર નહીં આને તો જરા મહેનત કરશો તોજ તંદરોસ્તી ઠીક રહેશે. અને વળી ઓગણપચાસમું પ્રકરણ શોધી કહાડતાં કાંઇ તમને ઝાઝો વીલંબ લાગવાનો નથી.

ખુશાલ હીંચ ખાતાં હતાં તેજ સીના તેજ કોમળ દસ્ત તેણીઓના ચીમરાયલાં કાંડાંઓપર બેડીનો સણગાર કરવાની તૈયારીમાંજ હતા ?

અરેરે ! શું કુદરતની વીચીત્રતા છે ?

હાય હાયરે ! શું પરવરદેગારની કરામત છે !

ઓ ! ઓ ! માયરે ! શું નાપાક સહેતાનના પ્રાક્રમ છે ?

સુના ગંડેરીએ ધીરેથી પોતાનો બેગ એક હાથે ખોલ્યો અને તેમાંથી બેડીની જોડી કહાડીને બચારાં બુઢાં ધનુમાયના હાથ પકડયા–તેજ પળે બાગમાં બંદુકનો એક ધડાકો થયો !

---

## પ્રકરણ ૫૯ મું.

( જેમાં સમાઇ જવા ખુલાસા ત્રણ જુદી જુદી બાબદોના જે ધીરજે વાંચવા દરેક વાંચનારાંઓએ ).

ફ્રેંચ મેલબોટ " લારામી " મકકમ કદમે સરરરર સરરરર કરતી પોતાની સફળ સફરમાં આગલ અને આગલ વધતીજ ચાલી હતી. તેના દેશી લાશકરો ખીચડી પકાવતાં બેઠા હતા જ્યારે કેટલાંક ઉતારૂઓ ડેકપરની રમત ગમતમાં રોકાએલાં જણાતાં હતાં.

દરયો શાંત હતો.

દરયાનાં મોજાં ( stockings of the sea ) પોતાની એક શાંત ગતીમાં મહાલતાં હતાં.

સ્ટીમરનાં એનજીનો એક સરીખો ડપક–ડપકનો ધબકારો મારતાં હતાં.

સ્ટીમરપરનો વાવટો ફુરરરર ફુરરરર કરીને હવામાં ઉડતો હતો.

જે વખતે—

હાઆઆઆ ! જે શાંતીના વખતે, પ્યારમાં હારેલો બહાદુર શુરવીર જીગોમાર પોતાની કેબીનમાં નરોસ જીને ટેપપર માથું મુકી પડેલો હતો.

એજ વખતે તે કેબીનનું કમાડ ધામેથી ઉઘડયું અને તેમાં બરાબર મોટી દાહાડી સાથેનો એક વીચીત્ર પુરૂષ દાખલ થયો.

" શું કામ મુઝાયછ, જીગા ? " તે આકારે પોતાનો નરમ હાથ માયાથી જીગોમારનાં ખભાં પર મુકી ઘણીજ દયાથી પુછ્યું.

આ બનાવથી જીગો બેહદ ચોંકયો અને એક ધીમી ચીસ મારી, " કોણ ? આદર ? "

" શ–શ–શ ! આ હીસ્તા ! એટલે આસ્તે ! પેલા કોઇ બેદી આદરે નાક્પર આંગળી મુકત ઘણાજ નરમ અવાજે કહ્યું.

" અરે ! પણ તું હયાં ? "

" જ્યાં શયતાન ત્યાં શયતાનનો ભત્રીજો !"

" ઓહ ! ત્યારે શું તારો કાકો બી આ એજ સ્ટીમરપર છે ? "

" હા ! "

પ્રીય વાંચક, તું આટલી વાતચીતપરથી સેતી તો ગયલુંજ હશે કે આપણા ભલા દોસ્ત મોરયું જીગો મારજી જે પોતાના દોસ્ત શયતાનના ભત્રીજા માટે બોલ્યા હતા તે પણજ હયાં આવી પુગેલા જણાતા હતા ?

" વારૂં, પણ તમે લોક હંઇ શાને વાસ્તે આયા છ." જીગાએ આંખમાં ધસી આવેલાં દરખનાં આંસુ લુછતાંજ છે.

" તુંને જેહાનમમાં લઇ જવા ! "

" મને ? પણ તમે લોકે કેમ જાણ્યું કે હું જેહાનમમાં જવા તૈયાર થયોછ ? "

" દીકરી, હવે બધું અમારેથી છુપાવવામાં શો ફાયદો ? પ્રોટીઆએ તુંને પકડાવેલું લીલું નારયેલ અને સુકડો ગોળ અમોબી ચાખી ચુકાછ, અમો કાકા ભત્રીજાને સંપુર્ણ વીગતો મળી ગઇ છે કે તમો નામદાર ને માડમાવાઝલ પ્રોટીઆએ રોકડું પરભાવી દીધુ છે, એટલે હવે તમારૂં હયાં કામ રહ્યું નહીં. સહમજીઆજી ?

" તાહરે કાંઇ ?" જીગાએ તે બતાવીને પુછ્યું.

" જ્યાં દરેક પ્યારમાં હારેલો પુરૂષ રીટાયર્ડ થાય છે તાંહ ! "

"હારે પણ તે તે કોહજો ? તે જગાનું નામશું ?"

"જેહાન્નમ !"

× × × ×

અને ઝીગોમાર જ્યારે પોતાની કેબીનમાં નીરાંતે પેલા શયતાનના ભત્રીજા આદર સાથે ટાહેસાં ચલાવતો હતો ત્યારે લારામી મેલસ્ટીમર ઉપર શું રમખાણ મચી રહ્યું હતું તે જાણોછ ?

જાણો ક્યાંથી ?

સીનેમેટોગ્રાફની સીરીઅલો જોતાં પરવારો તો કોઇબી જાણવા કરવાની ફુરસદ મળે કે ની ?

"આદમી પરલા–આદમી પરલા !" ની ની બોમાબોમથી તે ફ્રેંચ ટપાલ, લાવતી આગબોટ ધમધમી રહી હતી, અને સવાબે મીનીટની ટુંકી મુદતમાં તો તે સ્ટીમરનું ઇનજીન ઉભું રહી ગયું.

બધાં પાસીનજરોમાં દોડાદોડી થઇ ગઇ કે શું થયું, પણ કોઇને કંઇબી સમજ પડેજ નહીં.

કપટાન બચારો એટલો તો ગભરાઇને પાણીનું પાણી થઇ ગયલો કે તેનેબી કાંઇ સુઝ પડેજ નહીં. કોઇના બી સવાલના જવાબમાં તે ફક્ત એટલુંજ જણાવી શકતો હતો કે કોઇ પાસીનજરે આતમઘાત કરયો હતો !

ડુબકી મારનારાઓ તૈયાર થઇ ગયા.

લાઇફ બોટો ઝપાઝપ ઉતરી પડી.

લાસકરોએ અફડા તફડી કરી મેલી.

દોરડાં નખાયાં.

જીંદગી બચાવનારાં બુચનાં કેડાં ફેંકાયાં.

અને એવી એવીજ બીજી હમા ધમચકરી વચે આખીરે "લારામી" સ્થભ થઇ ઉભી.

કપટાનનાં કપાળ ઉપર પરસેવાનાં અગણીત બીંદુ બાઝયાં હતાં.

અને તેઓનો ચીંતાતુર ચ્હેરો ખુલ્લી ગવાહી પુરતો હતો કે તેઓનું મન વીચારોનાં વમલમાં આસ્થીર બની ગયલું હતું.

અને કપટાન સાહેબ બીજું એક બી પગલું આગળ ભરે તે અગાઉ લીઝી ઉરફે પ્રોટીઆ ત્યાં આવી ઉભી.

"કાંએ કપટાન ?"

"છટકયો !"

"કાંહ ?"

"દરયામાં !"

"ઓ !" અને એક તિન્ની ચીસ સમેત લીઝી ઉરફે પ્રોટીઆ કપટાનના રાંયોડી હાથોમાં મુરછાંગત થઇ પડી.

× × ×

અને તેજ પળે ચુમ્માલીશ નંબરવાલી કેબીનમાં શું બનતું હતું તે આપણે જોઇએ.

વાંચક વર્ગને સર્વલાઇટ મુઆફીક રોશન છે, તેમ તે કેબીન માંહેલો મુસાફર બીજો કોઇજ નહીં પણ આપણો માનીતો અને જાણીતો ડીટેકટીવ સેક્ષટન બ્લેક હતો.—

"કેમ પેડરી ?" તેણે પોતાની મદદનીશ બલાડી ( માંજર ) [ CAT ] તરફ દયામણી નજર ફેંકતાં પૂછયું.

"મીયાંઉ." તે બીલાડીએ જવાબ આપ્યો.

"શું ખબર ?"

"મીયાંઉ–મીયાંઉ ! મીઇઇયાંઉ–મ્યાંઉ–મીયાંઉ–મ્યાંઉ." જવાબ કર્યો.

"એમ ? તે તું પછવાડે ગઇ કાંએ નહીં !" સેક્ષટને તેણીનું કહેવું ઝટ સમજી જઇને વળતો સવાલ કર્યો.

"મીઇઇઇઇ–મીઇઇઇઇ–મીઇઇઇઇયાંઉંઉંઉંઉંઉં !"

"અંહ ! હા, પણ આપરે ચાન્સ નહીં ગુમાવવો જોઇએ ? હું હમણાંજ દોડ !"

"મ્યાંઉ" એટલું ઝપાટામાં બોલીને પેડરી લાગલી કે પુછડું ( શેંપડી ) [ TAIL ] ઉભું કરીને દોડવાં જતી હતી તેટલાં વળી સેક્ષટને તેણીને રોકી.

" અરે જો! પેડરી, હું કહેતાં ભૂલી ગયો. એ લુપીનનું બુટ ગોરગોનઝોલા ચીઝના એક ટુકડા પર પડેલું હતું વાસ્તે તું તે ચીઝનો વાસ સુંઘતી સુંઘતી જશે, તો તે બુટ કયાં કયાં ચાલ્યું છે તેનો પત્તો મળશે—જા તો દીકરી ! "

" મ્યાંઉ ! "

અને તે અતી હુશીઆર બલાડી ( માંજર ) [ CAT ] ત્યાંથી છલાંગ મારતી ન્હાસી ગઇ.

" ફ્રાઇન એનીમલ ! એ જશે તો એવી જોડી નથી મલવાની ! મારો પેડરો સોસેજીસનાં કારખાનાંમાં સપડાઇ મુવો ત્યારે મને ખ્યાલ નહીં હતો કે તેની શોખ આએ પેડરી મને એટલી જલ્દી મલશે ! ને મળી છ તેબી કેવી ? એક દહાડો મને પેડરાને યાદ કરવાની જરૂર પરવા દીધી નથી ! "

અત્યારે વાંચનાર કદાચ અજાયબીથી ફાટી મરતું હશે કે એ બલાડાંની બોલીમાં સેક્ષટન શું સહમજ્યો હશે ? પણ તેમાં અજાયબ થવા જેવું કશુંજ નથી.

સરકસમાં કુતરાં બલાડાં ને જાતજાતની ટ્રીક કરતાં શીખવે છે ને ? તેમજ આ ભલાભાદુર ડીટેકટીવે પોતાની હુશીઆર બલાડીને " મોરસ "નો જે ટેલીગ્રાફ કોડ છે તે શીખવી દીધેલો. મજકુર કોડમાં લાંબા-ટુંકાની જે બોલી છે તેજ પ્રમાણે આ જાનવરને લાંબાં ટુંકાં મ્યાંઉ કરવાનું શીખવેલું; અને આપણે ડાચું વકાસીને ઉપર જોઇ આવ્યાં તેમ તે બલાડું જે કાંઇ લાંબા ટુંકા મ્યાંઉ કરતું હતું જેમ આપેલા કોડના આધારે માહઝનેદરાન સેક્ષટન બ્લેક સહમજી જતો હતો !

કેમ કાંઇ ધ્યાનમાં ઉતરેછ ?

( સાંધણ છે ).

---

હવે આવતા અંકમાં સાયન્સની વીચીત્ર મદદ વડે પેલો સેક્ષટન બ્લેક કેમ પકડાય છે તેનાં મુછના બાલ ઉભા કરે તેવાં બ્યાન વાંચશો.

# સીગનલ-વોચ કંપની,

## હોર્નબી રોડ કોટ-મુંબઇ.

આ કંપનીના પહેલી કવોલીટીના ઘડયાળ વીસ વરસે પણ નવાં જેવાં દેખાય છે. ઘણે લાંબે વખતેજ થોડીક સેકન્ડનો ફેર માલમ પડે છે. કારણ ખરાં કમપેનસેનાગ સેલન્સ



—હોવાથી હવાના ફેરફાર સામે રક્ષણ કરે છે. હિંદુસ્થાનની બધી રેલવેના કામદારોમાં આ ઘડીયાળો ઘણાં જાણીતાં છે. ઘણા ચાલાક માણસોના હાથથી રીપેર કામ થાય છે.

**હમારી કંપની થોડે વાજબી નફે સંતોષ પામતી હોવાથીજ હમારા ભાવો સસ્તા છે. હમારા વેપારી ભાવો દરેકને અનુસરતા છે સઘળા વેપારીઓ પાસેથી મળી શકશે.** માલેક—ગનચેરજી કાવસજી દોરડી ઘડીયાળી.

---

# રૂ. ૧૦૦ ઇનામ.

તાવની રામબાણ દવા.

આ દવાથી ગમેપણ જાતનો તાવ ના ઉતરે તો લીધેલા પૈસા પાછા આપીશું. આ દવાથી ચોથીઓ તાવ નથી ઉતરતો એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ નુ ઇનામ આપીશુ ગોળી ૫૬ ની ડબીની કી..રૂ. ૧–૦–૦

શક્તિની દવા.

શકતી જીવનમાં શક્તિ લાવવાનો ગુણ નથી એમ સાબીત કરનારને રૂ. ૧૦૦ ઇનામ મળશે દરેક જાતની નબળાઇ દુર કરીને પુરૂષત્વ વધારે છે. વૃદ્ધાવસ્થાથી અગર બીજાં કારણોથી કમી થયલી શકિત વધારે છે. નામરદાઇનો દરદો અને નસાની નબળાઇ દુર કરે છે. ગોળી ૨૦ ની ડબી ૧ ની કી. રૂ. ૨–૮–૦

૪ ધાતુ વિકાર—નામનું પુસ્તક એક કાર્ડ લખનારને મફત મોકલવામાં આવશે.

શા. ગીરધરલાલ દલાનજી. ગીરધર ઔષધાલય.

હેડ ઓફીસ.—પીજામ, ગુજરાત.
બ્રાંચ ઓફીસ-મુંબઇ, મારકીટ
ડીપીઆસ, પી. વજારસીદાસની કું.

કાગળ પત્રનો વ્યવહાર હેડ ઓફીસે કરવો.

# ઔરંગઝીબ.

## (મોગલ ઇતિહાસપર નવિન અજવાળું.)

### પ્રો. જે. એન. સરકારનાં પુસ્તકમાંથી ખાસ પરવાનગીથી રસમય ચુંટણી

( ગુલશન માટે ખાસ– માર્ચ અંકથી સાંધન )

શાહજહાંએ તેને લખ્યું કે જે રીતે તે તેનાં બાપ તરફ વર્ત્યો હતો તેજ રીતે તેના દીકરા તેની તરફ વર્તશે, તેના જવાબમાં તેણે જણાવ્યું,

"પાક અલ્લાહના હુકમ વગર કશું બનતું નથી. જે નસીબ તમે મારે માટે નિર્માણ કરોછો તે મારાં વડીલોના બાબમાં નોંધાયલું હતું તો પછી અલ્લાહના હુકમ માટે હું કોણ એવો મોટો કે સરકથી દૂર ? દરેક જણને તેની કરણી મુજબ અલ્લાહ તરફથી બક્ષેસ મળે છે એટલે મારી નેયત પાક છે તો અલ્લાહ મને મારા પુત્રો તરફથી તેનો બદલો નેકીમાંજ આપશે."

શાહજહાંની ભવિષ્યવાણી ખરી પડી હતી. ઔરંગઝીબના લાડકા ચોથા બેટા મહમુદ અકબરે એવાંજ સખત પત્રો લખી ભાઇઓને બાપનું ખુન કરવાનું તોહમત મુકયું હતું. તેના બધા પુત્રોએ કેવી સતાવણી કરી હતી તે આગળપર આપણે જોઇ ગયા છીએ. બાપ દીકરા વચ્ચેનો આ કડવાસભર્યો પત્રવ્યવહાર જલદીથી બંધ પડયો કેમકે ઔરંગઝીબે કાગળોનો જવાબ આપવાનાજ અખાડા કર્યા. આ થવા પછી શાહજહાં ધીમે ધીમે સરજતને તાબે થયો ને ફર્યાદ કરવાનું તેણે બંધ કર્યું.

બીજી વેળા શાહજહાંએ પોતાના આતકી બેટાને લખી જણાવ્યું કે, "તારે ખુબ યાદ રાખવું કે તારા બેટાઓ જેવી રીતે તું મારી સાથે વર્તે છે તેવી રીતે જરૂરજ વર્તશે ! કુદરતનો મહાન સાહેબ આ ગુન્હા કદી સાંખશે નહિ !" ઔરંગઝીબે તેના જવાબમાં સફાઇથી લખી જણાવ્યું.

"કુદરતના સાહેબના હુકમ વિના આ દુન્યામાં કશું બનવા પામતુંજ નથી. જે નસીબ તમે મારે માટે ભાખો છો તે મારા વડીલને તો નડયું છેજ તો પછી પરમાત્માના હુકમના ચક્કરમાંથી હું કેવી રીતે રીહાઇ પામીશ ? આ દુન્યામાં માણસ માત્ર પરમાત્મા તરફથી તેના આચાર વિચારો મુજબનો બદલો પામે છે. મારા વિચારો શુદ્ધ ને પવિત્ર છે એટલે મને પૂર્ણ ખાતરી છે કે મને તેનો અચ્છો બદલો મળ્યા વિના રહેશેજ નહિ"

પણ ઔરંગઝીબની બડાઇ કરતાં શાહજહાંની આગાહી ખરી ઠરી હતી. આ આફત તેના પર તેના સૌથી વહાલા, ચોથા બેટા અકબરના રૂપમાં ઉતરી. આ શાહજાદાએ ઇ. સ. ૧૬૮૧ માં પોતાના બાપ સામે બંડ ઉઠાવ્યું ત્યારે તેણે તેના પર સંખ્યાબંધ તાનાજનની ભર્યા પત્રો લખ્યાં હતાં જે ઔરંગઝીબે શાહજહાંને લખેલાં પત્રોને અજબ જેવી રીતે મળતાં આવતાં હતાં. તે કાગળોમાં પોતાનો બુઝર્ગ બાપને કેદ કરી પોતાના ભાઇઓને મારી નાખવાના અઝીમ ગુનાહ માટે ખુદાઇ બક્તિમાં લીન થઇ પ્રાયશ્ચિત કરવાની સલાહ આપવામાં આવી હતી. તેના માનિતા વડા બેટા માટે પણ તેના પર પ્રહાર કરવામાં આવ્યો હતો ને છેવટે પૂછવામાં

આવ્યું હતું તે પોતાના ભલા બાપ તરફ નાફરમાન થયો હતો તો કાં નહિ તે ડાહ્યો બેટો પોતાના ઠગ બાપ સામે માથું ઉઠાવે ?

આ પ્રમાણે શાહજહાં ને ઔરંગઝીબ વચ્ચેનો પત્ર વ્યવ્હાર ઘણોજ કડવાસ ભર્યો થતો હતો. પહેલાં પહેલાં ઔરંગઝીબ પોતેજ આ પત્રોના જવાબ લખતો હતો પણું તે પછી તેણે પોતાના કારભારીઓ પાસે લખાવવા માંડયા પણ જ્યારે કશુંજ ન વળ્યું ત્યારે તાનાજનીના વરસાદથી ન ભીંજાવા તેણે જવાબ વાળવાનું મોકુફ કર્યું.

ગરીબ બાપડો શાહજહાં ! તેની તરવારજ નબળી પડી હતી તો પછી તેની કલમ શું કરે ? આંખરે તે વિધાતાના હુકમને તાબેદારીથી નમ્યો ને રડી રડીને સુઇ જતાં બાળકની પેઠે તે પોઢી ઉઠયો ને તેણે ફર્યાદ કરવાનું બંધ કર્યું.

બીશક તેણે ખુદાઇ હુકમ સામે ચું કે ચાં કરવામાં કશું ડહાપણ જોયું નહિ. એક પછી એક ફટકા પડી તે બાપડાને નિરાશામાં કબરવાસ [illegible]જ ગયા. પહેલાં તેનો બેટો દારાં, પછી મુરાદ, તે પછી દારાના બેટા સુલેમાનની ઔરંગઝીબને હાથે કતલ થવાની ખબર તેને મળતીજ રહી. સુજા તેના કુટુંબ સાથે આસામમાં રખડતો થયો હતો તે ખબરે પણ તેને ઘણું દુખ થયું. "પણ આ બધી આફતો છતાં તેણે પરમાત્મા તરફની વફાદારી કે ધીરજ જરાએ ઓછી કરી નહિ. તેના કેદખાનાના સાત વર્ષમા તેણે પોતાના સંખ્યાબંધ માનિના નોકરોને ને નાશ પામતા અને અન્ય જેવા બનાવો બનતા જોયા ને સાંભળ્યા; પણ છેક છેવટની ઘડી સુધી તેને ખુદાપર દ્રઢ વિશ્વાસ હતો અને તે તેની ફરજમા અડગ હતો."

ધર્મ તરફના પ્રેમે તેને અજબ શાંતિ આપી. આ વખતે તેનો અંતલગનો સાથી કનોજ વાળો સૈયદ મહમદ હતો. આ પુજ્ય શખ્સ શાહજહાં સાથે પવિત્ર કુરાન વાંચતો, ટિકાઓ કરતો, ધાર્મિક યકીન તરફ દ્રઢ રહેવા બધાંને શિક્ષણ આપતો ને મહેલ બહાર માંગવા આવતા ભિક્ષુકોને શાહજહાં તરફથી ભિક્ષા આપતો હતો. શાહજહાંનો આખો વખત હવે બંદગી કરવામાં, પવિત્ર કુરાન સાંભળવામાં તથી તેના ફકરાઓ ઉતારવામાં તેમજ આગલા મહાન પુરૂષોની હકીકત સાંભળવામાં જતો હતો.

શાહજહાંનો બીજો સાથી વધુ પવિત્રને માયાવંત સાથી તેની બેટી જેહાંનારા હતી, કે જેણીની માયા માવજતે તેના બીજા બચ્ચાંઓની નાફરમાનીનો ડંખ તેને પુરતી રીતે વાળી આપ્યો હતો. આ શાહજાદી પુજ્ય પીર મીયાં મીરની શાગેર્દ હોવાથી હવે આગ્રાના મહેલના ઝનાનખાનામાં જોગણની જીંદગી ગુજારતી હતી. શાહજહાંની એક ખરેજ ભલી માવતર ને બેટી હોય તેમ તે તેના પર જપતી હતી અને સાથે સાથે દારાં ને મુરાદની નાવારસ બેટીઓની સંભાળ લેતી હતી કે જે કમનસીબોને તેણીએ હવે પોતાની પનાહમાં લાવી રાખી હતી. આવી અનુપમ જીંદગીમાં, દુન્યવી લોભ લાલચથી દૂર થતાં નસીબદેવીનાં ગમે તેવાં નખરા સામે તેનું જીગર પત્થર સમાન સખત થયું અને મોત માટે તે પુરતી રીતે તૈયાર થયો. તેણે હવે દુન્યા સાથે સંબંધ સદંતર દૂર કર્યો. મોતનો ભય તેનો રહ્યો નહિ ઔર તે માટે તેને ખુશાલી લાગી. તે હવે મોત બાબે છુટથી વાતચીત કરી માણસ જાતે શું કરવું જોઇએ તે માટે વિવેચન કરતો હતો.

છેવટની આ મહાન રીહાઇ માટે તે હવે શાંતિથી રાહ જોતો હતો તે શાંન્તિ તેને ૧૬૬૬ ના જાન્યુઆરી માસમાં મળી. આ માસની સાતમી તારીખે ચોક્કસ જાતનું તેલ તેના દીલપર મસળવા પછી શાહજહાંને તાવ આવ્યો. તાવ એકદમ વધી ગયો અને તેનાં આંત-

રદ્દ હોજરીમાં વાઢકાપ ચાલી. નવમે દીવસે આ દર્દ બીંદ્રાબન નામના એક ડાકટરે ઓપરેશન કરી ઓછું કર્યું ને બીમારને રાહત મળી; પણ નબળાઇ એકદમ વધી ગઇ. દુઃખ ને આરતનાં તેણે ૭૪ વર્ષ પૂરાં કર્યાં. સખત ઠંડીને લીધે તેની જીવન શકિત ક્રમતી થઇ. તેનું જોર જતું રહ્યું. તરસ મીટાડવા ઠંડુ શરબત પીતાં પીતાં તેના હોઠો ને જીભ સુકાં ટસ થઇ ગયાં. તેના દરેક અવયવ નબળા પડી ગયા. દવા કે ખોરાક હવે કશી અસર કરી શક્યાં નહિ."

તા. ૨૨ જાન્યુઆરી ને સોમવારની રાત્રે તેની હાલત બહુ બારીક થઇ ગઇ. હવે આશા રહી નહિ. દરેક પળે તેનો આત્મા તેનાં દુખી ખોળ્યાંમાંથી નીકળી જવાની વકકી રખ.તી હતી. મોત છેક નજદીક હતું એમ જાણતાંજ શાહજહાં એ પાક ખુદાના શુક્ર કર્યા અને પોતાની જીંદગીમાં મળેલી માયા મમતા માટે આભારમાં પોતાનું સર નમાવી તે બાપના હુકમને તાબે થવા તૈયાર થયો. ઘણીજ શાંતિથી તેણે પોતાની પાયદસ્ત માટેના હુકમો આપ્યા, પોતાની જીવતી પરણેતરો, અકબરાબાદી મહાલ ને ફતેપુરી મહાલને દીલાસો આપ્યો, સૌથી વહાલી બેટી જેહાંનારાને ગળે લગાવી મારી ચાહી તથા ઝનાનખાનાંની બીજી સ્ત્રીઓને દીલાસો દીધો કે જેઓ તેના બીછાનાં આસપાસ વિંટળાઇ રડતી હતી. કોઇને પણ તેને માટે મિથ્યા શોક ન કરવા તેણે ફરમાવ્યું ને તેનાં મરણ પછી નિરાધાર થઇ જતી પુર હુનાર બાનુ અને બીજીઓ જેઓ જેહાંનારાની સાવકી બ્હેનો જેવી હતી તેમનો હાથ પકડી જેહાંનારાના આશરામાં સોંપી. આ પછી તેણે પોતાનું વિલ તૈયાર કરાવ્યું અને પોતાનાં કુટુંબીઓને નોકરોની હસ્તે ન્હેર છેલ્લી મુલાકાત લઇ પોતાની તરફની અદના બેટા તે યાદો આપી તેણે પોતાની અગળ કુરાન વાંચવા ફરમાવ્યું. આ પવિત્ર પુસ્તકના શબ્દો તેના કાનોમાં ગણગણવા લાગ્યાં. તે વેળા સ્ત્રીઓનાં ડચકાં ખુલ્લાં સંભળાતાં હતાં છતાં શાહજહાં જે છેવટની ઘડી સુધી હુશયાર હતો તે ટેકો દઇ ઉઠયો. પોતાની વ્હાલી મુમતાઝના તાજમહેલ તરફ નજર કરીને તે પછી બંદગી કરતો તે બોલ્યો,

'યા અલ્લાહ ! આ અને પેલી દુન્યામા તું મારી હાલત સારી કરજે ને દોજખના આજાબમાંથી મને બચાવજે !'

બીજી પળે તેનું માથું ઢળી પડયું ને હમેશગીની શાંત્તિમાં તેનો હાડમાર થયલો આત્મા આ ખોળ્યું છોડી ચાલ્યો ગયો.

તે વખતે બરાબર સાંજના સવાસાતનો અમલ હતો. તેનું શબ તાજમહાલ જોતું હોય તેવી રીતે પડયું રહયું કે જ્યાં વહાલી મુમતાઝની પાસે કબરવાસ થવા તેણે ઇચ્છા બતાવી હતી. મરણ પછી જેહાંનારાનો હુકમ થતાં કિલ્લાનો લશ્કરી અમલદાર બહાર આવ્યો ને તેણે પાયદસ્તની ક્રિયાં માટે કાઝીઓ બોલાવવા માણસો દોડાવ્યાં.

મધરાતને સુમારે બે કાઝીઓ આવ્યા અને મરનારનાં શબને ઇસલામની શરયત મુજબ રોજા ન પાળવા માટે તથા બંદગી ન કરવા માટે ભારે દંડ કર્યો જેની કબુલાત પછી તેઓ મરનારના ઓરડામાં ગયા અને જેહાંનારાને નમન કરી તેઓ હોલમાં તે શબ લાવ્યા ને નહવાડી સાફ કરી, પોશાક પહેરાવી ચંદનની પેટીમાં ઉતાર્યું.

દીલ્લીના મહાન શાહનશાહને છાજતા ઠાઠ માઠથી બીજે દીવસે તાજમહાલ તરફ મરનારની પાયદસ્ત લઇ જવા જેહાંનારાએ ફરમાવ્યું. તેણીએ જણાવ્યું કે,

"રાજ્યના વડા અમલદારોએ જનાજો ઉંચકવો ને આગ્રાના તમામ રહીશોએ ઉઘાડે માથે ને ઉઘાડે પગે બંદગી કરતા પાછળ જવું. ખાસ વર્ગની પાછળ આમવર્ગે ચાલવું ને રસ્તે ગરીબોમાં સોનું ને રૂપું છુટથી લુટાવવું."

પણ તેમ કર્યુંએ બનવા પામ્યું નહિ. પોતાના બાપની મરતી વખતે ઔરંગઝીબે તેની આગળ આવવાની પરવા કરી નહિ કે ના તેની પાયદસ્ત માટે હુકમો ફરમાવ્યા. તેનો પ્રતિનિધિ શાહજાદો મુઆઝમ કમનસીબે તે ક્રિયામાં હાજર થવા માટે બહુ મોડો આવ્યો. 'જેહાંનારા કશું કરી શકી નહિ કેમકે ઘટતા હુકમો ફરમાવવાનું કામ બીજાઓના હાથમાં હતું.' એટલે મોગલ શાહનશાતનો સૌથી રંગીલો ને મોજીલો શાહ પોતાની છેવટની આરામગાહમાં થોડાક ખોજાઓથી ઉંચકાઇ ને ગયો કે જેવું તેના કુટુંબમાં આજ તુલીક બનવા પામ્યું ન હતું.

શાહજહાંના કેદખાનાં વખતે કિલ્લાનો વચલો માર્ગ બંધ કરી લેવામાં આવ્યો હતો તે હવે તોડવામાં આવ્યો ને તે માર્ગે થઇ જનાજો બહાર નીકળ્યો. ત્યાંથી બહાર નીકળી કિલ્લાના ખુલ્લાં મેદાનમાં આવતાં આગ્રાનો સુબેદાર પોતાના અમલદારો સાથે જોડાયો ને સહવારના પ્રહરમાં તેઓ નદીપર આવ્યા. એક બોટમાં મુકી તે જનાજો જમુનાને માર્ગે લઇ જવામાં આવ્યો ને તેઓ તાજમહાલપર આવ્યા.

ત્યાં આગ્રાના કાઝીઓ, શેહરીઓ ને ફકીરો મોટી સંખ્યામાં એકઠા થયા હતા. ત્યાં બપોરના પાયદસ્તની ક્રિયા પઢવામાં આવી ને તાજમહાલના ગુંબજમાં લઇ જઇ મુંમતાજ મહાલના કાકડાંની પાસે મરહુમનું શબ ઉતારવામાં આવ્યું.

શાહજહાંના મરણથી જાહેર પ્રજાનો શોક એક સરખો તથા ખરાં જીગરનો હતો. દરેક જણ તેના ભલા ગુણોની તારીફ ગાતું હતું. તેની કમનસીબ બુરો સો કોઇ ઉદારતાથી ભૂલી જતું હતું. તે એક ભલો શાહનશાહ થયો હતો. જેણે પોતાની પ્રજાને પોતાનાં કુટુંબ માફક ગણી હતી. અમલદારો તરફ તે સખત હતો ને જુલ્માત થવા દેતો ન હતો. રૈયત તરફ તે પુરતી છુટથી વર્તતો હતો. તે હદ ઉપરાંત ભપકા ભર્યો હતો ને તેની ઇમારતો આજે પણ દુન્યાના નાદર નમુના છે. તેનાં મરણની ખબર પડતાં. "દરેક ગલીમાંના ઘરો તથા બજારોમાંથી કલાપિતનો પોકાર ઉઠી આસમાન તુલીક પહોંચ્યો હતો."

એક મહીના બાદ ઔરંગઝીબ આગ્રા આવ્યો ને જેહાંનારાને મળ્યો. તેણે તેણીને પોતાના બાપના વખતનોજ માન મરતબો તથા સત્તા આપવાનું કબુલ્યું કેમકે તેણીનીજ બરકતે શાહજહાં છેવટની ઘડીએ પીગળ્યો હતો અને ઔરંગઝીબે જે ગુનાહ કર્યો હતો તે માટે તેને લેખીત માફી બક્ષી હતી.

ઔરંગઝીબે પોતાના બાપ સાથે ચલાવેલી બદચાલથી પ્રજાની નૈતિક લાગણીને દુઃખ થયું એટલુંજ નહિ પણ સાધારણ રીતે જબ્બરો કચવાટ ફેલાયો. પોતાના બાપ સામે બંડ ઉઠાવવું એ કમનસીબે મોગલ શાહનશાહત પર શ્રાપ સમાન હતું. જેહાંગીરે અકબર સામે માથું ઉંચ કર્યું હતું ત્યારે શાહજહાંએ જેહાંગીર સામે બંડ કર્યું હતું. કમનસીબે તેઓ આ મારા મારીમાં પોતાના સગાભાઇઓને મારવા તથા પોતાના બાપની સામે થઇ લડવા જરાએ અચકતા નહતા. તે છતાં શાહનશાહ પોતે હાજર થતાં બંડખોર બેટો હમેશાં નહાસી જતો હતો. ઔરંગઝીબના અગાધ લોભે તે હદ કુદાવી હતી. આ કારણે પ્રજામાં તે હિમતવાન બુરા શખ્સ તરીકે જાણીતો થયો કે જેને કોઇ પણ જાતની શરમ, બ્હીક કે ધાર્મિક લાગણીની ફીકરજ નહતી.

પ્રજા વર્ગમાં ખોહેલી આબરૂ પાછી મેળવવા તે હવે ઇસ્લામી ધર્મનો કહેવાતો રક્ષક થયો ને ધર્મ મુજબનો સુધારો કરવા તેણે પગલાં ભર્યાં. તેમ કરતાં તેણે એટલી હદ કુદાવી કે પ્રજા તેની બુરાઇ નહી કરતોમાં સહાઇથી ભુલી ગઇ. (હવે પછી ઔરંગઝીબે આ માટે શાં શાં પગલાં ભર્યાં હતાં તે વિગતે આવશે.)

# પામિસ્ત્રી ( હસ્તરેખા )

## શું આ વિદ્યા ખરી છે ?

### અભ્યાસ કરવા જોગ વિષય.

ગુલશન માટે ખાસ ફરમાસથી

લખનાર—" કએવાન "

મી. કએવાન ઘણા ભલાને નમાના ગ્રહસ્થ છે. એઓ ભાઇ પોતાનાં ખુલ્લાં નામે બહાર આવ્યા હોત તો બેહતર થાત, પણ સાહિત્યના સાગરમાં એમનો પડેલો પ્રયાસ છે તો આશા છે જે તેમાં ફતેહ મેળવ્યા પછી ગુલશનના વાંચકોને પોતાની ઓળખ આપવાનું માન આપશે. આજકાલ ચકલે ને રસ્તે રંખડતી થયલી આ વિદ્યાપર એઓ ભાઇ ઘણું સારૂં અજવાળું પાડે તેમ જણાય છે. આ વિદ્યા માણસનો પરિક્ષક છે એમ ખુલ્લું જણાય છે. એઓ કાંઇ આ બાબતના ધંધાદારી નથી, કે વાંચક વર્ગને બીહવાની જરૂર રહે. એઓની આ શોખની સેવા કેવા ઉંડા અભ્યાસ તરફ એમને દોરવી ગઇ છે તેજ અત્રે આપણે જોવાનું છે. હમારા એક અંગત મિત્રે એમની વિદ્વતાની પ્રશંસા કરતાં હમે એઓ ભાઇ આમ ત્રણ કર્યું જે રિતકારી ગુલશનના વાંચકોને ગમ્મત સાથે જ્ઞાન આપવાની તક જે એમણે હાથ ધરી છે તે માટે હમો એઓ ભાઇનો અત્રે ઉપકાર માનવાની જરૂર જોઇએ છીએ.

અધિપતિ.

Palmistry એટલે હસ્તરેખા જોવાની વિદ્યા. આ વિદ્યા હિંદુશાસ્ત્રોમાં જણાવેલી સામુદ્રિક નામની વિદ્યાની એક શાખા છે. સામુદ્રિકમાં હસ્તરેખા, ચરણરેખા, મસ્તકવિદ્યા વિગેરે અનેક શાખાઓ છે. હાલમાં આપણે Palmistry એટલે હસ્ત રેખાનો વિષય તપાસીશું.

હું પંડીત હોવાનો દાવો કરી શકતો નથી પણ ઇંગ્રેજ, ફ્રેંચ, અમેરિકન વીગેરે વિદ્વાનોએ વર્ષોની મહેનત પછી આ વિદ્યાને સંપૂર્ણ ( જો કે પૂરે પૂરી નહિ ) હાલતમાં મુકી છે અને એ વિષય પર જે અનેક પુસ્તકો રચ્યાં છે તેનો અને હિંદુ શાસ્ત્રને અનુસરીને જે અભ્યાસ મેં કીધો છે અને જૂદા જૂદા પુરૂષ સ્ત્રીઓના હાથ જોઇ જે અનુભવ મેળવ્યો છે તે ઉપરથી હું હિમ્મતથી કહું છું જે આ વિદ્યા સાચી છે અને એનાથી એક માણસના ગુણ દોષ, ભૂત, વર્તમાન અને ભવિષ્ય કહી શકાય છે.

પામિસ્ત્રીની વિદ્યા હાથના આકાર, લંબાઇ, પહોળાઈ, જાડાઇ તથા આંગળાંઓની લંબાઇ, જાડાઇ અને ઘાટ, નખના ઘાટ, હાથ અને નખના રંગ, હાથ પરના વાળ અને હાથ પર પડેલી ચિત્ર વિચિત્ર રેખાઓ ઉપર આધાર રાખે છે.

જેમ જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે સાત ગ્રહો અને બાર રાશીઓ માટે અમુક જગ્યાઓ મુકરર કરેલી છે તેમ આ વિદ્યા પ્રમાણે ગ્રહો અને રાશીઓની જગ્યા હાથ પર મુકરર કરેલી છે. હસ્તરેખાની વિદ્યા પ્રમાણે હાથ જોવા અગાઉ માણસ ચાલતી વખતે હાથ કેવી હાલતમાં રાખે છે તે તેમજ ચામડી નરમ છે કે સખત, હાથ અને નખોનો

પણ તેમ કશુંએ બનવા પામ્યું નહિ. પોતાના બાપની મરતી વખતે ઔરંગઝીબે તેની આગળ આવવાનો પરવા કરી નહિ કે ના તેની પાયદસ્ત માટે હુકમો ફરમાવ્યા. તેના પ્રતિનિધિ શાહજાદો મુઆઝમ કમનસીબે તે ક્રિયામાં હાજર થવા માટે બહુ મોડો આવ્યો. 'જેહાંનારા કશું કરી શકી નહિ કેમકે ઘટતા હુકમો ફરમાવવાનું કામ બીજાઓના હાથમા હતું.' એટલે મોગલ શાહનશાતનો સૌથી રંગીલો ને મોજીલો શાહ પોતાની છેવટની આરામગાહમાં થોડાક ખોજાઓથી ઉચકાઇ ને ગયો કે જેવું તેના કુટુંબમાં આજ તુલીક બનવા પામ્યું ન હતું.

શાહજહાંના કેદખાના વખતે કિલ્લાનો વચલો માર્ગ બંધ કરી લેવામાં આવ્યો હતો તે હવે તોડવામા આવ્યો ને તે માર્ગે થઇ જનાજો બહાર નીકળ્યો. ત્યાંથી બહાર નીકળી કિલ્લાના ખુલ્લાં મેદાનમાં આવતાં આગ્રાનો સુબેદાર પોતાના અમલદારો સાથે જોડાયો. ને સહવારના પ્રહરમાં તેઓ નદીપર આવ્યા. એક બોટમાં મુકી તે જનાજો જમુનાને માર્ગે લઇ જવામાં આવ્યો ને તેઓ તાજમહાલપર આવ્યા.

ત્યાં આગ્રાના કાઝીઓ, શેહરીઓ ને ફકીરો મોટી સંખ્યામાં એકઠા થયા હતા. હમાં બપોરના પાયદસ્તની ક્રિયા પઢવામાં આવી ને તાજમહાલના ગુંબજમાં લઇ જઇ મુમતાજ મહાલના કબરની પાસે મરહુમનું શબ ઉતારવામાં આવ્યું.

શાહજહાના મરણથી જાહેર પ્રજાનો શોક એક સરખો તથા ખરાં જીગરનો હતો. દરેક જણ તેના ભલા ગુણોની તારીફ ગાતું હતું. તેની કમનસીબ ભૂલો ના કોઇ ઉદારતાથી ભૂલી જતું હતું. તે એક ભલો શાહનશાહ થયો હતો. જેણે પોતાની પ્રજાને પોતાનાં કુટુંબ માફક ગણી હતી. અમલદારો તરફ તે સખત હતો ને જુલ્માત થવા દેતો ન હતો. રૈયત તરફ તે પુરતી છુટથી વર્ત્તતો હતો. તે હદ ઉપરાંત ભપકા ભર્યો હતો ને તેની ઇમારતો આજે પણ દુન્યાના નાદર નમુના છે. તેનાં મરણની ખબર પડતાં. "દરેક ગલીમાંના ઘરો તથા બજારોમાંથી કલાપિતનો પોકાર ઉઠી આસમાન તુરીક પહોંચ્યો હતો."

એક મહીના બાદ ઔરંગઝીબ આગ્રા આવ્યો ને જેહાંનારાને મળ્યો. તેણે તેણીને પોતાના બાપના વખતનોજ માન મરતબો તથા સત્તા આપવાનું કબુલ્યું કેમકે તેણીનીજ બરકતે શાહજહાં છેવટની ઘડીએ પીગળ્યો હતો અને ઔરંગઝીબે જે ગુનાહ કર્યો હતો તે માટે તેને લેખીત માફી બક્ષી હતી.

ઔરંગઝીબે પોતાના બાપ સાથે ચલાવેલી બદચાલથી પ્રજાની નૈતિક લાગણીને દુઃખ થયું એટલુંજ નહિ પણ સાધારણ રીતે જબરો કચવાટ ફેલાયો. પોતાના બાપ સામે બંડ ઉઠાવવું એ કમનસીબે મોગલ શાહનશાહત પર શ્રાપ સમાન હતું. જેહાંગીરે અકબર સામે માથું ઉંચ કર્યું હતું ત્યારે શાહજહાંએ જેહાગીર સામે બંડ કર્યું હતું. કમનસીબે તેઓ આ મારા મારીમા પોતાના સગાભાઇઓને મારવા તથા પોતાના બાપની સામે થઈ લડવા જરાએ અચકતા નહતા. તે છતાં શાહનશાહ પોતે હાજર થતાં બંડખોર બેટા હમેશા નહાસી જતો હતો. ઔરંગઝીબના અગાધ લોભે તે હદ કુદાવી હતી. આ કારણે પ્રજામાં તે હિંમતવાન પુરા શખ્સ તરીકે જાણીતો થયો કે જેને કોઇ પણ જાતની શરમ, બ્હીક કે ધાર્મિક લાગણીના ફીકરજ નહતી.

પ્રજા વર્ગમાં ખોહેલી આબરૂ પાછી મેળવવા તે હવે ઇસ્લામી ધર્મનો કહેવાતો રક્ષક થયો ને ધર્મ મુજબનો સુધારો કરવા તેણે પગલાં ભર્યાં. તેમ કરતાં તેણે એટલી હદ કુદાવી કે પ્રજા તેની બુરાઇ નેકી હરકતોમાં સદાઇથી ભુલી ગઇ. (હવે પછી ઔરંગઝીબે આ માટે શાં શાં પગલાં ભર્યાં હતાં તે વિગતે આવશે.)

થાય; એકાદ રેખા નવી નીકળે કે એકાદ રેખા ગુમ થાય. જ્યાં સુધી એક માણસ નકરી અને જોરાવર વિચારોથી હથ્યારબંધ થતો નથી ત્યાં સુધી તે પોતાના ગુણ કે દોષમાં ફેરફાર કરી શકતો નથી. જો તે પ્રાલબ્ધ કે નસીબ કે તકદીર પરજ આધાર રાખે તો તેનાથી ગુણ સંપાદન થાય નહિ અને દોષ તજી શકાય નહિ. આ ઠેકાણે કેવી સાચી કેહવત! "આપ મુવા વિના સ્વર્ગે ન જવાય" અને "Lord helps him who helps himself" અનુકુળ થઇ પડે. ઇશ્વરે એકો ઉપજાવી તેમનો કાબુ માણસના પ્રાલબ્ધ પર રાખ્યો છે તેથી માણસનો કાંઇ ચારો નથી એમ કહેનારાઓને હું કહીશ કે ઇશ્વરને દોષ ન દેતાં તેણે આપેલી ભેજારૂપી આશીર્વાદનો પૂરી છુટથી ઉપયોગ કરો, તમારાં પોતાનાં મનને કેળવો, વિચારોને મજબુત કરો અને સ્વકાબુ ધરાવો અને પછી જુવો કે કયો ગ્રહ તમોને સતાવવાની કે નડવાની હિમ્મત કરે છે.

એક માણસનાં કર્મો તેના પોતાના વિચારોપર આધાર રાખે છે, અને વિચાર ભેજાંમાંથી ઉત્પન્ન થાય છે. તો પછી હાથપરથી કેમ કહી શકાય કે અમુક માણસની ચાલચલણ; આચાર વિચાર, રીતભાત, સ્વભાવ અમુક જાતનાં છે? આ સવાલનો જવાબ સહેલ છે અને તે આ છે. ભેજું માણસનાં શરીરનો રાજા છે અને શરીરના બીજા અવયવો ભેજાંના ગુલામ છે. પણ હાથ તો ભેજાનો મંત્રી એટલે વજીર છે. ભેજાં સાથે હાથનું જોડાણ શરીરમાંની ઘણીજ બારીક નસોથી થયલું છે. એ નસો ટેલેગ્રાફના તારનાં દોરડાં પેઠે કામ કરે છે. અને તે કારણ ભેજાંમાં ઉત્પન્ન થતા ચિત્ર વિચિત્ર વિચારોનો પડછાયો અથવા ફોટોગ્રાફ "Photograph" હાથ પર પડે છે. એ ફોટોગ્રાફ પરથી માણસના વિચાર સારા છે કે બુરા છે તે જણાયછે અને તે ઉપરથી એક માણસ જે પામિસ્ત્રીની વિદ્યા જાણતો હોય તે અથવા એ વિદ્યાના અનુભવીની સલાહથી ભવિષ્યમાં શું કરવું તે જાણી શકે છે. આજ કારણે હાથને મેં 'મન' રાજાનો મંત્રી અથવા વજીર કહ્યો છે. કેમકે બુરા વિચારોને તજી ભલા વિચારો ઉત્પન્ન કરવા ભેજાંને એ મંત્રીથી સલાહ મળી શકે છે. જો હાથનું ભેજાં સાથનું જોડાણ એટલે ઉપર કહેલી બારીક નસો અથવા તેઓ માંહેલી એક તુટી જાય તો હાથ અથવા તેનો અમુક ભાગ જુઠો પડે. આને લકવાની બીમારી કહે છે. હાથ એક અજબ હથ્યાર છે જે પોતાની મેળે કાંઇપણ ક્રિયા કરી શકતો નથી કારણ તેના પોતામાં એવી કાંઇપણ શક્તી નથી, પણ તે ભેજાંના હુકમથી સર્વે ક્રિયા કરી શકે છે. ભેજું મન અને વિચારનું મધ્યબિંદુ છે પણ તે હાથથી ઘણે દૂર હોઇ તેનું જોડાણ ઉપર લખ્યું તેમ શરીરની માંહે આવેલી બારીક નસોથી છે. ભેજાંનું મધ્યબિંદુ અંગુઠા સાથ સંબંધ ધરાવે છે કેમકે એ મધ્યબિંદુમાં આવેલી નસોનાં ગુચ્છાંના છેડા મધ્યબિંદુને વળગેલા છે અને તેના બીજા છેડા અંગુઠાની ટોચપર આવેલા છે. વિચારો ભેજાંમાંથી ઉત્પન્ન થતા હોવાથી તેનો પડછાયો એટલે ચિત્ર હાથ અને અંગુઠાપર પડે છે એ શું અજબ જેવું નથી લાગતું? ના, તેમ કાંઇજ નથી. કારણ ઉપર લખ્યું છે તેમ ભેજાને અને હાથને બારીક નસો જે ટેલેગ્રાફનું કામ કરે છે તેનાથી જોડાણ છે અને તે સબબ જે પ્રવાહ એક નાકે ઉત્પન્ન થાય છે, તેજ પ્રવાહ બીજે નાકે જઇ પૂગે છે. અને તે કારણ હાથના દરેક ભાગોમાં અને રેખાઓમાં ફેરફાર થાય છે. અમુક ફેરફારનો અર્થ શો કરવો તે પામિસ્ત્રી શીખાડે છે. દુન્યામાં એવાં હજારો કહો લાખો માણસો એવાં છે જેઓનાં મનની વળણ એક હુન્નર અથવા ધંધા પર હોય છે ત્યારે તે કાઇ જુદોજ હુન્નર અથવા ધંધો લેવાની કોશેશ કરે છે. આનું

કારણ એજ છે કે તે બીજા લોકોના કહેવા પર ઝાઝો આધાર રાખે છે. અને પછી તે માણસ નિષ્ફળ થાય છે તો ઇશ્વરને દોષ દે છે, પણ ઇશ્વરે તો આ વિદ્યા રૂપી આશીર્વાદ ઉતાર્યો છે. તમે જે જાણવા માંગો તે તમારા હાથ પરજ લખ્યું છે પણ માણસ અજ્ઞાનતાથી કે મૂર્ખાઇથી તે લખાણ વાંચતો નથી યા વાંચવા દેતો નથી.

એ વિષે આ જગ્યાએ વધુ લંબાણ ન કરતાં હાથ અને રેખાઓ વિષેજ હાલમાંજ જણાવીશ.

હાથની રેખાઓ વીગેરે વાંચવા માટે હિંદુ અભ્યાસીઓ કહે છે જે પુરૂષનો જમણો અને સ્ત્રીનો ડાબો હાથ જોવો જોઇએ; પણ પશ્ચિમ તરફના વિદ્વાનો કહે છે જે કોઇપણ માણસ, તે પુરૂષ હોય કે સ્ત્રી હોય તેના બંને હાથે જોવાની જરૂર છે કારણ કે બંને હાથ જોવા વિના રેખાઓ વીગેરેનો મુકાબલો થઇ શકે નહિ અને ખરાં પરિણામપર અવાય નહિ. ડાબા હાથપરથી એક માણસમાં તેના માતપિતાથી ઉતરી આવેલા ગુણ દોષ જણાય છે અને જમણા હાથપરથી તે માણસના પોતાના ગ્રહણ કીધેલા ગુણ દોષ જણાય છે. જમણા હાથની રેખાઓ તથા બીજી નિશાનીઓને મળતી રેખાઓ અને નિશાનીઓ ડાબા હાથપર હોય તો પરિણામ ચોક્કસ થાય છે અને તે ખરૂંજ પડે છે માટે બંને હાથ જોવાની જરૂર જણાયલી છે.

હવે હાથ કેમ જોવા તે જણાવીશ.

સૌથી પહેલાં જે માણસનો હાથ જોવો હોય તેના બંને હાથો એકેક પછી લઇ દાબી જોવા કે નરમ છે યા કઠણ. નરમ હાથવાળો માણસ હંમેશાં મન અને વિચારોને કેળવી શકે છે જ્યારે કઠણ હાથ વાળો માણસ મન અને વિચારોને આકરી મહેનત આપતો નથી. જો ચામડી જાડી અને ખડબચડી હોય તો તે માણસ કામદાર વર્ગનો, અભણ પણ મહેનતુ હોય છે. એ માણસ કોઇપણ વખત વિચારીને કામ કરે નહિ અને કેળવણી અને અભ્યાસ તરફ લક્ષ રાખે નહિ. એવો માણસ દેખીતો સ્વભાવે શાંત જણાય છે પણ સહજ કારણ મળતાં ઝટ ઉશ્કેરાઇ જાય છે અને પરિણામની દરકાર વગર કાંઇ પણ બોલી દે છે અથવા કામ કરે છે. તેની ભાષા તોછડી અને અવિવેકી હોય છે. સુંદર અને સારી ચીજો કે બાબતોનો તેને કાંઇક અભાવ રહે છે. એવી ચામડીથી ગુરૂની દશાવાળો માણસ લોભી જુલમી અને ખાઘરો બને છે; શનીની દશાવાળો અસ્વચ્છ, કંજુસ, વ્હેમી, ગાફેલ, ગંભીર અને એક માર્ગી બને છે; સૂર્યની દશાવાળો અડભંગ બને છે; બુદ્ધની દશાવાળો ટુંકા વિચારનો, ઠગારો, અપ્રમાણિક અને ચોર બને છે; મંગળની દશા વાળો વધારે ગુસ્સાવાળો, કજ્યાખોર અને જુલમી બને છે; ચંદ્રની દશાવાળો હલકા અને વીચારવાળો બને છે; અને શુક્રની દશાવાળો દયા, પ્યાર અને સુંદરતા ધરાવવાને બદલે નીચ, હવસી અને કદરૂપો બને છે. જો ચામડી નરમ હોય તો તે માણસ ઉપર જણાવેલાથી ઉલટાજ ગુણો ધરાવે છે. એટલે જે ગુરૂનો લોભ, ખાઘરાપણું અને જુલમ દુર કરે છે યા ઓછા કરે છે; શનીના દોષો દૂર કરે છે; સૂર્યની ખુબસુરતી અને શાંતિમાં વધારો કરે છે અને તેને કાંઇક અંશે પ્રમાણિક બનાવે છે; મંગળને તેના ગુસ્સા, જુલમીપણું અને કજ્યા ટાળી દઇ એક બહાદુર લડવૈયો બનાવે છે, ચંદ્રના વિચારો સારા અને ભલા બનાવે છે; અને શુક્રને ખુબસુરતી આપી તેમાં દયા, પ્યાર અને લાગણી ઉત્પન્ન કરે છે.

( સાંધન ઉ. )



# રમાટૅાજન

**બાદશાહી રમાટૅાજન હરહમેશ સેવન કરવાથી ૨૦ ઘોડાની શક્તિવાળી મોટર ગાડી અટકાવી શકાય છે.**

મગજને શાન્ત રાખી યાદશકતીમાં વધારો કરે છે. ચહેરો હરહમેશ હસમુખો ખુબસુરત રાખે છે. આ દવા બનાવવામાં કેશર, કસ્તુરી, બરાસ, ઇલાયચી, જાવ઼ત્રી, મરી, તજ, સુંઠ, દ્રાક્ષ વીગેરે વસ્તુઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. સ્વાદ પણ ઘણો ઉત્તમ છે. હરહમેશાં સેવન કરવાથી ક્ષય, દમ, જુની ખાંસી, અરૂચી, અશક્તિ દુર થાય છે. આ દવા તાકાત વધારવામાં અદ્દભુત છે. કીંમત બાટલીના રૂ. ૨) પો. છ આના.

કાર્ડ વિઝીટ સાઇઝ કીંમત માત્ર રૂ. ૧૦

ફોટોગ્રાફ પાડવાના

## છુપા કેમેરા.

આ કેમેરાથી નાનું બચ્ચું પણ સહેલાઈથી ગમે તે પ્રકારનો ફોટોગ્રાફ ઉતારી શકે છે. ફોટોગ્રાફ પાડવાનું કામ હમો દરેકને મફત શીખવી શકીએ છીએ. આ કેમેરાથી દરેક જાતના ફોટાઓ જેવાં કે ઉડતું પક્ષી, દોડતી રેલ ગાડી, ચાલતાં ઉભાં બેઠેલાં દશ વીસ પચીસ માણસનો ગ્રુપ સફાઈદાર ઉતારી શકાય છે. એકી વખતે જુદા જુદા છ ફોટા ઉતારી લેવાય તેટલા માટે છ ડાર્ક સ્લાઇડ, ટાયાફ્રામ, એ વ્યુફાઇન્ડર લેન્સ, સ્પ્રીંગ રીફાઈંગ નંબરીંગ સટર સાથે કીમત માત્ર રૂપૈઆ દશ પોસ્ટેજ વી. પી. ખર્ચ પંદર આના.

માત્ર રૂપૈઆ બે.

ફોટોગ્રાફ ઉપરથી ૧૬×૨૦ સાઇઝનો સુંદર એન્લાર્જમેન્ટ માત્ર રૂા. ૨)માં બનાવી આપશું તેમજ રીપીયા કલરનો રૂ. ૪) માં બનાવી આપશું:—

સી. સી. મહાજનની કું. મુંબાઈ નં. ૨.

વગર ધુજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.



બાદશાહી સાબુ–ચકાઈથી વાળ દુર કરવા માટેજ છે.
બાદશાહી સાબુ–ચામડીનો અસલી રંગ રાખે છે. કાળી પડતી નથી.
બાદશાહી સાબુ–હીંદુસ્થાનમાં હજારો દુકાનો પર મળે છે.
બાદશાહી સાબુ–વાપરનારાઓ સંપૂર્ણ સંતોષ પામ્યા છે.
બાદશાહી સાબુ–ચામડીનાં તમામ દર્દ નાબુદ કરે છે.
બાદશાહી સાબુ–હર હપતે વાપરવાથી નુકસાન થતું જ નથી.
બાદશાહી સાબુ–દરેક ભાગોના વાળ સારી રીતે કાઢે છે.
બાદશાહી સાબુ–ત્રણ સાબુના બોકસ એકના રૂ ૧ પો. ચાર આના.

હીંદુસ્થાનમાં જગે જગે વેચાવા માટે એજન્ટો જોઇએ છે.

**સોલ એજન્ટ: સી. સી. મહાજન એન્ડ કું.**

મુલજી જેઠા માર્કીટ સામે મુંબઇ.

ઇજન કરતાં તેણે તે કબુલ્યુ સીધરાજને ઓળખાવતાં તેને પણ ઇજન થયુ'. મોઢેથી તે મંડળીમાં સીધરાજ પોતાના કાકા સાલુનાને આવતો જોઈ અજબ થયો સાલુનાએ પોતાના મિત્રોમા હવે અકબર સામે ઝેર રેડવા માંડયુ ને અર્થનો અનર્થ કરી અકબર જો નવો ધર્મ સ્વિકારે તો તેની સામે થવા હિંદુ, મુસલમાનોને ઉશ્કેર્યા

ગાયનો પછી શરાબનો દોર ચાલતા આખી મીજલસ મસ્ત થઇ અને બધા ચકચુર થઈ ઝોકે પડયા ત્યારેજ સાલુના પોતાના ભત્રીજાને લઈ બહાર પડયો ગુલ-બદન ગુલની મુલાકાત હવે સીધરાજે ચાલુ લેવા માંડી તે ગોયા તેણીનો ગુલામ બની ગયો તે સ્ત્રીએ ઘણીજ ચાલાકીને કુનેહથી તેને એવો તો મોમ સમાન કરી દીધો કે તેણે નીમકહરામી કરવા કબુલી ને અગાધ પાપી પ્યારને ખાતર તેણે પોતાનો ખળવત ને નિર્દોષ પ્યાર દીલમાથી ખુચવી કાઢયો. આખરે ગુલામગીરીના ખત સાથે તેની માંગણી બર આવી

અકબર સામેના કાવત્રામા સલીમનો હાથ છે એવુ જણાતા સલીમને આગ્રામા રહેવુ ભારે પડી ગયું અકબરની ઇચ્છા બલકે હુકમનુસાર તેને અલ્હાબાદ જઇ રહેવાનું ફરમાન થયુ ત્યાનો સુબો તેના પ્રપચમાં અગત્યનો હોવાથી આ ફેરફાર સલીમને ઘી કેળા સમાન થઇ પડયો અલ્હાબાદ આવતા સાલુનાને ત્યા તેની બેની ઇન્દુમતિ સાથે તેનો મેળાપ થયો, કે જે અપ્સરા જોતા સલીમ ગોયા દીવાનો થઇ ગયો તે તેણીને એક દીવસ એકાંતમા મળયો ને તેણીને પોતાની થવા સમજાવી પણ તે સાધવી સ્ત્રીએ તેની લાલચભરી માગણીને મચક આપી નહિ ને ઓર તેને ભલો થવા શીખામણ આપી, વફાદાર પરણેતર કેવી હોય છે તેનો અચુક નમુનો તે બલી ઇન્દુમતિએ સલીમને બતાવ્યો સ્ત્રી જાત આવી પણ હોય છે તે જોતા સલીમ છક્ક થઈ ગયો ને બીજે દીવસે અલ્હાબાદ છોડી ગયો

બજારમા ફરતા સીધરાજ ખ્રિસ્તીઓથી વાકેફ થયો તે દીવસે અકબરની સાલગ્રેહ હોવાથી મોટી ધામધુમ થઇ રૂપાને ઝવેર સાથે તોલાઇ તે બધુ રૈયતમા વહેચવામા આવ્યુ આ ધામધુમમાથી પાછા ફરતા સીધરાજની નજર ગુલબદન ગુલ પર પડી, જે પણ ત્યાંનો મહેમાર જોવા આવી હતી પરવીઝને પૂછતા તેણે જણાવ્યુ તે ફૈઝીના સૌથી વહાલા દોસ્ત મુબારકની ધણીઆણી હતી !

ફાટફુટ થતા જીગરે પોતાના નસીબને કહુવા દે તો અને પોતાની નીમક હરામી માટે પોતાને શ્રાપ દે તો તે પોતાના મિત્રને છોડી જ્યા ગમે ત્યા ફરવા લાગ્યો કિસ્મત તેના કદમ ગુલના મકાન તરફ ફેરવી લઈ ગયુ. ત્યાથી એકદમ ચાલી જવા તેનું મન લલચાયું પણ તુરત તે પાછો ફર્યો ને મકાનમા જઇ ગુલને મળ્યો ને પોતે ઉવટનોજ ગળવા આવ્યો હતો એવી ખબર આપી ગુલ ચોકીને સમજી ગઇ, તેણીએ ફણાજ ગમ ગીન અવાજે પોતાની કહાણી કહી તેમા બધો વાંક પોતાનો પરજ નાખ્યો ફકત પ્યારને ખાતરજ તેણીએ આ કર્યું હતુ તે તેને સમજાવ્યુ ને છેલ્લી વખતે મળી ભેટીને જવા તેને લલચાવ્યો. સીધરાજના જીગરમા નેકીને બદી વચ્ચે જગ જામ્યુ પણ આખરે બદી ફાવીને જે સ્ત્રીએ તેને સત્યાનાશના ઉંડા ગારમા ધકેલી દીધો હતો તેને તે છોડવા લાચાર બન્યો મુબારકને ફૈઝી તરફની તે ફરજ ભૂલ્યો ને 'ગુલ, તારા વિના હુ જીવી શકુ નહિજ તુ મારી જીંદગી છે' કરીને વળગી પડયો

ત્યાથી બહાર નીકળતા શાહજાદા સલીમે તેને ગુલની દાસી પાસે સીધરાજના બે કાગળો ચોરાવ્યા ને તે લઇ અલ્હાબાદ ગયો ઇન્દુમતીને સીધરાજની બેવફાઇની ખબર પુગાડતા તેણી પહેલા ગુસ્સે થઇ પણ શાહજાદાએ તેણીને સીધરાજના કાગળો આપ્યા ત્યારે તેણીનું જીગર તુટી ગયુ. તે છતા તેણીએ શાહજાદાને પરણવા ધસીને ના પાડીને હિંદુ સ્ત્રી પોતાના પતિને તેની બેવફાઇ છતા કેવી વફાદાર રહે છે તેનો અચુક દાખલો આપ્યો શાહજાદાને બળજબરાઇ કરવા જોઇ તેણીએ તેને થોડો વખત છોડી જવાની અરજ કરી. સલીમે તુરત તેમ કર્યું કે કે વધુ દબાણ કરતા નકામો તેનો પોતાનો કાજ વણે તેમ હતુ. સલીમના જવા પછી તે બાપડી હૈફેહૈફ પોતાના હિણા નસીબને રડી

## પ્રકરણ ૧૦ ( ચાલુ )
## કિસ્મતનો લેખ !

'મારી દીકરી' તેણે ઘણાજ મીઠાસથી કહ્યું કે જેવો મીઠાસ આજ તુલીક તેણીએ સાંભળ્યો નહતો. 'તારા વિચાર શી બાબતમાં મશગુલ થયા છે તથા શા કારણે તું શોકમાં દુખી છે તે હું જાણું છું. જે વિગત આજે તું સાંભળવા પામી છે તેથી હું આજ મહિનાઓ થયાંનો વાકેફ હતો. આગ્રામાં સીદ્દાની બદમાશીની ખબર મને ઘણા વખત પર મળી હતી. તને દુખ ન દેવાના હેતુથી મેં તને કહ્યું ન હતું કેમકે હું માનતો હતો કે વખત આવવે તું તે સહેલાઇથી જાણી શકશે. હવે તું બધું જાણવા પામી છે એટલે સ્વમાન શું છે તે તો તું સમજતી હશે તો તેને ખાતર તેમજ મારે ખાતર તેમજ મારાં કુટુંબી નામને ખાતર હવે તારી ફરજ છે કે તારે તે શખ્સ કે જેણે આવી બેશરમ ભરી રીતે આપણો સંબંધ તોડી નાંખી આપણને અપમાન કર્યું છે તેને લગતા તારા વિચારો તારાં જીગરમાંથી તોડી-પીખી ફેંકી દે. સબર, મને સાંભળ,' ઇન્દુને બોલવા જતી જોઇ તેણે જણાવ્યું. 'યાદ રાખજે કે આ દુખભરી પળ માટે તારે સારૂ અને ખરાં જીગરની લાગણી થાય છે, તે છતાં મારાં ભલાં નામ ને કીર્ત્તિ માટે મારી બેટીની શી ફરજ છે તે હું મારી નજર આગળથી પળવાર પણ દૂર કરી શકતો નથી. આ સાથે મને તને જણાવવા દે જો કે મને ખાસ ખાનગી ખબર આપવામાં આવી છે તો એ મેં તો આગમજથી જોઇ લીધું હતું કે તારે માટે એવો બનાવ બનનાર છે કે જે અલબત્તાં હાલને કાજ તને થયલો ઘા રૂઝી શકનાર નથી તોપણ તે ભવિષ્યમાં તને ઉંચા દરજ્જા પર લઇ જઇ આબાદીને ટોંચે મુકનાર છે. બેટી, તારૂં નસીબ ખરેજ બુલંદ છે. હિંદુસ્તાનમાંની કોઇ પણ સ્ત્રી જે ઉંચમાં ઉંચ અભિલાષા રાખી શકે તે તારી પોતાની થનાર છે. શાહજાદો સલીમ કાંઇ જેવું તેવું માણસ નથી. મને અત્યાર આગમનનો તે બાબે સક ગયો હતો અને તેથીજ મેં તેને જોઇતી તક આપતાં તેણે તે મારી આગળ કબુલ્યું હતું. બેટા, તું ખરેજ નસીબદાર છે કે શાહજાદો સલીમ તને જીગરો જાનથી ચાહે છે ને તને પોતાની પરણેતર કરવા તત્પર છે.'

'મને તે ખબર છે' ઇન્દુ બોલી.

'તને ખબર છે! કેમ?'

'શાહજાદાની પોતાની તરફથી મને આજે તેની ખબર થઇ છે.'

'અને તારો જવાબ?'

'મેં તે લલચાવનારી માંગણી ઉપકાર સાથે ના પાડી છે?'

'શું?' ભારે અજાયબીને અત્યંત ક્રોધમાં સાલુનાએ પોકાર કીધો. 'ના પાડી! દુક્તી, તારૂં ભેજું બેજું તો ખસી ગયું નથીને?'

'હું નહિ ધારતી; હું તો સીધરાજ શમા સાથે અદરાયલી છું.'

'તેથી શું થયું? તને બીજાની પસંદગી કરવાની દરેક છુટ છે. તું ક્યાં તેની હકદાર સ્ત્રી થઇ છે કે તારે ડરવાનું છે?'

'બીશક. હું તેની સાથે અદરાઇ છું એટલે હું મને પોતાને હકદાર સ્ત્રી થયલી સમજું છું. જ્યાં સુધી તે મને મારાં વચનથી મુક્ત કરે નહિ ત્યાં તુલીક મારાં સોગંદ હું રદ કરી શકું નહિ.'

'તેનું આપણને શું કામ છે? આપણે તેને શરૂઆતમાં ના પાડત તો વાત જૂદી હતી પણ હવે જ્યારે તેણે પોતે પોતાનાં વચનનો ભંગ કર્યો છે એટલે તું તારાં વચનથી મુક્ત થઇ છે એમ તારે સમજી લેવાનું છેજ.'

'હા બીજાંઓ, બનવા જોગ છે કે, તેમ ધારી શકે, કેમકે તેઓ તેવી વાતાવરણમાં ઉછરેલાં હોય છે. મારા આચાર વિચારો તમો જેમ ફરમાવો છો તેમ કરવા મને સાફ ના પાડે છે, જો

આ આચાર વિચારો હાલમાં તમોને નકેતસ થતા હોય તો પિતાજી, તેનો દોષ મારે શિર નથી તે માટે તમો જવાબદાર છો કેમકે તમે મને તે જાતનું શિક્ષણ આપ્યુ છે મને ખુલ્લું જણાવવા દો—મને હવે કશી શરમ લાગતી નથી—કે આટલુ બધુ જાણવા છતા હુ સલીમને ખરા ઉમળકાથી ચાહુ છુ તે અને તેજ મારો ખાવિંદ છે તેના સિવાય મારે મનથી બીજાઓ મારા ભાઇને બાપ છે.'

'એ તારા પ્યાર ફ્યારને હાલતો તું ઉંચકીને અભરાઇપર મુક?' સાલુના બરાડયો 'તારે એટલુ જ જાણવુ બસ છે કે સલીમ તને ખરા ઉમળકાથી ચાહે છે. જે સત્તા તેના પર થઈ છે તે સત્તાનો ઉપયોગ હુ મારે માટે કરવા ચાહું છું કેમકે બાપદાદાના ચાલતા આવેલા વાહિયાત સિદ્ધાંતો ને રીવાજોને ખાતર એક નાલાયક શખ્સ તરફનો તારો વાહિયાત ગુસ્સો તું જો તારા ઉગર માથી કાઢી શકતી ન હોય તો તેમા તારી મોટી ભૂલ છે આ મૂર્ખાઇ કરવાથી તું શું ખોઇનાર છે તેનો તારે વિચાર કરવો જોઇએ છે. એક મહાન રાજ્ય તારા પગ આગળ મુકવામા આવ્યુ છે કે જેની બરોબરી દુન્યાની કોઇ પણ ચીજ કરી શકે તેમ છેજ નહિ તુ એક ખ્યાલી સ્વપ્ના માટે, વાહિયાત ધખારા માટે આ નાદર બક્ષેસને ઠોકર મારી, તારી આગળથી ફેકી દે છે તે પેહલા જરા ચોખી જાઇને વિચાર કર.'

જેમ જેમ સાલુના ઉશ્કેરાતો ગયો તેમ તેમ ઇન્દુ શાંત થતી ગઇ અને તેથી નમ્રતાથી બોલી,

'મનવા જોગ છે કે મારી ભૂલ પણ હોય તો પણ તમારી દલીલો મારા મનમા ઉતરતી નથી. વાહલાદાએ તમો કરતાં કાઇક વધુ સારી રીતે મારી આગળ રજુ કરી છે છતા હું મારા દઢ ઠરાવમા જરાએ ડગમગી નથી.'

'તારો દઢ ઠરાવ એ છે તારે તારા બાપને નાફરમાન થવુ. તુ જે વાતાવરણને આચાર વિચારોની મોટી મોટી લમ્બાસ મારે છે તેને આ કોઇ પણ રીતે વાસ્તવિક નથીજ. તું જાણેછ કે તારી સૌથી મોટામાં મોટીને પહેલામાં પહેલી ફરજ તારા બાપના હુકમોને તાબે થવાની છે.'

'ખચીત, પણ આ ફરજ જ્યારે મારી બીજી સૌથી મોટામા મોટી ફરજ સાથે અથડે છે ત્યારે તો નહિજ. પિતાજી, હું દીલગીર છું આ બાબતમા હુ તમારો હુકમ માન્ય કરી શકતી નથી. હુ કદી તે કબુલી શકીશજ નહિ.'

'તું શું જાણતી નથી કે એક બાપનો તેનાં બચ્ચાં પર દરેક હક છે ને જરૂર પડતા તે જબરીથી તેને તાબે કરી શકે તેમ છે?'

'હું તે સારી રીતે જાણું છું અને તે સાથે એટલું પણ અચ્છી રીતે સમજુ છું કે આ બાબતમાં તે જબરી કશા કામમાં આવનાર નથી. જો હુ સલીમ સાથે જબરીથી મારા વગન થવા દઉં તો તેની નજરમા મારે માટે જે માન છે તે જતું રહયા વિના રહેજ નહિ તો પછી મારી સત્તા તમોને કશી કારગત લાગેજ નહિ તે પોતે તેમ સમજે અને તેજ કારણે તે જબરીની વાત કરતો નથી. તે જો તેમ કરવાનો હોત તો તમોને વચ્ચે પડી મને સમજાવવાની જરૂર જોત નહિજ લાગેકે મારી ઇચ્છા કચડી નાખવા અકબરનો ગાદી વારેસ ચાહેતો તે સહેલાઇથી તેમ કરી શકે તેમ છે તે તમો ને હું ક્યા નથી જાણતા કે નાહકની તકરાર કરી આપણા મન દુખવો?'

સાલુનાએ પોતાના હાથોની મુઠીવાળીને જોશમા પોતાની મુછો ખેંચવા માડી આહ' બધી બાજુએથી નિરાશા તેને મળતી હતી અને તેબી વળી કોના તરફથી? એક શીશુંની પેઠે કે જે અત્યાર સુધી સૌથી હાલામા હાલી ને દયાસગની બેગ ગણાતી હતી તેના તરફથી આર્ટ ઔરતો તેને વળી હજીજ નહિ મા ખુદા' તે આ કેમ જોઇ શકે? તેના અત્યાર સુધીના અ

પ્રપંચો, પોતાને માટે તૈયાર રાખેલી ઉચ્ચ હાલતનો ઉત્તમ સ્વપ્ન તે આ એક છુદી નેનાદ્દર-માન ડુક્તીને માટે શું પાણીમાં બોળે? હાય! કાશ્મીરનો રાજા થવાનો તથા શાહનશાહનો જમણો હાથ થઇ પડવાનો તેનો સ્વપ્ન આખેર પણ સ્વપ્ન સમાનજ પુરવાર થાય કે? ના, ના, તે કદી સાંખી શકાય તેમ હતુંજ નહિ. તે અત્યારથીજ આગ્રા ખાતે રાજ્યના વડા વજીર તરીકે તથા ખુદ શાહનશાહના જાણીતા ને માનિતા સસરા તરીકે પુર ઠાઠમાં દાખલ થતો પોતાને જોતો હતો. હા, કાશ્મીરનોજ તે રાજા હતો પણ આખાં હિંદનો તે નામે નહિ તો કામે ખુદ શાહનશાહજ, થનાર હતો. આ તેનો લોભ...આ તેની આશા તે કેમ એક છુદી ડુક્તીને ખાતર હમેશને માટે તેના હાથમાંથી જવા દે?

'અચ્છા' આખેરે તે હવે ઇન્દુની સામે ડોળા કકડાવતો ઉભો રહી તરડાઇને બરાડયો. 'તું ત્યારે સમજવાની તો નથીજ. તને જબરદસ્તીની પણ બ્હીક નથી પણ એક બાપના કડકડતા શ્રાપથી તો હું માનુંછ કે તું ડરતી હશેજ. એક બાપના શ્રાપ કેવાં હોય છે તે બાબે મારે વધુ જણાવાની જરૂરજ નથી કેમકે તને તેનું સહેજે ભાન છે.'

'આ દુખી જીગર પર તેમ કરી તમો એવડો ભાર મુકવા માંગતા હોય ને મને સદંતર કચડી-ચગદી નાખવા માંગતા હોય તો ભલે તમો તેમ કરો.' તેણી ગમગ્વારીથી બોલી. 'હું મારો બોજો મારાથી બની શક્તિ રીતે ખમવાની કોશીશ કરીશ. મારાં કિસ્મતમાં એ પણ લખેલું હશે તો તે બાકી શાં માટે રહે? વિધાતાનું ફરમાન અફસ છે.'

'આહ! તારામાં બહુ હિમ્મત છે ને?' સાલુના તરડાઇને બખાળ્યો. 'કે તું તે બત્રુવ-વાનું ખાલી ડોળ ધાલે છે. પણ તારી ખાતરી છે કે તું આ જીદ કરી તારા સીદરાજને જબરૂં નુકશાન કરતી નથી? તું કહેછ કે તું હજી તેને ચાહે છે તો શું શાહજાદો પોતાની હારનું વેર તેના પર ખાનેખરાબી ભરી રીતે ન લે એવું તું શું ધારે છે? શું તને શાહજાદાના વેરની ખબરજ નથી?'

આ છેલ્લો ટટકો તેણીને આજેજ કરનારો થઇ પડેલો જણાયો.

અત્યંત નિરાશામાં ઇન્દુએ પોતાના હાથો ઉંચકયા પણ તુરત તે સદંતર અશક્ત થઇ ગયા હોય તેમ તેણીની બાજુમાં લુલા-તુટલા થઇ પડયા. તેણીનું માથું તેણીની છાતી પર ઢળી પડયું. ભારે ધિક્કાર ને ફત્તેહથી હસતો સાલુના તેણીને જોતો થોભ્યો. હવે ફત્તેહ આખરે પણ તેનીજ થઇ હતી અને જે ચીજ અત્યાર સુધી અશક્ય હતી તે હવે શક્ય બની હતી ખરી.

પણ તે મગરૂર બાળાએ ફરી પાછું પોતાનું મસ્તક ઉંચું કર્યું અને સાલુના તરફ ટગર ટગર જોઇ પહેલાં તો તતપપ કરતાં પણ પછી ઘણાંજ દ્રઢ ને મક્કમ અવાજે બોલી,

'પિતાજી, આપે જે કહ્યું છે તે ખરેજ ઘાતકી, ભયાનક ઘાતકી છે અને તમો ખરાં જીગરથી તે જણાવો છો એમ હું માની શકતી નથી. એક બાર્ગી ધારો કે આ ધમકી ખરી હોય તો તેથી તમો શું ધારો છો કે હું મારી પવિત્ર ફરજ ભૂલી જઇ દોજખના ઉંડા ગારમાં ગબડી પડીશ? જો સીદરાજ પોતે હાં હાજર હોય, અને તે જો મને ડગમગતાં તથા તેને ભયમાંથી બચાવવાનું મારૂં અભય વચન તોડતાં જોય, તો તે જરૂર મને ધિક્કારી; મને પોતાની જીંદગીમાં-થી કચડી-ભચડી નાંખે તો તેમાં જરાએ નવાઇ નથી. મારી આખી જીંદગીનો હું તેને માટે ભોગ આપીશ કેમકે તે તેનીજ છે. હું મારી આબરૂનો ભોગ આપીશજ નહિ કેમકે તેની માલેકી પણ તેની પોતાની છે. તેનું મોત તે મારૂં મોત છે. આરબધમાં જે લખ્યું હશે તે બન્યા

વિના રહેનારજ નથી. નિર્દોષો પર તમારાં વેરનું વિષ ચાહે તેટલું ઉતારી, જખ્મ પર જખ્મ પાડો પણ એટલું યકીનથી મનમાં કોતરી રાખજો કે તેમ કરી તમો કે સલીમ એક કતરો પણ મેળવી શકશો નહિ. તમો તમારે હાથે તમારી બેટીને તમારા ભત્રીજાનો નાશ કરવા માંગતા હોય તો તેમ કરવાને તમો સંપૂર્ણ મુખત્યાર છો પણ યાદ રાખજો કે તેમ કરી તમો લેશ ભાર પણ તમારી લોભી વાસના આગળ વધારી શકનાર નથી. આહ ! મારે હવે આ દુખી વાત વધુ લંબાવવાની જરૂરજ નથી કેમકે તેમ કરી હું તમો માટેની મારાં માનની લાગણી ઓછી કરવા માંગતી નથી. પિતાજી, તમારાં મનમાં એટલું નોંધી લેજો કે હું તમારી બેટી છું તથા પૂરાણાં ને નામિચાં ખાનદાનની નબીરી છું તો મારી ફરજ છે કે આબરૂ તથા મારા વ્હાલા ને લગતા સવાલમાં હું કદીબી ડરીશ નહિ. કિસ્મતમાં જે બનનાર હશે તેને હું ખુશીથી તાબે થઇશ.'

એક પળ સુધી સાલુના ઇન્દુ તરફ ટગરટગર જોતો થોભ્યો. તેણી તેના તરફ કાંઇક મગરૂરીને કાંઇક તુછાઇથી હાલમાં જોઇ રહી હતી.

તેમની હાલત હાલમાં ફેરવાઇ ગઇ હતી. અત્યાર સુધીની ન માની ને કહ્યાસરની બેટી હવે હુકમ કરી તેને પોતાની બળવાન ઇચ્છાને તાબે થવા ફરમાવતી હતી. એક શબ્દ પણ બોલ્યા વિના તે પાછો ફર્યો ને ઝડકુ ફલગે ચાલ્યો ગયો. તેનો ચ્હેરો અત્યંત ગુસ્સાથી કાળો થણક થઇ ગયો હતો.

---

## પ્રકરણ ૧૧.

### તોહીદે એલાહી ! *

હમેશની પેઠે સૂર્યાસ્ત થતાં આગ્રા શહેરના નદીના કિનારા પર આવેલા ઘરો ને નાનાં બજારોની દુકાન આગળ રંગીલાં લોકોનાં ટોળેટોળાં એકઠાં થયાં હતાં. ત્યાં ત્યાં પાસાથી જુગાર રમનારાઓ ખુલ્લા ઓટલાઓ પર પાટયાં મુકી પોતાની માનિતી મોજ મેળવતા હતા; અવાર નવાર ત્યાં આગળથી જૂદી જૂદી જાતના હથ્યારોથી સજ્જ થયલો સીપાહ છાકટ હાલત લથડતો પથડતો આગળ વધતો હતો; બાજુમાં એકાદ એકાંત ખૂણામાં અફીણીઓ દુન્યવી પ્રપંચોથી નિરાળા થઈ પોતાની ખુશ કેફમાં ચકચુર થઇ આ દુન્યાને સ્વર્ગસમાન સમજતા પડયા હતા; ત્યારે એક બાજુએ લાંબી દાઢીવાળા ગંભીર ચ્હેરેના મુસલમાનો વાતચીતમાં જાણે ગરક ગયા હોય તેમ જણાતા હતા અને હિંદુઓને મોજ મજા ને એશઆરામ ભોગવતા જોઇ તેમનું સાફ સાફ કોહી જતું જણાતું હતું.

'હા, અલી' તેઓમાંના એકે પોતાના મિત્રને જણાવ્યું. 'કમનસીબી આપણી એ છે કે હાલમાં અકબર અને તેની દરબારનો તાલો સદંતર બગડી ગયો છે. દર સાંજના મોડેથી હું જોઉં છું કે તેમની ધિક્કાર ભરી મુલાકાતો ચાલુ મળતી રહે છે. ગઇ કાલે, મધરાતે હું મહેલ આગળથી પસાર થયો તો તું શું ધારેછ કે ત્યાં શું થયું હશે ? નામવર શાહનશાહના ઓરડાઓની બારીઓ દરેક જાતની રોશનીથી ઝળઝળી રહી હતી. શાને માટે તે હશે! બનવા જોગ છે કે શાહનશાહને છાજતી મેજબાની આપવામાં આવતી હોય ? તુરત તપાસમાં જણાયું કે તેવું તો કશું ન હતું. મહેલમાં મોત જેવી સર્વત્ર સુપણીદી પથરાઇ રહેલી હતી અને તે સુપણીદીમાં ખલલ કરનારો કોઇક બંદગીનો અવાજ ફક્ત સંભળાતો હતો. મારી ખબર મુજબ અકબરે પોતે આવી અનેક ગાયનરૂપી બંદગીઓ તૈયાર કરી છે અને જો કે તે બંદગીઓ ગાવામાં ને સાંભળવામાં ઘણી સારી છે તે છતાં આપણા મહાન પુજ્ય ધર્મને અનુસરતી નથી એટલે તે આપણે મનથી સાફ સાફ નકામી છે.'

'એમ કરવાનું કારણ શું ?' અલીએ પૂછ્યું.

---

* ખુદાની એકપતા.

'શું કારણ તે હું પોતે પણ બરાબર રીતે સમજી શકતો નથી.' જવાબ મળ્યો. 'પણ આ આયનો ને રોશનીપરથી એટલું તો જણાય છે કે અકબરે હાલમાં જે તોહીદે એલાહી નામનો ધર્મ તૈયાર કર્યો છે તે મહાન ઇસલામની જગ્યાએ શરૂ કરવાની કાંઇ કોશેશ કરે છે. હાલમાં તો આ ધર્મમાં અકબરના વિશ્વાસુઓનેજ ફક્ત દાખલ કરવામાં આવ્યા છે. બીજાઓને તેમાં બહુ સંભાળ ભરી રીતે લેવામાં આવે છે. આ ધર્મમાં સૂર્યને અગ્નીને પુંજા થાય છે જે કોઇ બદ ચોઘડએ તેણે અસલી ઇરાનના પારસીઓના ધર્મપરથી લીધી છે તેમજ વળી તેમાં હાંના કાફરોના ધર્મનું પણ મિશ્ર છે. અલ્લાહ એ બધા કુત્તાઓપર દયા કરો !'

'એ કઇ જાતનો ધર્મ છે ?' અલીએ પૂછ્યું. 'જો કે આ બાબે મેં ઘણીકવાર સાંભળ્યું છે છતાં ખરી હકીકત શું છે તે કોઇ પણ મને અત્યાર સુધી કહી શકયો નથી.'

'હું પોતે પણ તેમાં સત્ય શું છે તે જાણતો નથી.' યુસુફે જણાવ્યું 'પણ એટલું તો ખરૂં કે સત્યને બદલે તેમાં મહાપાપ જેવું હોવું જોઇએ કેમકે તેમ ન હોત તો અકબરનો સૌથી માનિતો ને દીલસાજ સાથી તથા ઇસલામી ધર્મનો રક્ષક વિદ્વાન અબદુલ કાદીર તેને સામે જબરી બળ ઢવારીથી માથું ઉંચાવેજ નહિ. મારી ખાનગી તપાસમાં અત્યાર તુલીકમાં જે કાંઇ ખબર મેં તને જણાવી છે તે કરતાં વધુ બુરી ખબરો મને મળી ચુકી છે. થોડા વખતની વાતપર મેં મહેલમાંથી એક એવા શખ્સને બરાદ-છૂપાઇને નીકળતાં જોયો હતો જે જાણે બીજાઓની નજરે ન પડવા પોતાનું બનતું કરતો હતો. તું તે બદમાશને જુએ તો કમકમ્યા વિના રહેજ નહિ. આ કંગાળ કોઇજ નહિ, પણ શયતાનની ઓલાદ જેવો પેલો કહેવાતો યોગી ગોરખ હતો.' હવે તેણે ત્યાં પોતાનો અવાજ ઘણોજ ધીમો કરી રખે કોઇ બીજા સાંભળે તેથી ડરીને કહ્યું. 'તું જાણેછ કે આ માણસ કેવી કિસમનો છે ? હું તો ખાતરીથી માનુંછું કે જો પોતે શયતાન ન હોય તો શયતાનનો ચેલો તો હોવોજ જોઇએ. અને આવા એક કંગાળ સાથે કહે છે કે અકબરે દોસ્તીનો ગાંઠ બાંધ્યો છે.'

અલી તો આ સાંભળતાંજ પોતાના સાથી તરફ ટગર ટગર જોતો ત્રાસી ગયો.

'અલ્લાહ, આપણને બચાવો !' તે એકાએક ચોંકીને બોલ્યો ને નદી તરફથી આવતા એક આકાર તરફ આંગળી બતાવી તે બબડયો. 'લે, તેજ બદબખ્ત આવ્યો! કમબખ્ત નદીમાં શા માટે ડુબી મરતો નથી ?'

અને ખરેજ, દુર્ગાદેવીનો તે માનિતો પુંજારી હિંદુ અને અને ઇરાનીઓનું તે ટોળું જે આપસ આપસમાં ઘુસ ઘુસ કરતું હતું તે તરફ આવતો હતો.

'હું યકીનથી કહુંછું' તે ટોળામાંનો એક ઇરાની બહુજ ઝનુનથી બોલતો સંભળાયો. 'કે આપણે હવે આપણા પુજ્ય ધર્મ તરફ રૈઓ ને અબુલ ફાઝલ તરફથી બતાવવામાં આવતો ધિક્કાર ને તુચ્છકાર જે દીન ઉગત વધતો ને વધતોજ જાય છે તે સાંખી જવો જોઇએ નહિ. આ એ ઉપરાંતનું ત્રીજું મોહું નામ ખુલ્લી રીતે અત્રે જણાવવાની કશી જરૂર નથીજ. મને અજાયબી એ છે કે આ આપણા હિંદુભાઇઓ જો કે આપણાથી તો સદંતર જૂદોજ ધર્મ પાળે છે તેઓ પોતાની પવિત્ર યાદોનો નાશ થતો કેવી રીતે સહેલાઇથી જોઇ શકે છે.'

'હજી તે હાલતપર હમો આવ્યા નથી' તે ટોળાંમાના એક હિંદુએ જણાવ્યું. 'બીશક એ જાણીતી વાત છે કે નામદાર શાહન શાહ અને તેમના ચેલા તમારા પુજ્ય ધર્મ તથા તમારી પવિત્ર કુરાનની જરાએ પરવા કરતા નથી,

કોણ? નામવર શાહનશાહ અને તેમનાં સલાહ કારોજ ને?'

'પણ તું ત્યારે કહેવા શું માંગે છે? દુન્યાના બીજા ભાગમાંના મુલકો અને પ્રજાને લગતી વાતો આપણે સાંભળી છે કે જ્યાં જુદીજ રીતે રાજ્ય કારોબાર ચાલે છે પણ ત્યાં પ્રજાની હાલત ને સ્થીતિ આપણા કરતાં સાફ સાર જુદી છે. હિંદના અસંખ્ય રાજ્યોમાં તથા સંખ્યાબંધ જુદી જુદી પ્રજા કે જેમની રહેણી-કરણી તથા રીત-રિવાજો એક એકથી ઉલટા છે તથા જરા જરામાં જેઓ એક મેકના ટોટા પીસવા તૈયાર થઇ રહે છે તેઓ કેવી રીતે આ હક ભોગવી શકે? એક બારગી તેઓના રિવાજે એક પણ થાય તે છતાં તેઓ પોતાના જાતી ખાસાસ તો એક કદીખી કરી શકવાના નથી જ.'

'એ ખરી વાત છે' અબુલફાઝલે જણાવ્યું. 'હું તેથી તો આગળ કહી ગયો હતો કે વધુ ફેરફારો હાલને તબકકે કરવા કોઇ બીરીતે લાયક કે વાજબી નથીજ. હાલની રાજ્ય સત્તા બાબે હું જે કાંઇ બોલ્યો ત્યારે મારી કહેવાની એટલીજ મતલબ હતી કે જે ચીજો પાછળથી વધુ ખરાબ થઇ પડે તે બીજો દુર કરવાની આપણી ફરજ કેટલી હદ સુધીની હતી તે પૂરતી રીતે જણાવી. આ માણસો કે જેમને આપણે જાસુસો કરી કહયે છીયે તેઓ આપણે ધાર્યે છીએ તેટલા બધા ધિક્કારને પાત્ર નથી. ખાસ કરીને જે બે શખ્સોને મેં રોકેલા છે તેઓ બહુ આબરૂવાળા છે. બીજાઓ તેમને મોટું માન આપે છે ને તેઓ ખરાં જીગરો જાનથી આપણી સેવામાં સામેલ છે. બીશક ખરી વાત છે કે તેમને અતી ઘણો પૂરતો બદલો આપવામાં આવે છે પણ તે સવાલ તદન જુદો છે. હું હિમ્મતથી કહી શકું કે પૈસા વગર પણ તેઓ આપણી સેવા માં ખુશીથી ઉઠાવ્યા વિના રહેજ નહિ. તેમજ સાલુના વાળું કાવત્રું ફોડી આપ્યું છે, તથા પેલા ગોરખ યોગીના ભેદી પ્રપંચો આપણને જણાવનારા તેઓજ છે.'

'હાં' ફૈઝી મૂછમાં હસી મજાક કરતાં બોલ્યો. 'તે પેલા મહાન ફીલસુફ સાહેબ કે જેઓ થોડો વખત નામવર શાહનશાહની માયા મહેરબાનીમાં જોર ધમક ખેલી રહ્યા હતા અને તેઓ શ્રીને યોગના મહાન ભેદી શીખવવાની મોટી મોટી વાતો કરી હતી પણ હું ધારૂં છું તેમ તેનું પરિણામ તો મોટાં જેવાં મિંડાંમાં આવ્યું હતું.'

તે યાદ થતાં અકબર ફીકો પડી ગયો કેમકે તેની ગમે તેવી હુશ્યારી છતાં તે એક ઠગારાના હાથપર સાફ સાફ બની ગયો હતો. અકબરને ખેજાલત લાગેલી જોઇ કહુસા વચ્ચે પડયો ને ગંભીર અવાજે બોલ્યો,

'અલબત તે બનાવ ખુરો છે પણ હવે આ ગોરખ સાથે કોઇપણ જાતનો સંબંધ નહિ રાખવામાંજ ફાયદો છે. મારા શિષ્ય સીખરાજે તેને બાબે મને કેટલીક વિગત જણાવી છે જે પરથી સંભાળથી કામ લેવાની ખાસ જરૂર જણાય છે છતાં યોગની બાબતમાં અભ્યાસથી જે શોધ ખોળ આપણે કરી શકયે તે કરતાં વડીલોપારજીત ઉતરતી આવેલી હકીકતોથી યોગની બાબતમાં આપણા કરતાં તે કરતાં વધુજ જાણે છે તેમાં કંઇ નવાઇ નથી.'

'શાબાશ!' અકબરે હસીને ફૈઝી તરફ જોતાં કહ્યું. 'તારા ને મારા કરતાં તો આ વિદ્વાન આ બાબત અચ્છી રીતે સમજે છે એ એના ધર્મનો એક ભાગ છે અને એ કબુલે છે કે યોગ વિદ્યા કાંઇ ફેંકી દેવા જેવી તો નથી જ.'

આ પછી તે વિદ્વાનો વચ્ચે યોગ સંબંધી અરસપરસ તકરાર ચાલી જે તકરારની છેવટે અકબરે પોતે જણાવ્યું: (સાંધન છે.)

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મી૦ સી. એમ. વાવડા,
બોકસ ૨૨, ટેંગાટ,
ફોસટરશી, S. W

# ગુલશન.

દક્ષિણ આફ્રિકા ખાતે
જતાં ગુલશનના લવાજમો
મી૦ વાવડા સ્વિકારશે.

# GULSHAN.

જુન ૧૯૧૮. વૉલ્યુમ ૧૦. Vol. 10 June 1918.

## સાંકળ્યું.



Printed by Maneklal A. Doctor at his Shree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bharucha Mota Falia, Navsari. Dated 13—6—18

# પ્રાણપતિ પ્રત્યે એક મરતા પતિની
# પ્રેમાલ વસિહત?

મરત આ હાલતના સખુન, જાની! તું યાદ રાખજે,
કરવા અમર્ગ મુજ જીંદગી, તુંજ ખોળામાં કાટજે.
તુંજ આંસુએ નહવાડીને, તુંજ સાડીમાં વિંટાલી,
નાની આપણી ફુલવાડીમાં, મોઘરા નીચે દાટજે.
પઢવા ચાહે તો મુજ ગજલને, કાલીંગડામાં ગાજે તું,
વધાવવામાં ફુલને બદલે, આંખનાં નરગેસ છાંટજે.
નથી ફુટી પઇ મુજ પાસ, કરવા ધર્મદાન કાજ,
પણ શોકીનમાં ગજલ મારી, છૂટે હાથે વાંટજે.
જોબનની કીર્તિ છે જુઠી, માયા દુન્યાની હવાઈ,
ખાતવી હોય કીર્તિ તો ફક્ત, વફાઈ કીર્તિ ખાતજે.
મરીશ હું તો તુંજ મોહબતમાં, વફાઈથી તવાઈ ગળાઈ,
તુંજ વફાઇમાં ચાહું છું એજ, ભેદ મુજ દીલમાં સાંતજે.
નહિ ગરજ ખુરશેદને તારાં, રૂખનાં નુર ને રોશનીની,
ચંદ્ર મારા! નુર મારાંથી, તીથી વધતાં માટજે!

ખુરશેદ.

---

# હીંદુસ્થાનના જંગલોની જડીબુટ્ટીઓ અને તેના ગુણ દોષો.

ગુલશન માટે ખાસ ફરમાસથી

લખનાર–ડૉક્ટર પી. મોતીવાલા.

હીંદુસ્થાન એ એક એવો રસાળ દેશ છે કે જેને માટે મોટા મોટા કવીઓએ દેશના ગુણ ગાયાં છે એટલુંજ પણ કાંઇક પરદેશીઓ એ દેશના દર્શન કરી ગયા પછી પણ પોતે પોતાના દેશમાં પણ તેના ગુણ ગાવામાં લીન થઈ રહ્યા છે. આજે હું જે લેખ લખું છું તે એજ છે કે આ દેશના અંદર કેવી કેવી વનસ્પતીઓ પેદા થાય છે અને તેમાં કેવા કેવા અલૌકીક ગુણો રહે. તે વીષે. આપણે આ લોકપ્રીય ગુલશન માસીકમાં શરૂ કરીએ છીએ, તે પહેલા આપણે એ માસીકના અધીપતીનો ઉપકાર ચડાવીશું. આ લેખ લખવાનો હેતુ એટલોજ કે અનેક તરેહના રોગથી પીડીત સ્ત્રી પુરૂષો અને બાળકો તેનો લાભ લઇ નીરોગી બને, આશીર્વાદ દે, એજ મુખ્ય હેતુ છે. મારા લેખો આગળ અન્ય પેપરમાં આવતા હતા અને તે એટલા બધા હોંસથી વંચાતા હતા કે, તેના ગહવાઈ તરીકે મારી પાસે સેંકડો પત્રો મળેલા છે. તેજ પ્રમાણે વાંચી વાંચકો આશીર્વાદ દેશે. હવે હું અત્યારે જે જડી-બુટી અને વનસ્પતિનો લેખ લખું છું કે જેનું, નામ "હરડે" છે એ હરડેને સંસ્કૃતમાં હરી-તકી કહે છે, મરાઠીમાં હીરડા, હીંદુસ્થાનીમાં હર્ડ, હડ-હર્ર, કર્ણાનકીમાં અણીલેકાયી. ફારસીમાં હલીલે અને અંગ્રેજીમાં માયરોબેલન્સ, લેટીનમાં ટરમેનીયા કે બુલા કહે છે. એના ઝાડો કોકણ અને ગુજરાત દેશમાં ઘણા થાય છે. એ ઝાડ મોટાં મોટાં થાય છે. એનાં પાંદડાં ધાવડીના પાંદડા જેવા હોય છે. એનું લાકડું ઈમારતના કામમાં ઉપયોગ-માં આવે છે. જે હરડે કુમળી લઈ સુકવે છે તેને બાળહરડે કહે છે. જે હરડે ઘણીજ કઠીણ કુવા-ડીથી પણ નહીં ભાંગે તેવા જાડા લાંબી અણીદાર પાણીમાં બુડનાર અને લગભગ તોલા તોલાની હોય છે તે ઘણીજ ઉત્તમ ગુણકારી હોય છે. જેને સુવારી હરડે એ નામથી કહેવા-માં આવે છે પણ એનાં ઝાડ ઘણાં થોડાં હોય છે. મુંબાઇમાં કેટલાક લબાડી વ્યાપારીઓ બનાવતી સુવારી હરડે કરી વેચે છે. એ સુવારી હરડે જ્યારી હોય તો એના ગુણો એટલા તો જબરજસ્ત હોય છે કે જેનું વર્ણન થઇ શકે તેમ છેજ નહીં. હમારા વૈદકશાસ્ત્રોમાં તો એટલે લગી કહેવામાં આવે છે કે જે એનું પાન ( સેવન ) હમેંશા કરે છે તેને બીલકુલ ઘડપણ આવતું નથી. સો કરતાં વધુ વરસનું આયુષ્ય તે ભોગવે છે. વૈદ્યકશાસ્ત્રમાં એની ૭ જાત કહેલી છે. ૧ વીજયા. ૨. રોહીણી. ૩. પુતના. ૪. અમૃતા. ૫. અભયા. ૬. જીવંતી. કહે છે સાતમી એક જાત છે કે જેને ચેતકી કહેવામાં આવે છે. પણ તે વધુ સમાગમમાં આવી નથી. જે તુમડી જેવી ગોળ હોય છે તે વીજયા. સાધારણ ગોળ હોય છે તે રોહણી. જેમાં મોટી ગોટલી હોય તે પૂતના. જેની ગોટલી બારીક હોય તે અમૃતા. જેના અંગ ઉપર ઉભી પાંચ રેસા હોય તે. અભયા, જેનો રંગ સુવર્ણ જેવો પીળો હોય તે જીવંતી કહે છે. વીજયા સર્વ રોગો ઉપર અમૃતની માફક ગુણ કરે છે, આ હરડે

જો કે ગાંધીની દુકાને એક પઇથી કે એક રૂપીઆ બલકે પાંચ રૂપીઆની એક લગીની મળે છે. આ હરડેના ગુણો એટલાં તો જબરજસ્ત છે કે જો પ્રીય વાંચકો બહુજ ધ્યાનથી વાંચશે તો તેમને ઘણોજ મોટો લાભ થશે. પુતના લેપના કામમાં અકસીર છે. અમૃતા રેચમાં, અભય યા નેત્ર રોગમાં, ચેતકી ચૂરણમાં, રોહણી વ્રણ રોપક (ધારા રૂજવવામાં) વીગેરે વીગેરે ગુણો ધરાવે છે. એની જાતો બે-કાળી અને ધોળી હોય છે. ધોળી ૭ આંગળ વીસ્તારની, કાળી એક આંગળ વીસ્તારની હોય છે. મનુષ્ય યા તો પશુ પક્ષી જો ચેતકીની છાયા નીચે સુઈ જાય તો તેને તાત્કાળીક રેચ થવા લાગે છે. ચેતકીને હાથમાં પકડે તેટલી વાર નિશ્ચય રેચ થાય છે. રાજા સકુમાર શકતી ...ુ અને જેને ઔષધોની અરૂચી પ્રાપ્ત થએલી તેઓને ચેતકીનો રેચ ઘણોજ સુખકાર અને ...ત કરનારો છે. હરડેની સાત જાતમાં વીજયા મુખ્ય છે તે સંહજવારમાં મળી શકે છે. "એના ગુણ દોશ" રૂક્ષ, ઉષ્ણ, અગ્નીદીપક, બુદ્ધીવર્ધક, મધુર, શ્વાસ, કરસ, પ્રમેહ, અર્શ, કોઢ, સોજો, કૃમી, ઉદર, સ્વરભંગ, મલબધતા, વીષમજ્વર, ગુલ્મ, તૃષ્ણા, હેડકી, ખરજ, ત્વચા, કમળો, અરોળ, શુળ, યકૃત (કલેજાના વરમો) મુત્રકચ્છ વીગેરે રોગનો નાશ કરે છે. હરડેમાં મધુર, તીખો અને તુરો રસ હોવાથી તે ઝટ તેને નાશ કરે છે. તીખો કડવો અને તુરો રસ હોવાથી તે કફનો નાશ કરે છે તથા મધુર સાથે ખાટો હોવાથી તે વાયુનો નાશ કરે છે. હરડે ચાવી ખાવાથી અગની દીપક કરે છે. ચુર્ણ કરી ખાવાથી રેચ થાય છે. પકવીને ખાવાથી ઝાડા બંધ થાય છે. સેકી ખાવાથી ત્રીદોશ શામક છે. ભોજન સાથે હરડે ખાવાથી આવે છે બળ બુદ્ધિ અને ઇંદ્રિઓને તેજ બનાવે છે, વાત પીત્ત કફનો નાશ કરી મળશુદ્ધી કરે છે. કફની સાથે ખાય તો કફનો નાશ કરે છે. સાકર સાથે ખાવાથી પીત્તનો નાશ કરે છે. ઘીની સાથે ખાવાથી વાયુ રોગનો નાશ કરે છે. દમ હાંફણ અને અમુજણમાં હરડેની સાથે જરા સુંઠ મેળવી તેમાં સમભાગે ગોળ મેલવી ગોળી બનાવી ખાય તો દમનો રોગ નાશ પામે છે. હેડકી ગમે તેવી આવતી હોય તો જરા સુંઠ મેળવી ખાવામાં તુરત બંધ થાય છે. આમ ઉપર હરડે, સુંઠ તથા લીમડાનો રસ નાંખી ખાવી એટલે આમ બંધ થઈ જશે. હમેશાં નીરોગી રહેવું હોય તો રાત્રે સુતી વખતે હરડેની ભુકી ફાકી જઈ ઉપરથી ગરમ દુધ પાશેર પીવું. આ હરડે વધુ નહી પણ અઠવાડીઆમાં બે વખત પણ લેવી. પીત્તથી શરીર ક્ષીણ થઇ જાય છે. હરડેને છાશમાં પલાળી રાખી પછી તે છાશ પી જવી. આ પ્રમાણે ત્રણ ચાર અઠવાડીઆ કરવાથી શરીર એક સુવર્ણ જેવું થઈ જાય છે. આંખો આવી હોય તે ઉપર હરડે અને ફટકડી ઘસીને અંજન કરવું જેથી આંખ ફકત ચોવીસ જ કલાકમાં નરમ પડશે. પાંડુ રોગ ઉપર હરીતકીનું ચુર્ણ ત્રણ માસા, મધ એક પૈસાભાર અને ઘી બે પૈસાભાર એટલું મેલવી થોડા દીવસ દીવસમાં બે વખત પીવું. બાળકની આંકડી ઉપર મોટી હરડે ઘસી પેટમાં ચોપડવી જેથી પણ ન સમાય તો હરડે આમળા અને સાકર ઘસી તેનું અંજન કરવું. મુર્છા આવતી હોય તો તેના ઉપર હરડેનો ઉકાળો પાવો. પીત ગુલ્મ ઉપર હરીતકી અને દ્રાક્ષનો કાઢો ગોળ નાંખી પાવો. બાળકને ટાળવું પડયું હોય તેના ઉપર હરડે અને ગુજનો કલ્ક કરી માતાના દુધમાં પાવો. હરડેનું ચુર્ણ મધમાં ઘણો લાંબો ટાઇમ આપવાથી ગમે તેવો સફેદ કોઢ, ફકત પીત વીગેરે રોગો સારા થાય છે. હવે આ ઠેકાણે આપણે એટલુંજ વીવેચન કરીશું કે એક હીંદુસ્થાનની અડણી ચીજથી કેવા કેવા મહાન રોગો સારા થાય છે તે વાંચક વર્ગ ખાસ ધ્યાન પહોંચાડશે. હીંદુસ્થાન એક કાચું સોનું છે અને તેના પેટ ઉપર સંખ્યાબંધ જડી બુટીઓ અને અનેક તરેહની વનસ્પતિઓ પેદા

થાય. કમનશીબની વાત છે કે આ દેશના લોકો જાણકાર નહીં હોવાથી તેમને મનને તો એ મીટ્ટી છે. હજારો વનસ્પતીઓ શું શું કામ કરે છે. તે જેમ જેમ આપણને વખત મળતો જશે તેમ તેમ આપણે આગળ વધતા જઇશું. દેશી વૈદુ એ એક ખરેખર સુવર્ણ છે. અને આપણે આગળ લખતા જઇશું તેમ શ્રોતાઓની ખાતરી થશે. પ્રખ્યાત ડૉકટર ડીમક કહે છે કે ફક્ત એક ડ્રામની માત્રા બે વખત આપવાથી ઝાડો દૂર થાય છે. સખતમાં સખત મરડો અતીસાર ઉપર પ્રથમ કોઇ પણ દવા ગુણ કરતી નથી ત્યારે પહેલા એક પાઇની હરડે લઇ તેને જરા એરંડીઆનો હાથ દઈ તાંબી ઉપર શેકી નાંખી તેમાંથી ફક્ત એક પાવલી ભાર ફાકવાથી તુરતજ સખતમાં સખત મરડો બંધ થઇ જશે. ડૉકટર સેટન હાઉસ કહે છે હરડેમાં સેંકડે પીસતાલીસ ટકા એસીડ ટેનીક રહે છે. ડૉકટર વોરીંગ કહે છે કે ૭ હરડેનો કવાથ કરી આપવાથી ઉત્તમ પ્રકારનો જુલાબ થઇ પેટનું શુળ ઉલટી વીગેરે કોઇ પણ ખરાબ અસર થતી નથી. એ કવાથમાં થોડી તજ નાંખી હોય તો તે ઘણોજ ઉત્તમ બને છે, તેમજ સ્વાદીષ્ટ બને છે. એટલા માટે તેના ગ્રાહી ગુણોને લીધે જુલાબમાં ઉત્તમ બને છે તેજ પ્રમાણે ધારા ધોવાંને તેમજ પીચકારી મારવાને પણ તે પાણી ઉત્તમ ઉપયોગમાં આવે છે. હરડેનો કવાથ (ઉકાળો) દુખતા હરસ તેમજ સ્ત્રીઓના ગૃહ્ય ઇંદ્રિઓમાંથી નીકલતા પાણીને ઉત્તમ પ્રકારનો ફાયદો બતાવે છે. તે સીવાય એ એક અદના હરડેના એટલા બધા જંગી ગુણો છે, કે તે એક વખત સખતમાં સખત ખાટી જેવા રોગીને તે નવા અવતારમાં બેઠો કરે છે. જે વીષે આપણે આગળ લખીશું તેમાં એવા એવા ગુણો હસતી ધરાવે છે કે મહાન રૂશી પુરૂષો એ હરતકી અવલેહ (હરડેના પાકને) અમૃતની ઉપમા આપી છે. (અધુરૂં)

---

ડાકટર **પી. મોતીવાળા,** સૈયદપુરા, ચોકીશેરી સુરત, નું નામ **હિંદુસ્થાનની જડી બુટ્ટીઓના શોધક** તરીકે એટલું બધું વિખ્યાત છે કે તે માટે અત્રે વધુ કહેવું એ સોનાપર ટોળ ચલાવવા સમાન છે. વિખ્યાત સાંજવર્તમાનમા એમના લેખો આ બાબે શરૂ થતાં વાંચક વર્ગમાં બહુજ માનિતા થઇ પડયા હતા. અફસોસની વાત છે કે હિંદમાં આવું કંચન સોતું પડયું છે જ્યાં પાશ્ચિમાતના આપણા શોખો, આપણી આસપાસ ફરી વળેલી નકલી સુધારાની વાતાવરણ આપણને આ ઝવાહીરોની યોગ્ય પરિક્ષા કરતાં અટકાવે છે અને આપણે ખોટા લોભો કરી આપણાંજ કિંમતી ખાણોમાંથી ખેંચીને કાડવામાં આવેલા પરદેશી અર્ક તરફ લલચાઇએ છીએ. દેશી વૈદોની કિંમત જેઓ ખરેખર જાણે છે તેઓજ સમજે છે કે તે ખચીત કમાલ કરી શકે છે. કમનસીબે આ ઉત્તમ હુનર પાછળથી ઉંટવૈદોના હાથમાં જઇ પડવાથી તેની કિંમત ઘટી ગઇ અને તેવામાં અંગ્રેજ વૈદોએ પગપેસારો કર્યો એટલે નકલી સુધારાની ધુંધમાં આપણને સ્વદેશી ચીજો તરફ સુગાતરા થયા ડાકટર મોતીવાળાએ ઘણી જહેમતને અથાગ અભ્યાસ પછી હિંદુસ્થાનની જડી બુટીઓના ગુણ દોષો જાહેરમાં મુકયા છે તે ખરેજ તેમના ધંધાને તેમજ તેમને પોતાને માન ભર્યું છે. આજે આપણામાં આવા અભ્યાસીઓની સંખ્યા કમતી છે. દેશી હકીમોમાં ઉસ્તાદ થયલો હકીમ કે વૈદ પોતાના જ્ઞાનનો પ્રકાશ બીજાને આપવાને બદલે પોતાનીજ સાથે લઇ જવાનું આગળ વધુ પસંદ કરતો હોવાથી આ જ્ઞાન વધુ ખીલી શકયું ન હોય. ડાકટર મોતીવાલાએ તેથી ઉલટા જઇ જાહેરમાં દરેક ચીજ તેના ગુણ દોષ સાથે મુકી છે જેથી ગરીબમાં ગરીબ તેનો લાભ લઇ શકે. આપણી હાલત ખરેજ અફસોસ કરવા જોગ છે કેમકે આના બે આનાની અચુક ફાયદો કરનારી આપણી નજર આગળની ચીજ આપણે છોડી દઈ કિંમતી વિદેશી પેટંટ દવાઓપર ઝીપલાં મારીએ છીએ! ગુલશનના ગ્રાહકોને આ બાબે કાંઇક પુછવાનું હશે તો હમો મારફતે પુછાવતાં - યોગ્ય તે ખોલાસો થશે. એકવાર ફરી હમો આ ભલા ડાકટરને તેમની બોહળી રોકાણો છતાં હમારાં આમંત્રણને માન આપવા માટે ઉપકાર માન્યે છીએ.

**અધિપતિ—ગુલશન.**

# THE DEATH OF AKBAR: A TERCENTENARY STUDY.

( *By—Mr. R. P. Karkaria.* )

( Continued. )

A violent dysentery was the result. Hakim Muzafar, another of the physicians, now pronounced that his brother physician had grossly erred in his prescriptions, particularly in allowing melon to his patient at the commencement of the attack. From a just repugnance to take away from any man his reputation, and perhaps from a disposition to forgive, I determined that Hakim Ally should not be trodden under foot, at a mere malicious suggestion or an accusation on the part of Muzafar actuated by mere jealousy.

"If," thought I, 'God's destiny and the blunders of the medical class did not sometimes concur, we should never die ' This much on a feeling of discretion and kindness, I confessed to Hakim Ally; but in the bottom of my heart all confidence in his skill was extinguished.

"During the last ten days of his illness. I attended my father as usual for two or three quarters of time in the latter part of the day; and this I continued to do until Tuesday, the 14th of the latter Jemady, when he became so greatly reduced that I remained with him from the time at which his medicine was administered in the morning for the remaining part of the day. While he was yet in a state to discriminate, he adv[illegible] me on one occasion to keep away from the palace; at all events never to enter unattended by my own [illegible] and retainers; and it now occurred [illegible] me that it would be prudent not [illegible] neglect such advice; that at [illegible] crisis it behoved me in my interco[illegible] with the palace to employ the [illegible] guarded circumspection. One day [illegible] entered the citadel accordingly [illegible] ded by my own retinue. The next day, without consulting [illegible] sovereign they dared to close [illegible] gates of the citadel against me, and actually brought forward the [illegible] on the towers. On Thursday, 16th, perceiving the pretence of [illegible] under which these men were [illegible]ing themselves, I discontinued [illegible] visit to the palace altogether; [illegible] then received by Mokurret Khan, [illegible] note from Man Singh expressing [illegible] his part the expectation that I [illegible] concur in their views. How [illegible] my feelings were agonised at [illegible] thought of being excluded from [illegible] sight of my father, during the [illegible] in which I thus abstained from [illegible]ing the castle of Agra, I for some [illegible] withheld myself from co[illegible] to any man, resigning myself [illegible]rely to the will of God. Having [illegible] the advise of my truest friends

continued my visits to the castle, I sent my son Parviz, with an apology to my father, stating that I was prevented trom attending that day by a severe pain in my head. My father, lifting up his hands in prayer for my health, sent Khwaja Weissy to entreat that if possible I would come to his presence; for that he had no longer y hope of life, particularly under e violent paroxysms of his complaint. Alas !' said he, ' what a time is this at thou hast chosen to be absent om my person, when thou knowest at on my demise, the succession to e crown is without dispute !"

Jehangir then describes the intri- ies that were going round the death- d of Akbar for bringing about the ccession of his grandson, his own n, Prince Khosro, to the exclusion himself. Raja Man Singh, the other-in-law of Jehangir and ma- rnal uncle of Khosro, and Mirza zaz Khoka, were the principle per- ns in these intrigues. The latter ked the sick monarch as regards is wishes about Khosro. To this he plied. "The decree is God's decree id of whom alone is the sovereignty. br my part with one mind I retain a iousand hopes. Surely, in giving loose to such language in my pre- ence you have abandoned me to the iws of death. Nevertheless it may appen that I have still some portion ft in this life. If however the awful risis be at hand if the hour of departure be arrived—can I have forgotten the military promptitude, political sagacity and other qualities indispensable to the successful exercise of sovereign power, which at Allahbad I witnessed in Selim Shah ? Neither do I find that the love and affection which I have ever borne him has for a moment been diminished. What if, through the misguidings of the Evil One, he should, for an instant, have been led astray from his filial duty, is he not my eldest born, and as such the heir to my throne: to that throne which by the institutes of my race belongs to the eldest son and descends to him who is in years younger? But the six months wide territory of Bengal I bestow upon Khosro." "Having received these assurances from my father's lip," continues the Royal author, "the specious hypocrites repaired in numerous groups to my presence, in such throngs indeed that people had scarcely room to breathe. The chief intriguers seemed penitent of the part they had taken, and acknowledging their folly, cordially resolved on yielding to me, without further opposition, every proof of submission and allegience. ...My father sent me one of his dresses, with the turban taken from his own brows, and a message, importing that if I were reconciled to live without beholding the countenance of my father, that father, when I was absent, enjoyed neither peace nor repose. The moment I received the message, I clothed myself in the

dress and in humble duty proceeded into the castle. On Tuesday, the 8th of the month, my father drew his breath with great difficulty; and his dissolution being evidently at hand he desired that I would despatch someone to summon every ameer, without exception, to his presence 'for I cannot endure,' said he, 'that any misunderstanding should subsist between you and those who, for so many years, have shared in my toil and been the associates of my glory.' Anxious to to comply with his desire, I directed Khwaja Weissy to bring the whole of them to the dying monarch's sick chamber. My father, after wistfully regarding them all around, entreated that they would bury in oblivion all the errors of which he could be justly accused, and proceeded to address them in the following terms, arranged in couplets.

" Remember the repose and safety which-blessed my reign,
The splendour and order which adorned my court, O remember,
Remember the crisis of my repentance, of my oft revolving beads,
The canopy which I prepared for the sanctuary of the Kaabah;
Let the tear of affection shed rubies over my dust,
In your morning orisons turn your thoughts to my soul;
Let the tear of affection shed rubies over my dust,
In your morning orisons turn your thoughts to my soul;
Let your evening invocations irradiate the gloom of night,
Do not forget the anguish of the tear-flowing eye,
When the chill winds shall visit your courts like the autumnal blast,
Think on that cold hand which has so often scattered gold among you."

He added the following stanza of four lines:

" Didst thou see how the sky shed around its flower-like fascinations?
My soul is on the wing to escape this rage of darkness,
That bosom, which the world was too narrow to contain,
Has scarcely space enough to inspire but half a breath."

" Here I perceived that it might indeed be this mighty monarch's latest breath and that the moment was arrived for discharging the last mournful duties of a son. In tears of anguish I approached his couch, and sobbing aloud I placed my head at my father's father's feet. After I had then passed in solemn sorrow thrice round him, the dying monarch, as a sign auspicious to my fortune, beckoned to me to take his favourite scimitar, Fatteh-ul-Mulk the conquest of empires), and in his presence to gird it round my waist. (To continue)

# રિવ્યુ કોલમ.

## ચિત્રમય જગત.

( ગુજરાતી માસિક. )

વાર્ષિક લવાજમ રૂ. ૩-૮-૦.

પુનાવાળાં જાણીતા ઉપલાં નામના મરાઠી પેપરનું આ ગુજરાતી માસિક ધીરે ધીરે ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં ઠીક ઉછાળો મારતું જાય છે. આ માસિકમાં કિમતી લેખો ચાલુ પ્રગટ થાય છે અને તે લેખો ઘણાખરા ચિત્રોયુકત હોય છે. તે ઉપરાંત ખાસ ચિત્રો પણ સારી સંખ્યામાં આવે છે. આગળ આ માસિકને વાર્તાની નામની ઠંડક લાગતી હતી તે થોડુંક થયું નીકળી ગયલી છે. દરમાસે લડાઇને લગતા નકશાઓ સાથની કિમતી નોંધો આપવામાં આવે છે. માર્ચ અંકમાં કૃષ્ણ શિષ્ટાપતું આખાં પેજનું ચિત્ર મનન કરવા જોગ છે. મૂર્તિપુંજા શા માટે કરવામાં આવે છે તેનો સુંદર બયાન કરવામાં આવ્યો છે. પ્રાચિન દીલ્હીનાં બે ચિત્રો તથા વસન્ત સત્કારનું ચિત્ર સુંદર છે. લોકમાન્ય તીલક મહારાજને તે પછી વિજ્ઞપ્તિ કરવામાં આવી થોડાક હોમરૂલરોનાં ચિત્રો આપ્યાં છે. તે પછી મહાત્મા ગાંધી શ્રીની સત્યાગ્રહની લડતપર વિવેચન થયું છે. લડાઇના રમુજી ચિત્રો સારાં છે. આ માસિકની ભાષા શુદ્ધ ગુજરાતીની નવી સ્કુલની છે. હમારી અજાયબી એ છે કે આ માસિકે હજી શા માટે કોઇ પારસી લેખક અજમાવ્યો નથી? આ માસિકને તેના સંપાદક મી. તુલજાશંકર યાજ્ઞિકને હમો દરેક શાબાશી આપી ફતેહ ઇચ્છીએ છીએ.

મળવાનું ઠેકાણું. ચિત્રશાળા પ્રેસ. સીટી-પુના.

## વીસમી સદી.

( ગુજરાતી માસિક )

વાર્ષિક લવાજમ રૂપીઆ ૬-૦-૦

જાણીતા મોહમેદન લેખક ને કવિ મી. હાજી મહમદ અલ્લારખ્યા શીવજીનું આ વિખ્યાત માસિક દિન પ્રતિદીન પૂરતા જોશ ને વેગમાં આવતું જણાય છે. ગુજરાતીમાં માસિકો તો ડગલે ડેર નીકલે છે અને એકાદ બે યા વર્ષમાં પાંચ પચીસ ચિત્રો આપી પોતાનાં માસિકને ચિત્રમય ઓળખાવવાનો અભખરો રાખે છે તેવાઓને વિસમી સદીએ નરીજ પાડ શીખવ્યો છે. આ માસિકમાં દરેક અંકે ઓછામાંઓછા ત્રીસથી ચાલીસ ચિત્રો આવે છે. આ ચિત્રો કાંઇ કદર બિહામણાં કે બચ્ચાંને 'બાઉ રે' કરી બ્હીવડાવવા કામ લાગે તેવાં નથી. હુન્નર-મંદી શું છે, ચિત્રમય લખના કેવી છે તે આ માસિકેજ ગુજરાતી વાંચકોને બતાવ્યું છે. અત્યાર સુધી આવાં ચિત્રમય અંગ્રેજી માસિકો જોઇ આપણે છક્ક થઇ જતા હતા પણ આ માસિકે તો અવધીજ કરી છે. બીશક આ માસિક ખાસ કરીને સુંદર ચિત્રો માટે વખણાતું હોય તો તેમાં નવાઇ નથી. તેનો વસંત અંક ઘણો મનોરંજક ચિત્રોથી ભરપૂર છે. દરેક લખાનને ચિત્રમય કરવાની પેરવી કરી તે વધુ આકર્ષક કરવામાં આવ્યો છે. વાર્તાઓનાં પણ સુંદર ચિત્રો આપવામાં આવ્યાં છે. આવી સખત મોંઘવારીમાં રૂપીઆ છ ના લવાજમમાં કેમ પરવડતું હશે તે એક સવાલ છે. બીશક આ માસિકને જાહેર ખબરોનો સારો ટેકો છે તે છતાં હજી તેને ગુજરાતી વાંચક તરફથી વધુ મદદની જરૂર છે. આ માસિક પણ પારસી લેખકોને ઓબકેટ કરનારામાંનું એક છે. હરી, એ તો જેવા જેના વિચાર-પારસીઓએ ગુજરાતી સાહિત્યની એવી સેવા બજાવેલી છે કે તેમને બીજી ત્રીજી વાતની જરૂરજ નથી. ભલા ભાઇ શીવજી કદાચ હમારાં અહ્નના માસિક ગુલશનથી અંજાણ તો હરીજ નહિ એમ હમો માન્યે છીએ. એમના એક આગલા અંકમાં

પ્રોફેસર સરકારનું જીવન વૃતાંત આવ્યું હતું. આ નામિચા નરનાં વિખ્યાત ઇતિહાસને ગુજરાતીમાં રજુ કરવાનું આ માસિક ને માન મળેલું છે તે એઓ ભાઇ કાં ભૂલી ગયા હશે?

અમો મી૦ શીવજીને દરેક સ્નેહ ઇચ્છી તેમના આ સુંદર સહાસ માટે ધન્યવાદ આપીએ છીએ

મળવાનું ઠેકાણું—૧૮૭ સેમ્યુઅલ સ્ટ્રીટ, માંડવી, મુંબઇ.

## અબળાનો કીનો.

લખનાર—મી. અરદેશર ખ. દેસાઇ.

કિંમત રૂ ૧-૪-૦

મી. દેસાઇ જેઓ નવરંગ માસિકના માલેક ને અધિપતિ છે તેમના તરફથી પોતાની કલમથી લખાયલી બે વાર્તાઓનું ૧૩૮ પાનાંનું આ નાનકડું પુસ્તક છે. પહેલી વાર્તા અબળાનો કીનો અંગ્રેજી સંસારી છે. વાર્તાનું ચિત્ર સાદું પણ સુંદર છે. એક સ્ત્રી કેટલી હદ સુધી વેરના આવેશમાં ઠંખેલ બને છે, તથા એક સ્ત્રી પોતાના ધણીની બદમાશી જાણવા છતાં કેવી તેને ટેટે બાઝી રહે છે તેનાં સુંદર ચિત્રો દોરવામાં આવ્યાં છે. વાર્તાનો નાયક પોતાની કહેવાતી જીંદગીને ખાતર પોતાની વહાલી પ્રિયાપર ચોરીનું તહોમત ખુશીથી મુકવા દે છે બલકે તેમ કરવા તેણીને લલચાવી, આખરે તેણીને તજી કેવી દુખદ જીંદગી ગુજારે છે તે બાપલા કારધાઓ માટે વાંચવા જોગ છે. આ વાર્તા ૧૧૨ પાનાંની છે. બીજી નાની વાર્તા "નકી લગ્નના લગ્ન" પણ અંગ્રેજ સંસારી સારી વાર્તા છે.

મી. દેસાઇનાં એક આગલાં પુસ્તકના રિવ્યુમાં જોડણી તરફ વધુ લક્ષ આપવા હમો સુચવી ગયા. હના—કમનસીબે પારસી લેખકોના મોટા ભાગમાં આ દોષ ચાલુ રહેલો છે એટલે એકલા મી૦ દેસાઇનેજ કંટમાંથી પકડવાની જરૂર નથી. આ પુસ્તકની પ્રસ્તાવના પણ હમોને નહિ ગમી. આગલાં પુસ્તકમાં એઓ એક ભલા ભાઈ સામે કટાક્ષ કરી ગયા હતા ત્યારે આ પુસ્તકમાં કયસરે હિંદને ઉધડું લીધું છે! આ વાર્તા સાથે કયસરે હિંદને કે મી૦ દેસાઇના અંગત ખોલાસાને શું લાગતું વળગતું છે તે હમો સમજી શકતા નથી. પોતાનો જવાબ આપવા માટે એ ભલાભાઇ પાસે જોઇતું સાધન છે તો તેનો ઉપયોગ શા માટે ન થાય? હમારા ધારવા મુજબ આ જાતની તારીખીથી પુસ્તક નિરાળું રહે તેમાંજ ફાયદો છે. હમો આ નાનકડાં પુસ્તકનાં સુંદર ગેટઅપ માટે મી. દેસાઇને મુબારકબાદી આપીશું. ઉંહ! પણ એ જાહેર ખબર વાંચન સાથે કાં?

આ નાનકડું પુસ્તક વાંચવા જેવું છે ને તે માટે હમો સહેલ ભલામણ કરીશું.

મળવાનું ઠેકાણું—૭૫, બજાર ગેટસ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

## જૈન એસોસીએશન ઓફ ઇંડયાનો

સંવત ૧૯૭૩ નો રિપોર્ટ.

ઉપલી સંસ્થા ઘણા ઉંચ ઉદ્દેશથી સ્થપાયલી જણાય છે. તે માટે સાતેક ઉંચ લક્ષ્ય બિંદુઓ રાખવામાં આવ્યાં છે. આ સંસ્થા તરફથી જઇન કોમ માટે ઘણું સારૂં કરવામાં આવેલું જણાય છે. આ એસોસીએશને પોતાની કોમ માટે સસ્તાં બાડાંની ચાલ બાંધવાનો સવાલ જે રીતે ઉપાડી લીધો છે તે રીતે જોતાં કોમ માટે સારૂંજ પરિણામ આવી શકશે. આ શુભ પગલાંનું અનુકરણ અન્ય કોમોએ કરવાની જરૂર છે. હમો આ એસોસીએશનને દરેક ફતેહ ઇચ્છીએ છીએ.

# સુલતાને સુલેમાની!

## ( આરસેની લુપીનનું છેવટનું પરાક્રમ )

( એક દીલકશ વાર્તા—ગુલશન માટે ખાસ )

લખનાર—ભાગલ્યા.

( આગલાં પ્રકરણોનો ટુંક સાર. )

ફ્રેંચ પોલીસના વડા મસ્યુર ગેબોરયોની ઓફીસમાં એક મીટીંગ મરહુમ કોસમો મોર્નિંગ્ટનનું વિલ સાંભળવા બોલાવવામાં આવી હતી. જેમાં હાજર થવા અમેરિકન એલચી ખાતાંના તથા પેરુવ્યન એલચી ખાતાંના વડા સેક્રેટરીઓ, મેજર કાઉંટડી લામોર, સોલીસીટર મસ્યુર જુથ્યાન અને ડૉનલુઇ પેરેના હતા. પોલીસના વડાને મળવાને તેનો ઇન્સપેક્ટર વેરોટ આવ્યો જેને ચોક્કસ કામ સોંપવામાં આવ્યું હતું. પોલીસનો વડો ન મળવાથી તેણે સેક્રેટરીને કાગળ તથા પારસલ આપ્યાં. બહાર જતાં પોતાની તબ્યત બગડવાથી તે પાછો આવ્યો. તે સેક્રેટરીને બધી વિગત કહેવા ગયો તેવામાં તેની આંખે ચક્કર આવ્યાં ને સેક્રેટરીના ઓરડામાં જવાને બદલે પોલીસના વડાના ડ્રેસીગ રૂમમાં ગયો ને ત્યાં બેશુધ્ધ થઇ પડયો.

મરહુમે પોતાનું વિલ કર્યા બાદ મરણ પછી પોતાના સોલીસીટરને તે પોલીસના વડાની સમક્ષ ખોલવા ફરમાવ્યું હતું.

મરહુમે પોતાના માતાના સગાંઓને શોધવા ઘણી કોશીશ કરી હતી પણ ફાવ્યો ન હતો ને તેનું મરણ નીપજ્યું હતું. તે વિલ મુજબ તેણે પોતાના મિત્ર ડૉન લુઇ પેરેનાને દશલાખ ફ્રાંક આપવા ફરમાવ્યું હતું. ત્રણ અબજ ફ્રાંક અમેરિકા ખાતે ધાર્મિક ને કેળવણીની સંસ્થાઓ સ્થાપવા આપ્યા હતા તથા બાકીનાં ૯૦ લાખ ફ્રાંક પોતાની માસીઓને યા તેમનાં એક પછી એક વારેસોને શોધી આપવાનું ફરમાવ્યું હતું. આ માટે એવી શરત હતી કે વિલ વંચાયા પછી બે દીવસે જુસ્તેજો કરવી ને બે મહિનામાં પાછી મીટીંગ બોલાવી જે વારેસ મળે તેને તે એનાયત કરવી. તેમ ન થતા બધી દોલત ડૉન લુઇ પેરેનાને આપવી ને તે જો ન કબુલે તો તેમાંથી યુનીવર્સિટિ સ્થાપવી ને પોલીસને મદદ કરવી.

વિલ મુજબ ડૉન લુઇ પેરેનાને લગતી તપાસ થઇ તેમાં તેની અચુક ખાતરી આપવામાં આવી. આ શખ્સને આરસેની લુપીનનાં મરણ પછી આખું લશ્કર શાહુચોરનાં નામથી ઓળખતું હતું કેમકે તેનામાં તેવીજ અદભૂત શક્તિઓ હતી.

વાતપરથી વાત નીકળતાં કોસમો મોર્નિંગ્ટનનાં મરણની વાત નીકળી. ઓપરેશન નિષ્ફળ જવાનું કારણ પેરેનાએ માનવા ના પાડ્યું ને સાંભળેલી વિગતોપરથી તેણે સાબેત કરી આપ્યું કે મરનારને કોઇએ ઝેર આપ્યું હતું.

ઇન્સપેક્ટર વેરોટની બધે બધ તપાસ કરવા છતાં તે કયે મલ્યો નહિ. સાંભળેલી વિગતો પરથી ડૉન લુઇએ અનુમાન કર્યું કે તે ત્યાંજ હશે. તપાસ કરતાં સાહેબ બહાદુરના ડ્રેસીંગ રૂમમાંથી તે બેશુધ્ધ હાલતમાં મળી આવ્યો. ગમે તેવી કોશેશ કરવા તે બાપડો જલદીથી મરણ પામ્યો. તેજ રાત્રે બે ખુન થવાની વિગત ઇન્સપેક્ટરે જણાવેલી હોવાથી બધા અજબ થયા.

આ વખતે મસ્યુર હેનરી ફોવીલે નામનો એક શખ્સ પોલીસના વડાને મળવા આવ્યો. ઇન્સપેક્ટર વેરોટે જણાવેલું આડું નામ તેને મળતું આવતું હતું. તે આવતાં સમેત વેરોટનાં ખુનની વિગત સાંભળી ખુબ રડયો. કોઇ પણ જાતનો ખોલાસો કરવાની તેણે ધસીને ના પાડી. તપાસમાં જણાયું કે કોસમો મોર્નિંગ્ટનની દોલતનો તે વારેસ હતો, પોલીસના વડાએ તેની સંભાળ રાખવા ડીટેકટીવ સારજંટ જેરોમને ડૉન લુઇની સાથે મોકલ્યો. આ બંને પહેલાં હોટેલમાં ગયા અને ત્યાં ખાતરી કરી કે કોઇ તે ડીટેકટીવ પછી

હોટેલમાં આવી તેની નજદીક બેઠો હતો ને મરનારની પેઠે કાગળો લખ્યાં હતાં. તેનું આબેહુબ વર્ણન આપવામાં આવ્યું.

ત્યાંથી બહાર નીકળતાં કોઇ પૂંઠે આવવાનો શક પડતાં ડૉન લુઇએ પેરૂવ્યન સેક્રેટરીને બહાર ખેંચી કાઢયો. ત્યાં થયલા ખોલાસા પરથી જણાયું કે ડૉન લુઇને તેનું આ નામ મેળવી આપવા તે સેક્રેટરીએ મહેનત કરી હતી ને બધાં ખોટાં કાગળો ઉભાં કીધાં હતાં ડૉન લુઇ તો કોઇ બીજોજ હતો. તે શું માંગતો હતો તે માટે પૂછતાં તેણે પચાસ હજાર ફ્રાંક માંગ્યા. હોછી તોછી પછી ડૉન લુઇએ તેને આપેલા દશ હઝાર ઉપરાંત બીજા વીસ હજારનો ચેક આપ્યો કેમકે મોર્નિંગ્ટનના વીલ મુજબ તેને દશ લાખ ફ્રાંક મળનાર હતા. સારજંટ જેરોમની રીફડી ફાટી ગઇ ને તે ડૉન લુઇને પોતાની વડા આગળ લઇ જવા તૈયાર થયો. તેવામાં ડૉન લુઇએ પોતાની ઇધાની આપી તેનું ચોકસ નામ જણાવ્યું કે તે દઘાઇજ ગયો, કેમકે તે કોઇજ નહિ પણ તેનો કહેવાતો મરણ પામેલો સરદાર આરસેની લુપીન હતો. સારજંટે સાફ જણાવી દીધું કે તે હવે બદમાશી કરવાનો નહતો. બંને ફોવીવેને ત્યાં ગયા. પહેલાં તો તે ઇન્જનેરે વાંધો ઉઠાવ્યો પણ પાછળથી તેમને રાખવા કબુલ થયો. તેને ખુલાસો કરવા બહુ વિનવવામાં આવ્યો પણ તેણે માન્યુ નહિ. આખરે દશ વાગતે સુતી વખતે તે ચમકીને ઉઠયો ને રડવા લાગ્યો, કેમકે તેને લાગ્યું હતું કે તેનું મોત નક્કી હતું. પોતાની તીજોરી ઉઘાડી તેમાંની એક પાકીટ બતાવી તેમાં દરેક વિગત આ બાબતને લગતી હતી એવું જણાવી પોતાનું ખુન થાય તો વેર લેવા તેણે જણાવ્યું. તે આગમજ તેની વાઇફ આવી ગઇ હતી. પણ બ ને વચ્ચે ઘણી દોસ્તી હોય તેમ જણાયું નહિ. તે સુતો ને ડૉન લુઇ સારજંટ સાથે તકેદારી રાખવા ચાલમાં બેઠો. સારજંટ સુઇ ગયો. અઢી વાગતે તેઓ બને તે ઓરડામાં ગયા તો ફોવીવે સુતેલો જણાયો. પાંચ વાગતે સારજંટને સુતેલો જણાયો. પાંચ વાગતે સારજંટને ગડબડ કરતો જોઈ ડૉન લુઇએ ધમકાવ્યો તે છતાં તે ઇન્જનેર જાગ્યો નહિ એટલે તેઓ તેને જગાડવા ગયા. તેમ કરતાં રખે તે મરી ગયો હોય તેની તેમને ધાસ્તી પેઠી.

# પ્રકરણ ત્રીજું (ચાલુ)

## કીસ્મતની કમબખ્તી.

'સરદાર, તમારૂં ભેજું ચકાસ્યુંછ તો નથીને?'

'ના...ના... મને સમજ નહિ પડતી...ફકત...મને કાંઇક લાગણી થાય છે કે હું મોતની હાજરીમાં ઉભો હોઉં.'

પોતાના હાથમાં બત્તી સાથે તે બીછાનાંની સામે ઉભો-તે કે જે દુન્યામાં કશી ચીજથી ડરતો ન હતો. તે હવડાં હેનરી ફોવીવેના મોઢાંપર બત્તીનો પ્રકાશ નાખવા સાફ સાફ ડરતો હતો. ત્યાં ઘોર જેવી ચુપકીદી પથરાયલી હતી.

'સરદાર એ તો હીલતો બી નથી!'

'સમજ્યો...સમજ્યો...આખી રાત એક કોરેજ એ કેમ પડી રહ્યો તે હવેજ સમજ્યો અને તેથીજ મને ડર લાગે છે તો.'

હવે તે હિંમત કરી આગળ આવ્યો. બીછાનાને તે લગભગ અડકીને હવડાં ઉભો હતો.

ફોવીવે દમ લેતો હોય તેમ જણાયોજ નહિ.

હવે તો દ્રઢ મન કરી પેરેનાએ તેનો હાથ પકડ્યો.

તે બરફ જેવો ઠંડો ગાર હતો.

આ ભય જોતાંજ ડૉન લુઇ ફરી પાછો એકદમ સ્વસ્થ બની ગયો.

'બારી! બારી ખોલ!' તેણે બરાડ પાડી.

ઓરડામાં રોશની ફરી વળતાં તેના ઉજાસમાં તેણે તે કમનસીબ શખ્સનો ચ્હેરો જોયો તો બૂરી દાઘાઓથી ભરાઇ ગયલો જણાયો.

'ઓહ' તે ધીમા અવાજે પટપટયો. 'એ તો મરી ગયો!'

'ઠાર માર્યા...માર્યા ઠાર!' સારજંટ જેરોમ તે દેખાવ જોતો પટપટયો.

બે ત્રણ મીનિટ સુધી ભયથી ત્રાસી જઈ, તે શયતાનિક આફત સામે લાઇલાજ બનવા માટે અશકત થઇ તેઓ ધ્રુજતા ઉભા. એકાએક પેરેનાને કાંઇક ખ્યાલ આવ્યો. તે ગોળ દાદર પર થઇ ને દોડતો ગયો, ને ત્યાંના ઓરડામાં ગયો.

એડવર્ડ ફ્રેવીલે પણ જડ થઇ બીછાનામાં પડેલો હતો. તેનો ચ્હેરો ફીકોફચ થઇ ગયલો હતો અને કલાકોનો તે ગુજર પામેલો હતો.

'ઠાર માર્યા ... માર્યા ઠાર!' જેરોમ પટપટયો.

પેરેનાની આખી સાહસિક જીંદગીમાં તેને હાલના જેવો દયાહિણ ને સખત ફટકો પડયો નહતો. તે ફટકાથી તે ગોયા સદંતર આજેજ થઈ નસીસ પડી ગયો. બોલવાની કે કામ કરવાની તેનામાં શક્તિ રહીજ નહિ. બાપ બેટા બંને સાથે મરી ગયા હતા! તેઓને એકજ રાત્રે મારી નાંખવામાં આવ્યા હતા. થોડાક કલાક પર તો તેણે તે મકાનમાં આવ જાવનું દરેક સાધન બંધ કર્યું હતું છતાં ઝેરી સુઇયાના તે બાપડાઓ ઇન્સ્પેકટર વેરોટ ને કોસ્મો મોર્નિંગ્ટનની પેઠે ભોગ થઇ પડયા હતા.

'માર્યા ઠાર!' વળી પાછો જેરોમ બરાડયો. 'આ ગરીબ બીચારાઓને બચાવવા જે હિમત કરવાની જરૂર ન હતી. આવું કામ આપણાથી થાયજ કેમ?'

આડકત્રી રીતે તે પેરેનાને આ માટે ઠપકો આપતો હતો, જે સમજી જઇ તેણે કબુલ કરતાં કહયું,

'તારૂં કહેવું ખરૂં છે, જેરોમ. મારાથી શું જો પાપડ ભાગે તેમ નથી.'

'તે હું શું ઉકાળી મરવાનો હતો જે?'

'બીશક, હું તો આ બાબત ફકત ગંઇ સાંજથીજ જાણુંછું જ્યારે આપણા હરીફિતો મહીનાઓ થયાં તે પર મંડેલા છે ... ગમે તેમ પણ આ બને મરણ પામ્યા છે ને હું, શાહુચોર આર સેની લુપીનની નજર સમક્ષ તેઓનો જાન ગયો છે...યા ખુદા! મને બનાવવામાં આવ્યો છે! મારી આંખની કાજળ કાઢવામાં આવી છે ને હું જાણે આંધળો ભિંત હોઉં તેમ કશું જાણી કે સમજી શકયો નથી....ઓહ તે કેમ બને?'

તેણે તે ગરીબ છોકરાનાં ખભાં ખુલ્લાં કીધાં. ખભાં પર સોય ભોંકેલી જણાતી હતી.

'આ નિશાની ઘણી ખરી એના બાપપર આપણુંને જણાશે... છોકરાને કાંઇબી ઇજા થઇ હોય તેમ લાગતું નથી... ગરીબ બીચારો! દેખીતો નાતવાન છે; છતાં ફાંકડો ચ્હેરો છે. બીચારી એની મમા તો સાંભળતાં ફાટી જશે!'

જેરોમની આંખમાં દયા ને ગુસ્સાને મારે આંસુ આવી ગયાં ને તે 'માર્યા ઠાર...ઠાર માર્યા' કરી પટપટયા કીધો.

'આનું વેર આપણે જરૂર લઇશું, જેરોમ?'

'જરૂર, સરદાર. બેવડું નહિ પણ દશ ગણું.'

'એકજ ગણું હશે તો બસ છે, જેરોમ ! આપણે તે ખરાં જીગરથી લઇશું એટલે વધુની જરૂરજ ન રહેશે.'

'સેવક તે માટે સોગંદ લેવા તૈયાર છે.'

'બરાબર કહયું. ચાલ આપણે સોગંદ લઇએ કે આ બેવડાં ખુનનું આપણે વેર જરૂર લઇશું ને ખુનીઓને હક ઇનસાફ ન મળે ત્યાં તુલીક ચુપ રહીશું નહિ.'

'સરદાર, પાક ખુદા ના મને તે બાબે કસમ છે.'

'ઓલરાઇટ' પેરેના બોલ્યો. 'ચાલ, હવે કામ પર મંડયે. તું જા ને પોલીસ ઓફીસને ટેલીફોન કર તારો વડો આ કેસમાં બહુ ઉલટ લે છે એટલે તારી ઉતાવળ તેને બહુ ગમી આવશે.'

'જો નોકરો આવે તો ? જો મેડમ ફોવીલે આવે તો...'

'બારણાં ઉઘાડયા સિવાય કોઇપણ આવવાનું નથી. તેણીને વિધવા થવાની ને બચ્ચું ગુમાવવાની ખબર કહેવાનું કામ તારૂં નથી. તે તારા વડાનું છે. જા, દોડ, ઉતાવળ કર.'

'જરા સબુર, સરદાર, આપણે એક ચીજ તો ભૂલી જઇએછ જે આપણને બહુ ઉપયોગી થઈ પડનાર છે.'

'તે શું ?'

'પેલી તીજોરીમાં રાતાં પૂઠાંવાળી પાકીટ છે તે ! તેમાં મશ્યુર ફોવીલે પોતા પરની તમામ હકીકત જણાવેલી છે.'

'હા, બરાબર !' પેરેના બોલ્યો. 'તારી અટકળ ખરી છે. ગઈ રાત્રે તે પેલા છ શબ્દો ફેરવવાનાં ભૂલી ગયો હતો અને તીજોરીની ચાવી તો હયાં ટેબલ પરજ છે. એટલે આપણને કામ લાગશે ખરી.'

તેઓ નીચે દોડયા.

'મને તે જોવા દો' જેરોમ બોલ્યો. 'તમારા કરતાં હું પોતે તીજોરી ખોલીશ તો કાયદાનો બાધ આવશે નહિ.'

તેણે કુંચીનો ઝુમખો લીધો; કાચનો કેસ હઠાવ્યો ને કુંચી ખોસી ડૉન લુઇ કરતાં પણ વધુ ઇન્તાસાથી તે ફેરવી. આહ ! હવડાં તેઓ તે મહાન ભેદ ઉકેલનાર હતા. તે મરણ પામેલો શખ્સ પોતાના ખુનીઓનો ભેદ ખુલ્લો કરનાર હતો.

'યઅલાહ, કેટલો બધો વખત થયો' ડૉન લુઇ બરાડયો. જેરોમે તે તીજોરીમાં પોતાના બંને હાથો ખોસી કાગળ્યાં તપાસવા માંડયાં.

'લાવની, જેરોમ, શું કરી મરેછ ?'

'શું ?'

'ડાયરી !'

'નથી.'

'એટલે, શું બકી મરેછ ?'

'સરદાર, ડાયરી નથી. કોઇ ઉપાડી ગયુંછ.'

ડાનલુઇએ પોતાના હોઠ પર ધસી આવેલા શબ્દો ગળામાં ઉતાર્યા. તે ડાયરી જે તે મરહુમ ઇજનેરે તેમની નજર આગળ તીજોરીમાં મુકી હતી તે ગુમ થઇ ગઇ હતી.

'આહ. બદમાશો ! ત્યારે તેમને ડાયરીની ખી ખબર હોવીજ જોઇએ!' જેરેમ દુખના ચમચમાટમાં બરાડ્યો.

'અલબત તેમને ખબર હશેજ. આપણા કરતાં કંઇ ઘણી વિગતોની તેમને ખબર હશેજ. મને લાગે છે કે આ બદમાશો સાથે આગળ ચાલતાં આપણને ઝાઝું કામ લેવું પડનાર છે. હવે વખત ખોહવામાં સાર નથી. તું ટેલીફોન કર.'

જેરેમે તેમ કર્યું. તુરત તેને જણાવવામાં આવ્યું કે સાહેબ બહાદુર ટેલીફોન આગળ આવતા હતા. તે થોભ્યો.

થોડી મીનિટમાં પેરેનાં જે ત્યાં આમ તેમ ફરી ઓરડામાંની દરેક ચીજ ધ્યાનથી તપાસતો હતો તે હવે ત્યાં આવી બેઠો. તેનો ચહેરો અતિ ઘણો વિચારવંત હતો. તે વિચારના વમળમાં વિંટળાયલો હતો. એકાએક તેની નજર કુટની રકાબી પર પડતાં તે બબડયો,

'હશે ! આતો ચારને બદલે ત્રણજ શેષ છે. ત્યારે એણે ચોથું ખાધું હોવું જોઇએ.'

'હા, તેણે તે ખાધું હશેજ !' જેરેમે ટેકો આપ્યો.

'બનવા જોગ નથી, કેમકે તે તો તેને કાચાં ઢોર જેવાં સમજતો હતો.'

તે હવે ટેબલપર પોતાની કોણી મુકી દેખીતો વિચારમાં પડયો. બે મીનિટ પછી તેણી નીચે નમાવેલું પોતાનું માથું ઉંચકી કહ્યું.

'આપણે આ ઓરડામાં આવ્યા તે આગમજ ખુન થયલું હતું. બરાબર સાડાબારને અમલે તે થયું હતું.'

'તમે કેમ જાણ્યું, સરદાર ?'

'આ બીચારાના ખુની યા ખુનીઓએ ટેબલપરની ચીજો ઉપાડતાં તે પરનું ઘડયાલ નીચે નાંખેલું જણાય છે કે જે મસ્યુર ફેવીલે કુંચી આપી ટેબલપર મુકયું હતું. મારા વહાલાઓએ ઘડયાલ પાછું મુકેલું છે પણ પડતાંજ આંચકાથી તે બંધ પડી ગયલું છે. બરાબર સાડાબાર વાગતે તે બંધ પડયું છે.'

'ત્યારે, સરદાર, આપણે બે વાગતે ત્યાં આવ્યા ત્યારે આ સામેના કોચપર તેમજ ભાળપર ભૂકદાંજ પડેલાં હતાં ને ?'

'હા.'

'પણ એ બદમાશો કેમ અંદર આવ્યા હશે ?'

'આ બારણાઓથી કે જ્યાંથી બાગમાં જવાય છે ને ત્યાંથી બહાર મહોલ્લામાં જઇ શકાય છે ?'

'ત્યારે તો તેમની પાસે તાળાંઓની ચાવીઓ હશે ?'

'હોવીજ જોઇએ.'

'પણ આપણી પોલીસ બહારથી તપાસ રાખે છે ને ?'

'તે હજી તપાસતી હશેજ. એ લોકની તપાસ આપણે કયાં નથી જાણતા ? એક છેડેથી નીકળી આંખ વીંચી બીજે છેડે વેર જશેતો તે અરસામાં વચ્ચેથી તેમની પીઠ પાછળ કોઇ સટકી જાય તેનું તેમને ભાન હોતું નથી. મને લાગેછ કે એજ રીતે એ લોકો આવ્યા ને ગયા હશે.'

સારજંટ જેરેમ ઠરીઠામ થઇ ગયો. તે ખુનીઓની હિંમતને ચપળાઇ તથા કામ કરવાની ફુનેહ જોતાં તે ભારે ગુંચવાડામાં પડયો.

' જબરા મદારી હોવા જોઇએ ', તે બોલ્યો.

' મદારી ! પોર્યા, પોર્યા, તું ભૂલે છે. મદારીના બાપ લાગેછે. મને લાગે છે કે ખુનખાર લડાઇ થશે. મારા વહાલાઓએ તો જબરો દાવ સાંધ્યો છે ! '

ટેલીફોન ચંગ વાગ્યો. ડૉન લુઇ જેરામને પોતાના વડા સાથે વાત કરતો છોડી ટેબલપરથી કુંચીનો ઝુમખો લઇ નીકળ્યો તેણે દરવાજાનું તાળું ખોલી, અડંગરો ઉઘાડયો ને બહાર બાગમાં પોતાની શોધને અનુસાર કાંઇ નિશાન મળે તે જોવા ફરવા લાગ્યો.

આગલા દિવસની પેઠે તેણે પોલીસના બંને માણસોને એકથી બીજી બાજુએ નિયમિત પાહરો ભરતા જોયા તેઓ તેને જોઈ શકયા ન હતા. તેમની ઢબ ઢબ પરથી એમજ જણાતું હતું કે મકાનમાં જે ગમે તે થઇ જાય તે સાથે તેમને કશું લાગતું વળગતું ન હતું. તેઓ તો ફકત બહારનો દરવાજો સંભાળવાને બંધાયલા હતા.

' મુવો હું અફગ ! ' પેરેના તે જોઇ પડપડયો. ' જે લોકો કામની અગત્યતા સમજે નહિ તેવાને કામ સોંપે તે પછી એમજ તો ! મારૂં બેજુંબી કેથું ચરવા ગયલું લાગે છે. '

બારીકીથી તપાસ કરતાં રેતીપર પડેલાં પગલાં છાપ તરફ તેનું ધ્યાન ખેંચાયું તે છાપ ખુલ્લો નહતો એટલે કેવા આકારનું ખુર હતું તે તે જાણી શકયો નહિ, છતાં તે કોઇનાં પગલાં હતાં ટીકત જ્યોકિ તેની ખાત્રી થઇ. ત્યારે તે બદમાશો આ રસ્તે થઇને ગયા હતા ખરા !

' હા, બરાબર, તેનો ચ્હેરો ખૂશાળ બની ગયો. રસ્તાની એક બાજુએ, ઝાડોની છાયામાં તેણે રેતવાનાં ભૂલી ગયો હોય, જેનો આકાર તેને કાંઇ અજબ જેવો મળતો લાગ્યો. તે વાંકો વળ્યો. તે પેઠું ગશે ખરી.' ી ફૂટની રકાબીમાંથી ગુમ થયું હતું.

તેઓ નીચે દોડયા. ' કોરીસે એ તે કાંઇ ખાધેલું નથી ત્યારે આ તો કોઇ તેઓમાંનો

' મને તે જોવા દો ' જેરામ બોલતાં જતાં બે ધ્યાનપણે તેના હાથમાં એ ગબડી પડયું હશે ને ાધ આવશે નહિ.'

તેણે કુંચીનો ઝુમખો લીધો; કાચની તપાસ્યું.

જ્ઞાસાથી તે ફેરવી, આહ ! હવડાં તેઓ તે મહાનવા જોગ છે ? '

ાતાના ખુનીઓનો ભેદ ખુલ્લો કરનાર હતો. પ્રમક્ષ ખુલ્લા આકારમાં

' ધન્યવાદ, કેટલો બધો વખત થયો ' ડૉન લુઇ બરાડયો. જેરામે તે તીજોરીમ પર પણ વિશ્વાસ ાધો ખોલી કાગળ્યાં તપાસવા માંડયાં. ી તે કરડી ખાધું

' લાવની, જેરામ, શું કરી મરેછ ? '

' શું ? '

' ડાયરી ! '

' નથી. '

' એટલે, શું બકી મરેછ ? '

' સરદાર, ડાયરી નથી. કોઇ ઉપાડી ગયુંછ.'

ડૉનલુઇએ પોતાના ગોઠા પર ધસી આવેલા શબ્દો ગળામાં ઉતાર્યા. તે ડાયરીયલાંની એ સાથે

ગ છે કે તેઓમાંનો
ી જાણુ વગરજ પડી
? તેણે આજુબાજુ
દાંતોની બે હાર તે

'વાઘના દાંત!' તે બેવડી ઇયાની જોતાં ાન લુઇ પોતાની નજર ખસેડયા વિના પરપર્યો. 'વાઘના દાંત! ઇન્સપેકટર વેરોટના ચોકલેટ પર પડેલા આબાદ દાંતો! ઓહ, એ કેવો સંજોગ છે! શું તે બનવા જોગ છે? શું ત્યારે એકજ શખ્શે આ બંને ચીજ પર દાંત માર્યા હશે? ઇન્સપેકટર વેરોટ તો ખાસ કરીને સાક્ષી તરીકે તે ચીજ લાવ્યો હતો!'

તે એક પળવાર અચકયો. પોતે જે એકલે હાથે ખાનગી તપાસ કરનાર હતો તે માટે તે આ ચીજ રાખે કે તે પોલીસને સ્વાધિન કરે! પણ તે ચીજનો દેખાવ તેને એટલો બધો ધિક્કાર ભર્યો તથા કમકમાટ ભર્યો લાગ્યો કે તેણે તે શેબ ફેંકી દીધું ને તે રોપાઓમાં ગબડી ગયું.

'વાઘના દાંત!......જંગલી હેવાનના દાંત!' તે બડબડયા કીધો.

તેણે હવે તે દરવાજો ફરી પાછો બંધ કર્યો; તેને તાળું માર્યું ને કુંચી લાવી ટેબલ પર મુકી ને પછી જેરોમને પૂછ્યું.

'તેં તારા સાહેબ સાથે વાત કરી કે?'

'હા.'

'તે આવેછ કે?'

'હા.'

'તેમણે તપાસ કરનારા મેજીસ્ટ્રેટને 'ફોન' કરવા નહિ કહ્યું કે?'

'ના.'

'એટલે કે તે પોતે ખાનગી તપાસ કરવા માંગે છે. તે તો ઓર ખુબ? પણ ડીસ્ટ્રીકટ અમલદારોને જણાવ્યું છ ને?'

'હા, તેમણે પોતે જણાવ્યું છે.'

'એલેકઝાંડર, તને શું થયું છે? હું સવાલ પૂછુંછ તેના હા કે ના ના કેમ જવાબ આપે છે? કેમ, શું છે? તું મારી તરફ એમ વિચિત્ર રીતે કાં જુએ છે? બોલ, શું છે?'

'કાંઇ નહિં.'

'ત્યારે તો સારી વાત છે. મને લાગે છે કે આ બાબતે તારૂં મસ્તક સાફ સાફ ફેરવી નાખ્યું છે. તેમાં અજાયબી નથી......તારો સાહેબ પોતે જલદીથી ચકાશી જશે...કેમકે તેણે મારા પર બહુ સેહેલાઇથી વિશ્વાસ મુકયો છે એટલે મારી અત્રેની હાજરીનો તેને જવાબ આપતાં ભારી પડી જશે. ભલા, મારૂં માને તો આપણે જે લાં બધું કર્યું છે તેની જવાબદારી તું તારે શીર લે તો બહુ સારી વાત છે. કેમ, ધ્યાનમાં ઉતર્યું ને? અલબત, તેમ કરતાં તારી નેકનામી વધી જશે ને દુન્યામાં તું પંકાઇ જશે. તારાથી બને તેમ તું આગળ આવ. હું તો દબાઇ ચંપાઇ જવા ખુશી થઇશ. બીજું શું જો...હું નહિ ધારતો કે મારા કહેવા સામે તને જરાએ વાંધો હોય......તું બેવકુફ બની એમ ના જણાવતો કે ગઇ રાત્રે એક સેકન્ડ બી તું એટલા પર સુઇ ગયો હતો. તેમ થતાં સૌથી પહેલી ધાડ તારા પર ધધરશે અને ત પછી......વેલ, તું સમજ્યો કેની? ચાલ, દીકરા, ......સાહેબજી, મારે તો જવું છે. તારા સાહેબને મારી જરૂરજ હોય, જેમ હું ધારૂં છ તેમ પડશે જ તો મારાં મકાનપર ટેલીફોન કરજે. હું ત્યાંજ હોઇશ. સાહેબજી, મારે આ તપાસમાં મદદ કરવાની જરૂરજ નથી. મારી હાજરી તમોને બીન જરૂરી છે. સાહેબજી, દીકરા.'

અને એમ કહેતાં સમેત પેરેના બારણાં તરફ ફર્યો.

'જરા સબર !' જેરોમ બોલ્યો.

'સબર ?...કારણ ?'

તે ડીટેક્ટીવ હવે બારણાંને પેરેનાની વચ્ચે આવી તેનો રસ્તો ઘેરી ઉભો હતો.

'હા, જરા સબર ..હું તમારાં મતને મળતો નથી. સાહેબ પોતે આવે ત્યાં તુલીક તમો તેની રાહ જુઓ તો બસ છે.'

'પણ મને તારાં મત કે અભિપ્રાયની ટચાકડી ભાર બી પરવા નથી.'

'હશે, પણ તમારાથી જવાશે નહિ.'

'કારણ ? એલેક્ઝાંડર, દીકરા તારી તબ્યત તો બગડી નથી ને ?'

'સરદાર, મને માફ કરો' તે ધીમા અવાજે બોલ્યો. 'તમોને તેમ કરવામાં અડચણુજ શું છે ? સાહેબ તમો સાથે વાત કરવા માંગતા હોય તે કુદરતી છે.'

'આહ, ત્યારે તારા સાહેબ તેમ ઇચ્છે છે ને ?...ખરૂં ને ? ઠીક, મારા દીકરા, તું તેને જણાવ જે કે તેના હુકમ પ્રમાણે ચાલવા બંધાયલો નથી. હું કોઇનો નોકર નથી.. આ ઘડીએ જો ખુદ ફ્રાંસના પ્રેસીડેન્ટ સાહેબ કે નેપોલ્યન બોનાપોર્ટ પોતે આવી મારો રસ્તો ઘેરે તો...બાહ ! ચાલ મેં પૂરતું કહ્યું છે. રસ્તામાંથી બાજુ હઠ.'

'તમારાથી જવાશે નહિજ' જેરોમ પોતાનો હાથ લંબાવી દઢતાથી બોલ્યો.

'વાહજી વાહ !'

'તમારાથી જવાશે નહિ.'

'લોંડા, તું દશ ગણુતો.'

'તમો કહો તો સો ગણું પણ તમારાથી કદીબી ત્યાંથી બહાર...'

'જાવ રૂ બદમાશ ! ચાલ હઠીજા !'

તેણે જેરોમને બંને ખભાંમાંથી પકડયો ને ગોળ ચક્કર ફેરવી, આંચકો મારી સોફા પર ફેંક્યો. તે પછી તેણે બારણું ખોલ્યું.

'ખબરદાર, નહિ તો ગોળી મારીશ !'

જેરોમ આ વેળા ઉઠીને ઉભો થયલો હતો. તેનો ચ્હેરો સદંતર ગંભીર ને દ્રઢ હતો ને તેના હાથમાં રીવોલ્વર પકડેલી હતી.

ડૅાન લુઇ અજાયબીમાં ગરકાવ થઇ અચકીનેઉભો. બાહ ! તેને આ જાતની ધમકીની પરવા ન હતી કે ગોળીની વકીક તેને દરકાર નહતી પણ તેને જે ઘણું લાગતું હતું તે એજ હતું કે કયા મોતેબર કારણુસર તેનો આગલો શાગીર્દ, તેનું ચાલાક પૂછડું ને નોકર જેરોમ આજે તેની સામે માથું ફેરાવ ન કરી કામ લેવાને લલચાયો હતો ! યા ખુદા, શું ત્યારે પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગ્યો હતો કે ?

પેરેના હવે તેની આગળ ગયો ને તે ડીટેક્ટીવનો લંબાવેલો હાથ સહજ દબાવી પૂછ્યું,

'તારા સાહેબનો હુકમ છે ?'

'હા' તે સારજન્ટે ગુંગળાતા અવાજે કહ્યું.

'તે આવે ત્યાં સુધી મને ત્યાં રોકવાનો હુકમ છે ?'

'હા.'

'અને જો હું જવા માંગું તો મને અટકાવવા પણ કહ્યું છે તે ?'

'હા.'

'કોઇપણ કીમતે ?'

'હા.'

'જરૂર પડે તો ગોળી મારી મને ઠાર પણ કરવા ?'

'હા.'

પેરેના વિચારમાં પડી ગયો. તે પછી તેણે ઘણાજ ગંભીર અવાજે તેણે પૂછ્યું,

'તું મને ગોળી મારતે કે, જેરોમ ?'

તે ડીટેક્ટીવે શરમમાં પોતાનું સર નીચું નમાવી ધીમા અવાજે કહ્યું,

'હા, સરદાર.'

પેરેનાએ તેના તરફ જરાપણ ગુસ્સો ન બતાવતાં ઓર દયા ને માયાથી જોયું. પોતાના ચેલાને ફરજનો આટલો બધો ઉંચ ખ્યાલ ધરાવતો જોઇ તે ખરેજ હેરત પામ્યો. આહ ! ફરજના ખ્યાલ આગળ પોતાના આગલા ઉસ્તાદ તરફનો પ્યાર કે મોહબત કશાં પણ લેખામાં ગણાઇ નહતી !

'જેરોમ, દીકરા હું ગુસ્સે થતો નથી ! ખરૂં પૂછાવે તો મને આ ગમે છે. ફક્ત તું મને એટલુંજ જણાવ કે શા કારણે તારો સાહેબ......'

તે ડીટેકટીવ એક બોલ પણ બોલ્યો નહિ પણ તેની આંખોમાં એટલો બધો તો જબરો શોક સમાયલો હતો કે ડૉન લુઇ તે જોતાંજ ચોંક્યો ને એકદમ સમઝી ગયો.

'ના, ના !' તે પૂકારી ઉઠયો. 'ના...અનેજ નહિ !...તેને તેવો ખ્યાલ થાયજ નહિ !... અને તું,...જેરામ, તું શું મને ગુનેહગાર ધારે છે ?'

'ઓહ, હું ! સરદાર, હું જેટલો મારે માટે ખાતરી ભર્યો છું તેટલોજ તમો માટે છું. તમો કોઇ દહાડો કોઇનો જાન લેતા નથી ! ...પણ તે છતાં કેટલી ચીજો બની છે...કેટલાક સંજોગો બન્યા છે......'

'ચીજો....સંજોગો' ડૉન લુઇ ધીમેથી પટપટયો.

તે વિચારમાં ગરક થઇ ગયો. તે પછી તે ધીમા અવાજે બોલ્યો,

'હા, સંપૂર્ણ વિચાર પછી મને લાગે છે કે તારા કહેવામાં કાંઇક સચ્ચાઇ છે,...હા, બધું બંધ બેસતું આવે છે....આહ, શા માટે મેં તેનો વિચાર કર્યો નહિ ?...કોસ્મો મોર્નિંગ્ટન સાથનો મારો સંબંધ, તેનું વિલ વંચાતી વખતની મારી હાજરી, રાત ત્યાં ગુજારવા માટેની મારી જબરી તથા આ બે ફેવીલેઓના મરણથી મને કરોડોની દોલત મળે છે....આહ.. ...બરાબર છે....તારો સાહેબ પોતાની ગણત્રીમાં ખરો છે....વાતબી ખરી... કમબખ્તી મારી પૂરી આવી ગયલી લાગે છે!'

'એમ શું કહોછ, સરદાર ?'

'પોટા, હું કહુંછ કે મારી કમબખ્તી પૂરી આવી ગયલી લાગે છે. આ વિગત તારાં મનમાં કોતરી રાખજે, છોકરા કે આરસેની લુપીન; જાણીતા શાહુચોર, બદમાશોના ઉસ્તાદ, શાહ સોદાગર ઇત્યાદી ઇત્યાદી ઇત્યાદી તરીકે નહિ કેમકે તે બાબતમાં કોઇ મને દંડાવી શકે તેમ છેજ નહિ પણ ડૉન લુઇ પેરેના તરીકેના આબરૂદાર શેહરીને માનવંત નર તરીકેની મારી જીંદગીની-કમબખ્તી પૂરી થયલી લાગે છે. આહ, એ વિચારજ તદ્દન હલકત છે ! એ મનવાઓ જો મને કેદમાં પૂરવાની વાત કરશે તો એ

લોકનું આવીજ બનશે કેમકે મારા વગર ઇન્સપેક્ટર વેરોટ, કારમેને આ બંને ફીલોસોફીઓના કોઇપણ શોધી શકવાનું નથીજ '

' સરદાર...સરદાર...'

' ચુપ રહે !.. સાંભળ !...'

એક મોટાર ધોરી રસ્તાપર ધસી આવતી સંભળાઇ અને તેની પૂઠે બીજી પણ પોલીસનો વડો ડીટેક્ટીવ અમલદારો સાથે આવતો જણાયો.

ડૉન લુઇએ હવે જેરોમનો હાથ પકડીને કહ્યું,

' એલેક્ઝાંડર, બચવાનો એકજ માર્ગ છે. તું એમ ના કહેતો કે તું સુતેલો હતો.'

' મારે તે કહેવુંજ પડશે, સરદાર !'

' બુગબ હજામ !' ડૉન લુઇ ઘુરકયો. ' તું કાં હાથે કરીને એવકુફ ગધેડો બને છે. તારૂં પ્રમાણિકપણું જેહાનમમાં નાખ ! હું ત્યારે શું કરૂં ?'

' ગુનેહગારને શોધી કાઢો, સરદાર.'

' શું...એ તું શું બોલે છે ?'

હવે જેરોમે પોતાના ઉસ્તાદને ખભામાંથી પકડી અત્યંત નિરાશા ભર્યા દેખાવે ને ડચકાંથી ગુંગળાતા અવાજે કહ્યું.

' સરદાર, ગુનેહગાર ને શોધી કાઢો...નહિ તો તમારૂં આવીજ બન્યું એ નક્કી સમજજો... ખરૂં કહું છું...મને સાહેબે કહ્યું છે...પોલીસને તો ગુનેહગાર જોઇએ છે...આજ સાંજ સુધીમાંજ તેમને તે જોઇએ છે...કોઇપણ કીસમે ગુનેહગાર શોધવાનો છે...અને તે શોધવાનું કામ તમારૂં છે.

' પોર્યા, મેં તને આટલો બધો રમુજી આગળ નહિ જોયો તો ?'

' તમારે મનથી તો એ બચ્ચે બાલેકા ખેલ છે. સરદાર તમો ધ્યાનપર લ્યો તો એમા બીસાત નથી.'

' પણ ઉલ્લુના પઠ્ઠા, કોઇબી જાતની બાતમી મળતી નથીને ?'

' તમોને તે મળશે...શોધીજ કાઢો...હું કરગરીને તમોને અરજ કરૂં છું કે એ લોકના હાથમાં કોઇનેબી સપડાવો. એઓ જો તમોને પકડશે તો હું તે ફટકો ખમી શકીશ નહિ. સરદાર, તમોને ખુનના વાંક માટે પકડે તે મારાથી કેમ ખમાય ? ના, ના...હું તમોને અરજ કરૂં છું કે ગુનેહગારને શોધી તેને પોલીસને આપો...તેમ કરવા માટે તમો પાસે આખો દિવસ છે...બાર કલાકમાં તો આરસેની લુપીન દુન્યા ઉથલ પાથલ કરી શકે છે.'

તે બાપડો રડમસ ચ્હેરે, ડાચાં કરતો ને હાય અફસોસ કરતો અચકી અચકીને બોલતો હતો. તેનો શોક ખરાં જીગરનો હતો. પોતાના વહાલા શેઠને માથે ઝઝુમી રહેલું વાદળ જોતાં તે નિરાશ બની ગયો હતો.

પોલીસના વડા મસ્યુર ગેએરયોનો અવાજ હોલમાં આવતો સંભળાયો. તેજ પળે ત્રીજી ને ચોથી મોટાર બહાર આવી ઉભી. અલબત તેમાંથી પોલીસનાં ભોરયાં ને ડીટેક્ટીવો ઉતરેલા હોવા જોઇએ.

તે મકાનને ફરતો ઘેરો ઘાલવામાં આવ્યો હતો.

પેરેના સદંતર ચુપ હતો. જેરોમ તેને કાલાવાલા કરતો કરગરતો જણાતો. સહજ વખત ચોબી અંતે પેરેનાએ ગંભીર અવાજે જણાવ્યું,

'એલેકઝાંડર, સંજોગોને સ્થિતી જોતાં હું કબુલ કરૂં છું કે જે હાલત તેં દર્શાવી છે તે ખરી છે ને તારી ધાસ્તી વાજબી છે. જો થોડા કલાકમાં હું પોલીસના હાથમાં હેનરી ફોવીલે ને તેના બેટાના ખુની આ ખુનીઓને સપડાવી શકીશ નહિ તો આજે તા. ૧ એપ્રીલને ગુરૂવારની સાંજથી ડૉન લુઇ પેરેનાને કંગાળબત ભર્યો કેદખાનામાં સબડવું પડશે. વેલ, ફીકર નહિ. આગે આગે સબ દીખા જાયેગે !'

---

# પ્રકરણ ૪ થું

## ખુની કોણ ?

સહવારના બરાબર નવ કલાકે પોલીસનો વડો તે ઓરડામાં દાખલ થયો કે જ્યાં બેવડાં ખુનો આગલી રાત્રે થયાં હતાં ને ભયાનક ત્રાસ વર્ત્તી રહયો હતો.

તે સીધો અંદર આવ્યો. ડૉન લુઇને જોવા છતાં તેણે તેના તરફ ડોકું વરીક કર્યું નહિ. તેની સાથે આવેલા અમલદારોને જો તેમના વડાએ ડૉન લુઇએ ભજવેલા ભાગની ખબરથી વાકેફ કર્યા ન હોત તો તેઓ તેને સારજંટ જેરોમનો કાંઇક મદદનિશ સમજી લેત.

સાહેબ બહાદુરે આવતાં સમેત તે બંને શબો તપાસ્યાં ને તે પછી જેરોમ તરફની ખબર સાંભળી. તે પછી હૉલમાંથી પાછા ફરી તેઓ તે મકાનના પહેલા માળ પરના ઓરડામાં ગયા કે જ્યાં મેડમ ફોવિલેને તેની આમદની ખબર આપતાં તેને મળવા તેણી આવી ઉભી હતી.

પેરેના બહારની ચાલમાંથી દૂર અત્યાર સુધી ફરકયોજ ન હતો તે હવે મકાનમાં સટકી ગયો. ઘરમાંના નોકરો જેઓ અત્યાર આગમજના ખુનોની વિગતથી વાકેફ થયલા હતા તેઓ આમ તેમ ચોતરફ કામ કાજે ઉડયા જતા હતા. તે દાદર પરથી ભોંય તળે ગયો કે જ્યાં આગલો દરવાજો હતો.

ત્યાં બે માણસો ઉભાં હતાં તેમાંના એકે કહ્યું,

'તમારાથી જવાશે નહિ.'

'પણ....'

'તમારાથી જવાશે નહિ; હમોને તેવો હુકમ છે.'

'હુકમ ! કોનો હુકમ છે ?'

'વડા સાહેબનો પોતાનો.'

'નસીબ !' પેરેના હસીને બોલ્યો. 'બાવા મારા, હું આખી રાત જાગ્યો હતો એટલે હાલમાં ભૂખો ડાંસ છું. પેટનો ખાડો પુરાય તેવું કાંઇ નહિ મેળવી આપો ?'

પોલીસના તે બે સીપાઇઓએ એક બીજા તરફ જોઇ ઘરમાંના નોકર સીલવેસ્ટરને બોલાવ્યો ને કાંઇક કહ્યું. તે નોકર બબરચી ખાનાંમાં ગયો ને ત્યાંથી કાંઇક ઉપર ટપકેલું લઇ આવ્યો.

'અચ્છા !' તે નોકરનો ઉપકારમાની પોતાના પેટની પુંજા કરતા ડૉન લુઇએ વિચાર કર્યો. 'આ ત્યારે નક્કી થયું ખરૂં. સેવક સપડાયા તો ખરાજ. હું તેનીજ ખાસ કરીને ખાતરી કરવા માંગતો હતો. મુવો રે એ પોલીસનો વડો. હું તો ધારતો હતો કે એનામાં કાંઇક મીઠું છે પણ કેવું સદંતર ભુસું છે. એ જો એમ કરીને આરસેની લુપીનને અટકાવવા માંગતો હોય તો આ બધાં ભૌંસ્યાં એને સદંતર નકામાં છે. જો એ એમ કરી ડૉન લુઇ પેરેનાને અટકાવવા માંગતો હોય તો આ બધી

ઘણુખરુ સદંતર નકામી છે કેમકે મસ્યુર પેરેના ત્યાંથી નહાસ ભાગ કરે તો મસ્યુરને મરહુમ કાઉન્ટ મોર્નિંગ્ટનના દસ લાખના વારસાને છેલ્લી સલામ કરવી પડે ! મારા વહાલાને એટલી બી સમજ નહિ તે હું શું કરૂં ? ચાલ, જે થવાનું હશે તે થશે. હાલમાં હું કાં નકામા ટાંટયા તોડું ! બેસરે જીવ, સીધીમાંઇ ચાંદ દેખો તો બાબા આપસી નજર આયગા !'

તે હવે ફરી પાછો ચાલમાં જઇને બેઠો ને શું થાય છે તે ઠંડે કલેજે જોવા લાગ્યો.

ખુલ્લાં બારણાંમાંથી તેણે અમલદારોને તપાસ કરતા જોયા. પોલીસ ડોકટર આવી પુગ્યો હતો તેણે પહેલાં તે શબો તપાસ્યાં અને ઇન્સ્પેકટર વેરોટનું મરણ જેવા ઝેરથી થવા પામ્યું હતું તેવાં ઝેરથી આ મરણો થવાની ખાતરી આપી. આ પછી ડીટેક્ટીવોને બંને શબો ઉપાડી બીજા માળ પરના ઓરડામાં લઇ ગયા કે જે ઓરડામાં આગળ તે બાપ બેટા કામ કરતા હતા.

પોલીસનો વડો હવે નીચે આવ્યો ને ડૉન લુઇ એ તેને તેના મદદ નિશાને કહેતાં સાંભળ્યોઃ

'ગરીબ બીચારી ! તેણીએ તે ખબર માનવા સાફ ના પાડી...જ્યારે તેણીની ખાતરી થઇ ત્યારે તેણી એકદમ બેભાન થઇ જમીન તૂટી પડી. યા ખુદા ! એરી વખતે ધણી ને દીકરાનો ફટકો તે કેમ ખમાય વારૂં ! ...ગરીબ બીચારી !'

તે પળ પછી પેરેનાના કાનપર કશો અવાજ આવ્યો નહિ કે તે કશું જોઇ શકયો નહિ. તે બારણું બંધ કરવામાં આવ્યું હતું. પોલીસના વડાએ તે પછી કાંઇ જૂદા હુકમો છોડયા કેમકે બે ડીટેક્ટીવો હવે બહાર આવ્યા ને દરેક બારણાં આગળ ઉભા.

'વલ્લાહ, આજે આપણા શેરના ભાવો ગગડી ગયલા લાગે છે !' ડૉન લુઇ બટબટયો. 'બચ્ચા, હુસ્યારી રાખ ! હિંમતે મર્દા તો મદદે ખુદા ! બીચારો મારો એલેકઝાંડર બહુ ગભરાટમાં હશે !...વાહજી, તાગડો તો ફાંકડો થયેલો છે હું !'

બાર વાગતે સીલવેસટર તેની આગળ એક ટ્રેમાં થોડીક રકાબી મુકી ખાનું લાવ્યો.

હવે તે લાંબીને દુખી ચુપકીદી ફરી પાછી શરૂ થઇ.

તે મકાનને ઓરડામાંની તપાસ જે લંચ લેવા માટે પડતી મુકવામાં આવી હતી તે ફરી શરૂ થઇ. પેરેના ના કાનોપર પગલાંનો ને વાત ચીતનો અવાજ ચોમેરથી આવતો જણાયો. આખરે સદંતર કંટાળી જવાથી તે ખુરસીપર લાંબો થઇને પડયો ને ઉંઘી ગયો.

બરાબર ચાર વાગતે સારજંટ જેરોમે આવી તેને ઉઠાડયો ને અંદરના ભાગમાં લઇ જતાં પૂછયું,

'કેમ, તેને શોધ્યો કે ?'

'કોને ?'

'ખુનીને !'

'અલબત્ત !' પેરેના બોલ્યો. 'તે તો ચણા ખાવું સહેલ છે તેટલું સહેલું છે !'

આ મજાક તે ડીટેક્ટીવ સમજી શકયો નહિ એટલે લગાર ખુશ થતો બોલ્યો,

'આ ઠીક થયું ! તેમ ન બનત તો તમેજ જોયું છે તેમ તમારૂં સાપ સાફ આવી બનેલું હતું !'

ડૉન લુઇ દાખલ થયો. તે ઓરડામાં પોલીસનો વડો, ડીટેક્ટીવ ખાતાંનો વડો, તેના બે ત્રણ અમલદાર, પોલીસનો વડો મદદનિશ, તપાસ કરનાર મેજીસ્ટ્રેટ, સરકારી વકીલ વગેરે વગેરે હતા.

તે મકાનની બહાર રસ્તાપરથી બૂમો સંભળાતી હતી. પોલીસના વડાનો હુકમ મળતાં બે ડીટેક્ટીવો તે ગડબડ શાની હતી તે જોવા ગયા કે તેજ પળે ન્યુસ વેચતા પોર્યાની બરાડ તેમના કાનો પર પડી.

'બુલીવાર્ડ પર બે ખુનો...ઈન્સ્પેક્ટર વેરોટનાં ખુનની સંપૂર્ણ વિગત !...પોલીસની લાચારી !...ખુનીઓની સરકશી.... !...'

બારણું બંધ થતાં કોઇ પણ જાતનો અવાજ સંભળાતો બંધ થયો.

'જેરોમનું કહેવું વાજબી છે' તે બધા ગંભીર ચ્હેરા જોતાં ડૅાન લુઇએ વિચાર્યું. 'કાં તો હું કે તે બીજો સપડાવોજ જોઇએ એ ખુલ્લે ખુલ્લું જણાય છે. કાંઇ શબ્દો બોલાય યા તો તપાસમાં કાંઇ વિગત નીકળે કે જે પરથી આ ભેદી ખુનીને હું પકડાવી શકું તો ઠીક છે, નકર છેડામણી પોલીસ લોકોના નાણાથી બચવા મને જરૂર કેદમાં ઠોકી દેવાની. સંભાળ બચ્ચા લુપીન, હુશ્યાંરી રાખ ! તારી ક્રેટેકટીની તપાસ આજે ખાસ થનાર છે.

જબરી લડતો ને ભારે મુશ્કેલીઓ વખતે જે જાતની ઉત્સાહભરી લાગણી તેને હમેશાં થતી તે હવડાં તેને થઇ. અત્યાર સુધી જે મુશ્કેલી ને સંકટો તેણે વેઠયાં હતાં તેમાં આ સૌથી ભયાનક હતું એ તો નિઃશંક હતું. તે આ બધાઓને ઓળખતો હતો. તે જાણતો હતો કે પોલીસનો વડો કોઇપી કીસમે પોતાને માથેથી ભાર ઉતારવા બનતું કરતો હતો. તે બધા અમલદારોના ગુણદોષથી વાકેફ હતો એટલે આ વેળા છટકવું મહાલ હતું એ તે અચ્છી રીતે સમજતો હતો.

પોલીસના વડાએ હવે પોતાનો ધુજારો શરૂ કર્યો. આમતેમ સીફત કર્યાં વગર તેણે સીધો હુમલો કર્યો.

તેનો અવાજ કઠોર થઇ ગયો હતો ને હવડાં તેને ડૅાનલુઇ માટે જરાએ દીલસોજી હતી નહિ. તે તો જાણે કેદીને તપાસતો હોય તેમજ હાલમા વર્તતો હતો.

'મસ્યુર' તેણે કહ્યું. 'ચોક્કસ સંજોગો ને લીધે તમો કોસ્મો મોર્નિંગ્ટનના વિલના એક્ઝીક્યુટર અને વારેસ હોવા છતાં આ મકાનમાં આગલી રાત તમે પસાર કરી હતી કે જે વેળા બે ખુનો અત્રે થવા પામ્યાં હતાં. મહેરબાની કરીને ગઇ રાત્રે બનેલા બનાવની પૂરે પૂરી તપસીલ મને જણાવવા તકલીફ લેશો.'

'એટલે કે, માનવંત સાહેબ' પેરેના એ પણ હવે ચણાની બેઅદબી કરી નાંખતાં કહ્યું. 'એટલે કે ચોક્કસ સંજોગો ને આધારે તમો જાણવા માંગો છ કે મારી વિગત સારજંટ જેરોમે તમો ને જણાવેલી વિગત સાથે મળતી થાય છે કે નહિ ?'

'હા.'

'એટલે આ બાબતમાં મેં લીધેલો ભાગ તમોને શકમંદ લાગે છે ને ?'

સાહેબ બહાદુર અચકયા. તેમની નજર ડૅાન લુઇની નજર સાથે એકત્ર થઇ. તે વિરલાના નિખાલસ દેખાવથી તે પોલીસના વડાપર મોટી અસર થઇ તે છતાં તેણે તડ ફડને ખુલ્લાં મનથી કહ્યું,

'મસ્યુર, તમારે મને સવાલ પુછવાની જરૂર નથી.'

ડૅાન લુઇએ તાબેદારીમાં સર ઝુકાવ્યું.

'સેવક, તમારા હુકમને તાબે છે, સાહેબ' તેણે કહ્યું.

'તમે શું જાણોછ તે મહેરબાની કરી મને કહો.'

ડૅાન લુઇએ તે પરથી બનેલા બનાવની બારીક વિગતો જણાવી જે ઘણુાજ ધ્યાનથી સાંભળ્યા બાદ સાહેબ બહાદુરે કહ્યું,

'એક ચોકસ બાબત સાટે હમોને ખાસ ખબર જોઇએ છે. જ્યારે તમો રાત્રે અઢી વાગતે સહવારના આ ઓરડામાં આવ્યા ત્યારે મસ્યુર ફોવીલે મરણ પામ્યા હતા. એવું જાણવાને તમોને કશું જણાયું નહતું ?'

'જરાબી નહિ, મસ્યુર. નકર હું અને સારજંટ જેરોમ જરૂર દોડ ધામ કરી મુકતે.'

'બાગમાંનું બારણું બંધ હતું ?'

'તે બંધ હોવુંજ જોઇએ કેમ કે સહવારના સાત વાગતે હમે તે ખોલ્યું હતું'

'શાથી ખોલ્યું હતું ?'

'આ ઝુમખામાંની કુંચીથી.'

'પણ ત્યારે ખુનીઓ જો બહારથી આવ્યા હોય તો તેમણે બારણું કેમ ઉઘાડયું હશે ?'

'બીજી ચાવીઓથી.'

'બીજી ચાવીથી તે ખોલાયું હતું તેની કાંઇક સાબેતી તમો પાસે છે ?'

'ના, સાહેબ.'

'ત્યારે તો જ્યાં સુધી તેવી વિગત પૂરતી રીતે આપણુને મળે નહિ ત્યાં તુલીક આપણે તો માની શકીએજ નહિ કે બારણું બહારથી ખોલવામાં આવ્યું હતું. એટલે ખુની ઘરમાંનોજ કોઇ હોવો જોઇએ.'

'પણ મસ્યુર, ત્યાં મારાને સારજંટ જેરોમ સિવાય બીજું કોઇ હતું નહિ.'

ત્યાં એક પળ સુધી ચુપકીદી ફેલાઇ. દરેક જણ સમજી ગયું હતું પણ સાહેબ બહાદુરે હવે વધુ ખુલ્લું કરવા માંડયું:

'તમે રાત્રે સુતા ન હતા ?'

'હા, મોડેથી સુતો હતો.'

'તમો ચાલમાં હતા ત્યારે સુતા ન હતા ને ?'

'ના.'

'અને સારજંટ જેરોમ ?'

ડૅાન લુઇએ એક પળ સુધી અચકયો. ફરજનો ઉંચ ખ્યાલ રાખનાર તે ડીટકટીવ જાૂઠું બોલ્યો હોય એમ તેને લાગ્યું નહિ એટલે તેણે જણાવ્યું,

'સારજંટ જેરોમ પોતાની ખુરસીમાં સુઇ ગયા હતા ને બે કલાક પછી મેડમ ફોવીલે આવ્યાં ત્યારેજ જાગ્યાં હતાં.

આ એકરાર સાંભળતાં વળી ત્યાં ચુપકીદી ફેલાઇ જેનો અર્થ એ થતો હતો કેઃ

'આ બે કલાકના અરસામાં સારજંટ સુતા હતા તે વેળા બારણું ખોલી બંને ફોવીલેઓને મારી નાંખવાનો તમોને પૂરતો વખત હતો.'

તે તપાસ એવી વળણ લેતી હતી કે જેવી પેરેનાએ ધારી મુકી હતી. તે સંજોગોનું કુંડાળું ધીમે ધીમે તેની ફરતું ફરી વળતું હતું. તેનો હરીફ તેની તપાસ ઘણી વિદ્વતાને છટાથી કરતો હતો જે ખેરાક વખાણવા જેગ હતી.

(અપૂર્ણ).

---

---



સુરજમલ લલ્લુભાઈની કુઃ
હીરાના વેપારીઓ અને ઝવેરીઓ,
૨૨૫, કાલકાદેવી રોડ, મુંબઈ.

# "રામાયણ" ની એક રસીલી કથા.

## પંચવટીના વનવાસમાં સીતાએ જોએલા સુવર્ણ મૃગ.

### રામ અને લક્ષ્મણ પર વનવાસમાં વિતેલાં વિઘ્નો.

સીતાનું હરણ કરવા માટે લંકાપતિ રાવણે રચેલો સોનેરી હરણનો માયાવી પ્રપંચ

### એક કાંચળીની કહાંણી !

કાવ્યરૂપી ભાષાંતર કરનાર,
( મરહુમ સાક્ષર દાદી એ. તારાપોરવાળા. )

( ગયા અંકથી પુરં )

[ દોહરા ]

"ભાભી ! રાંધ્યું ધાન્ય ને, પ્રમદા એક સમાન;
વાર ન લાગે વણસતાં, જાય પલકમાં માન."
**સીતા** બોલી "દીયરજી ! વધુ કરો નહિ વાત;
ડર્યા તમે છો ત્યાં જતાં, જોઇ ભયંકર ઘાત !
કહે દીયરજી "જો ડરૂં, તો શિદ વનમાં જાઉં;
રોજ તમારે કાજ હું, ફળ-ફુલ-મેવા લાઉં !"
સતી વદી "હે દુષ્ટ નર ! વધુ ન કર તું વાત;
મરતો જાણી જોઇને, ઇચ્છે છે તુજ ભ્રાત ?
એવે બિકટ સમે નહીં, અરે ! કરે તું સાહ્ય;
ત્યારે તુજ હેતૂ બુરો, મુજથી કેમ છુપાય ?
તારા જેવા મતલબી હોય ન દયાનત દાર;
પાકો ઠગ મેં પારખ્યો, દગા તણો દેનાર.
'દિયર' તને ગણતાં હવે, આવે મુજને લાજ;


સુરજમલ લલ્લુભાઈની કું:
હીરાના વેપારીઓ અને ઝવેરીઓ,
૨૨૫, કાલકાદેવી રોડ, મુંબઈ.

# "રામાયણ" ની એક રસીલી કથા.

## પંચવટીના વનવાસમાં સીતાએ જોએલો સુવર્ણ મૃગ.

### રામ અને લક્ષ્મણ પર વનવાસમાં વિતેલાં વિઘ્નો.

### સીતાનું હરણ કરવા માટે લંકાપતિ રાવણે રચેલો સોનેરી હરણનો માયાવી પ્રપંચ.

### એક કાંચળીની કહાણી!

કાવ્યરૂપી ભાષાંતર કરનાર,
(મરહુમ સાક્ષર દાદી એ. તારાપોરવાળા.)

(ગયા અંકથી પુરૂં)

[દોહરા]

"ભાભી! રાંધ્યું ધાન્ય ને, પ્રમદા એક સમાન;
વાર ન લાગે વણસતાં, જાય પલકમાં માન."
સીતા બોલી "દીયરજી! વધુ કરો નહિ વાત;
ડર્યા તમે છો ત્યાં જતાં, જોઇ ભયંકર ઘાત!
કહે દીયરજી "જો ડરૂં, તો શિદ વનમાં જાઉં;
રોજ તમારે કાજ હું, ફળ–ફુલ–મેવા લાઉં!"
સતી વદી "હે દુષ્ટ નર! વધુ ન કર તું વાત;
મરતો જાણી જોઈને, ઇચ્છે છે તુજ ભ્રાત?
એવે બિકટ સમે નહીં, અરે! કરે તું સાહ્ય;
ત્યારે તુજ હેતૂ બુરો, મુજથી કેમ છુપાય?
તારા જેવા મતલબી હોય ન દયાનત દાર;
પાકો ઠગ મેં પારખ્યો, દગા તણો દેનાર.
'દિયર' તને ગણતાં હવે, આવે મુજને લાજ;

દુષ્ટ ! હવે તું દૂર થા, જોઈ લીધી તુજ દાજ.
તું જાણે કે મુજ તણે, મળે આઇતી નાર !
ભાઇ મરે તો ભાગવું, સમજી સઘળો સાર ! ”
સતી તણા આ શબ્દથી, ઉઠી સતત અંગાર;
લાલ બની લક્ષ્મણ કહે “ રાખો જરા વિચાર !
શિવ શિવ ! તારા આ સુખન ? જાણે લાગ્યાં બાણ;
હવે ન ઉભો રહું અહીં, જાય ભલે મુજ પ્રાણ.
“ સતી ! ભલે હું દુષ્ટ છું, પણ સંભાળો આપ !
બુરી હશે મુજ ભાવનાં, નડશે મુજને પાપ !
આ શિલિમુખ રેખા કરૂં, જશો ન એની બ્હાર !
કૂડ-કપટે આવશે, કરજો ખૂબ વિચાર.
મનસા-વાચાથી અહીં, મેલું સતની આણ;
જે કોઇ આવે રેખમાં, એનાં જાજો પ્રાણ ! ”
આમ કહી નિજશર લઇ, દોડયો વેગે પૂર;
તેજ પળે **સીતા** ઉપર, દુઃખ ઉલટયું ભરપૂર.

× × ×

લખવો લાયક છે અહીં, વાંચક કાજે સાર;
પેલો મૃગલો તો હતો, માયાનો ભંડાર.
હરણ હતું નહિં તે ખરૂં, હતી કપટની જાળ;
લંકાના રાવણ તણાં, પાપ તણી હતિ પાળ.
વનમાં વસતાં જોઇને, લોભાણો લંકેશ;
પ્રપંચથી રચિયો હતો, તેણે એવો કલેશ.[૩૭]
કલ્પેલું કલ્પાય નહિં, સતી તણું સૌંદર્ય;
અતિ સુંદર **સીતા** હતી, મુનિ-ઋષિ છોડે ધૈર્ય !
લંકેશે દીઠી તહીં, રમણી રંભા રૂપ;
હૂરી હરવા એ સમી, પ્રપંચ રચિયો છૂપ.
**રામ** અને લક્ષ્મણ ગયા મૃગની પાછળ જ્યાર;
લાગ જોઇ **લંકાપતી**, આવી ઊભો ત્યાર.
ભગવાં વસ્ત્ર સજી લિધો, ભિક્ષુક કેરો વેશ;
બાંધ્યા દાઢી-મૂછપર, મોટા ધોળા કેશ.
ભભુત લગાવી અંગપર, ધર્યું કમંડળ હાથ;

૩૬. લંકાપતિ; રાવણ. ૩૭. કલહ; કજિયો.

ચપ ચપ ચિમટો હાણતો, આવ્યો ' અલ્લખ '! સાથ.
સતી તણા તે સ્થાન પર, ચુપચુપ ઊભો જાઇ;
એક નજર મળતાં કહ્યું " ભિક્ષા આપો, માઇ ! "
સતી વિચારે મન વિષે, મુદત એટલી થાઇ–
વસિયે છે વનવાસમાં, સન્યાસી કે સાંઇ–
એક ન દીઠો આજ તક; કયાંથી આવ્યો આજ ?
સિદ્ધ–પુરુષ દેખાય છે, આવ્યો ભિક્ષા કાજ !
સંત–સમાગમ આજ છે, સુચિન્હ માનું ખાસ;
ચિંતા ભાગી મુજ તણી, ટળશે પતિનો ત્રાસ.
આપું ભિક્ષા એમ કહિ, કર્યો તુરત સત્કાર;
આવો પ્રભુજી ! બેસજો, પવિત્ર કીધાં દ્વાર !
" ભોળી સૌથી ભામની, " શાસ્ત્ર પુરે છે શાખ;
જાણે શું એ બાપડી, લાવ્યો દુઃખડાં લાખ ?
કાન્તીવાળી ચંદ્ર સમ, કમળ કિશોરી જોઇ;
સતી તણે હરવા થકી, પ્રપંચ દોરી પોઇ !
સતી કહે છે " સંતજી ! અજબ તમારૂં નૂર,
દ્રષ્ટિ વિષે દેખાય છે, જ્ઞાની છો ભરપૂર.
કોઇ દિવસ દેખ્યા નથી, આવ્યા કયાંથી આજ ?
બેસો આ આસન ઉપર, ઊભા શાને કાજ ? "
તોય તહીં ઊભો રહી; પાપી બોલ્યો આમ:
સાધુ તણે સરખું બધું, સુખ–ભુખ–નિંદ હરામ ! "
પછી કહ્યું કે " હે સતી ! કોણ તમારો કંથ ?
કોણ પિતાના પુત્રિને, પકડયો કેવો પંથ ? "
**સીતા** સમજી સત–પુરુષ–સમજ્યો સ્થીતી સર્વ,
એમ ગણી નિજ મન વિષે, બોલી રાખી ગર્વ:
**જનકરાજ**ની બેટડી, **રામ**–પત્નિ છું ખાસ;
સસરા **દશરથ રાજ**ને, કૌશલ્યા મુજ સાસ.
પિતા તણું ' પણ ' પાળવા, વિચર્યા આ વનવાસ;
ચાૈદ વરસ ગાળ્યા પછી, પાળીશું દિલ આશ.
ભિક્ષુક બોલ્યો : દૈવની, નોખી છે બહુ નેમ;
કંથ તમારા કયાં ગયા ? દેખાતા નહિં કેમ ? "
સતી કહે " ઓ સંતજી ! કૌતક બનિયું આજ !

મુજ હૈયાના હાર છે, રોકાણા તે કાજ.
સુણો વાત કહુ આજની,'' બોલી ભોળી નાર;
સુવર્ણ-મૃગ દેખ્યો અમે, ધન્ય કૃતિ કિરતાર!
શી તેનાં સૌંદર્યની, કહું તમોને વાત?
લાખ વખાણો હું કરૂં, તો પણ પડું પછાત.
મને ગમ્યો મૃગલો ઘણો, કંચુકિ કરવા કાજ;
એ કારણથી કંથ મુજ, રોકાણા છે આજ.
કંથ ગયા છે કયારના, કરવા હરણ શિકાર;
પણ તેવામાં સાંભળ્યો 'લક્ષ્મણ!' એમ પુકાર!
તે સુણતાં ઘભરાઈ હું, કહ્યું દિયરને એમ;
મદદ કરો જઈ ઝટ તમે, સુણી ઉભા છો કેમ?
શિલિમુખ-રેખા અહિં કરી, આપી સતીની આણ;
પછી દિયરજી માહરા, ગયા લઈ નિજ બાણ."
ભોળીએ ભોળાઈથી, આપ્યો ફોડી ભેદ;
જ્ઞાની થઇ અજ્ઞાનથી, ખેચ્યો શિરપર ખેદ!
જો **સીતા** બોલત નહીં, **શિલિમુખ-રેખા** કાજ;
તો **રાવણ** રાક્ષસ થતે, બળી ભષ્મ ત્યાં આજ!
ચતુર હતો ચંડાળ તે, ચોંકયો નિજ મન માય,
**સીતા**ની મુર્ખાઇથી, છટકયો પાપી, હાય!
લલાટ કેરા લેખ તે, મિથ્યા કયાંથી થાય?
બમવાનું જે ખલકમાં, ટાળ્યું કેમ ટળાય?
સીતા તણી ભોળાઈએ, ઉત્તમ ખોહ્યો દાવ;
એ પણ જાણો કર્મની, ગતી તણોજ પ્રભાવ!
દુષ્ટ ચમકિયો દિલ વિષે, "શિલિમુખમાં જો જાત;
**સીતા**ને હરવા જતાં, ભસ્મ બળી હું થાત!"
વાટયો નિજ ભોળાઈથી, જ્યાર ભાંગરો એમ;
કહો પછી રાવણ સમો, ચતુર ન ચોંકે કેમ?
સતી કહે: "હે સંતજી, પૂછું એક સવાલ;
વનમાં મારા કંથની, હશે સ્થિતી શી હાલ?
મન મારૂં મુઝાય છે, ધડકે છે આ દીલ;
કયાર કંથ મુજ આવશે? કેમ બની આ ઢીલ?"
**સંત** (?) કહે: "સતી સાંભળો! કાં ઢાળો છો નીર;

શુકન આજ શુભ છે ઘણાં, ધરો હૃદયમાં ધીર !
મૃગ મારીને લાવશે, કંથ તમારો આજ;
કાંચળડી શિવડાવશે, જરૂર તમને કાજ ! "
દુર ઉભેલો જયાં હતો, ત્યાંજ રહી તે પાપ;
બોલ્યો કપટ કરી હવે, " બેટી, ભિક્ષા આપ ! "
સતી કહેઃ ઓ કંથજી ! લો આપું છું લોટ;
સંત-સમાગમથી મને, હવે નથી કૈં ખોટ.
સંત (?) કહે "સાંભળ સતી ! મુજથી નહીં અવાય;
શિલિમુખ રેખા આડ છે, ઓળંગી દે આય !
હોય તને જો આપવી, મુજને ભિક્ષા આજ;
અહિં ઓળંગી આવ તું, લઈ તસ્દી મુજ કાજ ! "
સીતા બોલી મન વિષે, હવે કરૂં હું કેમ ?
આજ્ઞા છે મુજ દિયરની, વધવું નહિ ડગ એમ. "
સતી વિચારે તેટલાં, બોલ્યો પેલો સંત;
" વનિતા ! તું વ્હેમાઇ છે, જોઇ મને અત્યંત !
સતી કહે " ના, તેમ નહિં, ડરતી નથી લગાર; "
પિતા તુલ્ય માનું તને, આવ્યો અન્ય વિચાર,
આજ્ઞા છે મુજ દિયરની, જવું ન રેખા બ્હાર;
કેમ હુકમ તોડું કહો, ગણશે મને ગમાર !
સંત પુરૂષ થઇ કાં તમે, અરે ડરો છો એમ ?
શકિત રાખી સત્યની, પાછળ હઠવું કેમ ?
શિલિમુખ રેખા સંતને, થતી નથી દુઃખ રૂપ;
ઓળંગી લઈ લો તમે, આ ભિક્ષા ગુપચુપ. "
સન્યાસી એવા હતા, પવિત્ર પાકા પીર;
તડકી ગઇ ત્યાં તેમની, ધરી શકયા નવ ધીર !
બોલ્યો કેઃ " બેટી, સમજ ! છું સન્યાસી રંક;
પવિત્રાઈને લાગશે, એથી એક કલંક !
રેખાથી ડરતો નથી, તોય કરૂં નહિં કામ;
શંકામાં શિદને જવું, છે મત મારૂં આમ.
ભિક્ષા દેવી હોયતો, દે આવીને બ્હાર;
નહિકર ચાલ્યો જાઉં છું, મને નથી દરકાર !
જોર-જુલમ કરવો નથી, છે રાજીની વાત;
બેટી ! ધર્મ ન છોડિયે, પડિયે નહીં પછાત.

' શ્રી હરિ ! શ્રી હરિ! ' એજ છે, મુજ ખાણું દિનરાત;
સૌને માથે છે અરે ! તે મોટો જગ-તાત ! "
રાવણનાં આ કપટથી, ભોળી ભાળી નાર;
ચતુર છતે ચેતી નહીં, પગલું ભર્યું ગમાર.
સતી વિચારે મન વિષે, દુર્ઘટ છે વનવાસ;
સંત ન પાછો ફેરવું, આપી પહેલાં આશ.
વિવેકથી વરતી હવે, ખાલી હાથે જાય;
જોઈ શકું નહિં એમ હું, ' થવા કાળ તે થાય. '
આપિશ ભિક્ષા જો નહીં, દુઃખવાશે આ સંત;
શ્રાપ કદી આપ્યા મને કરશે દુઃખી અનંત. "
આજ્ઞા ભૂલી દિયરની, કર્યો ન કાંઇ વિચાર;
લલાટ કેરા લેખ તે, કહો કેમ ચુકનાર ?
ઓળંગી રેખા તુરત, આવી પડી બ્હાર;
ભિક્ષા આપે તેટલાં, બદલ્યો તે બદકાર.
ભિક્ષા પડતી નાખિને, ઝાલી બન્ને હાથ;
ચાલ્યો વેગે દોડતો, લઈ સતીને સાથ !
દેખી એવો મામલો, સતી ઘણી ઘભરાઈ;
આવી કેવી કામ હયાં, ભાર્યાની ભોળાઈ!
પાડી સતીએ ચીસ કે, " ધાજો લક્ષ્મણ-રામ
હરણ કોઈ કરિ જાય છે, કરી દુષ્ટનું કામ.
હું પાપી પરવશ પડી, લુટશે મારી લાજ;
કરો ઉતાવળ કંથજી, હોય - દિલે - જો દાજ !
હે પાપી ! હે નીચ-દુષ્ટ ! હે બૂરા બદકાર !
છોડ મને ચંડાળ તું ! પરાઈ છું હું નાર !
લાખ હજો લ્યાનત તને ! કોડ-કોડ ધિક્કાર !
છોડ મને ચંડાળ તું, પરાઈ છું હું નાર !
કંથ ન મારો છોડશે, પૂગાડશે યમદ્વાર !
છોડ મને ચંડાળ તું, પરાઈ છું હું નાર !
શ્યામ મુખી હે સાધુડા ! અવધી કરી અપાર !
છોડ મને ચંડાળ તું, પરાઈ છું હું નાર !
રામજી તુંજને રોળશે, આપી હાર;
છોડ મને ચંડાળ તું, પરાઇ છું હું નાર !
કાળા મુખા ! તુજ કૃત્યથી, ધરતી ફાટી ધાર !

છોડ મને ચંડાળ તું, પરાઈ છું હું નાર !
મુક્તિ આપી મુજ તણે, હજિએ કહું ઉગાર !
છોડ મને ચંડાળ તું, પરાઈ છું હું નાર !
પાપી પરસુખ લૂટતાં, વર્તન જરા વિચાર !
છોડ મને ચંડાળ તું, પરાઈ છું હું નાર !
**રામ-લક્ષ્મણ** મારશે, તોડી તારેતાર;
છોડ મને ચંડાળ તું, પરાઈ છું હું નાર !"
કોણ સાંભળે વન વિષે? આવ્યું દુઃખ એકાન્ત;
**રામ** નહીં-**લક્ષ્મણ** નહીં, વ્યર્થ ગયું કલ્પાન્ત !
જીવ લઈને દોડતો; નાઠો **રાવણ રાય;**
મળી શકે નવ કોઈની, સતી તણે ત્યાં સાહ્ય.

× × × ×

પ્હાડ—પર્વતો કૂદતો, નદી સરોવર સાથ;
કરી હરણ **સીતા** તણું, ચાલ્યો તે સંગાથ,
એવામાં આવી ચઢયો, જટાયુ **પક્ષી** જ્યાર;
ઓળખિયો લંકેશને, કપટ સમજિયો ત્યાર.
**સીતાને** મૂકાવવા, તેણે કર્યો પ્રયત્ન;
પણ તેમાં ફાવ્યો નહીં, ગયો સુકૃતમાં યત્ન.
પર્વતની પાછળ રહી, નાખ્યા તેણે પ્હાણ;
**જટાયુની** તેથી થઇ, પર સેવામાં હાણ.
**સીતાને** લંકેશ લઈ, ચાલ્યો **લંકા** માહ્ય;
પૂરી **લંકા ગઢ** વિષે, રહ્યો ન કાંઈ ઉપાય.

× × × ×

મૃગ મારી આવ્યા ઘરે, જ્યારે **રાઘવરાય;**
ઘરમાં જઈને જોયશું? સતી મહુલી માંય—
નથી ! હશે ક્યાં ગઈ? અરે !" આ તે શું કહેવાય?
ક્યાં હુંડું ને જાઉં ક્યાં? શી હાલત આય?
લક્ષ્મણ! આ તેં શું કર્યું, કેવી તુજ મુખાઈ;
આજ્ઞા લોપી મુજ તણી, તું કાં આવ્યો ધાઈ?
અરે! રહ્યો તું હોત ઇયાં, થાત ન આ ઉત્પાત;
**સીતા** પ્યારી! ક્યાં ગઈ? અજબ બની આ વાત !"
કહી હકીકત **રામને**, હતી બનેલી જેહ;
લક્ષ્મણનાં મુખથી સુણી, અચરત બનિયો તેહ.

"દગો ! દગો ! બસ છે દગો !" બોલ્યા ત્યાં **શ્રીરામ;**
"હરણ થયું મુજ નારિનું, બન્યું કપટનું કામ.
કાગારોળ બની રહ્યો, સુઝ પડે નવ કાંઈ;
પગલે પગલે શોધતા, ચાલ્યા બન્ને ભાઈ.
ઋષિમુખ પર્વત પ્હોંચિયા, જ્યાં વાંદરનો રાય;
સત્યવંત **સુગ્રીવ** જે, એની માગી સાહ્ય.
પ્રથમ વાલીને મારિયો, **સુગ્રીવ**ની સ્ત્રી કાજ;
દીધું સુગ્રીવને ફરી, તે પાપીનું રાજ.
નર–વાંદર ભેગા કરી, સાગર બાંધી પાજ;
યુદ્ધ કરી લંકા જિતી, લઈ **રાવણ**નું રાજ.
**મારુતિ** કેરી મદદથી, વિજય વરતિયો મ્હાન;
મહિલા પાછી મેળવી, **સીતા** નિજ દિલજાન.
પતિનાં મહત પ્રયત્નનો, સતીએ માન્યો પાડ;
કાંચલડી શિવડાવિને, પાળ્યા સતીના લાડ !
**વિભિષણ**ને આપ્યું બધું, લંકા કેરૂં રાજ;
**રામ** ફર્યા લંકા તજી, જવા **અયોધ્યા** કાજ.
ચૌદ વરસ વનવાસનાં, પૂરાં થયાં તમામ;
ગયા **અયોધ્યે** ત્યાં વળી, મચી નવી ધુમધામ.
**રાજ્યારોહણ** ત્યાં કરી, પ્રીતે બેઠા પાટ;
પડતી જઇ ચઢતી થઇ, બનિયું લલિત લલાટ !
**સીતાજી** સંભારતાં, સુવર્ણ–મૃગ નિતરોજ;
જેહે દીધો જગતમાં, બોધ ઘણો દિલસોજ !
સુખ–દુઃખ રેખા કર્મની, ટાળી નહીં ટળાય;
લલાટ કેરા લેખ તે, કદી ન મિથ્યા જાય.
**રામાયણ**ની આ કથા, શું આપે છે સાર;
**મમ્મતનાં માઠાં ફળો, સિહા કરે સંસાર.**
**બીજો પણ આ બોધ છે, હોય રાય કે રંક;**
**ચઢતી પડતી સર્વને, જોવી પડે નિઃશંક !**
**મોટા મોટા મહિપતી, અંહથી નિજ ઘેરાઈ;**
**દાદી ! પળમાં છે પડયા, પૃથ્વિ પર પછડાઈ !**
**ચલ્તી તારી જોઇને; ધરિશ ન દિલમાં ગવ;**
**શું ભિક્ષુક કે ભૂપતિ, શરણ કર્મને સવ !**

સમાપ્ત.

# પારસી બાનુ લુપીન !

## એક ચમત્કારીક ચાલુ વાર્તા.

વાંચો, વાંચો અને બેહોશ થાવ.

( લખનાર-સરસેકા તીન પાંઉ. )

### પ્રકરણ ૬૦ મું.

( જેમાં નકી થવું મીસ મીની મુરને મ્હોડે કે એદી ધાતકોપરને મળેલો ભેદી પુરૂષ બીજો કોઇજ નહીં પણ બેરન મંચોઝનજ હતો. )

"બેરન મંચોઝન ?"

રેક્ષી ડરાઇવર અદીગા ગભરાટને મારે બેશુદ્ધ થવાની તૈયારીમાં બરાડ મારી ઉઠયા,

"બેરન મંચાઉસન ?"

"હા" થડે કલેજેની તે હાપકેઆસ ઓરત મીસ મીની મુર બોલી.

"બેરન મંચુ ? કે જે ચંદ્રમાં પર મુસાફરી કરી આવેલો તે ?"

"હા, તેજ !"

"તારી ખાતરી છે ?"

"હા."

"કેટલા આના ?"

"તું માંગે તેટલા."

"સત્તર ?"

"સવ્વા સત્તર, ઇફ યુ પીલીઝ !"

"એમ !"

"નહીં તો વળી બીજું કેમ ?" મીનીએ હસીને કહ્યું.

"બસ, બસ મીનું. હવે એથી વધુ મને શું જોઇએ ? અરે યાર જો તેં મને એ વાત જરા અગાઉ કહી હોતે કેની તો—"

"તો શું ? બોલોની મારાં અદુખરાં જાન?"

"તો શું વળી ? એ મહાન મુસાફરને જરા હ્યાં ચાહે પર બોલાવતે ?"

"કે મારે હાથના ગરમાગરમ પોપટજી ચખાડતે."

"ને ચાંદ-તારાની બધી રસીલી વાતો કરાવતે."

"ને મારું નવું સીવઇ આવેલું બ્લાઉઝ દેખારતે."

"ને હંઇ કેમ ઉતરી પરયો તે પુછતે."

"ને ચાંદમાં બૈરાં શું પહેરેછ તે પુછતે."

"ને ઇન્ડીઆ વિષે શું ધારતો હતો તેની વાત કરતે."

"ને હીરા મોતીના હમણાં શું ભાવ છે તેની ખોળ કરતે ?"

"મર મર રાં...! અકકલની ઓઠમીર કેયેતી ? બસ બૈરાંની દુન્યાજ કપડાં ચપડાં ને હીરા મોતીમાં આવી રહી કે ? ઇડયટ !"

અરદેશર હોરમસજી એદલજી ધાતકોપરવાલા તે પેલી ભેદી ૧૮૫૭ નંબરવાલી રેક્ષીકારનાં ભલા અને ભોળાં હાંકનારની ઉપલી વાકચાતુરી સાંભળતાંજ મીની મુરતો ગોયા હબંતીને લાકડાંનો ટુકડોજ થઇ ગઇ. તેણી એટલી તો આબાદ રીતે લાકડાંનો ટુકડોજ થઇ ગઇ હતી કે અદીએ "એક્ચ્યુઅલી" (!) તેની ઉપર કરવત ફેરવીને વહેરવા વરીક માંડયું પણ તેટલામાં કરવું કરીમો કારસાજનું એવું થયું કે તે બીએ "અરે એઇ ! શું કરે છ ?" કરીને જે મોંએથી

એમ મારી કેની તે અદુના હાથમાંથી કરવત બસ્વત બધું પડી ગયું અને તે દીંગમુઢ જેવો ઉભો રહેયો.

" અરે મીનાં તું તો હબતીને લાકડું થઇ ગયલીની ? "

" હા. પણ તેથી કાંઇ લાગલું વેહરવાખી મંડી જવાતું હોશે શું ? મારા સાહેબ જંગલી કેદેના ? " મીની છેડાણી.

" અરે પણ ગાંડી. તું લાકડાનો હમણાં ભાવ શું છે તે જાણે છ ? "

" માંડી વાળો તમારી ફીલસુફી ! પણ હું એમ પૂછું કે એ તમે જે શખ્સને બેનીસ્તાન પર ઉતારી આયા. ને જે મારા ધારવા પ્રમાણે બેરન મંચોઝન છે તે જો હજુ વલી તાંહજ બેઠેલો હોય તો તેને હંઇ પકરી કાં ન લાવતા ? "

અદીએ પોતાની ફ્રેંચ બીયર્ડ જમણાં હાથમાં પકડીને બે ત્રણ મીનીટ સુધી ગંભીર ગોર કરયો અને પછી ઘણુજ ધીમા અવાજે કહ્યું, " કોણ જાણે ? "

" અરે કોણ જાણે શું તમારૂં બેથર ? જાવોની, ધમોની, હોરતા કે જઇને પકરી લાવોની નહીં તો ઓય કરતું કે ગોડમેવ વાગી જતું રહેશે ને મુવો ચાલી જતો રહેશે તો હું કાંઇ જઇને ભરસ ને તમારૂં શું આંથરૂં ભરસ ? "

" ચપ ! ચપ રાન અવર કેયેતી ! એમ જો તે જતે કોઇ કોઇને બખી બોલી મરે છ તેમાંજ આંદણુબાઇએ પાણીયું આપ્યું કેની ? "

" હવે તમે હંઇથી ભરયા બારમાં પતોઃ કે સુદવામાંથી બરતું લાકરૂં લાવવાને ગંન્ના વેરનો ધકકો ખાઉ ? "

" નહીં; નહીં, છેક એટલી બધી તજદીર ના લેતી ! એક તો પપેરા જેવી પતલી છે તેમાં દેહજ લેવઇને લેવરા જેવી થઇ જશે ! લે આએ તારેજ હાથના પોપટછ તુંજ ખા, મારા તો પેટમાં દુખશે, એ ખાવમતો ! ને ચાલ, હવે હું જાઉં છ ને તારા માનીતા બેરન મંચુઝનને મુછમાંથી પકરીને ઘસરી લાઉંછ ! "

" જો વરી આવાં મોટાં માણસને કોઇ રીતનું અપમાન અપમાન કરતા ના જો ! નહીં તો જીવતાજ ગરી જવશ ! હા ! ને તમારૂં કીધું તહમે જાણે ! "

ગયો.

અદી ગયો.

પોતાની પ્યારીનો સરપાવ સાંભતો ગયો.

ટોપી લઇને ગયો.

ગાળ દઇને ગયો.

અંતે ગયો.

ગયો ખરો ! ! !

અને મીની ?

તે શું કરતી હતી ?

તેણી એક દેવદારી કબાટ આગળ ગઇ અને હળવેથી તેનું દરવાજું ખોલ્યું.

" ચાલ બહાર આવ, ગહવેર ! "

અને થડાક કરતી કે એક શકોડી ઇરાની બાઇને કબાટમાંથી બહાર કુદી પડી !

---

## પ્રકરણ ૬૧ મું.

( જેમાં " એ કોણુ ? મારા પપા ? " એમ કોણ બુમ મારે છે તેજ જણાતું નથી ! )

પચાસમાં પ્રકરણ મધે આપણે શેરલોક હોમઝને બેનીસ્તાન મધે ટીંગ ટીંગ છુ ને જોઇ અજબ થતો છોડી આવેલાં તે યાદ છે, કે વળી વીસરી ગયાં ? એમ ઘડી ઘડી બધું વીસરી જયા કરશો તો કેમ થશે ? કેહછે કે મંડીનો ખોરાક ભેજાંને પુષ્ટી આપે છે તો જરા તેજ ખોરાકનો વધુ છુટથી ઉપોગ કેમ નથી કરતા ?

" એ કોણુ ! ટીંગ ટીંગ છુ ? ચીનાઇ છુપી પોલીસનો દુન્યા બાપીન ડીટેકટીવ ! " બેલરવારે ચીચારી મારી.

સારે નસીબે બેંડવાલાઓ " ગેટ અવાડ્ડે એન્ડ ગેટ અનદર " વાળો રાગ જોરથી કો

જોરથી વગાડતા હતા કે શેરલાની તે કલાખડોર બીલકુલ કોઇને કાને પડી નહીં. "ડ્વન" તે ચીના ડીટેક્ટીવે વડીક તે ચીચ્યારી સહમજી નહીં અને તે તો મારો વહાલો પોતાની લાંબી ચોટલી સાથે ગેલ કરતો જાણે કશોમાં હોયજ નહીં તેમ આમ તેમ ફરવા લીધો.

"એ ક્યાં શા કાજ આવી મુએો હશે ?" શેરલોક મનસે વીચાર કરવા લાગ્યો, "રખેને લુપીન ને લગતા કેસમા ચીનાઈ સરકારે એને રોક્યો હોય ? મરી ગીયા ત્યારે તો ! એની આગળ માહરા જેવા ખુદ્ર અસતરાનું શું ચાળવાનું ઉતું ?" એટલું વમાસીને મોંસ્યું હોમઝે પોતાની ડાયરી ખેંચી કહાડી.

ડીટેક્ટીવ લોકની ડાયરી કેવી હોય તે જાણવાનો જો તમને શોખ થઇ આવ્યો હોય, તો અમારી આએ જ્યતોડ ચાલુ વાર્તાનું છઠ્ઠું પ્રકરણ જુવોજી. તે મંહે એવી એક ડાયરીનો આબેહુબ ફોટોગ્રાફ (છબ્બી) રજુ કરવામાં આવ્યો (આવી) છે !

મંજકુર ડાયરીનું તા. સાતમી જાનેવારીનું પાનું ઉઘાડયું અને તે માહેલી યાદી તેણે ફરીથી અને ફરીથી દશેક વાર વાંચી. વળી તમો લોક હંમેશની બુરી ટેવ પ્રમાણે જાણવા માંગશો કે તે યાદી શું હતી, તેથી કરીને મોહત ચેતીને ક્યાં ટપકાવીજ લઉં છું.

"સ્કૉટલેન્ડ યાર્ડમાંથી ચીઠી મળી કે લુપીન ફ્રાન્સમાંથી છટકવાની પેરવી કરે છે, અને ત્યાંથી નહાટેલો સીધો હીંદ ખાતે તેની અસલી પરણેતર ઓઇમાયને મળવા જશે એવા દરેક સંભવ છે. બાઇમાયની બેહન ચાંદણુ મુંબઇ ખાતે પારસી બાનુ લુપીન તરીકે જાણીતી છે, અને ફ્રાન્સનું પોલીસ ખાતું નક્કી માને છે કે લુપીનની આ હીંદી મુલાકાતમાં પણ કાંઇક ભરમ હોવો જોઇએ. વિલાયત ખાતે રોડનારી ડરબીની શરતને લગતો કાંઇક ગોટાળો હોય એવો શક ઇટલીનાં ફ્લોરેન્સ શહેર મધે રહેતા એક ગરીબ પાદરીને આવવાથી તેણે રોમના નામદાર પોપ સાહેબને તે વાતથી વાકેફ કરવાનો ઇરાદો રાખ્યો હતો પણ તેટલાં તો તે વાતનો પતો સ્કૉટલેન્ડ યાર્ડ ને આપોઆપ મળી જવાથી મને આ મહાન કમીશન સોંપાયું છે."

ત્યારે શેરલોક હોમઝ કેવી રીતે હીંદુસ્થાન ભણી આવવા પામ્યો હતો તેની બાતમી ઉપલી નોંધ મધેથી મળી આવે છે. તેણે વળી તે નાની કીતાબ બાજુએ મેલી અને ઉંડાણ વિચારમાં પડયો.

"ફ્રાન્સના લુપીનની બૈરી મુંબઇમાં કેમ હોય ? એ શું ક્યાંનો રેહવાસી હોશે ? ત્યારે એની આટલી બધી શાહચોરીઓનું માન ફ્રાન્સને ફાલે ખોદાબખશજ ચીટકી બેઠું. શું ? ને એની બૈરીની બ્હેન તે વળી પારસી બાનુ લુપીન તરીકે ઓળખાયછ ? એ બધો શું ઘોટાળો પીંડાળો હશે ! લાવ જરા બીજી નોંધ તો વાંચું !" અને તેણે તે ડાયરીનું તા૦ ૧૧ મી જાનેવારીનું પાનું ઉઘાડયું.

"મારસેલ્સ, વાયરલેસ સંદેશો. લુપીનને પકડવાનું જાહેર થયલું દશ કરોડ પાઉંડનું ઇનામ ! ફ્રાંસની સરકારે જાહેર કરેલી ચેલીંજ.. આખી દુન્યાના દરેક દેશમાંથી લુપીનની પાછવાડે છુટેલા ડીટેક્ટીવોની સતાવાર ટીપ !."

અને શેરલાની ડાયરીમાં લગભગ તેર હજાર નામોની મસ મોટી ગંજાવર ટીપ હતી જે આપણે વાંચવા બેસશું, તો બે વરસ લાગશે વાસ્તે ટુંકમાંજ સહમજી જાઓની કે લગભગ દુન્યાના દરેક દેશમાંનાં નાહલ્લા મોટા બધા જ ડીટેક્ટીવો (એમેચ્યુઅરો સુધાં) નાપાક લુપીન ને હીંદુસ્થાન આવીને નવાં કાળાં ધોળાં કરતો પકડવા નીકળી પડેલા !

"તેર હજાર ડીટેકટીવો!" શેર લોક વળી વમાસણમા પડયો. "તેર હજાર! હાઆઆઆ!" એ ગાડરયા ટોળામાના કયા એકને ફાળે દશ કરોડ પાઉંડનું ઇનામ આવશે? અરે કોણ એ ઇનામ મેળવવાને ભાગ્યવાન થશે? માહરૂં નસીબતો માહરી સાથેજ છે રે, પણ તેમા આ એ કીર્તિની કળગીર છે કે? બસ, હવે તો મહેનત કરૂં ને તેના ફળની વાર જોઉ! કબીર કહી ગયોછ કે,

કીયે બીના કરે લીના
દેવ કછુ નહી દેત
બેન બીજ વાવે નહી
તો કયુ જામે ખેત?

યાઓને, મહેનત કરયા વગર ખુદા કાંઇબી આપતો નથી. ખેતરમા બીયા વાવે નહીં, તો તેમા પાક કયાથી થાય? એ કબીરબી બેટી બાપ બોલેછ તેમા ખોટું કઇ નહીં જો!"

એટલુ બોલીને શેરલોક ઉઠયો; બે હજી લગભગ પુરૂં થવા આવ્યુ હતુ, અને આટલો વાર બેઠા છતા અને આજના દીનસનો સૂર્ય ગાયબ થઇ જતા છતા તેણે પોતે કઇભી નવીન સોધ નહી કાધેની હોવાથી તે નિરાશ થઇ ગયેલો હતો

બે કલાકનુ પ્રોગ્રામ પુરૂં થવાને હવે ફક્ત એકજ સુરીલો સરોદ બાકી હતો અને ગોડસેવ વાગે નહી ત્યા સુધી ત્યાથી નહીં જવાનો આપણા મહાન ડીટેકટીવ શેરલોકજીએ કસદજ કર્યો હતો. તેવણ લાકડા પરથી ઉઠીને પેલા ચીનાઇ ડીટેકટીવ ટીંગટીંગ લુને જોતા ફરવા લાગ્યા તેવણે પોતાની ચગોર ચશમોએ જોઇ લીધું કે હવે હીદુસ્થાન મધે લુપીનને પકડવા કાજ તમામ દુન્યાના બધા હોશિયાર ડીટેકટીવોનું મોટું મજ્મ રતો ભગગેજ અને ત્યારે તેવા દેશ પરદેશમા કાબેલ સેન્યઓના ગંજાવર પ્રદર્શનમા પહેલું ઇનામ મેળવવાનુ માન કોઇ જેવુ તેવું તો કહેવાશેજ નહીં!

તે કોણને મળશે?
તે કોણ મેળવશે?
તે કોણ જીતશે?
તે કેમ મેળવાશે?
તે કયા મળશે?

"ઓહો! સાહેબ તમે હાંજ છેવકે?" અહી ટેક્ષીવાલો ટોપી ઉંચકીને શેહરયારજી હોરમજીને પુછવા લાગ્યો, "તમારી પાકીટ મારી ટેક્ષીમા રહી ગયલી?"

શેરલોકે ગભરાઇને પોતાના ઓવરકોટના ગજાં તપાસ્યા "હા! હા! કાહ છે? તમે લાયાછ?" શેરલોકે સો રૂપ્યાની નોટ કહાડલા ગભરાઇને કીલ્યાણ કરી મેલ્યું

"નહી, મે તો દાદરના પોલીસ સ્ટેશનપર તે આપીછ. આવો ત્યા તમોને લઇ જાઉં?"

શેરલોક એક બોલે કબુલ થયો અને ગોડ સેવ વાગે તે અગાઉ પેલી ટેક્ષીમા કુદી બેઠો.

ટેક્ષી ચાલી, પણ તે કાંઇ દાદર તરફ જતી નહોતી! અરદેશરની લુચ્ચાઇ હતી! તે બેવકુફ શોફર શેરલોકને ગોળવાડની ગલીમા આવેલા મીસ મીની સુરના ઘરને આગણે ઘસડી લાવ્યો હતો!

"એ કોણ? મારા પપા?"

---

## પ્રકરણ ૬૨ મું.

(જેમા જાય પૂગલું લુપીનનુ એક જપાનીસ સબમરીન ઉપર જ્યા આવું તેણે—નાસ્તાપર નાગલું આખી દારનું ઇંડું.)

"લારામી" મેલસ્ટીમરની છેક લગોલગ પેલી કોઇ બેટી સબમરીનનો પેરીસ્કોપ આવી પુગેલો જોઇ તેની ઉપર ટુટી પડવાની તેયારી કરતો, આપણે ભલા લુપીનને છપ્પનમા પ્રકરણ મદ્દે છોડી આવ્યા હતા તેની ફીમ તો છે ને?

(હવે જરા ખુરશીમા તકાં થઇને બેસો પ્લીઝ ને ધ્યાન દઇને કહાણી કારસાને લુલાવે તેની

આ ખરી બનેલી વાત સહમેજજો ! લુપીને જેવો પેલી પેરીસકોપ ઉપર મુક્કો મારયો કે તુરતજ સબમરીનનાં ઇજનેરે ગભરાઇને એનજીનની ચાવી ઉંધી ફેરવી જેથી તે સબમરીન પાણીની અંદર વધારે ઉંડી જવા લાગી, પણ લુચ્ચા લુપીને તે વાતની ગણત્રી કરીજ રાખેલી હેની, તે તેણે તુરતજ પેલી કમપ્રેસ વેક્યુમની શીશીનાં બુચ ખોલ્યો અને પેલા ડુબી જતા પેરીસ્કોપની સામે તે શીશીનું મ્હોં ધરી રાખ્યું.

તુરતજ તે પેરીસ્કોપ ઉપર લુપીનની અદ્‌ભુત નવીન સાયનટીફીક શોધની અસર થતી જણાઇ અને ધીમે ધીમે તે સબમરીન, તેના ઇજનેરની જીવતોડ કોશેશ છતાં પાણીની સપાટીથી વધુ અંદર ડુબવાને બદલે ઉપરને ઉપરજ આવતી ગઇ !

અરે યારો ! કંઇ ખ્યાલમાં વાત ઉતરેછ? ગંજાવર હોર્સ પાવરનાં જંગી ઇનજીનો જ્યારે તે સબમરીનને પાણીની અંદર લઇ જવાની અછાડ પછાડ કરતાં ત્યારે આ અદભુત પારસી શાહુ-ચોરની રસાયણી કરામત તેજ સબમરીનને પાણીની ઉપર તેરવી લાવી હતી ! અને તેબી કેમ? ફકત એક સવા ઇંચની નહાનકડી કાચની શીશીની મદદ વડે !!!

જોત જોતાંમાં તે સબમરીનનો પેરીસ્કોપ પાછો પાણીની સપાટી ઉપર ખેંચાઇ આવ્યો અને પાણીમાં પડેલા લુપીને તુરતજ તે પકડી લીધો. તેણે હજી પણ પેલી શીશીનો બુચ ખુલ્લોજ રાખેલો હતો અને હવે ધીરે ધીરે તે આખી સબમરીન ઉછળતા મહાસાગરને મથાળે ખેંચાઇ આવી.

તે બીતર સાગર વહાણ ( એટલે સબમરીન ) જ્યારે સંપૂર્ણ બહાર આવી રહ્યું ત્યારે લુપીન તેના દરવાજા તરફ ગયો. હજી તો તે દરવાજો ઠોકે તેટલાં તો તે દરવાજો પોતેજ ભપ કરતો ઉઘડી ગયો અને તે માંહેથી ડપ કરતો કે એક જેપાનીસ ખલાસી બહાર આવ્યો.

"કોણને તમો પુછો છ ?" તેણે ઘણુંજ ભીકાસથી હસીને પુછ્યું.

"અરે આ હું કોઇને પુછતો નથી ! એમ તે વરી કોઇ દરયામાં ડુબકી મારીને સબમરીન પર લોકને મળવા આવતું હોસે ?" લુપીને જરા ફફડીનેજ કહ્યું.

"અમારા દેશમાંતો તેમ કોઇ નથી કરતું પણ આએ પરાયાં પાણીમાં તેવો કાંઇ રીવાજ હશે, કાંએ જે એવી રીતે ચાલતી સબમરીનપર ચઢી આવનાર આજે તમો ચોથા પરોણા છેવો સાહેબ!"

"ચોથો ? શું આ એ તરફ એટલા બધા માણસો દરયામાં ડુબકી મારે છ? આ સબમરીનનો માલેક કોણ છે ? હમણાં એ કોણના હુકુમતમાં ચાલે છ ?" લુપીને ઉતાવળે પુછ્યું.

"પહેલસાં તો આપ સાહેબ અંદર પધારો. જરા સગડી આગળ બેસો, કપડાં સુકવો; ચા પીઓ, પછી હું તમારા એ બધા સવાલોના જવાબ આપું. આસ્તે-માથામાં લાગે નહીં, સંભાળીને, વાંકા વળીને અંદર ઉતરો સાહેબ."

તે જેપુ ખલાસી નમનતાઇનો એટલો બંડાર હતો કે લુપીન ખરેજ પોતાનાં સાહાસ કર્મથી ખુશીજ થયો હતો. તેણે દુઃખનીજ લાગણીઓથી વીચાર્યું કે અત્યારે જો તે "લારામી" પર હતે તો કયારની ઝીંગોમારે તેના હાથોમાં બેડી ઓળ-વાવી હોત, પણ આ તો ખુદાયેછીજ પાયા.

તેણે તે સબમરીનની અંદર ઉતરતાં જોયું કેતે વહાણ શણગારની બાબદમાં ઘણુંજ ઉમદા ટેસ્ટ દાખવતું હતું. બહારનાં દરવાજામાંથી અંદર જતાં પહેલ્લાંજ તે વહાણનો બેસ્વા ઉઠવાનો ઓરડો આવતો હતો. તે હોલ ઘણુંજ અજબ

પાલીસ ડેસ્ટથી ગોઠવેલો જણાતો હતો. ત્યાંની સઘળી સામગ્રી, સઘળું રાચરચીલું જાપાન દેશનીજ બનાવટનું હોવે પરાયાં આસામીને એકદમ ખ્યાલ આવ્યા વગર રહેતો નહી કે તે દેશમાં સ્વદેશાભીમાનનુ કેટલું મજબુત જોર હશે!

હૉલ છોડીને આગળ ચાલતા સ્મોકીંગ રૂમ આવ્યો જેની સાથેજ જોડેલો એક ડ્રેસીંગ રૂમ હતો જેમાં પેલો જેપુ ખલાસી આપણા નવલઇ કુમાના ને લઇ ગયો અને ત્યા સ્વાગત થવાનું જણાવી તુરતજ તે ચા લાવવા માટે દોડયો.

"કોઇ માલેતોજાર જાપાની શેઠયાની ખાએ સબમરીન લાગેછ હું?" લુપીને ભીંજાએલો ઓવરકોટ કહાડતા પોતાનાજ જીવ સાથે વાતચીત કરવાની ઘણીજ ખરાબ આદત પડી ગયલી હતી. "શુ યાર મારાંબી મોટા નસીબ છે? જ્યારેબી કાઇ કોશેશ કરૂંછ ત્યારે એજ ગેબી એની તો આવકારદાયક મદદ થઇ જાયછ કે જાણે બસ નહીં! મારા હોરમજદાર માસ્તરે મને બચપણમાં શીખવેલું હજુ મને યાદ રહી ગયુંછ, કે 'ખરાશા દુન્યામા તારે અરધી રોટલી પર સંતોશી રહેવું હાય તો દાદાર ઓરમઝની બંદગી કરયા કરજે ને અસંતોશી થાઇને વધારે મોજમજાનો લોભ કરવો હોય તો શેટાણુનો પીશો પકડજે!' તેજ પ્રમાણે આપરે તો આએ રોજ સહવારે ઉઠીને ઉંઘો અથાઉવેરીઓ અને શેહતાન ફરટ ભણીઆ કરયે તેનાજ આએ પરતાપ!'

તેજ પળે દરવાજું ખોલીને પેલો જેપી ખલાસી ચાહે નાસ્તાની એક ચીકાર ટ્રે સાથે દાખલ થયો.

લુપીન સઘડી આગળ બેસીને પગનાં તળ્યાં સુક્વતો હતો તેની સામે એક નાનાં જપાનીઝ ઇસ્ટાનપર તે ટ્રે મુકીને પેલો ખલાસી એક બાજુએ અદબ વાળીને ઉભો.

' "સાહેબ, આ પીવો અને પછી હું તમારા પેલા ચાર સવાલોના જવાબ આપીશ." તે બોલ્યો.

"ચાર સવાલો? તે શું?" લુપીને ચકીત થતાં પુછયું.

"એ વળી પાચમો સવાલ થયો. એ બધાંના જવાબ તમોએ ચા-પાણી કર્યા પછીજ મળશે. ચલાવો સાહેબ, એમ શરમાવોછો શેના?" લુપીનને અચકાતો જોઇ તેણે કહ્યું.

"એ ખીલાડીનાં ભેજાની અકુરી છે સાહેબ" લુપીનને એક રકેબીમાંની વાણી સુંઘતાં જોઇ તે બોલ્યો.

"છીઇઇઇઇ! તમે લોકબી ચીનાઓના જેવાજ ડરટી છો શું? લાવ, હું તો આએ આખી દારનાં ઇંડાજ ખાઇશ."

"હા સાહેબ, જરૂર ટેસ્ટ કરો. એ તો અમારી સૌથી રીચ વાણી છે. નાગનાં ઇંડા કાઇ બધાંનાંજ નસીબમા નથી મળતા!"

"નાગનાં ઇંડા? છીઇઇઇઇઇ એ એઓએઓ ફુઉઉઉઉઉ! કમબખ્ત, ખીલાડીનાં ભેજા ને નાગનાં ઇંડાંજ ખવારશે કે કંઇ બીજુંબી છે?"

"સાહેબને વરે સૌમા શ્રેષ્ટ વાણીઓ બનાવી લાયો ને એમ કરો છ? લ્યો, આ કાનકચુરાનો સાહસ છે તે ચખો! તમારા પારસી લોકના કોલમીના સાહસને ટક્કર મારે તેવો છે!"

"હે? પારસી લોક તેં કેમ જાણ્યું કે હું એક પારસી છેઉ" લુપુ પીરોશા નવલઇ કુમાનાએ ચકીત થઇને પુછ્યુ.

"તમાં શું મોટું જાણવાનું મેડેરબાન? તમે ઉંઘો ચાવેરીઓ ભણતાના તે શું જાણે બેસહમજેલુંજ નહીં એમ? હું અંદર આવ્યો તાહરેજ તમુને ભણતા સાંભળ્યા કે 'દાઝદ હાઓપીતં ચાહ દ્વી દશાબ રતોર થાબ

ઓરીયન્ ડુબ થાય ' ને તેમ સાંભળતાં તુરતજ મેં જોઇ લીધું કે તમે શયતાનને પગલે ચાલનારા એક પારસી છેવો કરીને ! ”

લુપીનને માટે આ જેપાનીસ પોરયાનો એકરાર ખરેખરજ ગભરાવનારો થઇ પડયો. જો તે જેપુ ખલાસી આવો હુશીઆર હશે તો લુપીનછ જેવા શાહુચોરને ત્યાં ઉભું રહેવું કેટલી હદ સુધીનું મુશ્કેલ થઇ પડે તેનો તે ખ્યાલજ નહીં કરી શકયો.

"અરે પણ બેટી બાપ, તું તો જાપાનીસ છે ને અમારા લોકના ઉંધા કે ચતા અથાઉ વેરીઓની વાત તું કયાંથી જાણે ? ”

"જોવેની શેઠ અમારા દેશમાં તમારી કોમના કેટલાક સાહેબો ઘણાં વરસની વાત પર વેપાર કરવા આવ્યા. તે લોક આયા તાહરે પેહલ્લાં ચત્તો થાઉવેરીઓ ભણુતા'તા પણ પછી જાહરે જોયું કે જાપાનમાં કોઇબી વેપારી સાચો નહીં હતો અને સાચું બોલ્યો તે વેપારી મુવોજ છુટે એમ જાહરે તે લોકે જાણ્યું તાહરે અંતે લાચારીના મારયા તે લોકે ઉંધો થાઉ વેરીઓ શરૂ કીધો ! યુ સી ?" તે ભલા અને ભોલા જાપાનીસ ખલાસીએ લુપીન આગળ આ નવાઇ જેવો એકરાર કરયો.

"ઓહો ! આય રી ? ને તે પરથીજ તેં જાણ્યું કે હુંબી કોઇ પારસીજ હોવશ કરીને ? ”

"હાસ્તો વરી. સાહેબબી જાપાનમાં વેપાર કરી આવેલા કે ?"

"બોદા નહીં દેખારે ! મારો બધો વેપાર ફ્રાન્સ દેશમાં " લુપીને ચાહેનો ગોટ ગળતા કહ્યું.

"તે ફ્રાન્સના વેપારીઓબી ઉંધો થાઉ વેરીઓ ભણાવે તેવા છે શું ?" તે જેપુએ કાળજી દાખવી.

"નારે, તદન હીરાદોર જેવા ! લે ચાલ, આએ બધું ઉંચકી જા હંઇથી. મારે નાસ્તો નથી કરવો. બસ જે ચાહે પી લીધીછ તેજ ઘણું છે. ”

"જેવો હુકમ. ત્યારે લ્યો પેલા પાંચ સવાલના જવાબ આપું છ તે સાંભળો; તમારો પેહેલ્લો સવાલ " ચોથો ? " તેનો જવાબ " હાજી, ચોથો. " તમારો બીજો સવાલ " શું આ એ તરફ એટલા બધા માણસો દરયામાં ડુબકી મારે છે ? તેનો જવાબ. " હા સાહેબ, એવુંજ કાંઇ દીસે છે ખરૂં. " તમારો ત્રીજો સવાલ " આએ સબમરીનનો માલેક કોણ છે " તેનો જવાબ જાપાનીઝ ગવર્નમેન્ટ, મારા મહેરબાન. " તમારો ચોથો સવાલ " હમણાં એ કોણના હકુમત માં છે ? " તેનો જવાબ " જાપાનના સૌથી કાબેલમાં કાબેલ અમારા મશહુર ડીટેકટીવ ઉંદરે મારૂં અયસા કયસા ના ! ”

" શું ઉંદર ? " ઉપલું સાંભળતાં લુપીન ગભરાટથી એક જબરી છલ્લાંગ મારીને, ઉઠતાં એક ભુખ્યા વાઘની અદાથી બરાડયો. "કોણ ?"

" આસ્તેની, પણ સાહેબ ? તમે એમ કુદકા મારશો તો આએ સબમરીન ઉંધી વળી જશેની? જરા ધીરા પડો ? કાંએ, તમે અમારા એ મહાન ડીટેકટીવરાજને ઓળખોછ શું ? ”

લુપીને તુરતજ પોતાનાં મનનું સમતોલપણું સમું કરી નાખતાં કહ્યું; " હા—હા ! એવણુ એક વખતે મને પેરીસનાં પ્રદર્શનમાં મળ્યાતા તે યાદ આવેછ. એવણ મને મળી શકશે કે ? મારે એવણુનો જાતે આભાર આપવી ગાનનો છે કે, મારી આવી સુંદર પરોણાગત થાય છે ! ”

" અરે શું મારા સાહેબ પરોણાગત થાની હુરની? કેવો મજાકનો કાનકસુરાના સાહેસ તો તમે ખાધોબી નહીં ? પરોણાગત તો કયારે

ફીધેલી ગવાય, કે જ્યારે પરોણાંઓ તેનો પુરતો લાભ લીયે." પેલા જેપુ ખલાસીએ નીરાશી ભરયા અવાજે કહ્યું-

"શું કરૂં બીરાદર ? તને એ વિશે દલગીરી લાગી હોય તો સેવક દલગીર છે. એને બદલે જો તેં સુકકા બુમલાનો તતરાવેલો પાટીઓ કે તરેલો બીંગ મારી આગળ મુકયો હતે તો તું બી જરા જાણવા પામતે કે સત સાત વરસ વેર પોતાનું ઘેરબાર મુકી છુટેલો અને બાફેલું લીક ચાવતાં ચાવતાં તદન બેઝાર થયલો એક પારસી તક મળતાં એવાં મીષ્ટાનો સાથે કેવી હાથ ચાલાકી બતાવી શકે છે તે !"

"એમ ? એમ ? ત્યારે શું તમે સાત સાત વરશો થયાં હીંદુસ્થાનથી દુર રખડો છો ?"

"હા-હા. પણ ચાલની, તારા શેઠ સાથે મને પીછાણ કરાવની ?"

"હા. ચાલો આવો. હું મોને તેરણની કેબીનમાં લઇ જાઉં.

એટલું બોલીને તે જાપી ખલાસી આગળ ચાલ્યો અને લુપીનને પોતાની પાછળ આવવાની ઇશારત કીધી. થોડીક પાસીજો વટાવીને તેઓ એક કેબીનના દરવાજા આગળ આવી ઉભા. લુપીન તરફ ફરીને તે ખલાસી બોલ્યો; હવે તમો ત્યાં ઉભા રહેજો. હું અંદર જઇને મારા શેઠને ચેતવુંછ પછી અંદરથી ઘંટ વાગે ને તમો અંદર આવજો." એટલું કહીને તે અંદર ગયો અને જરા વારે ઘંટનો અવાજ સાંભળતાં લુપીન ધીમેથી બારણું ઉઘાડી તે કેબીનમાં દાખલ થયો.

"ઓ ! તમે ! તમેજ આએ સબમરીનના માલેક છે ? તમે જાપાનના મોટા ડીટેકટીવ ?"

"હા સાહેબ. હુંજ ! કંઇ હુકમ છે ?" જેપુ ખલાસીએ હસીને આવકાર આપતાં લુપીનને પુછ્યું.

(સાધન)

# ખહી !

# હાંફણ ! ! દમ ! !

## તથા જુની ખાંશી મારેનો સર્વેથી સસ્તો અને અકશીર વનસ્પતીનો ઈલાજ

# ડો૦ બે૦ મોતીવાલાનો

## " પલમોનીક પાઉડર " પુરવાર થયો છે.

એ ભુકીથી હાંફણુ, દમ, ખાંશી, પહેલા તથા બીજા દરજ્જાના ખહી, ફેફસાંના સોજા ઉપરાંત ઉધરસ, હાંસો, સુજેલાં અથવા બેડેલાં ગળાં, અને ગુરદાના સોજા ઉપર ઘણીજ સરસ અસર થાય છે. જો એ ભુકી સાથે " મોતીવાલાની ખાંશીની ગોળીઓ " ખાધી હોય તો ન માની શકાય તેટલી ટુંક મુદતમાં દરદી પોતાની હાલત સુધારેલી જોય છે અને થોડાક વધુ દીવસમાં તે પાછો તંદનજ સાજો થાય છે. એ ભુકી તથા ગોળીઓ સાથેજ વાપરવા ચાલુ કરવાની હમારી, તથા જેઓને ફાયદો થયો છે તેઓની તેમજ ઘણાક જાણીતા તબીબોની ખાસ ભલામણ છે. એના ગુણની ખાત્રી ફકત એકજ વાર વાપર્યાથી થશે,

કી. ભુકીની દબી ૧)ના રૂ. ૦॥। તથા ગોળીની શીશી ૧)ના રૂ ૦।, રૂ. ૦॥ તથા રૂ. ૦॥।.

એકલા બનાવનાર:—

# ડો૦ બે૦ મોતીવાલા,

**મોરલેન્ડરોડ, ભાયખલા કલબની બાજુમાં, મુંબઈ.**

( થોડીક સરટીફીકેટો ).

૧. શ્રીમંત મહારાજ હરીશીંગજી રૂપશીંગજી, તે ભાવનગરના મહારાજાના બંધુ, લખી જણાવે છે " હમારા એક સ્નેહીની માતુશ્રીને પંદર વરસ થયાં દમની વ્યાધી હતી તે માત્ર તમારી ગોળીઓની એકજ શીશી વાપર્યાથી તદન આરામ થયો છે. "

૨. શેઠ કાવસજી દાદાભાઈ નાયગામવાળા, એમ. એ., એ...આઇ. સી., તે એલફીસ્ટન કોલેજમાં નેચરલ સાયનસના પ્રોફેસર, મુંબઇથી લખે છે, " મેં મોતીવાલાની વનસ્પતીની હાંસાની ગોળીઓ તપાસી છે. તેમાં કાંઇ પણ પારો, સોમલ અથવા બીજી ધાતુની બનાવટ નથી. "

૩. ડોકટર બાલચંદ્ર કૃષ્ણા, એલ. એમ., જે. પી., તે વડોદરાના ગાયકવાડ મહારાજાના ખાસ ડાકટર તથા વડોદરા રાજ્યના સર્વેથી વડા તબીબ સાહેબ જણાવે છે, " મોતીવાલાની ખાંશીની ગોળીઓ ગુણકારી તથા ફાયદાવાળી છે.××××એ ગોળીથી ખહીના પણ દરદીની ખાંશી નરમ પડી તેની પીડાકારી [illegible] ”

# ગુલબદન ગુલ.

યાને

## મહાન અકબરનો જમાનો.

### ( મોગલ શાહનશાહતની જાહોજલાલીનો યાદગાર સ્રો. )

ગુલશનુ માટે ખાસ.

લખનારઃ—ભાગલ્યા.

( ગયા અંકથી ચાલુ. )

### આગલાં પ્રકરણોનો ટુંકસાર.

કાશ્મીરની નજદીક આવેલા હિમાલય પર્વતની બદ્રીનાથની ટેકરીપર એક યોગી વસતો હતો. તેને મળવા કાશ્મીરના વડા વજીરનો બેટો સીધરાજ અને તેનો ગુરૂ કલુસા નામનો જ્ઞાની બ્રાહ્મણ પર્વતો ઓળંગના આવ્યા હતા. રસ્તામાં તે યોગી માટે કલુસાને પૂછતાં જણાયું કે કાશમીરનો તે ગાજી રાજા નંદગુપ્ત હતો. સીધરાજનો વિવાહ તેના કાકા તે અલ્હાબાદના સુબાની એક પૂરી દીકરી વેરે કરવામાં આવ્યો હતો.

આ સુંદરીનું નામ ઇંદુમતી હતું. તે બનેનો મેળાપ હર્ષિત હતો, તેવામાં સીધરાજનો કાકો સાલુના પોતાની સાથે બત્રીજાને લઇ ગયો અને ત્યા તેણે અકબરની દરબારમાં રહી સંધારા લેવા સમજાવ્યો કેમકે અકબર કાશમીર જીતવા માંગતો હતો. સીધરાજને આ વાત ગમી નહિ પણ કાકાએ તેને સમજાવ્યો. તેવામાં તેમની મુલાકાતે યોગી ગોરખ આવ્યો.

શાહ અકબરનો મેહેલ જોતાં સીધરાજ છકક થઇ ગયો. સાંજે કલુસા અને સીધરાજે ફૈઝી અને તેના અંગત મિત્ર મુબારકની મુલાકાત લીધી. તેમને ખાસ આવકાર આપવામાં આવ્યો. સીધરાજે રાજ્યમાં ચાલતી બેવફાઇ માટે સવાલ કરતાં ફૈઝીએ તે હસી કાઢી છૂટાં પડતાં કોઇ પી બાબતમાં જરૂર પડે તો સીધરાજને ફૈઝી ને મુબારકે પોતાની આગળ સર બોગ ચાલી આવવા જણાવ્યું. નોકરીપરથી નીકળતાં તેને એક દાસીએ આવી જણાવ્યું કે તેણીની શેઠાણી તે રાત્રે તેને મળવા માંગતી હતી. સીધરાજ ચોંકયો ને ટગાયો પણ તે દાસીએ તેને સીફતથી સીસામાં ઉતાર્યો. શાહીબાગમાં ફરવા ગયો ત્યાં એક ઝાડ નીચે આરામ લેતા અકબરને તે મળ્યો. અકબરને તેણે ઓળખ્યો નહિ. તે તો તેને કોઈ મોટો રાજપુરૂષ સમજ્યો. અકબરને તે ગમી આવ્યો પણ વાત થતાં તેણે અકબરને લોભી જાહેર કરતાં અકબર છેડાઈ પડયો પણ સીધરાજે નિર્દોષપણે એવો તો સરસ પોતાનો બચાવ કર્યો કે અકબર ખુશ થઇ ગયો.

નેમેલ વખતે સીધરાજ તે સુંદરીની મુલાકાતે ગયો. જેનું નામ ગુલબદન ગુલ હતું. તેણીએ એવી સીફતથી કામ લઇ તેને સીસામાં ઉતાર્યો કે તે પોતાનું ભાન ભૂલી ગયો. તેણી કોઇ વેપારીની વારસદાર હતી જે વેપાર અર્થે ઈરાન જતાં ગુમ થઇ ગયો હતો. આ કાગળ તેણીએ પોતાની સખી પર લખ્યો હતો, જે આગ્રાના થોડાક આગેવાનોની બ્હીકથી કાશમીર જઇ ભરાઇ હતી. તે સુંદરીનો કાગળ ચ્હેરો જોતાં જ સીધરાજ કબુલ થયો ને કલુસા બીજે દીવસે કાશમીર જવા નીકળ્યો તેને તે કાગળ આપ્યો.

આ પછી શાહી લશ્કરની તપાસ થઇ. ત્યાં સીધરાજે અકબરને ઓળખ્યો. અકબરે હસીને તેને આવકાર આપ્યો. ફૈઝી એ સીધરાજને અકબર આગળ રજુ કર્યો. શાહે સીધરાજ સાથે છુટથી વાત કરી તેને સ્વતંત્ર સ્વભાવ બતાવવા તાકીદ કરી. ફૈઝી ગભરાયો પણ પાછળથી સીધરાજ સાથની અકબરની મુલાકાત જાણતાં તે ઘણો ખુશ થઇ ગયો. ત્યાંથી બહાર નીકળતાં તેમને સલીમ મળ્યો. શાહજાદાએ પરોણાને

ઇજન કરતાં તેણે તે કબુલ્યું. સીધરાજને ઓળખાવતાં તેને પણ ઇજન થયું. મોડેથી. તે મંડળીમાં સીધરાજ પોતાના કાકા સાલુનાને આવતો જોઈ અજબ થયો. સાલુનાએ પોતાના મિત્રોમાં હવે અકબર સામે ઝેર રેડવા માંડયું ને અર્થનો અનર્થ કરી અકબર જો નવો ધર્મ સ્વિકારે તો તેની સામે થવાં હિંદુ મુસલમાનોને ઉશ્કેર્યા.

ગાયનો પછી શરાબનો દોર ચાલતાં આખી મીજલસ મસ્ત થઇ અને બધાં ચકચુર થઈ ભોંયે પડયા ત્યારેજ સાલુના પોતાના ભત્રીજાને લઈ બહાર પડયો. ગુલ બદન ગુલની મુલાકાત હવે સીધરાજે ચાલુ લેવા માંડી. તે ગોયા તેણીનો ગુલામ બની ગયો. તે સ્ત્રીએ ઘણીજ ચાલાકીને કુનેહથી તેને એવો તો મોમ સમાન કરી દીધો કે તેણે નીમકહરામી કરવા કબુલી ને અગાધ પાપી પ્યારને ખાતર તેણે પોતાનો બળવંત ને નિર્દોષ પ્યાર દીલમાંથી ખુંચવી કાઢયો. આખરે ગુલામગીરીનાં ખત સાથે તેની માંગણી બર આવી.

અકબર સામેનાં કાવત્રાંમાં સલીમનો હાથ છે એવું જણાતાં સલીમને આગ્રામાં રહેવું ભારે પડી ગયું. અકબરની ઇચ્છા બલકે હુકમનુસાર તેને અલ્હાબાદ જઇ રહેવાનું ફરમાન થયું. ત્યાંનો સુબો તેના પ્રપંચમાં અગત્યનો હોવાથી આ ફેરફાર સલીમને ઘી કેળાં સમાન થઇ પડયો. અલ્હાબાદ આવતાં સાલુનાને ત્યાં તેની બેટી ઇન્દુમતિ સાથે તેનો મેળાપ થયો, કે જે અપ્સરા જોતાં સલીમ ગોયા દીવાનો થઇ ગયો તે તેણીને એક દીવસ એકાંતમાં મળ્યો ને તેણીને પોતાની થવા સમજાવી પણ તે સાધવી સ્ત્રીએ તેની લાલચભરી માંગણીને મચક આપી નહિ ને ઓર તેને ભલો થવા શીખામણ આપી, વફાદાર પરણેતર કેવી હોય છે તેનો અચુક નમુનો તે ભલી ઇન્દુમતિએ સલીમને બતાવ્યો. સ્ત્રી જાત આવી પણ હોય છે તે જોતાં સલીમ છક થઈ ગયો ને બીજે દીવસે અલ્હાબાદ છોડી ગયો.

બજારમાં ફરતાં સીદ્ધરાજ ખ્રિસ્તીઓથી વાકેફ થયો. તે દીવસે અકબરની સાલગ્રેહ હોવાથી મોટી ધામધુમ થઇ રૂપાંને ઝવેર સાથે તોલાઇ તે બધું રૈયતમાં વહેંચવામાં આવ્યું. આ ધામધુમમાંથી પાછાં ફરતાં સીધરાજની નજર ગુલબદન ગુલ પર પડી, જે પણ ત્યાંનો મહેમાંર જોવા આવી હતી. પરવીઝને પૂછતાં તેણે જણાવ્યું તે ફૈઝીના સૌથી વહાલા દોસ્ત મુબારકની ધણ્યાંણી હતી !.

ફાટફાટ થતાં જીગરે પોતાનાં નસીબને કહુવા દેતો ગુલના મકાન તરફ તે ગયો. ગુલ સમજી ગઇ. તેણીએ ઘણાજ ગમગીન અવાજે પોતાની કહાંણી કહી. ફકત પ્યારને ખાતરજ તેણીએ આ કર્યું હતું તે તેને સમજાવ્યું ને છેલ્લી વખતે મળી ભેટીને જવા તેને લલચાવ્યો. સીધરાજના જીગરમાં નેકીને બદી વચ્ચે જંગ જાગ્યું પણ આખરે બદી ફાવીને તે સ્ત્રીને છોડવા લાચાર બન્યો. મુબારકને ફૈઝી તરફની તે ફરજ ભૂલયો ને 'ગુલ, તારા વિના હું જીવી શકું નહિજ ! તું મારી જીંદગી છે' કરીને વળગી પડયો.

શાહજાદા સલીમે તેને ગુલની દાસી પાસે સીધરાજના બે કાગળો ચોરાવ્યાં ને તે લઇ અલ્હાબાદ ગયો. ઇંદુમતીને સીધરાજની બેવફાઇની ખબર પુગાડતાં તેણી પહેલાં ગુસ્સે થઇ પણ શાહજાદાએ તેણીને સીધરાજનાં કાગળો આપ્યાં ત્યારે તેણીનું જીગર તુટી ગયું. તે છતાં તેણીએ શાહજાદાને પરણવા ધસીને ના પાડીને સલીમની પૂઠે તેણીનો બાપ સાલુના આવ્યો. તેણે તેણીને સલીમની પરણેતર થઈ પોતાના હવાઇ કિલ્લા ખરા કરવા બહુ સમજાવી પણ તેણીએ તેને જરાએ મચક આપી નહિ. વધુ દબાન થતાં તેણી મોતને આધીન થશે એવું જણાવતાં તે ગુસ્સામાં ચાલ્યો ગયો.

અકબરે તોહીદે એલાહી નામનો નવો ધર્મ તૈયાર કર્યો હતો. તેનું બ્હાનુ લઈ અકબર સામે કાવતરૂં રચવામાં આવ્યું હતું તેની ખબર મળી જવાથી પોતાના વફાદાર મિત્રો આગળ અકબર આ બાબત બળાપો કરી નવા ધર્મને લગતી ચર્ચા કરતો જણાય છે.

## પ્રકરણ ૧૧ (ચાલુ)
## તોહીદે એલાહી.

'ખરૂં કહયે તો આ તકરારમાં કોઇની પણ ભૂલ હોય તેમ જણાતું નથી. પણ જ્યારે મને આ આપતી તક મળી છે તો મારા મનમાં રમી રહેલો થોડોક ખોલાસો હું જરૂર કરીશ. ભલા ફૈઝી તથા મિત્ર કલુસા, તમોએ આજે જે ગંભીર તકરાર કરી છે ને આજે આપણી વાતે જે ઉંચ વળણ લીધી છે તે માટે હું તમારો મોટો આભારી થયો છું. આ તકરારની બરકતેજ મને ખોલાસો કરવાની તક મળી છે જે મારે મનથી ખરેજ આવકારદાયક છે. ત્યારે હવે તે ધ્યાનથી સાંભળો. આજ લાંબો વખત થયાં હું એવી જાતનો ધર્મ સ્થાપવાનો વિચાર કર્યા કરૂં છું કે જે દરેક રીતે ઉપયોગી હોવા સાથે ફીલસુફ ભેજાં ઓને સદંતર લાયક તથા ઓછાં ગ્નાની ભેજાં ઓને પણ તે અનુકુળ થઇ પડતો હોય. આ ધર્મના સીદ્ધાંતો અસલી મઝદયસ્ની જરથોસ્તી ધર્મના શિક્ષણપરથી મને ઘણાંખરાં મળ્યાં છે અને તેવાંજ બીજાં, ભલા કલુસા, તમારા પૂરાણા ધર્મમાંથી પણ મને મળ્યાં છે. સૂર્ય અને અગ્નીની પૂજા જે જગવિખ્યાત છે તે બાબે હું કાંઇ કહેવા માંગું છું. રોશની અને ગરમીના દેખીતા આકારોનો વિચાર કરવો એ પહેલી નજરે ખ્યાલી ને બીન જરૂરી લાગે છે પણ પૂરતી સંભાળથી તે પર મનન કરતાં આપણે જોઇ શકયે છીયે કે તેમાં સૌથી મહાન સચ્ચાઈ છે કે જે સૈકાઓ પછીના ઉત્તમ ગ્નાનથી તેના શ્રેષ્ટ દરજ્જે પુગ્યા વિના રહેશે નહિ. જુઓ ' અકબરે આકાશમાં નમતા સૂર્યના ગોળા તરફ આંગળી કરી કહ્યું ' ત્યાં આ દુન્યાંને રોશની ને જીંદગી આપનારો તેજસ્વી પ્રકાશ આપણને છોડી જાય છે પણ આવતી કાલે તે ફરી તેના પૂર બહારમાં આપણી નજરે આવનાર છે. પુરાતન જમાનામાં પ્રજા તેને ઇશ્વર ગણી પોતાની બંદગીઓ તેનાં વખાણ મારેજ કરતી હતી. તે પછીના જમાનાના ડાહ્યા ગ્નાનીઓએ તેને જીંદગી ને શક્તિની સૌથી ઉંચ બક્ષેસ તરીકે જણાવ્યો કે જેની મારફતે અસંખ્યે ચીજો માણસ જાતને મળી શકે છે. કારણ કે રોશની ને ગરમી દુન્યામાં જીંદગીનાં સાધનો જ છે, તે વગર દુન્યા જીવી શકે તેમ નથીજ. સૂર્ય, ચંદ્ર, તારા, વિજળીના ચમકાર તથા આપણાં ઘરોમાં જે આતશ આપણે સળગાવ્યે છીએ તે વડે આ શક્તિના સાધારણ ગુણો આપણે જોઈ શકયે છીએ—જે એકવાર અનુપમ સુંદર દેખાય છે તો બીજીવાર ભયાનક ને ખાનેખરાબીનું હથીયાર થઈ પડે છે. દુન્યા અને સેતારાઓમાં, માણસમાં ને પ્રાણીઓમાં, રોશની ને પાણીમાં આ શક્તિ દરેક રીતે ખુલ્લી જણાય છે. જો કે, આપણે તે સાધારણ નજરે હરહમેશ જોઈ શકતા નથી. અને જો એમજ છે તો પછી તેને જીંદગીને, એકયતાનાં સાધન તરીકે ગણી સર્વમાન્ય કર્યે તો તેમાં નવાઇ શી છે?

મારો મિત્ર અબુલ, આ બાબતમાં મને મળતો થાય છે એટલુંજ નહિ પણ તે, મારો ધર્મ બલકે એમ કહીશ તો ચાલશે કે જે ધર્મ મેં પૂરાણા ધર્મો પરથી ઉછીનો લીધો છે તેને આગળ વધારવા ઈંતેજાર છે. પ્રજામાં તે ખુલ્લો મુકી લોકોમાં જે વ્હેમી વિચાર—આચારો પ્રચલીત છે તેને આ શિક્ષણ દૂર કરે તે જોવા તે વધુ ઉત્સુક છે. બીશક આ શિક્ષણને બીજાં ધાર્મિક શિક્ષણોથી જૂદુંજ ઓળખવા તેને નામ આપવાની જરૂર છે. જો કે એક નામમાં દરેક અર્થ સમાઇ શકતો નથી છતાં મને લાગ્યું છે કે " તોહીદે એલાહી " એટલે 'ઈશ્વરી એકયતા' તેને કાંઇક રીતે બંધ બેસતું છે, તેમાંથી ક્રિયા કામો તથા જાહેર ક્રિયાઓ સદંતર કાઢી નાખવામાં આવી છે. સહવારના સૂર્યની બંદગી ને રાત્રે ચંદ્રની બંદગી જરૂરી ગાયનો સાથે રાખવામાં આવી

છે તેને જો બંદગી ગણો તે તે પણ ચાલી શકશે. આ બાબતમાં કાંઇક થોડું હું તમોને આગળ જણાવી ગયો હતો પણ આજે વિશેષ ખોલાસો કર્યો છે. મને લાગે છે કે આ શિક્ષણના ફેલાવા નો વખત હવે બહુ નજદીક આવ્યો છે. ખુલ્લાં મને હવે મને જણાવો કે આ બાબતમાં તમારા શા અભિપ્રાય છે?'

તે મિત્રોમાંથી કોઇ પણ આ અરજનો એકદમ સ્વિકાર કરી શક્યું નહિ કે આખરે કલુસાએ ચુપકીદી તોડતાં કહ્યું;

'જ્ઞાની શાહ, જો હમો આ જવાબ માટે એકદમ તૈયાર ન હોઇએ તો હમોને માફ કરશો. આ જરૂરી બાબત માટે થોડો વિચાર કરવાની જરૂર છે. જે રૂપરેખા તમોએ દર્શાવી છે તે ખરે જ લલચાવનારી છે અને મારાં નમ્ર મત મુજબ આ બાબત વિશેષ ગંભીર છે. તમારી રૂપરેખાની ભવ્યતા ને સચ્ચાઇ જે તમોએ પૂરાણા ધર્મોપરથી લીધી છે તે કબુલ રાખવા સૌથી પહેલાં હું તૈયાર છું; પણ મને કહેવા દેશો કે શું તમોને તેમાં જોખમ જણાતો નથી? આ નિશાનો એકવાર પ્રજામાં દાખલ થઇ કબુલ થતાં બહુ જલદીથી પોતાની અસલ ભાવના ખોહી બેસશે અને છેવટે તે સાધારણ ધાર્મિક ક્રિયામાં બદલાઈ જશે. જે શિક્ષણ આગળ તમારા કહેવા મુજબે અસલી પ્રજાઓનું હતું તે જાહેર કરતાં તે પર બહુ ગંભીર દરયાફ્તી કરવાની આપણને જરૂર છે. આ શિક્ષણ પૂરાતન ધર્મોનું હતું તો પછી તેનું હાલમાં શું થયું છે? હાલમાં નહિ પણ તે પૂરાતન જમાનામાં આ જાતની પુંજા સામે અનેક સવાલો ઉઠાયા હતા અને ઘણાંક પવિત્ર પુરૂષોએ કારણો પૂછવા માંડયાં હતાં. તે વેળા વરીક સૂર્ય, અગ્ની, આતશ, પાણી ફક્ત જીંદગી માટે જરૂરી છે એ વિચાર પસંદ આવ્યો નહતો તો શું તમો ધારોછો કે તે પૂરાતન ધર્મો કરતાં તમારો તોહીદે એલાહી વધુ ફત્તેહ પામશે?'

અકબરે આનો જવાબ ન આપતાં ફેઝી તરફ ફરીને પૂછ્યું,

'તમે ફેઝી, તમે આ બાબે શું કહોછો?'

'મારે તો કશું કહેવાનું નથી,' તેણે જણાવ્યું. 'મારા આ વિદ્વાન મિત્રે જે કહેવાનું હતું તે પૂરતું કહ્યું છે. જે શક એમણે પૂરાતન જમાનાથી ચાલતો આવેલો જણાવ્યો છે તે ખરો છે. ખુદ વેદમાં પણ તે બાબેના ખુલ્લા ઇશારા છે. એટલે જણાય છે કે ગમે તેવા પૂરાણા ધર્મ બાબે પણ શક ઉત્પન્ન થાય છે. હાલને કાજ તે એક બાજુ મુકયે તો તેમાં હરકત નથી. આપણા આ નવા ધર્મને લગતી વાતો જાહેર થઇ ચુકી છે તેટલાં તેની સામે જે ખીજવાટ ને કકલાટ શરૂ થઇ ચુકયો છે તે વિચારવા જોગ છે. દરેક સુધારા સામે હમેંશા બડબડાત તો થાય છે પણ તેથી આપણને ડરી જવાનું નથી. સૌથી વધુ ડર આપણને અજ્ઞાન વર્ગ તરફનો છે કે જે એકાદ નામ જણાવતાં તેનેજ ખુદા સમજી પોતાનું કામ ચાલુ કરવાની ચલવલ કરશે. તેમ થતાં આપણી નેમ ઉલટાઈ જઇ જૂદીજ અસર થયા વિના રહેજ નહિ.'

'પણ ફૈઝી, ત્યારે લોકોને વધુ જ્ઞાનીને ડહાપણ વાળા કરવા માટે તમો શું કરવા માંગોછો?' અબુલ ફાઝલે વચ્ચે પડી સવાલ કર્યો. 'આપણા નામવર શાહનશાહ જે સુધારો કરવા માંગે છે તે સુધારો ત્યારે કેવી રીતે થવા પામે?'

'ચીનના મહાન ફીલસુફો તેમજ દુન્યાના મોટા મોટા સુધારકો હવે કોઇપણ જાતની ધર્મની માન્યતાથી દૂર થવા લાગ્યા છે' ફૈઝીએ જણાવ્યું. 'તેમ કરી તેમણે પ્રજાની ઉન્નતીને સુધારાનું પહેલું પગથ્યું પ્રજા માટે ખુલ્લું મુકયું છે જે કમનસીબે આપણે તો ચુકી ગયા છીએ. સૌથી ઉત્તમ માર્ગ લોકોને કેળવણી આપવામાં સમાયલો છે; આ માર્ગ એકલો નિશ્ચંત પરિણામો નીપજાવી શકે તેમ છે. બીજાક તેનું પરિ-

ણાગ ગાડુ ધીમું છે પણ જેઓ મહાન કાર્યો કરવાની ગોઠવણો કરે છે તેઓ પરિણામની કદીબી વરકી રાખતા નથી. ગમે તેવો નવો ધર્મ શરૂઆતમાં મોટી ફત્તેહ મેળવી શકે છે પણ મોડે વહેલે તેનો સૂર્ય અસ્ત થયા વિના રહેતોજ નથી.

'તમારા બોલવામાં કાંઇક સચ્ચાઇ મને જણાય છે' અકબરે જણાવ્યું. 'તે બાબત પર હું ગંભીર ધીર કરી જે તે છેવટ પર આવીશ. બનવાજોગ છે કે આ આપણો નવો ધર્મ ફક્ત આપણાં મિત્ર મંડળમાંજ ફેલાવેલો ઠીક થઇ પડશે. પ્રજામાં તે ખુલ્લો મુકતાં તે સામે જબરી મુસ્કેલીઓ ઉભી થવાનો દરેક સંભવ છે. અલબત તેથી એમ ના સમજતા કે હું આ મારી માનિતી બાબત એકદમ પડતી મુકું છું. આપણે આ બાબે ફરીથી વિચાર કરીશું. આજને માટે આટલું પુરતું છે. રાજ્યના કામકાજને મારે હાલ જોવાના છે. ઉપકાર થયો, મિત્રો, તમારી માયા ભરી મેહેરબાની માટે, ખરું નરું કરી મારી ભૂલો મને જણાવવા માટે, હું તમો સર્વનો આભારી થયો છું.'

શાહનશાહની રજા લઇ અબુલ ફાઝલ બધાઓ સાથે પોતાને મહેલે ગયો ને જાસુસો શી ખબર લાવે છે તે જાણવા બધા સાથે ગપ્પાં મારવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૨.

### શએહ્રુ ખુન !

એક પ્રકાશિત સવારે સીધરાજ પોતાના બે રસાલદાર સ્વારો સાથે લઇને ફત્તેહપુર જવા નીકળ્યો હતો. તે પોતાની સાથે ઘણા અગત્યના દસ્તાવેજો લઇ જતો હતો જે સાધારણ માણસના કબજામાં આપવા જરાએ લાયક ન હતા. સૂર્યનારાયણ પોતાના પૂર બહારમાં પ્રકાશી રહ્યા હતા છતાં પવનના સુસવાટા તેમનાં કિરણોની સખત ગરમી સાફ સાફ ઓછી કરી નાંખતા હતા. વૃક્ષોમાં રંગ બેરંગી પક્ષીઓ પોતાના મધુર ગાનાંથી કેલાહોલ કરી રહ્યાં હતાં અને મનુષ્યોના આગલા અવતાર તરીકે ગણાતા હનુમાનજી પોતાના જીવને ઓર ગમ્મત આપતા હતા. કુદરત ગોયા તે દીવસે હસતી ને રમતી જણાતી હતી. ખેડુતો વડીક ખુશાળ ચ્હેરે ટોળ ટપ્પા મારતા પોતાનાં કામ કરતા હતા. ખુશનીદી જાણે ચોમેર પ્રસરી રહી હતી.

દરેક ચીજ ખુશાળ હતી ત્યારે આપણો આ નાયક સીધરાજ જે થોડુંક પર જબરો મોજીલો ને આનંદી હતો તે સાવ ઘુવડ બની ગયો હતો. તેનો હસતો ચ્હેરો કુંજરો બની ગયો હતો ને તે ભયાનક વિચારોમાં મસ્ત થયલો એક શબ્દ પણ બોલવા વિના પોતાના ઘોડાને હાંકયો જતો. જે સીધરાજ કાશમીરથી આગ્રા આવ્યો ને પરવીઝ તથા બીજા મિત્રો સાથે મળ્યો હતો ને હસી બોલી, રીઝવી–રીઝાવી બધાને ગમ્મત આપતો હતો તે ને હાલના સીધરાજ વચ્ચે આસમાન જમીનનો ફરક હતો. પરવીઝ આ દેખીતો ફેરફાર જોતો હતો પણ પૂછવાને તે અચકાતો હતો :આ જાતની બેઅદબી કરવા તેનું જીગર લલચાતું ન હતું. બીજાઓ જ્યારે અજબ થતા હતા ત્યારે ખુદ સીધરાજ પોતે તો માનતો હતો કે તેની સુખી જીંદગી પૂરી થઇ ગઇ હતી ને તેને માટે હવે આફત ને જંજાળ સિવાય બીજું કશું બાકી રહેતું ન હતું. યા માલીક ! તે વિચારવા લાગ્યો કે જ્યારે ફકુસા સાથે તે કાશ્મીરથી દુન્યા જીતવા નીકળ્યો ને પોતાની વ્હાલી પરણેતરનું નામ તેણે યાદ કર્યું ત્યારે તેની હાલત કેવી સુખી હતી ! યા ખુદા તે તે વેળા કેવો આનંદી ને મોજીલો હતો ! ગુલબદન ગુલની જુસ્સાભરી બગલગીરીનો અનુભવ તેને મળ્યો તે પહેલાં વ્હાલી ઇન્દુની એક કીસ તેને ખરેજ

અમૃત સમાન હતી. તે વેળા તેનું અંતકરણ શુદ્ધ ને પવિત્ર હતું કેમકે દગાબાજી, બેવફાઇ ને બદમાશીની કાળી ટીલી તેને લાગી ન હતી! તેના વિચારો ઘણાજ ગંભીર ને શોકજનક હતા કેમકે તેમાં અવારનવાર કાંઇક શકમંદ ચીજ તેની નજરે આવી તેના આત્માને વધુ દુઃખી કરતી હતી. શું ગુલ ત્યારે તેના તરફ વફાદાર હતી કે તેણીએ જેમ પોતાના વ્હાલા ભરથારને બનાવ્યો હતો તેમ તેણી તેને બી બનાવતી હતી? તે વિચારવા લાગ્યો કે શાહજાદો સલીમ શું તેણીને રાજદ્વારી કારણેજ મળવા આવતો હતો કે તેની મતલબ અંદરખાનેથી કાંઈ જુદી જ હતી? તે પછી જે પ્રપંચમાં તે દીન ઉગત વધુ અને વધુ ફસો ગયો હતો તથા જે તેને વધુ દુખી કરતો તો તેનો તે વિચાર કરવા લાગ્યો. આ બનાવ પર ગંભીરપણે ધ્યાન કરતાં તેણે તે નવાજ સ્વરૂપમાં જોયો. બીશક તે પ્રપંચ તેની માતૃભૂમિનાં રક્ષણ માટે હતો પણ તેની નેમ સદંતર જૂદી હતી અને જે ચીજનું રક્ષણ કરવાની વાતો થતી હતી તેનુંજ ખંડન કરવા ધમાલ ચાલતી હતી. ગુલબદને પોતે તેની આગળ એકરાર કર્યો હતો કે તેણીએ તેને અનેકવાર હર્યો હતો. આ વેળા તેણી ખરૂંજ બોલતી હતી એમ માનવાને હાલમાં તેની પાસે કશું કારણ હતું જ નહિ. 'હે જગદંબા!' તે નીસાસો નાખતો પોકાર્યો. 'હું કેવી કમનસીબ આફતમાં સપડાયો છું. મારા શા ગુન્હા માટે મને આ ઘાતકી શિક્ષા કરવામાં આવે છે?'

તે તો હજી પોતાના વિચારોમાં મસ્ત હતો તેવામાં પોતાના એક રસાલદારના અવાજે તે ચોંક્યો ને તેણે ભાલાથી બતાવેલી જગ્યાએ જોતાં થોડે દૂર એક ઘોડેસ્વારનાં ટોળાં ને ઝનુની લડાઇમાં પિંટલાયલું જોયું.

'મારો!' બીજી પળે પોતાના ઘોડાને એડ મારી પોતાની તરવાર ખેંચતાં સીધરાજે પોકાર કર્યો કે તેના રસાલદારો પણ તરવાર ખેંચી એડ મારતા તેની પૂઠે આવ્યા. જેમ જેમ તેઓ આગળ આવ્યાં તેમ તેમ તે લડતાં સીપાહો ખુલ્લા જણાતા ગયા. સીધરાજની ભારે અજાયબી વચ્ચે તેણે વડા વજીર અબુલફાઝલને પોતાનો બચાવ કરતાં જોયો. તેના પર હુમલો કરનાર પણ ખુલ્લો જણાયો અને તે કોઇજ નહિ પણ રાજા વિરસીંહ બુંદેલા હતો જેને તેણે શાહજાદા સલીમને ત્યાં ઘણીવાર જોયો હતો, રાજા વિરસીંહના સીપાહોએ ત્રણ ઘોડેસ્વારોને આગળ ધસી આવતાં જોયા કે તેઓમાંના થોડાક તેમને અટકાવવાને આગળ વધ્યા. સીધરાજની તરવારના પહેલાજ ઝપાટાએ તે આગળ આવેલા સીપાહોનો વડો ધૂળમાં લોટતો થયો. બીજો તેની પૂઠે આવ્યો તે સિધરાજના ભાલાથી જીન પરથી ધૂળપર ગબડી પડયો. સીધરાજ હવે ખુનપર ચઢયો. તેણે તડાતડ ડોકાં ઉડાવવા માંડયા. તે સીપાહોની સંખ્યા વિશેષ હતી. તેઓમાંનો એક કુશળ લડવૈયો તેની સામે આવ્યો અને બંને વચ્ચે તરવારબાજી ચાલી. તેના રસાલદારો પણ લડવામાં રોકાયા હતા. રાજા વિરસીંહના બીજા સીપાહો પોતાના ભાઇબંધોની મદદે આવ્યા. તે ત્રણે માટે મામલો સદંતર બારીક થઇ પડયો હતો તેવામાં સીધરાજે પોતાના હરીફનાં ગળાંમાં પોતાની તરવાર આરપાર ચલાવી દીધી. હજી તે બીજા તરફ ફરે તે પહેલાં તો પાછળ હઠવાનો રણશીંગડાનો નાદ થયો ને તે ઘોડેસ્વારો બીજી પળે પોતોની લગામ ફેરવી નહાસી ગયા. પોતાના છેલ્લા હરીફને જમીન દોસ્ત કરતાં સીધરાજે ભલા અબુલ ફાઝલને પોતાના ઘોડાપરથી તુટી પડતાં જોયો હતો. પોતાના દુસ્મનને સુવેલો જાણી વિરસીંહે પોતાના સીપાહોને બોલાવી લીધા ને તેમની સાથે તે મેદાનમાં થઇ પહાડોમાં જઇ ભરાયો. આ હીચકારા દુશમનોની પૂઠે જઇ તેમને બરાબર સ્વાદ ચખાડવા સીધરાજનું મન થયું પણ વિચાર કરતાં તેને તેમાં ડહાપણ લાગ્યું

નહિ. તેના બંને માણસો જખ્મી થયલાં હોવાથી હવે કાંઇ વધુ કરી શકે તેમ ન હતું. વડા વજીરના ચારે નોકરો કતલ થઈ ભોંય પર પડ્યા હતા અને ખુદ અબુલ ફાઝલને તેની મદદની જરૂર હતી.

પોતાના ઘોડાપરથી કુદી તેની લગામ પોતાના નોકરને આપી તે અબુલ ફાઝલ આગળ દોડ્યો ને ત્યાં જઈ ગુંઠણ પર બેસી તેણે તેમનું માથું પોતાના ખોળામાં મુકયું. તે પરતાં કપડાં કાઢી છાતીમાંના ઉંડા જખમમાંથી વહેતું લોહી બંધ કરવા તેણે કોશેશ કરવા માંડી. તેની ભારે ખુશાળી વચ્ચે અબુલ ફાઝલે હવે પોતાની આંખો ખોલી તેને ઓળખ્યો; પણ તે ખુશાળી ઝાઝો વાર ટકવા પામી નહિ.

'મારા બહાદુર સીધા, તારી મદદ મને બહુજ મોડી મળી છે' તેણે નબળા પડતા અવાજે જણાવ્યું. મારા શાહનશાહને મારી શાહનશાહતની સેવા બજાવવાનો મારો વખત પૂરો થયો છે. એકજ મારી છેવટની અરજ છે. જો તું જાણતો હોય કે મારો ખુની કોણ છે તો અકબરથી તેનું નામ જરૂર છૂપાવજે!'

'વિરસીંહ!' સીધરાજે જણાવ્યું. 'પણ તે તો ભાડુતી ખુની હતો એમ ખુલ્લું જણાય છે; જ્યારે ખરો ખુની તો—' અને ત્યાં તે તે નામ દેતાં અટક્યો.

'સલીમ' અબુલ ફાઝલે જણાવ્યું. 'મને આ મારેની અત્યાર આગમજની ચેતવણી મળી હતી.'

ચાકી જતાં તે મોતને કિનાર આવી રહેલો વડો વજીર તેના હાથોમાં બેભાન પડ્યો. થોડેવારે તે પાછો શુદ્ધિમાં આવ્યો. આ વેળા તેનામાં નવી હિંમત આવતી જણાઇ ને પોતાના શાહી મિત્ર ને શેઠ તરફ તેણે પોતાનો છેલ્લો સંદેશો કહાવ્યો જેની સેવા તેણે અત્યંત વફાદારી ને સંપૂર્ણ સ્વામી ભક્તિથી બજાવી હતી.

'મહાન અકબરને જણાવજે કે મારા મરતી વખતના વિચારો તેને મારેનાજ હતા અને વધુ જણાવજે કે જે જે મુખ્ય સિદ્ધાંતો બાબે હમે તકરાર કરી હતી તે સિદ્ધાંતો ખરા હતા એવી મારી માન્યતા જે ગઇ કાલે હતી તે આજે પણ છે. તેમાં એક કતરો પણ ફેર પડ્યો નથી. હું જાણુંછું કે મારા જીગરમાં હજી રોશનીનો ચમકાર છે પણ સૂર્યનો પ્રકાશ હું હવે વધુવાર જોવા પામીશ નહિ. મારા જીગરનો પ્રકાશ પણ જલદીથી અસ્ત થશે. હું કાંઈ પણ જાનની ફરીયાદ કરતો નથી. હું યકીનથી માનુંછું કે મારા જાત ભાઇનું થોડુંબી ભલું કરવા હું નસીબવંત થયો છું અને જો કે તે મારા ધારવા જેટલું નથી છતાં હું સંતોષથી મરૂંછું. મારા જવાન મિત્ર, વ્હાલા સિદ્ધરાજ, તું પણ એજ રીતે તારી જીંદગી ગુજારજે કે મરતી વખતે તને આ સંતોષ ભર્યા ઉદગારો કાઢવાનું બની આવે. હવે છેલ્લી સલામ...સ...લા...મ!' તેની જીભ જરા ખેંચાઇ. તેણે સીધરાજનો હાથ માથાથી પોતાની આંખોમાં દાબ્યો ને તે પછી તેનું ડોકું ઢળી પડ્યું. હવે સીધરાજની ખાતરી થઈ કે તેના હાથમાં ફકત શબ હતું. *

---

* ૧૫૯૮ માં અબુલ ફાઝલને દખ્ખણમાં જરૂરી કામે અકબરે મોકલ્યો હતો. તેવામાં સલીમે બંડ ઉઠાવ્યું. અકબરને આ મુશ્કેલીમાં પોતાના વિશ્વાસુ વજીરની સલાહની જરૂર પડતાં તેણે તેને બોલાવી મંગાવ્યો. અબુલ ફાઝલ પોતાના શાહને મળવા એકદમ ધસ્યો આવ્યો. સલીમને આ વાતની ખબર પડતાં ઉરછાના વિરસીંહ નામના બુંદેલા રજપુત પાસે તેણે તેનું રસ્તામાં નારવાર આગળ ૧૨ ઓગસ્ટ ૧૬૦૨ ને દીને ખુન કરાવ્યું. અકબરના ગુસ્સાથી ડરી વિરસીંહ જંગલોમાં જઇ ભરાયો ને સલીમ ગાદી પર આવ્યો ત્યાં સુધી બહારવટીયો થઇ રહ્યો.

જ્યારે આ તરફ આ મુજબની ખુનરેજી ચાલી હતી ત્યારે ત્યાંથી ઘણે દુર આવી રહેલી એક શિતળ જગ્યામાં વડા વઝીરના ખુન જેવો બીજો નાટક ભજવાતો હતો. હિમાલયના ડુંગરોમાં ખાસ કરીને બદ્રીનાથની ટેકડી આગળ થોડો વખત સુધી સખત તપોટો પડયો હતો. સાંજના ઠંડે પહોરે આકાશમાં વાદળો ચઢી આવ્યાં ને સુકકી ટસ જમીનને અમૃત સમાન જળથી ભીંજવી નાંખવાનાં બધાં ચિન્હો જણાયા પણ તે વાદળને કાળા દેવે વીખેરી કાઢયાં ને પૃથ્વિ વર્ષા રુતુથી એનસીબ પડેલી અવાજ ઉઠાવતી રહી. બીજે દીવસે વધુ સખત તાપ પડયો ને દરેક જાતની વનસ્પતિ તેના સખત કિરણોથી સાફ સાફ બળી જતી જણાઇ. આખરે બળવાન ઈંદ્ર જે સ્વર્ગનો દેવતા છે તે ઉઠયો ને ઝતુની લડાઈની તેણે ધૂમધડાકા સાથે તૈયારી કરી. સાંજના ફરી પાછાં વાદળ ચઢી આવ્યાં પણ કાળા દેવે તે પાછાં વિખેરી કાઢયાં કે ઈંદ્ર એકદમ છેડાઇ પડયા. વિજળીના ચમકારા કરી, આકાશ ફાટતું હોય તેવી ગર્જના કરી તેમણે વર્ષાદની શરૂઆત કરી. કાળા દેવે હજી મચક આપી નહિ ને થોડાંક ટીપાં જ્યાં ત્યાં તરસી જમીન પર પડવા લાગ્યાં. ફરી પાછા વાદળના ધડાકા થયા ને ચોમેર વિજળી પડી ઝાડો ને ડુંગરોને બે ટુકડામાં કાપી નાંખવા લાગી. આ થતાંજ મેઘ વ્રુષ્ટિ થઇ મેઘરાજાએ આંખ મિંચીને હવે નંખાવી દીધું. પહાડો પરનાં નદી નાળાં ઉભરાવા માંડયાં. લાંબો વખત આંખ મિંચીને વરસાદ પડયો. વિજળી પડવી બંધ થઇ અને મેઘરાજાએ અત્યંત થાકી જવાથી આરામ લીધો કે ચોમેર પાણી અને પાણીના ખડખડાટ વિના બીજું કશું જણાયું કે સંભળાયું નહિ.

ત્યારે ત્યાંના મઠના યોગી મહારાજે પોતાનું મકાન છોડયું ને સમીસાંજની મીઠી સંપત ધોરવા બહાર આવ્યા. ગુલાબ ને જાસુંદીના ફુલોથી બહેક બહેક મારી રહેલા ક્યારાઓના કિનારાપ બેઠા ને મેઘરાજાએ કેવી બલીહારી કરી કુદરત સ્વરૂપ ફેરવ્યું હતું તે જોઇ આનંદ કરવા લાગ્ય તેમના વિચારો આ વેળા બહુજ ખેદીત હ અને નામરજી છતાં તે આગળ આવી તેમ ભારે દુખ આપતા હતા. વિચારના સાગરમ તેઓ હવે તલ્લિન થયલા જણાયા. પોતાન વ્હાલા દેશનાં ભવિષ્ય માટે કાશ્મીરને આગ્રાથ મળેલી કલુસા તરફની ખબરોએ તેમને બ દીલગીર કર્યા હતા.

'આહ ! ત્યારે જે વાતથી હું ડરતો હતે તથા જેને માટે આજ વર્ષો થયાં મેં દેશાટ કરી આ એકાંત વાસમાં મારી જીંદગી પૂરી કરી છે તે ફરીથી અમલમાં મુકવાનો મને વખત આવ્યો છે ? અફસોસ ! એક વિદેશી શાહ હમારા દુઃખી દેશ પર ચઢાઇ કરી તે જીતવાની તૈયારી કરે છે ત્યારે તેનો માર્ગ હમારી કમનસીબ મારામારી ને અદેખાઈ સરળ કરી આપે છે. તેના વિચારો મુજબ આ વિદેશી શાહ ખરો છે. પોતાનાં પાડોશી રાજ્યો જો તેના રાજ્ય પર હુમલા કરી ત્યાં અશાંતિ ફેલાવે તો પાડોશી રાજ્યમાં શાંતિ ફેલાવવાની તેને જરૂર છે. તેમ ન થાય તો તેનાં રાજ્યની આબાદી થાય નહિ ને તેની શ્રેષ્ટાઇને ધોકકો લાગી શકે ! પણ શું ત્યારે આ અશાંતિ દૂર કરવા માટે કશા ઉપાયો રહ્યા નથી ? ના, ના' તે વિચારવા લાગ્યો 'તેમ કેમ બને ? કલુસા કહે છે કે મારે પાછા ફરવું ને બનવાજોગ છે કે મને અકબરની મદદ મળે તો તે વડે મારા નબળા ભાઇનાં હાથમાંથી રાજ્યની લગામ લેવી...ના, તેમ કદી બનેજ નહિ. મારૂં પાછું ફરવું માની શકાય તો ઘણોજ થોડો વખત ચાલી શકે તેમ છે. હું બહુજ બૂઢો થયો છું ને રાજ્યતંત્રથી હવે સદંતર અજાન છું. આવાં કામ માટે જોઇતી જવાની ને ઉલટ મારામાં છે ક્યાં જે ? આ જીંદગી હવે લંબાય

લંબાઈ ને કેટલી લંબાવાની છે ? હું સદંતર થાકી ગયો છું ને હમેશગીની નિંદ્રા માટે તલપું છું પરમ કૃપાળુ અલ્હાના ચરણે જવા હું ક્યારનો તૈયાર છું કે જયાંથી આપણે સર્વે નીકળી પાછા ત્યાં જઇએ છીએ.

તે ભલા યોગીરાજે ધીમેથી પોતાની આંખો બંધ કરીને લીલાં છમ ઘાસનાં સુંવાળાં બીછાના પર લાંબા છટ થઇને પડયા. એકાએક વિજળીનો ચમકાર થયો ને આખી ખીણ તેના પ્રકાશમાં પળવાર ઝળઝળી રહી. આ થતાં ફરી તેમના વિખુટા પડી ગયલા વિચારો એકત્ર થયા ને તેમણે મનન કરતાં વમાસ્યું:

'ખીશક, લલાટના લખ્યા લેખ થયા વિના રહેતા નથી. ભાગ્યદેવીનું એવુંજ નિર્માણ હશે તો હું કે કોઇ તે ફેરવી શકનાર નથી. માંહોમાંહેની ચાલુ મારા મારી કે જેનો છેડો આવી શકે તેમ નથી તે મારા દેશને નિર્ધન કરી મુકી મારી પ્રજાનો સદંતર નાશ કરશે. તે કરતાં જો મારો દેશ કોઈ ડાહી ને ન્યાયી સરકારને તાબે થાય; તેનો વેપાર ઉદ્યોગ ખીલવવામાં આવે તો દેશનું હાલનું દરિદ્રપણું પોતાની મેળે નષ્ટ થઇ આબાદીની સપાટી પર તે આવ્યા વિના રહેજ નહિ. ખરેજ અકબર ભલો ને ન્યાયી શાહનશાહ છે જે પોતાની પ્રજાને સુખી કર્યા વિના રહેશે નહિ. જે જે પ્રજા તેની સત્તા સામે બળતવારીથી થઇ હતી તે તે પ્રજા આજે તેની સત્તા હેઠળ સુખી થઇ પોતાનાં ઉમદા નસીબ માટે ખુદાના શુકર કરે છે; છતાં જે દેશે આજ સૈકાઓ સુધી સ્વતંત્રતા ભોગવી છે તે દેશને પોતાની સ્વતંત્રતા ખુચવાઇ જતાં દુખ થતું હોય તો તેમાં કશી નવાઈ નથી. હે પરમાત્મા ! આ તારા અદના બંદાની એટલીજ પ્રાર્થના છે કે આ દુખ જોવા હું પામું નહિ તો તારી મોટી મેહેર થાય!' હાથ જોડી તેમણે પોતાનું સર નમાવ્યું ને ઝોકું ખાઈ તેઓ પાછા ઘાસનાં બીછાનાપર પડયા કે તુરત ઉંઘી પણ ગયા. અધેબધ સર્વોત્તમ શાંતિ ફેલાઇ રહેલી જણાતી હતી તે યુગ્રોર્ગની શાંત ઉંઘમાં ખલલ કરનારૂં કશું જણાતું ન હતું; સિવાય કે એકાદ બે પ્રાણીઓ બાજુમાં ધું ધું કરતા હતા. એકાએક તેમને ભાન થયું કે તેઓ ત્યાં એકલા ન હતા. ધીમેથી આંખો ખોલતાં તેમને કશું જણાયું નહિ. બાજુમાં ઉડતું પતંગ્યું પણ દૂર થયલું જણાયું. બે પળ પછી તે પાછું આવી ધું ધું કરવા લાગ્યું કે યોગીરાજે તેની દરકાર ન કરતાં ઘસઘસાટ ઉંઘ કાઢવા માંડી. આ ઉંઘ ગાઢ ન હતી. સહજબી હીલચાલ થતાં તેઓ જાગ્રત થતા હતા. ઓચિંતા તેમણે પોતાની ગરદન આસપાસ હાથ નાંખ્યો ને તેને ફરતે નાંખવામાં આવેલી દોરી પકડી. બીજે હાથ લંબાવતાં તેમના હાથમાં એક નગ્ન શરીર આવ્યું કે જેને તેલ ચોપડી સદંતર લીસું કરવામાં આવેલું હતું. દોરી કાઢી નાંખી બંને હાથે તેમણે પોતાના ખુનીને પકડવાની તજવીજ કરી પણ ફોકટ. તે તેમનાં આંગળામાંથી સરકી ગયો ને નહાસતો જણાયો. તે શરૂઆતની રાત્રીના શાંત સમયે એકાએક એક ચીસ પડી ને ઘુરકવાના અવાજ સાથે યોગીરાજ તરફ જોતી ચમકારા મારતી બે આંખો જણાઇ. બીજી પળે વિજળીનો ચમકારો થયો ને યોગીરાજની નજરે તેમના માનિતા વાઘ હરીના પંજા હેઠળ લાંબો છટ થઇને પડેલો એક શખ્સનો આકાર જણાયો.

દુખની ચીસનો અવાજ સાંભળી મકાનમાંથી નોકર મસાલ લઇને દોડતો આવ્યો. તેની રોશનીમાં જણાયું કે યોગી મહારાજે જે જોયું હતું તે ખરૂં હતુ. શું બનાવ બન્યો હતો તે તેઓ ઝટ સમજી ગયા. તે જખમી થઈ પડેલા શખ્સે તેમને ગુંગળાવીને મારવાનો વિચાર રાખ્યો હતો. પણ કટોકટની વખતે તેમને ભાન આવતાં તેઓ દોરીથી બચી ગયા હતા. તે વાઘ કુદરતી જ્ઞાનાસાથી પ્રેરાઇ તે ઠગની પૂંઠે તે ન જોઈ શકે તેમ આવ્યો હતો.

'પાછળ હઠ, હરી!' યોગી મહારાજે દોડી જઇ તે વાઘને ગરદનમાંથી પકડતાં કહ્યું. 'પાછળ હઠ, બેટા!'

પહેલાં તો તે જંગલી પ્રાણીએ કશી મચક આપી નહિ પણ તે પછી ક્રમને ને ધીમેથી તે પોતાના શેઠના હુકમને તાબે થયો. તેણે પોતાનાં નખો તેની છાતી ને ગળામાંથી કાઢયાં ને ઘુરકતો થોડાં ડગલાં પાછળ હઠી પોતાની પૂંછડી અફાળતો હુમલો કરવા તૈયાર હોય તેમ બેઠો.

નોકરની મદદ સાથે યોગી રાજે તે જખમી થયલા શખ્સને ઉંચકયો કેમકે વાઘની એકજ થપ્પડે તેને લોહી લુહાણ કરી મુકયો હતો. હજી તે જીવતો હોવાથી તેમણે તેને ઘાસનાં બીછાનાં-પર મુકયો.

'હું આ શખ્સને ઓળખું છું' યોગીરાજે તેની બારીક તપાસ કરવા પછી જણાવ્યું. 'મારી સત્તાના દિવસોમાં મેં આ શખ્સપર ઘણી મેહેરબાની કરી તેને પુષ્કળ રીતે નવાજ્યો હતો. આ જાતનું ખુની કામ કરવા તે શા માટે લલચાયો તે હું સમજી શકતો નથી.'

આ શબ્દો સાંભળતાં તે જખમી થયલા શખ્સે પોતાની આંખો ખોલી ને ધ્યાનથી તે યોગી-રાજ તરફ ટગર ટગર જોયું ને તે પછી અજા-ણમાં ગરકાવ થઇ તે બડબડયો,

'નંદીગુપ્તા! તે કેમ બને?'

'હા, હું નંદી ગુપ્તા છું' જવાબ મળ્યો. 'મારો જાન લેવાનો સબબ તને શું મળ્યો હતો?'

'મારા સરતાજ, મારા મુરબ્બી' તે ઠગ હવે ઉઠીને બેસી કરગરીને અરજ કરતો બોલ્યો: 'પવિત્ર જીવને તેની પવિત્ર પત્નિ દુર્ગાના સોંગ-દથી હું કહીશકે તમો કોણ છો તે હું જાણતો નહોતો. હું તો તમોને આજ લોખો વખત થયાના ગુજર પામેલા સમજતો હતો. મને તેની ખબર હોત તો દુર્ગા દેવીની ઇચ્છા પાર પાડવા હું જરાબી પગલું ભરત નહિ, જોકે તેમ કરી હું તેણીને ભારે ગુસ્સે તો કરત પણ, સ્વામી ભકિત આગળ તે ગુસ્સો તુચ્છ હતો. બનવા જોગ છે કે દુર્ગા દેવીજીએ આપનાં મોતની તલબ કરી ન હશે એટલે મારી જીંદગી લેવા તેમણે તમારે બદલે આ વાઘને મોકલી આપ્યો છે. જય દુર્ગા... જય દુર્ગા!'

તે સદંતર થાકી જવાથી વધુ બોલી શકયો નહિ. પોતાના નોકરની મદદ સાથે યોગીરાજે હવે તેને ધોઇ સાફ કરી તેને મલમ પટ્ટો બની શકતો બાંધ્યો. આ થવા પછી તેણે પાણીની તલબ કરી જે આપતાં તેનામાં લગાર શકિત આવેલી જણાઇ કે યોગીરાજે હવે તેને પૂછયું,

'આ કામ કરવા તું શાટે લલચાયો? જો તને ખબર ન હતી કે હું કોણ હતો તો તને કોણે કહ્યું હતું કે દુર્ગાદેવી મારાં મોતની તલબ કરતી હતી?'

'યોગી ગોરખે' જવાબ મળ્યો.

'હા આ! બદમાશ!' યોગીરાજ બડ-બડયા. 'ત્યારે તો કાંઇ આ કરતાં વધુ હોવું જોઇએ. તું ત્યારે ઠગ બન્યો છે ને?' તેના તરફ ફરી તેમણે પૂછયું. 'આવી રીતે ખોટો માર્ગ માર્ગ ગ્રહણ કરી આંધળો થવા માટે હું તારે માટે બચ્ચીત દીલગીર છું. શું ગોરખે દુર્ગાના ભોગ તરીકે મને એકલાનેજ જણાવ્યો હતો કે?'

તે જખમી થયલા શખ્સને થતાં દુખથી તે થોડોવાર આ સવાલનો જવાબ આપી શક્યો નહિ, જોકે તેના ચ્હેરાપર આ દુખની કશી નિશાન જણાતી ન હતી. ધીરથી અચકમ અવાજે કાંઇક અચકી અચકીને તેણે જણાવ્યું,

"તમારી પેઠે કાશ્મીરના વડા વજીર તે સાલુના ના ભાઇને પસંદ કરવામાં આવેલા છે; હાલ તેમને મારવાનું કામ મારા ભાઇને સોંપ-વામાં આવેલું છે કે જેને તમો તો અચ્છી રીતે પીછાનો છો. જો તે નિષ્ફળ થાય તો તે કામ મારે કરવાનું છે.'

(અપૂર્ણ)

# પામિસ્ત્રી ( હસ્તરેખા )

## શું આ વિદ્યા ખરી છે ?

### અભ્યાસ કરવા જોગ વિષય.

( ગુલશન માટે ખાસ ફરમાસથી–ગયા અંકથી સાંધન ચાલુ )

લખનાર—" ફરએવાન "

નેતરને જેમ વાળ્યે તેમ વળે, પણ ભાંગે નહિ અને એક પેન કે કડક ચીજ વાળતાં ભાંગી જાય એ દાખલા ધ્યાનમાં લઇ હાથ તપાસી માણસનાં મનની સ્થિતિ જોવાય છે. એ જોવાની રીત આ છે કે જે માણસનો હાથ જોવો હોય તે માણસનો હાથ તમારા ડાબા હાથમાં લ્યો અને તમારા જમણા હાથથી તે માણસનાં સઘળાં આંગલાં પછવાડે વાળો. જો આંગળાં સહેલાઇથી પાછળ વળતાં હોય તો તે નરમ ( Flexible ) છે એમ જાણવું. એ માણસ પોતાનાં મન અને વિચારોને કેળવી શકશે અને પોતાની આવી ચલણમાં ફેરફાર કરશે, અને ગુણોમાં વધારો કરી દોષોને તજશે એમ જાણવું. પણ જો આંગળાં પાછળ નહિ વળતાં હોય તો જાણવું જે કઠણ ( Hard ) છે અને તે માણસ વિચાર શકતી ઝાઝી ધરાવે નહિ, મન અને વિચારને કેળવી શકે નહિ. જો હાથ આખો ઉઘડે નહિ અથવા ઉઘાડીને આંગળાં પકડેલાં છોડી દઇએ ને હથેલી તરફ પાછાં વળી જાય તો તે માણસ સાંકડાં મનનો, કંજુસ અને ખોથડ હોય છે. તે માણસ નવા સાહસમાં પડવાને કે નવું કામ આરંભવાને બીહે છે, અને પોતાના બાપદાદાઓ જે કરી ગયા હોય તેજ કરવાને ઇચ્છે છે. પોતાના વડવાઓના આચાર વિચાર ( પછી તે ગમે એવા પણ ભૂંડા હોય ) પ્રમાણેજ ચાલે છે, અને સમય જોઇને કામ લેતો નથી. એ માણસ સાથે વાદવિવાદ કરવો ફોકટ છે કેમકે એકજ જવાબ તે આપશે કે મારા વડવાઓએ જે નથી કીધું તે હું નહિ કરીશ વગેરે. એ માણસ સાંકડાં મનનો, કંજુસ, ટુંકા વિચારનો અને અંતઃકરણ વગરનો હોય છે પણ આ માણસમાં એક ખુબી રહે છે અને તે એ છે કે એકની ખાનગી વાત કે ભરમ કોઇ બીજાને કહેશે નહિ અને એ બાબત સદા એનું મોઢું બંધ રહેશે.

જો હાથ ઉઘાડતાં આંખો ઉઘડી જાય અને આંગળાં અંદર વળી જવાને બદલે સીધાંજ રહે અને પાછળ વાળતાં થોડાં વળે તો જાણવું જે તે માણસનાં મનની સ્થિતી મધ્યમ છે. પણ આંગળાં જો પછવાડે ઘણાંજ વળે તો જાણવું જે તે માણસ કોઇબી નવી બાબદે અથવા ચીજ પર જલદી ધ્યાન આપશે. અને Jack-of all trades એટલે સતરસો ધંધાનો ધણી થાય. નરમ હાથો વાળો માણસ ઘણોજ દયાળુ, સખી હોય છે અને પૈસા તો જાણે ફક્ત પોતાનાં પોષણો માટે છે માટે તે રાખી બાકીનાનો બીજાને માટે ઉપયોગ કરવો એમ સમજે છે. તે પૈસા ભેગા કરવાની કે વધારે કમાવાની જરાબી જીજ્ઞાસા રાખે નહિ. એવા માણસની વિચાર શકતી ઘણી નિક્ષણ રહે છે અને વિચારો બહુજ

ઝડપથી દોડાવે છે. એ માણસ ઘણો જલદી બગડી જવાની ચિંતા રહે છે. પણ એ માણસમાં ખુબી એ રહે છે જે તેની ભૂલો કે વાંકો સારી રીતે દેખાડ્યે તો તુરત સુધરવાની કોશેશ કરશે, અને આ કારણો આ માણસને જીંદગીમાં ફત્તેહ મળવાના ઘણા સંભવ રહે છે. જો ડાબો હાથ કઠણ હોય અને જમણો નરમ હોય તો જાણવું જે આ માણસની વિચારશક્તી સુધરતી જાય છે. તેથી ઉલટું જો ડાબો નરમ હોય અને જમણો કઠણ હોય તો જાણવું જે આ માણસની વિચાર શક્તી નરમ પડી ઉતરતી જાય છે.

હાથના રંગ પરથી પરિક્ષા કરવાનું જરા મુશ્કેલ છે. પણ રંગ જોવાની ખાસ જરૂર છે, કારણ કે રંગ લોહીના ફરવા સાથ સંબંધ ધરાવે છે. જો એક માણસનાં શરીરમાં લોહીનો ફેલાવો છુટથી થતો હોય તો તે માણસ તંદરોસ્ત હોય પણ જો લોહી ધીમે ફરતું હોય અને કાંઇક અટકાવ થતો હોય તો તે માણસના શરીરને કાંઇક વ્યાધી છે એમ જાણવું. રંગ તપાસવા માટે હથેળી પર અને મુખ્ય કરીને હાથપરની રેખાઓ ઉપર અંગુઠો દાબીને ઉપરથી નીચે ફેરવવો, અને નખ તપાસવાં. રંગ જો સફેદ હોય તો તે માણસ તંદરોસ્તીની બાબદમાં નબળો હોય છે. કયાં દુખથી તે પીડાય છે તે રેખાઓ અને બીજી નીશાનીઓ ઉપરથી જણાય છે. આ માણસમાં ઉલટ, અને આકર્ષણ રહેતાં નથી, અને તે બહુજ ઠંડો એટલે ઉલટ વગરનો રહે છે. આ માણસ ચીડયો રહે છે અને સ્વભાવ પર કાબુ રાખી શકતો નથી. તે આપ મતલબી અને દયા વગરનો હોય છે. આ જાતના માણસો ઘણે ભાગે લેખક અને કવિ હોય છે, પણ પ્યાર અને મંડળી વિષે એ માણસોને અણગમો રહે છે. એવા માણસોને ગુરૂ મગરૂર, સાત્વીક અને ધર્મિ બનાવે છે; પણ જો ગુરૂ જોરાવર હોય તો આ માણસો ઘણાજ ગુસ્સાબાજ, ખુની અને જુલમગાર થાય છે. શુક્રની ખુબીઓ આ રંગથી નાશ પામે છે. સફેદ રંગ ચંદ્રનો છે માટે ચંદ્રની દશાવાળા માણસનો રંગ સફેદ રહે છે. બીજા કોઈ ગ્રહો સાથ ચંદ્ર હોય તો તે અસાધારણ છે અને તે ગ્રહોની ખુબી અને ખામી કાંઇક અંશે ઢાંકી નાંખે છે.

ગુલાબી રંગ દેખાડે છે કે શરીરમાં લોહી મધ્યમ પ્રમાણમાં દોડે છે. આ રંગવાળો માણસ તંદુરસ્ત ખુશાળ, આનંદી અને ચાલાક હોય છે.

લાલ રંગ અતિશય લોહીનું ફરવું દેખાડે છે. લોહીનાં ઘણા જોશથી ભેજું બંધ થઇ જાય છે અને પરિણામે વિચારશક્તી મંદ થાય છે. આવો માણસ ગુસ્સાબાજ, હવસી, અને ખુની હોય છે. મંગળની દશાવાળા માણસનો લાલ રંગ હોય તો તે માણસ ખાવું, પીવું, ભટકવું અને લડવું એવાજ કામો કરે છે. ગુરૂની દશાવાળો આવા રંગ સાથ ઘણોજ લોભી અને દરેક રીતે પોતાની સત્તા સર્વોપરી રાખવાની ઇચ્છા ધરાવનાર હોય છે. સૂર્યની દશાવાળાની શુદ્ધતા બીગાડી નાંખે છે અને શુક્રની દશાવાળાને જાનવરી હવસ આપે છે. એવા માણસની જીંદગી બહુજ ટુંકી હોય છે.

હાથ હલકો હોય (હાથ હલકો અને ઉંચી જાતનો કેમ જણાય તે વિષે પછી લખીશ) અને જો શુક્ર જોરાવર હોય, અને આંગળીઓ ટુંકાં અને જાડાં હોય, હથેળી સખત હોય અને અંગુઠો કસરત કરવાની " ઝોરી " જેને " કારેલું " પણ કહે છે અને જેને ઇંગ્રેજીમાં (Club—ક્લબ) કહે છે તેના જેવા ઘાટનો હોય અને રંગ રાતો હોય તો તે માણસ કર્પિણ ખુની હોય છે.

પીળો રંગ શનીનો છે અને તે કોઇક વખત ખુબમાં પણ જણાય છે. એટલે શનીની દશામાં આવેલા માણસનો રંગ પીળો હોય છે અને

કોઇક વખત સુધની દશાવાળાનો રંગ પણ પીળો હોય છે. પીળો રંગ હોજરી અને પાચન શક્તીની નબળાઈ દેખાડે છે. એ રંગ માણસની ખુબસુરતી, ચપળતા અને ચાલાકીને ઘટાડે છે એટલુંજ નહી પણ કોઇ વેળા નાશ પણ કરે છે.

બ્લુ રંગ નસોમાં કોઇક ઠેકાણે લોહી અટકી પડવાથી થાય છે. એવા માણસને "હાર્ટ ડીસીઝ" થવાનો સંભવ રહે છે.

હાથ જોતી વેળાએ આંગળાંનાં નખ, તેની બનાવટ, આકાર અને રંગ વગેરે તપાસવાની જરૂર છે. નરમ ચામડીવાળા હાથનાં નખો ઘણું કરીને સુંદર હોય છે. કોઇક વેળા હાથની ચામડી નરમ હોવા છતાં નખો ખડબચડા હોય છે. નખની સપાટી એક સરખી અને લીસી હોવી જોઇએ. જો નખો છોલાયલાં જેવાં હોય તો જાણવું જે માણસ કાંઇક નબળાઇથી પીડાય છે. નખના ઉપર સફેદ છાંટ દેખાય તો તે નબળાઇનું ખાતરી પૂર્વક ચિન્હ છે. આ સફેદ છાંટ વધીને પછવાડેથી ગાડાંની વાટ પડી હોય તેમ ઉભા ખાંચા પડે છે. આ નિશાની લકવાની છે. સાંકડાં નખ હોય તો તે માણસ જોરમાં કમતી હોય છે. સાંકડાં નખનો રંગ ઘણે ભાગે સફેદ, પીળો, બ્લુ કે ગુલાબી હોય છે પણ લાલ કદી પણ હોતો નથી. ટુંકા નખ મનનું ટુંકાપણું દેખાડે છે. ઘણા ટુંકાં અને સપાટ નખો તેથી ઉલટું જ એક માણસને જીદ્દી દેખાડે છે. આ માણસ પોતે ખરો છે તે કારણ તકરાર ચાલુ રાખશે નહિ પણ તકરાર પસંદ હોવાથીજ ચાલુ રાખશે. એટલે કે આ માણસ તકરારી હોય છે. જે માણસનાં નખો ઉપસી આવેલાં જેવાં જણાય તો તે માણસ ચાલાક મનનો, તંદરોસ્ત અંગનો અને જોરાવર હોય છે. ઘણાંજ ટુંકાં નખ સાથ ગંઠાએલાં આંગળાં, સખત ચામડી અને મંગળનું સ્થાન ઘણું ઉપસેલું હોય તો તે ઘણોજ જીદ્દી અને અનગમતો માણસ હોય છે. જો નખો છેડેથી પોહોળાં અને આંગળાંની બાજુપર વળેલાં હોય અને થડમાં પાછાં પોહળાં થતાં હોય અને તે નખનો રંગ ગુલાબી હોવા ઉપરાંત તેની બનાવટ સુંદર હોય તો તે માણસ ખુલ્લાં દીલનો અને પ્રમાણિક હોય છે. નખના છેડા ચોરસ ઘાટના હોય અને થડમાં કોણાકાર હોય, તો તે માણસના પેટમાંના કોઇક ભાગ એટલે આંતરડાં, હોજરી વીગેરેમાં કાંઇ ખામી દેખાડે છે. આવાં નખનો રંગ ઘેરા બ્લુ રંગનો હોય છે અને થડમાં તે રંગ વધુ ઘેરો દેખાય છે. જો નખનાં થડમાં ચંદ્ર જેવો સફેદ દાઘ દેખાય તો જાણવું જે તે માણસના હ્રદય ( Heart ) માં કાંઇ બગાડો થએલો છે. જો નખનો આકાર કસરત શાળામાં વપરાતી ઝેરી (Club) જે ને કારેલું કહે છે તેના જેવો હોય, છેડાઓ બુઠ્ઠા હોય, મથાળું ઉપસી આવેલું હોય તો તે માણસ ખહીથી યા એવાંજ કોઇ બીજાં દરદથી પીડાય છે એમ જાણવું.

કાળા બાલવાળા માણસોમાં ચાલાકી અને જોર વધારે હોય છે. કાળા બાલ હોવાનો સબબ વૈદક વિદ્યા પ્રમાણે જોનાં માણસનાં શરીરમાં લોહાંનો જથ્થો વધારે હોવાનું છે. આ માણસ જલદી ઉશકેરાઇ જાય છે. આ બાલ માથાંના નહિ પણ હાથપરના નીમાળા સમજવું. બાલ જો ખુલ્લા તપકીર્યા રંગના હોય તો તે માણસ શાંત સ્વભાવનો ચાલાક અને પ્રમાણિક હોય છે. સફેદ બાલથી લોખંડનો ભાગ કમતી થયો છે યા નાબુદ થયો છે એવું જણાવે છે. ઘરડાં માણસોના બાલ સફેદ થવાનું કારણ એજ છે, પણ જો કોઇ જવાન માણસના બાલ સફેદ હોય તો તુરત તેનાં આંગળાંનાં નખો જોવાં. જો નખોનો રંગ કાળો અથવા લાલ હોય અને ચામડી નરમ હોય તો તુરત શુક્રના સ્થાનપર નજર કરવી અને તે જો સપાટ અને પુષ્કળ રેખાઓથી ભરેલું હોય અને તે સાથ હ્રદયની રેખ (Heart Line) પહોળી અને સાંકળીનાં જેવી હોય

તો તે માણસ વ્યભિચારી છે એમ જાણવું. કોઇ વખતે આવી પડેલી આફતથી કે બ્હીકથી પણ બાલ સફેદ થાય છે અને તે ( Heart Line ) મસ્તકની રેખા તુટેલી અથવા ફાટેલી હોય તે ઉપરથી જણાય છે.

હવે આપણે આખા હાથની પરિક્ષા લઇએ. આમ કરવાની મતલબ આ છે કે આખા હાથનું બીજન એક સરખું છે કે એક તરફથી ભારી અને બીજી તરફથી હલકું છે. જેમ ત્રાજવામાં કોઈ ચીજનો તોલ કર્યે તેમ હાથનું તોલ કરવાનું છે. આ પરિક્ષા માટે બંને હાથો પસારી ટેબલપર હથેલી ઉપર રહે તેમ મુકવા અને આંગળાં સીધાં રાખવાં. આમ કરવાથી આંગળાં હથેળીથી લાંબા છે કે ટુંકા અથવા આંગળાં અને હથેલીની લંબાઈ એક સરખી તે સહેલાઇથી જોઇ શકાશે. અને આમ કરવાથી હસ્ત રેખાની ત્રણ ભૂમિઓ ( Three worlds of Palmistry ) જણાશે. એટલે જે એક માણસ ( ૧ ) પોતાના વિચારોથી કે (૨) પોતાની જીંદગીમાં બનતા ચાલુ બનાવો અને વ્યવહારથી કે (૩) નીચી અને જાનવરી પ્રેરણાથી દોરવાય છે તે જણાશે. હિંદુઓમાં ત્રીમૂર્ત્તિ એ ઇશ્વિરનો એક અવતાર હતા એવું મનાય છે. આ અવતારને ત્રણ માથાં હતાં અને તેનાં નામો બ્રહ્મા એટલે સરજનાર, વિષ્ણુ એટલે રક્ષણ કરનાર અને શીવ અથવા મહેશ્વર એટલે નાશ કરનાર આપેલાં છે. તેમજ પશ્ચિમના લોકો પણ ( Trinity ) એટલે ત્રીશક્તિ માને છે. વળી દરેક ધર્મનાં શાસ્ત્રોમાં આત્મા, જીવ અને શરીર; મન, વાચા અને કૃત્ય; વાયુ, અગ્ની, અને પાણી એમ ત્રણ ત્રણ અંગો રચ્યાં છે એવું દેખાડે છે. હસ્તરેખા માટે પણ આપણે એવા ત્રણ ભાગ પાડીશું અને તેમનાં નામ ( Mental ) એટલે મનશક્તિને લગતું, (Practical or Substantial) એટલે વ્યવહાર અને ( Aminal ) એટલે જાનવરી પ્રેરણાને લગતું એમ આપીશું. Palmistry માં આ ત્રણ વિભાગો એક માણસની પ્રકૃતિ જેવા માટે બનાવેલા છે. હાથનાં આંગળાં વાળો ભાગ ( Mental ) મનની પ્રકૃતિ દેખાડે છે વચલો ભાગ એટલે આંગળાંના પડ અને શુક્ર અને ચંદ્રનાં સ્થાનો વચ્ચેનો ભાગ ( Practicalor substantial ) એટલે કૃત્ય વિષે પ્રકૃતિ દેખાડે છે, અને ત્રીજો એટલે શુક્ર અને ચંદ્રના સ્થાનોથી કાંદી સુધીનો ભાગ ( Animal ) નીચ પ્રકૃતિ એટલે જાનવરી પ્રેરણા દેખાડે છે. હવે તમારી સામે મુકાયલા હાથોમાં જો આંગળાં બીજા બે ભાગો સાથ સરખાવતાં લાંબાં હોય તો તે માણસની ( Mental ) મનશક્તિ વધારે છે અને ઉંચી છે એમ સમજવું. જો પહેલા અને ત્રીજા ભાગ કરતાં બીજો ભાગ વધારે ખીલેલો અને લાંબો હોય તો તે માણસમાં ( Practical or substantial ) વ્યવહાર પ્રકૃતિ છે એમ જાણવું. એ માણસ સંસાર અને દુન્યામાં બનતા બનાવો પરથી અનુભવ લઇ તેનાથી દોરવાય છે; પણ જો છેલ્લો ભાગ પહેલા અને બીજા ભાગથી લાંબો અને ખીલેલો હોય તો તે માણસ નીચ પ્રકૃતિનો ( Animal ) હવસી અને જાનવરી પ્રેરણાવાળો હોય છે. આપણે જાણીએ છીએ કે માણસને ઉંચાઇ પર લાવનાર મન છે એટલે મનથીજ માણસ શ્રેષ્ટ છે. એ વિષે મંઝદયસ્ની જરથોસ્તી ધર્મની પાક ખોરદેહ અવસ્તામાં આવેલી " દોઆ નામસ્તોતાયશને " નામની બંદગીમાં ખુદાને યાદ કરતાં કહે છે કે:—

' યજદને ઓ નીઆએશને અજ ઓએ ખુદાએ કેરફેહગર કે મેહ કર્દ અજ દર ગેતીહા દેહેસ્નીન મરદુમ પ ગવાએશ માદાન દાદ ઓ શેહુરીઆરેશ અંગામ રાએસ્ની દારેશ દામાન પ રખ્મ અગેજસ્ને પર હેજ દેવાન." એનો

અર્થ એ છે જે હું તે સવાબવાળા સાહેબ એટલે ખુદાની બંદગી કરૂં છું અને આરાધું છું કે જે સાહેબે દુન્યાની તમામ પેદાયશમાં માણસને વિચારશકતી આપીને શ્રેષ્ટ બનાવ્યું છે અને ખરાબ વિચારો અને હવસો સામે થઇને તેનાથી દુર રહેવા અકકલ બક્ષી પાદશાહી આપી છે.

એટલે મન અને અકકલ ખુદાની તમામ પેદાયશોમાં શ્રેષ્ટ છે અને તે મળ્યાથીજ માણસ દરેક હસ્તીપર રાજ્ય કરે છે. જો મન અને અકક લ માણસને ન બક્ષ્યાં હોત તો માણસ બીજાં જાનવરોથી સહેજ પણ ચઢતો ન હોત. યાને મનની ઉંચાઇથીજ માણસ ખુદાની સર્વે પેદાયશો માં શ્રેષ્ટ છે. લાંબાં આંગળાં વાળા માણસો ઘણુ ખરા વિદ્વાનો, પંડીતો, અભ્યાસીઓ, શિક્ષા ગુરૂઓ Professors વગેરે હોય છે. આવા મા ણસો વ્યવહારમાં ઘણાખરા પછાત હોય છે કેમકે તે ( Practical or substantial ) એટલે વ્યવહારૂ બાબતપર ધ્યાન આપતા નથી. પણ મન-શકિત ખીલેલી હોવા ઉપરાંત વ્યવહાર જ્ઞાન ન હોય તો તે ખરેજ કમનસીબી છે, કેમકે આ માણસો સંસાર વ્યવહારમાં પોતાની શકિતનો ઉપયોગ કરી શકતા નથી. વચલો ( Practical or substantial ) ભાગ ખીલેલો હોય તો તેવા હાથવાળો માણસ વ્યવહારૂ, સાહસિક, ડાહયો કળાબાજ, ચાલાક, અને હિંમતવાન હોય છે. આ માણસ વેપાર, રાજ્યદ્વારી ખેતી, વગેરેનો શોખીન હોય છે, પણ સાથે પૈસા કમાવા અને ભેગા કરવાની પણ ઇચ્છા ધરાવે છે. ટુંકમાં આ માણસ સત્તા અને ધન મેળવવાનો લોભ ધરાવે છે. જો ત્રીજો ( Animal ) ભાગ જો ખીલેલો અને લાંબો હોય તો જાણવું જે આ માણસ નીચ પ્રકૃતિનો, નીચ ઇચ્છાવાળો અને દરેક રીતે હવસી હોય છે. જો હાથ ખડબચડો હોય તો આ માણસ જરૂરજ આવાં લક્ષણ વિશેશ ધરાવે. આ માણસ ધન કે પૈસાનો ઉપયોગ સારો કરી શકે નહી. તે ખુબસુરતીને વખાણે છે પણ તે ફક્ત પોતાના હવસી વીચારોથીજ. મંડળીઓમાં આવો માણસ પીડા સમાન થઇ પડે છે, કેમકે ભપકા અને સારા દેખાવો કરવા જતાં તે ઘોંટાળો કરે છે અને તે ઉપરાંત તે એક કાળાં મેંઢાં જેવો થઇ પડે છે.

ત્રણે ભાગો સરખા હોય તો તે માણસ દરેક રીતમાં મધ્યમ હોય છે. પહેલો અને બીજો એ બંને ભાગ એક સરખા હોય તો તે માણસ ડાહ્યો, વ્યવ્હારૂ, મીતાહારી અને પ્રમાણિક હોવા ઉપરાંત નાણાં શાસ્ત્રી થઇ શકે છે, જો બીજો અને ત્રીજો એ બંને સરખા હોય તો તે માણસ ગમે એવા હલકા ધંધામાંથી પણ નાણું પેદા કરે. જો પહેલો અને ત્રીજો એક સરખા હોય તો તે માણસ હંમેશાં નિષ્ફળતા સિવાય બીજું કાંઇ અનુભવે નહી. કારણ આ માણસમાં સાદી સમજ ( Common Sense ) જોઇએ તે પ્રમાણમાં હોતી નથી. વાંચનાર અજબ થશે કે મનની શ્રેષ્ટ હાલત છતા આમ કેમ બને? તો તેનો જવાબ આ છે જે મનના ઉંચા વિચારો અને નીચા વીચારો વચ્ચે અફડામણ થવાથી અને વ્યવ્હારનો અનુભવ નહિ હોવાથી આ માણસની હાલત વિચિત્ર થઇ પડે છે અને તે કારણે યા તો આ માણસ ઉપલી હાલત યાને મન સબંધી ઉચી હાલતમાં યા તો નીચલી હાલત યાને હેવાન્યત પર જાય છે.

હવે આપણે આંગળાંઓની એકેક પછી તપાસ લઇશું.

હું આગળ જણાવી ગયો છું તેમ સાત ગ્રહોનાં સ્થાન હાથ પર મુકરર કરેલાં છે અને તે સાત માંહેલા ચારના નામથી આંગળાંઓ ઓળખાયલાં છે.

( અધુરૂં ).

# ઔરંગઝીબ.

## (મોગલ ઇતિહાસપર નવિન અજવાળું. )

### પ્રો. જે. એન. સરકારનાં પુસ્તકમાંથી ખાસ પરવાનગીથી રસમય ચુંટણી

( ગુલશન માટે ખાસ– ગયા અંકથી સાંધન ચાલુ ).

**ઇસ્લામની ચલવલ–પાછળની અંધમાન્યતા–કુફરીકનું લોહી રેડવામાં આત્માનો ઉદ્ધાર.**

મુસલીમ રાજ્યોની તવારિખ જોતાં જણાય છે કે ધર્મનું ચલણ તેના કારોબારમાં વિશેષ રાખવામાં આવ્યું છે. બીશક આ ધર્મ મુજબ ખરો રાજા તે મહાન પરમાત્મા છે અને આ દુન્યામાંના રાજા તથા પાદશાહો તો ફક્ત તે મહા નામીના પ્રતિનિધિરૂપ છે કે જેમની ફરજ આ દુન્યામાં ખરો ધર્મ ફેલાવવાની છે. રાજ્યની વ્યવસ્થાનો કાયદો આ કારણે ધાર્મિક કાયદાને સાર સારૂ તાબે છે ને ખરો ઇસલામી તેનું ઉલંઘન કરવા હિમત કરતો નથી. રાજ્યના અમલદારોનું આ કારણે મુખ્ય કામ ઇસલામનો ફેલાવો કરી તેની વધુ જાગ્રતી કરવાનું છે. આવાં રાજ્યમાં તે કારણે બીજો પંથ માનવો એ સૌથી જબુનમાં જબુન ભેવફાઇ છે કેમકે કુફર ખરા રાજાની સત્તાની સામે સત્તાનો ઇનકાર કરી ખોટા દેવ, દેવીઓને પુંજે છે. રાજ્યનાં સઘળા સાંધનો તથા બધી વ્યવસ્થા આ માટે ખરા ધર્મની ઉનંતી કાર્ય માટેજ રહે છે.

ઇસલામ વિરૂદ્ધના ધર્મવાળા દીનચુસ્તોના મત મુજબ ગુનાહમાં શરીક થાય છે. એક પાક ખુદાને દેવ, દેવીઓના રૂપમાં મદદગારો છે એવી માન્યતા. ઇસ્લામમાં સૌથી બદતર ગુનાહ છે કેમકે તેથી જે માયાળુ હાથ આપણને આપણી જીંદગીને રોજીંદી રોટી બક્ષે છે તેના તરફ કુફરપણું બતાવ્યા બરાબર થાય છે.

ઇસલામ મુજબ એક ખરા દીન ચુસ્તની સૌથી મોટામાં મોટી ફરજ ' ઇશ્વરી માર્ગમાં જીહાદ ચલાવવાની છે. ' એટલે જ્યાં સુધી કુફરો દીનચુસ્તો બની ઇસ્લામનો સ્વિકાર કરે નહિ ત્યાં સુધી કુફરોનાં ઘરપર લડાઇ ચલાવવી.

( જીહાદ માટે એનસાઇકલોપીડયા ઓફ ઇસલામ જણાવે છે કે,

" અને જ્યારે પવિત્ર માસ પૂરા થાય ત્યારે જેઓ દેવ દેવીઓને ઇશ્વર સાથે ભેળે છે તેમને મારી નાંખજો...જ્યાં જોવો ત્યાંથી મારજો...પણ જો તેઓ વળે...તો તેમને જવા દેજો. ( કુરાન, ૯...૫,૬ )...કુફરોને જણાવજો કે જો તેઓ કુફરપણું તજશે તો જે ગુનાહ બની ગયા છે તે તેમને માફ કરવામાં આવશે. પણ જો તેઓ પાછા તેજ ધર્મમાં જાય...તો જ્યાં સુધી લડાઇ પૂરી થઇ દીનચુસ્તોનો ધર્મ બધે ફેલાઇ રહે ત્યાં સુધી તેમની સાથે લડજો ( કુરાન, ૮...૩૯-૪૨ )

લડાઇની ફતેહ પછી સઘળી કુફર પ્રજા નિયમ પ્રમાણે જીતનાર પક્ષના ગુલામ જેવી થઇ

જાય છે. હથ્યાર પકડતા શખ્સોને મારી નાંખવામાં આવે છે યા તો ગુલામો તરીકે વેચી દેવામાં આવે છે; તથા તેમનાં બૈરાં છોકરાંઓને છેકજ અધમ હાલતમાં નાંખવામાં આવે છે. નહિ હથ્યાર સજી શકે તેવી પ્રજાને જો શરૂઆતમાં કાપી નાંખવામાં આવતી નથી તો તેમને થોડા વખતની રહેમ્યત બક્ષવામાં આવે છે કે જેની બરકતે તેઓ અંધકારમાં આથડયાં મારતાં બચી જઇ દીન ગુરતોનો ખરો માર્ગ ગ્રહણ કરી શકે.

તમામ પ્રજા ઇસલામ ધર્મ માને અને દરેક જાતની તે સામેની વિરૂદ્ધતા નષ્ટ થાય એ ઇસલામી રાજ્યોનો સિદ્ધાંત છે. જો કોઇ કુફરને તેની હાલતમાં જીવતો રહેવા દેવામાં આવે છે તો ખાસ જરૂર અર્થે તેમ થોડો વખત ચાલે છે; પણ તેનાથી સંસારી યા રાજદ્વારી બાબતોમાં કશી આગેવાની લઇ શકાતી નથી. તે એકલો અટુલો પડતાં તેને શ્રીમંતાઇના વૈભવનો ખ્યાલ અપાય છે જેથી તે પોતાની મેળે પોતાના મનના વિચારો ફેરવે છે. કુફરો શ્રીમંતાઇમાં મસ્ત થાય તે તો રાજ્યસંચારણુની નેમો ઉલ્લંઘન કરવા બરાબર ગણી શકાય છે.

આ માટે મુસલીમ ધર્મ નહિ માનનાર શખ્સ મુસલીમ રાજ્યનો ખરો શેહરી ગણાતો નથી. તે એક કીસમના અંત્યજ વર્ગનોજ ગણી શકાય છે. રાજ્યના ત્રીમા હેઠળ તે રહી શકે છે. તેની જીંદગી બચાવેલી હોવાથી તે જાહેર જીંદગીથી બાકાત થાય છે અને તેને જજીઆ વેરો ભરવો પડે છે.

આ ઉપરાંત તેને તેની જમીન માટે ખેરાજ નામનો કર આપવો પડે છે કે જેથી પહેલા ઇસલામીઓને મુક્ત કરેલા છે. આ ઉપરાંત તેને લશ્કરના નિભાવ માટેના ખર્ચમાં હિસ્સો આપવો પડે છે, કે જેમાં તે દાખલ થઇ શકતો નથી. પોષાક ને રીતભાતમાં તેને ચોકકસ નમનતાઇને સાદાઇ ફરજ્યાત રાખવી પડે છે કે જેથી તે પ્રજા વર્ગનો છે એમ જણાઈ આવે. કોઇપણ ઝીમી (ઇસલામી નહિ તે) સુંદર પોષાક પહેરી શકતો નથી. તેમજ હથીયાર બાંધી શકતો નથી કે ઘોડે સ્વારી કરી શકતો નથી. તેને પોતાની રાજ્ય કરતી કોમના દરેક પ્રતિનિધિ સાથે માન અને તાબેદારીથી વર્તવાનું છે.

મુસલીમ સત્તા હેઠળની દુન્યાની તવારિખ ધ્યાનથી જોતાં જણાય છે કે ધાર્મિક ઝનુને રાજદ્વારી ડહાપણને અનેક વાર દૂર કર્યું છે. શરૂઆતના પહેલા હુમલાઓ જે સિંધમાં આરબો તરફથી થયા હતા તેમાં ઇસલામથી ગયર કોમના દેવલોને મંદીરો તથા ધાર્મિક એતેકાદને કોઇ પણ જાતનો એલજામ નહિ પહોંચાડવાની ભલી વૃત્તિ રાખવામાં આવી હતી. એક શહેર પડતાંજ તેના રહીશો ને ઇસલામ ધર્મ કબુલવા કહેવામાં આવતું હતું. તેઓ જો કબુલતા તો તેમને ઇસલામીઓના દરેક હક મળતા. તેઓ જો ઇસલામ નહિ કબુલતા તો જજીઆવેરો આપી તેઓ પોતાનો ધર્મ પાળતા હતા. અલબત મુખ્ય મંદીર યા દેવલ તોડી પાડી ત્યાંજ તે જગ્યા પર તે શહેરની મસજીદ બાંધવાનો જાણે ઇસલામીઓમાં રવૈયો થઇ પડયો હતો પણ શરૂઆતમાં પહેલાં કોઇપણ જાતની મૂર્તિ ખંડનની આંધળી શ્રદ્ધા થઇ પડી નહતી. જેમ જેમ ઇસલામી વસ્તી મોટી થતી ગઈ તેમ તેમ બીન હરીફ સત્તાની ધુંઇ તેઓનામાં વધુ જોશ કરવા લાગી ને તેની બરકતે ખુનરેજી ચલાવવામાં તથા હરીફોને કચડી નાંખવામાં તેઓ એક જાતની મોજ માનવા લાગ્યા. ગયર કોમોને ઇસલામમાં પવિત્ર કરવા માટે ઘણી યુક્તિઓ થવા લાગી. જજીઆ વેરો આપી, પોષાક ને દેખાવમાં નમનતાઇ રાખવા છતાં બીન ઇસલામીઓને ત્રાસ વેઠવો પડયો. હિંદુ ધર્મમાંથી વટળનારાઓને પૈસા સરકારી નોકરીઓની મોટી મોટી લાલચો આપવામાં આવી. હિંદુ ધર્મને સંસારના મોટા

ઉપાધ્યાઓને ખાસ કરીને સદર બદર કચડી નાંખવાના ઉપાયો લેવામાં આવ્યા કે જેથી તેઓ પોતાનાં ધાર્મિક શિક્ષણનો વધુ ફેલાવો કરી શકે નહિ. હિંદુઓની ધાર્મિક સભાઓ ને ધાર્મિક મેળાવડાઓ બંધ કરવામાં આવ્યા કે જેથી તેઓમાં એક્યતા રહે નહિ ને તેમની દ્રઢતાને મોટો ધોકો પૂગે. કોઇ પણ જાતનું નવું મંદીર યા દેવલ બાંધવા દેવામાં આવતું નહતું તેમજ એવી પૂરાણી પવિત્ર જગ્યાની મરામત કરવા દેવામાં આવતી નહતી. આ કારણે વખત જતાં હિંદુ ધર્મના સ્થળો પોતાની મેળે નાશ પામે એમ ખુલ્લું લાગતું હતું; પણ આ ઢીલ ઇસલામના તે પછીના ઝનુની વર્ગને જરા થઇ ને પસંદ પડી નહિ એટલે વખતને પોતાનું કાર્ય કરવા દેવાને બદલે તેમણે મંદીરો તોડી પાડવાની ધમચકડી કરી.

પાછલા વખતમાં મુખ્ય કરીને ટર્કો કે જેઓ ઇસલામમાં નવા મુશરફ થયલા હતા ને પોતાના ઝનુની સ્વભાવ માટે જાણીતા હતા તેમણે આગલા વખતની ફીલસુફી ગજવામાં મુકી. તેમની એમજ ખાતરી થઈ કે કુફરને મારવો ને જમીન દોસ્ત કરવો એ પાક ખુદા વ તાલાની નજરમાં સૌથી સરસ હતું. મંદીરો તોડી પાડવા ને હિંદુઓને કાપી નાંખવામાં તેમના ગુનાહોનું પાપ કપાઈ જતું તેમને જણાયું. ધીમે ધીમે આ વર્ગ વધતો ગયો ને તેણે પાક ખુદાને ખુનરેજીને લૂંટફાટ પસંદ હોય તેમ ગણી લીધું. દાખલા તરીકે હિંદની મહાન દોલતની વાતોથી તૈમુર અંજાઇ ગયો ત્યારે તે લૂંટવાના કારણમાં તેણે જણાવ્યું કે હિંદપર ચડાઈ કરવાની તેની નેમ તો "મંદીરોને મૂર્તિઓ ભાંગી-તોડી નાંખી પાક અલ્લાહની નજરમાં ગાઝી ને મુજાહીદ થવાની છે કેમકે ત્યાંના રહીશો અનેક ખુદાને માનનારા ને કુફ્રો છે. આ મૂર્તિપુંજકો તેમજ સૂર્ય પરસ્તોને પાક ખુદા અને તેના વહાલા નબીના હુકમ મુજબ હરાવી પરાગંદે કરવા જોઇએ છે." આ કારણે તેણે ચલાવેલી ખુનરેજીને લૂટફાટ તેના જાતભાઇઓની નજરમાં અચુક ખરી ઠરી હતી. ઇ. સ. ૧૫૧૯ માં હુસેનખાન નામનો ઉમરાવ શીવાળિક પર્વત્તના ડુંગરી વિભાગમાં હુમલો લઇ ગયો કેમકે તેને ખબર મળી હતી કે "ત્યાંના મંદીરોની ઇંટો સોનાં અને રૂપાંની હતી તેમજ પુરાતન વખતનો કિમતી ખજાનો આ મંદીરોમાં સંતાડેલો હતો." તે છતાં અલ બદુની નામનો જાણીતો ઇસ્લામી તવારિખ નવેશ આ હુમલાને ધાર્મિક લડાઇનું નામ આપે છે. તેજ મુજબ મહમુદ આદીલશાહે કર્નાટકના હિંદુઓ પર હુમલો કર્યો કેમકે તે બાપડાઓ પાસે મોટી દોલત હોવાનો અઝીમ ગુનાહ હતો. તેની દરબારનો તવારિખ નવેશ જણાવે છે કે ત્યાં વરસેલી ખુનરેજી, કાપા કાપીને લૂંટફાટ વર્ષો થયાં નક્કી કરેલા ધાર્મિકને ભલા વિચારોને આભારી હતી. કુફરકુશી એટલે કુફરને મારવો એ પાછલી માન્યતા મુજબ ઇસલામનો મહત્વનો ફતવો ગણાય. પોતાના આત્માના ઉદ્ધાર માટે પાછલી ખોટી માન્યતા મુજબ તેને પોતાના ગુરસાપર કાબુ રાખવાની કે પાપના ગારમાં ઝબોકાંયાં મારતાં અટકવાની જરૂરજ નથી. તેને સ્વર્ગજ મેળવવું હોય ને ત્યાંની અપ્સરાઓ સાથે નખરાં કરવાં હોય તો આ દુન્યામાં વસતા તેના બીજા જાતભાઇઓ જેઓ તેનો ધર્મ માનતા નહિ હોય તેમને મારી તેમની દોલત લૂંટી લેવી એટલે તેમનો આત્મા પોતાની મેળે પવિત્ર થઇ સ્વર્ગના ભુવનમાં તેમને લઇ જવા વિના રહેજ નહિ.

આ વેળા આપણે અત્રેજ થોભી આવતા અંકમાં મુસલીમ સત્તા ક્યાં કારણોથી ખોટી ઠઇ તેની ઉંડી તપાસ લઈ ઓરંગઝીબે હિંદુઓને કચડવા શા શા ઉપાયો લીધાં હતા તે વિગતે જોઇશું.

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મી૦ સી. એમ. વાવડા,
બોક્સ ૨૨, ટોંગાટ,
હોલ્ડરલી, S. W

# ગુલશન.

દક્ષિણ આફ્રિકા ખાતે
જતાં ગુલશનના લવાજમો
મી૦ વાવડા સ્વિકારશે.

# GULSHAN.

ઑગષ્ટ ૧૯૧૮. વૉલ્યુમ ૧૧.

Vol 11 August 1918.

## સાંકળચું.



Printed by Maneklal A. Doctor, at his Sree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bhagalia Mota Falia, Navsari. Dated 7—8—18

# બે બોલ

હાલને કાજ બધીજ ચીજ ગરમી પર આવી ગયલી જણાય છે. એક તો સસ્તો સુકાળ એટલો બધો છે કે આપણા બાપદાદાઓ પણ દાંતમાં આંગળાં કરડી તેની આગળ આગલા છપ્પન્યા દુકાળને કુચ્છ ન કામનો ગણવા લાગ્યા છે તેમાં વળી નવા નવા રોગોનો ધુજારો ચાલુજ છે. લડાઇને લીધે કમાયલાઓને આ રીતે ઓકવું પડતું હોય તો ફીકર નથી પણ બાપડો મધ્યમ વર્ગ નાહક ઘંટીના ચકકરમાં પીસાઇને આટો લસન થાય છે. અધુરામાં પૂરું મેઘરાજા છેડાઇ પડયા છે તે મનાવતાં જેમ તેમ માન્યો છે. બધા ડાહ્યુ વકાસી જૂએ છે કે આ આફત કે બલા! બાબા, ગાભરુ નકો! હજી તો પાશેરાની પહેલી પૂણી છે! એમ અકળાઇ જતે તો યૂરોપ આ ખાને ખરાબીની લડાઇ કેમ ચલાવતે? અલબત વરસાદ તો પડશે રે પણ સાતડેસાત કરાવી તે બાવા, બસ કરો ભાઇબંધ થાઓની મીનત ગુજારી કરાવશે.

અધુરામાં પૂરું દિંદી વછરે આપણા વાઇસરોય સાથે મસલેહત કરી સુધારાની યોજના ઘડી કાઢી છે. બરહક છે. આ સુચનાપર હિંદીઓ નાહક કકડા બુકલા થઇ જાય છે. કોઇ આમ ખેંચે છે તો કોઇ તામ ખેંચે છે. અલબત શરૂઆતમાં જબરી ખેંચતાણ થઈ હતી પણ બધા હાલમાં ઢંડા પડતા જાય છે. સો કબુલે છે કે જે આવ્યું તે હલાલમાં ગણો ને બાકીનાં માટે લડો! અલબત, લાખ રૂપ્યાનાં ડહાપણની વાત છે, કેમકે પડઠાયા પર તડપ મારતાં નાહક મોંહમાંનું પણ નીકળી જાય તો કયાં આપદા! એમ આતાને આતા સ્વરાજ મળી જવાનું છે? યાર, તે મેળવતાં કાંઈ લોહીનું પાણી થશે તો તે માટે કમર-કસો ને સંભાળીને કદમ ઉઠાવો. યાહોમ ભુસકો મારવામાં કાંઈ ફાયદો નહિ જો!

અંહ! આ ગરમા ગરમીના સોદામાં વળી મને ત્રણેક વર્ષે ચૂર થઇ આવી છે. આપણે જાણ્યું કે હશે. કાગળની મોંઘવારી છે તે ઓછી થશે, ને હારમાળા શરૂ કરીશું પણ ના...આતો દીન ઉગત વધતુંજ ચાલ્યું ને હવડાં ઠરે ઠ્ઠેકલેજે. કહેવામાં આવે છે કે હજી લડાઇને બીજાં ત્રણ વર્ષ જોઇશે! આ ભલાં માણસના ફરજંદને શું વિશેષણથી નવાજવો તે સમજાતું નથી-પણ મામલો તેવોજ છે ખરો હં! અત્યાર સુધી જર્મન બધાને ચું ચું કરાવી રહ્યો હતો તે મિત્રરાજ્યોમાં સંપૂર્ણ ઐક્યતા થતાં તેને ચું ચું કરવાની વારી આવી છે ને તેણે હવે પાછળ હઠવા માંડયું તે હઠતાં હઠતાં...બાબા, હનોઝ બર્લીન દૂર અસ્ત! કાંઇ ધ્યાનમાં વાત ઉતરી વારૂ?

મારી વાત હાણતાં હું લગાર આંટો ફાટયો! બનાવ એવો છે કે ૧૯૧૫ માં મારી નોવેલ બહાર પડયા પછી હું લગાર પુસ્તકોની બાબતમાં સુસ્ત થઈ ગયો હતો. કાગળનો દુકાળ ઓછો થતાં મારો વિચાર ઉમંગથી કામ કરવાનો હતો પણ એમ રાહ જોતાં જોતાં કયાં સુધી થોભ્યે? એટલે પાક્યઝદાંને યાદ કરી ઝીપલાવ્યું છે. હવે તેમાંથી તરીપાર કેમ ઉતરાય છે તે જોવાનું કામ તમારૂં છે જો!

મારી એક પારસી સંસારી મોટી વાર્તા સંજોગનો ભોગ એ નામની મારા પ્રીન્ટરના હાથમાં જઇ પડી છે ને આ લખું છું તે વેળા તેનો પા ભાગતો છપાઇ ગયો છે. બહુ જલદીથી તે બહાર પડે એમ છે. પારસી નવાં વર્ષને ટાંકણે

એ બહાર પાડવાનો વિચાર રાખ્યો છે. આ વાર્તા માટે સીફારસ કરવાની કશી જરૂરજ નથી, એટલુંજ કહીશ તો ચાલશે કે આ વાર્તા હું ઘણીજ પસંદ કરૂં છું. ત્રણ સુંદર વર્ણાઓને પારસી સંસારમાં ગુંથી લેતાં કોઇપણ જાતની આખડ શુંખડ કે છુંચ સુંધાઇ આવે એવી વિગતો રજુ કરી નથીજ, એટલી તો હું સરટીફીકેટ આપી શકીશ.

લગભગ ત્રણસેં પાનાંના મારાં આગલાં પુસ્તકોથી લગાર મોટી સાઇઝના આ વોલ્યુમની કિંમત બાબે હું કાંઇક ગુંચવાડામાં પડયો હતો. દરેક રીતની મોંઘવારીતો જાણીતી છે. તેમાં વળી પુસ્તકમાં અડધો ડઝન ફોટોઝ આવનાર છે એટલે બાબત વિચાર કરવા જોગજ છે. કવરનો સવાલ મોટો છે. કાર્ડ બોર્ડ ને કપડાંનો ભાવ છાપરે ચઢી બેઠો છે. આ કારણે પાકી બાઇંડીંગને ઇંગ્લીશ પેપર બાઇંડીંગની બે જાત તૈયાર કરવાનો વિચાર રાખ્યો છે. પાકી બાઈંડીંગ માટે કિંમત રૂપીઆને અઢીને ઇંગ્લીશ પેપર બાઇંડીંગના રૂપીઆ બે ઠરાવ્યા છે. હાલની મોંઘવારી જોતાં કિંમત વધુ છેજ નહિ.

પણ આતો બીજાઓ માટે કિંમત છે. ગુલશનનાં ગ્રાહકોની તેમાં શી ભાજી પાકી? મને કહેવામાં આવ્યું છે કે ગુલશનના વાંચકોનું મારા પર પેહલું ડાપું છે. આ કારણે ગુલશનનાં ગ્રાહકો પાસે બન્ને જાતમાંથી ચચાર આના ઓછા લેવાનું તેમજ પોસ્ટેજનો ચાર્જ નહિ કરવાનું ઠરાવ્યું છે. એટલે લગભગ છ આના નીકળી જશે. હું નહિ ધારતો કે આથી વધુ સરસ લાભ મારા વાંચકોને મળે? આ મારી ઓફરનો દીલસોજને ઉદાર જવાબ મલશે. એવી મને દરેક વકી છે. આજના અંકમાંના તે માટેના કાર્ડ તરફ તમારૂં ધ્યાન ખેંચું છું. તમો કાર્ડભરી મોકલી આપશો. તમોને કાંઈ વધુ સીફારસ કરવાની જરૂર છે, વારૂ?

આ પછી મારે એક બીજી યોજના દર વર્ષે ચાર પુસ્તકોની રજુ કરવી છે. સસ્તી સાહિત્ય માળા હિંદુ ભાઇઓમાં ઘણી પ્રિય થઇ પડેલી છે તેવીજ એકાદ યોજના હું કરવા માંગું છું પણ હાલ હું તે માટે વધુ જણાવતો નથી. બનતાં સુધી આવતા અંકમાં તે માટે વિગતે બોલવાનો હું વિચાર રાખું છું. આ યોજનાઓની હારમાળાથી ગંઇ ધડકી જવાની જરૂરજ નથી. પચતું પચતું જેરવશો તો કાંઇ ઓર થઇ શકશે. લેલ, પેલા કહે છ કે તેમ તેરી મેરી જોડી સલામત છે તો પછી કશું દૂર નથી.

મી. સસ્સેકા તીન પાઉં એ આ અંકમાં ફેશનેબલ પારસીઓને જે અર્થ સુચક ચાબખા લગાવ્યા છે તે બીશક યથાર્થ છે. આજે કમનસીબે બહારની ચાઇ ચાઇપર લોભાઇ પારસીઓ પોતાના વહાલા ધર્મ તરફની લાગણીઓ દંડી કરતા જાય છે. ફેશનની શીસ્યારી કેવી કાતીલ અસર કરે છે તેનો જાણવાજોગ દાખલો રજુ થયો છે. અફસોસ જ્યાં કોમનું અભિમાનજ નહિ, ધર્મ કેળવણીના સદંતર વાખા, ફકત બહારની ટાપ-ટીપને ખોટી ફુંકરાજી પરજ મરી ફીટવાનું, ત્યાં આ સિવાય બીજું શું પરિણામ આવે? કોમ કયાં ઘસડાય છે તે જોઇ શકતી નથી. જ્યારે માઠો બનાવ બને છે ત્યારે ઘોડાને તબેલામાં બાંધવાની ને ધાર્મિક કેળવણી આપવાની વાતો થાય છે પણ તે પછી બધુ ઉંચે અભરાઇ પર મુકાય છે. ઠરાવો તો ઘણા થાય છે પણ તે કામના શું છે? અમલમાં મૂકો તો તે ઠરાવ બે કિંમતી થાય પણ અભરાઇ પર મૂકયો તો તે ચીથડાં સમાન છે. ભલો ભાઇ સસ્સો પોતાની પેરેડીમાં જે ધાર્મિક ટીકાઓ કર્યો જાય છે તે ધ્યાનમાં લેવા જોગ છે. આ વિષય બહુ ધ્યાનથી વાંચવાની હમો સહેજ સુચના કરીશું. ગમ્મત સાથે જ્ઞાન આપનારો આ વિષય ઓર ન્યારો છે એમાં જરાબી શક નથી.

ભાગલ્યા.

# હીંદુસ્થાનના જંગલોની જડીબુટીઓ અને તેના ગુણદોષો.

લખનાર-ડૉકટર **પી. મોતીવાલા. ઠે. સૈયદપૂરા ચોકીશેરી સુરત.**
ગુલશન માટે ખાસ ફરમાસથી

### રાસના.

આજે હીંદુસ્થાનના જંગલોની જડીબુટીઓનો બીજો લેખ શરૂ થાય છે કે જેને આપણે ગુજરાતીમાં રાસના કહીએ છીએ.

હવે આ ઠેકાણે મારે લેખ શરૂ કરતાં સેજ જણાવવું જોઇએ કે આગળ પણ મુંબઈના પ્રખ્યાત પેપર સાંજ વર્તમાનમાં હું લેખ લખતો હતો ત્યારે પણ મારા ઉપર સંખ્યાબંધ કાગળરૂપી તોપોનો મારો ચાલ્યો હતો. આજે પણ " ગુલશન " નાં પ્રિય વાંચકોએ પાછી મારા ઉપર કાગળરૂપી વૃષ્ટિ ડજનબંધથી શરૂ કીધી છે. કોઇક તો એ નુકસો દવાખાનામાં કાગળ પેનસીલ લઇ લખવા આવે છે ત્યારે કોઇક તો ગુલશનજ મારે ત્યાં વેચાતું લેવા આવે છે. ખયર કાંઇ નહીં. હું પણ એજ લઇ બેઠો છું કે, કોઇ પણ રીતથી ગુલશનના વાંચકો અને અન્યો પણ પીડાતી અને હંમેશની દુઃખી જીંદગીમાંથી સુખી અને તંદુરસ્તી જીંદગી ભોગવી સાજા તાજા થઇ ગુલશનને આશીર્વાદ દે. એજ મારી પણ નિષ્ટા છે. હવે આજે આપણે બીજો લેખ શરૂ કરંશું જેને ગુજરાતીમાં " રાસના " હીંદુસ્થાનીમાં રાસને અને ફારસીમાં રાસ્ન, અરબી=જંજ બાલશમી અને ઇંગ્રેજીમાં ઈનીલા હેલેનીયમ = રેશા આસ્થમેટીકા કહે છે. એના છોડવા બારે માસ જોવામાં આવે છે. પણ તે ચોમાસામાં ઉત્તર શીયાળે વધુ ફુટી નીકલે છે. એનું મુળ સુતળીથી કે પેનશીલ જેવું હોય છે. એના મુળ રેતાળ જમીનમાં ઉંડા બેઠેલા હોય છે અને તે જમીનમાં ને જમીનમાં ૨૫ થી ૩૦ અને તેથી પણ ચાલ્યા જાય છે જેમ તે જમીન ઉપર થોડે થોડે છેટે લાંબા વધતા જાય છે. તેમ તેમ ફુટ મુકતા જાય છે. આવી રીતે એ જ્યાં ઉગે છે ત્યાં તેનું સ્વતંત્ર જાણુ બંધાઈ જાય છે. એના મુળ ભૂરા રંગના બહુધા લીસા ઉભી ઝીણી કરચલીવાલા સીધા કે અગાડ ગડી ગાંઠોવાલા અનયમીત ખાંચોવાલા હોય છે. મુળ ઉપરની છાલ જરા જાડી પોચી બટકણી હોય છે અને તે તરત ઉતરી શકે તેવી હોય છે. મુળનો આડો કાપ મુકતા તે અંદરથી ધોલાસ લેતા ભૂરા રંગનું સફીદ આકારનુ પડોળવાલું હોય છે અને તેમાં રેઝીન જેવો રસ દેખાય છે. વાસ તખાસ ઉગ્ર અને સ્વાદ સેજ કડુચો તેલીઓ અને ગળચતો ડાંડી અને શાખાઓ ટચલી આંગલી જેવી જાડી અને ભૂરાવાળની રૂંવાટીથી ભરેલી હોય છે. પાન આંતરે આવેલા એક ½ થી ¾ સુધી પહોળા હોય છે કોમળ પાન ઉપર પીળા ધોળા ચળકતા લાંબા લાળનાં ગીચ બેઠેલી હોય છે ફુલ ઝુમખા સરખાં શાખાઓને છેડે આવેલા હોય છે બીજ ધેરા ભૂરા રંગનું હોય છે. એનો ગુણ દોશ ચાર ગુણકારી પોષ્ટીક અને વાયુ હરતા હોય છે. આ રાસ્ના વીશેષ કરી ગુજરાત અને મહારાષ્ટ્રમાં મહાબળેશ્વર બાજે રાને ઉપર કવચીત મળી આવે છે. એના ઝાડ પેશાવરમાં પણ મળે છે. પ્રખ્યાત વનસ્પતી શાસ્ત્ર રોયલ સાહેબે હીમાલય ઉપરની વનસ્પતીના શાસ્ત્ર એ વિષયના ગ્રંથમાં લખતા જણાવે

છે કે આ પત્ર રાસ્નાના મુલને હું પીલુના સમજી મેં રોકસર સાહેબ ઉપર મોકલ્યા હતા, પણ પાછળથી મારી ભૂલ ભાંગી હતી. એનામાં સારક ગુણ ઘણોજ સારો છે. પણ તે મીઢીઆવળ (સુનામખી) કરતાં કાંઇક કમતી છે. કાંઇક વેપારીઓ ભેળસેળ કરી દગાઇ કરે છે. રાસ્ના વાત રોગ કે જેને સંધીના પક્ષઘાત એટલે અરધા શરીરનું રહી જવું લકવો ગુંદણમાં રહેલો વા. કમરથી અરધા અંગનું રહી જવું વીગેરે તમામ પ્રકારના રોગના ઉપર એક રામબાણ ઇલાજ છે. નીચે લખેલી તમામ ચીજ મેળવી એનો ઉકાળો બનાવી ઉપલા રોગથી હંમેશનો કંટાલી ગએલો પુરૂષ યા સ્ત્રી જો પીએ તો જરૂર તે નવી જીંદગી પેદા કરે છે. કાંઇક ભાઇબહેનો ઉપલા રોગના ભોગ થઈ પડેલા આપણે જોઇએ છીએ. જેવો મહાન વીદ્વાન હોય છે જેવો દોલતવંત હોય છે પણ કમનસીબ ઉપલા રોગના ભોગ થઈ પડેલા ને લીધે લાચાર અવસ્થા ભોગવી રહેલા હોય છે. જેવો માટે આ નીચે લખેલો નુસખો એક આબાદ રૂપ નીવડે છે કે જેનું નામ મહા રાસ્નાદીક કવાથ કહેવામાં આવે છે. રાસ્ના ધમાસો-બલા એરંડાના મુળ દેવદાર કચોરો વજ, અરડુશીના પાન સુંઠ, હરડે, ચવક, નાગરમોથ, સાટોડી, ગળો, વરધારો, વીરીયાળી, ગોખરૂં, આસંધ, અતીવીશ, ગરમાળો, શતાવરી, પીપળ, કાંટાશેળીઆનામુળ ધાણા, બે ભોઈરીંગણી, એ સરવે બબે તોલા લેવી અને તેની સાથે રાસ્ના ચાર તોલા લેવી આ બધાને અધ કચરું ખાંડી નાંખવું. અને તેમાંથી દરરોજ સવારે એક તાલો અને એક તોલો સાંજે પાશેર પાણીમાં ખૂબ ઉકાળી અધોળ પાણી રહે ત્યારે ઉતારી ગાળી નાંખી જરા સુંઠની ભુકી નાંખી પી જવું આ ઉકાળો એટલો બધો તો અકસીર છે કે જેવોને એકથી પચાસ વરસનો લકવો હોય સંધીવા હોય અથવા તો અરધું અંગ જલાઇ ગયું હોય યા તો ટુંકમાં કહો કે આખું શરીર કુંદાઇને પથરની માફક બંધાઇ ગયું હોય તેને છોડવે છે યાને જેવો ઉપલા રોગથી તોબા તોબા કરી રહ્યાં હોય, ટુંકમાં પૈસા અને દુઃખથી કંટાળી એક વખત આપઘાત કરવાની કોશીશમાં હોય તેને આ નુસખો વાપરવાની હમો ખાસ સલામણ કરીએ છીએ. આ નુસખો ખુદ મેં અજમાવ્યો છે અને જેનાથી મેં ઘણો ફાયદો થયેલો જોયો હતો. જો પેટની કબજીઆત હોય તો એ ત્રણ દીવસે ફક્ત એરંડીયા તેલજનો જુલાબ લેવો. આશા છે કે દરેક દુઃખી ભાઇઓ આ નુકસો વાપરી વહાલા ગુલશનને આર્શીવાદ દેશો પણ તેની સાથે એટલું પણ યાદ રાખવું કે ઉપલી વનસ્પતીઓ કોઇ ખાતરીદાર માણસને ત્યાંથી લેવી. નહીં તો કાંઇક એવા હોય છે કે નાળીયરને બદલે વેંગણ ધકાવી દે છે, અને ફાયદો થતો નથી ત્યારે અફસોસ કરે છે માટે દરેક ચોકસ ચીજ ખાતરી કરી લેવી છતાં જેવોને ઉપલી બધી ચીજ નહીં મળતી હોય તો તેવોએ હમને લખવું હમો હમારા કારખાનામાંથી મોકલીશું. હમારે ત્યાં પણ ચુંટી સાફસુફ કરી ખાંડીને તૈયાર કરેલો કવાથ હોય છે ગયા અંકમાં હરડેના લેખ પછી ઘણી લાંબી પુછપરજ ક્યાં મળે છે, શું કીંમત વીગેરે ભાઇ બહેનો તરફથી થઇ હતી તેથી આ હમોએ લખ્યું છે માટે જેને જોઇએ તેને મંગાવવો નહિ તો જાતે બનાવી લેવો.

કેટલીક જાતના વાતવ્યાધીમાં જ્ઞાનતંતુની શકતી કમી થઇ જાય છે અને કેટલાક વ્યાધીમાં જ્ઞાનતંતુની શકતી બરોબર હોય છે પણ તે ભાગનું લોહી દુષીત થયેલું હોય છે અને ત્યાં કોઇ બીજા બહાર પદાર્થનો જમાવ થઈ ગએલો હોય છે ત્યાં પણ ઉપલો કવાથ ખરેખર ઉપયોગી થઇ પડે છે. ડાકટર વીરજી ઝીણા કહે છે કે સાધારણ પીડાને માટે શું કહે છે? 'રાસ્ના ગોખરૂ એરંડ મુળ દેવદાર, સાટોડી, ગળો અને ગરમળાનો ગોળ એ સાત ઔષધોને સમ ભાગે લેવા અને તેનો કાઢો

રોજ એક તોલો સાંજે અને એક તોલો સવારે એમ પાશેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રહે ત્યારે ગાળી પી જવું. આમ લેવાથી પડખાંનું શુળ, પાડ, જાંઘ, કેડ વીગેરેનું શુળ મટે છે. આ કાઢામાં જરા સુદ ઉકળતી વખતે નાંખવી. રાર-ના ગળો બળદાણા જેથી મંદ અને ગોખરૂ એનો કાઢો પીવાથી અંતરગળ મટે છે. યોગ ચીંતામણી નામનો ગ્રંથ પ્રખ્યાત વનસ્પતી શાસ્ત્ર નામના ગ્રંથમાં લખે છે કે ઉપલા કવાથને પંચક મુળ કહે છે જ્યારે આ નીચે લખેલો મોટો રાસ્નાદીક કવાથ કહેવાય છે જેની મેળવણી આ સાથે હમો લખીએ છીએ કે જેમાં ૩૨ ચીજો આપેલી છે. રાસ્ના, ગળો, એરંડાનુ મુળ, દેવદાર, કરડેળ, કચુરો, બલબીજ, વજ, કાળીપાટ, વરીઆળી, સાટોડીની જડ, બીલી, અરણી, શીવ ણ, પાડવ કાંટા, સવૈયો, જવાસો, અજમો, પુષ્કળમુળ, આસંધ, પ્રસારણી ગોખરૂ, અરડુસો, છીણીના મુળ, વરધારો, સતાવરી વીધારાહી, ગુગળ અને વાળો એ બત્રીસ ઔષધો બરાબર ભાગે લઇ જરા અધકચરાં ખાંડી નાંખવા અને પછી ઉપર જણાવ્યા પ્રમાણેજ ઉપલી ઉકાળી પીવો જેનાથી કંપવા ધ્રુજરાપણું શોકવાયુ પ્રતાનક વાયુ મજ્યાસ્તંભ મુખદોષ પક્ષાઘાત આર્દીતવાયુ આક્ષેપવાયુ કે જેને હીસ્ટીરીયાવાયુ કહે છે તે કુબ-ડાપણું હનુગ્રહ આંટવવાયુ બોબડાપણું, લંગડા-પણું ખભાની રગોનુ રહી જવું અધસીવાયુ જાનુ-વો અને ડમરૂ તથા ગોળો શુળ કેડનું પકડાઇ જવું. આમવાયુ નીરામ તથા સાતધાતુની અંદરે ઘેરાયલોવાયુ વીગેરે તમામ પ્રકારના વાયુ તથા સંધીવા જુનામાં જુનો વાયુ ગાઉટ, નજલો વીગેરે રોગો દૂર થાય છે. એમ. શ્રી. અત્રેય રૂશીજી કહે છે. આમાં ઉકાળતી વખતે પીપરનું ચુર્ણ યા અજમાનું ચુર્ણ અથવાતો એરંડ તેલ નાંખી પીવો. અહાહા ! ઓ હીંદુસ્થાન, ઓ હીંદુસ્થાન તારી ધરતીના પેટામાં પણ કેવી કેવી અમૃત ચીજો પડેલી છે. પણ કમનસીબની વાત છે કે જેઓ બીચારા જાણકાર નથી તેવોને માટે તો એક મોટી સમાન છે. કાંઇક બીચારા હંમેશના પીડાતા રીબાતા કે જેવો પૈસો તેમજ વખતની બરબાદી કરી નીરાશ બેઠા છે. જેવો બીચારા પીદ્રાન છે પણ ઉપલા રોગને લીધે લાચાર અવસ્થામાં આવી પડયા છે તેવોને મારી નમ્ર યાચના છે કે ઉપલી ચીજ એક વખત વાપરી તમો સુખી થાવ. તેની સાથે આટલી પણ નોંધ લેવા ચુકવું નહી કે ઉપલી દવાઓ દેશી છે. એટલે "આમ અબી શાદી અને અબી મંગણી" તેમ ફાયદો થશે નહી એ તો લંબાણુ કરવાથીજ દેશી દવાનો ખરો ગુણ માલમ પડે છે. અને આ લેખ પણ લખવાનો ભાવાર્થ. પણ એજ છે કે, જેવો બીચારા દવા કરી કરીને નીરાશ થઇ બેઠા હોય તેવોનો કશો આરો નહીં હોય તેવો એજ હાથ લગાડવો. બાકી આમ ચડે જાવું બડે જાવું આટલીજ મીનીટમાં આટલાજ કલાકમાં ગુણ થશે કે ? કાંઇ વધીતો નહી જાય વીગેરેને માટે નથી, કારણ કે આજનો પ્રવાહજ એવો છે કે એક શીશી ઉપર રંગબેરંગી લેબલ હોય, અંદર રંગબેરંગી દવા હોય તેના ઉપર જેટલો મોહી પડશે તેટલા શું હમારી જંગલી જડીબુટી ઉપર મોહી પડશે કે ? સુગ આવે. છટ નોનસેન્સ એવો કચોરો એવો ઉકાળો કોણ પીએ........ નહી નહી સાહેબો જેવો ગુણ આવા કચરામાં છે તેવો બીજા રમક ધમકપર નથી. ખેર એતો જોવી શ્રોતાઓની મરજી ઉપર આધાર છે. છેવટે હમો આપી આ લેખ ખતમ કરીએ કે દરેક ચીજ જાણીતા અને ભરોસાવાળા પાસેજ લેવી નહી તો નહી બને તો ઓરનું દોર લઇ નકામા ફાયદો નહી પડે ત્યારે હમુને ગળે નહી પડતા. આ લેખ અત્રે ખતમ કર્યે છીએ. આવતાં પાર-રસી નવાં વર્ષના ગુલશનના અંકમાં બીજો કાંઇક અલૌકીકજ લેખ આવશે જે વાંચવા તત્પર રહેવું. તથાસ્તુ.

ઉપલો કવાથ ચરબીથી ફુલીને ડલ થઇ ગએલા શરીરને પણ ચરબી ઓગાળી શરીર પતલું કાંટા જેવું બનાવે છે.

# THE DEATH OF AKBAR: A TERCENTENARY STUDY.*

:o:

( *By-Mr. K. P. Karkaria.* )

( Continued. )

The attendants prostrated themselves and did homage; at the same moment that sovereign, whose sins are forgiven, bowed himself also, and closed his life. A loud lamentation arose on all sides, and groans and cries ascended from the world and and race of men, and the voices of the angelic cherubims were heard saying, 'God created him and to God he has returned.' When the Emperor Akbar died groans arose from earth to heaven.

"After that sad occurance the gracious Emperor Jehangir had all his confidential servants and faithful friends perform the obsequies of the deceased sovereign, with all the ceremonies due to his rank. When they had gone through the funeral rites prescribed by religion and tradition, and had arranged the royal corpse in all state, the Emperor, in great pomp with weeping eyes and a sad heart, took the foot of the bier of the deceased king upon his shoulder, and carried it as far as the door of the public reception room; from thence the great nobles, each anxious for the honour, relieving one another in quick succession, carried His Majesty as far as the gate of the fort. Thence the nobles and ministers, and courtiers, and Imams and all his servants and troops, followed the bier with heads and feet uncovered.'

From this account it seems that Asad Beg must have seen Jehangir's narrative which it follows closely. Jehangir circulated his memoirs among his friends and courtiers and it is likely that Asad Beg also was among these, He was at first in disgrace with the new monarch, but in the end succeeded in pleasing him so far that a title was conferred on him. In his chronicle he shows that he was anxious to please Jehangir, and it may very likely have been one of the means by which he regained favour. We might, therefore, safely dismiss this account as being merely an echo of the "Wakiat-i-Jehangiri"

There is a third and a short account of Akbar's death in the "Takhmila—i—Akbarnama" This work is, as its name implies a continuation of the great work of Abul Fazal, who had recorded the history of forty-six years of Akbar's reign when he was murdered. Inayutulla, at the Emperor's command, wrote the account of the last four years, and this is usually found bound up with manuscripts of the Akbarnama of Abul Fazl. (Ellot and Dowson, Vol.

VI. p. 103.) In this work Inayatalla says: "On Monday, the 12th Aban, corresponding with the 20th Jumada awwal 1014 Hijra (September 1605), an illness insinuated itself into the frame of the Emperor and he became indisposed. Hakim Ali, who was the most skilful of physicians, was summoned to attend. After considering the symptoms, he refrained for eight days from administering medicine, in the hope that His Majesty's vigour of constitution would overcome the disease. On the ninth day, the debility and symptoms appeared to be aggravated, so the physician resorted to the remedies of his art; but they produced no good effect for ten days. The complaint in the bowels increased and the limbs lost their power. It then became evident that recovery was hopeless, and that the collar of the world was in the clutches of the Fates. On the 9th Azur, when the age of His Majesty had reached the period of 65 lunar years, he bade adieu to the life in the capital of Agra, and took his departure to the paradise of love. On the following day his sacred remains were borne by men of all ranks in stately and becoming pomp to the grave and were interred in the garden of Bihishtabad." (*Takhmila-i-Akbarnama, apud* Elliot and Dowson, Vol. VI, p 115.)

The great and famous historical work of Ferishta who was also a contemporary of Akbar, beyond whose reign it does not go very far, as it stops at 1612, touches slightly on this subject and says that the death of Akbar was due to his grief at the death of his favourite son, Prince Danial "On the 1st of Zehug (8th April) the Prince Daniel died in the city of Burhanpore owing to excess of drinking. His death, and the circumstances connected with it, so much affected the King, who was in a declining state of health, that he every day became worse, till on the 13th of Jemodi Sani, in the year 1014, he died after a reign of fifty one years and some months." (tr. Briggs, Vol. II, p. 280.)

These are all the contemporary Mahomedan accounts of Akbar's death that are to be found now. In fact they reduce themselves to one account, namely that of Jehangir. Now Jehangir in spite of his prolixity of detail and of circumstonce, does not mention exactly what disease it was precisely that attacked Akbar. He says that indigestion was the complaint, but that could not have lasted so long, and besides it ought to have been amenable to the skil of the court physicians. And here is another difficulty Hakim Ali, the physician, seems to have grossly blundered or worse. And stranger still, Jehangir says he took no notice of it. Here is a royal physicion who, when his imperial master is seriously ill, refrains for full eight days from giving him any medicine! And the Emperor's son takes no notice of his incompetence or criminal folly.

O (To continue)





# તમારી જીંદગીના સુખ માટે

**પહેલી કાળજી તમારે રાખવી ઘટે છે. સારી તનદરૂસ્તી વિના દુન્યા ઝેર જેવી છે તો લેભાગુ ઇલાજો કરી તેને ઉળટી વધુ નહિ બીગાડતા હાલમાં બહાર પડેલો છેલ્લામાં છેલ્લો ખાત્રીપુર્વક બીનહરીફ ઈલાજ.**

# સેકસોડાઇન

અજમાવો કે જે ગોળીના આકારમાં ઉત્તમમાં ઉત્તમ વસાણામાંથી બનાવવામાં આવે છે. અને કદી પરહેરેજીની કડાકુટ વગર સહેલથી લઇ શકાય છે. એનો ખાસ ગુણ શરીરનું ઝેર કાઢી નાંખી નવીન લોહી પેદા કરવાનો છે. કુટેવથી, વધુ કામના બોજાથી, યા કોઈ પણ કારણથી ગુમાવેલી તાકાત પાછી બક્ષે છે. કબજીયાત મટાડે છે. થાકેલા અને કંટાળેલા શરીર તેમજ મગજને નવું જોમ ને જોશ આપી તીવ્ર બનાવે છે. હજારો ઈલાજો અજમાવી ચુકેલાઓ માટે આશાનું આ એકલુંજ કીરણ બાકી છે. તમારી તનદરૂતીનો નાશ થતો અટકાવવા–ભવિષ્યમાંથી કોઇ પણ રોગમાંથી તમોને બચાવવા--અને સંસારનું મીઠું સુખ નસીબ કરવા સેકસોડાઇન ખચીતજ

# અમૃત સમાન છે



કીંમત ૪૦) ગોળીની ડબ્બીના રૂા. ૬, છે પણ " ગુલશન " ના ગ્રાહકોને થોડા વખત માટે અર્ધી એટલે રૂા. ૩, ની કીંમતે મોકલવામાં આવશે. (પોસ્ટેજ જુદું.)માટે આ ઓફર બંધ થાય તે આગમજ તાકીદે લાભ લેવો.

લખો—મૈડીક્ષ મેન્યુફેક્ચરીંગ કું.

ડીપાર્ટમેંટ G/N મેનસ્ટ્રીટ, કેંપ, પુના.

# સુલતાને સુલેમાની!

## (આરસેની લુપીનનું છેવટનું પરાક્રમ)

( એક દીલકશ વાર્તા—ગુલશન માટે ખાસ )

લખનાર—ભાગલ્યા.

( આગલાં પ્રકરણોનો ટુંક સાર. )

ફ્રેંચ પોલીસના વડા મશ્યુર ગેબારયોની ઓફીસમાં એક મીટિંગ મરહુમ કાસમો મોર્નિંગ્ટનનું વિલ સાંભળવા બોલાવવામા આવી હતી. જેમાં હાજર થવા અમેરિકન એલચી ખાતાંના તથા પેરૂવ્યન એલચી ખાતાંના વડા સેક્રેટરીઓ, મેજર ડાકર્ટી લામોર, સોલીસીટર મશ્યુર જુઆન અને ડૉન લુઈ પેરેના હતા. પોલીસના વડાને મળવાને તેનો ઇન્સપેક્ટર વેરોટ આવ્યો જેને, ચોક્કસ કામ સોંપવામાં આવ્યું હતું. પોલીસનો વડો ન મળવાથી તેણે સેક્રેટરીને કાગળ તથા પારસલ આપ્યાં. બહાર જતાં પોતાની તબ્યત બગડવાથી તે પાછો આવ્યો. તે સેક્રેટરીને બધી વિગત કહેવા ગયો તેવામાં તેની આંખે ચક્કર આવ્યાં ને સેક્રેટરીના ઓરડામાં જવાને બદલે પોલીસનાં વડાના ડ્રેસીંગ રૂમમાં ગયો ને ત્યાં બેશુધ્ધ થઇ પડયો.

મરહુમે પોતાનું વિલ કર્યાબાદ મરણ પછી પોતાના સોલીસીટરને તે પોલીસના વડાની સંમુખ ખોલવા ફરમાવ્યું હતું.

મરહુમે પોતાના માતાના સગાંઓને શોધવા ઘણી કોશીશ કરી હતી પણ ફાવ્યો ન હતો ને તેનું મરણ નીપજ્યું હતું. તે વિલ મુજબ તેણે પોતાના મિત્ર ડૉન લુઇ પેરેનાને દશલાખ ફ્રાંક આપવા ફરમાવ્યું હતું. ત્રણ અબજ ફ્રાંક અમેરિકા ખાતે ધાર્મિક ને કેળવણીની સંસ્થાઓ સ્થાપવા આપ્યા હતા તથા બાકીના ૯૦ લાખ ફ્રાંક પોતાની માસીઓને યા તેમનાં એક પછી એક વારસોને શોધી આપવાનું ફરમાવ્યું હતું. આ માટે એવી શરત હતી કે વિલ વંચાયા પછી બે દીવસે જાહેરાત કરવી ને બે મહિનામાં પાછી મીટીંગ બોલાવી જે વારસ મળે તેને તે એનાયત કરવી. તેમ ન થતાં બધી દોલત ડૉન લુઇ પેરેનાને આપવી ને તે જો ન કબુલે તો તેમાંથી યુનીવર્સિટિ સ્થાપવી ને પોલીસને મદદ કરવી.

વિલ મુજબ ડૉન લુઇ પેરેનાને લગતી તપાસ થઇ તેમાં તેની અચુક ખાતરી આપવામાં આવી. આ શખ્સને આરસેની લુપીનનાં મરણ પછી આખું લશ્કર ગાલુચોરનાં નામથી ઓળખતું હતું કેમકે તેનામાં તેવીજ અદભૂત શક્તિઓ હતી.

વાતપરથી વાત નીકળતાં કાસમો મોર્નિંગ્ટનનાં મરણની વાત નીકળી. ઓપરેશન નિષ્ફળ જવાનું કારણ પેરેનાએ માનવા ના પાડયું ને સાંભળેલી વિગતોપરથી તેણે સાબેત કરી આપ્યું કે મરનારને કોઇએ ઝેર આપ્યું હતું.

ઇન્સપેક્ટર વેરોટની બધે બધ તપાસ કરવા છતાં ને કેથે મળ્યો નહિ. સાંભળેલી વિગતો પરથી ડૉન લુઇએ અનુમાન કર્યું કે તે ત્યાંજ હશે. તપાસ કરતાં સાહેબ બહાદુરના ડ્રેસીંગ રૂમમાંથી તે બેશુદ્ધ હાલતમાં મળી આવ્યો. ઘણે તેવી કોશેશ કરવા છતાં તે બાપડો જલદીથી મરણ પામ્યો. તેજ રાત્રે બે ખુન થવાની વિગત ઇન્સપેક્ટરે જણાવેલી હોવાથી બધા અજબ થયા.

આ વખતે મશ્યુર હેનરી ફોવીલે નામનો એક શખ્સ પોલીસના વડાને મળવા આવ્યો. ઇન્સપેક્ટર વેરોટે જણાવેલું અડધું નામ તેને મળતું આવતું હતું. ને આવતા સમેત વેરોટનાં ખુનની વિગત સાંભળી ખુબ રડયો. કોઇ પણ જાતનો ખુલાસો કરવાની તેણે ચોખ્ખી ના પાડી. તપાસમાં જણાયું કે કાસમો મોર્નિં-

ગઢની દોલતનો તે વારિસ હતો. પોલીસના વડાએ તેની સંભાળ રાખવા ડીટેકટીવ સારજંટ જેરોમને ડૉન લુઇની સાથે મોકલ્યો.

બહાર નીકળતાં શક પરથી ડૉન લુઇએ પેરૂબન સેક્રેટરીને રસ્તામાં ખેંચી કાઢયો. ત્યાં થયલા ખોલાસા પરથી જણાયું કે ડૉન લુઇને તેનું આ નામ મેળવી આપવા તે સેક્રેટરીએ મહેનત કરી હતી ને બધાં ખોટાં કાગળો ઉભાં કીધાં હતાં. ડૉન લુઇ તો કોઇ બીજોજ હતો. સારજંટ જેરોમની શીફ્ટી ફાટી ગઇ ને તે ડૉન લુઇને પોતાની વડા આગળ લઇ જવા તૈયાર થયો. તેવામાં ડૉન લુઇએ પોતાની ઇધાની આપી તેનું ચોકસ નામ જણાવ્યું કે તે દધાઇજ ગયો, કેમકે તે કોઇજ નહિ પણ તેનો કહેવાતો મરણ પામેલો સરદાર આરસેની લુપીન હતો. બને ફોવીલેને ત્યાં ગયા. પહેલાં તો તે ઇજનેરે વાંધો ઉઠાવ્યો પણ પાછળથી તેમને રાખવા કબુલ થયો. તેને ખુલાસો કરવા બહુ વિનવવામાં આવ્યો પણ તેણે માન્યું નહિ. સુતી વખતે પોતાની તીજોરી ઉઘાડી તેમાંની એક પાકીટ બતાવી તેમાં દરેક વિગત આ બાબતને લગતી હતી એવું જણાવી પોતાનું ખુન થાય તો વેર લેવા તેણે જણાવ્યું. તે સુતો ને ડૉન લુઇ સારજંટ સાથે તકેદારી રાખવા ચાલમાં બેઠો. સારજંટ સુઇ ગયો. અઢી વાગતે તેઓ બંને તે ઓરડામાં ગયા તો ફોવીલે સુતેલો જણાયો. પાંચ વાગતે સારજંટને સુતેલો જણાયો. પાંચ વાગતે સારજંટને ગડબડ છતાં તે ઇજનેર જાગ્યો નહિ એટલે તેઓ તેને જગાડવા ગયા.

બરાબર તપાસતાં તે મરણ પામેલો જણાયો. પેરેના ઉર્ફે લુપીન તો હરણ ફાડ થઈ ગયો. તેની નજર આગળ બે ખુન થાયને તેનું તેને ભાન ન રહે તે ખરેજ નવાઇ હતી! તેણે આ ખુનનું વેર લેવાના દડહડતા કસમ લીધા. તીજોરીમાં જોતાં ડાયરી પણ ગેબ થયલી જણાઈ એટલે તેઓ વધુ તડખાયા. લુપીનની તપાસમાં બાગમાંથી એક શેબ મળી આવ્યું કે જેને "વાઘના દાંત" જેવા દાંત મારેલા હતા. દુશ્મનોની આ ગંભીર ગફલતપર તે અજબ થયો છતાં શેબને થોડે દુર નાંખી બીજી તપાસ કરવા લાગ્યો. સારજંટે હવે પોલીસના વડાને ફોનથી બધી હકીકત જણાવી. લુપીને જેરોમને ઉંઘી ગયો હતો ને વિગત નહિ જણાવવા સમજાવ્યો પણ તે પ્રમાણીક શખ્સે આ જુઠાણું કબુલ્યુંજ નહિ. પોલીસ આવતી હતી એટલે પોતાનું કામ નથી કરી લુપીન જવા નીકળ્યો પણ જેરોમે તેને અટકાવ્યો. ખેંચતાણ થતાં લુપીને જેરોમને દુર ફેંકયો કે તેણે રીવોલ્વર કાઢી. લુપીન આ પોતાના આ વફાદાર સેવકની ગુસ્તાખી જોતાં દધાઇ ગયો. ફરજનું કરજ કેવું છે તેનો ખ્યાલ તેને ત્યારેજ થયો. તેટલામાં તો પોલીસ આવી પહોંચી ને મકાનને ફરતો ઘેરો નાંખ્યો.

લુપીને ખાતરી કરવા ઘરમાંથી જવાની પેરવી કરી પણ પોલીસે તેને અટકાવ્યો. ત્યારેજ તેણે જાણ્યું કે વાત કાંઇક વધી હતી. તપાસની ટણછબ જોતાં તેની ખાતરી થઇ.મામલો લગાર બારે હતો ને પોલીસ પોતાને માથેનો ટોપલો કોઇ બીજાપર એકદમ નાંખી દેવા ખરાં જીગરે તૈયાર હતી.

પેરેના પરજ પોલીસને શક ગયો કેમકે તેની વિંટીમાંનો હીરો તેમને ડાયરી ગુમ થયલી તીજોરીમાંથી મળી આવ્યો હતો પેરેનાની ખાત્રી થઇ. કે તેના પર ધાડ જબરી ઘધરી હતી છતાં સીફતથી તેણે કામ લેવા માંડયું. આ માટે તેણે બે સાક્ષીઓ બોલાવ્યા. નોકર તો ખુલ્લું જણાવી ચાલ્યો ગયો પણ મેડમ ફોવીલેને બોલાવતાં બધા ગુંચવાયા. પોલીસના વડાએ તેની જાતે તપાસ ચલાવી. તે તપાસમાં બાઇ ગુંચવાઇ ગઇ. ખુનની રાત્રે બરાબર બાર અને બે વચ્ચે તેણી કયાં હતી તેની ખાતરી તેણી આપી શકી નહિ એટલે શકમંદ થવાનું કારણ મળ્યું. વધુ તપાસમાં તેણીએ જણાવ્યું કે કોસ્મોમોર્નિંગ્ટનની વડી માસીનો દીકરો તેણીનો ધણી હતો ત્યારે તેણી બીજી માસીની દીકરી હતી. તેણી પોતાના ધણીની બીજી બૈરી હતી. રખે દોલતને ખાતર ધણીના દીવાનપણામાં તેણીએ તેમ કર્યું હોય એમ પોલીસને લાગ્યું. તપાસ કરતાં બાગમાંથી શેબ મળી આવ્યું. પોલીસે તેણી પાસે બીજું શેબ આપી તે પર દાંત મરાવ્યા. અફસોસ તે દાંતોનો આકાર બને શેબો પર એક સરખો નીકળ્યો.

## પ્રકરણ ૪ ( ચાલુ ).

### ખુની કોણ ?

' શું તમે તેમ ધારોછો ? ' તેણી અચકી અચકીને બોલી. ' હા...હા...કદાચ બનવાજોગ છે...મને હવે યાદ આવેછે કે કાલે સહવારે...હા, સહવારેજ મેં...'

પણ ત્યાં પોલીસનો વડો વચ્ચે પૂરાયો ને તેણે કહ્યું.

" બાનુ, એ પેતરા હવે ચાલે તેમ નથી. મેં તમારા નોકર સીલવેસ્ટરને હવડાંજ તે બાબે સવાલ કર્યો છે. તે ગઇ રાત્રે આઠ વાગતે આ ફ્રુટ પોતે લાવ્યો હતો. મરહુર ફેવીલે બીછાને ગયા તે વેળા રકાબીમાં ચાર શેબ હતાં. આજ સહવારે આઠ કલાકે તપાસતાં ત્રણજ જણાયાં. ચોથું તો બાગમાંથી મળી આવેલુંજ ફળ છે. આ ચોથાં શેબ પર ગઇ રાત્રે દાંત પડયા હતા અને તે દાંતો તમારા પોતાના હતા. "

' તે મારા નથી ' તેણી પૂકારી. ' મારા નથી...એ દાંત મારા નહિ...'

' પણ...'

' એ દાંત મારા નથી. પાક ખુદાના કસમ લઇને જણાવું છું કે એ મારા દાંત નથી...ખુદાના કસમ છે કે હું જરૂર હવે મરી જઇશ...કેદખાના કરતાં મોત વધારે સરસ...હું મારે હાથે મારો જાન લઇશ...હું આપઘાત કરીશ...હું જીવ પટકી નાંખીશ......'

તેણીની આંખો સ્થિર થઇ ગઇ હતી. તેણીએ હિંમત કરી ઉઠવાની કોશીશ કરી. તેણી ઉઠી તો ખરી પણ બીજી પળે પછડાઇને ભોંયે પડીને બેશુદ્ધ થઇ ગઇ.

બીજાઓ તેણીની સારવારમાં રોકાયા હતા ત્યારે જેરોમ ધીમેથી બારણાં તરફ ગયો ને ડોન લુઇને ઇશારતથી બોલાવી કહ્યું,

' તમો હવે પધારો, સરદાર ! '

' આહ, ત્યારે હુકમ ફરમાયો ખરો તે હું છુટો થયો છું ને ? '

' સરદાર, પેલો શખ્સ જે હવડાં દશ મીનિટ પર ત્યાં આવ્યો છે ને પોલીસના વડા સાથે વાત કરે છે તે જોયો. તેને તમો ઓળખોછો કે ? '

' આહ ! ' પેરેનાએ એકજ નજર તે શખ્સ તરફ કરી જે ટગર ટગર તેના તરફ જોતો હતો ને કહ્યું, ' સત્યાનાશ વળ્યું ! એ તો કમબખ્ત વેબર છે ! મારો પૂરાણો મદદનિશ... એ ત્યાં કેમ ? '

' એણે તમોને ઓળખ્યા છે, સરદાર ! એણે પહેલીજ નજરે શાહુચોર લુપીનને ઓળખ્યો. કોઇ પણ જાતના ઢોંગ ધતુરા એની આગળ ચાલતા નથી. એ તો સહેલાઇથી બધું પામી જાય છે. યાદ છે કે તમો એને કેવો બનાવી પાણીથી પાતળો કરી નાંખ્યો છે તે ! એ મારો વહાલો પોતાનું વેર લીધા વિના જરાએ અચકવાનો નથી. '

' તું શું ધારેછ કે તારા સાહેબને એણે કહ્યું હશે ? '

' હાજતો...કહ્યું છેજ. સાહેબે મારા સાથીઓને તમારીપર નજર રાખવાનો હુકમ આપ્યો છે. છટકવાની કોશેશ કરો છો એમ સહજથી બતાવશો તો તે લોક તમોને પકડશે. '

' ત્યારે તો હાલને કાજ કાંઇઓ કરવાનું નથી.'

' કાંઇ કરવાનું નથી ! મારા ખુદા, એ શું બોલો છો ? તમારે તો હવે ઝડપ કરી પહેલી તકે એ લોકોને ઉડાવી દેવાની જરૂર છે.'

' તેમાં ફાયદો શું છે ? હું તો ત્યાંથી નીકળી ઘરે જઇશ ને હું ક્યાં રહું છું તે તે લોક સારી પેઠે જાણે છે.'

' હેં, શું ? આ બધું બન્યા પછી શું ઘરે જવાની તમે હિંમત કરો છો ?'

' ત્યારે મારે ક્યાં સુવું ? છાપરાંપર કે જમીન નીચે તો નહિને ?'

' પણ મારા ખુદા, તમે એ શું કહો છો ? જરા તો તમે ભાન રાખો. આ પછી તમારી સામે હવે પોકાર ઉઠશે. તમોને સપડાવેલા તો છેજ એટલે એકે એક જણ તમારો પક્ષ છોડી જશે.'

' તેથી શું ?'

' તમે આ કામથી હાથ ઉઠાવો.'

' અને કોસ્મો મોર્નિંગ્ટન તથા ફેવીલેઓના ખુનીઓનું શું ?'

' પોલીસ તેમને શોધી શકશે.

' એલેકઝાંડર, તું સાવ ગંડુ છે !'

' ખુદા ખાતર, સરદાર, તમો પાછા ભેદી, અજીત લુપીન બની જાવ ને અદ્રશય રહી જેમ તમારી લડાઇઓ લડ્યા હતા તેમ લડો; પણ હવે તમો ડૉન લુઇ પેરેના તરીકે રહી શકો તેમ છેજ નહિ. હાથે કરીને કાં બલા વ્હોરો છો ? આ જોખમ ખેડવાની શી જરૂર છે ? જે કામ સાથે તમોને લાગતું વળગતું ન હોય તે કામમાં તમારે હવે મુંડી ખોસવાની જરૂર નથી કેમકે તેમ થતાં નવી જંજાળો નાહક ઉભરી નીકળે છે.'

' એલકઝાંડર, બેટા, આગળ તો તું આટલો બધો હુસ્યાર ન હતો. મને આ કામ સાથે કશું લાગતું વળગતું નથી જો ! ફક્ત દશ લાખનો ખુરદો થાય છે ને એક અબજ પર તડપા તડપી થાય છે ! પોર્યા, જો પેરેના આજ રૂખસદ લે તો કાલે દશ લાખ ગુમાવે ? પ્રમાણિકપણે પૈસા કમાવાની તક મને જવલે મળે છે તો આ તક શા માટે હું જવા દઉં તે હું સમજી શકતો નથી.'

' પણ તમોને કેદ કર્યા તો ?'

' મર મર, અન્નાડી ! હું તો મરી ગયો છું.'

' લુપીન મરી ગયોછ પણ પેરેના તો જીવેછ ને ?'

' ગમે તે હોય પણ આજે મને પકડ્યો નથી એટલે મારા જીવને ધીરજ છે.'

' એ તો જાણી જોઇને ઢીલ કરી છે. આ પળથી તમોપર બારીક તપાસ રાખવાનો હુકમ છૂટ્યો છે. એ લોક તમારાં ઘરપર રાત દીવસ મોટો પાહરો રાખનાર છે.'

' તરલ્લા ! મને રાતના ઘણીજ બ્હીક લાગતીતી જો !'

' પણ મારા બાપ, એ નમો કરવા માંગો છો શું ?'

' બેટા, કશુંઓ નહિરે. તું ધીરજ રાખ. મારી ખાતરી છે કે તેઓ હવે મને પકડવાની હિંમત કરી શકનારજ નથી.'

' તમો શું એમ ધારોછ કે કાયદાની દરકાર, કરે તેમાંનો તમારો દુશ્મન વેબર છે.'

'પાહ......એ વેબર, ફેબરની મને જરાએ પરવા નથી. હુકમ વગર વેબરથી શું કે ચાં થવાવાનું નથી.'

'પણ એ લોક એને હુકમ તો આપવાનાજ.'

'હા, મારીપર જાસુસી કરવાના હુકમ આપશેજ પણ મને પકડવાનો હુકમ આપી શકવાના નથી. તારા વડાએ મારી બાબતમાં એટલો બધો ઘોંટાળો કરેલો છે કે મને છટકવા દેવાની તેને ફરજ પડશે. જરૂરતમાં તો આ કેસ છે. એ એટલો બધો મુસ્કેલને ભેદી છે કે પોલીસ માથું ફોડીને મરી જશે તોએ તેનું જરાખી વળનાર નથી. મોડે વ્હેલે તમો લોકોને મારી મદદ તો જરૂર જ લેવી પડશે; કેમકે આ જંગલી હરીફો સામે લડવા મારા સિવાય બીજો કોઇ લાયક નથી. મારા બેટા, તું પોતે કે તારો વેબર કે તારી આખી ટોળીને લોક આગળ કુચ્છ બીસાતમાં નથી. જા, બેટા, ખુશાળ થા; હું તારી મુલાકાતની રાહ જોઇશ.'

× × × × ×

બીજે દીવસે એકસપર્ટની તપાસમાં તે બંને શેબ પરનાં દાંતો એક સરખા જણાયા. એટલું જ નહિ પણ પેલી ચોકલેટપરના દાંતો પણ તેમને મળતાજ હતા એમ પુરવાર થયું.

પોલીસે ટેકસીવાળાને શોધી કાઢયો. તેણે જણાવ્યું કે ઓપેરા આગળથી એક બાનુએ તેને રોકયો હતો જેણે તેને એવેન્યુ હેનરી માારટીનના છેડા તુલિક લઇ જવા ફરમાવ્યું હતું ને ત્યાં જતાં તેણીએ ગાડી પાછી ફેરવી હતી.

આ એવેન્યુથી ફેવીલે વાળાંઓનું મકાન ફક્ત સાત મિનિટના રસ્તાપર હતું. તે ગાડીવાનને મેડમ ફેવીલેની હાજરીમાં લાવવામાં આવ્યો ને તેણે તેણીને તુરત ઓળખી.

એક કલાકથી વધુ ત્યારે તેણી તે તરફ શું કરતી હતી?

મેરી ફેવીલેને સેંટલેઝારના કેદખાનામાં કેદ કરવામાં આવી ને તે રાતથી તેણી સરકારી મકાનમાં સુતી.

તે દીવસના રિપોર્ટો બીજા ન્યુસોમાં સાધારણ પ્રગટ થયા ત્યારે પેરીસનાં બે આગેવાન રોજીંદાંઓએ

વાઘના દાંત!

એવાં મથાળાં હેઠળ આ ભેદ ભરેલી કહાણી પોતાના વાંચકો સમક્ષ લંબાનથી રજુ કરી ડોન લુઇ પેરેનાના શબ્દોને ઇંચે ઇંચ ટેકો આપ્યો.

---

## પ્રકરણ ૫.

### લોખંડી પડદો.

તે બેવડાં ખુન પછી પંદર દિવસ સુધી ડોન લુઇપેરેના ન્યુસપેપરોની જબરી ચકચારે ચડયો. આ અજબ જેવા ભેદી શખ્સની વિલક્ષણ શક્તિની બહુ બહુ તારીફ કરવામાં આવી. બરાબર સોળમે દિવસે ડોન લુઇ કપડાં પહેરી તૈયાર થયો ને હમેશની રીત મુજબ પોતાના મકાનમાં ફર્યો.

તે ખરેજ બહુ સુખદાયક ને કુશાદે મકાન હતું. ફોબર્ગ સેંટ જરમેઇનના મહોલ્લાને નાકે તે આવેલું હતું. આ મકાન એક શ્રીમંત હંગેરયન ઉમરાવ કાઉંટ ટીશા પાસેથી તેણે તમામ સામગ્રી

સાથનું ખરીદ્યું હતું. તે શ્રીમંતના ગાડી, ઘોડા, મોટાર વગેરેનો તે વેચાણમાં સમાવેશ થયો હતો. તે ઉપરાંત તેણે તેના આઠ નોકરોને તેમજ તેની સેક્રેટરી મેડમુવાઝેલ જોફ્રેને જે તે પગારે રોકી રાખ્યાં હતાં. મેડમુવાઝેલને તેણે ઘરની સંભાળ લેવાનું, મુલાકાત આવનારાઓને મળી તેમનું કામ જાણવાનું તથા ઇધર ઉધરની દેખરેખ રાખવાનું સોંપ્યું હતું. આવાં એકની તેને ખાસ જરૂર હતી એટલે તે મકાનથી માહિતગાર થયલી બાનુનેજ તેણે રોકી રાખી હતી.

તબેલામાં જઇ ગાડી ઘોડા ને મોટારોની તપાસ લઇ તે ધીમે પગલે વાડામાં થઇને પોતાના ઓરડામાં ગયો ને ત્યાંની એક બારીનાં વીનીશનો ઉંચકી તેણે ટગર ટગર જોયું. બાજુમાં એક મોટી આરસી હતી ને તે આરસીમાં બહારનો બધો દેખાવ નજરે આવતો હતો.

'સત્યાનાશ!' તે પટપટયો. 'આ કમબખ્ત ડીટેકટીવો તો મારી પૂઠે જળોની પેઠે વળગી રહ્યા છે. આજે સોળમો દિવસ થયો છતાં તેઓ મારો પીછો છોડતા નથી. બાહ! આ જાતની જાસુસી મને હવે ખરેજ કડવા આવે છે.'

ભારે ગુસ્સામાં તે હવે ટેબલ આગળ બેઠોને પોતાનો ટપાલ જોવા લાગ્યો. પોતાના અંગત કાગળો વાંચી જોઇતી નોંધ પોતાની ડાયરીમાં ટપકાવી લઇ તે કાગળો ફાડી નાંખી સગડીમાં સળગાવી મુકયાં. તે પછી મદદ માટેની અરજનાં પત્રો તેમજ બીજા કાગળો પર તેણે જોઇતી નોંધ પોતાની સેક્રેટરીની જાણ માટે કરી ટપાલ પૂરો થતાં તેણે ઘંટ ફેરવ્યો.

'મેડમુવાઝેલ જોફ્રેને ન્યુસ પેપરો લઇને આવવા જણાવ.'

તેણી તે માજી હંગેરયન ઉમરાવની સેક્રેટરી હોવા ઉપરાંત તેની આગળ ન્યુસ પેપરો વાંચતી તી. પેરેનાએ તેણીને ન્યુસ પેપરોમાં તેને લગતો ગમે તેવો ફકરો આવે તે કાપી કાઢી તેની આગળ રજુ કરવા ખાસ કેળવી હતી. આ ઉપરાંત મેડમ ફોવીલેને ખબરને લગતી તમામ વિગત પણ ખાસ હાલમાં એકઠી થતી હતી.

તેણી હમેશાં કાળા પોષાકમાં સજ્જ થતી હોવાથી તેણીનો કુદરતી ખુબરૂ ચ્હેરો ને દિપાયમાન દેખાવ તેણીને બહુજ આકર્ષક કરતા હતા. તેણીનો દેખાવ ગંભીર ને હસ્સાબાજ હતો. તેણીના ચ્હેરાપરથી કાંઇબી જાણવું અશક્ય હતું. તે ખરેજ સુંદરતાનું દીલકશ પૂતળું હતું. કુદરતી તેણીનો ચ્હેરો ઘણો હસતો હોય તેમ લાગતો હતો પણ ગંભીરતાના છાપે તે હાસ્યની જગ્યા લઇ લીધી હતી. તે ખરેજ ચહાવા લાયક નાર હતી પણ બધાને તે પોતાની બેપરવા ને ઠંડી રીતભાતથી ગાઉના ગાઉ દૂર રાખતી હતી. તેણીના અવાજમાં જબરો મીઠાસ ને રૂપેરી ઘંટના જેવો નાદ હતો. પેરેનાની એક નબળાઇ એ હતી કે તેને ખુબસુરત ચેરાં ઘણાંજ ગમતાં હતાં તેમાં ખાસ કરીને આ બાનુનો મીઠો અવાજ સાંભળવા તેને ઘણુંજ ગમતું હતું. તે તેણીના હસ્સાથી લગાર ગુંચવાડા પડી વિચાર કરતો કે તેની આ જાહોજલાલી જીંદગી માટે તેણી કોણ જાણે શુંનું શું ધારતી હશે.

'કાંઇબી નવું નથી!' તેણે તે કાપલીઓના મથાળાં જોતાં જણાવ્યું.

તેણીએ તે પછી મેડમ ફોવીલેને લગતી વિગતો વાંચી સંભળાવી. ડોન લુઇની ખાતરી થઇ કે પોલીસ પોતાની તપાસમાં તે દિવસ પછી જરાએ આગળ વધી શકી ન હતી.

'બસ એટલુંજ કે?' પેરેનાએ પૂછ્યું.

'નહિજી' જવાબ મળ્યો. 'એકો ડ ફ્રાન્સમાં એક આરટીકલ છે તે......'

'મારે લગતો છે?'

'મસ્યુર, હું ધારું છું કે તે કાંઇક તેમ છે. તેનું મથાળું એ છે કે "શા માટે પોલીસ તેને પકડતી નથી ?"'

'એટલે કે મને' તેણે હસીને કહ્યું.

તેણે તે ન્યુસ પેપર લીધું અને વાંચ્યું.

તેણે તે પછી મેડમુવાઝેલને રજા આપીને ટેલીફોન પર જઇ તેણે મેજર કાઉંટ ડ લામોરને બીજે છેડે બોલાવ્યા.

'તમોજ મેજર છોને ? એ તો હું પેરેના છું.'

'હા, શું છે ?'

'એકો ડ ફ્રાન્સમાંનો તમે આર્ટીકલ વાંચ્યો છે ?'

'હા.'

'આ ગ્રહસ્થને મળી મારા વતી ઇનસાફ માંગવાની મહેરબાની કરશો ?'

'ઓહ ! ડયુએલ !'

'તે સિવાય બીજો છૂટક છેજ નહિ. આ ગ્રહસ્થો પોતાની કલમના ગોદાથી મને નાહક સતાવે છે. તેમને હવે અટકાવવાની જરૂર છે. આ શેહવાને બીજાઓનો ભોગ થવું પડશેજ.'

'અલબત, જો તારી ઇચ્છાજ હોય તો......'

'મારી પૂરી ઇચ્છા છે.'

કાંઇ પણ જાતની ઢીલ વગર શરૂઆતની ચલવલો એકદમ અમલમાં આવી. એકો ડ ફ્રાન્સના અધિપતિએ જણાવ્યું કે તે આર્ટિકલ તેના પર કોઇપણ જાતની સહી વગર ટાઇપ રાઇટ કરેલો મોકલવામાં આવી હતી અને તે તેની જાણ વગર પ્રગટ થઇ હતી; તે છતાં તેની દરેક જોખમદારી તેણે પોતાને માથે લીધી હતી.

તેજ દિવસે ત્રણ વાગતે મેજર સાથે તે પેરેના, એક અમલદાર અને ડાકટરને લઇ મોટોરમાં ઉપડ્યો. પાંચ મીનિટ પછી ડીટેક્ટીવોની બીજી મોટોર તેની પાછળ ઉપડી.

તે પોતાના હરીફની રાહ જોતો હતો તેવામાં મેજરે પેરેનાને બાજુએ લઇ જઇ કહ્યું,

'મારા વ્હાલા પેરેના, મારે સવાલ પૂછવાની જરૂરજ નથી. તારે માટે આ જે કાંઇ લખવામાં આવ્યું છે તેમાં કેટલી સચ્ચાઇ છે કે તારૂં ખરૂં નામ શું છે તે જાણવાની મને જરૂર નથી. મારે મનથી તો તું ડૉન લુઇ પેરેનાજ છે અને મને તેટલાંનીજ ફક્ત દરકાર છે. મોરોક્કોમાં તેં તારી જીંદગી શરૂ કરી હતી. ભવિષ્ય માટે તો હું એટલુંજ ખરાં જીગરથી જાણું છું ને માનું છું કે ગમે તેવી મોટી લાલચ તારા માર્ગમાં આવી ઉભી રહેશે છતાં તું કોસ્મો મોર્નિંગ્ટનના ખુનનું વેર લઇ તેના હકદાર વારસોને બચાવ્યા વિના રહેશેજ નહિ. પણ ફક્ત મને એકજ ચીજ બાબે અંદેશો થાય છે.'

'ખુલ્લાં દીલે બોલો, મેજર તમારો હુકમ માથે ચડાવ્યો.'

'મને વચન આપ કે તું આ નિર્દોષનો જાન લેશે નહિ.'

'એને બીછાના પર બે મહિના રાખીશ, મેજર કેમ તમોને તે ગમશે ને ?'

'બહુ થયું. પંદર દિવસ બસ છે.'

'કબુલ.'

તે બંને હરીફોએ પોતપોતાની જગ્યા લીધી. બીજેજ હુમલે એકો ડ ફ્રાન્સનો અધિપતિ છાતીમાં જખમી થઇ નીચે પડયો.

'ઓહ, તેં બહુજ ખોટું કીધું, પેરેના!' મેજર બરાડયો. 'મને વચન આપવા પછી તો તારે......'

'મેં મારાં વચનનો જરાએ ભંગ કર્યો નથી, મેજર.' ડાકટરોએ હવે તે જખમીને તપાસ્યો. દશ મીનિટની ચિંતાતુર તપાસ પછી તેમાંના એકે ઉઠીને જણાવ્યું,

'કાંઈ ગંભીર ઇજા નથી. વધુમાં વધુ ત્રણ અઠવાડયાં આસાયશ જોઇશે. આહ, એક ઇંચના ત્રીજા ભાગ જેટલો વધુ જખમ થાત તો......બાહ! તેજ ઘડી એમનું આવી બનત.'

'હા, પણ તેટલેજ મારી તરવાર અટકી છે ને!' પેરેના બડબડયો. ડીટેકટીવોની મોટારની સાથે પેરેના હવે પોતાના મકાનમાં આવ્યો. મકાનમાં આવ્યા બાદ એક અકસમાતિક સંજોગે તેને ભારે ગુંચવાડામાં નાંખી એકો ડ ફ્રાન્સની આર્ટિકલ પર નવિન રોશની ફેંકી.

તબેલા આગળના વાડામાં તેણે પોતાના ઘોડાવાળાના બે કુરકુરયાને ગેલ કરતાં જોયાં કે જેમને પાછળની બાજુએજ બાંધી રાખવામાં આવતાં હતાં. આ કુરકુરયાં એક રાતી દોરીના ડુચા સાથે રમતાં હતાં. તે દોરી એક કાગળને બાંધેલી હતી. ડૉન લુઇ ત્યાંથી તે વખતે પસાર થયો. તેની નજર તે કાગળ પર પડતાં તેણે તે બે ધ્યાને ઉંચકયું ને જોયું.

જોતાં સમેત તે ચોંકયો. એકો ડ ફ્રાન્સમાંના આર્ટિકલની શરૂઆતની લીટીઓ તેના ધ્યાનમાં હતી તેજ તેમાં આબાદ હતી. ધીરજથી વાંચતાં તેણે તે આખો આર્ટિકલ વાંચ્યો. ઘાં ત્યાં તે પર સુધારા કરેલા પણ તેને જણાયા.

તેણે કોચમેનને બોલાવી પૂછ્યું,

'આ દોરી કયાંથી આવી?'

'દોરી કે સાહેબ? હારનેસવાળા ઓરડામાંથી હશે. હું ધારૂંછ તેમ પેલી મારી શયતાન બીલાડી......'

'આ કાગળ પર દોરી તેં કયારે લપેટીતી?'

'કાલે સાંજના, સાહેબ.'

'કાલે સાંજના હું સમજ્યો. આ કાગળ કયાંથી લીધું?'

'મને કાંઇ બરાબર ધ્યાનમાં આવતું નથીજી. મને દોરી લપેટવા કાગળ જોઇતું તું. મેં તે તબેલાના પાછલા ભાગમાં પડેલા કચરામાંથી ઉપાડી લીધું હતું. ઘરમાંથી બધો કચરો સાંજના ત્યાં ફેંકવામાં આવે છે કે જેથી રાતના મહોલ્લામાં ફેંકી દેવાય તેમાંનું તે હતું.'

ડૉન લુઇએ આ બાબે ખંતથી તપાસ કરવા માંડી. તેણે થોડાક નોકરોને જાતે પૂછ્યું ને બીજાઓને તપાસવા મેઝુવાએલને જણાવ્યું; પણ તેને કશું માલુમ પડયું નહિ. તે જ્યાં તેની એટલી તો ખાતરી થઇ કે એકો ડ ફ્રાન્સમાંની આર્ટિકલ તેની મળેલી રફ નકલપરથી પૂરવાર થતું હતું તેમ તેનાજ મકાનમાં રહેતાં કોઇ તરફથી લખવામાં આવી હતી યા તો કે તેના મકાનમાંના કોઇ એકાદને તેના દુશ્મનો સાથે ઘાડો સંબંધ હતો.

આહ ! ત્યારે તેનો દુશ્મન તો ખુદ તેનાજ મકાનમાં હતો ખરો.

તે કયો દુશ્મન હશે ? તે શું માંગતો હશે ? શું તે તેને ફક્ત કેદ કરવા માંગતો હશે ?

આખી સાંજ પેરેનાએ ભારે ચિંતામાં પસાર કરી. પોતાની આસપાસ વિંટલાયેલા ભેદ ભરમની જાણ થતાં તેને જબરો ખીજવાટ થયો. તેનો ખીજવાટ ઓરખી વધ્યો કેમકે તે કાંઇ પણ હીલચાલ કરવાને ડીટકટીવોની જાસુસીને લીધે અશક્ત હતો અને તેને કેદ કરવાની વાતો વધુ પગભર થતી હતી. બીશક તેને આ ધમચકડીની ટચાકડી ભાર પણ દરકાર નહતી પણ તેથી તેની હીલચાલો અટકતી હતી ને તેને દેખીતો કચવાટ થતો હતો.

દશેક વાગતેને સુમારે તેને જ્યારે કહેવામાં આવ્યું કે એલેકઝાંડર નામનો એક શખ્સ તેમને મળવાની ખાસ બહોંસ કરતો હતો ત્યારે તેણે તેને તુરત બોલાવ્યો. તે કોઇજ નહિ પણ સારજંટ જેરેમ હતો. તે એટલા બધા છપા વેશમાં હતો કે સહેલ પરખાય તેમ નહતું. પેરેનાએ તો તેને તુરત ઓળખતાં ખરા જીગરથી શેકહેન્ડ કરતાં કહ્યું,

'આહ, તું આખરેબી આવ્યો ને ? કેમ, મેં તને શું કહ્યું હતું ? તારી પોલીસ માથું ફોડીને મરી જશે તોએ જરા જાણવાની નથી એટલે હવે તું થાકીને મારી સલાહ લેવા આવ્યો છે ને ?'

'પણ સરદાર !' આ ધડાકાથી ગભરાઈ જઇ ગેંગેં પેંપેં થતો જેરેમ બોલ્યો.

'શું ? મારે તારી પાસેથી શબ્દે શબ્દ બોલાવવાની જરૂર છે ? ચાલ વારુ. હું તને શરૂઆત કરી આપીશ. અબનુસની લાકડીવાળો પેલો શખ્સ જે રેસ્ટોરામાં ગયો હતો ને ઇન્સપેક્ટર પેરોટને ઝેર આપવા શક્તિવાન થયો હતો તેજને ?'

'હા તેજ.'

'તેની ભાળ મળી છે ?'

'હા.'

'બોલી દે, તે કોણ છે ને ક્યાં છે ?'

'વાત એમ છે, સરદાર, તે વેટર ઉપરાંત કોઈ બીજાએ તેને જોયો હતો. રેસ્ટોરામાં એક બીજું ગ્રાહક પણ હતું. આ ગ્રાહકને મેં શોધી કાઢ્યું છે. નસીબ સંજોગે તે પેલાની પૂંઠેજ બહાર ગયો હતો ને તેણે તેને કોઇને પૂછતાં સાંભળ્યો હતો કે ન્યુલી જવા મારે જમીન નીચેની રેલવેનું કયું સ્ટેશન નજદીકમાં હતું.'

'તરસ્લા. અને ન્યુલીમાં દરેક ઠેકાણે ચોક્કસ જુસ્તેજ્ને કરતાં તેં તેને શોધી કાઢયો છે ને ?'

'હા. તેનું નામ. હયુબર્ટ લોટયર છે ને એવેન્યુ ડ રૂલમાં રહે છે. વાત એમ છે કે ૭ મહિનાની વાંતપર તે પોતાના ઓરડામાં બધું ફરનીચર એમનું એમ મુકી ફક્ત બે ટ્રંકો લઈ બહાર ચાલી ગયો હતો.'

'પોસ્ટ ઓફીસમાં ખબર કાઢી ?'

'હમોએ ત્યાં પણ ખબર કાઢી છે. આપેલાં વર્ણન પરથી એક કલાર્કે તેને ઓળખ્યો હતો. તે હમેશાં આઠ, દશ દીવસે પોતાનો ટપાલ લેવા જાતે આવે છે જે કાંઇ મોટો હોતો નથી. એક કે બે કાગળ હોય છે. ચારેક મહિનાનો તે જણાતો નહતો.'

'આ પત્ર વ્યવ્હાર તેના નામથી થાય છે કે ?'

'નહિ, જાવતમાં.'

'તેની કાંઇ તેમને યાદ છે કે?'

'હા. બી. આર. ડબલ્યુ. ૮. તે પરથી હું તો એ અનુમાનપર આવું છું કે...'

'બસ કર....તું જા!'

'પણ...'

'ચાલ જા!'

'ત્યારે હું તમોને પાછો નહિ મળું કે?'

'આ મવાલીના મકાનની બહાર મને અડધા કલાક પછી મળજે.'

'કયો મવાલી?'

'મેરી ફ્રોવીલેનો મદદગાર.'

'પણ તમોને કયાં ખબર છે જે....'

'સરનામું? કા તેં મને કહ્યું ને? બુસીવાર્ડ રીચર્ડ–વોલેસ, નંબર ૮. ગધેડાની પેઠે મારૂં કોકુ ના ભોખ્યા કર.'

તેણે તેને ખભાંમાંથી પકડી ગોળ ચક્કર ફેરવ્યો ને બહાર કાઢી નોકરને બોલાવી તેને મકાન બહાર લઇ જવા ફરમાવ્યું.

દશ મીનિટ પછી તે પોતે બહાર પડયો કે, તેની પાછળ ડીટેકટીવોનું હાઉસન જાઉસન ચાલ્યું. આ બધાને તેણે પાંચ મીનિટ સુધી ખુબ હંફાવ્યા બાદ તે એક મકાનમાં દાખલ થયો. તે ડીટેકટીવો બહાર રાહ જોવા થોભ્યા કે તે પાછલે માર્ગે થઇ એક ટેકસી બોલાવી પૂર ઝડપે ન્યુલી જવા ઉપડી ગયો.

ચોકકસ મહોલ્લા આગળ તે ઉતરી પડયો ને ચાલતો તે ધારેલે મથકે ગયો. જેરોમ તે મકાનની બાજુના ઘર આગળ પોતાનાં ગાલોને હાથનો ટેકો દઇ ઉભેલો તેને જણાયો.

'આ નંબર આઠ કે?'

'હા, સરદાર, પણ મને કહેશો કે તમો કેવી રીતે......'

'જરા સબર, મારા ભાઈ મને થોડો દમ તો ખાવા દે! તેણે બે ત્રણે અવાચી ખાધી ને બે મીનિટ સુધી દમ ઘુંટયો.

'વલ્લાહ, બહાર નીકળી કામ કરતાં ખરેજ મઝાહ પડેછ જો!' જેરોમને આ મઝાહ લગાર શકમંદ લાગી તે તેણે પૂછ્યું,

'તમો શું ધારો છો, સરદાર?'

'હું કશુંબી ધારતો નથી. હું તો આસપાસ જોઉંછું. જે પહેલી વિગત મારી સમક્ષ રજુ થાય છે તેપર હું મારી ઇમારતનો પાયો ચણુંછું. પણ હું મને પોતાનેજ કહુંછું...મને પોતાને જણાવુંછું, જેરોમ, કે આ એક બહુજ ભેદી ને ભયાનક જગ્યા છે ને આ મકાન...ચુપ! સાંભળ!...'

તેણે જેરોમને બાજુમાં ખેંચ્યો. તેમણે ઓરડાનું બારણું બંધ થતું હોય તેવો અવાજ સાંભળ્યો.

કોઇનાં પગલાંનો અવાજ દાદરપર થઇને ઉતરતો ખુલ્લો જણાયો. બહારનું બારણું ઉઘડયું ને

એક શખ્સ બહાર આવ્યો. રસ્તાપરની બત્તીનો પ્રકાશ તેના ચ્હેરા પર પુરતો પડતાં તે તેને ઓળખ્યો.

'માર્યો ઠાર! એ તો તેજ!' જેરામ પટપટયો.

'હું ધારૂંછ તેમ તમારી ગણત્રી ખરી છે.'

'એજરે એજ, સરદાર. એની અણતુસની લાકડી જુઓને? હાથો કેવો ચકચકતો એનો આઇગ્લાસ જોયો કે......એની દાઢી? મારા ખુદા, તમેબી કમાલ કરોછ હું, સરદાર?'

'શાંત થા અને ચાલ આપણે એની પુઠે જઇએ.'

તે શખ્સ હવે પોતાના મહોલ્લામાં થઇને બીજા મહોલ્લામાં ગયો. તે બહુ ઝડપથી ચાલ હતો અને રંગીલો બનેલો હોય તેમ પોતાની લાકડી ગોળ ચક્કર ફેરવતો હતો. તેણે થોડે સીગાર સળગાવી.

ત્યાંથી નીકળેલો તે સીધો રેલવે સ્ટેશનપર ગયો ને ટીકીટ લીધી. પેરેનાને જેરામ પણ પુઠેજ હતા એટલે ટીકીટ વગર તેઓ પ્લેટફોર્મપર ગયા. ટ્રેન ઉપડવાની તૈયારીમાંજ હતી. એવ બાતે તેને ઉતરતાં જોઇ તેઓ પણ ઉતરી પડયા.

'અજબ!' જેરામ પટપટયો. 'વેરોટના ખુન વખતે તેને આવીજ રીતે ફરતો જોવ આવ્યો હતો!'

તે હવે નદી કિનારાપર ગયો અને ત્યાંથી થઇને એક મહોલ્લામાં ગયો. પાંચ મીનિટમાં ફેવીલેવાળાં મકાનમાં ગયો કે જ્યાં તે બાપ દીકરાના ખુનો થયાં હતાં.

બાગમાંની દિવાલ સફાઇથી કુદાવી તે અંદર ગયો ને પાંચ મીનિટ સુધી આગલાં બાર તરફ ટગર ટગર જોતો તે થોભ્યો. ત્યાંથી તે પાછો નીકળ્યો ને ઝડપથી બીજા મહોલ્લાએ ચાલવા લાગ્યો.

'એકદમ સપડાવો જોઇએ!' પેરેનાએ હવે પોતાની ધીમી ચાલ ઝડપું કરતાં કહ્યું.

જેરામે તુરતજ તેને અટકાવ્યો.

'સરદાર, તમે શું કરવા માંગો છો?'

'શું કરે વળી? આ બદમાશને ગળચીમાંથી પકડવા માંગું છું. આપણે બે છેયે એ એનાથી સહેલ છટકાવાનું તો નથીજ.'

'શું? એ કેમ બને?'

'કેમ બને? તને બ્હીક લાગેછ? ઓલરાઇટ, તેમ છે તો હુંજ એકલો પૂરતો છું.'

'સરદાર, જાવ બા, તમે એમ ચેડાં શું કાઢો છ?'

'એને તું ચેડાં કહેછ?'

'ચેડાં નહિ તો બીજું શું? કારણ વગર કોઇને આપણાથી પકડાયજ નહિ.'

'કારણ? આ બદમાશને કારણની જરૂર છે? એ ખુની છે તો તેથી વધું તને શું જોઇએ છે'

'જબરીથી તેને પકડવા માટે જે જરૂરી છે તેજ મારી પાસે નથી.'

'તે શું?'

'વોરંટ...મારી પાસે વોરંટ નથી.'

જેરોમનું ડાચું એટલું બધું સીરયાકસ બની ગયલું હતું કે તે જોતાં પેરેના શું દઇને હસી પડયો ને બોલ્યો,

'તારી પાસે વોરંટ નથી કે ? ગરીબ બીચારો ! ઠીક છે, મને વોરંટની જરૂર છે કે નહિ તે હું તને હમણાજ બતાવું છું.'

'તમારાથી કાંઇબી બતાવી શકાશે નહિ.' જેરોમે પોતાના સરદારનો હાથ પકડી તેમને પાછળ ખેંચતો બરાડયો. 'તમારાથી તેને હાથ લગાડી શકાશેજ નહિ.'

'પોર્યા, પોર્યા, એ કોણ તારો બાપતો નથીને ?'

'સરદાર, જરા સમજો....'

'સમજે ધુળ ને ઢેફર ! કમબખ્ત નકામો ડહાપણ કરી મરી નાહક મારાં વર્ષ વેચે છે ! મારા શું ભોગ લાગ્યાતા કે મેં આ દોઢ ડાહ્યાને પોલીસમાં નાંખ્યો. સમજ, ઉલ્લુ, કે આ તક આપણે જવા દઇશું તો બીજે વખત આપણને મળવાનીજ નથી.'

'સહેલાઇથી મળશે. એ પાછો વેરજ જાયછ. હું મારા વડાને જણાવીશ. તેઓ દરેક ખાતાંને ટેલીફોન કરશે એટલે આવતી કાલે સહવારે તો......'

'અને ધાર કે એ જાવો ખોબારા ગાપી ગયો તો ?'

'મારી પાસે વોરંટ નથી એટલે લાચાર.'

'બેવકુફના સરદાર, તું શું મારી પાસે વોરંટ પર સહી કરાવવા માગેછ ?'

પણ ડૉન લુઇ પેરેનાએ હવે પોતાના ગુસ્સાપર કાબુ મેળવ્યો. તેને લાગ્યું કે તે હઠીલા સારજંટની મમત આગળ તેની અસરકારક તકરારો પાણીમાં જવા વિના રહેનાર ન હતી. વધુ ડહાપણ ડોળવા જતાં તે ઉલ્ટી ઓહરૂં દુશ્મનને સાગી મદદ કરે તેમાંનું હતું એટલે એ પાણીએ વાળ ઉડે નહિ તેમ જણાવાથી તેણે કડુ કલેજે કહ્યું,

'પોર્યા હું ધારૂંછ કે એક ગધેડા સાથે તેને બાંધ્યો હોય તો એ તારી કિંમત તેનાથી જરાએ વધે તેમ નથી. તારા જેવા બધા ઉલ્લુઓ જો પોલીસમાં હોય ને ડગલે ને પગલે દરેક જણ વોરંટની સહીની વાતો કર્યા કરે તો બાર મણ તેલે અંધારૂ ફેલાયા વિના રહેજ નહિ. જા, જા, બેસ બોર, બેસ ! એમ પોલીસમાં કામ થાય કે ? એ તો પહેલેસે લાત ઓર પીછેસે બાત કરે તોજ વળે. દુશ્મનની પુઠ પકડતાં વોરંટ શું ને વાત શું ? આઓ દાવમાં તે હલાલમાં, નહિકર નફેમેં દાં જુત્યાં સિવાય બીજું કશું વળે નહિ. જરા બે ઘડી તું કાણા મહેતાજીની સ્કુલે જઇ અભ્યાસ કર કે તારાં કાટ ખાઇ ગયલાં ભેજાંના સ્ક્રુઓ લગાર ટાઇટ થાય...બાહ ! ચાલ, સાહેબજી હું તો જઇને સુઇ જાઉંછ. તારૂં કામ થાય તો તું મને ટેલીફોન કરજે.'

તે ભારે ગુસ્સામાં પોતાને મકાને ગયો. પોતાને કામ કરવામાં જોઇતી સવળાત ન મળી હતી તથા તેમ કરતાં પારકાંની નબળી મરજીને તાબે થવાની તેને ફરજ પડી હતી. તેથી તેને ભારે દુખ થયું હતું.

બીજી સહવારે તે ઉઠયો ને તયાર ... હજી ... તે ચંડાળ ખુનીને કેમ સપડાવે છે તે જોવાનું તેને મન થયું. તેને કાંઇક કુદરતી લાગ... પોલીસ ... તે ... ની મદદ ઘણીજ જરૂરી થઇ પડનાર હતી એટલે તેણે તુરત કપડાં પહેર્યાં. ... તે કામમાં તેડ...

'હું જો મદદે નહિ જવશ તો એ લોક સાફ સાફ બની જશે' તે બબડયો. 'આ જાતના પ્રપંચીને સપડાવવાની શક્તિ એ લોકમાં નથી.'

તેજ પળે જેરોમે તેને ટેલીફોનપર બોલાવ્યો ને વાત કરવા માંડી. પહેલા માળપર તેના આગલા માલેકે ટેલીફોન ગોઠવ્યો હતો ત્યાં તે ગયો. તે ઓરડો અંધારો હોવાથી તેણે વિજળીક બટન દાબી રોશની કરીને તે પછી વાત કરવા માંડી.

'કોણ, એલેકઝાંડર કે?'

'હા, સરદાર. પેલાના ઘેરની બાજુમાંની દારૂની દુકાનમાંથી હું વાત કરૂં છું.'

'કેમ તે છાનો છે કે?'

'હાજી, હજી તે છે પણ હમો ખરેજ વખતસરજ આવી પુગ્યા છીએ.'

'ખરેખર?'

'હાજી તેણે પોતાનો કોથળો તૈયાર કરી રાખ્યોછ ને નવની ગાડીમાં તો તે બહાર જવાનો છે.'

'તમોને કેમ ખબર મળી?'

'તેના ઓરડામાં કામ કરનારી નોકર તરફથી. તેણી હમણાંજ ઘેરમાં ગઇ છે ને હમે તેને જવા દીધી છે.'

'શું તે એકલોજ રહે છે કે?'

'હા, તે નોકર તેનું ખાનું પકાવે છે ને રાત્રે પોતાને ઘરે જાય છે. એક બુરખાવાળી બાઇ સિવાય કોઇ પણ તેની મુલાકાતે આવતું નથી. આ બાઇ પણ ત્રણ ચાર વખતજ ફક્ત આવી છે. બાઇ કોણ અને કેવી હતી તે તે નોકર જોઇ શકી ન હતી. તેને મારે તો તેણી કહેછ કે તે કોઇ તે અભ્યાસી છે ને આખો દિવસ ચોપડીઓ વાંચ્યા કરે છે ને લખ્યા કરે છે.'

'વોરંટ તૈયાર રાખ્યુંછ કે?'

'હા.'

'ત્યારે તો હું આવ્યો.'

'તમારાથી કેમ અવાય? હમારા વડા તરીકે તો વેબર છે. છે તે કેને તમોને મેડમ ફેવીલે ને લગતી કાંઇ ખબર મળી કે?'

'શું?'

'તેણીએ ગઇ રાત્રે આપઘાત કરવાની કોશેશ કરી હતી.'

'શું? આપઘાત કરવાની કોશેશ કરી હતી?'

ભારે અજાયબીમાં પેરેનાથી આ બુમ પડાઇ જવાઇ. તેજ પળે તેણે પોતાની બાજુમાં કોઇને ખરાં જીગરથી નીસાસો મુકતાં સાંભળ્યું. રીસીવર હાથમાં રાખી તે ગોળ ચકકર ફર્યો. તેણે મેડમુવાઝેલ ફ્લોરેન્સ ને તેનાથી થોડે દુર ઓરડામાં ઉભેલી જોઇ. તેણીનો ચ્હેરો ગુસ્સામાં કાળો થયુક થઇ ગયો હતો. બંનેની નજર એકઠી થઇ. તે તેણી સાથે બોલવા જનો હતો પણ તેણી તે ઓરડો છોડ્યા વગર ત્યાંથી થોડેક દૂર જઇ ઉભી.

'આહ ! એ શું ત્યાં સાંભળવા આવી હશે ?' તે વિચારવા લાગ્યો. 'એ એટલી ગુસ્સેને ગભરાયલી કાં લાગે છે ?'

બીજી પળે તેણે જેરોમને બોલતાં સાંભળ્યો;

'તમો જાણોછો તેમ તેણીએ આપઘાત કરવાની ખુલ્લી ધમકી આપી હતી. તેમ કરવા માટે તેણીએ ખરેજ અસાધારણ હિમત વાપરી છે.'

'પણ તેણીએ શું કીધું ?' સવાલ થયો.

'હું તે બીજી વખતે કહેવસ, મને એ લોક બોલાવે છે. ગમે તે થાય પણ સરદાર તમો આવતા તો ના જ.'

'ચાલ, ચાલ, પોર્યા, હું તો જરૂર આવવાનો' તેણે તુંદ જવાબ વાળ્યો. 'મારે તો કોઈબી કિસમે તે કંગાળની પાયદસ્ત વખતે હાજરજ રહેવું જોઈશે કેમકે તેને શોધી કાઢનાર તો હું પોતે છું. ચાલ, બાયલો ના બન. હું પાછળ રહી બધો ભાગ ભજવીશ.'

'ત્યારે તો ઝડપ કરો, સરદાર. દશ મીનિટમાં હમારો પૂજારો શરૂ થનાર છે.'

'હું તેની આગમજ આવી રહીશ.'

તેણે તે રીસીવર મુક્યું ને તે ઓરડામાંથી બહાર નીકળ્યો. જેવો તે બારણાં આગળ આવ્યો કે ઉપર કાંઈ અવાજ સાંભળ્યો. બીજી પળે તે પાછળ કુદીને દીવાળ આગળ જઇ અથડયો. તે ઠીક થયું કેમકે તેજ પળે એક ભારી લોખંડી પડદો મોટા કડાકા સાથે નીચે આવ્યો.

એક સેકન્ડ મોડું થાત તો તે ભારે ચીજ તેને છુંદી છુંદી નાંખત. પોતાના માથાપર આવી પડતું તેને ઘણો વખત સુધી લાગ્યા કીધું. આ જાતનો ત્રાસદાયક ભય તેની જીંદગીમાં તેને પહેલોજ નડયો હતો.

એક પળ સુધી ભયમાં થરથર કાંપતો તે ઉભો. તેનું ભેજું ચકભમ બન્યું હતું. બીજી પળે તેણે પોતાનાં ભેજાંપર કાબુ મેળવ્યો અને પોતાનો છુટકારો કરવા માંડયો. તે પડદો બહુજ સંગીન હોવાથી જરાબી હીલ્યો નહિ. તેણે જોયું કે તે કેટલેક ઠેકાણે કાટ ખાઇ ગયલો હોવાથી તેમાંથી છુટી પડયો હતો.

અલબત તે કેદી જેવો થયો હતો. તેણે ભારે ઝનુનમાં જેહમત કરી પણ કશું વળ્યું નહિ. મેડમુવાઝેલ પાસેના ઓરડામાંજ હતી. તેણીએ તો તે અવાજ સાંભળ્યો હોવો જોઇએ. સાંભળ્યો હતો તો કાં નહિ તેણી તેની મદદે આવી બીજાઓને બોલાવ્યા ?

તે ચુપ થોભ્યો, પછી તેણે બરાડ પાડી. કશો જવાબ આવ્યો નહિ. તેનો અવાજ તે નાના ઓરડામાંજ ગુંગળાઈ ગયો. તેની ખાતરી થઇ કે તેનીબુમ કોઇનાં પણ સાંભળવામાં આવી નહતી.

તેણી...તેણી...મેડમુવાઝેલ......

'એટલે શું હશે ?' તે બબડયો. 'એમ કાં હશે ?'

તે સુંદરીનો ભયભરાયલો ચ્હેરો, તેણીનો ગભરાટ ને ગુસ્સાઆજ દેખાવનો તે ઘડીભર વિચાર કરવા લાગ્યો. કેવી રીતે તે ચીજ આવી રીતે અચાનક ગબડી પડી હતી તે જાણવા હવે તે પોતાનું મગજ કસવા લાગ્યો.

---

## પ્રકરણ ૬.

### જેને રામ રાખે તેને કોણ મારે?

ડેપ્યુટી ઇન્સપેક્ટર વેબર, સારજંટ જેરામને આઠેક પોલીસ અમલદારો તેમજ કોનસ્ટેબલો મહોલ્લામાં ઉભા રહી દેખરેખ રાખતા હતા.

જેરામ તો એવેન્યુ ડ માંડીક તરફ જોઇ રહ્યો કેમકે પેરેના તે બાજુથી આવનાર હતો. તેને આવતાં ઢીલ કાં થઇ હતી તેથી તે લગાર ચિંતાતુર બન્યો હતો. બંને વચ્ચે ટેલીફોનમાં વાતચીત થાને લગભગ અડધો કલાક તો પસાર થઇ ગયો હતો. હવે ઢીલ કરવા માટે શું બ્હાનું કાઢવું તે જેરામ ને સુઝ્યું નહિ.

' ધસારો કરવાની હવે જરૂર છે ' વેબરે જણાવ્યું. ' પેલી નોકર બારી વાટે નિશાન કરી રહી છે. છાનો કપડાં પહેરતો હોવો જોઇએ. '

' એ બહાર આવે ત્યારેજ કાં નહિ એને સપડાવ્યે ? ' જેરામે સુચવ્યું. ' તેમ થતાં એક ક્ષણમાં તે સપડાઇ જશે. '

' પણ કાં નહિ તે બીજે માર્ગે, આપણને ખબર ન હોય તેવે, છુટ થઇ જાય ? ' વેબર બોલ્યો. ' આ બદમાશો સાથે તો હિમતથી કામ લેવું જોઇએ છે. ના, ના, આપણે એને એના ઘરમાંજ સપડાવીશું. તેમ થતાં વાંધા જેવું રહેશે નહિ. '

' તો પણ...'

' જેરામ આજે એ તને થયું છે શું ? ' વેબર તેને બાજુએ લઇ જતાં સમજાવવા લાગ્યો. ' તું જોતો નથી કે માણસો બધાં અધીરાં પડી ગયાં છે. તેઓ આ કંગાળથી ડરે છે. તે જાણે ઝેરી જાનવર હોય તેમ તેનો શિકાર કરાવવામાંજ આપણને ફાયદો છે. સાહેબ બહાદુર ત્યાં આવી પુગે તે આગમજ તો આપણે આ કામ પૂરું કરવુંજ જોઇએ. '

' તેઓ આવનાર છે ? '

' હા. તેઓ પોતે જાતે બધું જોવા માંગે છે. આ કેસ તરફ તેમનું ધ્યાન ઝાઝું ખેંચાયું છે. ચાલ, ચાલ ! પોલીઓ તૈયાર છો કે ? ચાલો, હું બારણું ખોલાવું છું '

તેણે ઘંટનું બટન દાબ્યું કે તુરત તે સ્ત્રી નોકરે દરવાજો ખોલ્યો ને બધા અંદર આવ્યા.

જો કે બને તેમ ચુપકીદીમાં કામ કરવાનો સાફ સાફ હુકમ હતો કે જેથી દુશ્મન સચેત થાય નહિ પણ તેને મારની એટલી બધી ધાસ્તી તેમનાં ઉગરમાં દાખલ થઇ હતી કે બધાઓએ સામટો પ્રસારો કરવામાંજ ડહાપણ જોયું. બધા ડીટેકટીવો પોતાની રીવોલ્વરો તૈયાર કરીને આગળ વધતા હતા.

કાંઇક ઝાઝી ગડબડ સડબડ થતાં બીજે માળના કોઇએ ઉપરથી તરડાઇને પૂછ્યું,

' એ શાની ગડબડ છે ? '

વેબર એક બોલ બોલ્યો. નહિ તે પોતાની સાથે ચાર મદદનિશોને લઇ માળપર ગયો હતો. બીજાઓ જૂદે જૂદે માર્ગે જઇ ચોભ્યા હતા કે જેથી છટકવાની બારી રહેજ નહિ.

પહેલાજ માળપર તે મુલાકાત થઇ. તે છાવો તૈયાર થઇને બહારજ નીકળતો હતો. તેને જોતાંજ વેબરે પૂછ્યું,

'સબર ! હાથ ઉંચા કર ! તારૂં નામ હયુબર્ટ લોટયર કે ?'

તે શખ્સ કાંઇક ગુંચવાયલો દીસ્યો. તેની સામે પાંચ રીવાલ્વરો ઉંચકાયલી હતી. તેના ચ્હેરાપર ગભરાટ જેવી કશી ચીજ જણાતી નહતી. તેણે આ ધમચકડી છતાં નરમાસથી પૂછ્યું,

'તમો શું માંગોછ, મસ્યુર ? હ્યાં શા માટે આવ્યા છો ?'

'કાયદાની રૂએ હમો તમોને વોરંટથી પકડવા આવ્યા છીએ.'

'વોરંટથી મને પકડવા ?'

'બુલીવાર્ડ રીચર્ડ–વોલેસ નંબર ૮ માં રહેતા હયુબર્ટ લોટયરને પકડવાનું વોરંટ છે.'

'બાહ ! એ શું ચેડાં ?' તે શખ્સ બોલ્યો. 'તે કેમ બને ? તેમ કરવાનું કારણજ શું ? શા માટે......'

તેઓએ તેના બંને હાથ પકડયા. તેમ થતાં તેણે જરાબી રકઝક કરી નહિ. તેઓ તેને હવે બાજુમાંનાં એક મોટા ઓરડામાં લઇ ગયા. તેમાં ફરનીચરનું નામ નિશાન ન હતું. પણ ચારેક ખુરસીઓ અને ચોપડીઓથી ભરચક થયલી ટેબલ હતી.

'બેસો' વેબર તરડાયો. 'જરાબી હીલતા ના. તમો જો જરાબી હીલચાલ કરશો તો આવીજ ગન્યું તેમ માની લેજો.'

તે શખ્સ જરાએ ચવર્યો કે સવર્યો નહિ. બે ડીટેકટીવો તેને બોચામાંથી પકડીને ઉભા હતા. તે તો શા કારણે આ તેની ધરપકડ થઇ હતી તે જાણવા વિચારના વમળમાં વિંટલાયલો જણાતો હતો. આ ધડાકા માટે તે જરાબી તૈયાર ન હોય તેમ ખુલ્લું જણાતું હતું. તે કોઇ ચંચળ ઉંમરનો જવાન હતો ને તેની આંખો તારા જેવી ચમકતી હતી. તેનો દેખાવ દ્દઢ તથા સખત હતો. તેનાં પહોળાં ખભાંને ભરેલી ગરદન તેનું શારીરીક જોર અચુક જણાવતાં હતાં.

'એના હાથ બાંધે ?' જેરોમે વેબરને પૂછ્યું.

'જરા સબર સાહેબ બહાદુર આવી લાગ્યા. આ શું તેમનોજ અવાજ છે. એનાં ગજવાં તપાસ્યાં કે ? કાંઇ હથ્યાર બથ્યાર તો નથી ને ?'

'ના.'

'કાંઇ ફ્લાસ્ક, કાંઇ સીસી ? કાંઇ વ્હેમ આવે એવું ?'

'ના, કાંઇબી નથી.'

સાહેબ બહાદુર અંદર આવ્યા. તે કેદી તરફ ટગરટ્ગર જોતાં તેમણે વેબર સાથે ધીમા અવાજે વાત કરવા માંડી અને તેના તરફથી કેવી રીતે ધસારો કર્યો હતો તેની વિગત જાણી.

'ઠીક કીધું' તેમણે કહ્યું. 'આ થવાની અવશ્ય જરૂર હતી. હવે બંને ખુનીઓ સપડાયા છે એટલે પોતાણ ગેળે એઓ મોઢું ખોલશે ને અંધકારમાં વિંટલાયલો ભેદ ખુલ્લો થઇ જશે. એ ત્યારે સામો તો થયોજ નથીને ?'

'ના, જરાબી નહિ, સાહેબ.'

# એરચશાહ એસકી.

ખાસ જોડનાર—દીલજાન (મરહૂમ દા. એ. તારાપોરવાળા.)

ઇંગ્રેજી રાહ.

તર્જ: "નહિ મુજ સમ કોઈ અલબેલો."

નહિ મુજ સમ કોઇ નર બાંકો
બંદાને છે તેનો ફાંકો—(ટેક)
હંસ સમાની ચાલું ચાલ,
આપું નારીનો કંઈ ખ્યાલ:
ગોરા ગોરા મ્હારા ગાલ,
હું એરચશાહ એસકી. (૧)

બંદામાં છે એકજ ખોડ,
નહીં મળે જેની બસ જોડ;
પૈસા મારાં માને બાપ,
લેજાં પર પૈસાનો છાપ;
ડરૂં નહીં કરવાને પાપ,
હું એરચશાહ એસકી. (૨)

નારો કંઇ કુંઇ ફીદા થાય
તો પણ બંદા નહીં ધરાય;
આપે દસવિસની જો રીત,
તોજ ધરૂં હું તે પર ચીત;
નહિં કર શાંની મારી પ્રીત,
હું એરચશાહ એસકી. (૩)

બંદો જ્યારે ચાલે ચાલ,
ખેંચે નારીનો કંઇ ખ્યાલ;
પડેછ બારીઓ પર તુટ,
હોય પછી જાણું કંઈ લૂટ;
એવી છે બંદાની ખુટ,
હું એરચશાહ એસકી. (૪)

પડેછ બંદો જ્યારે બ્હાર,
જોઇજ લેવો ભપકો ત્યાર;
પ્હેરૂં ઇંગ્લિશ કટનો શૂટ,
ચર ચર કરતાં લેદિટકુ બુટ;
સેન્ટ લવન્ડર તો લખલૂટ;
હું એરચશાહ એસકી. (૫)

બંદા સમ કયાં દોર દમામ,
કાઢયું છે બંદાએ નામ;
અરકર ડરકર પર બસ માર,
સધ્ધર અદ્ધર ફેંકું યાર;
બંદો એવો દમામદાર,
હું એરચશાહ એસકી. (૬)

બંદો શોધે એવી નાર,
સદ્ધર ગબ્બર ને જરદાર;
ધીરે રોજ મને દસ વીસ,
બેંક અગર થઈ મુજ ઑફીસ;
તો પણવાનું દઉં પ્રૉમીસ,
હું એરચશાહ એસકી. (૭)

વાડી–ગાડી દર દિન જાઉં,
મોજ મજા મન ચાલું ખાઉં
બેનીસ્ટાંડ કે દરિયો પાર,
દોસ્તો સાથે રોજ લટાર–
મારી, મુજ દેખાડું પ્યાર;
હું એરચશાહ એસકી. (૮)

ધંધો તો મુજથી નહિં થાય,
વળી ચાકરી કેમ કરાય?
એ જુસરી તો સાંમું દુઃખ,
જિંદગીનું લૂટે છે સૂખ;
ઉંઘ ઉરાડી ભાંગે ભૂખ,
હું એરચશાહ એસકી. (૯)

બેરી બસ હું એવી લાઉં,
તેનાં જરપર મજા ઉડાઉં
ગોરી ગોરી પરણું નાર,
ઊપરથી દેખાડું પ્યાર;
અંદરથી મારૂં શેકાર!
હું એરચશાહ એસકી. (૧૦)

ધીરે કોણ મને હયાં દામ,
ધીરે તો બસ થાઉં ગુલામ;
પૈસા પર પટકું તન જાન,

પૈસાથી મુજને સુધશાન;
એવો અલબેલો છું માન,
હું એરચશાહ એસકી. (૧૧)
ઠાલી ડંમ્મર મારો ભાઈ,
મળે નહીં ગજવામાં પાઇ;
ચોખ્ખી ફસસે મુજપર નાર,
નથી કશો ભપકામાં સાર;
જાશે વાગી સાહેઠાબાર!
હું એરચશાહ એસકી. (૧૨)
મુંબઇ નગરીમાં મુજ ઠામ,
મૌજ મજાહ બંદાનું કામ;
ગુજરાતી છે હંબગ યાર,
ઈંગ્લિશમાં ચાલે તકરાર;
જોઇએ એવી ચંચલ નાર,
હું એરચશાહ એસકી. (૧૩)
છે કોઈ એવી અબલા આજ,
પરણે મુજથી પૈસા કાજ;
મૌજ મજાહમાં કાઢું દીન,
રોજ પીઉં ચમ્પીન ને જીન;
બ્રાંડી પીતાં આવે કીણ,
હું એરચશાહ એસકી. (૧
કુટિયાનાં છે વાખા યાર,
કુટિયાં વણ જળજો સંસાર;
કુટિયાંમાં બંદાનો જોર,
કુટિયાંથી બંદાનો તોર;
કુટિયાંથી હું જાલમજોર,
હું એરચશાહ એસકી. (
પુરજો પરવર મારી આસ,
નહિંતો છે દરિયો તો ખાસ!
ગોરી ગોરી કોઇ હોય જાન,
તો આપું મારો "દિલ જાન";
પણ કુટિયાંપર પહેલું ધ્યાન!
હું એરચશાહ એસકી.

# પારસી બાનુ લુપીન !

**વીજળીના જીવતા તારને હાથ લગાડયાથી જે આંચકો લાગે તેવોજ તેજી આંચકો આજનો આએ હફ્તો વાંચતાં કેટલીક સુધરેલી પારસી બાનુઓને લાગશે.**

**હીંદુ મુસલમાનોએ જરા વધારે અકલગરો ખાઇને આ વારતા વંચાવી. આવતા અંકમાં તમામ આગલાં પ્રકરણોનો સાર આવશે !**

( લખનાર-સસ્સેકા તીન પાંઉ. )

## પ્રકરણ ૬૭ મું.

( જેમાં માલમ પડયું સેક્ષટન બ્લેકની બલાડી પેંડરીને કે પારસીનાં બૈરાં લેસપીસ કમ્મરે ઓળવીને સદરાને બેધકોટ કરવા લાગ્યાં છે. )

મોંઝે કોડ મુજબ વાત કરી શકતી તે વીચીત્ર માંજર " પેંડરી " સેક્ષટન બ્લેકની નં. ૪૪ વાલી કેબીનમાંથી બહાર પડતાં તુરતજ ગોરગોનઝોલા ચીઝ ( એક જાતનાં વાસ મારતાં વીલાયતી પનીર ) નો વાસ સુંઘતી સુંઘતી આગલ ચાલવા લાગી. તેણીના શેઠ તે રાવબહાદુર શ્રી સેક્ષટન બલેક સાહેબે તેણીને મોર્ઝ કોડની મદદ વડે સહમજાવીને કહ્યું હતું કે નાપાક લુપીનનું બુટ ગોરગોનઝોલા ચીઝમાં પડીને ખરડામણું હતું એટલે હવે તે શાહુચોરને પકડી કહાડતાં તે ભલી માંજર ને ઝાઝો વીલંબ લાગે તેમ હતું નહીં.

તેણી સપર પહેલ્લાં તો બાવરચીખાનાં આગળ ગઈ કેમકે ગોરગોનઝોલા પનીરનો ત્યાં તેણીને ઘણોજ સખત વાસ ગયો. ત્યાં તેણીની અગોર ચક્ષુઓએ તાબડતોબ જોઇ લીધું કે લુપીન ઉરફે પ્રીનસ ટીમપાનમ ડી બોમણસ ત્યાં હતો નહીં.

" મીયુંઉઉઉ ? " તે બીલાડીએ વડા બાવરચીને જોતાં કહ્યું.

" ઉઉઉઉરરૂ ! શુઉઉઉઉરરૂ ! શુરરરરરસ !" પેલો ફ્રેંચ બાવરચી ગુસ્સાના આવેશમાં આવી જઇ ચુલ્લામાંથી બળતું લાકડું ખેંચી કહાડીને પેંડરીની પાછળ દોડતાં બખાળવા લાગ્યો.

તે ફ્રેંચ બાવરચીને બલાડાંને નાંમની ઘણીજ સુગ હતી અને જો પેંડરી આજે તેના હાથમાં આવી હતે તો બચારો સેક્ષટન બ્લેક વાટ જોતો બેસીજ રહ્યો હતે. પણ નહીં. ગુજરાતી કેહવત આ ભલા ટોપીવાલા ડીટેકટીવને ઓડે આવી છે જેને રામ રાખે તેને કોણ મારે ?

પેંડરીબી ચાલાક તો ખરીજને ? તેણીને બળતું લાકડું છટકાવીને " લારામી " નાં બાવરચીખાણાંમાંથી પોબાર આપતાં કાંઇ ઝાઝી વાર લાગી નહી અને હવે તેણી ગોરગોનઝોલા ચીઝનો વાસ સુંઘતી સુંઘતી કેબીનોવાલાં ડૂટકપર ડમકવા લાગી.

પૈસાથી મુજને સુધશાન;
એવો અલબેલો છું માન,
હું એરચશાહ એસકી. (૧૧)
ઠાલી ડંમ્મર મારો ભાઈ,
મળે નહીં ગજવામાં પાઇ;
ચોખ્ખી ફુસસે મુજપર નાર,
નથી કશો ભપકામાં સાર;
જાશે વાગી સાહડાબાર!
હું એરચશાહ એસકી. (૧૨)
મુંબઇ નગરીમાં મુજ ઠામ,
મોજ મજાહ બંદાનું કામ;
ગુજરાતી છે હંબગ ચાર,
ઈંગ્લિશમાં ચાલે તકરાર;
જોઇએ એવી ચંચલ નાર,
હું એરચશાહ એસકી. (૧૩)
છે કોઈ એવી અબલા આજ,
પરણે મુજથી પૈસા કાજ;
મોજ મજાહમાં કાઢું દીન,
રોજ પીઉં ચમ્પીન ને જીન;
બ્રાંડી પીતાં આવે ફીણ,
હું એરચશાહ એસકી. (૧
કુટિયાનાં છે વાખા ચાર,
કુટિયાં વણુ જળજો સંસાર;
કુટિયાંમાં બંદાનો જોર,
કુટિયાંથી બંદાનો તોર;
કુટિયાંથી હું જાલમજોર,
હું એરચશાહ એસકી. (
પુરજે પરવર મારી આસ,
નહિંતો છે દરિયો તો ખાસ!
ગોરી ગોરી કોઇ હોય જાન,
તો આપું મારો "દિલ જાન";
પણ કુટિયાંપર પહેલું ધ્યાન!
હું એરચશાહ એસકી. (૧

# પારસી બાનુ લુપીન !

**વીજળીના જીવતા તારને હાથ લગાડયાથી જે આંચકો લાગે તેવોજ તેજ આંચકો આજનો આએ હફતો વાંચતાં કેટલીક સુધરેલી પારસી બાનુઓને લાગશે.**

હીંદુ, મુસલમાનોએ જરા વધારે અકલગરો ખાઈને આ વારતા વંચાવી. આવતા અંકમાં તમામ આગલાં પ્રકરણોનો સાર આવશે !

( લખનાર-સરસેકો તીન પાંઉ. )

## પ્રકરણ ૬૭ મું.

( જેમાં માલમ પડ્યું સેક્ષટન બ્લેકની બલાડી પેંડરીને કે પારસીનાં ગૈરાં લેસપીસ ફુમ્મરે ઓળવીને સદરાને ઓપકેટ કરવા લાગ્યાં છે. )

મોર્ઝ કોડ મુજબ વાત કરી શકતી તે વીચીત્ર માંજર " પેડરી " સેક્ષટન બ્લેકની નં. ૪૪ વાલી કેબીનમાંથી બહાર પડતાં તુરતજ ગોરગોનઝોલા ચીઝ ( એક જાતનાં વાસ મારતાં વીંધાયતી પનીર ) નો વાસ સુંઘતી સુંઘતી આગલ ચાલવા લાગી. તેણીનાં શેઠ તે રાવબહાદુર શ્રી સેક્ષટન બલેક સાહેબે તેણીને મોર્ઝ કોડની મદદ વડે સમજાવીને કહ્યું હતું કે નાપાક લુપીનનું બુટ ગોરગોનઝોલા ચીઝમાં પડીને ખરડાયલું હતું એટલે હવે તે શાહુચોરને પકડી કહાડતાં તે ભલી માંજર ને ઝાઝો વીલંબ લાગે તેમ હતું નહીં.

તેણી સપર પહેલ્લાં તો બાવરચીખાનાં આગળ ગઈ કેમજે ગોરગોનઝોલા પનીરનો ત્યાં તેણીને ઘણોજ સખત વાસ ગયો. ત્યાં તેણીની અગોર ચશમોએ તાબડતોબ જોઇ લીધું કે લુપીન ઉર્ફે પ્રીનસ ટીમપાનમ ડી બોમણુસો ત્યાં હતો નહીં.

" મીયુઉઉઉ ? "તે બીલાડીએ વડા બાવરચીને જોતાં કહ્યું.

" ઉઉઉઉરફ ! ફુઉઉઉઉરાફ ! ભુરરરરરસ !" પેલો ફ્રેંચ બાવરચી ગુસ્સાના આવેશમાં આવી જઇ ચુહલામાંથી બળતું લાકડું ખેંચી કહાડીને પેડરીની પાછળ દોડતાં બખાળવા લાગ્યો.

તે ફ્રેંચ બાવરચીને બલાડાંને નાંમની ઘણીજ સુગ હતી અને જો પેડરી આજે તેના હાથમાં આવી હતે તો બચારો સેક્ષટન બ્લે[illegible] અંત[illegible] બેસીજ રહ્યો હતે. પણ નહીં શું[illegible] ખ્યાલ કે આ ભલા ટોપીવાલા ડીટેકટીવને[illegible] બદી પેવસ છે જેને રામ રાખે તેને કોણ મ[illegible] ખાતર મુંબઇગરી

પેડરીબી ચાલાક તો[illegible] પાક મહઝબનું પવીત્ર બળતું લાકડું છટકાવીને " માટેબી શરીરથી દુર રચીખાણાંમાંથી પોબાર[illegible] વાર લાગી નહીં અ[illegible] ખરી છે ! ચીઝનો વાસ સું[illegible] વાતમાં સચ્ચાઇ છે ? ડમકતા ૬[illegible]

અરે કોઇ કેહશો ?

કોઇ બોલશો ?

પણ જવા દેવો બીરાદર, આપણી કોમના રાહબર જેવા ગણાતા દસ્તુરજી સાહેબો જ્યારે એવી એવી બાબદોમાં કાંઇ પણ ઉલટ કે ઉમંગ નહીં ધરાવે ત્યારે આપણે કયાં નકામું શેર લોહી બાળીને છુટાંક થઇયે ? દસ્તુરજીઓમાં જો હીંમત જેવી ચીજ હોય તો ખોટ્ટા બાલ જેવો બુરામાં બુરો નસો માંથામાં બેસીને જે કમસમજ બેરતો પાક આતશ પાદશાહને સુખડ અર્પણ કરવા આવે છે તેઓને પોતાના પાક મકાનનો ઉંબર ઓળંગતી નહીં અટકાવી શકે ? અરે મારી વહાલી પેડરી ! તું તો હજી પોર્ટ સઇયદની આએ બાજુએ આવવા પામી નથી. જરા મુંબઇ આવતો ખરી, કે તુંને એકેક એવા મોજેજા દેખાડું કે તુંને બી તારી મમઇ બપઇ યાદ કરવી પડશે.

ગરીબ બેહદીનો પાસેથી પાન પાવલો લઇને તેઓનાં રૂવાનોનું ભણુતર થશે એમ છાતીએ હાથ દેવાડી ફકત દરાન મલીદો પરબારો રાંધણીમાંથીજ ધકેલી આપતા પંથકીઓનાં ભોપાળાં જ્યારે તારી આગળ હવે પછી ખુલ્લાં થશે ત્યારેજ તને જરા રતી ખ્યાલ આવશે કે અલબેલી નગરી મુંબાઇમાંબી શું શું રંગ જામેલો છે ! અરે હજી તો ધરમ ખાતાના ફંડનાં વહીવતદારોનીબી આપણે ખબર લઇશું !

આપણે તકરારની ધુંધમાં ડોસીબાઇથી બહુ વેગમાં ચાલી ગયાં.

ડોસીબાઇએ સદરો કસ્તી બોળવી લીધાં જ્યારે ડીટેકટીવ બીલાડી પેડરીએ પોતાની ખાતરી કરી લીધી કે ડોસીબાઇ તે લુપીન હતી નહીં. આવી ખાતરી થતાં પેડરીએ ત્યાં વધુવાર થોભવામાં શોભા ધારી નહીં. તેણી ધણીજ આસ્તેથી પરદો ખસાડીને બહાર નીકળી અને કોઈ જોય નહીં તેમ સટકી ગઇ.

આ એક અજાયબ જેવી વાત છે કે દરેક ડીટેકટીવ વારતાઓમાં અને સીનેમા ફીલમોમાં જ્યારેબી એક ડીટેકટીવને આમ છટકવાનું હોય છે ત્યારે તેને કોઇ જોતું નથી ! ! !

પેડરી ત્યાંથી નીકળેલી સરભોગ ઉપલા ડુટકપર ગઇ અને ગોરગોતજાતના ચીઝનો જ્યાં જ્યાં વાસ આવ્યો ત્યાં ત્યાં તેણી દોરવાઈ. એ રીતે તેણી આખી સ્ટીમરની આસપાસ બાસ્સી ડજન દોહરેક વખત ફરી આવી. બધે બસ પેલો વીસરો બટ વાસ આવે પણ કેડેબી લુપીન ઉભેલી જણાય નહીં !

હવે ?

હવે સેક્સટન બ્લેકને તેણી શું મ્હોડું બતલાવે ?

શું વાકે તેણી પોતાના શેઠ પાસે જાય ? પણ તેટલાં નાપાક શયતાન તેની મદદે આવ્યો.

લુપીન પેલી સબમરીનનો પેરીસ્કોપ પકડવા ડુટકના કટેરા પર ચહ્યો તેજ ઘડીએ પેડરી સુંધતી સુંધતી ત્યાં આગલ આવી પુગી અને જેવો તે શાહુચોર પાણીમાં પડયો કે તેજ ઘડીએ તેની બરાબર પુઠેજ પેડરીએ પણ ઝોંકાવી દીધું !

તે બેઉઓ છપ્પરરરરર કરતાં કે દરયાવના મોજાઓપર ચટ્ટાપાટ પડયાં.

---

## પ્રકરણ ૬૮ સું.

(જેમાં પેહડાવવી, બેડી બુઢાં ધન્તુમાયના બેઉ હાથોમાં અને તોદમત મુકાવું આદરજીબા પર મોંસ્યું ગાનીમારડનું ખુન કરવાનું !)

હજી તો મહાન ડીટેકટીવ મીસ સુનાંબાઇ ગડેરી પેલાં બચારાં નિર્દોષ જેવાં જણાતાં બુઢાં ધન્તુમાયના હાથોમાં બેડીનો શણગાર કરવાનો વીચાર કરતાં હતાં તેવામાંજ બગીચામાંથી બંદુક કુટવાનો અવાજ આવ્યો તે આપણે આગલા અંકમાં વાંચી આવ્યાં છીએ.

"ચાંદણુ મુઇ!" ઘડીભર ચોંકીને સુનાએ પુકાર્યુ.

"કોણની મુઈ?" બેહરકુટ ધનાએ પુછ્યું.

"નહીં, નહીં, ડોસાં તમે મુગાં મુગાં ગગરી મરો." તેણીએ હવે જરા ધીરે રહીને ધન્યાના ધગલાને પોહોરાવી દેવાની કોશેશ કરતાં ફેરવી તોલ્યું, અને પછી જરા ધીમેથીજ મનશે પટપટી, "ચાલ, મારો ગેનું એટલે બીતો જરા કામ લાગો! આખ્ખરે એનીજ પીસ્ટોલને રાન ચાંદણુનો જીવ મળ્યો! અરે પણ સબુરની!" તે ભલી ઓરત એકદમ ચોંકતાં ખરાઇ મારી ઉઠી, "રખેને ચાંદણ હાર મુઇ હોય? અરરરર! તેમ જો હશે તો વળી પેલો ૧૮૫૭ વાલો ભેદ તો છુપોજ રહી જવાનો? મેં કહ્યુંની કે એ નાપાક ગાનીમારડ કંઈ જો કંઇને કાઇ ઘોંટાળાજ કરવા હંઇ ઘસરઈ તનઇને આવી મુઓ છે? ધુર પરતો વરી ભરતે ભરાયો માહરી સાથે પનવાનો ફાંકો રાખી મરે છ! મારૂં ડાબા પગનું ખાસરૂં— અરે! એ ખાસરાંનું માન્જમ વઢીકબી એનીપર થુંકે નહીં. પણ લાવની જરા નીચે જઇને જોઉં તો ખરી કે બનાવ શું બન્યો છ? આ એ મહતારીના બેઉ હાથમાં ને પગમાં બેડી ઠોકી ને જાઉં કે એ પછી નહાસી જઇ શકેજ નહીં." એટલું નેક વમાસણ કરીને સુનીએ પોતાના બેગમાંથી ખરણ ખરણ કરતી બેડીની જોડીઓ બહાર કાહાડી.

અરેરેરે!

અંગ્રેજીમાં કહેવત છે કે Irony of Fate આ બનાવને હુબહુ લાગુ પડતી હતી. બચારાં ફકસોને સાડાઆઠ વરસની પાકટ ઉમરનાં આ ડોસાંખખ ધુવડને હાથે તથા પગે બેડીઓ ઠોકાય તે એ જેવાં તેવાં નસીબનાં નખરાં કહેવાય? પણ પડી સનુ એમાં કરેબી શું? તેણીનો બીચારી માવેસી બંદી!

તેણીએ તો ઘણુંબી ચહાયું કે જે ધણીનું તેણીએ ફક્ત એકજ રાત આગમજ (મછીના કટેલશ પરનું) નીમક ચાટેલું તેજ ધણીની ધણીઆનીને આજે આવી રીતે ફસાવી તે ખાધેલાં નીમકપર હરામી કરવી નહીં.

પણ આપણે ઉપર લખ્યું તેમ તેણી શું કરે?

તેણીના વડીલ અમલદાર તરફથી જ્યારે એવુંજ ફરમાન આવે કે ગમે તે ભોગેબી ધન્નુંમાયને પકડવાં, ત્યારે પછી તેમાંથી કાંઇ છટકાય? બીજો દીરગજ શું હતો વાઇ?

બચારાં મહતારાં ધન્નુમાય એવાં તો સુહનાં સાવજ જેવાં થઇ ગયલાં હતાં કે સુના ગડેરી તેવણના હાથે પર બેડીની કડી જડતી હતી તેબી સહમજી શકયાં નહીં.

"માય, એ શું કરેછ? ચીતલ પહેરાવેછ કે?"

"નહીં રે બપઇજી, એ તો બેડી છે!"

"બાંગરી? સુન્નાની કે?"

અરેરેરે! તે કુર કીસ્મતની આ કેવી કઠોર કરોડી કેહવાય? તે બેડી પેહડતું છુદું ટૂંક બેરૂ સુન્નાની બાંગડીના થવા સ્વપના જોય એ કેમ ખમાય?

અંતે તે બહાદૂરી ભરયું કામ ખતમ થયું અને ઘરડાં ધન્નુંમાયના ઢગલા પુંજને હાથે પગે બેડીનો શણગાર સજીને આપણાં અતી હીંમતવાન બાનું હીરકીવ બાઇ ખુંખાર મારીને ઉઠયા. તેવણ હવે ચાંદણનું મુડદું જોવા ચાલ્યાં.

× × ×

સુના ગડેરી એક દરવાજે બહાર પડી અને બીજે દરવાજેથી મહતારી ધના વહુના ખાવીંદ મોરયું એનસાઇકિલોપીડીઆ બ્રીટાનીકા વાલાજી પોતાની બૈરી થતીની ખબર અંતર લેવા દાખલ થયાં. તેવણે હંમેશના કાયદા મુજબ આયાને ધીમો હાંક મારી જોયો પણ કશો જવાબ મળ્યો

નહીં. તેવણુને બચારાને શું ખ્યાલ કે ધન્નુમાયના શું બધી ઉલગબરડી રમાઇ ગઇ હતી ?

" ધંઅંઅંઅંણાં ? ધંઅંઅંઅંઅંણાંઆં આંઆં ?" આદરજી બાએ પોતાની પ્રેમાળ પ્રીયાને પ્યારથી બોલાવી.

પણ તે ઘરડી પ્રીયા પોતાને હાથે ઓળવા-યલી લોખંડી બાંગડીઓ સાથે ગેલ કરવામાં એટલી મશગુલ હતી કે પોતાના પ્રીય પતીની પ્રેમી વાચા ના ઉદગાર સાંભળી શકીજ નહીં.

આખરે પાર જોઇજોઇને આદરજી તે બુઢી-આના બેડરૂમમાં દાખલ થયા અને મરકીના ઉંદરની માફક ઘણાજ હલવે હલવે ચાલતા પોતાનાં પત્નીના પલંગ પાસે જઇ ઉભા.

" ઓ !"

તેવણે ધન્યાને હાથે પગે બેડી જોતાંજ એક મુંગી ભેંસ ચીચવાય તેમ ચીસ પાડી. " ઓ !"

" ધન્ના, ઓ મારી માનીતી ધાની, આએ તારા શા હાલ ? અરે એ હું શું દેખુંછું ? "

" કોણ ? મારા જીભરૂં કે ? આએ બાંગરી જોવની મરૂ, એ સુન્નાંની છે કે ! મરે, મારી આંખે તો હવે દહારે દહારે કંઇજ આવતું નથી જો !" ૧૧૨કું વરસનાં તે બુચી માયે ખરાં જીગરથી બળાપો કરયો.

" ધનાં, ધન્નુ, તું એ શું બકેછ, મારી ડારલીંગ ? અરેરે મારી કબુતરી જાન, એ શું શાને સોનાની બ્રેસલેટ સહમજે છે ? "

" શું ? જરા મોટથી બોલોની મરૂં ? " ધન્નુમાયે હાથ મુકતાં પુછયું.

આદરજીબા પોતાની પણોતી પરણેતરનાં આવાં પ્રાક્રમ માટે હજી તો કપ્પાલ કુટે તેટલાં ત્યાં કાંઇ ખખડાત થયો.

તે ખખડાન છેક વાવ્ય ખુણામાંથી આવતો હતો.

તે વાવ્ય ખુણામાંથી પેલી આયા ઉપર આવે તેમ હતું નહીં.

તે આયા પોતાના સોબતીને મળવા ગયલી તે હજી પાછી ફરી નહોતી.

તે સોબતી હજી ગયો નહીં હશે ?

ઉપલી વીગતો આપણી આ જબ્બાં કરડાઉ ડીટેકટીવ વારતા માટે ઘણી અગતની હોવાથીજ અંતુક્રમે ટપકાવી લીધી છે. તમોને ગમે તો ભવિષ્યના વપરાસ થકી તે નોંધો ને નંબર આપજો અને ગમે તો યાદ રાખજો.

યાદ રાખવાનુંજ વધારે માનભરયું ગણાશે.

પણ યાદ રહે ત્યારે કેની ?

એમ બધું તમો લોકને યાદ રહેતું હોતે ત્યારે વળી દુઃખ શાનું ઉતું ? તમે યાદ રાખ્યું ને દહાડા પાકા !

" એ કોણ હય ? " પેલા ખખડાત તરફ નજર ફેરવી ને મીસ્ટર એનસાઇકલોપીડીઆ બ્રીટાનીકાવાલાજીએ હીંમતથી પુછયું.

" ખામુશ ! ફ્રેંચ સરકારનાં વારંટથી હું તમોને અમારા મહાન ડીટેકટીવ ગાનીમારડ ઉરફે મહેરવાનજી મેંગુસીનું ખુન કરવા માટે પકડેજ કરૂં છું ! " તે કોઇ નવો આવનાર છાતી કહાડીને બોલ્યો.

" શું ? ગાનીમારડનું ખુન ? તેબી મેં કીધું? અરે કંઇ ભુલ હશે ? તમે કોણ છેવ ?"

" હું ? હું મોટું ગેબેરયો—ફ્રેંચ પોલીસનો વડો ! તમે ગાનીમારડને પીસ્ટોલ મારી તે મેં નજરે જોઇ. "

બસ ! થઇ ચુકયું !

જ્યારે ફ્રેંચ પોલીસનો વડો પોતેજ એમ બોલે પછી વધુ શું જોઇયે ?

## પ્રકરણ ૬૯ મું.

( જેમાં રજુ થવો ઇતીહાસ ઇરાનનો એક અમેરીકન લેડી આગળ અને નહાસવું ઉભી પુંછડીએ એક ભલા અથોરનાન ઝાદાનું ).

" ગદવેર ! તું ક્યાં ? આએ દુરવંદ જાતની નાપેકાર ઓરત કોણ છે ? " સુપ્રીસીદ્ધ ઇરાની ટીટકટીવ શહેરયાર હોરમજ, કે જેને આપણે આટલો વાર સુધી શેર લોક હોમઝ તરીકે પીછા ણવાનીજ જુદી ઓહોંસ પકડી એઠાં હતાં તે, પોતાની મીઠી મધ દોખ્તરને ગળે વળગાડતાં બરાડા મારવા લાગ્યો.

" નહીં પપા, એવણ કંઇ નાપેકાર ઓરત જેવાં નથી. એવણ તો મારાં કરી લીધેલાં બ્હેન જેવાં લાગે. મીસ મીની-મુર, આએ મારા પપા. ને પપા, આએ મારાં કરી લીધેલાં બ્હેન. " ગદવેરે ઇનટ્રોડક્શન ચલાવ્યું.

" ને આએ જાુઠો, લબ્બાડ, ઠગારો, નીચ, પાપી, બીલાડો કોણ છે ? " શેહરયારે ચમક ચમક થતાં ડોળા કકડાવીને અહી ટેક્ષીવાલા તરફ આંગ લી બતાવી પુછ્યું.

" એવણ ? એ-એ-એવણ ? " ગદવેર અદીને નહીં ઓળખતી હોવાથી ગંગેટાઇ ગઇ.

" હા-હા-એજ ! એજ દાગાનો ભરેલો બદમાશ ! એજ બદખસલતની લ્યાનતનો ભરેલો કુતરો ! "

" ખામુશ ! અએ તુરાનવેઝના તપેલા દઇત ખામુશ ! તું શું જોઇને મ્હારા ભવિષ્યના ખાવંદ માટે એવા તુંદ શબ્દો ઓચરે છે ? તારી પાપી ઝુબાનમાં લાંબા પુંછડીવાલા કીડા પડજો ! " મીઠી મીની મુર અદીને પાસાંમાં દાબતાં લાગણીથી બબડી.

" ગદવેર, મારી પ્યારી દુખતર ! આ એ પરાઈ ઝમીનપર આઈ, પરાયાં લોક સાથ પ્રીત બાઝી છે તેનો આજે આ તને પરાયો બદલો મળે છે. જો દુકતી, સાંભળ ! તારા બાપના બાપાવા બોલી બોલીને મરી ગયા કે " દરન ચીન ચીન કોહી ચીકાતમ. ચીનવ ગરૂડ ચકભમ થાતમ. " યાને જે કોઈ આસામી પરમુલુકમાં જઇ પરકોમનાં લોક સાથે આશા બાંધે છે તે કદી સુખી થતાં નથી. સહમજી ? "

" હારે સહમજી ! પણ પપા ડીયર, તમે એ વાયજી વેલાત સીખવા જતા પારસીના પોર-યાતો આગળ કરોની ? મને સહમજાવીને શું વાઘ મારવાના છેવ ? "

" લે ચાલો અહી, આએ ઘસેલા બાપ દીકરી તો બક બક કરયાજ કરશે, આપરે અંદર જઇને પોપટજી ખાઇએ. અરે હું તો જાણું જે તમે ઉખરા જેવા જઇને એરન મંચોઝનને પકડી લાવશો તો એ ઘડી કેવી મીઠી મીઠી વાતોમાં જીવ એહલાશે ! તેને બદલે આએ મુવો ઇરાની વાંદરો કયાંથી ઘસડાઇ લાયો ! "

" હા-હા ! એવણે મને પાંચ રૂપીઆ ઇનામના આપેલા છે ! અદીએ ગભરાઇને કહ્યું.

" અરે જાવ જાવ ! તમે તો બસ પૈસાનેજ પુંજ્યા કરજો. સહમજ્યાની ? મુવાએ પાંચ રૂપીઆ જોહોંસીઆ એટલે પછી ગમે તેવો પાહારીઓ હોય તે તમારે મનસે જંટલીમેન થઇ ગીયો કે ? એમ તો આજે લડઇની બરકતે એવા કેટલાખી ઓરયા ખાપરયા વધીને ગબ્બર ગયલા હોશે: જો તે બધા તમુને ઇનામમાં પાંચ પાંચ રૂપીઆ આપશે એટલે તમારે મનશે તો બધાજ સારા મનીખ કે ? એવા ઉખરા જેવા રહી ગીયા તેમાંજ ટેક્ષીડરાઇવર થયા કેની ? ' મીની મુર રાઇટ એન્ડ લેફ્ટ ઉખડી અને તેણીની આવી તડને ફડ ઝબાન દરાઝી જોઇ ભલા શાહેર-યારે ઘણુંજી મન કીધું કે ઇરાનનાં એક પેપર માટે અઠવાડીક ઝારો પીછી લખવા જો આવી મરતી

હોય તો લઇ જવી. પણ તે પરક્રોમની તુમાખી ઓરતને. સરઝમીન ઇરાન અને ત્યાંનાં જંગલી વતનીઓ માટે કલેજાંમાં એવી તો નરમ ઠંડક હતી કે તે બાબેની વરાળ વટીક કહાડવામાં શહેરયારે ડહાપણ વીચાર્યું નહીં.

અરે ? બે પાંચ બોલ કંઇ જેતે જેતે બકી મરે તો ?

ગમે તે કરો ને ગમે તે બોલો પણ યાહુદી ગાય અને સોલજર બાપની આ તુમાખી પોરી જે રીતે ઇરાનની તવારીખ જાણતી હતી તે આપણા ઘણાક ફીલસુફોને પણ શરમથી નીચું જેવાડે તેવી હતી.

પણ હું એમ પુછું ? કે આપણા પુરાણા વતનનો ઇતીહાસ સેંકડે કેટલા ટકા પારસીઓને માંગોરુટોબી ખબર હશે ? અભ્યાસ કરતા તો હરવાયા પણ પોતીકા બાપદાદા કોણ હતા, કયાં હતા, શું કરતા હતા તેની સ્હેજબી ખબર રાખવાની આજે કેટલાં કુટુંબો કાળજી કરતાં હશે ?

મને યાદ છે, એક અમેરીકન બાનુ એક જાણીતાં પારસી કુટુંબને મળવા ગઈ. તેણી ઘેરનાં બીનુઓ અને ગ્રહસ્થો સાથે બેલાર પેલારની વાતો કરવા લાગી. અલબત તમો જાણોછો તેમ બહારગામનું કે પરદેશનું આવેલું એક આદમી આપણને માટે ઘણુંક જાણવા જોવાને હમેશાં ખંતી હોય છે. તેજ પ્રમાણે તે બાઇએ વાતપરથી વાત કરતાં પુછયું,

" તમારા બાપદાદાઓ તો ઇરાનથી આવેલાની ? "

" હાસતો વરી ! અમારી રગેરગમાં ઉચ્ચું ઇરાનનું ડાર્કબ્લુ લોહી દોડે છે ! " એક બાઇ છાતો કહાડીને બોલ્યાં.

" હા, હું જાણુંછ, મેં એ વિષે વાંચેલું ખરું. પણ તમો લોકને હીં આવીને વસ્યાને કેટલાં વર્ષ થયાં ? " પેલી અમેરીકન બાઇએ પુછયું.

આએ સવાલથી તે પારસી કુટુંબનાં દરેક સભાસદ એક બીજાનાં મ્હોડાં જોવા લાગ્યાં.

" દોલી, જવાબ દેની ? " ડીયર માયજીએ દીકરાને ગુસમુજરાતીમાં કહેસમહયું.

" એ તો તહમુને પુછેછ, મમ્મા ! " કહીને દોરાબજી બા ઉઠીને ત્યાંથી ચાલી ગયો.

" સો દોઢરસો વરસ થયાં હોશે, માઇ." માયજીએ લાલ લાલ થતાં અડાવ્યું.

" નહીરે વધારે હોશે ? સો દોઢોરસો હોય ત્યારે તો તમારા બપાવાના બપાવાનો જમાનો થયો, તેમ હોય તો તમારાં કુટુંબમાં ઇરાનની પીછલી હીસ્ટરી જળવાયલી હોવી જોઇયે ? કંઇ કીતાબો છે ? " તે ભલી અમેરીકન બાનુ વધારે ઉલટ લેતા પુછવા લાગી.

" માય, કુમી, એવણ શું પુછેછ ?. જોની પપ્પાની કબાટમાં કંઈ ઇરાની ચોપરી પરેલી હોય તે લાવની દીકરા ? " વળી માતાજીએ પોતાની બેટીનો આશરો લીધો.

" મમ્મા, જામેની મોટી અવસ્તા પપ્પાની કબાટની ઉપરની નાંખેલી છે તે લાઉં ? " કુમીએ પુછયું.

" હા ! હા ! તેજ લાવ ! તે પર મજાનું મોટું પીકચરબી છે ! પણ જો, રામાને પોહલ્લાં તેર ને બધી ધુરે ધુરે ખરાબ થઇ હોસે તો સાફ કરાવ ! ગીયે વરસ વેરતો પપ્પાએ કબાટમાં રહેવા દીધીતી પન કેહજે કંસારાં થાય કરીને કબાટની ઉપર નાંખી ! "

કુમી તે કીતાબ લાવવા ગઇ.

" હાજી, અમારી પાસે એક પુરાણી કીતાબ " છે ખરી પણ તે કોણ લાયું તે ખબર નથી. " માતાજીએ અડાવ્યું.

" તેની ઉપર કંઇ પુરાણા લેખ નથી કે ? "

' છે રે ! બધું ઘણુંબી અગરમ બગરમ છાપેલું છે, પણ મુઉં સહમજ કોણને પરે ? "

"છાપેલું ? છાપેલું ?" તે અમેરીકન બાનુ ઘણાજ શકમંદ અવાજે પુછવા લાગ્યાં, પણ તેણી એટલી બધી શંકીલી શા કાજ થતી હતી તે માયજીને સમ્મજ નહીં પડી.

"અરે માયજી તમેબી શું છબરડો કરોછ ને! તે વખતે છાપવાની વાત કોણ જાણતું ઉં ?" નાહના દીકરા ધનજીએ માતાજીની ભુલ ભાંજી.

"તમારો ભુચો શું કહેછ ?" તે અમેરીકન લેડીએ ધનજીને હસીને પોતાની પાસે બોલાવતાં પુછેલું.

"એ તો ફરવા જવાનો વખત થયો કરીને યાદ દેવાડેછ." મમ્મા ડીયરે ઠીગરં મારયું અને પછી ધનજીને ગુસગુજરાતીમાં કહીને પટાવ્યો, "જાતો કુમીને કહે કે તે અવસ્તા નહીં લાવે ને અહીં આવીને કહે કે પપ્પાની કબાટની ચાવી નથી મળતી."

"અં! પણ તમારા બાપ દાદાઓએ તો ઇરાનમાં રાજ કીધેલાંની ?" આએ સવાલ તે અમેરીકન બાનુએ તે ઘરના સૌથી વડા જમાઇજીને કીધો. તે જમાઇજી એક જાણતાં આથોરનાન ખાનદાનના એમ. એ. થયલા અને મોટો ઓહો ઘરાવનારા ગ્રહસ્થ હતા.

"હાસ્તો વરી! અમારૂં રાજતો દુન્યાનાં તમામ રાજોમાં સૌથી દબદબા ભરયું અને સૌથી જાહોજલાલ હતું!" તે જમાઇજીએ ઘણીજ મગરૂરીથી કહ્યું.

"હા! મને વાંચેલું યાદ છે પણ ત્યારે સૌથી છેલ્લો બાદશાહ કોણ થઇ ગયો ?"

"છેલ્લો બાદશાહ કે ? અં-અં-અરે, મોંફ કરજો હં લેડી, મારી ગારીમાંનો ઘોરો મસ્તી કરતો હોય તેમ જણાયછ! હું એમ આગો!" એટલું બોલીને તે ભણેલા ગણેલા જમાઇજી ત્યાંથી સાબુત વરેણા વાળી ગયા!

અરે બાવા જાન!

આએ દાખલો તદન ખરો બનેલો છે અને એવા તો રોજના ચાલુ બનતા હશે. આટલી બધી મંડળીઓ અને સંસ્થાઓ આપણા વચે ઉભાઇ જાય છે તો થોડાક શીખેલા ભણેલાં બીરાદરો આપણી પુરાણી તવારીખનું ગ્નાન કોમ માં ફેલાવવા એક મંડળી કેમ ઉભી નથી કરતા ? જાવ, મીસ મીની મુર તેનાં પ્રેસીડંટ થશે.

"પણ પપ્પા ડીયર, તમે હંઇ કેમ આવી પુગ્યા ? તમે તો તેહેરાનથી લીવરપુલ ગયેલાની ?" ગહવેરે શહેરયારને મમતાથી પુછયું.

"હા દીકરી, હું લીવરપુલ ગયલો ખરો, પણ તાંહ ટટુ નહીં ચાલ્યું તે મેંચેસ્ટર ગીયો."

"પછી ?"

"પછી શું, દીકરા ! તાંહબી ટટુ નહીં ચાલ્યું તે એડીનબરોમાં નસીબ અજમાવ્યું."

"ને તાંહબી ટટુ નહીં ચાલ્યું, શું ?" ગહવેરે પહેલ્લાંથીજ 'સમીંગ અપ' કરી દીધું.

"હા, ડીયર !"

"અરે પણ જે તાહરે કોઇ ટટુના અનુભવીની સહલ્લા કાંએ નહીં લીધી ?" ગહવેરે રમુજી ચોપાન્યાંમાં કદે વાચેલી ટકોર કીધી!"

ભલી મીસ મીની મુર અને ભલા રેડ્ડી ડરાઇવર મી. અદીજી તે બાપ બેટીને ગેલ કરતાં મુકીને રાંધણીમાં ભરાયાં હતાં અને પોપટજીની પાયદસ્ત ફેરવતાં હતાં.

મીની છેક ઉપરના પાંચમાં માળે રેહતી હતી એટલે તેઓ જે રાંધનીમાં બેઠાં હતાં તેને માથે છાપરૂંજ હતું. તેઓ જ્યારે સાથે એકજ પોપટજી કરડતાં હતાં ત્યારે એકાએક તે છાપરાં પર કંઇ પડવાનો અવાજ સંભળાયો અને તુરતજ તે છાપરામાં મોટું આંધરૂં પાડીને કોઇ તે રાંધણીમાં આવી પડયું।

"કોણ ? ચાંદણબાઇ ? પારસી બાનુ લુપીન ?" અદી અને મીની બેઉએ સાથે ચીસ પાડી.                    (સાંધન છે)

# ગુલશને તોહીદ.

[ મી. દાદી તારાપોરવાળાનાં " ઈશ્કે હકીકી કાવ્યસંગ્રહ " માંથી રસમય ચુંટણી. ]

( ૧ )

[ રોબાઇ ]

જાંનાં ની દર બંદે લેબાસે જાની,
દરવસ્લીઓ મેહજુર સિફત મેહમાની.
શાહીઓ ગિરફતે પીશે દરબાની,
ગંજીઓ નેહાદે રૂઉ દર વેરાંની.

ભાષાર્થ:—

( અય બંદા ! ) તું તેનો ( યાને ખુદાનો ) પ્યારો છે ( પણ તે પ્યાર સમજ્યા વિના ) પ્યારના લેબાશમાં તું ઢંકાયલો છે. વળી તું તેને મળેલો છે, પણ ( તારી અજ્ઞાનતાને લીધે ) જુદાઇનાં તરીકાથી તું તેનો ( એક બેખબર ) મેહમાન જેવો છે ! (યાને તું કેણુ મોટા પુરૂષનો મેહેમાન છે તે તેને ત્યાંની મહેમાની ચાખવા છતાં તારાં અંધારાં દિલને લીધે તે મોટા મરતબાવાળા મહેમાનને તું ઓળખી શકતો નથી.) તું પોતાનાં દિલને સાફ અને ખાલેશ કરશે તો તું પોતાને તેનામાં મળેલો જોશે. ( અરે યાર ! ) તું પાદશાહ છે, પણ ( તારાં સાન-ચક્ષુ ઉઘડેલાં નહીં હોવાથી ) તેં દરબાનપણુંનો પેશો પકડયો છે ! ( યાને તેં દુનિયાની આસાએશને પકડી પાડી છે ) પણ જો તે પેશાથી તું દુર થાય તો તું (પોતે) પાદશાહ છે. જેમકે એક ખજાનો છે, પણ જંગલ-વેરાનમાં પડેલો હોવાથી કોઇના કામમાં આવતો નથી તેમ તું તારાં દિલની સફાઇ વિનાં નકામો અને નિરૂપયોગી થઇ પડેલો છે.

( ૨ )

[ રોબાઇ ]

આલમ કે સરાપા ચો એકી મિરાતસ્ત,
જારૂએ પુર અજ વજેહ હક આઇયાતસ્ત.
આદમ કે બજુજ સીફાતે જાતશ ન બુવદ,
દાંનદ જાતસ્તે વગર ન દાનદ જાતસ્ત.

ભાવાર્થ:—

તમામ જેહાંન એક આરસીની મિસાલ છે. આરસીમાં જેમ હરેક ચીજનો ઓળો દેખાય છે તેમ જેહાંનની રચનાં એ પણ પાકપરવરદેગારની રેહમતોનાં પડછાયા સમાન છે. ઇનસાને પોતે પણ તેની પાક જાતની સીફત છે. અગર સમજનારો સમજે, યા અણસમજુ નહીં સમજે, પણ ઇનસાનનાં બદનમાં જે છે તે તેજ છે– યાને હકતાલા પાક પોતેજ છે.

---

(૩)

[ રોબાઇ ]

તન જીંનદે જે રૂહ, રૂહ અજ હક જીન્દે,
જા રૂસ્ત પીદીદ સાહેબી દર બન્દે.
કારીસ્ત તોરા માઆરેફતી નકસેતો ખુદ,
બીકાર નિશસ્તેઇ જો નકશ કુનન્દે.

ભાવાર્થ:–

ઇનસાનનું તન રૂહથી જીવતું થાય છે અને રૂહ હકની યાદ કરવાથી સજીવન બને છે ( યાને તન જીવતું રૂહથી અને રૂહ જીવતું હકથી છે ) હકીકતમાં સાર એ કે ( જો તું હકને શોધે તો ) તું પોતે સાહેબ છે વાસ્તે ( અય ગાફિલ બંદા ! તારી ગાફિલ્યતથી બાઝ આવ અને ) બેકાર બેસવાને બદલે રાહે રોશન અખ્યાર કરી કલામે મારફતમાં મન લગાડ !

---

(૪)

[ રોબાઇ ]

જાનાન દર જાન ચો જાન દર તન પયદા,
બીમન સીફતી જે પરદે દર મન પયદા.
વર બર નિસ્ત દાનેઇ ખુદ જેહદી કુન,
દર દાનેએ તો હજાર ખરમન પયદા.

ભાવાર્થ:—

( શાયર ખુદાને માશુકની ઉપમાં આપી કહે છે કે ) જેમ તનમાં જાન છે તેમ જાનમાં માશુક ( ખુદા ) છે. ( અય યાર ! ) તું એ સીફતનો છે, માટે તારાં દિલનાં પડદાને ફાડી નાખ અને પછી જો કે દિલ કેવું રોશન નજર આવે છે ! અગર તું ભલે એક 'બીજ' છે, પણ કોશીશ કરીને જોકે તેજ બીજનું ઝાડ બની તે ઉપર હજાર કંઠી જાહેર થશે ( યાને કોશેશ કીધા વગર હકતાળાનો માર્ગ તને મળવાનો નથી ).

## લલાટનાં લેખ.

[ દોહરા ]

લલાટ કેરા, લેખનું, બંધન સૌ પર હોય;
મો'ત મળ્યું 'મનસૂર' ને, કહ્યું 'અનલ-હક' તોય.
× × × ×
લલાટ કેરા લેખનું, બંધન સૌ પર હોય;
રહ્યો સિકંદર કાં નહિં, જગત જીતી અહિં તોય ?
× × × ×
લલાટ કેરા લેખનું, બંધન સૌ પર હોય;
રાવણ મૂઓ રામથી, હતાં પરાક્રમ તોય.
× × × ×
લલાટ કેરા લેખનું, બંધન સૌ પર હોય;
નર નેપોલ્યન ક્યાં ગયો, ધરા ધ્રૂજાવી તોય ?
× × × ×

# કાંઇક જાણવા જોગ.

ગુલશન માટે રસમય ચુંટણી.

ચુંટનાર-(Miss) K. C.

પેરીસના એક જાણીતા મ્હોટા તબીબ જણાવે છે કે ઉંચા મોટા કોલર પેહેરવાની જે ફાશીન ઉત્પન્ન થઇ છે તેથી બહુજ ખરાબી થાય છે એક દિવસ એક દર્દી એવા ઉંચા કોલર પેહેરેલો તેની આગળ આવ્યો. અને ફર્યાદ કીધી કે તે આજે કેટલાક વખત થયો માથાના દુખારા સાથે ચકકર આવવાની બિમારી ભોગવે છે. તબિબે તેની શારિરીક તપાસ કરવા માટે કપડાં કઢાવ્યાં જેમાં પેલો ગળપટો પણ હતો તે કાઢવાથી ગળાંને રાહત મળી લોહીનું ફરવું શરૂ થયું અને તે દર્દીએ જણાવ્યું કે હાલમાં તેને ઠીક લાગે છે તે પરથી તે તુર્ત સમજ્યો કે જકડી લીધેલા ગળપટાથી તે. દર્દી હેરાન થાય છે પણ મનપતિજ ખાત્રી કરવા ખાતર તે થોભ્યો અને જે માથું દુખવાની ફર્યાદ લઇ આવે તેની પર ધ્યાન આપવા લાગ્યો અને તેઓને ઢીલા બે આંગળની ઉંચાઇના કોલર પહેરવાની ભલામણ કરવા લાગ્યો. જેનું પરિણામ સારૂં આવ્યું. હાલમાં સ્ત્રીઓમાં પણ ઉભાં હાડકાં જેવાં કોલર પેહેરવાની ફાશીન નિકલી છે. જેથી તેઓ પણ હેરાન થાય છે તેઓને પણ તે તબિબે એજ સલ્લાહ આપી છે અને જણાવે છે કે જેઓને માથું દુખવાની તકેહ ન હોય તેઓએ મુખ્ય કરી એ જાતના કોલર પેહેરવાથી પરહેજે રહેવું.

ઓટમીલ ખોરાકમાં તદન સસ્તો ઉપરાંત શકિતનો છે. પોરીજનું એક ડીશ મ્હોટું બનાવીને ખાધું હોય તો તે પેટ પુરતું થઇ જાય છે. પાઉ અથવા વટાણાનો રસ અથવા પાઉં અને પનીર પણ શકિતનું છે તે ઉપરાંત તે સસ્તું છે. ગોસ્ત (માંસ) ના જે પૈસા ખરચાય છે તે કરતાં ઓછા પૈસામાં એ ખોરાક મેળવાય છે. તે પછીની ખાધાની જણસમાં પપેટા ચોખા ને આટો આવે છે. શકિત જાળવવા સાથ કરકસરનો નિયમ ઘરધણીયાણીએ યાદ રાખી પોતાના બાળકો માટે કાળજી કરવી ઘટે છે. જો શકિત હશે તો તંદરસ્તી અને જીંદગાની મેલવાશે.

એક ફ્રેન્ચ સિપાહ હવડાજ ઘણી લાંબી ઉંઘ ખેચી જાગૃત થયો છે. હાલ ચાલતી લડાઇની શરૂઆતમાં તે ઘાયલ થયો હતો જે બે વર્ષની લાંબી ઉંઘ પછી ઉઠયો છે. આ બધો વખત તેને સારો ખોરાક તબિબોની મદદથી અપાતો હતો. એટલે તે જ્યારે જાગ્યો ત્યારે એક તંદરૂસ્ત શખ્સ હોય તેજ મિસાલ લાગતો હતો.

બ્રસલ્સ ખાતે બનેલો એક એવોજ બનાવ એ પરથી યાદ આવે છે કે તે સ્ત્રી સત્તર વર્ષની ઉંમરમાં પડેલી હતી. એક આગની ખબર દેવળના ઘંટ વગાડી લોકોને આપવામાં આવી, ત્યારે તે ઘંટના અવાજથી સત્તર વર્ષે જાગી ઉઠી હતી. તે તંદરૂસ્ત હતી, અને સત્તર વર્ષની વાત ઉપર બનેલા સર્વ બનાવની તેણીની યાદ તાજી હતી.

તેથી પણ વધુ વર્ષની ઉંમરમાં પડેલી સ્ત્રીનો દાખલો મારગ્રેટ એનમલ નામની સુંદર છોકરીનો હતો. ગમ્મત ખાતર તેણીને કોઇએ બીહ

ધરાવી હતી જેની ધાસ્તીથી તે બેહોશ બની ગઇ. વીસ વર્ષ સુધી બેફામીમાં તેણી રહી. આખાં યુરોપમાં તેણીની વાત ફેલાઇ. લોકો ખાસ તેણીને જોવા ખાતર ટોળાંબંધ આવવા લાગ્યા. જાણીતા તબિબો તેણીને જોવા ખાતર દેશ પરદેશથી આવતા હતા પણ કોઇપણ તબિબ તેણીને સુદ્ધીમાં લાવી શક્યો નહિ. ૧૮૮૩ નાં વર્ષમાં તે બેહોશીમાં પડી હતી તેજ હાલતમાં તેણી ૧૯૦૩ ના વર્ષમાં બહુ જવાન વયે મરણ પામી.

એક જર્મન ૨૩ વર્ષની લાંબી ઉંઘમાં પડયો હતો તે બીના પણ અચંબો પમાડે તેવીજ છે. એક રાતે તેને સાધારણ રીતે સુવાડાયો. બીજી સહવારે રાખેતા મુજબ ઉઠવાને બદલે ઘોંટાઇજ રહયો. ૨૩ વર્ષ સુધી તેને દરરોજ જગાડી થોડું ક દુધ આપવામાં આવતું તેજ. તે પછી તે પાછો ઉંઘાતો તેને જાગૃત રાખવાની તબિબોની કોશેશ તદનજ મિથ્યા જતી. વીજળી આપવા છતાં કશું કારગત લાગતું નથી. અને એક દિવસ પોતાની મેળેજ ઉઠયો અને થોડાજ વખતમાં થયલી નબળાઇ ખાધ ખોરાકથી અટકાવી તે તંદરૂસ્ત માણસ થયો.

સ્વીડન ખાતે બનેલો બનાવ એ કરતાં પણ વધારે અજાયબી પમાડનારો છે કેરોલીન ઓલ્સન નામની એક સ્ત્રી ૧૮૭૫ માં ઉંઘમાં પડી તે છેક ૧૯૦૭ માં જાગૃત થઇ. ઉંઘના પહેલાં પંદર વર્ષ તેણી તદન તંદરૂસ્ત હાલતમાં હતી, એમ તબિબો કહેતા હતા તે પછી તે ઘણી આજારી પડી અને તેથી બેહોશીમાં પડી રેહતી. તબિબો તેને બહારને રસ્તે ખોરાક પેવશ કરતા હતા. વર્ષો વિત્યા બાદ તે એક દિવસ તેણી ઉંઘમાંથી ઉઠી. તબિબોએ બારિક તપાસ કરી જોઇ કે તેણીના ભેજાને કંઇ ખમવું પડયું છે કે! પણ કશુંજ જણાયું નહિ તે પછી ઘણીજ સારી તબ્યત તેણી ભોગવવા લાગી.

ડેનમાર્કની કીંગ જ્યોર્જ ઓસ્પીટલમાં એક નવાઇ જેવો દર્દી આવ્યો અઢાર વર્ષની તે છોકરીનો કેસ જોઇ તબિબો પણ અચરત થયા. મમસના દર્દથી અર્ધ બેહોશ જેવી તેણી હતી. તેણીને સુદ્ધીમાં લાવવાના દરેક ઉપાય વ્યર્થ ગયા. હાલમાં આઠ મહિના થયા તેવી બેહોશીમાં તે છે, છતાં તબિબોનું મન છે કે તેણી તંદરૂસ્ત બાંધાની જોરાવર છોકરી છે તેથી એમાંથી ઓચિંતીજ જાગૃત થશે! કેવું અજબ જેવું!

---

# શ્રી સયાજી સાહિત્યમાળા.

વડોદરા રાજ્ય તરફથી તેના કેળવણી ખાતાની ભાષાંતર શાખા મારફત લોકોને જ્ઞાનદાયક થઇ પડે તેવા યુરોપીય ભાષામાં લખાયલા પુસ્તકોના ભાષાંતરે દેશી ભાષામાં કરાવી પ્રસિદ્ધ કરી તેનો જનસમાજમાં પ્રસાર કરવાની જે યોજના શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકાર તરફથી કરવામાં આવી છે તે કાંઇ હવે આપણા જાણ્યાં બહાર નથી. એ યોજનાએ હવે વ્યાવહારિક સ્વરૂપ પકડ્યું હોય એવું આપણે કહી શકીએ તેમ છીએ. વિદ્યાધિકારી કચેરીની ભાષાંતર શાખાએ વિવિધ પ્રકારનાં વિજ્ઞાન જેવાં કે નીતિ શાસ્ત્ર, જીવવિદ્યા, દેહધર્મવિદ્યા. ઉદ્ભિજ્જવિદ્યા, પ્રાણીવિદ્યા, મનુષ્યવિદ્યા તથા સુપ્રસિદ્ધ કવિઓનાં તથા વિચારકોનાં જીવનચરિત્રો વિગેરે કોટિનાં અનેક પુસ્તકો તૈયાર કરાવવાને આવશ્યક પગલાં ભરી દીધેલાં છે; અને એ પ્રમાણે લગભગ ૧૪૦ પુસ્તકો તૈયાર થવામાં હોય એવું જણાય છે. અત્યાર સુધીમાં ઉક્ત માળામાં (१) संस्कृत वाङ्मयाचा इतिहास, (२) बालो-द्यान पद्धतीचें गृहशिक्षण અને (३) सुधारणा व प्रगति નામક ત્રણ મરાઠી પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે. અને (१) शिस्त (२) पार्लमेन्ट અને (३) आयुषाचा विमा નામક ત્રણ મરાઠી પુસ્તકો પ્રસિદ્ધ થવાની તૈયારીમાં છે. તે ઉપરાંત આપણા ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરનારાં (૧) ભૂપૃષ્ઠવિચાર, (૨) આપણા લઘુબન્ધુ અંગ્રેજ (૩) અલકાનો અદ્ભુત પ્રવાસ, (૪) મા બાપને બે બોલ, (૫) હિન્દુસ્તાનના દેવો, (૬) નીતિશાસ્ત્ર, (૭) પ્રેમાનન્દ (કવિનું જીવન ચરિત્ર, (૮) જગતનો વાર્તારૂપ ઇતિહાસ ભાગ પહેલો, (૯) દેહધર્મ-વિદ્યાનાં તત્ત્વો, (૧૦) વિજ્ઞાન પ્રવેશિકા, (૧૧) જીંદગીનો વીમો. (૧૨) દયારામ (કવિનું જીવનચરિત્ર) વિગેરે પુસ્તકો પણ પ્રસિદ્ધ થઇ ચૂક્યાં છે. આ પ્રસિદ્ધ થયલ ગૂર્જરાતી ભાષામાં લખાયલાં પુસ્તકોમાંના "મા બાપને બે બોલ" ની તો અત્યાર સુધીમાં બે આવૃત્તિઓ થઇ ગઇ છે; અને "પ્રેમાનન્દ" કવિનો સાંગોપાંગ અભ્યાસ કરાવનાર પુસ્તક પ્રસિદ્ધ થતાંની વારજ પાઠ્ય પુસ્તક તરીકે ટ્રેનિંગ કોલેજ વિગેરેમાં વપરાવા લાગ્યું છે (૧) આપણા લઘુબન્ધુ અંગ્રેજ, અને (૨) અલકાનો અદ્ભુત પ્રવાસ, એ બે પુસ્તકો ખાસ બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપનારાં છે; અને "જીંદગીનો વીમો" એ પુસ્તક ખાસ કરીને દરેકે વાંચી જવા જેવું છે. આ પુસ્તકો ઉપરાંત ગૂજરાતી ભાષામાં ઉપયોગી થઇ પડે તેવાં (૧) વીર પુરૂષો. (૨) ઉદ્ભિજ્જવિદ્યા, (૩) જીવ વિદ્યા, (૪) રોમનો ઇતિહાસ (૫) મીરાંબાઇ (કવિનું જીવન ચરિત્ર). (૬) પ્રાણીવિદ્યાનું રેખાદર્શન (૭) મનુષ્યવિદ્યા (૮) પ્રાણીસૃષ્ટિ વિગેરે પુસ્તકો છાપવાને અર્થે પ્રકાશકને સ્વાધિન કરી દેવામાં આવ્યાં છે, અને તે બધાં થોડા વખતમાં છપાઇને બહાર પણ પડશે.

ખાસ કરીને વિજ્ઞાનને લગતાં તમામ પુસ્તકોમાં ઉપયોગી ગણાય તેવી આવશ્યક સમજ પાડનાર આકૃતિઓ પણ જથ્થાબંધ મુકવામાં આવેલી છે અને તેને લીધે ગુર્જર સાહિત્ય કોઇ નવાજ પ્રકારનું સ્વરૂપ પકડે એ અધિક સંભવવાજોગ દેખાય છે. વિજ્ઞાનનાં પુસ્તકોમાં જેમ બને તેમ અંગ્રેજી શબ્દોને બદલે ગુજરાતી શબ્દોનો ખાસ કરીને ઉપયોગ કરવામાં આવ્યો છે. બધા વિજ્ઞા-

નનાં પુસ્તકોમાં ભાષાનું એક સરખાપણું જળવાઇ રહે એવા હેતુથી સુનિશ્ચિત પારિભાષિક શબ્દોનો એક સરખી રીતે ઉપયોગ કરાવવામાં આવ્યો છે, અને એને પરિણામે આપણું દેશી વાઙ્મય—નવા પ્રકારના સાહિત્યથી નવા પ્રકારની સમૃદ્ધિ પ્રાપ્ત કરે એવાં ચિહ્નો જણાય છે. એવી પણ આશા રખાય છે કે, થોડા વખતમાં બાકી રહેલાં એ માળાના બીજાં પુસ્તકો પણ પ્રસિદ્ધ થઇ જશે, અને ગુજરાતી સાહિત્યમાં એથી એક સંગીન વધારો થશે. એ માળા પ્રકટ કરવાનું કામ મેસર્સ એમ. સી. કોઠારી, કાપડી પોળ—રાવપુરા, વડોદરા એમણે પોતાને માથે લીધેલું છે, અને આશા રખાય છે કે, સાહિત્યની ઉન્નતિની આશા રાખનાર, સ્વભાષાનું અભિમાન ધરાવનાર આપણી જનસમાજ આ પ્રવૃત્તિને હર્ષભર વધાવી લેશે.

---

# કેમ ?

થોડાક નુસખાઓ ચુંટી કાઢનાર—આર. દી. બગવાડીયા.

મોઢ ઉપરની કરચલી કેમ દૂર કરશો ? —હસમુખા સ્વભાવથી.
મોઢ ઉપર સફેદ રંગ કેમ કરશો ? —નિર્દોષતાથી.
હાથને રંગ કેમ કરશો ? —સુઘડાઇથી.
મજબુતી કેમ મેળવશો ? —સચ્ચાઇની લડાઇથી.
ચહેરો જોવા આરસીનો કેમ ઉપયોગ કરશો ? —શુદ્ધવિચારોથી.
આંખને કેમ આંજશો ? —સારી સમજથી.
કયાં સેંટ કે અત્તરનો ઉપયોગ કરશો ? —પ્યારના.
ખુબસુરતી કેમ ખીલવશો ? —સહવારે સકાળે ઉઠવાની આદતથી.
આળસાઇના દુશ્મનને કેમ મારી હઠાવશો ? —ઉદ્યોગથી.
આ અને પેલી જીંદગીનો ખરો માર્ગ કેમ મેળવશો ?
—તમારા ધર્મ ઉપરની—આસ્થાથી.



# બુધેબુધ.

## જાણીતું અને માનીતું થઈ પડેલું "ગુલશન."

**ના, હીંદુસ્થાનના જંગલોની જડીબુટી, પ્રખ્યાત લેખક ડૉકટર પી. મોતી વાળાની પ્રખ્યાત દવાઓ.**

## હરતકી અવલેહ.

જે અવલેહનો લેખ ગયા જુલાઈ માસમાં આવી ગયો છે. તે જેના ગુણ દોશો ઘણાજ અલોકીક છે. ખાંસી, ક્ષય, દમ-હાંફણ, નબળાઈનું જવું, ઘડપણનું ધ્રુજારાપણું અને નબળાઈને લગતા તમામ રોગો ઉપર એક અમૃત છે. એક વખત હાડકા અને ચામડા જેવા થઇ ગએલા શરીરને રૂષ્ટપુષ્ટ બનાવી નવા અવતારમાં લાવે છે. એ મહીનાના બાળકને પણ આપી શકાય છે.

વધુ માટે ગયા માસનું ગુલશન જુવો,
કીંમત એક પોટની રૂપીઆ સાત.

## વસંત વીલાસની.

ગોળીઓ ગમે તેવી જીંદગીની ગુમ થએલી તાકાતને પહેલેજ દીવસે વીલાસ સુખનો બગીચો દેખાડે છે. તે સીવાય વીર્યસ્રાવ, સ્વપ્નામાં વીર્યનું ખલીત થઇ જવું, મીઠી પીસાબ એટલે પીસાબમાં સાકરનું જવું, રેતી-આલ્બુમ વીગેરેનું જવું, ઘડી ઘડી પીસાબનું થવું વીગેરેને માટે પ્હેલેજ દીવસે તેનો ચમતકારી ગુણ બતાવે છે. કીંમત બાટલી એકના રૂપીઆ ૫).

## પલાશાજન.

જે ફક્ત સ્રીઓનેજ માટે છે. માસીક માંદગીનું ઉડી જવું અથવા અન્યમીત આવવું, જેનાથી આખા શરીરનું ફુલી જવું, પેહુમાં મારતા શુળા જુનામાં જુનો રક્તસ્રાવ, ગાંઠ, ગર્ભનું છોક થઇ જવું, હીસ્ટ્રીયા, આંકડી, ખેંચનું આવવું, પદરનું વહેવું, ભૂખનું મંદ પડી જવું વીગેરે પ્રકારના ગુપ્ત તેમજ બહારના રોગોને મારી હઠાવી એક બેડોળ અને ફીકા પડી ગએલા ચહેરાને રૂષ્ટપુષ્ટ ખુબસુરત બનાવે છે એટલુંજ નહીં

પણ ઉપલા રોગોને લીધે કેટલીક માતાઓ અને બહેનો અદ્યાપી સુધીમાં એક પણ સંતતીનું સુખ મેળવવાને કમનસીબ નીવડી તેઓના તમામ રોગો નાશ કરી આખરે તે ટળવળતી માતા સંતતીનું સુખ મેળવવાને ભાગ્યવાન બનાવે છે. હાઇઓ હાકટરો તેમજ દવા પછવાડે સેંકડોનો ધુમાડો કીધો હોય છતાં નીરાશ થઇ બેઠા હોય તો એકજ વખત ફક્ત ત્રાઇ કરો. કીંમત એક બોકસના રૂપીઆ ૭ સાત.

## કષ્ટહાર તેલ.

ગમે તેવા એકથી પચીસ વરસના કોઢને આ તેલ લગાડતાની સાથેજ ચમત્કારી ગુણ બતાવે છે પછી તે લાલ કાળો અગર કોઇ પણ રંગનો હશે તેને તુરતજ ફાયદો બતાવે છે થોડો વખત ઉપયોગ કરવાથી તો જીંદગીનો કોઢ નાશ પામે છે. કીંમત એક બાટલીના રૂપીઆ દશ.

## મહા રાસ્નાદીક—કવાથ.

કાટીલમાં કાટીલ અને જુનામાં જુનો લકવો સંધીવા ગાઉટ પક્ષઘાત અથવા અરધા અંગનું રહી જવું. કેડથી ઘુંટણથી રહી જવું અથવા ટુંકમાં કહો કે આખા શરીરનું જકડાઇને પથ્થર જેવું થઇ ગયું હશેની તેને પણ ઉપલો કવાથ છોડવશે જેમાં ૪૫ જાતની હીંદુસ્થાનના જંગલોની જડીબુટીઓ છે સેંકડો રૂપીઆ ખર્ચ કરવા છતાં નીરાશી મળી હોય તો પછી આ એકજ વખત છેલ્લી ત્રાઇ કરી જુવો જરૂર નવી જીંદગી પ્રાપ્ત કરશો કીંમત એક બોકસના રૂપીઆ સાત ગુલશનના ગ્રાહકને માટે ખાસ ઓછી કીંમત રૂપીઆ ૫).

જુનામાં જુના એકથી પચીસ વરસના સુકા અગર લીલા ખરજવા માટે વાપરો હમારા વનસ્પતીમાંથી બનાવેલો મલમ ફક્ત ચોવીસજ કલાકમાં ફાયદો આપશે ટુંક મુદતમાં તો જડમુળથી સાફ થઇ જશે કીંમત એક ડબ્બીના રૂપીઆ ત્રણ.

ઉપલી સઘળી દવા મળવાનું ઠેકાણું:—

સાંજ ગુલશન વીગેરેના વૈદકી અને જડીબુટીના પ્રખ્યાત

લેખક ડૉકટર પી. મોતીવાળા

સૈયદપુરા ચોકીશેરી—સુરત.

* ઉપલી કોઇ પણ દવા વી. પી. થી હમો મોકલતા નથી માટે જેને જોઇએ તે મનીઓર્ડરથી નાણાં મોકલી મંગાવી લેવી.

# ગુલબદન ગુલ.

## યાને

## મહાન અકબરનો જમાનો.

### ( મોગલ શાહનશાહતની જાહોજલાલીનો યાદગાર સરે. )

ગુલશન માટે ખાસ.

લખનારઃ—ભાગલ્યા.

( ગયા અંકથી ચાલુ. )

### આગલાં પ્રકરણોનો ટુંકસાર.

કાશ્મીરની નજદીક આવેલા હિમાલય પર્વતની બદ્રીનાથની ટેકડીપર એક યોગી વસતો હતો તેને મળવા કાશ્મીરના વડા વજીરનો બેટો સીધરાજ અને તેનો ગુરૂ કલુસા નામનો જ્ઞાની બ્રાહ્મણ પર્વતો ઓળંગતા આવ્યા હતા. રસ્તામાં તે યોગી માટે કલુસાને પૂછતાં જણાયું કે કાશમીરનો તે માજી રાજા નંદગુપ્ત હતો. સીધરાજનો વિવાહ તેના કાકા તે અલ્હાબાદના સુબાની એક પૂરી દીકરી વેરે કરવામાં આવ્યો હતો.

આ સુંદરીનું નામ ઇંદુમતી હતું. તે બંનેનો મેળાપ હર્ષિત હતો, તેવામાં સીધરાજનો કાકો સાલુના પોતાની સાથે ભત્રીજાને લઇ ગયો અને ત્યાં તેણે અકબરની દરબારમાં રહી સુંધારા લેવા સમજાવ્યો કેમકે અકબર કાશમીર જીતવા માંગતો હતો.

શાહ અકબરનો મેહેલ જોતાં સીધરાજ છક્ક થઇ ગયો. સાંજે કલુસા અને સીધરાજે ફૈઝી અને તેના અંગત મિત્ર મુબારકની મુલાકાત લીધી. તેમને ખાસ આવકાર આપવામાં આવ્યો. સીધરાજે રાજ્યમાં ચાલતી ખેવફાઇ માટે સવાલ કરતાં ફૈઝીએ તે હસી કાઢી છૂટા પડતાં કોઇબી બાબતમાં જરૂર પડે તો સીધરાજને ફૈઝી ને મુબારકે પોતાની આગળ સર સોગ ચાલી આવવા જણાવ્યું. નોકરીપરથી નીકળતાં તેને એક દાસીએ આવી જણાવ્યું કે તેણીની શેઠાણી તે રાત્રે તેને મળવા માંગતી હતી. સીધરાજ ચોંકયો ને ડગમગ્યો પણ તે દાસીએ તેને સીફતથી સીસામાં ઉતાર્યો. શાહીબાગમાં ફરવા ગયો ત્યાં એક ઝાડ નીચે આરામ લેત અકબરને તે મળ્યો. અકબરને તેણે ઓળખ્યો નહિ. તે તો તેને કોઈ મોટો માણસ સમજ્યો. અકબરને તે ગમી આવ્યો પણ વાત થતાં તેણે અકબરને લોભી જાહેર કરતાં અકબર છેડાઈ પડયો પણ સીધરાજે નિર્ભયપણે એવો તો સરસ પોતાનો બચાવ કર્યો કે અકબર ખુશ થઇ ગયો.

નમેલ વખતે સીધરાજ તે સુંદરીની મુલાકાતે ગયો, જેનું નામ ગુલબદન ગુલ હતું. તેણીએ એવી સીફતથી કામ લઇ તેને સીસામાં ઉતાર્યો કે તે પોતાનું ભાન ભૂલી ગયો. તેણી કોઇ વેપારીની મહોરદાર હતી જે વેપાર અર્થે ઈરાન જતાં ગુમ થઇ ગયો હતો. આ કાગળ તેણીએ પોતાની સખી પર લખ્યો હતો, જે આગ્રાના ચોટાક આગેવાનોની વહીકથી કાશમીર જઇ ભરાઇ હતી. તે સુંદરીનો ભભુકદાર ચહેરો જોતાંજ સીધરાજ કબુલ થયો ને કલુસા બીજે દીવસે કાશમીર જવા નીકળ્યો તેને તે કાગળ આપ્યો.

આ પછી શાહી લશ્કરની તપાસ થઇ. ત્યાં સીધરાજે અકબરને ઓળખ્યો. અકબરે હસીને તેને આવકાર આપ્યો. ફૈઝી એ સીધરાજને અકબર આગળ રજુ કર્યો. શાહે સીધરાજ સાથે છુટથી વાત કરી. ને શાંત સ્વભાવ બતાવવા તાકીદ કરી.

**ગુલબદન.**

સલીમને ત્યાં શરાબનો દોર ચાલી આખી મીજલસ મસ્ત થઇ અને બધા ચકચુર થઈ ઊંઘી પડયા ત્યારેજ સાલુના પોતાના ભત્રીજાને લઈ બહાર પડયો. ગુલ બદન ગુલની મુલાકાત હવે સીધરાજે ચાલુ લેવા માંડી. તે જોયા તેણીનો ગુલામ બની ગયો. તે સ્ત્રીએ ઘણીજ ચાલાકીને કુનેહથી તેને એવો તો મોમ સમાન કરી દીધો કે તેણે નીમકહરામી કરવા કબુલી ને અગાધ પાપી પ્યારને ખાતર તેણે પોતાનો બળવંત ને નિર્દોષ પ્યાર દીલમાંથી ખુંચવી કાઢયો. આખરે ગુલામગીરીનાં ખત સાથે તેની માંગણી બર આવી.

અકબરની ઇચ્છા બલકે હુકમનુસાર સલીમને અલ્હાબાદ જઇ રહેવાનું ફરમાન થયું. અલ્હાબાદ આવતાં સાલુનાને ત્યાં તેની બેટી ઇન્દુમતિ સાથે તેનો મેળાપ થયો, કે જે અપ્સરા જોતાં સલીમ જોયા દીવાનો થઇ ગયો. તે તેણીને એક દીવસ એકાંતમાં મળયો ને તેણીને પોતાની થવા સમજાવી પણ તે સાધવી સ્ત્રીએ તેની લાલચભરી માંગણીને મચક આપી નહિ ને ઓર તેને ભલો થવા શીખામણ આપી, વફાદાર પરણેતર કેવી હોય છે તેનો અચુક નમુનો તે ભલી ઇન્દુમતિએ સલીમને બતાવ્યો.

અકબરની સાલગ્રેહની ધામધુમમાંથી પાછાં ફરતાં સીધરાજની નજર ગુલબદન ગુલ પર પડી, પરવીઝને પૂછતાં તેણે જણાવ્યું તે ફૈઝીના સૌથી વહાલા દોસ્ત મુબારકની ધણયાંણી હતી !

ફાટફાટ થતાં જીગરે પોતાનાં નસીબને કડુવા દેતો ગુલના મકાન તરફ તે ગયો. ગુલ સમજી ગઇ. તેણીએ ઘણાજ ગમગીન અવાજે પોતાની કહાંણી કહી. ફકત પ્યારને ખાતરજ તેણીએ આ કર્યું હતું તે તેને સમજાવ્યું સીધરાજના જીગરમાં આખરે બદી ફાવી.

શાહજાદા સલીમે તેને ગુલની દાસી પાસે સીધરાજના બે કાગળો ચોરાવ્યાં ને તે લઇ અલ્હાબાદ ગયો. ઇંદુમતીને સીધરાજની બેવફાઇની ખબર પુગાડતાં તેણી પહેલાં ગુસ્સે થઇ પણ શાહજાદાએ તેણીને સીધરાજનાં કાગળો આપ્યાં ત્યારે તેણીનું જીગર તુટી ગયું. તે છતાં તેણીએ શાહજાદાને પરણવા ધસીને ના પાડીને સલીમની પૂંઠે તેણીનો બાપ સાલુના આવ્યો. તેણે તેણીને સલીમની પરણેતર થઈ પોતાના હવાઇ કિલ્લા ખરા કરવા બહુ સમજાવી પણ તેણીએ તેને જરાએ મચક આપી નહિ. વધુ દબાન થતાં તેણી મોતને આધીન થશે એવું જણાવતાં તે ગુસ્સામાં ચાલ્યો ગયો.

અકબરે તોહીદે ઇલાહી નામનો નવો ધર્મ તૈયાર કર્યો હતો. તેનું બ્હાનું લઈ અકબર સામે કાવતરું રચવામાં આવ્યું હતું તેની ખબર મળી જવાથી પોતાના વફાદાર મિત્રો આગળ અકબર આ બાબે બળાપો કર્યો. મિત્રોની સલાહ અનુસાર તેણે આ નવા ધર્મ બાબે કશાં પગલાં ભર્યાં નહિ.

અબુલ ફેઝલનું ખુન રાજા વિરસીંહે કર્યું. સીધરાજ વખતસર ત્યાં જઇ પુગ્યો. અબુલે મરતીનો બલો સંદેસો અકબરને મોકલ્યો. તેના મત મુજબ તેણે જે કાંઇ કર્યું હતું તે વાજબીજ હતું. યોગી ગોરખે બદ્રીનાથનાં મઠવાળા ગુરૂ મહારાજને મારી નાંખવા પોતાનો ઠગ મોકલ્યો હતો. ગુરૂ મહારાજનો જાન લેવાને બદલે ત્યાંના વાઘનો તે ભોગ થઇ પડયો. મરવાની અણીએ તેણે પોતાનો ગુનાહ કબુલ્યો ને માફી મેળવી.

અકબરને અબુલ ફાઝલના મરણથી બહુ દુઃખ થયું. ગોવાનીઝ પાદરી એકવીવેરા ને અબદુલકાદર બીદાઉની અકબરને મળી દીલ્હી છોડી ગયા. બંનેની મુલાકાત જાણવાજોગ હતી. પેહલાનો અકબરને ખ્રીસ્તી કરવાનો ફાંફા ફાગ્યો નહતો ત્યારે બીજો અકબરને ધર્માંધ મુસલમાન કરી શકયો નહતો અકબરને ગમગીન જોઈ મુબારકે કિંમતી સલાહ આપી જેથી તે ખરેખર જાગ્રત થયો.

(પ્રકરણ ૧૩ ચાલુ)

જુદાઈ.

અને ખરેજ મુબારકના શબ્દો બરહક હતા. ધર્મની બાબતમાં અકબરના વિચારો ગમે તે હોય પણ સંસાર સુધારા ને પ્રજા રક્ષણના નિયમો માટે આજે પણ અકબરનું નામ ઘણા માન ને વખાણની લાગણી સહિત બોલાય છે. અકબરે ખરેજ આ બાબતમાં અવધી કરી પોતાનો આ દુન્યવી ફેરો સફળ કર્યો હતો.

'તું ખરો છે, મુબારક' શાહ અકબરે હવે ઉભા થઈ ટગર ટગર જોતાં કહ્યું. 'આપણે હવે કામ કરવું જોઇએ છે. શરીરને જરાએ રાહત આપ્યા વિના ઉમંગથી આગળ જવું જોઇએ છે. મેં મારા કિમતી ટેકા ગુમાવ્યા છે તો હવે તું મારી બાજુમાં રહેજે. જેવી રીતે તે મારા મિત્રો સુખી થયા હતા તેવીજ રીતે તું પણ થશે એવી મને ઉમીદ છે. આવતી કાલથી હું મારી આળસાઇ તજી મારાં કામપર ઉલટથી મંડીશ. મારાથી બનતું હું કરીશ પણ કોઇ કોઇવાર હું મારી ફરજમાં ભૂલતો થાઉં તો મને આજની પેઠે સમજાવી તું જરૂર ખરા માર્ગપર લાવજે. મને તારી પર સંપૂર્ણ ભરસો છે. ખુદા હાફીઝ, મિત્ર! મારી બંદગી કરી હું થોડા કલાકની હવે આરામ લઇશ.'

---

## પ્રકરણ ચૌદ

હિસાબ-ચુકતે.

નામવર શાહનશાહ અકબરે પોતાનાં લશ્કસરદારી લઇ ઉત્તર તરફ આગળ વધવા માંડ્યું હતું. બહાર આવેલી વિગતોપરથી એટલું ચોક્કસ માલુમ પડી આવ્યું કે તેઓ આગ્રાથી ઘણે દૂર નીકળી ગયા હતા. પોતાની સેના જોડાવાના હુકમોની રાહ જોતો સીધરાજ આગ્રામાંજ હતો. તેની ટુકડી તો સૌથી પાછળ ઉપડી હતી એટલે પોતાની ફુરસદનો દિવસ તે આખો દિવસ ગુલબદનગુલને ત્યાંજ ગુજારતો હોય તો તેમાં આઝી નવાઇ નથી. એક સાંજે તેણે પોતાનાં કદમો તેણીનાં મકાન તરફ ફેરવ્યાં—આગળ જેવી ખુશાલી ને ઉત્સાહ તેને હાલ થતો નહતો. તે તેણીપર અનેક રીતે હવે શકમંદ થવા લાગ્યો હતો અને આ ચાલુ, લાંબી મુલાકાતો ખાસ કરીને તે હવે તેણી તરફથી તે ભેદી ટોળીનો ભેદને વિગત જાણવાજ લેતો હતો. તેને ક્યાં ખબર હતી આજેજ તે જે જાણવા તલપતો તે પોતાની મેળે સાંભળનાર હતો.

એમજ માણુસ જાત પોતાની આંધળી ધુંધમાં મસ્ત થઇ પોતાના પાપોની ગઠડી ચાલુ બાંધ્યો જાય છે ને ઇશ્વરી ઇનસાફની જરાએ દરકાર કરતો નથી પણ જ્યારે હક ઇનસાફનો હાથ લંબાય છે ત્યારે તે આંધળાની આંખ પર ફરી વળેલો માયાવિ પડદો ઉંચકાઇ જાય છે તે ત્યારેજ, હે ત્યારેજ, તે પોતાને ખરા રંગ રૂપમાં જોઇ શકે છે.

દિવાલમાંના તે નાનકડાં બારણાં આગળ આવતાં તેની અત્યંત અજાયબી વચ્ચે હમેશની પેઠે તે બારણું બંધ કરેલું જણાયું નહિ. તે બારણું ઉઘાડુંજ હતું અને કુંચી તાળામાંજ હતી. નોકરની આ સાફ બેપરવાઇ હતી; ને તે માટે તેને શિક્ષા થવી જોઇતી હતી. તેની જરૂર જણાતાં હમેશની જરૂર નિશાની નહિ આપતાં તે ચુપચુપ અંદર આવ્યો અને પોતાની પાછળ સંભાળથી બારણું બંધ કરી તે આતુર કદમોએ આગળ ચાલ્યો.

એટલા આગળ આવતાં તે અજબ થતો સ્તબ્ધ થઇને ઉભો, કેમકે ઝડપુ કદમે તેણે એક શખ્સને અંદર આવતાં જોયો. તે એટલાની પાછળ સંતાઇ ગયો. તેની ભારે અજાયબી વચ્ચે તે શખ્સ કોઇજ નહિ પણ તેનો કાકો સાલુના તેને જણાયો..તે હાંફલો ફાંફલો થઇ ભારે ઉશ્કેરાયલો હતો. આવતાં સમેત તેણે જુસ્સામાં જણાવ્યું,

'આપણે ફસી ગયાં છ...કોઇએ શરમ ભરેલી રીતે ફસાવ્યાં છ!' અને આ ધડાકો

સાંભળતાં ગુલબદન ગુલ પણ ભયમાં થરથર ધ્રુજવા લાગી. ' નામવર શાહનશાહ તો આપણી દરેક યુકિતથી પૂરતા માહિતગાર જણાયા છે. કેમ આ બન્યું તે હું જાણતો નથી પણ બાબત સદંતર ખરી છે. મને ગોરખ તરફથી આ બાબેની ખબર આપવામાં આવી છે. તું જાણેછ તેમ ગોરખ હાલ છૂપા વેષમાં લશ્કરની સાથેજ છે. શરૂઆતથી દરેક વિગતની અકબરને ખબર છે એટલુંજ નહિ,પણ તેના જાસુસોએ આપણે કરેલા નવા ફેરફારોની બરાબર ખબર આપી છે. તે જબરો મદારી છે એટલે તેણે આપણને એવી ખબર પડવા દીધી કે તે આપણી પહેલી યુકિતથીજ વાકેફ હતો પણ નવા ફેરફારની તેની માહિતીની ખબર તેણે આપણને થવા દીધી નહિ કે જેથી તેના રચેલાં છટકામાં આપણ સઘળા સફાઇથી સપડાઇએ. હવડાં તે ને તેનું લશ્કર જાણે ખરેખર કાસ્મીરજ જતાં હોય તેમ બહાર નીકળી ગયાં છે તેમાં તો શક નથી, પણ તેણે એવી ગણત્રી કરી રાખેલી છે કે આપણે જરાબી પગલાં ભર્યે કે તેજ પળે તે પાછો ફરી ઝડપી કુચ કરી આગ્રા પાંચેક દિવસમાં આવી આપણને સપડાવી શકે. આપણે તો આપણી રીતેજ કામ કરતે. મેં શાહજાદા સલીમનેબી ચેતાવ્યો છે કે નકકી કરેલા દિવસે કોઇ પણ જાતનું પગલું ભરવું નહિ નકર કાલનો દુકાળ આજે પડી નાહક જીંદગીથી ઉખડી જવાનો સોદો છે. હાલતો સલીમને શાહનશાહ બતાવવાનો દિવસ દીલમાં રાખ્યો છે. પાછળથી નકકી થશે પણ મને તો આ પાણી એ વાટે ચડે એમ લાગતું નથી; કેમકે અકબરને આપણાં કાવત્રાંની સંપૂર્ણ ખબર પડતાં તે આપણુ લોકોને જીવતા છોડનાર નથી. અલબત સલીમને તો તે કાંઇ કહેશેજ નહિ. પણ આપણ બધાનું સાફ સાફ આવી બનવાનું. આ કારણે હવે તો સૌથી જાલેમમાં જાલેમ પગલું ભર્યા વિના આપણે માટે બીજો રસ્તો રહ્યોજ નથી.

' તે શું છે ? ' ગુલબદન ગુલે સવાલ કર્યો.

' ગોરખ અને તેના ચેલાઓએ હવે આપણને જોઇતી મદદ કરવી પડશેજ.' સાલુનાએ ઠંડે કલેજે જણાવ્યું. ' શાહનશાહ આગ્રા ખાતે પાછા ફરે તે પહેલાં તેમની જીંદગીનો અંત લાવવાની આપણ સર્વને ખાસ કરીને જરૂર છે. '

આ દગાહિણ શબ્દો સાંભળતાં સીધરાજનું શરીર થરથર કંપ્યું. પોતાના શાહનશાહ સામે આ કાવત્રું કરનાર તરફ તેને ભારે ગુસ્સો આવ્યો તેણે એકદમ સામે જઇ તેને મારવા પોતાનું ખંજર ખેંચી કાઢયું પણ વિચાર થતાં તે લગાર શાંત્ત થઇ ઉભો. તેની ખાતરી થઇ કે હજી વધુ ખબર તેને મળનાર હતી એટલે ઉતાવળા થવાની જરૂરજ ન હતી.

' સલીમને તો આ બાબતની ખબર પડવા દેવી જોઇશેજ નહિ ' તે દગાખોરે સમજાવ્યું. ' તેમજ તે બનાવ બન્યા પછી પણ તેને જણાવવામાં ફાયદો નથી. અલબત મનમાં તો તે સમજી જશેજ પણ જાણે તે સદંતર અજ્ઞાન હોય તેમ સફાઇથી વર્તશે, અને આપણને તો માનપાનથી નવાજવામાં કચાસ કરશે નહિજ. આવતી કાલે હું લશ્કર તરફ જાઉં છું કે જેથી ગોરખને મળી બધો તાગડો નકકી કરૂં. તે કયા છૂપા વેષમાં ત્યાં છે તેની મને ખબર છેજ. તારૂં કામ હવે સલીમને બોલાવી કુનેહથી તેને જોઇતી ખબર આપવાનું છે. રખે મારા પર શક આવે કરીને હું તો તેને મળવા જનાર નથીજ એટલે તારા સિવાય હવે તે કામ કરનાર બીજું કોઈ નથી. મને કહેશે કે હાલ તમો બંનેનો સંબંધ કેવોક છે ? '

' લાંબો વખત થયાં તે મને મળવા આવ્યો નથી. ' ગુલબદન મીઠાસથી બોલી. ' તેની આ લાંબી ગેરહાજરીનાં કારણોની મને જરાએ ખબર નથી, છતાં હું તેથી જરાએ ચિંત્તાતુર નથી. હું માનું છું કે ગમે તે ભોગે પણ તેમને પોતાના હડી સુલતાના તો બનાવવાનો ને બનાવવાનોજ. તેથી તો તે શાહનશાહ થાય ત્યાં સુધી હું તેને ઉડાવ્યા કરૂં છું. '

'અને તેટલો વખત તું મારા ભત્રીજાની સોબતમાં પસાર કરેછેને ? તું જાણેછ તેમ મેં તેને તારી સંભાળમાં મુકયો છે. પોરો ખરો બહાદુર નર છે ને મારી ખબર મુજબ તને પણ ઘણી ગમત પડે છે.'

'થોડો વખત તેમ હતું પણ હવેતો તે મને કંટાળા રૂપ થઇ પડયો છે. દરેક બાબતનો વિચાર કરતાં તે હવે જરાએ ઉપયોગી હોય તેમ લાગતું નથી. આબરૂને ફરજની બાબતપર તે ચાલુ બક બક કર્યા કરી મારૂં માથું ભેજું ખાઇ જાય છે. અજાયબી એ છે કે તે આટલું બધું સમજે છે છતાં આંધળો શા માટે થતો હશે ? આપણી ગરજ પૂરી થતાં હું તો તેને રોકડો પરખાવી દઇ મારા રસ્તાથી વચ્ચેથી દૂર કરવા માંગુંછું કેમકે તેમ ન થતાં સલીમ સાથના મારા વ્યવહારમાં તે ખલલ પુગાડે તેમ છે.'

'એ શું છે ?' વરંડાના બાગવાળા ભાગ તરફ ફરતાં ચોંકીને સાલુનાએ પૂછ્યું. 'મેં કોઇનાં પગલાંનો અવાજ સાંભળ્યો. શું ત્યાં કોઇ વગર ઇજનનો પરોણો તો ઉતરી પડયો નથી ને ?'

'તે કેમ બને ?' ગુલબદન હસી. 'બાગમાંનું બારણું તો તમે બંધ કરેલું છે ને ?' સાલુનો ભૂલી ગયો કે ઉશ્કેરાટને ઉતાવળમાં તે બારણું ઉઘાડુંજ નાંખીને ચાલ્યો ગયો હતો. 'પેલી તરફથી તો કોઇપણ જાતની ધાસ્તી છેજ નહિ કેમકે આજે સહવારનો મુબારક લશ્કર સાથે જોડાવા નીકળી ગયો છે. તમે આ રસ્તે જાઓ. એજ ડહાપણ ભર્યું છે. સીધરાજનો આવવાનો વખત થયો છે તે કદાચ તે આવતો હશેજ. કાકા ભત્રીજા તમે એક થઇ જાવ તે તમો બંનેને શોભા ભરેલું લાગશે નહિ.'

'ત્યારે બધું બરાબર નક્કી છે ને ?' સાલુનાએ કહ્યું. 'તું સલીમને અને આગ્રાના આઇણ ભાઇઓને સમજાવવાનું માથે લે છે એટલે અકબરને હું જોઇ લઇશ. ખુદાની બરકતથી હું જો ફતેહમંદ થઇશ તો આપણે અને આખી પ્રજા તેના ત્રાસમાંથી તો ખરેજ છુટીશું ને આપણી મરજી મુજબ કરીશું.'

ડોકાંના નમન સાથે સાલુના બાજુમાંનો પડદો ખસાડી જૂદેજ માર્ગે ચાલ્યો ગયો કે જે માર્ગની સીધરાજને ખબર ન હતી. સૌથી પહેલાં તેનો વિચાર તેના કાકાની પૂઠે જઇ મારવું યા મરવું નો હતો પણ અંજાણ્યુ માર્ગને લીધે તે તે વિચાર અમલમાં મુકી શકયો નહિ.

તેને માટે હવે સૌથી સહેલો ને સરળ માર્ગ ત્યાંથી નીકળી જઇ નામવર શાહનશાહને ખબર આપી તે કાવત્રું, નિષ્ફળ કરવાનો હતો. પણ તે માત્ર એક કંગાળ રમકડું હતો એવો ખ્યાલ દૂર કરાવવાનો તેનો લોભ રહ્યો નહિ. તેને તે ઝેરી નાગણ સામે ભારે ક્રોધ આવ્યો હતો. ફુંફાડા મારતો તે ઓટલા પર કુદી આવ્યો ને તેણી સામે ઉભો રહી બખાળ્યો,

'દગાખોર શયતાન ! તેં મને રાજદ્રોહી બનાવ્યો કે ? પણ યાદ રાખ કે તું કે તારો પેલો ખુની મદદગાર કદીબી ફાવવાના નથી ! હું તને કંટાળો આપુંછ ને ? ઠીક છે, હું શું કરીશ તે તને બતાવીશ.'

'હાઆહ ! કંગાળ ત્યારે તું છૂપાઇને સાંભળતો હતો કે ?' તે ડંખેલ નાગણ એક મસ્ત વાઘણની પેઠે ફુંફાડા મારી ભારે ક્રોધમાં પોતાનો ચ્હેરો બદતર કરતી બરાડી. 'તું હવે હમોને સપડાવવા માંગે છે કે નીચ કુત્તા !—તેમ હું કદીબી થવા દઇશ નહિ.'

અને હજી સીધરાજ તેણી શું કરવા માંગતી હતી તેનો વિચાર કરે તે પહેલાં, બાજુમાં પડેલું ખંજર ઉંચકી તેણી તેની સામે ધસી ગઈ. તે કાતીલ ફટકો અટકાવવા તે કોશેશ કરે તે પહેલાં તો તેણે બારણાં આગળ એક આંકારને આવી ઉભેલો જોયો કે તેનો લંબાયલો હાથ લબડી પડયો. તે આંકાર ગુલબદનની પછવાડે

અચાનક નીકળી આવ્યો હતો અને તે ડંખેલ નાગણનો ખંજર સાથનો ઉંચકાયલો હાથ તેના જોરેમંદ હાથમાં પકડાયો હતો.

ગુલબદન તુરતજ પાછળ ફરીને જોતાંજ તે ભયમાં ચીસ પાડી નીચે ગબડી પડી. તેણીની પાછળ ઉભેલો શખ્સ કોઈજ નહિ પણ મુબારક હતો અને તેની પાછળ બે નોકરો નાગી તરવાર સાથે ઉભેલા હતા.

' દયા ! ' તેણી લગાર સાવધ થતાં કરગરીને બોલી. સીધરાજ તો તે દેખાવ જોતાં પૂતળાંની પેઠે જડ થઇ ગયો હતો ને તેનું મોઢું ગોયા સીવાઇ ગયું હતું.

' દયા, મારા ધણી, મારા સરતાજ, દયા ! ' અને તેણીએ વાંકી વળી પોતાનું સુંદર બાલોવાળું ડોકું નમાવ્યું ને ફસડતી જઇ તેણી તેના પગપર માથું મુકવા ગઈ કે તેણી જાણે ઝેરી અઝદાહ હોય તેમ કમકમીને તે તેણીથી પાછળ હઠયો.

' હટ ! ' તેણે લાત મારવા પોતાનો પગ ઉંચકતાં બરાડ પાડી. ' મને અડકતીબી ના. બાંધો એને ' તે પોતાના નોકરો તરફ જોઇને તરડાયો, ' હાંથી એને સીધી મથુરામાંના મારા કિલ્લામાં લઇ જાઓ. ત્યાં એનાપર સખતમાં સખત જાપતો રાખજો. જો એ બહારના કોઇબી સાથે જરાબી સંબંધ રાખવાની સેહેજબી હીલચાલ કરે તો જે શિક્ષા અમલમાં મુકતાં આજે મેં અટકાવી છે તે અમલમાં મુકજો. આજ પછી હું એનું કાળું મોંહ આતો શું પણ પેલી દુન્યામાં વરીક જોઇશ નહિ. '

ત્યારપછી તે ગુંદણ પડયે પડી તેના તરફ કરગરતી સ્ત્રી તરફ તે ફર્યો; પણ તેના શબ્દોએ તે ઘાતકી શિક્ષામાં જરાએ ઘટાડો કર્યો નહિ.

' કંગાળ કાબા ! ' તે તરડાયો. ' તને તારી જીંદગીની હજી કાંઇક આશા છે ને ? આજ પછી આ દુન્યામાં તારૂં નામ મારી જબાંપર આવશે નહિ છતાં તું ભવિષ્યની આશાના હવાઈ કિલ્લા બાંધે છેને ? તું મારા કરતાં એક વધુ બળવાન નરની આશરાપર કુદકા મારે છે ને ?

તું એમ માને છે કે તારો સલીમ તને જરૂર સાચ્ચો નીવડી તને બચાવી, કેદમાંથી છુટકો કરશે, પણ નકામા સુઝમાં રોજા ના ખોલ. સલીમને પણ તેં ઠગ્યો છે તો તેણેજ આ કમબખ્ત શખ્સ સાથના તારા સંબંધની મને ખબર આપી છે. આ તેજ તારો સલીમ છે કે જેને તું તારી મોંહ જાલમાં આબાદ સપડાયલો માને છે. '

તે આ બોલતો હતો તે વેળા ગુલબદને પોતાનું ડોકું ઉંચક્યું હતું ને આતુરતાથી સાંભળવા માંડયું હતું. તેના છેલ્લા શબ્દો સાંભળતાંજ તેણી બેભાન હાલતમાં લાંબી છર થઇને પડી.

' તમોને કહ્યું'છ તેમ કરો ' મુબારકનો હુકમ છુટયો કે તે નોકરો બહુ ઝડપથી તેણીને ઉઠાવી ગયા.

' અને હવે તું ' તે પોતાની તરવાર ખેંચી સીધરાજ તરફ ફરતાં બબાડ્યો.

' મેં મારી જીંદગી ગુમાવી છે ' સીધરાજે નમ્રતાથી કહ્યું. ' મારો ! તમારા હાથથી મોત સિવાય બીજું કશું હું માંગતો નથી. મારાં પાપોનું પ્રાયશ્ચિતજ એ છે. '

' તે હું સમજું છું ' મુબારક વિચાર કરતો બોલ્યો અને ધીમેથી તેણે તે તરવાર પાછી ખોસી. ' પણ હું તારી ઇચ્છા મુજબ કરવા માંગતો નથી. આવી બાબતમાં બીજાઓ જુદીજ રીતે કામ લઇ શકે છે. એક મુસલમાન તારૂં ડોકું તેના પગતળે કચડાયલું જોવા ઇચ્છે એક હિંદુ તને ફાંસો મારવા ઇચ્છે ને એક ખ્રિસ્તી તારી સાથે લડાઈ કરવા ઇચ્છે પણ મને આ માર્ગો પસંદ નથી. તું જા, દુન્યામાં જીવ ને હાંથી વગર ઇજાએ જા. તું જીવજે ને જીવીને જે દુષ્ટ કર્મ તેં કર્યું છે તેનો, તું કે જે, એક ઉમરાવ કહેવાતો હોઇ પરોણાગ-

ત ને મિત્રાચારીનો જે કમકમાટ ભર્યો બદલો તેં વાળ્યો છે તેનો ચાલુ વિચાર કરતો રહેજે. પાક ખુદા તને કદીએ આ દુષ્ટ યાદ ભૂલવા દેશે નહિ પછી તું ગમે તેવા મોટા દરજ્જા પર જઇ જાહો-જલાલી કાં ન ભોગવે ? જેમ જેમ તારો દરજ્જો વધશે, જેમ જેમ તું કિર્તિ ને આબરૂમાં વધારો તેમ તેમ તને મિત્રાચારીના આવા દગાખોર બદલાની યાદ વધતીને વધતી રહેશે. આ મારા શ્રાપ તારા પર છે. હે, બાંપ ! એ એને ફળજો ને એ રીબીરીબીને મરજો. ચાલ, નીકલ ત્યાંથી ! તારા જેવા કંગાળ ડોરધાનું મોંહ પણ જોવું ના સજાવાર છે.'

મુબારકના ધિક્કાર ભર્યા દેખાવ તરફ જરાએ નજર કર્યા વિના ફટકાવી કાટેલા કુતરાની પેઠે બે પગ વચ્ચે પૂછડી ઘાલી, નીચે નજરે ભારે શરમમાં સીધરાજ ત્યાંથી નીકળ્યોને છાકટાની પેઠે લથડયાં ખાતો તે તે ઉઘાડાં બારણાંમાંથી બહાર નીકળ્યો. પોતાની આસપાસ શું બનતું હતું તેનું તેને જરાએ ભાન હતું નહિ. રાત ઘણી વહી હતી છતાં તે નદીના કિનારા પર રખડવા લાગ્યો. તેણે મજુરોને એક મછવામાં માલ લાધતા જોયા. તે વિચારમાં પડયો કે મોઠી રાત્રે આવી મહેનત કરવાનું શું કારણ ? તેથી જાણે તેનું લુટાઇ જતું હોય તેમ તેમ તે દરેક હીલચાલ તપાસવા લાગ્યો. જરા ભૂલ જોતાં તેના ડોળા ચઢી જવા લાગ્યા ને જરા જરામાં તેને ભારે ઉશ્કેરાટ થવા લાગ્યો. ત્યાંથી આગળ ચાલતાં મસાલની બત્તીના ઉજાસમાં પાસા વડે જુગાર રમતા ને ગાંજો, ભાંગ પીતા સીપાહો તેની નજરે પડ્યા. તેને વિચાર થયો કે સાથે રમવા ને પીવા તે બેસી જાય તો એર બી ગમત. તે તેમ કરવા જતો વઠીક હતો તેવામાં નામવર શાહનશાહનો જાન લેવાનાં કાવત્રાંનું તેને ભાન થયું. મુબારકે જો બધી વિગત સાંભળી હશે તો તે સેહલાઇથી અકબરને જણાવે તેમ હતું. પણ તે સવાલનો જવાબ લગાર શંકમંદ હતો. ધારો કે તેણે તે ન જાણ્યું હોય તો ? તો કાં નહિ તે પોતે એક પળ પણ ગુમાવ્યા વિના જાતે જઇને ખબર આપે ? સાલુના તો કાલે સહવારે નીકળવાનો હતો તો તે પોતે અબઘડી નીકળતાં તેની આગમજ બીશક જઇ શકશે.

આ વિચાર થતાંજ તેને તે અમલમાં મુકવાને જરૂરી જણાયો. તે સીધો શહેરમાં ઝડપુ કદમે ગયો કે જે તરફ તેની લશ્કરી ટુકડી હતી. પોતાના મદદનિશને બોલાવી પોતાના ઓદ્દાનો ચાર્જ તેને આપી તે પોતાનાં મકાને ગયો ને પોતાના નોકર વત્સાને બોલાવી મુબારકની ભેટવાળો ઘોડો તૈયાર કરાવ્યો કે જે પર ગુલબદનનું ખરૂ નામ જાણ્યા પછી તેણે સ્વારી કરી ન હતી; પણ પોતાના નામવર શાહનશાહની સેવા માટે તે તે પર સ્વાર થયો.

'મારી પાછળ લશ્કરમાં આવવાની તૈયારી કર' ઘોડાપર બેસતાં સીધરાજે જણાવ્યું. 'પણ થોડે દૂર રહેજે. એક કલાક પછી તું નીકળજે. યાહોમ ઘોડો હાંકજે ને જરૂર પડે તો આ જરૂરી સંદેશો તું પુગાડજે.' તે પછી નામવર શાહનશાહ સામેનાં કાવત્રાંનો જરૂરી ભાગ તેણે તેને જણાવ્યો ને ફરમાવ્યું કે લશ્કરમાં જો તે પોતે આવેલો ન જણાય તો નામવર શાહનશાહને મળી તે વિગત જણાવવી. ફરી એકવાર આ બાબે ઘટતો હુકમ આપી તેણે પોતાના ઘોડાને એડ મારીને તેને ચારે પગે છોડી મુક્યો.

તે યાહોમ ધસ્યોજ ગયો. ના તેણે આસાયશ લીધી કે ના તેના જાનવરને આપી. ફક્ત પાણી પાવા કે ચંદી ખવાડવાને થોભતો ને તેમ તેમ કરતાં જાતે તે જાનવરને માલીસ કરતો. બહુ જલદીથી તે હવે લશ્કરને જઇ મળ્યો. ત્યાં

જતાંજ નામવર શાહનશાહને મળવાની તેણે ઉતાવળે માંગણી કરી જે થોડીક ઢીલ પછી તેને રજા આપવામાં આવી.

'તું ત્યાં શું કરે છે ?' તેને જોતાંજ અકબરે તેને ભખી ખાધો. 'તને તારા આગ્રાનો કિલ્લો છોડી ત્યાં આવવાની કોણે રજા આપી ?

'મુરબ્બીજી' સીધરાજ નમ્રતાથી બોલ્યો. 'જો આ સિવાય વધુ બુરી ખબર મારે જણાવવાની ન હોતતો હું મને મોટા ભાગ્યશાળી સમજત. પણ હુંતો મને પોતાને મહાન ગુનાહ માટે ગુનેહગાર તરીકે જાહેર કરવા આવ્યો છું. એક સીપાહ જનુનમાં જનુન ગુનાહ કરે તેવો રાજદ્રોહનો કંગાળ ગુનાહ મેં કર્યો છે.'

'હું તે ધારતોતોજ' શાહનશાહે કહ્યું. અને તેથી તો મેં તને તારી જગ્યા ન છોડવાનો હુકમ આપ્યો હતો, અને હવે તું જાતે આવી તારી બદમાશીની વાતો કરે છે. ઠીક છે; બોલ, તું શું કહેવા માંગે છે ?'

પોતાથી બને તેમ ટુંકમાં કાંઇબી વિગત છુપાવ્યા વિના કેવી રીતે ગુલબદન સાથે તેનો મેળાપ થયો હતો, કેવી રીતે તેણીએ તેને સપડાવ્યો હતો તે જણાવી કેવી રીતે તે પોતાના મિત્રને દગાખોર નીવડી શાહનશાહ તરફ બેવફા થયો હતો તેની વિગત નિવેદન કરી. આ સાંભળતી વેળા અકબર પોતાના તંબુમાં આમથી તેમ ફેરૂ ફરતો હતો, તેની અંતરની લાગણી શું હતી તે તેના ચ્હેરાપરથી જરાએ જણાતું નહતું; પણ જેવો સીધરાજ પોતાની વિગત જણાવી રહ્યો કે તેની આગળ આવી તેમણે કરડા અવાજે કહ્યું,

'તારા ગુનાહ માટે મોતની શિક્ષા લાયક છે.'

'તે હું અચ્છી રીતે સમજું છું, મારા નામવર મુરબ્બીજી' તેણે નમનતાઇથી સર ઝુકાવતાં કહ્યું. 'અને તેથીજ હું આપ મુરબ્બીજીના હાથે મારી શિક્ષા ખમવા આવ્યો છું.'

'જ્યારે તારૂં પાપ જણાઇ આવ્યું હતું એવું તેં જાણ્યું ત્યારે ન્હાસીને કેથે ભરાઇ કાં ન ગયો ?'

'દરેક ગુનાહની શિક્ષા જતી નથી. દુન્યામાં બીજાઓથી ધિક્કારાતોને મારી જાતને પોતાને શ્રાપ દેતો હું કેવી રીતે તે શિક્ષાનો બોજ માથે ઉઠાવ્યા વિના મારૂં મોંહ બીજાઓને બતાવી શકું !'

'પણ તું એકદમ તારા આ ઠરાવ પર કેમ આવ્યો ? આ માટે તને કાંઇબી કારણ મળ્યુંજ હોવું જોઇએ. મને લાગે છે કે તેં બધી વિગત મને જણાવી નથી. હજી તારી વાત અધુરી છે.'

'આપ મુરબ્બીજી વાજબી છો, પણ મારે જે કહેવું છે તે હવે મારે માટે આપ નામવરનો છેવટનો હુકમ થવો પછી જણાવવામાં કશી અડચણ નથી. બીશક, મારી ના મરજી છતાં મારા પર જે સર્વોપરી સત્તા તે સ્ત્રીએ ભોગવી હતી તે હાલમાં એકદમ તૂટી ગઇ છે. મારી આંખો પર ફરી વળેલો અંધકારનો પડદો નીકળી ગયો છે અને બહુજ મોડેથી હું કેવો હતો, કેવો ગુનેહગાર બન્યો હતો ને કેવી શિક્ષાને લાયક ઠર્યો હતો તે જાણી શકયો છું.'

અને આ પછી તેણે તે સાંજની મુલાકાત, સાલુનાને ગુલબદન વચ્ચેની વાતચીત, તેણીએ ઉગામેલાં ખંજરની વિગત તથા મુબારકની આમદને તેના શ્રાપની વિગત બારીક બારીક રજુ કરી.

આ છતાં શાહનશાહના ચ્હેરા પર જરાએ ફેરફાર થયો નહિ. તેઓ તો ઉલટા વધુ ઝડપે કદમે તંબુમાં ફરવા લાગ્યા. તે વાત પૂરી થતાં તેઓ વચ્ચે પાંચ મીનિટ ચુપકીદી ફેલાઇ ને, તે પછી તેઓ તેના તરફ ફર્યાને બોલ્યા,

'ખીરાક, હું જે તને શિક્ષા કરૂં તે પર તારી છેલ્લી વિગત મોટી અસર કરશે એમ તેં માન્યું છે તેમાં તારી ગણત્રી ખરી છે. તેં મારી તેમજ મારી શાહનશાહતની સૌથી મોટી સેવા બજાવી છે. તું જો એમ ધારતો હોય કે મેં કરેલી શિક્ષા પાછી ફરે તેમ નથી તો તેમાં તારી મોટી ભૂલ છે આ ગુનાહને માટે મોતની શિક્ષા પાત્ર છે પણ તેથી એમ ઠરતું નથી કે તે ગુનેહગાર દયાને પાત્ર જ નથી. આ બાબતમાં તારો કેસ વિચારવા જેવો છે. તારી છેલ્લી વિગત હું નહિ પણ જાણતે તો એ હું મારો હુકમ ફેરવી તને માફી બક્ષતે. સીધરાજ, તેં મારી સામે અજીમ ગુનાહ કર્યો છે ને તે કરતાં કાંઇક બદતર ગુનાહ મારા અંગત મિત્ર સામે કર્યો છે. તું ખરો ગુનેહગાર નથીજ. તું તો ફક્ત અસાધારણ મોટી લાલચનો ગુલામ બન્યો છે. કમનસીબે આ લાલચ કેવી હોય તે હું અચ્છી રીતે સમજું છું. હું જોઇને ખુશ છું કે આબરૂને કીર્ત્તિની લાગણી હજી તારાં જીગરમાંથી ગુમ થઇ નથી. ઓર તે તારા સ્વપ્નામાંથી તું જાગ્રત થયો કે વધુ જોશથી પ્રગટી નીકળી છે. હું તને કાંઇક તારા ગુનાહ માટે ઓપરે ચઢાવતો નથી કે તે અજીમ ગુનાહ ન હતો એવું માનતો નથી. પણ હું એવું પણ નથી માનું છું કે તું તે વર્ગમાંનો નથી કે જેમાંના ગુનાહગારોને આ દુન્યામાં એક ઘડીભર પણ જીવતા રાખવામાં મહાન પાપ છે. મારી ખાતરી છે કે તારૂં ભવિષ્યનું વર્ત્તન તારી આ બદમાશીની યાદ ધોઇ નાંખશે ને આજની તારી વળણપરથી હું મજબુત માનું છું કે મારી સાથે દગો કરવા તું કદીપી આ દુન્યામાં લલચાશે નહિ. આ કારણે હું તને તારી જીંદગી બક્ષુ છું અને તારો દરજ્જો તને પાછો એનાયત કરૂં છું. ફરીથી બીજીવાર મને તું ઠગશે નહિ એવી મને સંપૂર્ણ આશા છે.'

પાંચ મીનિટ સુધી સીધરાજ એક શબ્દ બોલી શકયો નહિ. તેની આંખોમાંથી દડદડ આંસુઓ પડયાં ને તે ગુંહણુ મંડયે પડયો ને તેમના ઝભ્ભાને અદબથી ચુમ્યો.

'હું તમારો મોટો આભાર માનું છું, મુરબ્બીજી' અકબરે તેને ઉઠવાની ઇશારત કરી કે ઉઠતાં તે ઘણીજ તાબેદારીથી બોલ્યો. 'તે આ જીંદગી માટે તો નહિજ, કેમકે આ બનાવ પછી મારે મનથી આ જીંદગી કેવળ નિર્થક થઇ પડી છે. હું તમારો આભાર એ માટે માનું છું કે આપે મને મારાં પાપો ધોઇ નાંખી જોઇતું પ્રાયશ્ચિત કરવાની મને ઉત્તમ તક આપી છે. એકજ મેહેરબાનીની હું આ રજુ કરૂં છું જો બક્ષવા આપ જરૂર કૃપાળુ થશો તો અહોનિશ આભારી થઇશજી. ઉત્તરમાં લૂટારૂઓની ટોળકી સામે જે મોટી લડાઇ આપે શરૂ કરી છે તેમાં ભાગ લેવા મને રજા આપો તો મારે મનથી દુન્યાની દોલત મળશે.'

'આ તારી માગણી મંજુર કરવામાં આવે છે' નામવર શાહનશાહે હસીને કહ્યું. 'પણ તે આગમજ હું તને બીજું કામ સોંપવા માંગુ છું. મારા સૌથી વફાદાર સીપાહોમાંના થોડાક હું તને આપીશ. તે મને લઇ તું જે રસ્તેથી આવ્યો તે રસ્તે જા. સાલુના તને મળશે તો તેને પકડી એટલી બધી ચાલાકીથી તેને લાં ઉંચકી લાવ કે ગોરખનાં રૂવાંને પણ તેના પકડાવાની ખબર મળે નહિ.'

નામવર શાહનશાહની ઇશારત થતાં તે મુલાકાત ખતમ થઇ. એક કલાકમાં પેહરેગીરોના વડાએ સીધરાજને તેના હાથ નીચેનાં માણસોની તૈયારીની ખબર આપી કે ફરી પાછો તે રસ્તે પડયો. પોતે ધારતો હતો તે કરતાં વધુ જલદી તે પોતાના કાકાને મળ્યો કે જે ભારે ઉતાવળમાં પોતાના બે નોકરો સાથે યાહોમ મુસાફરી કરતો હતો. તુરત તેમની આસપાસ તે ટુકડી ફરી વળી ને તેમનાં હથ્યારો ખુંચવી લઇ તેમને કેદ કરવામાં આવ્યા. સાલુનાએ થોડોકવાર પોતાનો

બચાવ કર્યો પણ ચોમેરથી તેને ઘેરી લઇ પકડવામાં આવ્યો. અત્યારસુધી જે ભત્રીજાને તે તુચ્છકારતો હતો તેજ ભત્રીજાના હુકમથી તેને કેદ કરવામાં આવ્યો હતો તે જોતાં તેને ભારે ક્રોધ થયો. રસ્તે જનાર કોઇ તેમને ઓળખે નહિ તે માટે તેમને મોંઢે બુકાનીઓ બાંધવામાં આવી ને ઘણીજ ચાલાકીથી કોઇની પણ નજર પડયા વિના તેમને છાવણીમાં લઇ જવામાં આવ્યા.

નામવર શાહનશાહના તંબુમાં તેના બંધ છોડાવવામાં આવ્યા ને ત્યાં શાહનશાહને સીધરાજ સિવાય બીજું કોઇ રહ્યું નહિ.

'સાલુના, તારી દગાબાજીને તારાં છેલ્લાં કાવત્રાંથી હું પૂરતી રીતે માહીત છું' શાહનશાહે તરડાઇને કહ્યું. 'તારા ભત્રીજાએ તમામ વિગત મને જણાવી છે. મરવાને માટે તૈયારી કરે—જલ્લાદો તારી રાહ જુએ છે.'

ભારે ગુસ્સાને ધિક્કારથી સીધરાજ તરફ જોઇ સાલુના અકબરના પગ આગળ લાંબોછર થઇને પડયો ને જમીનપર પોતાનું કપાળ મુકયું.

'મારી જીંદગી બચાવો' તે કરગરવા લાગ્યો. 'ઓ ભલા ને દયાળુ દીલના શાહનશાહ, તમારે જોઇએ તેવી શિક્ષા મને કરો પણ મારી જીંદગી બચાવો. હું બધું કબુલીશ ને જે જાણતો હોઇશ તે તમોને જણાવીશ.'

'સાલુના!' અકબરે ભારે તુચ્છકારથી તરડાઇને જણાવ્યું. 'હું ધારતો તોજ કે તું કંગાળ દગાખોર ને બદમાશ છે પણ તું આવો કંગાળ હીચકારો છે એમ મને ખબર નહતી. તારી વિગતોની મને જરૂર નથી. તે બધી નકામી કેમકે હું તે દરેકે દરેક જાણું છું. ફક્ત યોગી ગોરખ કયા છુપા વેષમાં આ લશ્કરમાં છે તેજ હું જાણતો નથી.'

'તે હું આપને કહીશ' સાલુનાના જીગરમાં આશાનું કિરણ પ્રગટ થતાં તેણે આતુરતાથી કહ્યું. 'તેને કયાં પકડવો તે હું તમોને બરાબર કહીશ ને તે પછી તમો—'

'તો હું તને તારી શરમ ભરેલી જીંદગી પાછી આપીશ, પણ જો તારી ખબર જરાખી ખોટી ઠરી તો યાદ રાખજે કે તારે માટે જલ્લાદ તૈયારજ છે.''

સાલુનાએ હવે તમામ વિગત જણાવી કે જે પરથી ગોરખને પકડવાનું તમામ સહેલ હતું.

'એના પર બારીક દેખરેખ રાખજો' શાહનશાહે હવે સીધરાજ તરફ ફરીને ફરમાવ્યું. 'અને તમે પોતે તમારાં માણસો સાથે આ કાશ્મીરની શોધમાં જાઓ ને જેવો તે તમારા દાવમાં આવ્યો કે તેને નજદીકના ઝાડ પર લટકાવી ફાંસી દેજો.'

આ હુકમ એકદમ અમલમાં મુકવામાં આવ્યો. દુર્ગા દેવીના ભકતની તુરત શોધ કરવામાં આવીને અડધા કલાકમાં તો તે તેમના હાથમાં કેદ પણ થયો.

'હા, મારા જવાન દોસ્ત, તારે માટે મેં આટલું બધું કર્યું તું તેનો બદલો તું આમ વાળે છે કે?' તે પોતાના ધિક્કાર ભર્યાં હાસ્ય સાથે સીધરાજ તરફ જોતો બોલ્યો. 'છતાં લીખ્યા લેખ ટળનાર નથી. જરા મારા પર મહેરબાની કરશે; બીશક તને તેના પૈસા બેસવાના નથીજ. મને સપડાવનાર કોણ છે તે કહેશે વારૂ? સાલુના સિવાય બીજો કોઇજ હોય નહિ. ખરી વાતને?'

'હા' સીધરાજે જણાવ્યું ને તે પછી માણસોને ફરમાવ્યું. 'બહાર ચાલો! આ ચંડાળને છાવણીમાંથી બહાર કાઢો ને નામવર શાહનશાહનો હુકમ તાકીદે અમલમાં મુકો.''

'મારે માટે શો હુકમ થયો છે?'

'ઝાડ પર ફાંસીથી લટકાવવાનો!'

'ઓહ! તે તો મને લાયકજ છે' તે હસ્યો.

તેને બાંધવાની કશીએ જરૂર પડી નહિ કેમકે છટકવાનો સહેજભી પ્રપંચ કર્યા વિના તે બે સીપાહોની વચ્ચે ગુપચુપ ચાલ્યો.

થોડોક વખત સુધી સીધરાજની નજર તેના કેદી તરફ ફરી નહિ, પણ છાવણી છોડયા પછી જેવો સીધરાજ પોતાના માણસોને હુકમ આપવા પાછળ ફર્યો કે તેણે તે યોગીને પોતાના ડાબા હાથમાં પકડેલાં એક લાંબાં પાંદડાંપર કાંઇ લખતાં જોયો. તે પાંદડું તેણે રસ્તામાંથી તોડેલું હોવું જોઇયે યાતો પોતાની પાસે સંતાડેલું હોવું જોઇએ. બીજી પળે તેણે તે હવામાં ઉંચે ઉંચક્યું ને પંખાની પેઠે હીલવ્યું.

'એઇ ખાવંદા !' સીધરાજ તરડાયો. 'એ તારી સીફત લાં નહિ ચાલશે હ ! તું કાંઇ હવે છટકવાનો નથી. એકદમ એ પાંદડું ફેંકી દે ! તારી જાદુઇ હવે ગજવામાં ન રાખ.'

ગોરખે હસીને હવામાં બે નિશાન કરીને તે હુકમને માથે ચઢાવ્યો. તે પાંદડું નાંખ્યા પછી તેઓ આગળ વધ્યા. દશ મીનિટ પછી દુર્ગાદેવીના તે ભક્તનું મૂહડું ઝાડની ડાળી નીચે જીવ વગરનું હવામાં ડોળવા લાગ્યું.

આ અરસામાં બે શખ્સો જેઓ દેખાવે કોઇ ઉમરાવના નોકરો જેવા હતા તેમણે આ ધરપકડ જોઇ હતીતેથી તેઓ ગુપચુપ કોઈ જોય નહિ તેમ તે ટુકડીની પાછળ ધીમે ધીમે શું શિક્ષા થાય છે તે જોવા ગયા હતા. ગોરખે નાંખેલાં પાંદડાં આગળથી જેવા સીપાહો પસાર થઈ ગયા કે તે બંને જણા તેની શોધમાં ધસ્યા. પાએક કલાક પછી એોના હાથમાં તે પાંદડું આવ્યું. તેપર અણીદાર ચીજે કાંઇક અક્ષરો લખવામાં આવ્યા હતા. બંને જણાએ તે સંદેસો વાંચવા પછી એકે પોતાનાં કપડાંમાં સંભાળથી સંતાડયો ને બેઉ છાવણીમાં ગયા.

નામવર શાહનશાહ ને ગોરખ યોગીનાં મોતની ખબર મળતાંજ તેમણે સાલુનાને તેની જીંદગી બક્ષી, છતાં તેણે કેટલાક સીપાહોના પાહરામાં આપવામાં આવ્યો ને તેમને ચાંપતી તપાસ રાખવાનું ફરમાવવામાં આવ્યું. લડાઇ પૂરી થયા પછી તેને શું શિક્ષા કરવી તેનો વિચાર કરવાનું નકકી રાખ્યું હતું. તે ધારતો હતો કે અકબર જીવશે ત્યાં સુધી કોઇ કિલ્લામાં કેદ થવું પડશે પણ સલીમ ગાદીનશીન થતાંજ તે માન પાનથી મોટો દરજ્જો પામશે ને સીધરાજ પર વેર લેવાની તેને જોઇતી તક મળશે.

અલબત તેના પર બારીક દેખરેખ હતીજ નહિ એટલે તેને કોઇભી મળી શકતું હતું. એક સાંજે એક ભપકા ભરેલા પોષાકવાળો નોકર તેની આગળ આવ્યો ને તેના હાથમાં ગુપચુપ ગોળ વિંટાળેલું પાંદડું મુકીને ચાલ્યો ગયો. તે શું હશે ? શું તેના કોઇ મિત્રો તરફનો સંદેશો હશે યા તો ગુલબદન તરફનો રૂકકો હશે કે જેમાં કેમ છટકવું તે તેણીએ જણાવ્યું હશે.

'સાલુના' તે વાંકાચુકા અક્ષરોમાં વિગત હતી. 'નામવર શાહનશાહે મને ફાંસીની સજા કરી છે. તેઓ તારી સેવા બજાવવા મરણ પામનાર નથી. દુર્ગા દેવીએ પોતાના ભોગ તરીકે તને પસંદ કર્યો છે કેમકે તેં મને સપડાવ્યો છે, દગાખોર !'

ભારે ભયથી કુલ્લુ સાલુના ફીકકો ફચ પડી ગયો. તે પૂતળાંની પેઠે અવાચક થઇ ગયો ને તેના હાથમાંથી તે પાંદડું નીચે પડયું. તે શબ્દોનો શું અર્થ હતો તે તે અચ્છી રીતે સમજતો હતો અને તે માનતો હતો કે આ સજા કદીભી ફેરવાય તેમ નહતી. દુર્ગા દેવીના ભક્તનો આ છેલ્લો હુકમ ગમે તે ભોગે અમલમાં મુકાવાનો હતો. ચાહે હજારો ચેલાઓનો જાન જાય પણ તે હુકમ અમાન્ય તો થાયજ નહિ. શું ત્યારે તેને મારે

કોઇ પણ જાતની આશા કે સંભવ હતોજ નહિ? ખરેજ તેણે પોતાનું કપ્પાળ કુટીને કબુલ્યું કે ભવિષ્ય ભયાનક હતું. આહ! તે જો આગ્રામાં કે કોઇ કિલ્લામાં હોય તો વાત જૂદીજ હતી; કેમકે ત્યાં આ ખુલ્લાં ચોગાનની પેઠે કોઇથી સેહેલ દાખલ થવાય તેમ નહતું. તે બાપડો તો લશ્કરના છેલ્લા ભાગમાં હતો એટલે બહુજ ધીરે આગળ જવાતું હતું. તેણે પોતાના પેહરેગીરોને તેના પર બારીક તપાસ રાખવાના કાલાવાલા કીધા કેમકે કોઇ ખુનીનો ભોગ થઇ પડવાનો તેને ડર હતો. તે સાંભળી તે સીપાહો ઓર તેની મજાક બનાવતા ને કહેતા કે 'ઓરબી બેહતર કે જેથી તેમનો કંટાળો ઓછો.' આ પછી રાત્રે તેની આગળ બત્તી રાખવા તેણે બહુજ આજીજીથી કાલાવાલા કીધા પણ તેની આ માંગણી તેને જબરો હીચકારો ગણાવી સાફ ના કબુલ આવી. તેને શાંતિની એક પળ પણ મળી નહિ. મુસાફરી કરતાં તેને દરેક ઝાડમાં છુપાયલો યા તેની પૂંઠે ભમતો શખ્સ જણાતો હતો. આરામ માટે થોભતાં તે બહુ સાવધ રહેતો ને ચોમેર તપાસ રાખતો હતો. સૌથી મોટો ત્રાસ તો તેને રાત્રે થતો કેમકે આખી રાત તેને જાગવું પડતું હતું. સેહેજ બી અવાજ કે ખડખડાટ સાંભળતાં તેના કાનો તાબડા થતા હતા ને તે ચોંકતો હતો પણ ઉંઘ અવારનવાર આવતી હતી. તે ચોંકીને જાગતો ને પોતાનું ગળું પકડતો કે રખે તે ચીપટાઇ ગયું હોય. કોઇ કોઇવાર તેનાં ગળાં આસપાસ દોરી ચીપટાઇ ગઇ હતી એવોજ તેને ભાસ થતો હતો. થરથર ધ્રુજી તે હાથ ફેરવતો ને જયારે ખાતરી થતી ત્યારેજ છુટથી દમ લેતો હતો. ધીમે ધીમે ગળાંપર હાથ મુકી તપાસવાની તેને ચાલુ ટેવ થઇ ગઇ. હવે તે વિચારવા લાગ્યો કે ચાલુ દુખ ખમવા કરતાં કાં નહિ તે પોતાને હાથે પોતાનો જાન લઇ આ દુખદ જીંદગીને સલામ કરે; પણ તેનામાં પોતાની છાતીમાં ખંજર મારવા જેટલી હિંમત ન હતી. તે તો એવીજ આશામાં હતો કે તે સલામત આગ્રા પુગશે. તે મોટી લશ્કરની કુચ બહુજ ધીમી હતી. સાલુનાથી જે કામ થયું નહિ તે ઠગોએ અમલમાં મુકી બતાવ્યું ને તેને દુખમાંથી મુકત કીધો. એક સહવારના સીપાહો તેના તંબુમાં ગયા ત્યારે તેમણે તેને ગળામાં ચીપલાવેલા ફાંસાથી ગુંગળાઇને મુવેલો જોયો.

આ વાર્તા હવે પછીના ઓકાદ બે અંકોમાં ખતમ થશે.



# પામિસ્ત્રી ( હસ્તરેખા )

## શું આ વિદ્યા ખરી છે ?

### અભ્યાસ કરવા જોગ વિષય.

( ગુલશન માટે ખાસ ફરમાસથી–ગયા અંકથી સાંધન ચાલુ )

લખનાર—"ફએવાન"

ટુંકા અંગુઠાનો ત્રીજો ભાગ જેને શુક્રનું સ્થાન કહેવામાં આવે છે તે જો ઘણો ખીલેલો હોય તો તે માણસમાં પ્યાર વધુ હોય છે પણ વીચાર શક્તિ મંદ હોય છે અને તે કારણ આ માણસમાં નબળાઇ વિશેષ હોય છે. પરિણામમાં આ માણસ હવસી હોય છે.

અંગુઠો ઉંચે છે યા નીચે યા મધ્યમાં છે તે જાણવું અવસ્ય છે. જો અંગુઠો ઉંચે હોય તો તે માણસમાં વિચાર અને અક્કલની કોતાહી છે એમ સમજવું. આ માણસ મૂર્ખો અને અક્કલહિન હોય છે. અંગુઠો નીચે હોય અને પહેલાં આંગલાંથી દુર હોય તો માણસ ઉંચી આસ્મત દેખાડશે. આવો માણસ પરદુખ ભંજન, સખી, સ્વતંત્ર, અને લોકોનાં દુખમાં ભાગ લેનારો હોય છે.

અંગુઠાનો છેડો જો પહેલાં આંગળાંના ત્રીજા ભાગની અધવચ્ચે આવતો હોય તો તે મધ્યમ છે જાણવું. જો આથી ટુંકો હોયતો અંગુઠો ટુંકો છે જાણવું. અંગુઠાનો પહેલો ભાગ બીજા ભાગથી ટુંકો હોવો જોઇએ. પણ જો પહેલો ભાગ જેને ( will Phalanx ) કહે છે તે બીજો ભાગ જેને ( Logic Phalanx ) કહે છે તેનાથી લાંબો હોય તો માણસ પહેલાં કાર્ય કરી પછી વીચાર કરવા બેસશે. આ માણસ પોતાની ભૂલો કદીબી કબુલ કરશે નહી અને હમેશાં જીદ્દી તે રહેશે. જો બીજો ભાગ પહેલા ભાગ કરતાં લાંબો હોયતો આ માણસ તરેહવાર યોજનાઓ હુશીઆરીથી રચશે પણ તે પર અમલ કરશે નહી. આ માણસ દરેક કામ કેમ કરવું તે જાણવાં છતાં તે કામ કરવાથી પછાત રહેશે.

જો અંગુઠો હથેલીની નજદીક જાણે વળગેલો હોય તેમ દેખાય અને સીધો હોઇ સાંધામાંથી જડ દેખાય તો આ માણસ ઘણોજ સાવચેત હોય છે. આ માણસ ઝાઝું બોલશે નહી કેમ જો તે બીહે છે કે ઘણી વાત કરતાં રખે કોઈ કાંઇ મહેરબાની માંગે. આ માણસ દયા વગરનો હોય છે. તે તમારાથી દૂર રહેવાની કોશેશ કરશે અને સાંકડાં મનનો હોઈ સ્વતંત્રતા ધરાવતો નથી. પરિણામે આ માણસ ઝાઝા મિત્રો ધરાવે નહિ.

મધ્યમ રીતે બેઠેલો અંગુઠો જો ઘણો ઉંચે નહિ તેમ ઘણો નીચે નહી હોય તેમજ હથેળીને વળગેલો નહી તેમ હથેળીથી દુર નહોય તો તે માણસ સમતોળ વિચારનો હોય છે. આ માણસ વાજબી બોલવાને અને માંગણીને સાંભળે છે અને તેનો જવાબ અક્કલથી આપે છે. આ માણસ ભેજાંથી કે દીલથી દોરવાતો નથી એટલે મનશક્તી ઉપર કાબુ રાખવા ઉપરાંત પ્યાર અને

યા સમતોલ પ્રમાણમાં ધરાવે છે. અને દરેક વાજબી વિચાર અને બોલને ઉત્તેજન આપે છે. આ માણસ સાવચેત અને ટેકવાળો હોય છે. તે ધંધામાં, ધર્મમાં, પ્યારમાં, સંસારમાં અને દરેક ઠેકાણે અને વખતે સમજદારીથી અને અક્કલથી કામ લે છે. આ માણસ પોતાના વિચાર કે કામ છૂપાવતો નથી અને ખુલ્લાં દીલનો અને વફાદાર હોય છે. આ માણસની દોસ્તીથી લાભ થાય છે.

હવે આપણે અંગુઠાના આકાર તપાસ્યે. ( Elementary ) એટલે સાદો અને સાધારણ અંગુઠો કેવા આકારનો હોય છે. તેનો ઘાટ કે વટમ હોતો નથી. અને સાંધાઓ પણ ખુલ્લા જણાતા નથી. જાણે માંસનો એક લોચો હાથને વળગાડ્યો હોય તેવો એ દેખાય છે. આ અંગુઠાવાળો માણસ સુસ્ત, ગમાર, અને જાનવરી પ્રેરણાવાળો હોય છે. આ માણસ હદ બહાર ઝનુની અને જુસ્સાવાળો હોય છે. ટુંકમાં આ માણસ જંગલી, ફાડી ખાનાર જાનવર જેવો છે.

( Flat ) એટલે ચપટો અંગુઠો હોય તો તે માણસ નબળો, ધ્રુજારો અને બ્હીકણ હોય છે. પહોળા અંગુઠાવાળા માણસ મકકમ ઠરાવનો અને જોરાવર હોય છે. આ માણસ દરેક નડતળને દૂર કરી શકે છે અને મુકકમ ઠરાવથી ફાવવાની કોશેશ કરે છે. પણ આ માણસને સલાહની જરૂર રહે છે. કેમજે તંદરોસ્ત હોઇ મનનો મજબુત હોવાથી કોઇ વખત જીદ્દી થઇ જાય છે. પહોળો અંગુઠો નખ આગળથીજ પહોળો હોય છે.

અંગુઠો જો તેની આખી લંબાઇએ પહોળો હોય અને નખ ચોરસ ( Square ) યા અંગુઠીના ઘાટના ( Conic ) હોય, નખનો રંગ ગુલાબી હોય અને ચામડી સુંદર અને નરમ હોય તો આ માણસ સુધરેલ અને સ્યાણો હોય છે, અને જે કામ કરવું હોય તે ઉત્સાહથી કરનાર હોય છે. આ માણસ બોલચાલમાં બીજાનું દીલ દુખવતો નથી, તેમજ કોઇની નબળી યા કઢંગી સ્થિતિનો ગેરલાભ લેતો નથી. આ માણસ ચાલાક, માયાળુ અને મકકમ હોય છે.

અંગુઠાનો પહેલો એટલે નખવાળો ભાગ હમેશાં બીજા ભાગથી સહેજ ટુંકો હોવો જોઇએ અને તેનો છેડો પહેલાં આંગળાના ત્રીજા ભાગની મધ્યમમાં આવવો જોઇએ. જો અંગુઠાનો પહેલો ભાગ બીજા ભાગથી લાંબો હોય તો તર્ક શકતી કમતી હોય અને મનોવાસના વધુ હોય. આ માણસ જીદ્દી જુલમગાર અને ગુસ્સાબાજ હોય છે. એક સારો ગુણ જોઇએ એ કરતાં વિશેષ હોય તો તે માઠું પરીણામ ઉપજાવનારો દાખલો છે. મન ઇચ્છા જોરાવર હોવાથી અને તર્કશક્તી કમ હોવાથી હદબહાર હદ પેદા થાય છે અને પરિણામે આ માણસ ઇચ્છવાજોગ નથી. જો અંગુઠાના બંને ભાગ સરખા હોય તો આ માણસ બંને ગુણોમાં એટલે મન ઇચ્છામાં અને તર્કશક્તીમાં સમતોલ રહે છે. પરિણામે આ માણસ શાંત્તિથી વિચાર કરનારો અને નમ્ર હોય છે. આ માણસ મકકમ મનનો હોય છે પણ જીદ્દી હોતો નથી, તેમજ તે હઠીલાઇ, જુલમાત કે ગુસ્સાથી પોતાની નબળાઇ દેખાડતો નથી.

જો બીજો ભાગ મજબુત હોય અને પહેલો ભાગ નબળો હોય તો આ માણસ તરેહવાર યોજનાઓ ઘડી કાઢશે પણ અમલમાં મુકશે નહિ. આવા માણસો રાજકારોબાર કે ધંધો વેપાર કેમ ચલાવવો એ વિષય પર વ્યાખ્યાનો આપશે પણ તે પ્રમાણે ચલાવવાનો વખત આવશે ત્યારે તે પ્રમાણે કરશે નહિ. જો અંગુઠાનો પહેલો ભાગ ઘણોજ ટુંકો હોય તો તે માણસ ગમે એવા અભણ માણસથી પણ દોરવાઇ જશે, જે કોઇ તેના પર અધીકાર ધરાવવા માગશે તેના હુકમ પ્રમાણેજ ચાલશે. આ માણસ જલદી નાસબર અને નાહિમત બને છે, અને ગુલામી કરવા સિવાય બીજું કશું જાણતો નથી.

( સાંધન )

# ઔરંગઝીબ.

## (મોગલ ઇતિહાસપર નવિન અજવાળું. )

### પ્રોફેસર જે. એન. સરકારનાં પુસ્તકમાંથી ખાસ પરવાનગીથી

( ગુલશન માટે ખાસ–ગયા અંકથી સાંધન ચાલુ )

( જજીયા વેરાની વસુલાત–હિંદુઓને વટળાવવાના ઉપાયો–બ્રાહ્મણોપર શરૂ થયલો જજીયા–જ્ઞાત જાતનો તફાવત. )

ઉજ્જન શેહેરને પણ આવીજ મોટી ખોટ એકી વખતે ખમવી પડી હતી. આ પછી મૂર્ત્તિ ખંડનના કાર્ય માટે એક ખાસ ગોઠવણ કરવામાં આવી. રાજ્યના પેટાભાગોને શહેરોમાં મુહતાસીબ નામના અમલદારો નેમવામાં આવ્યા કે જેમની ફરજ ઇસલામના કાયદા મુજબ ઈસલામીઓને ચલાવવાની તથા દારૂ ને ભાંગ પીવાની મનાઇ કરી જુગાર રમતો અટકાવવાની હતી. આ ઉપરાંત તેમની સૌથી મુખ્ય ને મોટી ફરજ તો તેમના તાબામાંના હિંદુ મંદીરોનો નાશ કરવાની હતી. આ કામ માટે નેમાયેલા અમલદારોની એટલી બધી મોટી સંખ્યા હતી કે તેમને દોરવવાને સુચનાઓ કરવા એક વડા દરોગાને નેમવાની ફરજ પડી હતી, જે તેઓ ફ્રાળસુ બને નહિ તે પર ખાસ ધ્યાન આપતો હતો.

આ બાદશાહી હુકમ બહુજ સખતાઇથી અમલમાં મુકવામાં આવ્યો હતો. પૂર્વ બંગાળા ને ઓરિસ્સાના નાના નાના ગામડાંઓ તથા દૂર દરાજની જગ્યામાંના મંદીરો પણ શોધી શોધીને તોડી પાડવામાં આવતાં હતાં. અમલદારો આ બાબતમાં પોતાથી બની શકતી સખતાઇ કરતા હતા. ૧૬૮૦ નાં જુન માસમાં જેપુરના રાજ્યના પાયતખ્ત અમબર ખાતેનાં મંદીરો તોડી પાડવામાં આવ્યાં.

અનુભવે કે વધતી જતી ઉમરે ઔરંગઝીબનું આ ધર્માંધ ઝનુન જરાએ ઓછું કર્યું ન હતું. એંસી વર્ષની વયે તેણી તપાસ કરાવી કે સોમનાથ ખાતેની હિંદુ પુજા જે તેણે શરૂઆતમાં બંધ કરાવી હતી તે શા માટે અમલદારોની ગફલતથી ચાલુ થઇ હતી ? તે એકદમ બંધ કરવા ફરમાવવા સાથે દખ્ખણનું એક બીજું જાણીતું મંદીર ધીરે આસ્તે રહીને તોડી પાડવા તેણે તે પોતાના અમલદારને લખ્યું હતું.

મુસલીમ રાજ્યોમાં રહેવાની પરવાનગી માટે પર ધર્મવાળાઓને જજીયા વેરો આપવો પડતો હતો. આ કર પહેલાં હઝરત મહમુદ સાહેબે નાંખ્યો હતો કે જેમણે પોતાના ચેલાઓને ફરમાવ્યું હતું " જેઓ દીન મુસ્તો ન હોય તેમની સાથે જ્યાં તુલીક તેઓ તાબેદારી માન્ય કરી જજીયા વેરો આપે નહિ ત્યાં તુલીક જરૂરજ લડજો." ( કુરાન, ૯, ૨૯ ). આ હુકમ પરથી મુસલીમ આગેવાનો એવા ઠરાવપર આવ્યા કે આ વેરો એવી રીતે લેવો કે જેથી તે આપનારને બહુજ નીચું જોવું પડે. ઔરંગઝીબના વખતના આલેમો ને ફ્રાઝેલો-

મે તેને એવો ફતવો આપ્યો કે જઝીયા વેરો મેકઠો કરવાની સૌથી સરસ રીત એ છે કે તે આપનારે જાતે હાજર થઇને આપવો જો તે કોઇ મીઆને હાથે તે કર મોકલે તો તે ના પાડવો. તે આપનારે પગે ચાલીનેજ આવવું ને ઉભા રહીને કર આપવો, જ્યારે તે લેનાર બેઠેલો હોય. લેનાર તે આપનારનાં માથાપર હાથ મુકીને કહે કે,

'ઓ ઝીમ્મી! તું તારો વેરો આપ!' ત્યારેજ તેણે નમન કરીને તે આપવો.

સ્ત્રીઓ તથા ચૌદ વર્ષની અંદરના છોકરાઓ અને ગુલામોને આ કરની માફી બક્ષવામાં આવતી હતી. આંધળાઓ, લંગડાઓ અને ગાંડાઓ જ્યાં સુધી તેઓ શ્રીમંત થાય ત્યાં સુધી આ કરથી મુકત હતા. સાધુઓ જો ગરીબ હોય તો તેમનાં મઠો પાસેથી વેરો વસુલ કરવામાં આવતો હતો. આ કર માણસની આવકના પ્રમાણમાં લેવામાં આવતો ન હતો, પણ તેના ત્રણ વિભાગો કરવામાં આવ્યા હતા. પહેલા વિભાગમાં બસેં દીરમ સુધીની મીલકત (ગરીબ વર્ગ) ગણવામાં આવતી હતી. બીજામાં બસેંથી દશ હજાર દીરમ સુધીની મીલકત (મધ્યમ વર્ગ) ને ત્રીજામાં દશ હજારથી વધુ દોલતની મીલકત (શ્રીમંત વર્ગ) ગણવામાં આવતી હતી. શરાફો, કાપડના વેપારીઓ, જમીનદારો, વેપારીઓ અને વૈદો શ્રીમંત વર્ગમાં ગણવામાં આવતા હતા જ્યારે, દરજીઓ, રંગારીઓ, મોચીઓ વગેરે ગરીબ વર્ગમાં મુકવામાં આવ્યા હતા. આ છેલ્લો વર્ગ જ્યારે તેમની આવક તેમના ને તેમના કુટુંબના ગુજરાનના ખરચ પછી ચોકકસ હદપર જતી ત્યારેજ કર આપતો હતો. તદન ગરીબોને ભીખારીઓ કુદરતી કર આપવાથી છુટકી જતા હતા.

વેરાનું પ્રમાણ વર્ષ દહાડે ૧૨, ૨૪ ને ૪૮ દીરમનું ત્રણે વર્ગ માટે રાખવામાં આવ્યું હતું એટલે હાલના રૂપીઆ ૩⅓, ૬⅔ અને ૧૩⅓. ગરીબો પર આ મોહકાણે વેરાનો બોજો જબરો હતો. તેમની સામટી આવકના ૭ ટકા જેટલો તે કર થતો હતો. મધ્યમ વર્ગ પર આ કર ૭ ટકાથી ૦ા ટકા સુધીના પ્રમાણ પર રહેતો હતો અને શ્રીમંતો પર તે ઘણોજ ઓછો હતો એટલે એક હઝારે ફકત અઢી તેમને આપવા પડતા હતા. સૌથી વધું લુંટાતો વર્ગ ત્યારે ગરીબજ હતો. રૂપીઆ ૩⅓ થી ઓછો કોઇબી શખ્સ પાસેથી તે લેવામાં આવતો નહતો કે જેટલી કિંમતમાં તે વેળાના બજાર ભાવે નવ મણ ઘઉંનો આટો ખરીદ થઇ શકતો હતો. આ પ્રમાણે મુસલીમ સત્તા એક ગરીબ માણસ પાસેથી તેનો ધર્મ પાળવા દેવા માટે તેનો આખાં વર્ષનો ખોરાક લઇ લેતી હતી. દરેક સરકારી અમલદાર આ કરથી ખાસ મુકત હતો જો કે આ વર્ગ બીજા સાધારણ વર્ગો કરતાં દેખીતો શ્રીમંત હતો.

સીંધમાં મહમુદ બીન કાસમે ચાલતી કરેલ રૂઢી મુજબ બ્રાહ્મણ સિવાયના દરેક હિંદુ પાસેથી આ કર લેવામાં આવતો હતો. ફીરોઝશાહે પોતાના બુઢાપામાં આ હક છીનવી લીધો ને બ્રાહ્મણોને પણ બીજા હિંદુઓની પેઠે આ કર આપતા કર્યા. અકબરની ભલી ને ડાહી રાજનીતિએ આ કર કાઢી નાંખ્યો ને તે સાથે પ્રજા પર પડતી મોટી આફત દુર થઇ. સો વર્ષ પછી ઔરંગઝીબે આ રૂઢી પાછી અમલમાં મુકી.

૧૬૭૯ ના એપ્રીલની બીજી તારીખે બહાર પડેલા શાહનશાહી હુકમ અનુસાર જઝીયાનો કર ઔરંગઝીબે ચાલુ કર્યો હતો જે માટે દરબારી તવારિખ ન વેશે જણાવ્યું હતું કે આ વેરો ઇસલામના ફેલાવા ને કાફીરપણાં ને મારી નાંખવા માટે હતો. જ્યારે આ ખબર લોકોને પડી ત્યારે દીલ્હી અને તેની આસપાસના હઝારો હિંદુઓ જમુનાને કિનારે આવેલા શાહી મેહેલની અગાસી નીચે સદવારની સલામ વખતે એકઠા થયા અને રડારોળ કરી મુકી. તેમણે આ વેરો રદ કરવાના કાલાવાલા કર્યા. શાહનશાહે તેની કશી દરકાર કરી નહિ. બીજા શુક્રવારે જ્યારે

તેઓ જુમ્મા મસ્જીદમાં નેમાજ પઢવા નીકળ્યા ત્યારે કિલ્લાથી તે મસ્જીદ સુધી હિંદુ અરજદારોના ટોળેટોળાં ઉભરાઇ જતાં જણાયાં દીલ્હીનો એકેએક હિંદુ તેમાં જોડાયલો જણાયો. ચેતવણી આપવા છતાં તે ટોળું વિખરાયું નહિ કે એક કલાકની ધીરજ રાખી શાહનશાહે હાથીઓના માહવતોને જેમ ગમે હાથીઓ હાંકી, લોકોને કચડી નાંખી પોતાને માટે માર્ગ કરી આપવાનું ફરમાવ્યું. આ પછી હિંદુઓએ થોડાક દિવસ સુધી ફર્યાદ ઉઠાવ્યા કરી પણ શાહનશાહનો સખ્ત હુકમ જોઈ પ્રજાને તે હુકમને આખેર ત નમવું પડ્યું. આ માટે શીવાજી મહારાજ તરફથી બાદશાહ પર એક નમ્ર કાગળ આવ્યો. તેમાં જણાવ્યું હતું કે ખુદાની નજરમાં દરેક માણસ જાત સરખાં છે તો રહેમની નજરે જોવાની જરૂર હતી; પણ ઔરંગઝીબને તેની ક્યાં પરવા હતી. *

જજીઆની વસુલાત કરતાં ઔરંગઝીબના દીલમાં દયા જેવી ચીજ રહી ન હતી. મોગલ હકુમતનાં બુહાનપુર શેહેરમાં આ વસુલાત લશ્કરની જબરીથી કરવામાં આવી. ઔરંગઝીબને તે વાતની ખબર પડતાં તેણે કોટવાલને દરેક બદમાશને શિક્ષા કરવાનું ફરમાવ્યું. આની તાતકાળિક અસર થઇ. મીર અબ્દુલ કરીમ જેવા સખત વસુલાત કરનારને વર્ષની રૂપ્યા છવીસ હઝારની પેદાશ હતી તે શેહેરના અડધાજ ભાગમાંથી ત્રણ મહિના હફતાની ઉપલી વાર્ષિક રકમ કરતાં ચાર ગણી વધુ રકમ એકઠી કરતાં કશી વાર લાગી નહિ. અમલદારો માટે આ વેરો એક અજબ હથ્યાર થઇ પડ્યું. જ્યારે કોઇ અમલદાર બીજાને શાહી ઇતરાજીમાં લાવવા માંગતો ત્યારે તે દાખલાઓ મેળવી ઔરંગઝીબને જાહેર કરતો કે તેણે ફલાના ફલાના હિંદુઓનો જજીયા માફ કર્યો હતો. તુરત શાહનો કડક હુકમ બહાર પડતો. તેઓ જણાવતા કે,

'તારે જોઇએ તેટલી માછી બીજી જાતની મેહસુલમાં તું આપ્યા કર પણ જો તેં એકબી શખ્સનો જજીયા માફ કર્યો કે જે મેં મહા મેહનતે અમલમાં મુક્યો છે તો તને સખત ખમવું પડશે એમ તારે ધ્યાનમાં રાખવું; કેમકે તેવી રૂઢી ચાલુ રહેતાં જજીયાની વસુલાતમાં મોટું ભંગાણ પડ્યા વિના રહેજ નહિ.

દખ્ખણમાંથી જ્યારે આ વેરાના ત્રાસે હિંદુ વેપારીઓ ન્હાસવા લાગ્યાં અને શાહી લશ્કરને મળતો અનાજ અટકી ગયો ત્યારે વઝીર ઔરંગઝીબે પોતાના લશ્કરી વડાની સલાહ અનુસાર જજીયાવેરો અટકાવવાનું સાફ નાકબુલ કર્યું. ભલે તેના સીપાહો ભૂખે મરે પણ તે કદીબી જજીયા માફ કરી પોતાના આત્માને દુખી કરેજ નહિ.

મુસલીમ ઓલમાઓ અને ધર્માંધોને આ વેરાની વસુલાતનું કામ ખાસ કરીને સોંપવામાં આવ્યું હતું, અને તેઓ વસુલાત કરે છે કે નહિ તે જોવા દખ્ખણના ચાર વિભાગો માટે એક ખાસ વડો નેમવામાં આવ્યો હતો.

આ વેરાની વસુલાત અસાધારણ મોટી હતી. દાખલા તરીકે ફકત ગુજરાતમાંથીજ પાંચ લાખ રૂપ્યા દર વર્ષે મળતા હતા કે જે ગુજરાતની તમામ આવકના ૩½ ટકા જેટલી હતી. ગુજરાતમાં ઘણા મુસલમાનો હતા તથા સુરત, ભરૂચને ખંભાત બંદરોની આવક મોટી હતી એટલે બાપડા હિંદુઓને ભારે ભોગ આપવો પડતો હતો. મુસલમાનને તો દરેક કરની ખાસ માફી હતી.

જજીયા દાખલ કરવાની મૂળ મતલબ ઇસલામના ફેલાવાની હતી. મનુસીના જણાવવા મુજબ ઘણા હિંદુઓ આ વેરો વસુલ કરી શક્યા નહતા તેઓ તે વસુલ કરનારાઓનાં અપમાનને તાનાજાનીથી બચાવા મુસલમાન થયા હતા...

ઔરંગઝીબ ભારે ખુશી થાય છે કે આવાં ઉપાયોથી તે હિંદુઓને મુસલમાન બનાવવા શકિતવંત થાય છે."

૧૬૬૫ ની એપ્રીલ ૧૦ ના હુકમ મુજબ વેચાણ માટે આવેલા દરેક માલ પર મુસલમાનો માટે ૨½ ટકાની જકાતને હિંદુઓ માટે પાંચ ટકાની જકાત લેવાનું ઠર્યું હતું. આને મહેસુલ કહેતા હતા તથા જકાત તરીકે તો મુસલમાનોની વધેલી દોલતપર જે વેરો હતો તે ગણાતો હતો. આ જકાતના પૈસા ફકત મુસલીમ કોમમાંજ વપરાતા હતા.

૧૬૬૭ ના મે ૯ ને દીને શાહી ફરમાન અનુસાર મુસલીમ વેપારીઓની જકાત રદ કરવામાં આવી. પણ હિંદુઓની તો જેમની તેમ રાખવામાં આવી. આથી ઉલટું રાજ્યની તીજોરીનેજ નુકશાન થયું કેમકે હિંદુઓ પોતાનો માલ મુસલમાનના માલ તરીકે સફાઇથી પસાર કરાવી લેવા લાગ્યા. ઔરંગઝીબને તેની ખબર પડી નહિ કેમકે તેણે વખતો વખત પોતાના અમલદારો તેવી બદીથી હુસ્યાર રહેવા ચેતાવ્યા કીધા હતા. કોઇપણ ભોગે ઔરંગઝીબ પોતાના રાજ્યનો વહિવટ ધર્માંધપણે ચલાવવા માંગતો હતો.

હિંદુઓને વટળાવવાને અનેક પગલાં ભરયાં કીધાં. આ પછી નવા વટળનારાને સરકારી નોકરીની તથા ઇનામોની ચોકખી લાલચો આપવામાં આવી અને તેની જાલમાં ઘણા સપડાયા. જજીયાની વસુલાતનો ઘણો ભાગ તે પરજ ખરચવામાં આવતો હતો. પૈસાની લાલચ યા માન અક્રામની લાલચ આપવા ઉપરાંત મીલકતના વાંધામાં હક સ્વીકારવાની કબુલાત યા તો કેદમાંથી છુટકારાની લાલચ ખુલ્લી રીતે છ્ચોક અપાતી હતી.

પુરાતન જમાનાથી હિંદુઓનો મધ્યમ વર્ગ જે વાંચી લખી જાણતો હતો તે સરકારી નોકરી કરી પોતાનું પેટ ભરતો હતો. ઔરંગઝીબે તેવાઓને નોકરી છોડવા યા તો મુસલીમ થવી ફરમાવ્યું. પંજાબમાં હજી કેટલાંક કુટુંબોમાં આ હુકમ જળવાયલો છે જેમાં ચોકખે ચોકખી શરત હતી.

૧૬૭૧ માં એવો નવો હુકમ નીકળ્યો કે જમીનની મહેસુલ વસુલ કરનાર તલાટીઓ હિંદુ નહિ પણ મુસલમાનોજ હોવા જોઇએ માટે દરેક સુબાએ અને તાલુકદારે હિંદુ તલાટીઓ અને હિસાબીઓને દુર કરી તેમની જગ્યાએ મુસલમાનોને નેમવા. ઔરંગઝીબના તવારીખ નવેશ મુજબ "કલમના એક ગોદાથી હિંદુ કારકુનોને સરકારી નોકરીમાંથી દૂર કરવામાં આવ્યા હતા." પણ આ હુકમ મુજબ અમલ થઇ શકયો નહિ. હિંદુ તલાટીને હિસાબીઓ વગર કામ થયું નહિ એટલે શાહને અત્યંત નામરજીથી અડધા હિંદુને અડધા મુસલમાનો રાખવાનું ફરમાન બહાર પાડવાની દુખભરી ફરજ પડી.

આ ઉપરાંત જયારે બી કોઇ હિંદુ મુસલમાન થતો ત્યારે તેને હાથીપર બેસાડી શહેરમાં વાજતે ગાજતે ધુમ ધડાકા સાથે ફેરવવામાં આવતો હતો. વટળનારાઓને દરરોજ પગાર પણ મળતો હતો રોજના ચાર આનાથી ઓછી રકમ મળતી ન હતી. કેટલાક નવા મુસલીમોને વટળવા પછીનો આખો મહીનો જોઇતો ખોરાક ને પૈસા આપવામાં આવતા હતા ને તે પછી તેમને માનપાન આપી સલામ કરવામાં આવતી હતી. ગામડાંઓમાં આ પ્રમાણે ચાલુ થતું હતું.

૧૬૯૫ માં રજપુત સિવાય બધા હિંદુઓને પાલખીમાં બેસીને કે હાથીઓપર યા તો સ્વારીના ઘોડાઓપર બેસી ફરતાં બંધ કરવામાં આવ્યા તેમજ હથ્યાર રાખવાની તેમને માટે બંધી થઇ.

દક્ષિણ આફ્રિકાના એજન્ટ
મી૦ બી. એમ. પારડા,
બોક્સ ૨૨, રોંગાક,
ક્રોસડર્સી, S. W.

# ગુલશન.

# GULSHAN.

દક્ષિણ આફ્રિકા ખાતે
જતાં ગુલશનના લવાજમ
મી૦ પારડા સ્વિકારશે

સપ્ટેમ્બર-ઓક્ટોબર ૧૯૧૭. વૉલ્યુમ ૯. Vol. 9 Sept.-October 1917

## ઓ મહાનામી જરથુસ્ત્ર.

દુરૂદો સલામ તું પર હોજો

કે તેં જરથોસ્તી દીનને દુન્યામાં જાહેરાત આપી તેની ખોલખોલાનો ડંકો વગાડ્યો છે, જે દીન અનેક હાદેસાઓ અને અનેક મહાન મુશ્કેલીઓમાંથી બહાર આવી હજુ પણ જુજ સંખ્યા છતાં દુન્યામાં જાણીતી થઇ છે તથા જેનાં મહાન ફરમાન,

**નેક બોલવું, નેક ચાલવું ને નેક કરવું છે.**

આ ઉમદા સખુનોમાં તમામ નીતિરીતિ સમાઈ છે. આપણે ખરાં જીગરથી ઇચ્છીશું કે નવાં વર્ષથી પારસી જરથોસ્તી કોમ પોતાના મહાન પયગમ્બરનાં આ સોનેરી ફરમાનો પ્રમાણેજ ચાલવાનો દ્રઢ ઠરાવ કરી કોમની જાહોજલાલીને કીર્તિ-આગાર કરે.

## સાલ મુબારક

જરથોસ્તી દીન અને તેનાં ભાવિકોને તથા કુલ દુન્યાને આ નવું સાલ ખુશ ખુશાલીને આબાદી ભર્યું નીવડો. દરેકના મનની પવિત્ર મુરાદો હાંસલ થાઓ. પારસી કોમ માટે હોલ જે ચિંતા ભરેલ કુંધારામાં છેક હદ ફુલાવી જતાં માટે રાખવામાં આવી છે તે નાબુદ થાઓ અને દુન્યાની આબાદી સાથે પારસી કોમની નામના આગળ વધો !

વ્હાલા વાંચક, તું અને તારાં વ્હાલાંઓને આ નવું વર્ષ આબાદીને રોશની ભર્યું નીવડી સુખ અને સંપતી વૃદ્ધિ સાથે મીનોઇ જહાનનો તારો જોગ સરજ થાઓ !

હે પરમાત્મા ! હાલમાં ચાલી રહેલું યુરોપી દારૂણ યુદ્ધ આ વર્ષે ખતમ પામો અને મિત્ર રાજ્યનો જય થઇ દુશ્મન ઉંધો પડો !

આમીન ! !

Printed by Maneklal A. Doctor, at his Shree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bhagalia Mota Falia, Navsari. Dated 8—9—17.

# સાલ મુબારક ! ! !

## ગજલ.

અહોહો ! આજનું ન્હાણું, પતેતીનું નવું ન્હાણું !
લલિત લાલિત્ય ભર લ્હાણું, મુબારક હો મુબારક હો !

ઉષા રસ રેલતી આવી ! શુભાશિષ ફુલડાં લાવી !
કહે નવું વર્ષ બતલાવી ! મુબારક સર્વને હોજો !

વધો કીર્તિ અને કાંતિ, સરસ્વતી, લક્ષ્મિ આબાદિ !
સ્થળે સ્થળે સંપને શાંતિ, મુબારક હિન્દને હોજો !

ઉદય ઉદ્યોગથી થાજો ! કળાઓ હિન્દ ઉભરાજો !
નીતિ જળ નિતર્યાં ન્હાજો ! મુબારક મુલ્ક ને હોજો !

નવાં ચેતન જગવવાને, પ્રીતિ પુષ્પો પ્રસવવાને
સ્વધર્મે સૌ સુહવવાને, મુબારક હો મુબારક રહો !

મધુરાં બાળકો ગાજો ! પ્રીયાઓ પ્રેમથી રાજો !
અનેરાં સુખડાં છાજો ! મુબારક હિન્દને હોજો !

જીવન ગુલશાન ખીલો ન્હાલે ! અને રસ સાગરે મ્હાલે !
ફળે-ફુલે બહુ ફાલે ! મુબારક વિશ્વને હોજો !

પાદરોકર.

# બે બોલ.

ગુલશનના વાંચકોને નવું સાલ મુબારક ઇચ્છતાં આ અદના માસિક જે મેહેરબાનોની માયા ભરી મમતા અને દીલસોજીથી ચાંલુ વર્ષમાં સારો દેખાવ કરી સંગીન વાંચન આપ્યું છે તે મેહેરબાનોને અત્રે ભૂલવાનું નગુણાપણું હું બતાવીશ નહિ. અત્રે નામ બ નામ દરેક લેખકનો ઉપકાર ન માનતાં સામટો ઉપકાર માની દરેકને આ નવું ફતેહ ફીરોઝી ભર્યું થાઓ એવી દુવા ચહાતાં ઉમીદ રાખીશ કે તેમના પ્રયાનો ઝરો ગરીબડાં ગુલશન તરફ ભવિષ્યમાં પણ નિરંતર વહયા કરશે.

મારાં ઇજનને માન આપી આ નવાં વર્ષનો અંક કિમતી લખાણોથી શુશોભિત કરવાની જે મેહેરબાનોએ તકલીફ લીધી છે તેમનો ફરી ફરીથી ઉપકાર માનવાની જરૂર નથી કેમકે તેઓ આ માસીકનાં ચાલુ લેખકો છે. આ અંક કેવો થયો છે તેનું તોલ કરવાનું કામ હું વાંચકવર્ગ પરજ છોડીશ.

કાગળોની મોઘવારીનો સવાલ બહુ ડરાવે છે. બે આંને રતલનો આગળ વપરાતાં કાગળો હાલમાં નવ આના પર જઇ ઉભાં છે ને ભાવો ચાંહોંમ વધ્યા જાય છે. હાલના આકરા ભાવોને લીધે હમોને ગુલશનની અકેક પ્રતે પાંચ પાંચ આને પડવા જાય છે, તે છતાં હજી મામલો કઇ હદે આવી અટકશે તે કહી શકાતું નથી. આવી હાલત છતાં કેટલાંક ગ્રાહકો પોતાનાં લવાજમો વસુલ કરાવવામાં લાસર્યાપણું બતાવે તે કેટલા ખેદની વાત છે. આફ્રિકાનાં ગ્રાહકોએ ખાસ કરીને આની નોંધ લેવી ઘટે છે.

આ અંકનું ટાઇટલ એક હાઇ–કલાસ ફોટોથી શુશોભિત કરવાની પરવાનગી આપવા માટે હું મારા મિત્ર મી. M. H. F ને મુઝફરપોર ખાતેનાં જાણીતા Rambrandt Stndio વાળા આર્ટીસ્ટ ને ફોટોગ્રાફરનો ખરેજ આભારી થયો છું. આ ટાઇટલ હાલને કાજ થોડો વખત ગુલશનમાં ચાલુ રહેશે. આ ભલા બીરાદર ગુલશનના મોટા પ્યર ખ્વાહ છે ને એમની કિમતી મદદ અને મારાં કામમાં મળે છે. એ ભાઇને ખરાં જીગરની મુબારકબાદી ઇચ્છતાં એટલુંજ ચાહીશ કે તન, મન અને ધનથી સુખી થવા સામે એમની માંગો મુરાદો ને હોંશો તે મહાન પરમાત્મા બર લાવો ! આ અંકનું ટાઇટલ ક્વર તથા અંદરના ફોટોઝ બનેલી ઝડપે, ઘણીજ સુંદર રીતે છપાવી આપવા માટે મારા મિત્ર કાવસશાહ પી. કુદ્યાનેવાળા, એનજીનીયર, ટાઇમ્સ ઓફ ઇંડયા પ્રેસ નો આભાર ભૂલી જઇ શકું નહિ. એ બીરાદરે છેક છેવટની ઘડીએ મારૂં કામ બહુ ઉતમ રીતે કરાવી આપ્યું છે. ગુલશનનો આજનો સુંદર દેખાવ મારા મિત્રો M. H. F. અને ભાઇ કાવસશાહને ખાસ કરીને આભારી છે. એ બન્નેનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે.

સેવટે કુલ જગતને આ નવું સાલ ખુશબખ્તી ભર્યું ઇચ્છતાં લડાઇનું મોંહ સદાને માટે કાળું થાય એવી દુવા ગુજારીશું. ભાગલ્યા.

# સાંકળ્યું.

# ભલે પધારો, બખ્તાવર પતેતીબાઈ!

(ગુલશનના પતેતી અંક માટે ખાસ)

લખનાર—ખુરશેદજી અમનજી ફરામરોજ

શાહ અને રાગ—વાંચકને જે ગમે તે!

વાહ! પાછી પતેતી આવી, મીનોઇમાંથી ગેતી આવી,
સુખની વધાઇ દેતી આવી, આવ રે વ્હાલી આવ આવ!
જમાનાની ભેટી આવી, વડીલોને ભેટી આવી,
મીઠાં કહેણાં કહેતી આવી, સુખડાં સર્વે લાવ લાવ!
આબાદીની ખેતી આવી, ધન ધાનની પેટી આવી,
નવિન સણગાર લેતી આવી.—આવ રે૦
સુખ સાગરથી વેહતી આવી, સાથ સોનેરી રેતી આવી,
ભવિષે રૂડું ચેતી આવી—સુખડાં૦
જશનનાં ગીતડાં ગાતી આવી, ઝગડા જુમ્બેશ હટી આવી,
પ્રેમ રસ પ્યાલો પાતી આવી—આવ રે૦
જીનત જલમાં ન્હાતી આવી, સુખવાસી પાન ખાતી આવી,
ગીતડાં ગરબા ગાતી આવી—સુખડાં૦
મેહુલા પેરે ગાજતી આવી, રાણી પેરે છાજતી આવી,
ભુલ ભ્રાંતી ભાંજતી આવી—આવ રે૦
છકેલ સુધારો હણતી આવી, દીનના પાયા ચણતી આવી,
લાખે લેખાં ગણતી આવી—સુખડાં૦
સંપનાં વણતર વણતી આવી, કુદનાં પાયા ખણતી આવી,
જંદ અવસ્તા ભણતી આવી—આવ રે૦
સઉ દીલોને ગમતી આવી, ઉંચ સૌજન્યાં જમતી આવી,
ઝાંઝરથી છમછમતી આવી—સુખડાં૦
"હમાજોર" ઉચ્ચારતી આવી, "આમીન" નાદ ઉદગારતી આવી,
અંગડેલ કામ સુધારતી આવી—આવ રે૦
ગરબા ગીત લલકારતી આવી, ગુલ ફુલડાં છંટકાવતી આવી,
નેણ નખરાં પલકારતી આવી—સુખડાં૦
"ખુરશેદ" સાથે દીપતી આવી, સુખનાં જલડાં સીંપતી આવી,
ધામધુમોમાં ધીકતી આવી—

આવરે વહાલી આવ આવ!
સુખડાં સર્વે લાવ લાવ!
આવ આવ! લાવ લાવ!!

## મુબારક ખલ્ક હો ગુલશન

(ગઝલ)

આફિન્દની બક્ષીસ: મુબારક:
ખલ્ક હો ગુલશન
ઇન્સાનિયત ખુશબોભરી.
હયોજી લૂટી હરદમ!
યારી ખુદાની હો મુબારક:
જીંન્દગી ગુલશન!
દિલ રહે મિયતની રોશની.
હયોજી લૂટી હરદમ!

## પ્રભુની કૃપા

(ભેરવી)

અહા: એ પ્રભુની કૃપા!
સુરતાને સંગીત, ભવ-કુંજે,
રમ્યભાવ ઉછળે રોમાંચે,
*અંતરાત્મા ઉલ્લાસે ગુંજે:*
પ્રભુ! તમ કૃપા હજો એ!

પ્રફુલ્લ સંજીવિત આનન્દે,
સંચરતાં ઉજ્જ્વળ સ્વચ્છન્દે,
આત્મ આત્મ દીનાધીન વન્દે:
પ્રભુ! તમ કૃપા હજો એ!

ચમકભર્યાં હસતે નયનાંજન,
સદાચાર્ય વિલસે રસ રંજન,
ધન્ય લલિતતારક મનુનન્દન!
પ્રભુ! તમ કૃપા હજો એ!

# શહેનશાહી સાલનો શ્રંગાર.

લખનાર—"હરમીસ"

(પ્રભાત–તાલ ત્રીતાલ–યાને " મયે હું હઝાર જાનસે " એ તર્જ.)

આવો પ્રિય, આવો ગાવ—" સગન શુભ સાલનો "
બામદાદે સૂર્ય જેવ—" રંગ ખુશ ખુશાલનો " !—આવો.
આજ ગાજે સાલ નવો—માજદીયસ્ની દીનનો
"અહુર" રાખે ચમન વાહ—ધર્મ ને યકીનનો —આવો
બાર, ધરે "ફુલ હાર"—પમરી રહે સાલનો
બાળ ને ગોપાળના—સુખ " નેક ફાલનો " —આવો
દીન આજે એક છે—સુખ માસ બારનો
ગાજે વાજે ઠીરતમાન—" માજદીયસ્ત મલાલ"નો—આવો
સંપ સાથ ધર્મ જોમ—તપે નેક હાલનો
ફરતાં રહે શીર છત્રે—મુગટ " નેક કાળનો " —આવો
પત્નિ, પુત્ર, પ્રિય પતિ—પુત્રી સૌ બાળ જો
પ્રસંગ, રંગ રાગમાં—જાય નેક સાલનો —આવો.
ચલક ફલક ભારી રહે—ખુશી રંગ લાલનો
" બ્રિટન રાજે " ઝલકી રહો—"નેક જશ" આ સાલનો—આવો

# છકેલ છૂટાપણું.

**પારસી કોમ માટે ચોંકાવનારી વિગત. તે માટેની વ્યવહારૂ સૂચના.**

"ગુલશનના" ખાસ પતેતી અંક માટે.

લખનાર:—મિસ ભીખાઇજી લી. પાલમકોટ.

ગુજસ્તે સાલમાં અભણ તેમજ કેળવાયલા વર્ગમાં ને છાજતા અને કોમને કમકમાવનારા જે બનાવો બન્યા છે, અને પરકોમેમાં જે હસી થઇ છે, તેથી કોમનાં સમજુ વર્ગમાં કંપારી છુટી છે. પ્રથમ એકલ–ટોકલ બનાવ બહાર છાપાએ છૂટામણાથી ચર્ચા ચલાવી વધુ વજન ને જાહેરાત આપવાની જરૂર જોઈ નહિ. પણ એક પછી એક માઠા બનાવો બનતાજ ચાલ્યા. પરજાતમાં ને પરધર્મમાં પરણી જવાનાં કમઅકલી પારસણોના બનાવો ઉપરાસાપરી બનતા જાય છે, તે ખચિત્તજ ખેદયુક્ત ને શરમાવનારા બનાવો છે; જાણે કોમમાં પારસી છોકરાઓની ત્રુટ હોય, જાણે કેળવાયલા ને સોહામણા પૂરૂષોનો ટોટો હોય, જાણે ચંચળ ને સદ્દગુણી દિકરાઓ પારસી કોમમાં શોધ્યા જડતા નહિ હોય!

વખત એવો આવી પ્હોંચ્યો છે કે વધુ ચૂપકીદી નહિ પકડતાં, આવા બેશરમ બનાવોને કોમની અબળા જાતીનાં છકેલ છૂટાપણા પર મજબૂત હાથે સખ્તમાં સખ્ત પગલાંઓ ભરી અંકોશ મૂકવાની જરૂર છે. સૌથી પહેલ્લાં, કોમનાં ધર્મખાતાંનાં ટ્રસ્તીઓએ આગળા જમાના અને આગળી પંચાયેત જેવો ત્રાસ બેસાડવો જોઇએ, અને જરૂરી માફક ઠરાવથી છેવટનાં પગલાં ભરવાં જોઇએ કે ભવિષ્યમાં બીજાઓ આગળ વધતાં અટકે; અને ત્યાર પછી પારસી માતાઓએ **પોતાની મમાઈ-બપાઈઓ માફક** જીવ કઠણ કરીને આગળા જમાનાની કહેવત "દિકરી અર્ધી ભોંયમાં ને અર્ધી બહાર" અંગીકાર કરી, તે મુજબ અમલ કરવો જોઇએ. કમનસીબે જે બનાવો બન્યા છે, તેમાં માતાઓ હૈયાત હોવા છતાં દિકરીઓને સાચવી શકયાં નથી. છૂટાપણું જ્યારે હદ ઓળંગી જાય છે, ત્યારે તે છકેલ છૂટાપણું કહેવાય છે. ઉંચી કેળવણીનો જ્યારે ગેરઉપયોગ થાયછે, ત્યારે કેળવણીનાં મીઠાં નામને કલંક લાગે છે. અભણ અને કેળવાયલા બન્ને વર્ગમાં જ્યારે આવાં અવિચારી, અકુદરતી બનાવો એક માતાની હુંફાળી ગોદમાં રહ્યા છતાં, એક પછી એક બનવાના ચાલુ જ રહે, તો પછી કોમની કન્યાઓને કેવી તાલીમની

જરૂર છે તે સવાલ કેળવણીના સવાલ. આગમજ, પ્રથમ નકકી થવો જોઈએ. કોમની સ્ત્રી-કેળવણી અને કોમની ભવિષ્યની માતાઓ માટે અતિ અગત્યનો આ સવાલ છે. કોમની દિકરીઓનો રાહબર થવા સૌથી વધુ લાયક કોણ આસામી છે? પ્રથમ એક માતા. પોતાની દિકરીઓની પ્રકૃતિ, ખાસિયત, ખવાસ, સ્વભાવ એક માતા જે રીતે સમજી અને પિછાણી શકે છે; તેમ બીજાઓ ઓળખી શકતાં નથી; તો પારકાંઓને સ્વાધિન કરવા આગમજ એક માતાએ પોતેજ તેઓની ભોમિયા થવાની, પોતાનાજ પાખે-પાસામાં રાખી તેઓની દરેક હિલચાલ પર બારિક નજર રાખવાની અને તેઓને સારે રસ્તે દોરવવાની પવિત્ર ફરજ છે. પોતાની અંગત મોજ-મજાહ, એસ-આરામ, કે પૈસા મેળવવાના લોભ માટે, એક માતા પોતાની દિકરીઓનાં રક્ષણ માટેનાં નિર્માણ કરેલા કુદરતી નિયમનો જો ત્યાગ કરે, તો પછી દેખીતી રીતે તેમાં પરિણામ સારાં ક્યાંથી નિપજે? જે સંભાળ, કાળજી, દેખરેખ, ચોકસી એક માતાએ રાખવી જોઇએ, તે સંઘજાંની ગેરહાજરી અને બેદરકારી અને દિકરીઓ પર મુકેલા હદબાહેર વિશ્વાસનું આવું માઠું છેવટ આવે છે.

જે માતા એક દિકરીને જન્મ આપે છે, તેજ માતા જો તેણીને મોટપણમાં સાચવી ન શકે, તો માતાનું મીઠું નામ; અને અનુપમ માન તેણીને છાજતું નથી. જે માતા પોતાની બેટીનાં બચપણમાં દુઃખ વેઠી, ઉજાગરા કરી, હુન્નરો જંજાળ વચ્ચે ઉધારવાની અને ઉછેરવાની જેહમતને કાળજી રાત-દિવસ એક કરીને કરે, તેજ માતા તે બેટીનાં મોટપણમાં બેદરકાર બની ને ગમે તેમ એકલાં-છકલાં છકેલપણે ફરવાની છુટ આપે, આંધળો વિશ્વાસ મૂકે, તેણીની મરજીની દરેક ચીજ પર બેફામ બનીને અમલ કરવા દે, અને જે ઉમરે બરેબરી સંભાળ, કાળજી, જાળવણી રાખવી ઘટે, ત્યારેજ તેણીને રક્ષણ વિના છોડી દે, તો પછી કુટુંબની કે કોમની કીર્તિને કલંક લાગે ને જાત પર-જાતમાં હસી થાય, તો તેમાં શું નવાઈ છે? કુમળી વયની માદાને છોકરી પર વગર વિચારે વિશ્વાસ રાખવો ને હદબાહેર છુટાપણું આપવું એ એક માતાના બાબમાં કુદરતે મૂકેલા વિશ્વાસનો ભંગ કીધા બરાબર છે. દિકરી પુખ્ત વયની થાય; પોતે પોતાની સંભાળ લઇ શકે, અને બેઅદબ બુબખોને ખાસડાં, કે લાકડી-છતરીનો સરપાવ આપે, એવી હિમ્મતવાન થઇ શકે; ત્યાં સૂધી એક માતાએ તેણીને રક્ષણ વિના એકલી છૂટી મુકવી નહિ જોઇએ: પણ, એક ભરવાડ વગરનાં ઘેટાં જેવી તેણીની સ્થિતી માટે

## કોણ જોખમદાર છે?

બેહેકેલાં બાળની વાતાવરણમાં વિંટળાયલી રાખવા માટે કોણ જવાબદાર છે? સોસાયટીના ઓઠાં હેઠળ ઊંધે રસ્તે ઉતારનારાંઓને ગળચીમાંથી પકડીને કોણ પૂછનાર છે? પર જાતના પૂરૂષો પર આંધળો વિશ્વાસ મુકવા માટે છેલ્લે કોણને પસ્તાવું પડે છે? હદ બાહેરના લાડ લડાવવાથી

જ્યારે છેલ્લે એક છોકરી ભેન્ન-ફાટેલી બને, આપખુદી ચલાવવાની જીદ પકડી બેસે, અને બેવકુફ બની માબાપ તરફ બે-વફા, ને નગુણી થઈ પોતાના વંશ વેચે, ત્યારે સૌથી વધુ કોણને સોસવું પડે છે?

એક માતાનેજ.

ત્યારે તે માતા દુન્યાની દયા ખેંચવાની જો કોશેશ કરે તો, વ્યર્થ છે!

જો બચપણથીજ એક માતાએ ન્હાની ન્હાની નજીવી ચીજોમાં મન મારતાં અને ન્હાનાં ન્હાનાં ભોગ આપતાં દિકરીઓને શિખવ્યું હોય, તો મોટપણે મોટા ભોગ આપતાં અને મન મારતાં કઠણ નહિ લાગે. રમકડાં-કપડાંમાં કે મોજ-મજાહ મારવા જવાંમાં બચપણથીજ તેઓનું મન મારવાની ટેવ બચ્ચાંને પાડી હોય, તેઓની પહેલીજ જીદ કે બોહસને પહેલેજ ઝટકે એક સખ્ત ફટકા સાથે તોડી હોય, તો ભવિષ્યમાં અને મોટપણમાં તેનાં શુભ પરિણામ સંતોષિ જીંદગીમાં આવે. એવી ડાહી માતાઓ કોમમાં કંઈ કમી નથી.

પણ મોટે ભાગે છકેલ છૂટાપણાનો પવન ફુંકે છે, તે પારકાંઓનાં સમાગમમાં અવિચારીપણે દિકરીઓને છોડી મૂકવાનું પરિણામ છે. ઇંગ્લીશ, મિ ફ્રેંચ ગવરનેસોનાં ધખારા, મીશન સ્કુલોની "બાઇબલ"ની પોથી સાથની કેળવણી, કમઅક્કલીપણે પરજાતની સારી-માઠી સઘળીજ રીતભાત, ચાલચલણ ને રહેણી-કહેણી અંગીકાર કરવી, ને પોતાની જાતની દરેક ચીજને તુચ્છકારી કાઢવી, જેટલી ભોગવાય એટલી બધીજ મોજ-મજાહ ને એસ—આરામ ભોગવી દરેકે દરેક રમત—ગમત ને મેળાવડામાં ભાગ લેવો, એ આજની ઉછરતી, ઉધરતી છોકરીઓનું મુખ્ય કાર્યક્રમ છે, ને જેમાં આ જાતનો પવન લઇ ફરતી છોકરીઓ ખુદ પોતાનાં મા-બાપને કે સગાં-સ્નેહીઓને ગણકારતી નથી, કુટુંબ કબિલાનો ખ્યાલ કરતી નથી, તેઓને બધું પર-જાતનું અને મડમોનુંજ પસંદ પડે છે, ને ઘરનું બધું તુચ્છ લાગે છે, તેઓની આપ ખુદ વલણ અને સ્વઇચ્છાની સામે થવાને ખુદ માબાપ પોતે પણ હારી ખાઇ નસોસ પડીને બેસે છે, ને છેવટે તેઓ ભેન્ન-ફાટેલ બની ગમે તેવું અવિચારી પગલું ભરવા તૈયાર થાય છે. આ એજ ખરો પ્રસંગ છે કે જે વેળા દીકરીઓની ઉમરનો ખ્યાલ કીધા વગર

## સોટીનો ઉપયોગ થવો જોઇએ

ભુખ્યાં રાખવાનો અખતરો અજમાવવો જોઇએ, ઘરમાંથી પગ બાહેર નહી કાઢવાનો હુકમ કાઢી, બીજી સખ્ત શિક્ષાને અમલમાં મેલી તેઓને ઠેકાણે લાવ જોઇએ. એક માતા જો આવી રીતે વ અને નિડરપણે પોતાનો કુદરતી હક્ક સાબિત કરી દેખાડે, તો તેથી બીજી ભેજાં રાઇ લઇને ફરનારી છોકરીઓ ચોકેલી ચેતેલી રેહ. તેઓને ઉંધે રસ્તે ઉતરતાં-અટકાવવાનો પવિત્ર હક માતાજ છે. જો તેઓ એક હઠીલાઇમાં ફાવી જાય છે, તો બીજી જીદ પકડી માતાને તોબાહ તોબાહ પોકરાવે છે અને તે પછી દરેક બાબતમાં ફાવી જવાની બાજી રચે છે. છકેલ છૂટાપણાની શુરૂઆત કેમ થાય

# જબરદસ્ત લાલચ!

## એક ટુંકી વાર્તા

( ગુલશન માટે ખાસ )

લખનાર—મિસીસ રૂપાંબાઇ દોરાબજી રબાડી.

"ગુસતાદજી શેઠ તમોને મલુવાર ઓટી નાંક કરશે ?"–ઘરનાં નોકરે કહ્યું અને લગાર નાંખુશી થી "સાહેબ" પાછળથી બોલ્યો, જાણે તે નોકરને લાગ્યું હોય કે એ લક્ષાપતિ ગુસ્તાદજીને મળવા આવેલો ધણી "શેઠ" કહેવાવાને લાયકનો નથી. એમ કહેતાં ગુસતાદજી શેઠનાં લખવાનાં ઓરડામાં લઇ જઇ બેસાડયો.

ફીરોજશા સુનાવાળા–એ, લક્ષાપતિને ત્યાં હાજતમંદ થઇને આવેલા, તે ઓરડાનું રાચરચીલું બારીબારણાં વાળુ કુશાદે મકાન–બારણાં ઉપરનાં મોંઘા મૂળનાં ભારી કસબી પડદા, ઠેયાં ત્યાં કટાયલી પડેલી રૂપાંનો સણગાર ઇ. ઇ. ચોમેર નજર ફેરવી જોવા લાગો—બારીએથી ખુશબુમાં ફળ–ફુલનો બાગ દેખાતો હતો; ઓરડામાં જાણે રેશમ જેવો ચલકતો, ચાલનારનાં પગ અવાજ થતાં અંદર પેસી જાય એવો ગાલીચો પાથરેલો હતો. મેજ ઉપર કલમદાની, ખડયો ઇત્યાદી રૂપાંનો હતો તેમજ ભિંત ઉપર મોધી કિમતનાં પ્રખ્યાત ચિતારાઓનાં બનાવેલાં ચિત્રો ટાંગ્યા હતા–બારણાં ઉપર મોતીની તોરણ લટકાવેલી, ટુંકમાં ઘરધણીનાં ઉંચા ટેસ્ટની તેમ રેલછેલ દોલતની ગવાહી જાણે પૂરતાં હતાં. કંઇક ઇંગલીશ સ્ટાઇલપર ગોઠવાયલો તે ઓરડો હતો. અલબત બીજા ઓરડાઓ અને દિવાનખાનું, કેવું, એક સંગારેલું હોવું જોઇએ ધરી, મનસે એ સુનાવાળા વમાસવા લાગ્યા. તે બંગલા સાથે પોતાની રૂસતમ પોરેની કામડાંની બાંધેલી ગળી ગુચીમાં આવેલી ભાગી તુટી છાપડી જેમાં વરસાદનાં દાહડા રાતદિવસ અંધારાં અને ભિનાસમાં રેહેવાનું સુવાનું હતુ અને જેનાં માઠાં પરિણામે તેની ગરીબ પરણેતર ખુરશેદ બાટલે–મોહોતેને બિછાણે પડી હતી તે મનસે સરખાવા લાગ્યો. તેની દવાદારૂ કે તેને ઘટતો પુષ્ટીકારક ખોરાક તે આપી ન શકતો હતો. બે દિવસ કંઇ સુથારનું કામ કરી જે પૈસા લાગ્યો તેનું ગોસ્ત લાવી બે દહાડા સુપ આપી શકયો હતો; જરા દુધની કાંજી પાઇ શકયો હતો; એટલુંજ; તેટલામાં ત્યાંનાં દસતુર કુરામરોઝના મનમાં તેની દયા આવવાથી આ શેઠયાને કાગળથી ભલામણ કરી તેવણનાં બોહોળાં ખાતાંમાં કાંઇ મેહતાગીરિની ચાકરી ઉપર નેમવાનાં કાલાવાલા કર્યાં હતા, અને તેને ત્યાં જવા કહ્યું હતુ, જે ઉપરથી તે આશાવંત થઇ બે કલાક વહેલ્લોજ આવી ચઢયો હતો. પોતાનું ઝુંપડું જે અંદીખાનો સમાન હતું ત્યાં દરિદ્રતા કંગાલ્યત, ભુખમરો, નિરાશા, બીમારી બલકે મોહોતે ભમતાં દિસતાં હતાં જે વેળા ઠેયાં પૈસાની રેલ–છેલ, અને સુખવાસી જીંદગી ડીઠીએ પડતી હતી એ સઘળો વિચાર આવતાં અફસોસની હાય તેણે ખેંચી.

પ્રિય વાંચનારને આટલી ઓળખ કરાવી હવે શું થયું તે જોઇએ. ચોતરફ નજર ફેરતાં ફીરોજશા સુનાવાળાની નજર એક કાગળની ચો! ઉપર પડી. એ ચોડ જાજદાન ઉપર મુકી છંડ હતી અને લખવાની મેજ બારી આગળ હોવાથ અને તે દિને પવનનું જોર વિશેષ હોવાથી

ખપુડી અને ફીરોઝશાહની નજર તે ભણી ખેંચાઇ અને ખેંચાતાં જણાયું કે ૧૦૦–૧૦૦ ની નોટનાં પાંચ ટુકડા હતા અને એકની પીઠ ઉપર પેનસીલે યાદી લખી હતી: કે જમશેદ જસાવાળાને એડન મોકલવા રૂ. ૫૦૦:

પાંચસો રૂપીઆ! તેતો જોણે સુનાવાળાની આંખે આવી દેખાઇ! અહેથતની તો નહિજ, પણુ દોજખની: એ જો હાથ લાગે તો એની બીચારી પરણેતર જે એકનું એકજ પોતીકું વહાલું આ ખાં જગત વચ્ચે હતી, જેને દુઃખ અને બિમારીમાં રીબાતાં, ગળાતાં મરતાં જોવાથી તે પોતે અધમુએ થઇ ગયો હતો, આંખ નીચે બળીયાનાં દામ પડી આવ્યા હતા, નેસો સઘળી ખેંચાઇ આવી હતી તે સઘળી વેદનાઓમાંથી ટળવાનું થાય, વ્હાલી ધણીયાણીને મોહોતનાં કાતીલ પંજામાંથી કદાપિ છોડવી શકાયને તેને દવાદારૂ જોઇતું દુધ કાંઇ ફ્રુટ ઇત્યાદી અપાઇ શકાય.

એટલામાંથી બારણાંની બીજી બાજુથી મોટો ઘાંઘળ્યો સદાદ સંભળાયો.

"માકા, એ તું આયો કે?"

"હા સાહેબ."

"જમશેદ જસાવાળાને પેલી નોટ પાંચસોની મોકલી?"

"હાજી, મોકલી"

"ક્યારે મોકલી?"

"ગઇ કાલેજી."

"સારૂં થયું કાંકે તેની મુદત પાકી ગઇછ. એડન પોહોંચતાં કેટલા દિવસ લાગશે? તે તો હવે થયું! જ્યારે પુગે ત્યારે! તમે તે કાગળ રેજીસટર કરાવેલું માકા?"

"નહીજી. હું તદન તે વાત ભૂલી ગયો. પણ બરોબર પુગશે ખરૂં, સાહેબ?"

"મૂર્ખ–ગધ્ધો!" ગુસતાદજીએ બરાડ મારી "કંઇ નહિ તો નંબર લખી લીધાં છે કે તે બી નહિ?"

"હું ધારૂં છુ કે, મેં ઉતાવળીમાં બીડી દીધું. તમોએ મને કામ–" "તું કોઇ દિવસે ધંધાને લાયકનો નથી થવાનો બચ્ચા!"

"શું કહેછ, રામા?"

"કોઇ તમોને મળવા આવ્યુંછ... શેઠ." જે માણસ સુનાવાળાને ઓરડામાં બેસાડી ગયો તેનો સાદ આવ્યો.

"ક્યાં બેસાડયોછ?"

"તમારા લખવાનાં ઓરડામાં બેસાડ્યોછે."

પેલા ફીરોજશા સુનાવાળા હશે, સાહેબ, જેને આજે અગ્યાર વાગે મળવા આવવાનું સાહેબે કહેલું હતું. પેલા ફરામજી દસ્તુરે જેનાં માટે ભલામણ પોહચાડી હતી તે!"

"અરે હાજો! હું તો તદન ભુલીજ ગયેલો! હમણાં યાદ આવી. ઠીક હું દગલો બગલો પહેરી આઉં, તેટલાં બેસવા દે! એટલી ઉતાવળ શું છે જે! જો બચ્ચા પેલી નોટો ગેરવલ્લે ગઇ કિની તો તારા પગારમાંથી જે આવા ઉદાર હાથે આપું છું–તેમાંથી કાપી લેવાનો!"

કોઇ દીવાનખાનાંમાંથી ભારી પગલે બાહાર આવી માળ ઉપર ધારેથી ચઢવાનો આવાજ સુનાવાળાએ સાંભળ્યો.

ફીરોજશા સુનાવાળાએ સઘળું સાંભળતા ચુપચુપ ઉભેલા હતા; સેકરેટરી મી. માનેકજી માખન્યાનાં શબ્દો તેના કાનમાં રમી રહયાં હતાં. અને તેવણની ભુખી આંખ્યો પેલી નોટની ચોડ ઉપર ચીટકી રહેલી હતી. જમશેદ જસવાળા છેક એડન રહેતાં હતા–આ નોટો તેમને બીડવામાં આવી છે એવીજ બ્રાંતી એ લોકનાં મનમાં ઠસી ગઇ છે. રેજીસ્ટર પણ કરવામાં આવી નથી, નોટનાં નંબર પણ નથી ઉતાર્યા એ ભૂલ કોણ જાણે કેટલી મુદત પછી જણાશે સીવાય કે એ નોટ આ ટેબલ ઉપર પડેલી તેમની નજરે પડે.

જો ગુસતાદજી ગંદેવ્યા અને તેમનાં સેકરેટરીની નજર એ ઉપર નહિ પડી તો એ ખોર

ઉપરાંત મી૦ સુનાવાળા, મારા ખાતામાં એવા માણસો જોઇયે કે જેનાં ઉપર મારાથી પૂરતો ભરૂસો રખાય."

સુનાવાળાનો ફિક્કો ચહેરો વધુ ઉજળો અને ફિક્કો મારી ગયો.

"તમે એમ કહોછ, શેઠ, હું તમારા ભરૂસા લાયકનો માણસ નથી જણાતો ?"

"તમારો ભરોસો કેમ કરી શકાય ?" ગુસતાદજી હળવેથી બોલ્યા.—"મી. સુનાવાળા, સંભાળથી જવાબ દેજો—તમારા શબ્દોનો તોલ કરી પછી બોલજો. તમારા ઉપર ભરોસો રાખવાની મને સલાહ આપી શકો, વારૂ ?"

"તેમ કરશો તો તમોને દિલગીર થવાનું કારણ કદીને કાળે નહિ આપીશ, શેઠ."

"એકવાર ચોરી કરનાર બીજીવાર પણ ચોરી કરે." ગુસતાદજી બોલ્યા.

"જે આસામી ઉપર મારા જેવું દુઃખ પડ્યું હોય તેને સખત પાઠ મળેલો હોય છે, સાહેબ." સુનાવાલા ગુંગળાતે સ્હાદે બોલ્યા.

"પેહેલું પગલું ભરવું અઘરૂં પડે. તમારે કંઇ આખિરૂ ખોવાની દેહેશત નહિ—કંઇ નહિ, હું ખુલ્લે દિલે તમો સાથ વાત કરૂં તેમાં અડચણ જેવું કંઇ નથી કેની ?"

"જો તમો મને ચાકરીએ રાખવાનાં હોવો તો ખોલાસેથી જે કંઇ કહેવું-પુછવું હોય તે પુછો, શેઠ."

"તમે કડક સ્વભાવના માણસ છો, મી૦ સુનાવાળા ?"

"મને તિક્ષણ લાગણી છે. એટલુંજ—શેઠ."

ગુસતાદજી ખડખડ હસી પડયાછ. "મને પણ તેવી લાગણી તો છે. તેમજ મને ચતુરાઇ પણ છે મી૦ સુનાવાળા, તમારો દેખાવ મને ગમેછે. તમારી હાલત હું જાણુંછ. તમારા જેવા સંકડામણમાં પડેલા સપડેલા આસામીમાં હું ઘણી વાતો ઉપર આંખ મીચામણી કરવા રાજી છું. પહેલા અપરાધ પછી તું પાધરો ચાલ્યોછ—હેમણા લગી—આ ઘડી લગી તું બરોબર ચાલ્યો ?—ને, વિચાર કરી બોલ્યા, અને મને બરોબર-ખરો જવાબ આપ."

"હા—શેઠ; ત્યાર પછી મેં કંઇ એવું કર્યું નથી"

"તમે સોગંદ ખાઇ બોલી શકોછ ?"

"હાજી; સોગંદથી કહું છું."

"ત્યારે તો હું તમારી બાબદમાં કંઇ કરી શકતો નથી." ગુસતાદજી ઠોળા કકડાવી બોલ્યા.

"હું ઘણો દિલગીર છું, શેઠ"

ગુસતાદજી ઉઠી ઉભા થયા અને ટેબલ ઉપર વાંકાવળી ધીમેથી બોલ્યા—"સિવાય કે, જો પેલાં જોઝદાન ઉપર પેલી નોટનાં કકડાં પાછા નહિ મેલશો તો, મારે કોનસટેબલને તેડવો પડશે."

ફીરોજશા સુનાવાળાનાં મોંહ ઉપર લગાર પણ ફેરફાર નહિ થયો પણ તેનાં હાથો વડે તે પોતાનું કાળજું દાબતો હતો.

"મને તમારી વાતની સમજ નહિ પડતી, શેઠ" ફીરોજશા બોલ્યા.

"ચોર લોકો ચોરીની ચાલ મુકી દે એવો મને ભરૂસો આવતો નથી. ચોરનાં લોહીમાં—તેનાં તંતુઓમાં—તેનાં રગેરગમાં—તેનાં હાડકામાં એ ખાસ્યત હોય છે. તમે ચોર છો. તે વાત તો તમે કબુલ કરી ચુકા. દસતુર એમ સમજ્યા કે તમોએ જીંદગીનું નવું પાનું ઉકલાવ્યું. યાને તમે સાધુ થયા. દસતુરો અને મોબેદો એવુંજ ધારે. જરા કોઇએ નમનતાઇ અને પશેમાની દેખાડી કે તે સુધરી ગયો એવુંજ તેઓ સમજે. પણ હું તો ધંધાદારી માણસ છું. હું એમ આંખ વીંચીને કોઇ માણસનો કે કોઇ ચીજનો ભરૂસો નહિ કરૂં. હું તો તેમને કસી જોઉં, અને જો કસોટીમાં બરોબર નહિ ઉતર્યા તો હું તેમને ફેંકી દેઉં. મેં તમારી કસોટી લીધી. મેં પેલી નોટનાં કટકા જાણી જોઇને જોઝદાન ઉપર મુકયા હતા. તમો જ્યાં આવ્યા તે વેળા બરોબર ટેબલ ઉપર હતા એમ મેં સિદ્ધ

અરધા ખુલ્લા દેખાય તેમ મુકેલા હતા. જો તે શેઠે ધ્યાન ઠેકાણે રાખ્યું હોત અને ફક્ત જોઝદાન ઉપરજ નજર ફરી રહી નહિ ગયો હોત તો તુરત દેખાઇ આવત. તેવણે તે નોટ કહાડી હાથમાં ફેરવી જોઇ અને પાછી મેજ ઉપર મેલી તેટલાં પાછો પવનનાં ઝપાટાએ બધી ઉડી ગઇ અને ભોંય ઉપર વિખરાઇ પડી.

"એમજ થયું હતું, ગુસતાદજી શેઠ." ફીરોજશા સુનાવાળા બોલ્યા.

"હું ઘણોજ ખુશી થયોજી-મી. સુનાવાળા અને તેમજ દસતુરજી પણ સાંભળી ખુશી થશે. તમોએ મને વેચ્યો-ફીરોજશા, તમોએ મને ખરેખાત વેચ્યો. મારો વહેમ ખોટો જાણતાં હું બેહદ ખુશી થયો છું. ઘણુંજ નેક! મારો વાંક પડે કે હું ખોટો પડું તે કબુલ કરવા કદી અચકાઉં નહિ. હું કબુલ કરૂં છું કે મેં સજ્જડ થાપ ખાધી-હું ખોટો પડ્યો. તમારો સરખાંજ માણસનું મને કામ છે. તમારે માટે ખાલી જગ્યા નથી કરી હું ખોટું બોલ્યો હતો. કાલે દસ વાગે તમારી જગ્યા તૈયાર રહેશે. લેવો, આ નોટ તમારા પગારનાં એડવાન્સ તરીકે લેવ. આવતી કાલે ચાકરીને લગતી વાત આપણે કરીશું. હું હમણાં કામમાં છું. હું દુવા ગુજારૂંછ કે તમારાં ધણીયાણી વહેલાં સાજાં થાય-સાહેબજી."

એમ કહેતાં શેકહેન્ડ કરવા ગુસતાદજીએ પોતાનો હાથ લંબાવ્યો. ફીરોજશા સુનાવાળાએ થોડીવાર ટીક્યા કીધું પછી મુડું ઉચકી ગુસતાદજીનું મોંહ જોતાં બોલ્યો,

"કદાચ, મારે એમ સેકહેન્ડ કરવી જોઇએ-અને મારે તમારી માંગણી કબુલ રાખવી જોઇએ. હાજી, મારાં ધણીયાંણી મરણ કાંઠે આવી પુગેલાં છે. હા-તે મરવા સુતી છે ચાકરી અને આ પૈસો કદાચ તેનો જીવ ઉગારે-" ત્યાં ફીરોજશા હાંફવા લાગ્યો અને તેનો મોંહ મોટો થયો-" ડોકટર એમ કહે છે કે જો તેની બરોબર માવજત થાય તો તે જીવે. હા, પણ તમારાં જેવાનો પગાર લઉં તે કરતાં ચોરી કરૂં-હા, ચોરી કરૂં પણ તમારો પગાર નહિ લઉં-બીજા કોઇની પોકેટ લઉં-અડકું-પણ તમારા હાથને નહિ અડકું! તેને બદલે હજી મારી ધણીયાણીને મરતાં જોઉં, અને હું તેની પૂઠે જાઉં પણ તમારો પૈસો નહિ લેઉં. હમે બંને મરણને કાંઠેજ આવી લાગ્યાં છીએ. જે માણસને આપણે ધિક્કાર્યે તે માણસની આપણે ચાકરી કરી શકયે વારૂ? જેનો શેઠ બેઇમાન હોય તેનો નોકર ઇમાનદાર હોઈ શકે? તમારી વેપારી ધંધાની રીત તમે કહેવો છો તે હું જાણતો નથી, પણ તમે આજે કેવી ચાલ ચાલ્યા તે હું જાણું છું. તમોએ સાફસાફ હલકાઇને દગલબાજી વાપરી છે. તમોએ એવું ભયાનક છટકું માંડયું હતું-એવું છટકું કે જે માણસ સપડાઈ હમેશાનો દુન્યામાં બેઇજત થયા વિના રહેજ નહિ, એવું છટકું તમોએ માંડયું હતું. એક ગરીબ મુફલેસને બેચાને દોજખમાં હોમાવનારનો હું નોકર થાઉં, તેનાં કરતાં હજી હું ચોર થાઉં તે બેહતર. તમોએ મને એવું કીધુંછ કે, હું હજી ખુન કરૂં, મારી બૈરીનું ગળું દાબી તેને મારી નાખું, પણ તમારો પૈસો નહિ લઉં! હા, તે મરી જશે! કાંય? કાંકે, તમોએ તમારા કાવાદાવાથી, તમારી દગલબાજી ભરી ચાલે, તમારી ઉંદર અને બિલાડી જેવી ચાલે મને એવો ફટકો લગાવ્યો છ-કે, જે ચાકરી અને પગાર કબુલ કરવાથી તેણીનો જીવ ઉગરતે તે મરતી બચતે તે કબુલ કરી નથી શકતો. તમે, તમે ગુસતાદજી—તમે એક ખુની, એક જવાન છોકરીના ખુની ઠર્યા છો, એ ભુલતાનાં! અરે, તમારાથી તે કદી પણ ભુલશો નહિ, મારી ખાત્રી છે! તમે તમારી દોલત રેલછેલે ખરચંતા હશો તે વેળા તે તમારી સામે ઉઠી ઉભી થશે? અને એ પણ યાદ રાખજો કે, તમારાથી ઘણોજ ઉતરતે દરજ્જેનો-એટલે દુન્યાની ગણત્રીએ ઘણો ઉતરતો અને હલકે વાધેનો ગણાતો

"હું મારે ત્યાં ચાકરી રાખવા માંગતોજ નથી. રંગુનમાં મારી એક શાખા છે. આ ત્યાંનાં મારા કારભારી ઉપરની ચીઠ્ઠી છે. અને તમારી મુસાફરીનું ભાડું વગેરે એમાં બીડેલું છે. તે સાથે તમારા પગારનું એડવાન્સ છે જેથી તમો જવાની નીરાંતે તૈયારી કરો. તેટલામાં દવાદારૂ કરી તમારાં ધણીયાણી સાજાં થઇ તમારી સાથે આવવાને બની આવે. કબુલ રાખવાની મહેરબાની કરો, શીરીનજશા !"

"તમારી મેહેરબાનીની માટે ઉપકાર માનુછ-છ." ખુરશીદ પથારી ઉપરથી બોલી. "જેમ શીરીનજશાહથી તેમનાં ઉપર પડેલું ભુલાઇ નથી શકાતું તેમજ તમોને પણ ત્યાં લગી ચાલી ચલાવીને આવતાં બહુ તસદી પડી છે. હમે લોકો ઉપકાર સાથે તમારી માંગણી કબુલ રાખ્યેછઇ."

"ખુદા તમારૂં ભલું કરો!" ગુસતાદજી બોલ્યા. અને તે કાગળ શીરીનજશાહને આપ્યું અને પાછો હાથ લંબાવ્યો—શીરીનજશાહ લગાર ડગડગયા પછી હાથમાં હાથ મેલ્યો—મુંગે મોહડે શેકહેન્ડ કરી એ બંને છુટા પડયા. શીરીનજશા બારણું ખોલી પાછા પોતાનાં ધણીયાણી આગળ ગયા.

ગુસતાદજી તે કામડાનાં ઘરના અંધારા દાદર ઉપરથી ઉતરી જતાં છુટકારાનો દમ ખેંચી બબડયા—

"ખોદાનાં શુક્ર! ખોદાનાં શુક્ર!"

---

તે મારી નાકેશું સમજ મુજબ હું હેઠળ દર્શાવું છું. સર્વથી પહેલી કેળવણી એક બાળાને જે મળવી જોઇએ, ને તેણીના માતાના ગર્ભસ્થાનમાંથી તેણીને મળે એવું થવું જોઇએ. માતાની ઉમેદ ધરાવનારે બાનુએ હમેશ દરમ્યાન સાદી ધાર્મિક જીંદગી ગુજારી હોય, તો જે બેટી અવતરે તે જન્મથીજ ઉમદા ખવાસનીને ખાસ્યતની નીકળશે. હાલની સાયન્સ મારા બોલવાને ટેકો આપે છે. એ બેટી જેવી જન્મી કે માતાએ કોઇબી ભાડુતી દુધ કરતાં પોતાનું દુધ પાઇ ઉછેરેલી જોઇએ. માતાના સદ્‌ગુણી સારા વિચારો તે બેટી ધાવણ દરમ્યાન ગ્રહણ કરશે, ને માતાનું સ્વચ્છ દુધ પીવી તંદરોસ્તી ભરેલી ઉછરશે, જે બીજું કોઇ દુધ આપી શકશે નહિ. એક બેટી એવાં દુધ પર ઉછરેલી જ્યારે સમજની ને બોલતી થાય, કે, અષેમ', ને ' યથા ' ના પવિત્ર કલાઓ તેણીને શુધ ઉચ્ચારે આસ્તે આસ્તે ભણતાં શીખવવી જોઇએ. નાનપણુથી જ સારી નીતિની સહેલ સમજ પડે એવી વાર્તાઓ તેણીની આગળ કરી, તેણીનું મન ઉમદા ને સ્વચ્છ રાખવું જોઇએ. સાત વરસની ઉમરની થતાંની રોજ સહવારના પહોરમાં ઉઠતાં જ્યારે હાથ પાક કરી ઘરના આતશ પર સુખડ મુકી પવિત્ર ' યથા ' ' અષેમ ' ભણાવવી, ને તે આતશનું નમન કરાવી પછી બીજું સઘળું કામ યા રમતગમત કરવા દેવી. નવ વરસની વય આગળ કુસ્તીની બંદગી તથા પતેત ભણાવી શીખવી નવ વરસની ઉમરની થતાં નવજોત કરવી, ને જરથોસ્તી તરીકતો શીખવી સાચવવાની ને સંભાળવાની કાળજી કરતાં શીખવવું. એ સૌથી પહેલી કેળવણી દરેક બેટીને તેની માતાએ આપવી જોઇએ. દુન્યાદારીની કેળવણીને માટે પોતાની માતૃભાષા ગુજરાતી લખતાં વાંચતાં, ને બરાબર સમજતાં શીખવવાની ઘણી મોટી અગત છે. હાલમાં તો ગુજરાતી કેળવણી પણ નહિ જેવી અપાઇ બીજી વગર જરૂરની કેળવણી પાછળજ વધુ ધ્યાન અપાય છે. ઇંગ્રેજી ભાષા ઘણી સારી રીતે લખી વાંચી તથા બોલી જાણે, એ બીજી અગતની બાબદ છે, પણ હાલની છોકરીઓ મેટ્રીક થયલીઓ વટીક સાદું સરળ ઇંગ્રેજી લખી બોલી યા વાંચી શક્તી નથી, એ મારો પોતાનો અનુભવ છે; ત્યારે ઇંગ્રેજી કેળવણી પર જો વધુ ધ્યાન અપાવવામાં આવે, ને બીજું બીલકુલ બીનઅગતની કેળવણી પર સદા બરો છેકો મારવામાં આવે, તો કેવું ધનીમત થઇ પડે ? એલણતાં જરૂર જોગા હિસાબ તથા ઇતિહાસ ને થોડીક ભૂગોળ ઘણુંજ અગતના ને જરૂરી જ્ઞાન આપે તેટલા પ્રમાણમાં આપવામાં આવે તો તે પણ બરહક છે. ને પછી મેટ્રીક ને બરના અભ્યાસના ખર્ચેલા બચેલા વખતમાં સ્કુલના અભ્યાસ દરમ્યાનજ રાંધણકળા, સીવન, ભરત-ગુથન-કળા મ્યુઝીક, ડ્રેઇંગ, પેનટીંગ એ સઘળાંમાંથી કોઈબી એક બે, યા ત્રણ જરૂરી હુન્નરો સાથ રાજીખુશીથી લીધેલો એક હુન્નર અપાય, તો કન્યા કેળવણી પોતાના મીઠાં ફળ ચખાડે, ને કેળવણીની ઉમદા નેમ બર

આવે. ત્યારે, આપણી છોકરીઓ ખરેખરી લાયક સદગુણી સ્ત્રીઓ નીવડી, સંસારને શોભાવી પોતાની અગત્યતાનો છાપ પાડે. એવી સ્ત્રીઓથી આ દુન્યાસાંના મોટા અનર્થો દુર થાય. એવીજ સ્ત્રીઓથી આ સંસાર સાગર તરી શકાય; એવીજ સ્ત્રીઓ પોતાના જાતી દાખલાની રૂડી અસર સઘળે ફેલાવી સઘળે સ્થળે શાંતિને આનંદ ફેલાવે. ખુદા કરેને આપણી કોમની સ્ત્રીઓને માટે એક એવી નીશાળ યા કોલેજની સ્થાપના થાય, જ્યાં આવી ઢબની કેળવણી બાળાઓ લઇ આપની કોમ જે હાલમાં ભયંકર ખાહીને સથાળે આવી ઉભી છે, તેમાં ગબડી પડતી અટકાવે. એક છોકરીને કેળવણી તો ઘણીજ અગત છે, કારણ કે સ્ત્રી જ માતા થનાર છે, તે માતા જેવી હશે, તેવાં બચ્ચાં નીવડશે. આપણા સમાઇ બપાઇઓ શીખેલાં નહિ હતાં, પણ જરથોસ્તી તરીકતો પાળી, ધર્મ પર એકીન રાખી, ઘરના આતશને જાળવતાં, ને તેથી તેઓ જ્ઞાન વગર; કાંઇબી શીખ્યા વગર; ઘણી સારી જીંદગી ગુજારી ઉંચ બુદ્ધિમાન બેટાઓ પેદા કરી ગઈ છે. 'સર જમશેદજી' કે એક 'જમશેદજી તાતા' એક 'મી. દાદાભાઇ નવરોજી' ને એક 'સર ફીરોજશાહ મહેતા', એક 'નવરોજી વાહાડયા' ને એક 'દીનશા પીટીટ' એવા એવા ઘણા જાણીતા પરગજુ, બુદ્ધિમાન બેટાઓ જે બાનુઓ પેદા કરી ગઇ, તે આજની ઇંગ્રેજી કેળવણી લીધેલી નહિ હતી. આજની મેટ્રીક થયલી યા બી. એ. થયલી બાનુઓ નહિ હતી, પણ તેઓ પોતાની જરથોસ્તી ખાસ્યતો ને ખવાસો પોતાની મેળવી તે ખીલવી ઘણી ઉંચે મોટી જીંદગી ગુજારી ગયાં છે. તો વખત તે જેમાનો, નો તે બાનુઓ હવે કયાં છે? ધાર્મિક તરીકતો પર છેકો પડયો છે, ઘરના આતશને જાળવવા, તેનું ઓરેહ પવિત્ર રાખવાનું ભૂલાઇ ગયું છે, અને પરિણામ આપણે ઘણી ગમગ્યારી સાથ જોઇએ છીયે. આપણી હાલની ગમે એવીબી ઉંચ કેળવણી કદી સારૂં પરિણામ નીપજાવી શકી નથી; શકનાર નથી; સિવાય કે ધર્મ તરફની દીદાગીરી, તેના ફરમાનો તરફ માન, તેના તરફનું સંપૂર્ણ એકીન, જેથી ખુદા તરફનો ભુક્તિભાવ ખીલવી ખરી રાસ્ત, નેક જીંદગી ગુજારી શકયે. નિશાળની અંદર ધાર્મિક કેળવણી અપાય છે, તે કેળવણી કાંઇ જીવ જેવું સારૂં પરિણામ નીપજાવે નહિ. ધાર્મિક સબકો આપો, તમે સારી સારી શીખામણો આપો, પણ તે ગ્રહણ કરવામે તે શીખ પ્રમાણે ચાલવા, આપણું અંતઃકરણ તૈયાર હોવું જોઇએની? મીણપર તમે છાપ પાડો તો સેહેલાઇથી પડે, ધાતુને પીગલાવી ગમે તે ઘાટ કરી શકો, તેવું આપણું હૈયું હોવું જોઇએ, કે જેથી સારી શીખામણો ઝટ લઇ શકે. તે માટેજ, ઘરનો આતશ, જે સારી શીખામણ આપનાર છે, જે માણસને અશોઇની ઉંચ હાલતે લઇ જનાર એક બુલંદ આલાત છે, તેને આપણા ધર્મમાં સાચવવા, સંભાળવા, જુદદીનના હાથથી યા કોઇપણ જાતના નસાથી પરહેજ રાખવાની તાકીદ છે, જે તાકીદ પ્રમાણે ચાલવાથી આ દુન્યાની નેકનામી

# જમશેદનો વારસો.

(એક ટુંકી પારસી સંસારી વાર્તા)

લખનાર—(મીસીસ મહેરબાનુ ફિરોજશાહ એડનવાળા.

જમશેદ ઝવેરી એક સારી રીતભાતનો, તર્તનોજ પાસ થયલો ગરીબડો વકીલ હતો. તે હજી દુન્યામાં નામ કાહાડવા અને સારી કમાંની કરવાની ઉંચા આશાઓમાં હતો. તેની ફ્રેન્ડ દોલત આશાના એક ખરી સદગુણી અને ભલી કુંવારિકા હતી. જમશેદની ભવિષ્યની પાળ આ સદગુણી નાર સાથે બાંધવાની ઉમેદમાં એક મોટો ખતરો હતો, અને તે તેણીની લાલચુ ખવાસની માતા આલાંમાય હતી.

આલાંમાયે પોતેથી જવાનીમાં જે સદગૃહસ્થ સાથે લગનનાં કોલથી બંધાઇ હતી, તેનાં કરતાં બીજા પાસે પૈસા વધુ જોઇ તે કારજ તોડીને પોતાની ઉમરનાં કરતાં બેવડી ઉમરનાં બેજનજી આશાના સાથે પરણી હતી. એટલી લાલચુ સ્ત્રી હવે પોતાની એક પુરી દીકરીને જમશેદ જેવા એક ટુંક કમાણીના શખ્સ સાથે પરણાવેથી ?

આજે જમશેદ ઝવેરી આલાંમાયને ત્યાં, દોલતનું વર્ષ હોવાથી જમવા આવ્યો હતો, અને સાંજે એક એકાંત બાગની જગ્યામાં દોલતથી જે તે જવાબ મેળવવાને જમશેદ તેણીની સાથે એક બાંક ઉપર ગોઠવાયો અને પોતાનાં દીલની ઉમેદ જાહેર કીધી. અલબતે દોલતે પોતાની ખુશી જાહેર કીધી પણ માયજીની રજા માટે ડગમગતી હતી તેટલાં ગુસ્સાભર્યા અવાજમાંજ તેઓ તરફને વતડાવતાં આલાંમાય તેઓ સામે આવી બોલ્યાં,

" ઓ વાય ! જમશેદ તમેબી ? બાગમાં હવા ફરવાનું છોડી દઇ અહીં શું કરોછ ? ચાલ આવ, માય, દોલત, આવો જો, ફરદુનશાહ મહેતા તુને ક્યારના મળવા ખોટી, થાય છેની " તેઓ ઝડફથી બંને ત્યાંથી ઉઠી ગયા. ફરદુનશા મેહતા! હા! એ શખ્સ બાપદાદાની ઓહદાની દોલત ધરાવતો અને ખાન બાહાદુરની પદ્દિએ ફુલેલો, પણ હાલની ફેશનને વશ થવાથી, બીલ્યાર્ડ, દારૂ, અને ઉડાઉપણામાં અઢાર ઉમરે પુગેલો હતો જમશેદ તેને બરાબર પીછાનતો. ખરૂં હતું કે પૈસે પૂરે હતો, પણ સાથે સાથે તે જબરો ઉડાઉ અને ગેરરીતીઓ પાળનારો હતો. જમશેદે દીલથી નક્કી ગાંઠ વાળ્યો કે પૈસા પર પરણનારી તે સ્ત્રીએ દોલત માટે પણ આ પૈસાદાર ધણીને મનમાં નક્કી ક્યોછ ધારો. તેને તે પાટીમાં ત્યાર પછી જરાએ લેહઝત લાગી નહીં. ઓહોહ ! પૈસો, તું દુન્યામાં માણસોને સુખ બક્ષવાનેજ ફક્ત સરજાયલો હતે તો કેવું સારૂં ? ફરદુનશાહનાં પૈસાએ દોલત ને અને જમશેદને બહુજ દુઃખી કર્યો.

× × × ×

દુન્યામાં સર્વથી જે વિચિત્ર ચીજ છે, તે નસીબ છે. માણસનું નસીબ અજબ, વિચિત્ર ઢંગ રૂપ બતાવે છે, અને ઘડીની વચમાં કંઇ કંઇ ફેરફારોમાં એક માણસને લાવી મુકે છે. જમશેદ ઉદાસ અને ઉતરેલે મોંઢે તે પાર્ટીમાંથી પાછો ફર્યો. હમેંશ માફક તેને જોઇને તેનું લાડકું કુતરૂં ગેલ કરવા તેની પાસે દોડી આવ્યું, તેને કાનમાંથી પકડીને, તેને આપેલાં હેતાલાં આવકારનો સ્વાદ ચખાડવા કંપાઉંડમાં ફેંકી દીધું. અંદર જઇને તેને એક ચીઠી નોકરે આપી. તે વાંચવા ઉભો. તે ચીઠીનો લખનાર તેજ ધણી હતો. કે જેની સાથે આલાંમય જવાનીમાં પેહલાં બંધાયા પછી દોલતનાં બાપ બેજનજી આસાના પાસે, ઘણોક

પૈસો જોઇને તેવન સાથે પરણી બેઠાં હતો. જમશેદ તે જાણતો હતો. તે ચીઠી આ પ્રમાણે હતી.

"વાહલા જમશેદ, દીકરા,

તું જાણેછ તો ખરો કે હમણાં હમણાં મને છાતીમાં ચુક પકડવાની આદત પડીછે; અને એ દર્દથી મારા હાથ પગ ઢીલા થઇ જાયછે; અને તદન મોતનાં ડાચામાં સપડાવા જેવું મને થાયછે. ડાક્ટરોએ મને કહી રાખ્યુંછે કે એ હુમલામાંજ મારો જાન કોઇબી ઘડીએ ફનાજ થઇ જશે. તું એમ નાં જાણતો કે તેથી કંઇ હું દીલગીર હોઉં; જરાબી નહીં. પણ મારે એક કામ કરવું છે, તે વગર મરવું વ્યાજબી નથી. મારે તારી પાસે કંઇ લખાણ કરાવવું છે, જો આજે રાતેજ તારેથી આવવા બને તો આવજે. એક મીનીટબી મોહલા અને ઢીલ કરવાનું મને ગમતું નથી. મોત ક્યારે બી આવશે તે માણસને ખબર નથી.

લી૰ તારાં ભલામાં રહેનારો

**હોમજી વારડન.**

"લાવ ગાડી જોડ, હજી તો ફક્ત દસ થયાછે," એમ બબડી ચીઠી ગજવે મેલી ને નોકરને હુકમ આપી બહાર પડયો. લખાણ કરવાની સામગ્રી તેણે પહેલાં ગજવે મેલી. "ગરીબ મારા દોસ્ત, એવને આ દર્દના હુમલાએ હમણાં હમણાં બહુંજ હેરાન કર્યોછે," ગાડીમાં બેસીને હંકરાઇ જતાં તેણે તેવન માટે ધાર્યું. જમશેદને આજ દસ વર્ષ થયાં હોમજી વારડન સાથે ઓળખાંણ પડી હતી, અને તેવનેજ તેને દોલત સાથે પરણવા ચાહવાંનો બોલોને; તેણીની માતાની આગલી વાતો કહીને હસી કાહાડયા હતા, અને તેથીજ જમશેદ તે માતા તરફ પહેલાંથીજ અભાવ ધરાવતો થયો હતો; જો કે આલામાય સાથે સારો આવજો માવજો હજી સુધી હોમજીએ રાખ્યો હતો, અને તેણીની દીકરીને પણ વાર તહેવારે જાત જાતની ભેટ સોગાદ એક કુટુંબના ઘડીલ માફક તેવન કરતા; અને તેથી જમશેદ ધારતો કે તેવનનું પોતાનું સગું દુન્યામાં કોઇ ન હોવાથી, મોટી ઉમરે તેવણે મેળવેલી મોટી દોલત ઘણું કરીને આલામાયનેજ તેવન આપશે એમ જમશેદ ધારતો.

"જો એમ એમથી થયું કેની તો પછી દોલતને મારી સાથે પરણીઅવનો બંધતોજ ખતરો આલામાય કાહાડશે," જમશેદ ફીકરથી વમાસવા લાગ્યો.

આખર તે લાંબી મુસાફરી પૂરી કરી હોમજી શેઠનાં બારણાં આગળ ઉતર્યો. ગાડીવાનને આપીને જવા દઇ બારણું ઠોક્યું.

"ઢીલ કીધું કે તમે આયવા," હોમજી શેઠનો જુનો વિશ્વાસુ નોકર, તેને જોઇને ખુશાલી બતાવતાં બોલ્યો. "હેટ ક્યારનાં નહીં હુવે કે નહીં હુવા હીઓ! તમારાંજ નામનું જ બુરાયડા કરતાં છે."

તે દોડતો ઉપર ચઢી ગયો. દિવાનખાનામાં મોટા સોફા ઉપર ધીમી લાઇટ તળે તેણે હોમજીને બેઠેલા જોયા. તેઓ જમશેદને જોતાંજ ઉઠીને તેની સામાં આવ્યા. જમશેદને જોઇને ખુશ થયો કે તેઓ કંઇ ઝાઝા બીમાર જેવા દીસતા નહતા.

"તમે સીક છેઓ એમ ચીઠી વાંચીને હું ઘણો દીલગીર થયો, હોમજી શેઠ," જમશેદે તેવનને શેકહેંડ કરતાં કહયું.

"પણ તમુને ધારવા કરતાં બેહતર સારી હાંલતી જોઇને હું ખુશી છઉં."

"ધુળની ટેહેર! હું હવે એક મરવાંની માંદે એક દમે ઓચિંતો ઉધાઇ રેહવેસ," જમશેદ! દીકરા, સારું કીધું કે તું આયો. બેચીત, હું દેખાઉંછ તો સારી હાંલતી પણ તે દર્દના હુમલો આવેછ ત્યારે હું લગભગ મરી ગયલો માણસને વચારે ભગતો આંઉછ. હું હવે મારે ઘેર મરું તે પેહલાં સીધુ કરવા માંગુ છું એટલે કે મારું વીલ લખાંવવા માંગુછ. મને સવાલ મોટો એજ છે કે એ મારી મોટી દોલત હું મારી પાછળ કોણને આપી જાઉં?"

એ જણમાં મારા વિચાર છે, એક મર્દ અને એક ઓરત !"

એ સાંભળી જમશેદ ચમકયો. ઓરત તે આ-લાંમાય નકકીજ હોવાં જોઇયે. તેણીને વધતોજ દસ્લો મળે તો જમશેદ સાથની તેણીની વર્તણુંક વધતીજ અહંકાર ભરી થવાની. તે ફીંગલાઇ ગયો.

"જેની જમશેદ, મારી દોલત કંઇ એકદમ લાખોની નથી કે તેમાં બધાં ભાગ કાહાડું. એકજ જણને આપી જાઉં તો મારૂં નામ રહે. મર્દ કોણ છે તે હું તુને કેહવા નહીં માગંતો પણ ઓરતનું નામ તુને કહું ?"

"હા, મને ઓરતનું નામ જરૂર કેહવો." તે અતી આતુરતાથી બોલ્યો, એટલે હોમજી શેઠે વીચાર કેર્યો, અને બોલ્યા,

"પેહલાં મને એક સવાલ કરવોછ. દોલત આશાના ઉપર તેં બધી મદાર બાંધીછ હ ! એજ છોકરીની માવતરને હું બચપણમાં જ્યારે ગરીબરો હતો ત્યારે અદરાયો હતો. પણ હવે દોલત તારા તરફ કેવી છે ?"

"દોલતનો બધો વિચાર મારી માંગણીને હા કેહવાનો છે. આજે રાત્રેબી હું ત્યાંથીજ આવ્યોછ. એની માય મારી ઉપર હજીબી ઘણીજ ખીટેલી છે, અને હવે તો વળી વચમાં ફરદુનશાહ મેહતા નડેછ; જેના ઉપર આલાંમાયે મદાર બાંધેલી જણાય છે. તેનો ખાનબાહદુર ખેતાબ અને પૈસા દોલત માટે આશા રાખવા એઓનને પૂરતાં જણાયછ !"

"માય જેવીજ દીકરીબી હોશે કની ! તારા જેવા એક ગદ્દાઇ વહિવટ કરીને ટુંક કમાનાર આગળ ખાનબાહદુર મેહતાનો ખેતાબ, પૈસો અને ચેહલ મેહલ તેણી પસંદ કરશે ?" જરાક તીખાસથી તેઓ બોલ્યા.

"જરાબી નહીં. હોમજી શેઠ, હું ખાત્રીપૂર્વક છું કે મારી દોલત તેવી નથી."

"હં ? હં ! ઘણું સારૂં ત્યારે તો ચાલ દીકરા ત્યારે લખ." અને હોમજી શેઠે પોતાનું વીલ લખાવ્યું. તે આ પ્રમાણે હતું.

જમશેદ ઝવેરીને રૂ. ૧૦ હજાર મળે અને બાકીનું બધું હું દોલત આશાના માટે મુકી જાઉં છું; પણ એકજ શરતે અને તે એકે પાંચ વર્ષની મુદત વેર દોલતે પરણવું હોય તો પોતાની માનો હુકમ વગર પરણવું નહીં. પણ પાંચ વર્ષના અ-રસા બાદ તેણીએ પોતાની માયનો હુકમ પરણવા માટે લેવાની જરૂર નહીં."

આવી મતલબનું તે વીલ હતું.

"માના હુકમથી પરણવું ! હોમજી શેઠ, તમે જાણોછો ? એવી મોટી દોલત મેળવ્યા પછી એની મા કદીબી મારા જેવા ગરીબડાને પોતાની દીકરી પરણાવશે ? એ કલમ મારૂં નખોદ વાળશે !" જ-મશેદ કગર્યો "પણ માફ કરજોજી. મને કંઇબી એ વાતમાં વચ્ચે પડવાની જરૂર નથી." તેણે ઝટ ઉમેર્યું."

"કંઇ નહીં, જમશેદ, પણ જો તારી ભૂલ છે. તુંને મેં દસ હજારનો દસ્લો એજ જોઇને આપ્યો છે કે તેથી તું તારી ધરપત વધારીને વધારે ધપધપયા વકીલમાં ખપતો જાય; અને પછી તારી પોતાનીજ આવક વધી જાય. અને દોલત તું કેહછ તેમ જો તુંને ચાહતીજ હશે, તો દોલત વારસાની દરકાર વગર તુંનેજ પરણશે. એને હવે વારસાની દરકાર શાની હોય ? એથી તારી વધારે ખાત્રી થશે કે દોલત છોકરી પોતાની મા-યની મીસાલ વારસા પૈસાને ચાહનારી છે કે નથી !"

"મારે તમારી પાસે કંઇબી લેવું પાજબી નથી, પણ તમે મારી મુરબ્બીગીરી કરતા આવેલા છેઓ તેથી હું તમારી સોંપેલી રકમ કબુલ રાખી શ પણ હોમજી શેઠ, ધારો કે દોલતને આટલી મોટી દોલત સાથે તેની માય મારી સાથે નહીંજ પરણાવે તો પાંચ વર્ષની મુદતમાં દોલત પોતાની માયની મરજી ઉપરાંત મને પરણેતો પછી શું કરવું. ને કંઇ તમે નથી લખાવતા એમ કેમ ?"

ખોઇને પોતાની એ અક્કલ આવતરનો સુખલો બોલ્યો.

"જમશેદ તો પૈસાનો પુંજારી છે! ભીખારડા જેવો ગરીબ વહીવટ કરીને કમાઇને પેટનો ખાડો પુરે તેવો, તેનાં કરતાં રમતો જમતો, ફરતો, હરતો ફરદુનશા લાખ દરજ્જે ભલો! મેં તેને તારે વાસ્તે ખુશી આશાબી આપી છે. હવે મને એ વાતમાં ફજેત ના કરતી," આલાંમાયે એ ફગળીને પટાવવા લાગ્યાં. "મારી ડાહી દીકરી, તારૂં સુખ શાથી છે તે હું પોતે જાણું કની? તુંને શું ખબર?"

"શું માયજી, તમે એ નઠારા, નફફરા માણસને મારે વાસ્તે વચનથી આપી ચુક્યાંછ? ત્યારે તો જાણજો જે કે તેમાં તમારૂં કંઇજ નથી વળવાનું! આજે હું વચને જમશેદની પરણેતર થવા કબુલી થઇ છું!"

"ત્યારે જાણજે હું! બાઇ સાહેબ, કે હોમજીઆનો વારસો તમો લોકોને મલશે નહીં. એ લગનની હું કદીએ રજા નથી આપવાની."

"ભલે નાં આપતાં, હમુંને પૈસાની દરકાર નથી, હમે બન્ને અદરાઇ ચુક્યાંછ, મમા."

"નાકદર છોકરી તું શું કરેછ તે કંઈ જાણેછ?" હવે તેણીની માય ફગળી પડી. "તારે ત્યાં પૈસાની હમણાં કેટલી જરૂર છે તે તું નથી જાણતી! તારા બાપે શૈર સટ્ટામાં મોટી રકમ ગુમાવીછ, અને આ હોમજીઆનાં પૈસાતો એક બોલનીં કરમે બલ્કેસ આપરે ત્યાં ઉતરેલી કહેવાય, તે તું ઠોકરે શું કામ મારેછ?"

"ખરેખર, માયજી, મને એ વાત ખબરજ નહીં."

"તારા બાપે ખાનબહાદુર ફરદુનશાહ મહેતા પાસે પૈસા લીધાછ. અને તેને આપરેં તેનાં માંગતાં લહેણાંમાં તુંને પરણાવવાનું વચન ને હોંશ આપીછ, હવે કહે તારા બાપને કેવું ખરાબ લાગે જો તું તેને પરણવા ના કબુલ થાય તો."

"ત્યારે એમ કાંય નહીં કરતાં માયજી, અને એની સાથે–મારા જમશેદ સાથે પરણવાની રાજી ખુશીથી રજા આપો, પછી તો પૈસાનો કાંઇજ વાંધો નહીં પડવાનો."

પણ આલામાયે પોતાની જીદ છોડી નહીં. પોતાની બેટીને મોટે ઘેરેજ પરણાવવાની હઠ લઇ બેઠેલી તેણીએ દોલત જમશેદની સાજનારીમાં નડતર નાંખ્યા કીધી, એવો મામલો જોઇ ફરદુનશાહે હવે દોલતનાં બાપ ઉપર પોતાનાં નાણાંની ઉઘરાંણીની તાકીદ કર્યાં કીધી.

× × × × ×

તે મા દીકરી વચ્ચે એને એજ બાબદ મોટી પંચાત આલ્યા કરતી, પણ દોલત પોતાનાં વિચારમાં ફરતી નહીં. તેણીએ પોતાની આદરણી જમશેદ સાથેની જાહેર કીધી, અને સાથે સાથે પોતાની માયને મદદ થવાને વિનતી કે જેમ કર્યાથી તેઓને હોમજીઆનો પૈસો મળશે, અને તેણી ખુશીથી પોતાનાં બાપને મદદ થશે. આલાંમાય પોતાનો વીચાર કદી નહીંજ ફેરવશે એમ કહી બહુ મજબુત જીદીપણું બતાવતી.

"જમશેદ, આપણને લગન માટે આખાં પાંચ પાંચ વર્ષ પર ટળવળવું પડવાનું; કેમકે માય તો માનતાં નથી અને મારા પૈસાની કે આવક આવેછ તેમાંથી હું મારા ખાવાજીનાં માંગ નારાઓને વ્યાજ આપીને દુરના દુર રાખુંછ; કે હું પરણી જાઉંતો આવક બંધ થાય અને મા બાપનાં માંગનારાઓ એકદમ એઓ ઉપર દો દોડીનો હલ્લો લાવે, અને ઘરડેઘડપણ આબરૂ ધૂળ થાય!" એક વખ્ત દોલત બોલી.

"એમ છે તો હું કંઇ થોડી ઘણી મ કરીશ! તારા બાપને, દોલત, મારેથી બની તો કહે હું કરૂં? આવાં પાંચ વર્ષ બી જવા દેવાં એતો તદન નહીં બનવા જોગ છે!

"એવનનું કરજ મોટું છે, જમશેદ રકમ હતે તો તારી મહેરબાની હું કબુલ રા

પણ એતો મોટું છે, તું જાણે છ જમશેદ, મારાં આપથી મને ખીહીને કાલે પરણવું હોય તો આજે પરણવાની તાકીદ કરવાનું મન થાયછ; કેમ જે, આખો દહાડો એની એજ વાતમાં હમારો દહાડો ઘણોજ અસુખી જાય છે. જો એમને એમ ચાલ્યું તો મારી તબ્યત નાહકની બગડશે!"

તેમજ હતું. આલાંમાયે પોતાની છટ્ટ ચાલુ રાખી, ફરદુનશાહ હજુબી રોજીંદો આવતો જતો, અને ખાણીપીણીમાં પહેલો હાજરજ રહેતો. એ ખેન્જલત—તે નરદે માણસ પોતાનું માંગતું લહેણું ઘડી ઘડી દોલતની સામેજ તેઓને યાદ દેવડાવી માંગે તે ખેન્જલત તેણીને ભારી લાગતી અને હવે તેણીએ વધુ ન ખમાતાં ટુંકમાં પરણી જવાનો ઇરાદો નક્કી રાખ્યો, અને જમતાં જમતાં એક દહાડો તેણીએ તે ઠરાવ પોતાનાં માબાપને કહી દીધો.

"જો તેમજ છે તો ગરીબીનાં અવસ્થામાં પાછલા દહાડા પૂરા કરજો." આલાંમાયે કરડાઇથી પોતાની દીકરીને કહ્યું. 'અહીંથી કદીબી કશુ-લાત મળવાની આશા રાખતાં નાં!"

——પણ કાંય વારુ, આલાં," હવે દોલતનાં ઘરડા બાપ આરાંજી વચ્ચે પૂરાયો. "તુને વાંધો શું છે જે? જમશેદ ઘણો સજ્જનો અને કમાઉ માણસ છે. વળી બનેના જીવ એક છેતો તે લોકને અટકાવવાની તારી મકસદ શું હોશે?"

"એ બેલા માણસ છે, મારાં બચ્ચાંને મારી વિરૂદ્ધ નાફરમાન થવાનું શીખવેછ! તમુને તો કાંઇજ દેખાતું નથી."

'માય, એ નાફરમાની નથી!"

"આલાં તું એમ સમજેછ, પણ એ છોકરાંઓ એમ નથી સમજતાં! નાફરમાનીનો સવાલ અહીં નથી; કેમજે આવો મોટો વારસો ભોંજુએ નાંખીને બને એક થાયછ ત્યારે જાણુંવાનું જે ખરાં દીલનીજ વાત છે"

"તમે તો બચ્ચાંને અગાઉ પણ સુધારો કેળવો નહીં, તમે વચ્ચે કદી બોલતાજ નાં!" આલાંમાય વચ્ચે પૂરાઇ. અને માબાપને કચવાટ થાયછ, એવું જોઇ દોલત ચુપ બેઠી. તેઓએ નક્કી રાખેલે દહાડે બનેએ પહેલાંથી ગોઠવણ કર્યા પ્રમાણે અગ્યારીમાં જઇને આશીરવાદ સરાવ્યા.

ગરીબ બાપડી દોલતનાં મનામાં ઓછું તો ખહુબી આવતું. ગંભીર, પવિત્ર, જીંદગીની ગાંઠ બાંધનારી ક્રિયા વેળાએ તેણીની માં યા બાપ યા બેશ બેશાવદો કે મિત્રો કોઇપણ હાજર નહતાં. એ બનાવે તેણીને ઘડી ઘડી ગમગીની થતી, પણ પોતાનાં મન ચાહેલા ધણીને પાસે જોઇ તેણીનું મન વળી રહેતું.

તેઓ જ્યારે ઘેર જઇ પુગ્યાં, પરણી અદરાઇને એક થઇને તેઓ જ્યારે ઘરે ગયાં ત્યારે તેની ટેબલ ઉપર એક મોટું સીલ્ડ પાકીટ જમશેદે જોયું, જેનાં ઉપર એક ઉઘાડી ચીઠી પડેલી મળી જેમાં નીચે પ્રમાણે એક સોલીસીટરે લખેલું વાંચ્યું.

"મી૦ જમશેદ અંવરી—

આજે મરહુમ હોમજી બાની છનસી છે! અને તેથી આ સીલ્ડ પાકીટ ખોલીને આપણે બને વાંચનાર છેયે. આજે હું આખો દહાડો રોકાયલો રહેવાયો છઉં, તેથી હમણાંજ સવારે દસ વાગે તમારે ત્યાં આવશ"

જમશેદ હવે સમક્યો. હા, ખરા, તે પેલું સીલ્ડ પાકીટ તો તદન ભૂલીજ ગયો હતો. તેણે હસીને તે ચીઠી પોતાની તર્તનીજ બનેલી મોહ-રદારને બતાવી. નાસ્તો કરી રહ્યાં તેટલાં તો સોલીસીટર આવી લાગ્યા.

તેવન સાથે જમશેદે પોતાની વાઇફની ઓળખ કરાવી, જેમણે ઘટતી મુબારકબાદી આપ્યા બાદ જમશેદને તે કાગળું કાહડવાની તાકીદ કીધી, અને જમશેદે પોતાની તીજોરી ખોલી છ માસ ઉપર તે

મેલ્યું હતું ત્યાંથી તે બહાર કાઢી લાવી દોલતનાં હાથમાં આપ્યું.

"તમે તમારવાળું અહીં બેસીને ખોલીને વાંચો, અને મારાવાળું મારી વાઇફ વાંચશે." જમશેદ બોલ્યો.

"મારા મરહુમ બેરખાંક મુરબ્બીગીરી કરનાર હોમજીમાનાં હરફ છે." તે પાકીટ ઉપરનું સરનામું જોઇ તેણી બોલી. "ખોદાએ તેને બહેસ્ત દેજો. એવને મને મોટી દોલત આપી પણ મે—આપરે એકએ તે મેળવી નથી. એવન આપુને માફ કરો!" એમ કહી ગંભીરાઇથી તે કાગળું ખોલી આ પ્રમાણે વાંચ્યું.

"આ લખ્યાથી હું મારૂં છેલ્લું વીલ અને વસ્યતનામું કરી જાઉં છઉં. મારી તમામ દોલત, જંગમ, સ્થાવર, રાચેરચીલાં સહીત દરેકે દરેક હું મારી રાજીખુશીથી મારા મિત્ર જમશેદ ઝવેરી એમ. એ. એલ એલ. બી. ને આપી જાઉં છું, અને તેમાં ફક્ત દસ હજારની રકમ મારાં મિત્ર બાઇ આલાંમાયની દીકરી દોલત આશાનાંને આપવા ફરમાઉં છું. આ વંચાય તે પહેલાં તેણી પરણી ગઇ હોય તો બી તેણીને તે રકમ મળે.!

... પુર સુદ્ધામાં લખનાર—હોરમજી માણેકજી

શાક્ષી સહી મેલનાર—એદલજી પાલનજી

... ધણીના કહેવાથી.

,, ,, ,, બેરામજી સોરાબજી

... ધણીના કહેવાથી.

એ પછી તે સોલીસીટરે પોતાનું સીલ કરેલું પાકીટ તેઓ દેખતાં ખોલ્યું અને ઉપર અંગ્રેજ બોલેબોલે લખાયેલું વાંચ્યું.

"ઓહો હો! જમશેદ તારો દહાડો ફરી ગયો! એક ભલી વાઇફ અને લાખોની દોલત સામટાં એકજ દીવસે મળ્યાં! પણ તારા બાનું તે દોલત આશાનાંની એ બધી દોલત આંજવેર હતી, તે છ મહીનાને છેડે તારી હમેશની થઇ! ચાલો, ઘી ઢોળાયું તે ખીચડીમાંજ! સાહેબજી. મને એક મીનીટ ખોવાની નથી." અને તે ઘણુંજ કામેતુ માણસ ત્યાંથી વિદાય થયું.

તે સાચું જોડું આખરે પૈસાના સવાલ બાજુ નાંખી પરણીને એક થતાં, તે દોલતના આ પોતેજ માલેક થયાં એ જોતાં તેઓ બહુ હરખાયાં. જમશેદે પોતાનાં સસરાને મદદ કીધી એમ કહેવાની જરૂર છે?

## હા, જીંદગી છોડું, પણ મારાં વગડાં હિં તો નહિજ

જીંદગીથી કહાડ પણ વગડાંથી નહી,
આ વગડાંથી નહી, તે ખેતરાંથી નહી.
વહેતાં નાળાં પાસ, ધીચ ઝાડી વાળાં,
શાહાર સરખાંરાંનાં છાપરાંથી નહી.
ન્યામત દૂધ હેતાં, રંક બચ્ચાં સરખાં,
ડુંગરે ચરતાં આ બકરાંથી નહી.
"પેજ" પીને રાખતાં સંતોષ અને તેજ,
ભોંયે લેટતાં કુણરાંનાં છોકરાંથી નહી.
ભોગવશે શેહેરોની મોજ મોજીલાં,
વધુ તે મુજને આ મુખડાંથી નહિ.
શહેરોની રચના, સુધરાઇના દમામ,
વીસરાવશે આ ગામ મુજ ચીતડાંથી નહી!

# શોધ

(ચાલુ લડાઇમાં બેલજીઅમ દેશના દુઃખનું ચિત્ર.)

અંગ્રેજી પરથી.

લખનાર—સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ (બી. એ.)

એન્ટવર્પના ઘેરા પછી એકાદ અઠવાડીએ મી. અને મીસીસ એસ–નામનું સાધક જોડું પોતાની નાની પૌત્રી મેરી સાથે લંડનના એક પરામાં એક અંગ્રેજ કુટુંબમાં આવી વસ્યું. તે વખતે સેંકડો બેલજીયન કુટુંબોને ઇંગ્લાંડમાં એ મુજબ આશ્રય આપવામાં આવ્યો હતો. એ ત્રણ જણનું દુઃખ ઓછું કરવા માટે સર્વ પ્રયત્ન કરવામાં આવ્યા હતા. અને જ્યાં સુધી જર્મનીના ત્રાસમાંથી બેલજીઅમ છુટું થાય ત્યાં સુધી ઇંગ્લાંડને જ તેમનું વતન મનાવવા તેમને સાધારણ સત્કાર કરતાં વધારે લાગણી દેખાડવામાં આવી. પરંતુ તેમની એક બીજી પૌત્રી નામે જેનનો પતો ન લાગવાથી તેમને દિલાસો મળવો અશક્ય હતો. એન્ટવર્પ શહેરમાંથી આવેલા એ દુઃખદાયક દિવસના ભય અને ગભરાટમાં એ ગુમ થઇ હતી. આવો એકજ દાખલો નહોતો. ઘણાં બેલજીઅન માબાપ અને સગાંઓને પોતાનાં કુટુંબીઓના એ પ્રમાણેના વિયોગનું દુઃખ ખમી નિરાશાને શરણે થવું પડ્યું હતું. આ બેલજીઅન કુટુંબ જેમને ઘેર રહ્યું હતું તે મી. અને મીસીસ સ્મીથ. તેમજ બેલજીઅમમાંથી આવેલાનો બંદોબસ્ત કરનારી કમીટીએ ઘણી તપાસ કરી પણ એ છોકરી સંબંધી કાંઇ જણાવ્યું નહીં. નાની જેન, સત્તર વર્ષની નાજુક, સુંદર, લાગણીવાળી અને કલ્પનાશીલ છોકરી હતી. ઇંગ્લાંડમાં તમામ કુટુંબોમાં તેનો પત્તો ન લાગ્યો, તેમજ હાલેંડમાં રહેલાં એ દેશનાં લોકોમાં પણ તે નથી એમ માલમ પડ્યું. તે જાણે લોપ થઇ ગઇ હતી. તેનાં સ્નેહીઓ એવી આશા રાખતાં હતાં કે નિર્દય અપકીર્તિ કરતાં દયાળુ મૃત્યુને શરણે એ ગઇ હોય.

એ વૃદ્ધ જોડું નિરંતર શોક કર્યા કરતું હતું. તેમના ઓરડાની પાસે એ ઘરના વડા પુત્ર પીટર સ્મીથનો ખંડ હતો અને તેથી તે દુઃખી સ્ત્રીનાં ડસકાં અને જેન પાછળનો વિલાપ હમેશાં સાંભળતો પહેલાં તેના હૃદયને આની અસર થઈ. તે પરથી ઠરાવ કર્યો કે જાતે જઇને હાલેંડમાં વસેલાં બેલજીઅન કુટુંબોમાં બરોબર તપાસ કરવી કે જેન ત્યાં છે કે નહીં. ઓફીશીઅલ લખાણો પર પીટરને ભરોસો નહોતો. તેણે ધાર્યું કે ઉનાળામાં બહાર નહોતો ગયો તે બદલ ડીસેંબરમાં જશે અને જો જેન મળી આવશે તો લઇને આવશે નહીં તો તે વાત કોઇ જાણશે નહીં.

હાલેંડમાં જવા માટે જરૂર જોગાં ઓળખાણના અને ભલામણના કાગળો તેણે મેળવ્યા. બેલજીઅમની મદદ માટે નીમાએલા અમેરીકન કમીશનના અધિકારીને જાતે મળ્યો અને જોઇતી તૈયારીઓ કરી હાલેંડ જઇ પહોંચ્યો.

ફલશિંગ નામના ગામમાં કોઈ જેન એસ–સંબંધી જાણતું નહોતું. ત્યાં વસેલા લોકોને રેલ્વેનાં એક મોટા છાપરા નીચે ઉતારો આપેલો હતો. એમાં સેંકડો સ્ત્રી પુરુષો અને છોકરાં કોઈ રીતની મર્યાદા સચવાય નહીં તેવી રીતે ભરેલાં હતાં. તેમનું આરોગ્ય કે નીતિ જાળવવા એ અસંભવિત જેવું હતું. આ સઘળું તેણે જોયું. ડચ

લોકોએ પોતાના દેશમાં દુઃખના માર્યા આવી રહેલા હજારો લોકોને રક્ષણ આપવા તથા તેમને સુઘડ ઘરોમાં વસાવવા અથાગ પરિશ્રમ કર્યો હતો અને આ હવે છેલ્લું જ એક સ્ત્રી પુરુષોને એકઠાં રહેવાનું સ્થાન હતું. બાજ આડાવાડીએ તેમને માટે યોગ્ય ગોઠવણ થવાની હતી પણ એટલો વખત પણ દુઃખ અને અધમતાનો એ દેખાવ પીટરને ત્રાસદાયક લાગ્યો. કમકમાટની લાગણી સાથે પીટર ત્યાંથી પાછો વળ્યો અને તેના મનને ખુશી થઇ કે આ અધમ જગાએ જેન હતી નહીં.

એવામાં કેનેડા (અમેરીકા) ના એક વર્તમાન પત્રકાર સાથે પીટરને ઓળખાણ થયું અને તેની સાથે રોટરડામ, શેર્ઝેન ડાલ અને બર્જન જવાનો વિચાર કર્યો. જેનની શોધ ઉપરાંત દુઃખથી નાઠેલા બેલ્જીઅન લોકો અને તેમનાં દુઃખનિવારણ કરવાં માટે માયાળુ ડચ લોકોએ માથે લીધેલી ભારે જવાબદારી તેમજ એ ભગિરથ કામ પાર પાડવા માટે તેમણે દર્શાવેલી બહાદુરી તથા ઉદારતા તથા તેમના તમામ પ્રયત્ન એ સર્વ બાબતો તરફ પીટરનું હવે લક્ષ ચોંટયું હતું. ઇંગ્લાંડમાં એ લોકો માટે જે કાંઇ કરવામાં આવ્યું હતું તે અહીંની સરખામણીમાં પીટરને હસવા સરખું લાગ્યું. હૉલેંડની સ્થિતિના મહત્વ અને ગુંચવણ આગળ ઇંગ્લાંડનું કામ નહિ સરખું હતું.

શેર્ઝેનડાલમાં એક દાણાની મોટી વખારમાં એવાં કુટુંબોને રાખવામાં આવ્યાં હતાં. નીચલા માળે લોકો ભોજનની રાહ જોતાં એકઠાં થયા હતા. ત્યાંની ઉપરી સ્ત્રીએ ફરીને બધી જગા તેને બતાવી પણ જેનનું નામ નિશાન નહોતું. નાનાં બાળકો, જુવાન છોકરીઓ, વૃદ્ધ સ્ત્રીઓ બધાં ત્યાં બેઠાં હતાં. પણ જેન નામનું તેમજ તેનાં વર્ણનને મળતું કોઇ તેમાં નહોતું: ઉપર જ્યાં સ્ત્રી પુરુષોને બેસવા ઉઠવાનાં જુદા બે ડા રાખવામાં આવ્યા હતા ત્યાં જઇ પીટરે તપાસ કરી. ત્યાંના ડચ ઉપરીએ આંખમાં આંસુ લાવી કહ્યું કે ત્યાં એકઠાં થએલાં છોકરાં માટે એકપણ રમકડું નથી પીટરે તથા તેના મિત્રે એ હકીકત અમેરીકન કમીટીના ઉપરીને જાહેર કરી. એ પછી કેટલે વખતે અમેરીકાથી વહાણ આવ્યું તેમાંથી શેર્ઝેનડાલનાં સેટલમેંટમાં પુષ્કળ રમકડાં આવ્યાં. ર... ખબર જ્યારે પીટરને મળી ત્યારે તે ઘણો હ... પામ્યો ત્યાંનાં છોકરાં, સ્ત્રીઓ અને નબ... માણસો જોઇ પીટરને નવાઇ લાગી હતી કે ... પોના મોરાંના ધુમાડા તથા ભયમાંથી આ બ... કેવી રીતે સલામત રહી શક્યા હશે.

શેર્ઝેનડાલથી પીટર અને અમેરીકન પત્રકાર રોટરડામ ગયા. કેનેડા તથા યુનાઇટેડ સ્ટેટસથી લીએજ, એન્ટવર્પ, મેલીન્સ, બ્રુસેલ્સ, નેમુર અને બીજી જગાઓ માટે ચોખા, આટો, મીઠું, શાકો, વટાણા, ઘઉં અને હારેલા દુધનાં વહાણો આવેલાં જોઇ તેમને જીવને આનંદ થયો. એ જગાએ પણ અહીં તહીં ફરી પીટરે જેનની તપાસ ચલાવી ત્યાંથી ત્યાંના અમલદારો સાથે તેઓ બર્જન ગયા. આ જગાએ જ બેલ્જીઅમમાંથી નાસી હૉલેંડમાં બેલ્જીઅનો આવ્યા હતા. અહીં એ લોકોને રહેવાની ગોઠવણ કાંઇક સંતોષકારક જણાઇ. જગા ઉંચાણમાં હોઇ રમણીય હતી. હજારો તંબુઓનો દેખાવ સુંદર હતો. છોકરાં સુખી અને આનંદ દેખાતા હતા અને દરેક કુટુંબને પોતાનું સ્વતંત્ર અલાહેદું રહેઠાણ હતું; તેમજ ટાઢથી રક્ષણ મેળ... વવા દેવતા પણ હતો. તેની આસપાસ એક... મળી કુટુંબનાં માણસો પોતાને તે મળવા મ... આભારી દેખાતા હતા. કાંઇક ઉતરતા વર્ગ... લોકો માટે બેરેકો હતી ત્યાં પણ સગવડ પુર... હતી. એથી ઉતરતા લોકો માટે એક મોટો ત... હતો અને ત્યાં રમતગમતમાં સાધન નજરે પ... હતાં. કોઇ કોઇ ઠેકાણે દુઃખી ચહેરા માલમ પ... પણ એકંદરે લોકો આનંદમાં દીસતાં હતાં. ઉતરતા વર્ગને રસ્તામાં વાડ બરી લઇ મુ... આપવો પડ્યો હતો, સારા વર્ગના લોકોની ર...

મીની માટે એટલું કરવું જરૂરનું હતું. એ સંઘળાંને માટે નહાવાના ખંડ, નિશાળે, લાઇબ્રેરી અને દેવળની તૈયારીઓ ચાલતી હતી. નાનાં બાળકોની માતાઓને સારો ખોરાક મળે તે માટે તેમને જમવાનું જુદું હતું અને નર્સો તથા ડાકટરો આખો દિવસ હાજર રહેતા. આ અને આવું બીજું ઘણું પીટરનાં દીકામાં આ શું. બર્જનની કંપના ધોરણ ઉપર તે પછી બીજાં સ્થાનકો ગોઠવવામાં આવ્યાં હતાં. બેલજીઅમના વતનીઓને મદદ કરવા માટે જે કામ થતું હતું તે જોનારને બહાદુર નાનકડી ડચ પ્રજા પોતાને માથે આવેલી પડોશી તરફની ફરજ કેવી મમતાથી, દરેક સાધ નથી અને જવાબદારીના પૂર્ણભાનથી બજાવતી હતી તે જોઇ સાનંદાશ્ચર્ય થતું હતું.

પીટરની નાની બેન, મારેની શોધનું કાંઇ શુભ પરિણામ આવ્યું નહોતું. બેલજીઅમની દુર્દશા જેમજેમ તેણે નજરે જોઇ તેમતેમ તેને એ શોધ સફળ થવાની આશા રહી નહોતી ઓરીશી-અન્ન સમાચાર આપંરે. ખરો ઠરશે એમ જણાવા લાગ્યું એટલામાં એક અણધારેલી હકીકત બની.

પીટરની રજા પૂરી થવા આવી હતી. ત્યાં કામ કરનારાઓ સાથે ઓળખાણ થવાથી તેમની જોડે એને સારી માયા બંધાઇ હતી. તેઓની રજા તેણે તે છૂટકે લીધી. આવા ગજગના બનાવથી માણસોમાં અરસપરસ જે બંધુભાવ જોવામાં આવે છે બંધુભાવથી તે કામ કરનારાઓપર તેને શુભ લાગણી થઇ હતી. રોટરડેમમાં જે જે દેખાવો અને લોકો તેના દીકામાં આવ્યા હતા તેની યાદ તેના મગજને અભાવે દેતું હતું. વહાણના કેપ્ટનો, વહાણમાં માલ ચઢાવનારાઓ, બેલજીઅમથી નાસી ભાગેલા લોકો, અમેરીકાના વેપારીઓ, મુકિશાનના માણસો, વર્તમાનપત્રના લેખકો, પુસ્તકો લખનારો, જાસુસો—વગેરે તરેહવાર લોકનો સમૂહ ત્યાં એકઠો મળેલો હતો! એ બધોની પાછળ તેના મગજમાંથી જે પ્રજા પોતાનો દેશ અને ઘર તજી આવેલી અને હજારોની સંખ્યામાં સર્વસ્વ ખોઇ બેઠેલી, અપમાને પામેલી અને જુલમનો ભોગ થઇ પડેલી તેનો ખ્યાલ ખસતો નહોતો.

તે મનમાં બોલ્યો "હે પ્રભુ મારા દેશની આ દશા થઇ હોતતો"—આ વિચારથી તેણે દૃઢ સંકલ્પ કર્યો કે પોતાની નોકરી છોડી લશ્કરમાં જોડાવું.

પાછો જતાં ફ્લશીંગમાં એક હોટલમાં તે જમવા બેઠો હતો. ત્યાંથી વહાણમાં બેસી ઇંગ્લાંડ જવાનો તેનો વિચાર હતો. એટલામાં એક ચાલાક દેખાવની આકર્ષક રૂપની સ્ત્રી ત્યાં ખાલી જગાએ જમવા બેઠી. પરંતુ જમવાનું પાછું ઠેલી તે વિચારમાં પડી ગઈ. પછી પોતાની મેળેજ બોલવા લાગી "મારાથી આ સહન થતું નથી આજ સાંજે જે મેં જોયું છે તે હું ભૂલી શકું તેમ નથી" એમ કહી પીટરના સામુ જોઇ તેની માયા ભરી નજર જોઇને આગળ બોલવા લાગી. "આપતમાં આવેલા આ લોકમાં હું કામ કરૂં છું પણ આજે વહાણમાં આવેલાંઓના છેલ્લા ટોળા જેવી દશા કોઇની નથી જોઇ. તેમાં એક અહીંથી જતી નિશ્વાસ મુકતી છોકરી જોઇને મારૂં હૈયું ભરાઇ આવે છે. એનું મગજ ખસી ગયેલું છે. યાદ દસ્ત સમુળગી નથી. તે એકલી છે. પોતે જાણતી નથી કે કોણ છે અને કયાંથી આવી છે. એની સાથે જે લોકો છે તેમનાં માંની તે હશે એમ પહેલાં મેં ધાર્યું પણ તેમ નથી. આવી જુવાન, નમ્ર, શરમાળ અને તદન નિરાધાર છે. કમીટીને કહી એને હું મારી પાસે રાખવા ઇચ્છું છું. હું એને ત્યાં રહેવા દઇ શકું તેમ નથી. ત્યા એને રાખવાનાજ નથી!"

આ સાંભળી પીટર બોલી ઉઠયો, 'એ વહાણમાં મને લઇ જાઓ. મારે ત્યાં જવાની ઇચ્છા છે. મને જરૂર ત્યાં તેડી જાઓ!'

તે પછી નાની જેનની હકીકત તેણે કહી અને જેમના માબાપ કેટલો શોક કરતાં હતા તે જણાવ્યું. તેણે પોતાનું નામ ઠામ અને ઓળખાણ આપ્યું પણ તે પહેલાંજ તે બાઇ તેને પોતાની પાછળ આવવાનું કહીને ઉઠી. રેલ્વેના પાટા ઓળંગી અંધારામાં બંને કેટલાંક ઝુંપડાં આગળ આવી પહોંચ્યાં. ત્યાંથી એક ઓફીસ પાસે જઇ તે ઉંઘડાવી એક ડચ પાસેથી લાનસ ધરાવી વહાણ તરફ

તે સાંભળતાં મહેરાં ખડખડ હસી પડી! મારાં મશાની આવી ઘાતકી મશ્કરી સાંભળતાં મારો મીજાજ બરખેલાફ થઇ ગયો પણ મેં લોહીનો ઘોટ ગળ્યો. એ બોગા વાળી પોરીઓ એવીજ બદમાશ હતી ને બધાની ઘાતકી મશ્કરી કરવામાં મજાહ લેતી હતી.

'હું તો આરાં માસીજીના કહેવાથી એમ ધારતી હતી કે તમો બંને બહેનોમાંથી કોઇ સોલી સાથે પરણી જશો!' મહેરાં બોલી. 'અલબત તેમ છે તો માસીજીનું એના પર હેત હોવુંજ જોઇએ!'

'એને મરદો સાથે ડોળે દીઠું બનતુ નથી!' ગુલ તુચ્છકારથી બોલી. 'દીનશાહના કહેવા મુજબ તો તે કંજુસ, બેવકુફને પહેલે નંબરનો ગગો છે.!'

પણ આ સાંભળતાં મારી વહાલી મહેરાં મારી તરફથી નીકળી 'અદેખાઇ—સાફ સાફ અદેખાઈ! તેનીજ મહોકાણે લોકો એક બીજા માટે જે ગમે તે બકે છે ને લવે છે.'

'હોશે!' ગુલે દેખીતા તણુકાથી કહ્યું. 'એ વાને ખાતર આપણને મારામારી કરવી સજાવાર નથી. તેં મીસીસ દીવાસ્યા થવાનો વિચારજ રાખ્યો છે એટલે બસ છે. નામે થજે પણ કામે ના થતી! ચાલ, અંદર જતે. નહિ તો બુમ પડશે કે ક્યાં ન્હાસી ગયએોછ!'

આ સાંભળતાં હું ત્યાંથી ચુપચુપ ચાલ્યો ગયો કે રખે વળી તે છોકરીઓ પાછી ફરતાં મને જોઇ ગભરાય!

બેવકુફ—કંજુસ!—પહેલે નંબરનો ગગો! યા ખુદા! એ બને દુકતીઓની વર્ષગાંઠને દહાડે મેં કેવો રમકડાં જેવો અકેક ચોકલેટનો બોક્સ ભેટ આપ્યો હતો! હા, ડાક્ટર બુમલાએ તથા બીજા મિત્રોએ તેમને ઘણી કિમતી ભેટ આપી હતી પણ હું આ ચીજેનો હિમાયતી ન હોવાથી મેં બબે રૂપીઆમાં કાસળ કાઢી હતી. નિર્જીવ ભેટો પરથી નાદાન છોકરીઓનાં ભેજાં ચકાસી જાય તેઓ મનમાંજ અદરાઇ મનમાં પરણી જાય છે; આવો કોઇપણ ધખોરો તે છોકરીઓના ભેજામાં નહિ લાવવાનો પહેલાંથીજ મારો ઇરાદો હતો. તમો જાણોછની કે હમારા બાવાઓએ વહેવાઇ થવાનું નક્કી કર્યું હતું તે? ખરૂં પૂછાવો તો મને એ બાબતમાં સરદાર જમશેદજી અને તેમનાં ધણવાંની ની ગંભીર ભૂલ જણાઇ! તેમની છોકરીઓ મરદ મિત્રોની ભેટ કબુલે તે તેઓ જોયાં કરે એતો હદ થઇ ગઇ! નહિ બા, આપણે કાંઇ એવા સુધરેલા વિચારના નહિ! એતો ચસકેલા ભેજાંનાં કામ! પેલો દીનશાહ—બાહ! તે તો કમબખત હાથથીજ ગયલો હતો એટલે શું વાત કર્યે? એમ તો કેટલીવાર એકાદ બે લપડાક ઝાડી કાઢવાનો જીવ થયો હતો પણ તેમ થતાં નખ્ખોદ ગીયો મારાં હાડકાં પાંસરાં ને ઘી લગાડાવે કરીને ડરવું પડયું હતું. અલબત મહેરાંએ કહ્યું તેમ તે અદેખાઇમાં જળી મરતો હતો; કેમકે મેં જોયું હતું કે આ બુબખ ખરદેલા પગ ગાલીચા વેર લંબાવી પોતાની સગી મહેરાંપર કુરબાન થઇ ગયલો હતો.

વેલ; મને તો ખરાં જીગરથી ખુશાળી લાગી કે ગુલ બોગા પોતાની બદમાશીમાં ફાવી નહિ અને મહેરાંને મારી સામે ઉશ્કેરી શકીજ નહિ. અલબત હું ખુલ્લું જોઇ શકતો હતો કે બોગાવાળાંઓ દરાખ ખાટી છે કરી કરતાં હતાં કેમકે મારા જેવો સુધ્ધર બીલ્લુ તેમના હાથમાંથી છટકી ગયો હતો. મહેરાં પણ તેમજ સમજી ગઇ હતી. આવતી કાલ માટે મારી પૂરી ખાત્રી હતી અને આ વિચારથી ખુશ થતો હું બીછાને ગયો અને શાંત ઉંઘમાં પડયો.

બીજી સહવારે મને સકાળેથી ખંભેરાવીને ઉઠાડવામાં આવ્યો કેમકે સા. ૭.ના મેલમાં ડાક્ટર બુમલા જતો હતો. તે તો ક્યારનો ઉઠીને પ્રપંચ સરપંચ કરી રહયો હતો. મને લાગ્યું કે મહેરાં તરફની ઝાડુને લીધે છાનો નાસભાગ કરતો હતો.

સલાહ લેતોજ નહતો ! ખુદાના હુકમથી તંદુરો-સ્તી મજાની ને આ દવા વગરના ડાકટરની ફીસ સુરી સારી એટલે આપણે કોઇબી ડાકટરને દેખ્યું પણુ પેરખાવંના નહતો ! હું હવે જરા આજે ખાસ ત્રીમ તરીકે થયો. મારી ખબર મુજબ મહેરાં તેને મેળવા આવશે તેની રોહ જોઇ જોઇને બીચારો ડોકટર ધુખરાયલું છાનું. બેની ટ્રેન ચુકી જવાની બ્હીકે ચાલ્યો ગયો હતો. ડાકટરને જતા પછી કલાકે કે મહેરાં નીચે ઉતરી હતી. મારી ટ્રેન તો છેક બપોરના બે વાગતે જનાર હતી છતાં મેં મારો સામાન બાંધીને તૈયાર રાખ્યો કે મહેરાં સાથે દીલલગી કરવાનો જે વધુ વખત મળે તે ખરો. તે થતા પછી ફરી મારૂં ધ્યાન ડાકટરની બેવકુફી ભરી રીત તરફ ફર્યું ! સાત રૂપ્યાના નોકરને પંદર રૂપ્યાની બક્ષીસ ! વાહલાહ –દુન્યામાં બી અજબ પ્રકારના બેવકુફો વસતા દેખું ! બાહ–હું તો કદીબી તેમ ન કરૂં ! આજે હમે પંદર આપ્યે તો કાલે બીજાઓ પાસે પચીસની આશા રાખે ? આ જાતનું ઉત્તેજન, સમોજ દ્હોની કે કદીબી આપી શકાય ? ના, કદીબી નહિ.

આ વિચાર ચતાંજ હું ટેબલ આગળ ગયો અને ટેબલપર પડેલી ગીની ઉચકી સફાઇથી મારી પાકીટમાં ઠેસવી. હા, બા, મેં તે નોકરને ડાકતરના ભાગનીજ અડધી ગીની આપવાનું નક્કી કર્યું હતું.

પાકીટ લઇ પાછી ગજવામાં મેં મુકી. બાહ ! બેપસીને એક વખત આ પાકીટ માટે મારી રકઝક કરતા સાંભળી હતી. તેણી કહેતી હતી કે છોકરીઓએ પાકીટ રાખવી જોઇએજ નહિ ! તો બૈરાં ને આસીગયેલાઓજ તેમ કરે ! મેં પાકીટમાંથી બધું પરચુરણ બહાર કાઢ્યું ને અડધી ગીનીની તલાસ કીધી ! પાકીટમાંથી બારેક આના પુરેહોજ નીકળ્યા ! વેલ. આતો જબરી થઇ હતી ! મારી પાસે એમ તો પાંચ પાંચ રૂપ્યાની નોટો હતી પણ સાડાસાતનો મેળ નહિ થતો હતો ! બે નોટ આપતાં રૂપ્યા દશ થઇ જાય ! તેમ કરવું બી પરવડેજ નહિ ! એટલે મારી મુંઝ વણુ સમજી જઇ તમેબી અટકળ કરી લેશો કે મેં પાંચ રૂપ્યાની નોટજ ઓસરવાનો છેવટનો ઠરાવ કીધો. સાત આઠ રૂપ્યાના નોકર માટે પાંચ રૂપ્યાની બક્ષીસતો હાથીનો પગ થયો ! કેમ નહિ બોલ્યા, વારૂં !

અલબત કોઇપણ જાતની કુચ્છાઇ કરવાનું મારા મનમાં હતુંજ નહિ. મારૂં મનતો સ્વચ્છ હતું ! અલબત સાડા સાત રૂપ્યા રોકડા નીકળતે તો બા ખુશીથી હું તેમ કરતે પણ આતો બે નોટ આપતાં અઢી રૂપ્યા મારા જાય તેમ હોવાથી મને આ ખાસ ફરજ પડી તેમજ મારી સંપૂર્ણ ખાતરી હતી કે નાહકની મોટી બક્ષીસ આપી નોકરને બગાડી ધૂળ કરવાની કશી જરૂર હતીજ નહિ. મારી ખાતરી છે કે સંજોગની સ્થિતિ જોતાં તમો વ્હાલા વાંચક, પૂરાં મતે કબુલશો કે બેશક હું વાજબીજ હતો.

આ ખાસ વિચારપર આવ્યા પછી મારા સામાનની વ્યવસ્થા કરવા મેં તે નસીબદાર નોકરને બોલાવ્યો.

'હું બાર વાગતા પછી જનાર હોવાથી મારો સામાન નીચે ઉતારી મુકજો,' મેં તેને જણાવ્યું અને પછી તેના હાથમાં પાંચ રૂપ્યાની નોટ સેરવી મુકી.

યાદ રાખજો મેં કાંઇ તેને એવું કશું જણાવ્યુંજ નહિ કે તે બક્ષીસ મારી તરફનીજ હતી. તેણે મારો ઉપકાર માનવા માંડ્યો પણ તુર્ત તેને મેં અટકાવ્યો હતો. મારે તો આગુગમતી વાતનો કોઇબી કીસમે છેડોજ લાવવો હતો એટલે મેં તે પૂરો કીધો. તે પછી આ કામ ફતેહમંદીથી પાર પાડવા માટે મારાં મનને મેં મુબારકબાદી આપી હું નાસતો જમવા નીચે ઉતર્યો.

સરદાર જમશેદજી, તેમનાં ધણ્યાંની, બેપસી, ગુલાં, મહેરાં, દીનશાહ અને એકાદ બે જણા

'હું અડધો ભાગ આપીશ એમ મેં કહ્યુંજ ન હતું' મેં ભારે ગુસ્સામાં જણાવ્યું.

'ઓહ!' તે બેઅદબ દુકતો પોતાના માબાપના દેખતાં ચાળા કરતો બોલ્યો 'હમો સમજ્યાં. બેશક તમે અડધી ગીની બક્ષીસ આપવા કાઢીતી તે સાંભળતાં મારો જીવ બેતાબ મારી ગયો તો! હું નહિ ધારતો કે પૂર્વનો સૂર્ય પશ્ચિમમાંથી ઉગવા લાગ્યો હતો!'

'એટલે કે તમે તમારો અડધો ભાગ બાદ કરી નાંખ્યો હતો ને?' મીસીસ જમશેદજીએ કાંઇક તુચ્છકારથી પૂછ્યું.

'મેં તેમ કીધું' હું તુંદાઇથી બોલ્યો. 'નોકરોને બક્ષીસ આપવાનો હું હિમાયતી નથી. તેમ કરવાથી નોકરો બગડી જાય છે એમ હું માનું છું અને તે કારણે કોઇએ દીવસે કોઇપણ નોકરને હું બક્ષીસ આપતોજ નથી!'

'બરાબર કહેવું... પણ પાંચ રૂપ્યા તે સાડા સાત નથીને?'

તે બદમાશ પોર્યો ભોળી જોઇને મને અપમાન કરતો હતો તેમ છતાં મેં યોગ્ય ખોલાસો કર્યો પણ તેઓના ચહેરા પરથી મને જણાવ્યું કે તેમનાં બુઠ્ઠાં ભેજામાં મારી ભંગી નેમ ઉતરી ન હતી.

'ઓહ, હમે સમજી ગયાં!' દીનશાહ અતી તુંડ બનતાં બોલ્યો 'સાહેબે હરીને બક્ષીસ આપી તે ત્યારે તમારી વરીકે જણાવવાની શી જરૂર હતી?'

'મેં કદી તેને એમ કહ્યું નથી કે તે બક્ષીસ મેં આપી છે?' મેં વાંધો ઉઠાવ્યો.

'અલબત 'નહિજ' તે પોર્યો હસ્યો. 'ફક્ત તમે ભૂલમાં કહેતાં ભૂલી ગયા કે તે ડાક્ટરના છે. બક્ષીસની તમે વિરૂધ છો તો પછી બક્ષીસમાંથી તમે બક્ષીસ કાઢો છો? કદાચ જતી વેળાએ આપવાનો વિચાર રાખ્યો હશે?'

'તે મારૂં કામ છે. તમે ઘણાજ બેઅદબ છો!' હું તરડાયો 'સરદાર સાહેબ, તમારી નજર આગળ આવું અપમાન થાય છે છતાં તમો કેમ ચુપ છો? તમારે આવો બેઅદબને અટકાવવો જોઇએ!'

સરદાર અત્યાર સુધી ચુપ હતા. મેં જોયું કે આ બાબતથી તેઓ ખરાં મને કચવાતા હતા. પોતાના પરોણાનું અપમાન થતું તેઓ સાંખી જશે નહિ એમ મને લાગ્યું; પણ મારી અત્યંત અજાયબી વચ્ચે મેં બુઢાજીને આ વેળા પોતાના નામ ચીન બેટાને ટેકો આપતાં જોયા.

'હું એમાં વચ્ચે પડવા માંગતો નથી' તેણે તડ દઇને જણાવ્યું. 'આ કરતાં તું જો કોઇ વધુ સારો ખોલાસો કરી શકતો હોય તો તારા બાપને ખાતર તે સાંભળવા હું તૈયાર છું. તે સુધ્ધો ગ્રહસ્થ હતો અને કંજુસોને ધિક્કારતો હતો!'

'હશે ગમે તે,' દીનશાહે જીવ ઝીકાટયો. 'મહેરબાની કરી તે ગીની આપી દો. દીલગીર છું કે તમોને તમારી અઢી રૂપ્યાની બક્ષીસ પાછી એકવી પડે છે; તે પછી તે એકદમ બદમાશ બની જઈ છેડાઇને મારા આંગપર રૂપ્યા ફેંકતો બરાડયો 'લે, આ સાડાસાત રૂપ્યા! તારા જેવા કંગાળ કોરધાઓને હડધુત કરીને બહાર કાઢવા જોઇએ! હું ડાકટરને સમજાવી લઇશ; નહિ, કર તારો વિચાર બધેબધ તારી હસી કરાવી મરવાનો હોય તો જોઇએ તેમ કુવો પુર! તારે જોઇએ તો આ અપમાનથી હુવડાંજ અહીંથી જવું હોય તો ચાલ્યો જા! તારા જેવા કોરધાનું મોહું પણ જોવા હમો આતુર નથી!'

ત્યારે ગુસ્સામાં મારા દાંતો કચકચ્યા. એકાએક મહેરાંની યાદ થતાં હું અચકયો. મારા મનના વિકારો પામી જતાં તે સાંણો મોરતો બોલ્યો,

'ઓહ, તેની તકલીફ તું ના લે હું મહેરાંને બધું ખુલ્લું સમજાવીશ!'

વા આવેલા ગૃહસ્થોએ કોઇને કોઇ કાળે રાજ્ય પ્રજાની સારી સેવા બજાવેલી છે. સ્વર્ગસ્થ રમેશચંદ્ર દત્તે રાજકીય બાબતમાં કંઇ કીધું હતું તો દી. બા. મણિભાઇએ સાહિત્યની સેવાને ઉત્તેજન આપ્યું હતું; કાજી શાહબુદ્દીન, કેરશાસ્પજી, માધવરાવ એમણે કોઇક સમયે તરુણવર્ગ કેળવીને પોતાની છાપ તેમના ઉપર પાડી હતી. દાદાભાઇએ તો પ્રજા કેળવવાનું એ કામ કેટલે મોટે ભાગે કરેલું તે ઉપર આપણે જોઇ ગયા.

આજનું વડોદરા કેળવણી માટે અથાગ શ્રમ લે છે. રાજ્યની પ્રજાને તો કેળવે જ છે પરંતુ તે ઉપરાંત દેશમાં હજુ કેળવણીની પ્રગતિ વધે; માટે શિષ્યવૃત્તિ પ્રાંતિકભેદનો વિચાર કર્યા વગર યોગ્ય માણસોને જ આપે છે. આ કાર્યમાં દાદાભાઇ જેવાનું જીવન ઘણું જ ઉપયોગી થઈ પડે તેવું છે કહેવાની જરૂર નથી. વળી એઓ આ રાજ્યના દીવાન હતા અને રાજ્યના સહુથી મોટા હોદ્દા ઉપર એકવાર બીરાજ્યા હતા. રાજ્ય સાથેનો આ ઘાડો સંબંધ લક્ષમાં રાખીને તથા તેમણે કરેલી દેશ સેવાનો વિચાર કરીને તેનો વતનમાં રાજા પ્રજા તરફથી યોગ્ય સ્મારક કરવામાં આવે તો વડોદરાની પ્રજા પોતાના કર્તવ્યમાં પછાત રહી નથી એમ કહેવાય. એ ઉપરાંત એમના અવસાનનો દિવસ જયંતી તરીકે ઉજવાય એ પણ જરૂરનું છે.

દેશ જ્યારે ગયા દશ બાર વર્ષ થયાં પક્ષાપક્ષીની જાળમાં સપડાઇ ગયો હતો; સરકાર જ્યારે દરેક હીલચાલને શકની નજરથી જોતી હતી અને લાંબા વખતથી કામ કરતી ઉપયોગી પ્રવૃત્તિઓ ચાલુ રાખવી કે કેમ એ વિષે શંકાની નજરથી કેટલાક માણસો વિચાર કરી રહ્યા હતા ત્યારે આ વૃદ્ધ, અનુભવી, ડરેલ પુરુષે બધાનું સમાધાન, [illegible]

થાય એવો માર્ગ દર્શાવ્યો હતો. ૧૯૦૬ ના પ્રજા સમાજમાં પ્રમુખ પદેથી પોતે જે માર્ગની ઝાંખી કરાવી હતી તે તરફ કેવી રીતે પ્રયાણ થઇ શકે તેનું સૂચન નિવૃત્તિ નિવાસમાં રહ્યે રહ્યે એમણે પોતાના દેશ બંધુઓને કર્યું હતું. સ્વાશ્રયનો મહા મંત્ર એવું ખુલ્લે દિલે એ બુઝર્ગ માણસે બધાને શીખવા ભલામણ કરી હતી. બ્રિટિશ પ્રજા સારી છે, કેળવાયેલી છે, સ્વાતંત્ર્ય ચાહનારી છે અને માનવ જાતની સ્વાતંત્રતા માટે લડે છે તો તે હિંદને હમેશાં પરતંત્રતા નહીં રાખે, પરંતુ હિંદવાસીઓનું કર્તવ્ય માત્ર તે પ્રજા ઉપર આધાર રાખીને બેસી રહેવાનું નથી. ઐક્ય સાધવા માટે સરળ માર્ગ કર્યો છે તે એમણે બહુ સારી રીતે શીખવ્યું. સહુએ પહેલું એ યાદ કરવું કે પોતે ભારત માતાનું સંતાન છે. માતાની સેવા પ્રથમ; પછી પોતાના પિંડની, પ્રાંતની કે પરિવારની. આ ઉદાર શિક્ષણ આપનાર અને તેને અનુકૂળ જીવન ગાળનાર આ મહા પુરુષની જયંતી દર વર્ષે થતી રહે એ બધા હિંદીઓએ જોવાનું છે, પણ શ્રીમંત સરકારની રૈયતે તો તે ખાસ લક્ષમાં રાખવાનું છે.

શ્રી કૃષ્ણે રાક્ષસોનું કંટક દૂર કર્યું; શ્રી રામચંદ્રે રાવણનું અભિમાન ઉતાર્યું; સેવા ધર્મ કેવો છે અને અખંડ બ્રહ્મચર્ય શું કરી શકે છે તે મારુતિના ચરિત્ર ઉપરથી સમજાય છે. પ્રજાપાલન અને સ્વામિસેવા તથા પિતૃભક્તિ અને બંધુસેવા તત્પરતાના અપૂર્વ નમુના તરીકે ઇતિહાસમાં અનેક વ્યક્તિઓ પૂજનીય લખાઇ છે. એજ કોટીમાં દાદાભાઇની પણ ગણતરી કરી શકાય છે. એમણે સમાધાન, સ્વાશ્રય અને સ્વરાજ્યનું શિક્ષણ ભારત વર્ષને આપ્યું અને તેના બદલામાં ભારત એની જયંતી પાળે તો તેમાં વિશેષ શું?

G. O. M. OF INDIA.



હિંદના મહાન દાદા.

# ઇતિહાસનું શિક્ષણ.

## આપણી નિશાળોમાં હિંદના ઇતિહાસના સંબંધમાં તે કેવું અપાય છે ?

( ગુલશન માટે ખાસ )

( લખનાર–મીનો માનેકજી માદન. )

ઇતિહાસ જેવી બાબદ આપણી નિશાળોમાં કેમ શિખવાય છે તે ઉપર આપણે જેટલું ઓછું બોલીશું તેટલું સારૂં, કારણ તેમ કરતાં આપણા વતની શિક્ષકોના ડગલામાં પડેલાં બેશુમાર કાણાંઓ દેખાડવા સમાન થઇ પડશે. પોતાના શિષ્યોના મગજમાં તારીખ—બનાવો—નામો ઉતારવા સિવાય બીજો કોઇ ઉંચો ખ્યાલ તેઓ ધરાવતા નથી. ઇતિહાસ જેવી એક જીવતી બાબદને આત્મા વગરની, જ્ઞાન વગરની બનાવી દેવામાં આવે છે.

ઇતિહાસ એક તે બાબદ છે જે એક પવિત્ર ફરજ તરીકે માન અને મહોબત સહીત ઉપાડી લેવાવી જોઇએ, કારણ તે બાબદ ચાલચલન બાંધવાની અને બાળકોને લાયક શેહરીઓ બનાવાની અસરો મોટા પ્રમાણમાં ધરાવે છે. ભૂતકાળમાં જે જે બનાવો બની ગયા તે ઉપરથી વર્તમાન કાળમાં તે ચોકકસ પ્રજા અને દેશે પોતાને વધુ ઉંચો, વધુ સત્વવાન, વધુ લાયક બનવા શું યત્ન કરવાનો છે તે બતાવવાનું કામ ઇતિહાસનું છે. એ કામ માટે શિક્ષક જેટલા પ્રમાણમાં આતુર, મેહનતુ, ભરેલ ઉંગરથી પ્રમાણિકપણે વર્તે તેટલા પ્રમાણમાં તે ખુદ પોતાની ચાલચલણ, રહસ્ય અને આત્માને પ્રફુલ્લિત કરી શકે છે અને તેમ થતાં તે પોતાના શિષ્યો ઉપર એવો અણદીક મજબુત છાપ પાડે છે જેની અસર હેઠળ તેઓ ભૂતકાળમાં બનેલા બનાવોને વર્તમાન અને ભવિષ્યના ફાયદા માટે કામમાં લે છે.

આપણી નિશાળોના ઉંચ ધોરણના વર્ગોમાં એ બાબદ શીખવવાના સાધનો અને તકો ઘણી મળે છે કારણ એ વર્ગોમાં બાળકો એવી ઉમરે પુગે છે જે વેળા તેઓ ભલું અને ભૂડું પારખી શકે છે. જેથી ઇતિહાસમાં બનતા બનાવોમાંથી સાર ખેંચી શકે અને તે સારને પોતાના વખતને લાગુ પાડી શકે છે. હિંદના ઇતિહાસનો એવા કંઇ કંઇ બનાવો છે જે આજની આપણી રાજદ્વારી, સંસારિક કે ધાર્મિક ચલવલને લાગુ પાડી શકે. એવી વેળા શિક્ષકો અને શિષ્યો સાથેનો સંબંધ પવિત્ર થઇ પડે છે કારણ તે શિક્ષક એક કડી છે જે ભૂત અને વર્તમાનને જોડે છે અને પોતાની ઉંચી મનશક્તિ અને રહસ્યથી ખુદ ભવિષ્ય કાળ ને તે સાથે જોડી માણસાઇ જીંદગીનો એક અખંડ સીલસીલો પોતાના શિષ્યો સનમુખ મુકી શકે છે. જાણે તે એક કિમ્યાગરો છે જે ભૂતકાળના બનેલા સારા કે માઠા બનાવોની ધાતુને મગજની ભઠ્ઠીમાં તપાવી તેમાંથી એક ઉંચી ચોખ્ખી ધાતુ પેદા કરે છે. જે સોનું છે જે તે પેલા બાગ્યશાળી બાળકોના આત્માને શોભાવે છે. ભૂતકાળની ભૂલો અને ખામીઓ ભવિષ્યના ભલાંના પગથ્યાં સમાન થઈ પડે છે. જ્યારે આપણે આપણા શિક્ષકો માટે બોલ્યા છીએ ત્યારે હિંદનો ઇતિહાસ કેટલા પ્રમાણમાં ઉપર આપી ગયલા વિચારો ઉપર રોશની પાડી શકે, તે જોવાનું અગત્યનું થઇ પડશે. હિંદનો ઇતિહાસ એક તે ઇતિહાસ છે જે ચોકસ કારણોસર દુન્યાનો સૌથી ઉંચો ઇતિહાસ થઇ પડવો જોઇએ અને તેજ સાથે બીજા કારણો સર સૌથી નીચલો દરજ્જો ધરાવી શકે. એક દેશ અને પ્રજાને આબાદીની ટોચે પોંહચાડવા જે ગુણો રેહવા જોઇએ તેનો એક મુંગો અને નિષ્ફળ ગયલો નાટક હિંદના ઇતિહાસીક સદીઓ ઉપર

અફસોસ ! જે બાળકોમાં પ્રજાકિય ઉન્નતિ કરવાના બીજ ન રોપાય તે બાળકો સ્વરાજ્ય એક દિવસ પણ કેમ ટકાવી શકશે તે મને પૂછવા દ્યો. બધા માચડા ઉપર ચઢી વગર અર્થની બાંગો પાડી નકામાં પોતાના ફેફસાંને નુકશાન પહોંચાડે છે અને અજ્ઞાન પ્રજા તેઓ સામે તાલીઓ પાડે છે. અફસોસ ! જે જગ્યામાં અંધકાર દુર કરવાની ફરજ છે, જ્યાં પ્રજાકિય જીંદગીનું બીજ વવાવું જોઇએ, જ્યાં બાળકોના કુમળા મગજ ઉપર વફાદારી અને નમુનેદાર શેહરી બનવાના પાઠ ઠસાવા જોઇએ ત્યાં કાળો અંધકાર અને બિયાબાન અજ્ઞાનપણું રાજ્ય કરે છે અને તે તમારી નિશાળો છે.

એ માટે આપણને શું ઉપાય લેવાના છે તે ઉપર આવ્યે: ઉંચી મનશક્તિના શિક્ષકોની જરૂર થવી જોઇએ, જેઓએ ભૂતકાળનું બરાબર અવલોકન કર્યું હોય અને ભવિષ્ય તરફ હિમ્મતથી નજર દોડાવી શકે. દરેક નાના બનાવોમાંથી મધુર સાર કાઢી વર્તમાનકાળ સાથ સરખામણી કરાવી ચાલુ બનાવોને પૂરાણા કાળમાં ખેંચી જવા રાજદ્વારી સંસારિક કે ધાર્મિક ચલવલને તેના ખરાં રૂપમાં મુકી, એક એક સાથ જોડવી વિગેરે બાબદોને સાદી અને અસરકારક રીતે મુકવાની શિક્ષક લાયકાત ધરાવતા હોવા જોઇએ.

આપણા હાલના ઇતિહાસો નિર્થક છે જેમાં તારીખ નામ નીશાનનો ભરત્યાં સિવાય કશું નથી. જેમ એક જગ્યાને બરાબર ખેડી બીજ વાવ્યે તેને પુષ્ટીકારક તત્વોથી ઉછેર્યે, તેને તબક્કે તબક્કેની વૃદ્ધિનો અભ્યાસ કર્યે અને છેવટે તે સુંદર પાંદડાંઓ, ફળ, ફુલમાં ખીલી નીકળે તેજ પ્રમાણે સીલસીલાબંધ તર્ક શાસ્ત્રના નિયમ ઉપર ઇતિહાસ લખાવો જોઇએ. યુરોપ અને અમેરિકાના જેવા સુંદર, શ્રેષ્ઠ, પ્રકાશિત અને ચસકી ઇતિહાસો પ્રગટ થાય છે તેને સામે ટકે પણ પુગે એવો એક હિન્દનો ઇતિહાસ લખાયા નથી એ ખચીત ખજાલત લગાડનારૂં છે. તે દેશોના સાધારણ ઇતિહાસોમાં પણ આપણે જોઇએ છીએ કે દરેક રાજા અથવા વંશ અથવા ચોકકસ મુદતને છેડે તે વેળાનો ધર્મ રેવાજ, પહેરવાસ, ભાષા, ખોરાક આદતો કેવી હતી તેની માહેતી આપવામાં આવે છે.

તેથી પણ અગત્યની બિના તો એ ભૂમિ ઉપર ધાર્મિક વિચારો એ કેમ અને કેવી વળણ લીધા અને તે ઉપરથી આખી પ્રજાનું બંધાયલું ચારિત્ર દેખાડવાનું છે. એ માટે પુનાવાલા મી. ફારકરની પ્રાઇમર ઓફ હિન્દુઇઝમ (Mr. Farquhar's Primer of Hinduism) ની મિસાલ લઇ શકાય. ઘણી લાયક, વિદ્વાન અને ઇનસાફી હાથોએ લખાયું છે પણ તે અફસોસકારક રીતે સંકોચાયલી છે.

ઇતિહાસ શીખવવાની આજની રૂઢીમાં મોટો ફેરફાર થવો જોઇએ. ભરડવાને મજબુત હાથે દાબી દઇ ઇતિહાસના દરેક બનાવને એક વાર્તા રૂપે રજુ કરી તે ઉપરથી બાળકો પાસથી સાર ખેંચાવવો જોઇએ છે. જેમ એક વાર્તા શરૂ કરતાં તેના પાત્રોનું ચારિત્ર કેવું હતું તે આપણે વાંચીયે છીએ તેમ દરેક રાજા અને વંશની શરૂઆતમાં બાળકોને તેના ચારિત્રથી વાકેફ કરવાં જોઇએ. તે પછી ત્યાં બનતા બનાવો વર્ણવવા; જેથી બાળકો મનમાં કારણ અને તેનું પરિણામ જોડશે.

આ ટુંકા વિષય ઉપરથી સુજ્ઞ વાંચકો જોઇ શકશે કે એક, ઇતિહાસ જેવું જુદી શાખાઓમાંથી શીખવી શકાય. ઇતિહાસમાં બનતા બનાવોથી બાળકોને મન મગજની મોજ પુરી પડશે. તે બનતા બનાવોથી ખેંચવામાં આવેલા નીતિજનક સારથી તેઓને ઉંચા નીતિજનક કાયદાઓનું ભાન થશે (જે સિવાય ઇતિહાસનું શિક્ષણ નિર્થક ગણાવું જોઇએ) અને તેજ સાથે પુરાણા સંતો અને વિચારક તેના ધર્મ સંબંધી વિચારોથી બાળકો સુમાર્ગે દોરવાઇ શકાશે. આ ઉપરથી થશે શું કે બાળકો હમેશ ધર્મ, સુધારો બંધાઇ જેવી ચીજોના નામો સાંભળે છે તે ગોખ્યાં તેઓ માટે જીવતી જાગતી બાબદ થઇ પડશે અને દર વેળા તેઓ આ કે પેલા ઇતિહાસિક બનાવ તરફ આંગળી કરી શકશે; અને તે બાળકોના કુમળાં મગજ ઉપર એવી છાપ બેસશે કે એક વખત એવો આવશે કે પચીસ કે પચાસ વરસ પછી ખુદ તેઓના કાર્યો ઉપર ઇતિહાસ પોતાનો ઇનસાફી કાયદો લાગુ પાડી તેઓના સુકાર્ય માટે વખાણ ગાશે અથવા તેઓના નાલાયકપણા ઉપર ધિક્કાર ફેંકશે.

# પારસી બાનુ લુપીન !

ઘોરમાં દટાયલા મહાન ડીટેકટીવોના હાડકાં તળે ઉપર કરી નાખનારી અને જીવતા ડીટેકટીવોને બે પાંચ લપડાક મારી કાંઇક અજાયબ પ્રકારના નવા પાઠ શીખવનારી અમારી તદ્દન ઓરીજીનલ સીરીઅલ વારતા.

જે બાનુઓ અને ભાઇઓ ઉપલી બીનાના ખરાપણા વિષે શક દર્શાવી જતાં હોય તે સર્વેને બત બે મોકલવામાં આવશે.

"ગુલશન" માટે ( ગાળો ભાંડીને ) ખાસ લખનાર—સરસેકા તીન પાઉં.

## પ્રકરણ ૩૧ મું.

( જેમાં જાહેર થવા ઉમદા ધ્યાર શેઠ મેરવાનજી મેંગુસી, હુંશ્યારીના મહાન ડીટેકટીવ ગોનીમાઉ નો આપણાં સુના બાનો ગડેરીજી તરફ ).

સર મોટાભાઇ આઇરબાદ એન સોડીકેરા પીઠી-આ બીટાની ગવાલાજીનાં તેજ સાંજે પરણેલા પનોતી પુત્રી બાઇ પેરીન ( ઉ. વ ૭પ ) મુર્છાગત થઇ પરેલાં આપણે છેલ્લાં પ્રકરણમાં અતીશય શોક સાથે વાંચી આવ્યાં છીયે—નહી ?

પેલા નાપાકનો જણ્યો કસીકુ મોતીરામ કોણ જાણે કેવીબી રીતે ઉડી આવ્યો અને તે બોગી બાર-નના નાજુક આંગળાંઓ પરથી દરબી રવીપની ટીકીટ નંબર ૧૮૫૭ કેવીબી રીતે ચાંચમાં ઉપાડી લઇ ગયો તે એક ઉખાણુંજ હતું !

તે પોપટના ઉડી જવા સાથેજ, ગાયણની મજલી-સ બરખાસ્ત થઇ ગઈ અને પન્નુમલ તબલચી મંચલી સારંગ ડોકટ તથા બીબી અમીનાજાન થયલા ને દાં-ગાર તે હોલમાંથી પોતાના ગેબી અસબાબ સાથે નીકળી ગયા. તેઓ ગયાં તે કોઇએ જોયું પણ નહી અને દરકાર કીધા પરી નહી.

સર્વ કોઈ બાનો પેરીન ( જેનું મહીનું નોમ ખટેલીબાઈ હતું ) ને મુર્છાગત સ્થીતીમાંથી બેદાર કરવામાં એટલાં આતુરતાથી રોકાઇ ગયાં હતાં કે ગાયનની મીજલસ ક્યારે બરખાસ્ત થઇ તે ઉપર કોઇએ રહેજ્યી ધ્યાન આપ્યું નહી.

અને ત્યારે આધસકીમની પ્રેટ લઇને આવી પુગતાં ડીટેકટીવ મીય સુના ગડેરીની નજરે પરેલા તે વીચીત્ર દેખાવ શું ઓછો ચકીત-કારક હતો ? એક બાજુ ગાયનની બેડકનું ગેબ થવું જેટલું અચ-બો પમાડનાર હતું તેટલુંજ અજાયબી ભર્યું કન્યા રાણીનું મુર્છાગત થવું હતું. સુનાને સહમજજે નહી પડી કે એ બધો બનાવ શો બની રેહયો હતો !

"નાચનારી, કંહ ગેઇ ?" તેણીએ હરસેથી પાવરીના એક માણસને પુછયું.

"લાહોર" પેલાએ ટુંકમાં જવાબ કર્યો.

"લાહોર ?"

"હાજી, લાહોર !"

"તારી ખાત્રી છે કે લાહોર."

"હાજી મારી ખાત્રી છે કે લાહોર."

"ને લાહોર નહી હોયતો ?"

"તો મારો હાથ કાપી આપું છું."

[illegible]

"અને આવા ખાતરી ભર્યા જવાબથી સંતોષ પામીને બાનો સુના, પેરીન જ્યાં મુર્છાગત થઇ પડી હતી ત્યાં ગઈ.

"શું છે ?" તેણીએ પાવરીનાં બીજા એક આદમીને કાનમાં લાગીને હલ્લુથી પુછ્યું.

"બેસુધ્ધી" તેણીને જવાબ મલ્યો.

"કોણની ?"

"પરણેલી કન્યાની."

"કાંય ?"

"ર૮પાક !"

"એટલે ?"

"ગેબ !"

"કેમ ?"

"વાથા કરીકુ !"

"કસીકુ ? પેલોજ ?"

"હાજી."

"તેજ ?"

"હાજી."

"ખાતેરી ?"

"પુરેપુરી !"

બાનો સુના આ સઘળા જવાબોથી સંતોષ પામેલી જણાઇ અને તેણીએ પોતાની ડાયરી (જુઓ "ગુલશન" ફેબરૂઆરી ૧૯૩૬ પાનું ૯૩) કહાડીને તેમાં સઘળી નોંધ કરી લીધી.

એટલી નોંધ ટપકાવીને તેણી આમતેમ સઘળે જોવા લાગી.

તેણી ગાનીમાઈને શોધતી હતી.

ગાનીમાઈ ક્યાં હતો ?

ફ્રાંસનો તે મહાન ડીટેક્ટીવ ક્યાં હતો ?

સુના ગડેરી તેને શોધવા નીકળી.

પણ તે તો આલબલેસ બાગનાં બાવરચીખાનાંમાં ભરાઇને વધ્યા સધ્યા મછીના કટલેશ ચાંપવા ઉભો હતો.

"મોરયુ ગાનીમાઈ !" તેણીએ ચીસ પાડી.

મોરયુ ગાનીમાઈ મછીના કટલેશનો એવડો મોટો દબુસો મ્હોડાંમાં મોર્યો હતો કે તેનાથી એકાદ બે મીનીટ સુધી તો બીલકુલ સુનાને જવાબ આપી શકાયો નહી. તે દબુસાનો થોડોક ભાગ તેના ગળામાંથી ઉતરી જતાં તેનું મ્હોડું સ્હેજ ખુલ્લું થયું અને ત્યારે તેણે ઓચોક-પોચોક, ઓચોક-પોચોક જેવા કીલબીલાટ વચેથી સુનાને કાંઇક કહી સમજાવવાની સારે જેહમત ભરી કોશેશ કરી જોઈ.

"કંઈ નહી મેહરવાનજી ગેગુસી, (આટલે ગાનીમાઈનું ગુજરાતી નામ) તમારૂં મ્હોડું તદન ખાલી થાયને જે બોલજો—એમ તમે રાંધણીમાં ભરાઇને મછીના કટલેશની પાયદસ્ત ફેરવશો ત્યારે ડીટેક્ટીવનું કામ કોણ કરશે ? તમારો બમ્બેવી ? જો પ્રેસીડંટ પેપરવેટને એવી ખબર હોતે કે તમે અમારા પારસી લોકના લગનમાં પીરસાતા મછીના કટલેસના આવા ખાધરા ટેકા જેવા શોખીન છો તો તમુને કંઇ આવવાનું કમીશન મળતેજ નહી. લે ચાલો હવે જરા હાથ ખોચો, ને હું પુછું છું તેના પાધરા જવાબ આપો."

"યસ મેડમ ?" ગાનીમાઈ મ્હોડું મટમટાવતાં નમનતાઇથી પુછ્યું.

"તમુને ખબર છે કે આજેજ પરણેલા મોસીરો અરદેશર સુઇને વેડીંગ પ્રેઝંટ તરીકે મલેલી ટરબી સ્વીપની ટીકીટ નં. ૧૮૫૭ની ચોરી થઈ છે તે ?"

"હાજી"

"તેને તે પોતી તે જોયો છે કે ?"

"નો મેડમ."

"તે તમુને ડીટેક્ટીવ કોણે કીધા ત્યારે ? પ્રેસીડંટ પેપરવેટ નેબી બીજો કોઇ ગધેડો મલ્યો નહી કે તમુને હંઇ ધકેલ્યા ?"

"નહીજી."

"લેવ, એમ સામને ઉભાં રહીને ગાવડી ગાઝુડીના જેવું મ્હોડું ના કરો. સાંભળો ! એ ટીકીટ કસીકુ મોતીરામ તફડાવી ગયો છે."

"કસીકુ મોતીરામ ?"

"હાં કસીકુ મોતીરામ !"

"શું એ તેજ કસીકુ હશે કે જે તમારી અદેરી ખાતેની ઓરીસમાંના "૧૮૫૭" નામના બેદી પેઇનટીંગમાંથી અજબ જેવી રીતે નદારદ થઈ ગયો હતો ?"

"હાસ્તો વરી."

"મેડમ, આ એક ભરમ કંઈ અજબ જેવી રીતે વધતો જાય છે. મારા હાથમાંથી કેવા કેવા અણુતી હાસિક કેસીઝ પસાર થઇ ગયા છે પણ આના જેવો

બારીક કેસ મેં કદી જોયા કે સાંભળ્યો વટીક નથી!",

"એમ છે ખરૂં! હવેજ તમારૂં ખરૂં પાણી બતાવવાનો વખત આયો છે. હું હંઇ રાંધણી આગલી આવતીતી તેટલાં કોઈ બોલ્યું કે સર મોટાભાઈ આદરજીના, એનસાઇક્લોપીડીઆ બ્રીટાનીકાવાલાનું એ ગુમાંઈ ગયલી ટીકીટ માટે સાડી નવલાખ રૂપીઆનું ઇનામ જાહેર કરનાર છે!"

"સાડી નવલાખ રૂપયા! બાઈ જેત, સુના ડારલીંગ, જો આપુરૂં બેઉ જણાં એ ટીકીટ પકડી કહાડયે તો ગમ્મત! પછી હું પ્રામીસ આપું છ, કે હું તારી સાથે દાણા પાડી બેસું!"

"અરે જવા દેની બા! વલી એ હીંદદીન: ઝઘડો કયાં ઉભો કરેછ? અમારી કોમમાં, અત્યાર સુધીમાં ઘણું થઇ ગીયુંછ. ને હમણાં તો લડાઇ ચાલે છે ત્યાં તેર નુસપેપરને પ્રસત્યુ કરવાની ઘણી બાબદો છે. લડાઈ પુરી થાય પછી બી આપરે તેવો કંઈ વીચાર કીધો હોય તો બીચારા એ નુસવારાઓની દુવાબી લઈએ. સમજીઓ કેની, મારા વાહલા ગાનીમાઈ?"

"સમજીઓ, સારાં જીણાં જેવાં પોતકાં! પણ તે આએ સોરતીની ટીકીટના કેસનું શું કરીયે?"

"જોની, આપરા જેવાં બે કાબેલ ડીટેકટીવ બેજણાંઓ એ કેસપર ગોરપાપરીની ફાની ચોટકી બેસરો કેની તો આપરે ચપદેતું કે બધું પકરી આપશું. હવે બધાં કહેણ એકઠાં કરવાં પરે મંડી જવું જોઇએ, ડીયર."

"એ કસીકુ મોતીરામ જે તારાં પીકચરમાંથી કોણે ઉડારી મેલ્યો?" ગાનીમાઈ પોતાની ડાયરી ઉઘાડતાં પુછ્યું.

"મને વ્હેમ છે કે ચાંદણ કોકટે."

"ચાંદણ કોકટ? તે કોણ?"

"તું નહીં ઓળખતો ચાંદણને? એ તારા પેલા પારીસવાલા લુપીનની વૈરીની બેહન થાય!"

"અમારા લુપીનની સાળી? તે પારસી છે?"

"હા ડીયર. પારસીજ છે ને એ વળી હયાં પારસી બાનુ લુપીન તરીકેજ ઓળખાય છે."

"પારસી બાનુ લુપીન? પેલાં ગુલશન ચોપડીમાં પેલો ખુસરરોકા તીન પોટ જેની હીસટરી લખે છ તેજ?"

"તેજા!"

"હા, બરાબર તેજ. તું કેવો હુશીઆર ડીટેકટીવ છે, ગાનીમાઈ!"

"તે તેં શા પરથી ધારયું કે તેજ બાઈ તારી કસીકુ પીતી ગેઇ?" ગાનીમાઈએ ઝીણી આંખ કરીને પુછ્યું.

"ગાનીમાઈ, ગાનીમાઈ, મેં તો ધારેલું કે તું ફ્રાન્સ વેરથી હયાં આવેલો તે કોણ જાણે કેવો બી ચબરાક ડીટેકટીવ હોશે! એટલોબી ભરમ તું સહમજી નહીં શકે ત્યારે તારામાં અને ગુલશનનાં વાંચનારાંઓમાં શું ફરક રહયો? ચાલ આવ, પેલાં ખુણામાં આવ, હું તુને એ કસીકુની આખી હીસટરી કેહું ચાલ!"

અને ગાનીમાઈ એક બૈરાંની અદાથી સુનાની પછવાડે ગયો.

---

## પ્રકરણ ૩૨ મું.

જેમાં ગયલ ગયલ થવી પ્રીનસ આમખુલાજી ઓક ટીમપાનમ માટે આવેલા વાયરલેસ ટ્રુકીગ્રામમાં અને છુપી ભેદ ભળેલો એક કોરા કાગળમાંથી આપણા લુપીનજીને!

પ્રીય વાંચનાર, આપણી કથાનેં વધુ મંજલુતી આપવા કાજ હાલ તુરત થોડોકવાર આપણને આપણો માનીતો આલબલેસ બાગ તજી બેસવો પડશે.

ફ્રેંચમેલ કંપનીની સ્ટીમર "લા રામી" માર્સેલ્સનું બારૂં છોડી ગયાને ભાગ્યે બારેક કલાક પસાર થયા હશે તેટલા કેબીન નંબર ૩૩ ને માટે એક વાયરલેસ સંદેશો આવી પુગ્યો.

કેબીન બોય તે સંદેશાનું અંદેશી ભરેલું પરબીડું લઈને કેબીન આગળ જતો હતો તેવામાં તે દાદરનું પગથીઉં ચુક્યો અને ફસે લાભથી ગબડી ખાઈ ગયો. તે પડયોને પડયોજ કે તેના હાથમાંનું પેલું પાકીટ ઉડીને કેથે લાંબે જઈને પડ્યું અને જેમ બીજી બધી ડીટેકટીવ વારતાઓમાં બને છે તેમજ તે પાકીટ કોઈક વીચીત્ર રીતે નદારદ થઈ ગયું! વખત છે સ્ટીમરની બીલાડી આવીને ચસરી ગઈ હોય!

ગમે તે હોય પણ કેબીન ના. ૩૩ નો કેબીન બોય રડતાં જે વાર સોધાસોધમાં પડયો અને અંતે ત્યારે

તે પાકીટ નહીં જે મળ્યું ત્યારે વીચારમાં પડયો કે કરવું શું ? સ્ટીમર પરનાં વાયરલેસ ટેલીગ્રાફ સ્ટેશનમાંથી જે પાકીટ જ્યારે કેબીનમાં રવાના કરવામાં આવ્યું ત્યારે તે તાર તેના ધણીને મળવાની પોહોંચ લખાવી લાવનારો એક કોરો ફારમ પણ તે કેબીનબોયને આપવામાં આવેલ હતો જે ફારમપર કેબીન નંબર ૩૩ વાળાની સહી લાવવાની હતી: પણ પેલા તાર વગર તે સહી મેળવે કેમ ?

કેમ મેળવે, બોલોની વાંચનાર ?

તમે લોક બધાં હુશીઆરમાં ખપોછ તે કંઇ તોડ શોધી કહાડીને બીચારા કેબીન બોયને બચાવોની તો ?

બધાંજ કેમ એવાં ભાઇનાં પાણી જેવાં થઇ ગીયાંછ વારૂ ?

પણ કેબીન બોય જેનું નામ કેબીન બોય, તે કાંઇ એટલી વાતમાં હરી જાય તેવો હતો નહીં.

તે તો લાગેલો કે સ્ટીમરના ઓફીસ રૂમમાં ધસ્યો અને એક ખાલી પરબીડું લઇ તેમાં એક કોરે કાગજ બીડ્યું અને પેલો સહી કરવાનો ફારમ સાથે લઇને ધાંધલ ધરપચ કરતો કેબીન નં. ૩૩ આગળ ગયો.

તેણે પોટ-પોટ-પોટ-પોટ કરીને તે કેબીનના બારણાંપર ટકોરા મારયા, અને અંદરથી "કમીન" નો જવાબ મળતાં ધરારરરરરર કરતું કે તે બારણું ઉઘાડી હાંફતાં હાંફતાં બોલ્યો,

"આંઓ ચીઠીની પહોંચની સાઇન આપો, સાહેબ !"

પણ અફસુર !

તે કેબીનનો રહીશ કોણ હતો ?

લુપીન !

લુપીન ?

હાજી, લુપીન, ઉર્ફે લુ લુ પીરોશા નવલઇ ફ્રુમાના !

"ચીઠી ? સાઇન ? શાની ચીઠી ?"

"કોણ જાણે સાહેબ, મને તો વાયરલેસ વાલાએ આપી છે !"

"વાયરલેસ ? ઓહ, આઇ સી ! " લુપીને પોતાને એક ઇલ્લી જેવી આંખ મારીને મુછમાં હસતાં તે પરબીડું લીધું અને પેલા ફારમ ઉપર પોતાની સહી કરી. આપી લુપીન તે સ્ટીમર પર છુપે નામે મુસાફરી કરતો હતો અને તે ત્યાં પ્રીન્સ ઓમખુલા ઓફ ટીમપાનમને જે નામે ઓળખાતો હતો.

જેવી તે ફારમ ઉપર લુપીને સહી કીધી કે ઝપાટામાં તે ઝુંટાવીને પેલો છુમ્ટો કેબીન બોય નહાસી ગયો. તેની આવી વર્તણુક માટે લુપીન જરા વમાસણમાં તો પડયો પણ "કામ ઘણું હશે !" એવો શીલસુફોને છાજતો વીચાર કરી તે વાત વીસારી બેઠો.

પોતાની કેબીનનું બારણું અંદરથી મજબુત બંધ કરીને પ્રીન્સ ઓમખુલા ઓફ ટીમપાનમ ઉર્ફે આપણા માનીતા શાહુચોર લુપીનજી પેલું વાયરલેસ વાળું પરબીડું ઉખેડતા બેઠા.

જ્યારે તે પરબીડમાંથી એક કોરૂં કાગળ સરી પડયું ત્યારે તેની અજાયબીનો પાર રહયો નહીં, પણ તુરતજ હસીને તે અજાયબી ઉડાવી નાંખી. તેના આટલા વરસનો અનુભવમાં એવી જાતના કોરાં કાગળો તો કેટલીબી વખત આવી ગયાં હશે !

"એમાં કંઇક ઓર ભેદ હોશે હ ! લાવ; જોઉં, ટીંકચર ઓફ કેપસીકમમાં એ કોરૂં કાગજ ડુબાડી ને પછી બત્તી આગળ પકડશતો એવે માલમ પડી આવશે ! "

લુપીને વીચાર મુજબજ અમલ કીધો, અને વાંચનાર ! તમો માનશો ? પેલા કેબીન બોયે ઓફીસમાથી જે કોરૂં કાગજ પીત્તેલું ની ? તેમાંતો કેવું કોઇનું છુપ્યું લેટર લખાયલું નીકળ્યું !

ખરેખર ! માલા તમ ! બત્તી આગળ ધરતાં લુપીને નીચલું ઉકલાવ્યું.

ગેંગવે ૯૬, પાંચમાં પાંચ. નેણુસી પારૂજી ડમડમ. કુકરી બોલે ત્યાં અકકલ ખોટના બાવીણસો પીચાવીણું ત્રગડી ગેપ ગપાકસ."

તે કોઇ વીચીત્ર ભેદી સંદેશો જણાતો હતો. "પણ એ કાંઇ વાયરલેસ મેસેજ નથી ?" લુપીને તે પત્ર પાંચ પચીસ વખત વાંચ્યા બાદ વીચાર્યું. "મારા કેબીન બોય ને બોલાવીને પુછું ?" લુપીનને આ વીચાર આવતાં તે પાંચ મીનીટ તદ્દન મુગો મંતર બેસી રહ્યો.

"નહીં !" તે યકદમ પોતાના બીછાણાંમાંથી ઉભો થતાં પૂકારી ઉઠયો. "નહીં ! કેબીન બોયનું

એમાં કાંઈ કામ નથી! હું જ, શો ભરમ, શોધી કહાડ. શા મારે માટે કાંઈ વાયરલેસ આવ્યો છે કે નહીં તે મારે જાણવુંજ જોઈએ. આ એ મેસેજ કાંઈ મારે માટે નથી. તે તો કે મી? છે. પણ એ ગોટાળો થયો છે, તો શી શું? કંઈ સમજ પડે? પડશે, પ્રીન્સ બોમ બુવાજી, પડશે!

પ્રીન્સ બોમ બુવાજી એકે ઝીમપાનમ પોતાની થાળાણી ઉપર એટલા તો મુસ્તાક હતા કે બીલકુલ દેહસ્ત વગર તેવણે પગમાંથી સ્લીપરસ કહાડી નાંખીને ઉકશુકશ પહેર્યાં, અને પછી તેટલીજ આસાનીથી ડગલો ખસે ઓગળીને ધીમેથી બારણું ઉઘાડી બહાર પડયા આરીત!

---

## પ્રકરણ તેત્રીસ.

(જેમાં ઉચકાઈ જવા પેલો વાયરલેસ સંદેશો બીલાડીનાં મ્હોડામાં ડીટેકટીવ સેક્સટન બ્લેક આગળ—)

તે બન્યું તો ખરૂં પણ પેલો કેબીન બોય દાદર પરથી તુટી પડયો અને તેના હાથમાં વાયરલેસ મેસેજ પાકીટ કેવે ઉડી પડીને ગેપ થઈ ગયું તે કયાં ગયું?

આપણે હવે તેજ બાબદ પર આવ્યે છીયે.

તમો જોવો તો ખરાં?

પણ જરા ધીરજ રાખો.

એમ ઉતાવલા નહીં થાવો.

ઉતાવલા સો બાવરા.

તે કહેતી જાણોછો ન?

ત્યારે કેમ ઇઅમ ઉતાવલ કરેંસો?

શીદને ધીરજ નીંહ રાખતાં?

શીદને—!!!

તે વાયરલેસ સંદેશાનું પરબીડું જ્યારે ગબરડી ખાતા કેબીન બોયના હાથમાંથી ફુરરરરરરર કરતું કે કબુતરની કાંની ઉડી ગયું, ત્યારે તે જઇને એક નાની પેસેજમાં પડયું. હવે, એ પેસેજનાં એક ખુણામાં તે સ્ટીમરપરની પાળેલી બીલાડી પરરરરરર પરરરરર કરતી કે ઘોરતી અને ઉંઘતી પડેલી હતી. જેવું તે પરબીડું તેણીના પગને જઈ અડકયું કે તે ઝોંકીને ઉઠી! તેણે ઘુંને ચકદમ તે પરબીડાપર પ્રેમ બાજયો અને તુરત તે મ્હોડામાં પકડી લઈને ચાલતી થઈ. એવી રીતે તે ચાલી જતી હતી તેટલાં ૪૪ નંબરની કેબીનમાંથી તેમાંનો પાસીનજર બહાર નીકલ્યો. પુસી તેનું ઘણી માનીતી હતી એટલે લાગલી રમવા ઉભી રહી ગઈ અને પેલું પાકીટ મ્હોડામાંથી ત્યાંજ મુકી દીધું. પેલા ૪૪ નંબરવાલા પાસીનજરે તે ઉંચકીને જોયું તો હોહોહો?

તે પાસીનજર મુર્છાગત થઇ પડવાની તૈયારીમાં હોય એમ જણાતું હતુ.

પેલી પુસી તેનું મ્હોડું જોયાજ કરતી હતી.

તેણે તે પાકીટ પરનું સરનામું ઓળખ્યો ચોથી પ્રાંખું અને પાછું પાંચસાત વખત વાંચ્યું.

"બસ? લુપીનનેજ વાસ્તે કંઇ મેસેજ છે!"

હલ્લો? એ વળી કોણ ભેદી પુરૂષ નીકળી આવ્યો? સ્ટીમરપર છુપે નામે ઘસી આવેલા લુપીનને ઓળખનારો એ વળી કોણ સાહેબ જાદે ફુટી નીકળ્યો હશે વારૂ?

કંઇ ભેદું છે તમારા પોકેટ ટોળકાંમાં એ ભેદ શોધી કાઢવાનું?

લુપીનને પીછાણનારો તે ભેદી પુરૂષ તમારો ઓળખાણનોજ છે—ઓળખ્યો, કોણ તે?

નહીં?

તમે કેટલાં ઠઠ છેવા?

વચમાં તો વળી જરા હુશીયાર થયાં તાં?

ચહરી ગીયાં છાપરે. જરા જેટલી તારીફ કીધી તેટલામાં કે?

તે ભેદી પુરૂષે પેલું પાકીટ ફરીથી એકવાર જોયું, તપાસ્યું અને પછી પોતાની આજુબાજુ ધારતીની નજરો ફેંકી. તેને એમ લાગ્યું કે રખેને તેની આએ ભેદી હીલચાલ કોઇ છુપું ભરાઇને જોતું હોય? રખેને કોઇ તેના સુધારા લેતું ફરતું હોય?

તેણે પેલી પુસીને પસવારીને સુકકા ચુમવાને એક ટુકડો પરજેટ આપ્યો અને પછી પોતાની કેબીનમાં દાખલ થઈ અંદરથી દરવાજો મજબુત બંધ કીધો.

"બચ્ચા લુપીન! તું હવે આબાદ મારા પંજામાં સપડાયોછ! આએ વાયરલેસ સંદેશાની તું હવે વાર જોયાજ કરજે" એટલું વમાસીને નં. ૪૪ વાળા પાસીનજરે તે પરબીડું હલ્લથી ઉઘાડયું અને તે માંહેલો સંદેશો નીચે મુજબનો વાંચ્યો.

ખાનગી મંડળ ત્યાંનો પ્રોટેસ્ટંટ ઉમરાવો સ્થાપે છે. આ મંડળના સભાસદો હડહડતા કસમ લે છે. તેમના જૂદા જૂદા વર્ગો હોય છે. તેઓ નિર્દોષોને બચાવી લે છે. રાણી મેરીના પંજામાંથી તેમણે અનેક નિર્દોષોને બચાવ્યાં હતાં. લેડી એડીથાને ફ્રાન્સીસ તરફની ચીઠ્ઠી મળે છે જે ફીલીપ પોતાની અહર્નિશ પાસે રાખે છે. તેની રૂએ એડીથા મળવા જતાં રાજાના સપાટામાં સપડાય છે પણ ત્યાંથી ઉપલાં મંડળના કેપ્ટન એની મદદે બચી જાય છે. આખું મંડળ એકત્ર થઈ લેડી એડીથને બચાવવાના સોગંદ લે છે. લીઓન રાજાને એડીથા તરફ ઢળેલો જોઇ ખાત્રી કરવા તેણીના ઓરડામાં જાય છે. પોતાની ખાતરી થતાં તે મોટો મિત્ર થાય છે. તેણીને પોતાનું બાઇબલ ઓરડામાં એક ખૂણામાં સંતાડતી જોઇ તેમ ન કરવાની તે સલાહ આપે છે. રાજા એડીથને સપડાવવામાં ફતેહ ન પામતાં ફરી પાછો તેણીની પૂંઠે પડે છે ને તે બાપડી નહાસતાં રાણીને મળી જાય છે જેને જોતાં ફીલીપ ચાલ્યો જાય છે. રાણી ઘણા ગુસ્સામાં આવી એડીથનો કાંટો કાઢવા માંગે છે. તે માટે પોતાના પાદરી ફાધર એનોકને કાર્ડીનલ બનાવવાની લાલચ આપે છે. આ પાદરી એડીથાની તપાસ લે છે. પોતાના ધર્મ પર મુસ્તાક રહી તેણી કેથોલીક ધર્મનો તુચ્છકાર કરતી હોવાથી તેણીને કેદમાં પુરવામાં આવે છે. સર ફ્રાન્સીસ તેણીનો બચાવ કરવા જતાં પોતે પણ પ્રોટેસ્ટંટ હોવાનું જણાવે છે પણ તે પાદરી તેને તેના મામાને ખાતર જતો મુકે છે. લેડી એડીથાના ઓરડાની જડતી લેવાય છે પણ તેની ખબર લીઓનને અગાઉથી પડતાં તે ત્યાંથી બાઇબલ ઉડાવી જાય છે ને કમળનું ફુલ મુકી જાય છે. એડીથાને પાછળથી કેદમાં પૂરવામાં આવે છે. કમળના ફુલની પાતરીઓ રસ્તે રસ્તે નાંખેલી હોવાથી લીઓન તેણીનું કેદખાનું શોધી કાઢી તેણીને હિંમત આપે છે. એડીથાના કહેવાથી લીઓન સર ફ્રાન્સીસને ખબર આપે છે. તુરત બારને એકનું મંડળ એકત્ર થાય છે ને જેવી રસ્તામાં એડીથાનાં ઘરેણાં—ગાંઠાં ઉતરાવવાની તેણીના પંડુરોગીઓ કોશીશ કરે છે કે તે મંડળનું ધાડું તેમનાપર તૂટી પડી કેદ પકડી તેમનો ચોક્કસ જગ્યાએ લઈ જાય છે, જ્યાં ફ્રાન્સીસ સાથે તેણીનો હર્ષભેર મેળાપ થાય છે. ફીલીપ એક બીજી અંગ્રેજ સુંદરીને જોતાં તેનાપર મોહિત થઈ પડે છે. આ સ્ત્રી બારને એકના મંડળના એક આગેવાનની અદરાયલી મહોરદાર હોવાથી કાઉન્ટેસ ફેડેલ્મા જે શીલીપપર પોતાનું વેર લેવા આવી હતી તેની મદદથી તેને સપડાવવાની ગોઠવણ કરે છે. રાજા આ સુંદરીને બે ચાર વાર મળે છે. લેડી એડીથના બચી જવાથી રાણી બાવરી બની જાય છે ને રાજાને પકડવા વકીલ ફરમાવે છે પણ હુશીઆર થતાં રાજાપર જાસુસો ઝોડવા ફરમાવે છે. તે મુજબ લોર્ડ નોર્થ રાજાની પૂંઠે જાય છે. રાજા તો પોતાની નવી ઓળખપર ધ્યાન આપતો રહે છે. તેને વીલ મછવાવાળાના વેશમાં બારને એકના મંડળમાં કેપ્ટનની સાથે ઓળખ થાય છે. બંને એકમેક પર ફીદા થઇ જાય છે ને રાજા પોતાનો રાજ્યાભિષેક થાય તો તેને પોતાનો પ્રિમસલાર બનાવવાનું કબુલે છે. રાજા અકસ્માતિક રીતે જાણી શક્યો હતો કે તે મછવાવાળો કોઇ નહિ પણ જાણીતો ઉમરાવ લોર્ડ બરલે હતો. બીશપ ગારડીનર રાણીના ડાકટરને પાદરી સાથે મળી પ્રજાને છેતરવાનું કાવત્રું રચે છે. ડાકટર જાણતો હતો કે રાણીને હમેલ રહે તેમ ન હતું. તેણીને જલંધરનું દરદ થવાથી હમેલ રહ્યા એવી અફવા ફેલાઇને ખુદ રાણીને ઠગવામાં આવી. રાણી બચ્ચું મેળવવાની એટલી બધી હોંશમાં આવી ગઇ કે તેણીને બીજો ખ્યાલજ આવ્યો નહિ. બચ્ચું આવતાં ફીલીપનો પ્યાર વધશે એજ તેણીની ધારણા હતી. રાણી પર ઓપરેશન કરી તેજ દિવસે જન્મેલાં એક બચ્ચાંને શાહજાદા તરીકે ઠેસવી દેવાનો તાગડો રચાયો હતો. આ માટે એક અંગ્રેજ વેપારીની સ્પેનીશ મહોરદાર પર પસંદગી ઉતરી હતી. તેણીને ત્યાંપણ જન્મ થનાર હતો. પોતાનું બચ્ચું ગાદીવારેસ થશે એવી લાલચે તે બાપ કબુલ થયો. રાજાને વીલ મછવા બાબત તરફથી આ કાવત્રાંની ખબર મળી એટલે તેઓએ તાગડો રચી લોર્ડ નોર્થ બચ્ચું લઇ જતો હતો તેને અટકાવ્યો. ચોરી કરવાને બદલે તે બચ્ચાંને સોનાંની ખાંજડી પહેરાવી પાછું આપવામાં આવ્યું. રાણીપર ઓપરેશન થતાં તેણીની જીંદગી બચી, ત્યારે આ કાવત્રાંની ખબર તેણીને કરવામાં આવી. પહેલાં તેણી સામે થઇ પણ રખે તેમ થતાં ફીલીપ ઠક હાથથી ભેગ કરી તેણી કબુલ થઇ. આ કાવત્રું રાજાએ ત્યાં અચાનક દાખલ થઇ ખુલ્લું કીધું. ગડબડસડગડમાં બચ્ચું ગુજર પામેલું જણાયું. આ કાવત્રું બીશપ ગારડીનર અને બોનરની મસલેહતથી થયું હતું. તેઓ વચ્ચે ટંટો થવાનો પ્રસંગ

ઉઠ્યો હતો એટલે કાવત્રું નિષ્ફળ જતાં બોનરે બધો ટોપલો ગારડીનર પર નાંખ્યો ને તે હદપાર થયો. બોનરનો અસુસો બબ્બેબધ ફરી આગ લગાડતા હોવાથી લેડી એડીથાને તેણીને મથકેથી ખસેડવાની જરૂર જણાઇ. કેપ્ટન સી સાથે તેમ કરવા જતાં અકસ્માતિક રીતે, તેણી બોનરના માણસોના હાથમાં સપડાઇ. તેણીનો બચાવ માટે છત્રતોડ મેહનત થઈ પણ તેણી ટાવરમાં કેદ પડી. કાર્ડીનલ પોલે પોતાના ભાણેજ તરફથી રાણીને સમજાવી, પણ રાણીએ ઢોંગઢોંગ કરી વાહી પટાવી તેને દૂર કીધો. લોર્ડ નોર્થ લેડી એડીથને સપડાવવા જતાં જબરો હાડમાર થાય છે. અંતે ફીલીપ જ્યાં બાગમાં નવિન મિત્ર સાથે ફરતો હતો ત્યાં તે ઘસી જઈ તે સ્ત્રીને એડીથા સમજી કેદ કરવા જાય છે પણ રાજા સાથે લડતાં તેને તેનો જાન આપવો પડે છે. તેનું રાજ કેપ્ટન બી બીશપ બોનર પર મોકલી તેનો જાન લેવાની ધમકી આપે છે. રાજા પણ ગારડીનરને ધમકી આપે છે કે લેડી એડીથ બચશે નહિ તો તેનો જાન જશે. આ પછી રાજાને મળતાં કેપ્ટનબી એવી સલાહ આપે છે કે તેણે રાણી ઇલીઝાબેથને પોતાના પક્ષમાં લેવાનાં ફોકટના વળખાં મારવાં નહિ કેમકે તેમ કદી બનનાર નથી. રાજા આ વાત હસી કાઢે છે પણ મનમાં તે બાબે ગાંઠ વાળે છે. આ પછી રાજા કોઈબી, કીસમે રાણીનું સીલ ચોરવાની હા તો સહી લઈ લેવાની ખાતરી આપે છે તે મળતાં તુરત સર ફ્રાન્સીસ મેલવીલને તે તે આપવાનું કહી કેપ્ટનબી રજા લે છે કાઉ ટેસ ફેરેલમાંએ રાજા ફીલીપને સપડાવવાનું કાવતરૂં રચ્યું, પણ તેણીના પ્યારની અરજ પાછી ભણકા લેતાં તેણી ફસકી જઇ છટકવા વળખાં મારે છે. કેપ્ટનબી તેણીને રાજા સાથે કશાં ચેડાં ન કાઢવાની ચેતવણી આપે છે કેમકે તે તો આઇનેઝનો ધનાર હતો. જે સ્ત્રી બીનસ્વાર્થે મરદને ચાહે છે ને તેને માટે પોતાનો ભોગ આપવા અચકતી નથી. તે કદીબી તેનો પ્યાર ગુમાવી શકતી નથી. રાજા રાણીને મળવા આઇનેઝ સાથે જાય છે તેવામાં ફાધર એનોક લેડી એડીથાનાં મોતનું વારંટ સહી કરાવવા લઈ આવે છે. રાજાના સવાલના જવાબમાં રાણી જણાવે છે એડીથા નાસ્તીક થવાથી તેણીના મોતનું નક્કી કરવામાં આવ્યું છે.

'ફીલીપ, હમો તારો આભારી છીએ એટલુંજ નહિ પણ રાજદ્વારી બાબતોને લગતી દરેક બાબતોમાં તેમજ આ બાબતમાં તારી સલાહની અરજ કરીએ છીએ.

બોનરના માણસ સાથે ફાધર એનોક તે પળે અંદર આવ્યો.

'હમારા નીમકહલાલ અને વિશ્વાસુ નોકર બીશપ બોનરની તબીયત કેમ છે?'

"ઘણું જીવો નેક નામદાર, બીશપ સાહેબ અમનચમનમાં છે, પણ તેઓ હાલમાં લગાર વધુ ચિંતાતુર છે. આપ નામવરની સેવામાં તથા પવિત્ર ધર્મનાં રક્ષણમાં તેમની મોટી ઉલટે તેઓ સામે એક એવો વર્ગ ઉભો કર્યો છે જે હાલમાં વધુ અને વધુ પગપર થતો જણાય છે. તેમની જીંદગી લેવાની અનેક ધમકીઓ અપાય છે અને ધમકીઓ ખરૂંજ ભેદી રીતે તેમને આવ્યું મલે છે."

'ઇલીઝાબેથનાં પૂછડાંઓ તરફથી, મારાં નામવર.'

ફીલીપે કાંઇક ખુશીથી રાણીની પ્રગટ બેચેની જોઇ.

'તારો સંદેશો જણાવ' રાણીએ જણાવ્યું.

તે માણસે ગજવામાંથી એક સુગંધી ચીઠી કાઢી, બાજુમાંની સાલ્વર પર મુકી, ગુંઠણ મંડપે પડી રાણીમાતાને તે આપી જે તેમણે મોટેથી વાંચી.

"મારાં માનવંત નામવર,

આપણી કેદી, એડીથા હાવર્ડ, ને કોઇપણ જાતની તપાસનો લાભ આપવાની જરૂર જણાય છે, કેમકે તેનું ઉચ્ચ કુટુંબ અને મોટ ખાંચરેની સગાઈ ભગવાન છે. આ કારણે તેની વિશેષ જરૂર છે.

'કોઇપણ જાતની તપાસ! વહેલીહ—શું મારો વ્હાલો સખી દીલ બતાવે છે!' ફીલીપ

મજબુત ટોળી થઇ જઇએ—બધા મળીને દસ થઇશું !'

'તું તારે જોઇએ તેમ કર' ફ્રાન્સીસે કહ્યું. 'તારે જોઇએ તેટલાને સાથે લે !'

પાંચ મિનિટમાં તો ત્યાં ગડબડ સડબડ થઇ રહી. બધા આવવા તૈયાર થયા. ઘણીજ મુશ્કેલીએ આઠ જણ પસંદ થયા અને અડધા કલાકમાં તો તે દશ જણની ટોળી સ્વાર થઇને ઉપડી ગઇ.

તેઓ લંડન જવાના અડધા માર્ગ પર આવ્યા તેઓ તેમને તે જાસુસની ભાળ ન પડતાં કેપ્ટન ખી એક ધર્મશાળામાં ગયો ને ત્યાં ખબર કાઢી કે તેના જેવાંજ પોષાકવાળો એક એકલ ડોકલ સ્વાર ત્યાંથી પસાર થયો હતો કે નહિ. નકારમાં જવાબ મળતાં વીંડસર તરફ પોતાના ઘોડા ફેરવી તેઓ આગળ વધ્યા. માઇલેક ગયા નહિ કે તેમણે એક ઘોડેસ્વારને ઠંડે કલેજે ધ્હેરે ધ્હેરે તેમના તરફ આવતાં જોયો.

'આજ આપણા વાળો છાવો !' કેપ્ટન ખી બડબડયો અને તે એકલોજ આગળ ગયો.

'બોનરે તારે માટે માણસો મોકલ્યાં છે' તેણે જણાવ્યું. 'પણ તું બહુ વહેલો આવ્યો છે ! માણસો ?'

'હા, તને આ બહુમાન ખાસ કરીને મળ્યું છે.'

'સ્પષ્ટ્પણે આ શીદવીને આપવામાં આવેલાં આ માનની યોગ્ય કદર સેવક ખરાં જીગરથી બુજે છે. તે નાસ્તિકને લઇ આવવાનો હુકમ એટલો બધો કિમતી નથી કે તે માટે એક આખી ટોળીની જરૂર હોય ! લીલ્લાહ—તું તો કેપ્ટન જોઇસ છે ! માફ કરજે બીરાદર, મેં તને ઓળખ્યો નહિ, વલ્લાહ, આજસુધી તું ક્યાં ભરાયલો હતો ?'

'છૂપી સેવા' કેપ્ટન ખી એ હસીને હોઠ પર આંગળી મુકતાં જણાવ્યું.

'ઓહ, હવડાં હવડાં આ મોટી હીલચાલ બહુ ઉભરાઇ જાય છે.'

'ચાલ, ભાય, આપણી મુલાકાતની ખુશાલીમાં બાટલીનું માથું ભાંજીયે !'

'મારાથી ઢીલ થાય તેમ નથી જો !'

'અરે જારે છોકરી ! મેતરા કરેછ કે ? હવડાં તો તું પૂરે ઝડપેજ જતો તો ને ? ચાલ, ચાલ, તું નહિ આવશે તો મને ખાસ અપમાન થયલું હું ગણીશ !'

'વેલ, જ્યારે તું એટલી બધી ખ્હાંસજ કરે છે તો પછી તારો સેવક લાચાર છે' તે નાકે જીભ લગાવતો ને પારકે પૈસે મજાહ કરવાની મળનાર હોવાથી હોઠ મટમટાવતો બોલ્યો અને તેઓ બંને તે ધર્મશાળામાં ગયા.

કેપ્ટન ખી એ દારૂનો એક મોટો બાટલો ખાનગી ઓરડામાં મંગાવ્યો અને ત્યાં તેઓ બંને બેસી પીવા લાગ્યા. કેપ્ટન સલામતીઓ પર સલામતી લેતો હતો. તે માણસને લાયકનાંજ નામો તે લેતો હતો એટલે પેલો મજાહથી પોતાનું પ્યાલું સફાચટ કરતો હતો.

અડધો ડઝન સલામતી પછી તે શખસની પોતાની સલામતી ચહાવામાં આવી જે તેણે છલાછલ ગ્લાસથી પૂરી કરી. ત્યાર પછી તેમની નવી દોસ્તીની તેમની વસ્તીવારીની તેમનાં ઐશ કુટુંબની તેમની હાથ ધરતીઓની સલામતીઓ લેવાઇ જે બધી તે જાસુસે નોશ કીધી. વીંડસરથી આવતાં તેને જબરી પ્યાસ લાગી હતી. પોતાને તે દારૂનો ખરચ આપવો પડનાર ન હોવાથી તેણે આંખ વિંચીને પોતાના પેટમાંની ગટરમાં તે હોમાવ્યાજ કીધો. કેપ્ટનની સલામતીઓનો છેડોજ આવ્યો નહિ. હવે તે જાસુસે ધાડા બોખરા અવાજે વધુવાર દારૂ પીવા ના પાડી.

• કેપ્ટન ખીની ખ્હાંસ આગળ તેનું ચાલ્યું નહિ. ભલા બોનરની તંદુરસ્તી ચહાવામાં આવતાં તે લીધા વના તે બાપડાને ચાલ્યું નહિ.

જીંદગી લંબાવવાનો છે, કે જેથી કુદરતી રીતે એમાં શરીરની તેમજ મગજની શક્તિઓ વધે આવાં એક ખાતાની શરૂઆત કરવાનો કેમ ખ્યાલ આવ્યો તે લગારે જાણવાજોગ વાત છે.

એક ફતેહમંદ અને આબાદ થયેલા બીલ્ડીંગ કોંટ્રાકટર તરીકે તેણે પોતાની જીંદગીનો હજારો ડોલરની રકમનો વીમો ઉતરાવેલો છે. એકજ કંપનીમાં, કે જ્યાં તેનો પચાશ હજાર ડોલરનો એકલો વીમો કઢાવેલો છે, તેને વધારી પંચોતેર હજારનો કરવાનો નિશ્ચય કીધો. તે માટે અલબત પાછી શારીરીક તપાસ કરવાની હતી; અને જો કે તે તપાસ કરવાનો ડાકટરનો ચારજ માત્ર પાંચજ ડોલર (રૂા. ૧૫) જ હતો, છતાં મી. લીને લાગ્યું કે તેની પોલીસીની રોકડ કીમત ગણતાં, તે જો પોતાની દેહની સારી રીતે સંભાળ ન રાખે ને મરણ પામે તો વીમા કંપનીને કેટલું બધું નુકશાન જાય. અને તેથી તેમના (કંપનીના) લાભ માટે, ઉપલી તપાસની નાનીશી વીમા કંપની પોતેજ કાં ન આપે? એટલુંજ નહીં પરંતુ કંપનીની પીરીઓડીક રકમ ખાસ એલાયદી રાખી તે રકમમાંથી તેને (લીને) તેવા સારા ડાકટરની તપાસ હેઠળ રાખી તે માટે ખરચ કરવામાં આવે તો વીમા કંપનીને કેટલો ઘણો લાભ થઈ પડે? પચાશ હજાર ડોલરની રકમ ઉપર, પાંચ ટકાનુંજ વ્યાજ ગણો, છતાં દર વરસે મી. લીને જીવતો તનદુરસ્ત રાખવાથી કમ્પની બે હજાર પચાસ (૨૫૦૦) ડોલરનો બચાવ થાય તે ઉપરાંત તેની પાસેથી વરસના પ્રીમીયમની રકમ કે જે ૨૦૦૦) બે હજાર ડોલર થાય તે પણ મળી શકે—અને તે પછી માત્ર એકજ મહીનો જો કમ્પની તેની જીંદગી બચાવી શકે તો તેઓ જે ફેરી તપાસની ફી ખરચે તેના કરતાં બેહદ વધુ લાભ દર વરસે મેળવી શકે.

ત્યાર પછી મી. લી કહે છે કે, મેં વીમા કંપનીના માણસો સાથે આ બાબદની વાત કરી તેમને ધ્યાન ઉપર લેવા કહ્યું પણ તે વખતે આ વાત તેઓએ મગજ ઉપર લીધી નહીં. ત્યારબાદ એક દીવસે, એક ન્યુસપેપરમાં ડા. ઇરવીંગ ફીશર કે જે યેલ યુનીવરસીટીનો પોલીટીકલ ઇકોનોમીનો પ્રોફેસર છે તેણે જીંદગીના વીમો ઉતારવાવાલી કંપનીઓની એસોસીયેશન સનમુખ એક ભાષણ કીધું કે જેમાં વીમા ઉતરાવનારાઓની ચોકસ મુદતે શારીરીક તપાસ કરાવાની ભલામણ કીધી હતી કે જેથી જેઓની તનદરેસ્તી લથડેલી હોય તેમને પાછા તનદુરસ્ત હાલતમાં લાવી શકાય. એ વિષેની એક એડીટોરીયલ મેં વાંચી.

હું ડા. ફીશરને ઓળખતો ન હતો છતાં ઉપલી બાબદ ન્યુસપેપરમાં વાંચીને ન્યુહેવન જતી પેહલીજ ગાડીએ ચઢી બેઠો અને પેલા પ્રોફેસરને મળી—મારા મનનો રમી રહેલો ખ્યાલ કહ્યો. તેને તે પસંદ પડયો એટલુંજ નહીં પરંતુ જો એવી એક કંપની હું ઉભી કરૂં ને તેનો એક ડીરેકટર થવાની મરજી જણાવી, તે એવી શરતે કે આ મંડળી કોઇ એકલા પૈસાજ પેદા કરવાનો હેતુ ન રાખે તોજ તે જોડાય આ કંપનીનો અધ હેતુ જન સેવા કરવાનો રાખવો. એવી મેં કબુલાત આપી કે કંપનીને ફાયદો કરે તેનો એ તથાંશ ભાગ પબ્લીક હેલ્થને સુધારવા તેમજ દરદ આવતાં અટકાવવાના ઇલાજો લેવામાં ખરચવો. એ પછી ડા. ફીશરે તેની મેડીકલ બોર્ડ ગોઠવવા માટે કબુલાત આપી.

ડા. ફીશરની મેહનતથી અમેરીકાનો માજી પ્રેસીડેન્ટ પ્રો. વીલ્યમ તેફટે કંપનીના બોર્ડ ઓફ ડીરેકટરનો ચેરમેન થવાને કબુલ કર્યું. આ માજી પ્રેસીડેન્ટ તેફટે, ટ્રોપીક તથા પૂર્વના દેશોમાં દરદનો અટકાવ કરવાની રીતોથી એટલો બધો સુધારો કર્યો છે કે તેણે આ કંપની કાઢવા માટે હુમને દીલોજાનથી મદદ કરી.

મી. તેફટે અમેરીકાની મોટી મોટી લાઇફ વીમા કંપનાનો કરતા કારવતાઓને એક ખાણા ઉપર તેડયા કે જ્યાં આ બાબતના ચર્ચા

ચલાવવાનું સલાહકારક માલુમ પડ્યું. પરીણામે મી. હેલેરીક કે જે મેટ્રોપોલીટન લાઇફ ઇન્સ્યુરન્સ કંપનીના પ્રેસીડેન્ટ છે તેની સાથે પહેલું કોનટ્રાક્ટ કીધું. તે પછી હમારૂં બીજું પગલું તે ડા. ફ્રયુજીની ફીસ્કને એકટીંગ મેડીકલ ડીરેક્ટરને ઓપ્યો. અ.પનાની માગણી કરી કે જે તેણે કબુલ રાખી અને હાલમાં નિશાળને લગતું લોકોને સલાહ આપવાનું જે સાયનતીરીક ખાતું છે તેનો વડો છે.

પણ જેવું હમે આ ખાતાનું કામ શરૂ કર્યું ત્યારે હમને જણાયું કે આ ખાતાનાં ઉપયોગીપણાની હદ માત્ર જીંદગીના વીમા કંપની માટેજ રાખવાની નહતી, પણ ખરૂં જોતાં તે તો હમારા કામનો માત્ર એક નાનો ભાગ થઇ પડ્યો છે—હમારા ખાતાને બીજી હજારો નહીં પણ લાખો માણસો ચોક્સ ચોક્સ મુદતે તપાસ કરાવી જે લાભ મેળવે છે તેથી હમેશ આગળ વધતું કામ કાર્ય જણાયું એવા હમોએ એ ખાતામાં બીજા મોટા ગંજાવર કારખાનાવાળાઓને અંદર દાખલ કરતા ગયા છે. જેમાંનો પહેલો આવનાર તે અમેરીકાની સૌથી મોટી ગંજાવર ધી ફોર્ડ મોટર કું. ની છે. તે પછી ન્યુયોરકની સ્ટેંડર્ડ ઓઇલ કુંપની, ધી ગેરેન્ટી ટ્રસ્ટ કુંપની અને ત્યાર કેડે અમેરીકાની બીજી સેંકડો કમ્પનીઓ દાખલ થઇ છે કે જેઓ હમારી હેલ્થ સરવીસ પોતાના કામદારો માટે મેળવે છે, ઉપરાંત બીજી પાંચ મોટી વીમા કંપનીઓ હવે જે હેલ્થ સરવીસ આ બધાં મોટા ખાતાઓને પુરી પાડીએ છીએ તેમાં શારીરીક તપાસો લેબોરેટરી ટેસ્ટ, રીપોર્ટો, ફરીની તપાસો દર મહીને પત્રથી દરેક કામદાર માણસોને તનદરોસ્તીને લગતી ખબરો તેમજ કારખાનાઓવાળા એકોનો તથા રહેરોના ઘરોને હાઇજીનીક સરવેઓ વગેરે આવી જાય છે. આ માટે કારખાનાઓના માલેકો જે રકમ ખરચે છે તે તેમના કામદાર માણસો મજુરો વગેરેની સારી તનદરોસ્તીના પરીણામે તેઓ ઉંચા પ્રકારનું અને નિયમીત કામ બજાવતા થયા છે. તેમજ કેમ ગેરહાજરી વગેરેથી પુરતી રીતે બદલો વાળી આપે છે એટલું જ નહી પણ સામો બેહદ વધુ બીજા પૈસાની આવકમાં તેમને મળે છે.

આ હેલ્થ સરવીસને લગતો હમારો ચાર્જ અમુક સંખ્યાના માણસોના જથ્થા ઉપર માત્ર ત્રણ ડોલર ( રૂપીયા ૯ ), એટલે કે દરેક કામદાર માણસના પગારની રકમ ઉપર સેંકડે માત્ર ½ એક તત્પાંશ ટકા ચાર્જ કર્યે છીએ અને જે ચારજનો સમુદાય આશરે એક હજાર ડોલર જેટલો થાય છે, ત્યારે અનેયપણ થવા જેવું નથી કે આટલો નામનો ખર્ચ કરી, દરેક કારખાનાવાળાઓ પોતાના માણસોની તનદુરસ્તી ઉપર તેમજ તેમની સારી ચાલચલણ માટે ઉત્તેજન આપવા હમારી હેલ્થ સરવીસને લેવા માંડ્યા છે.

આ જીંદગી લંબાવવાની ઇન્સ્ટીટ્યુટ, જ્યારે એક મરદ અથવા બાઇ તેમની હેલ્થ સરવીસ માટે માગણી કરે છે ત્યારે આ પ્રમાણે કાર્ય કરે છેઃ—

સૌથી પહેલાં આખા શરીરની સંભાળ ભરેલી તપાસ, જેમાં માક, કાન આંખ, ગળું ફેફસાં, હાર્ટ, સરકયુલેશન (લોહીનું ફરવું), હોજરી, લીવર, પેટના બધા અવયવો વગેરે સામાન્ય તપાસ બારીકાઇથી કરાય છે.

બીજું, લેબોરેટરીમાં એક્સપર્ટનો ટેસ્ટ જે માટે આ લાઇફ એકસટેનશન એક સુંદર સંપુર્ણ રીતે ગોઠવેલી લેબોરેટરી ધરાવે છે, કે જેમાં દરેક પ્રકારના ટેસ્ટ જેવા કે લોહીની દરેક જાતની તપાસો, સ્પુટમ ( મોઢાની થુંકના ) તપાસ, ગેસટ્રીક રસો, વગેરેની બારીક તપાસો કરાય છે. આ લેબોરેટરીમાં દર ત્રણ માણસે, દરેક ઘરાકની પીસાબ ( યુરીન ) બારીકીથી તપાસવામાં આવે છે અને તે વીષેનો રીપોર્ટ તે ઘણીને પુરી પાડવામાં આવી તે સાથે તેને ઘટતી સુચનાઓ કરવામાં આવે છે.

અને એકાદ માણસને તેની બુદ્ધિ (ઇન્ટેલીજન્સ) વિષે પુછશો તો તે પોતે હોશીઆર છે એમ કહેશે. તેમાં કેટલું ખળતરપણું કઇ જાતનું ભાળે છે; પણ તેજ માણસને તેની પોતાના શરીરના બાંધાની ઉણપો વિષે પુછશો તો દર દસમાંથી નવ જણાઓ તે માટે કેવળ અજ્ઞાનતામાં રહેતા હશે. હમે લોકોને ખોરાકની કેલોરીસ (યાને ગરમી 'આપવાની શક્તિ') વિષે તેમજ એક સો કેલોરીસ જેટલાં ખોરાકની કીમત કેટલી તે હમો શીખાડવાની તજવીજો કર્યે જઇએ.

બાર માણસોને પોલીસની ત્રેનીંગ આપતાં તેમને ત્રણ અઠવાડીયાં સુધી ખવાડવાના અખતરા યાને માત્ર ૨૫ પચીસ સેન્ટ (૧૨ આના) ના દરરોજ ખોરાક ઉપર રાખવાની રીતોથી હમે દેખાડી આપ્યું છે કે જે માણસો ચોક્કસ સખત મેહનત કરતા હોય તેમને જોઇતા ત્રણસેં કે ત્રણ હજાર કેલોરી જેટલો ખોરાક આટલા ઓછા ખરચે મળી શકે, પણ તે માટે ઘરની બાઇઓ ખોરાકની કીમતોનો થોડોક અભ્યાસ કરે તો થઇ શકે.

આ પોલીસ માટે કાપેલા ખોરાકના અખતરાથી લોકોમાં ઘણી ઉલટ અને ચર્ચા ઉભી થઇ છે. હમારી દાયેટીક ડીપોર્ટમેન્ટ ઉપર રોજના બારસો ઉપર પત્રો આવવા લાગ્યા, જેઓ હમારા ખોરાકના નમુના અને તે બનાવવાની નુસકો માગતા તેમજ ફલાણી ચીજ કયાં મળે, વગેરે સવાલો પુછતા અને હમારા ઇન્સ્ટીટયુટ સાથે દીલસોજીથી કાર્ય કરવાને અને પોતાના પરગણાઓમાં હમારા જેવા અખતરાઓ કરવાને બાહેશી બતાવતા.

ન્યુયોરકનો પોલીસ કમીશનર મી. વુડ્સ હમારા ખાતાં તરફ પુર દીલસોજી બતાવી ઉપલા અખતરા હમને અજમાવાની સેંકડોમાં તેના પરીણામો જાણીતાં થાય અને એક કુટુંબ કેવી રીતે ઓછા ખરચમાં તનદરોસ્ત ખોરાક મેળવી પોષણ અને તનદરોસ્તી મેળવી શકે તે પુરવાર કરવાને તક આપી. પોલીસ કમીશનર વુડ્સ કહે છે કે જો લોકો ઘટતી રીતે ખોરાક લેતા હોય અને તેમ કરી તેમનાં ખાવા પીવાનાં ખરચમાંથી પૈસા બચાવી શકાય તો હાલે જે ગુનાહો, છાકટપણાંઓ અને એવી તેવી ગેરચલણો ચાલે છે તે ઘણાં ઓછાં થાય. ટુંકમાં રોજદારી ગુનાહોની સંખ્યા આતી ઘણી ઓછી થાય.

પચીસ સેન્ટ ઉપરજ એક માણસનો દર દીવસે ખાદ્યખોરાકીનો ગુજારો થાય એવી કાંઇક ખાસ ઇચ્છા હમને તેમજ પોલીશ-કમીશનરને નં હતી. પણ એક માણસ દરદીવસે પચીસ સેન્ટ ઉપર કેમ રહી શકે અને છતાં સૌથી સારા પોષણ કારક અને તનદરોસ્ત ખોરાકો મેળવી શકે તે માત્ર દેખાડવાજ હમે આ અખતરા કર્યા. ઘણા લોકો દરરોજ પાંચ દોલર યાને પાચસેં સેન્ટ પોતાના ખોરાક માટે ખરચે છે છતાં તેઓનું પોષણ સારી પેઠે થતું નથી કારણ કે તેમનો ખોરાક ઘટતા સમતોળપણાનો હોતો નથી."

આ ખોરાકના ટેકનીકલ પુરાવા માટે ન્યુયોર્કની ટીચર કોલેજના પ્રો૦ રોઝ ખાસ અખતરા કર્યા. ત્યાં હરીક ૭ માણસને દર અઠવાડીયે તોલતો અને પરીણામથી પુરવાર થયું કે સરાસરી દરેક માણસ એક દીવસ પચાસ સેન્ટ ઉપર ગુજારો કરી તનદરોસ્તી અને કાર્ય કરવાની શક્તિ સારી ધરાવી શકે, એટલુંજ નહિ પણ તો તે સંભાળથી સારી રીતે સમતોલ કાપેલા ખોરાક લેયા કરે તો તેનું વજન પણ વધતું જાય. પેલા બાર પોલીસના સીપાઇઓમાંથી તેમની ત્રણ અઠવાડયાંની તેસ્ટની આખેરીએ અગીયાર (૧૧) જણ વજનમાં વધ્યા જ્યારે બારમા માણસનું જે શરૂઆતમાં વજણ હતું જેટલુંજ રહેલુ માલમ પડયું.

આ આરકલ વાંચનારને આ લાઇફ એક્સટેન્શન ઇન્સ્ટીટયુતનાં રોજના જે મીનું છાપેલા છે તેની નકલો- અથવા તે કેમ બના-

બતાવી, પોતાની ગાવા બજાવવાની નાપસંદગી સ્પષ્ટ રીતે દર્શાવી, અને ઉદાસીનતા તો નહિં, પણ ગભરાટનો ખૂલ્લો ભાવ તેના ચહેરા મહેલપર પથરાઇ રહ્યો હતો જે તેણીનાં દેખાડેલા કારણોને જોઇને ટેકા આપતો હતો.

શું તેણી દુખી હતી ? ! !

નીરાશા ને શાંતિની મૂર્તિ, આખરે ઘણા આગ્રહને વશ થઈ, પીઆનો પર બેઠી. થોડીવારે નામ રહેલના સ્પષ્ટ દેખાવે તેણીએ ચાવીઓપર આંગળાં ફેરવ્યાં પણ ધ્રુજતાં ! તો પણ તે ચાવીઓમાંથી નીકળતા અવાજે તેણીનું દિલ ઉશ્કેર્યું. અને તેથી The banks of the Abn water, ની ચિત્તાકર્ષક રાહપર તેણે પોતાનાં આંગળાં દોડાવ્યાં.

હવે બધા તેની આસપાસ, વિંટળાઇ વળ્યા. બધે શાંતિ પથરાઇ રહી. તેણીએ ઘણાજ કોમળ, ને અસરકારક અવાજે, તે નાનકડું ગીત ગાવા શરૂ કર્યું. તે ગાયનના નીચલા બોલો—

"For his bride, a soldier sought her, a winning tongue had he—"

તેણીના મોઢામાંથી તુર્તજ બહાર પડયા હતા, તેવામાં તેણીની આસપાસના સઘળાઓની અજાયબી વચ્ચે, તેણી વગાડતી ને ગાતી અટકી ગઇ, અને પીઆનો પરથી, પોતાના હાથ ખસેડયા વગરજ, તદ્દન ખાલી દેખાવ, સામેજ, સ્થિર નજરે, કાંઇ તાકતી ! દેખાઇ અને તેજ વખતે તેના ગાલપરનો ગુલાબી રંગ તદ્દન ઉડી જઇ, ભયંકર ફીકાશ સાં પથરાઇને તે પોતે આખા આરસના ટુકડામાંથી કોરી કાઢેલી મુર્તિ માફક સ્થિર જડ થઈ ગઇ, અને આખી મીજલસની ભારે અજાયબી વચ્ચે, એજ હાલતમાં સ્થીર અને બીજાની હાજરીથી તદ્દન અજાણપણે તેણી તેજ હાલત માં થોડીવાર બેસી રહી.

તેની મોટી બહેન, ગભરાઇ જઇને તેની પાસે દોડી આવી અને પોતાનો હાથ તેણીના ખભાંપર મુકી તેને જાગ્રત કરવા ધીમેથી બોલી, "એન ! મ્હારી વ્હાલી એન ! શું છે ? એમ કાં કરે છે ? " પણ એને કંઇપણ જવાબ દીધો નહી. પણ થોડીવાર પછી પોતાની આંખો જરા પણ ખસેડયા વગર તેણીએ એક કાન ફાડે તેવી ચીચીઆરી પાડી. બધા તે સાંભળી ધ્રુજી ઉઠયાં, સ્થિર થઇ ગયાં.

"બ્હેન ! બ્હેન ! વ્હાલી એન ! શું છે ! ત્હારા જીવને ગમતું નથી ? " એમ પાછું તેની ધ્રુજતી બ્હેને પુછ્યું, ને તેને સચેતન કરવાનો ફોકટ પ્રયત્ન કરવા લાગી. એન તેને સાંભળતી કે જોતીજ નહોતી ! સ્થિરપણે તેની આંખો ચોક્કસ જગ્યાએ ચોટેલીજ રહી. અને પછી જાણે કંટલો કમકમાટ તેની નજરે પડતો હોય તેમ તે ધીમે ધીમે ઉઘડતી ને વધુ પ્હોળી થતી ગઇ. આ દેખાવથી બધાજ હવે ગુંચવાડામાં પડી ગયા. તે અંદર અંદર બોલવા લાગ્યા. "એને કંઇ થઇ ગયું. એનો જીવ ફરી આવ્યો. ચક્કર થઇ ગઇ છે. કોઇ જરી પાણી તો છાંટો—ઓ ખુદા ! કેટલું અજબ જેવું ? કેવી છાતી ચીરી નાંખે તેવી ચીચીઆરી !"

આખરે તે બેહોશ અબળાના હોઠ હાલતા જણાયા. પહેલી તો તેનું બોલવું કોઇથી સમજાયું નહી, પણ હળવે હળવે નીચલા બોલો તેની નજદીકમાં ઉભેલાઓના કાને અથડાયા. "ત્યાં ! ત્યાં ! પેલાઓ આવે છે ! ફ્રાંસ લઇને જોવા ! ઓ ! તેઓ સુતેલાઓને તપાસે છે ! પેલા ઢગલાઓમાં તેઓ જુવે છે ! અરે ! જુવો ! નહી ! અહીં ! જુવો પેલો એક ઢગલો ! તેમાં એક છે. એકને તેઓ જુવે છે. એકને ફેરવી જુએ છે ! ત્યાં ત્યાં ! ઓ તેજ ! એ તેજ છે ! એજ છે ! ઓ ! કેવો કમકમાટ ! કેવો કમકમાટ !

કેવો ઠમકમાટ ? અરે ! છાતીમાંજ આરપાર વિંધાયલો !" એટલું બોલી એક લાંબુ ડચકુ ખાઇ અને પોતાની બહેનના હાથમાં બેહોશ થઇ પડી.

ધીમે ધીમે દિલગીરીભર્યા ચહેરે સૌ વેરાયાં. તે મકાનનો જુવાન માલીક શાંત ઉભો. થોડીવારમાંજ એનનો પિતા ત્યાં મારતી મોટરે દોડી આવ્યો, ને પોતાની મોટરમાં એનને ઘેર લઇ ગયો. બેહોશ એન કાંઇ પણ ખાધાપીધા કે બોલવા ચાલવા વીના ત્રણ દીવસ બીછાનામાં પડી રહી. ત્રિજે દીવસે એનના પિતાના નામે એક તાર વોર ( લડાઇ ) ખાતાના સેક્રેટરી તરફથી મલ્યો કે " એનનો અદરાયલો ( લવર ) વહાલો ખાંવીંદ ઘાયલ થયો હતો. તેને છાતીની આરપાર વિંધાયો છે."

એનનો આ લવર થોડા વખત પરજ લડાઇના મુખડાપર લેફ્ટેનેંટ તરીકે ગયો હતો. ને ઘણીજ બહાદુરીભરી લડતને અંતે તેને માનવંતા ખેતાબોથી નવાજવામાં આવ્યો હતો, ને હમણાં તે બિચારો ઘાયલ થઇ પડયો હતો. તે એનને પ્રાણથી પણ વધુ ચાહતો હતો. ને પ્રેમ આહ ! જવા દો એ વાત ! એના કઇ જુદાંજ ચેડાં હોય છે; તે તો તમે ક્યાં નથી જાણતા ? પ્રેમ ત્હારી બલીહારીજ જુદી છે ! એનના સ્મરણમાં ને સ્મરણમાં તે જીવતો ને લડતો. અહીં એન પણ એજ કામમાં લીન રહેતી.

બરાબર એક મહીનો ને સત્તર દિવસે એન સાજી થઇ ફરવા લાગી. આજ એનની તંદુરસ્તી ખુશાળીમાં એક ન્હાનું મંડળ તેજ મોટા મકાનમાં મળનાર હતું. કારણ તેના હૃદયને જરા રાહત મળશે એમ ધારી આ ગોઠવણ તે મકાનના જુવાન માલીકે કરી હતી. બરાબર રાત્રે નવ વાગે મંડળ મળ્યું. સાદી પણ ગંભીર આ મીજલસ ચાલુ થવાની થોડીવાર આગમચ એકદમ તે મકાનના દરવાજા પાસે એક ગાડી આવી ઉભી. એન ફરી બેશુદ્ધ થઇ ગઇ. ને હસતા ચહેરે આંખો મીંચી બોલી. " ઓ ! આવ્યા ! આવ્યા ! પૉલ આવે છે !"

ફરી સૌ ગભરાયા—પણ સૌની અજાયબી વચ્ચે બોય એક કાર્ડ લઇ અંદર દાખલ થયો. તે કાર્ડ પરનું નામ હતું. " પોલ—" આવનારે આવતાંજ એનનું માથું પંપાળી પોતાના હાથમાં ઉચકી લીધું ને તેને અતિ ઘણા વહાલથી ચુમીઓથી ગુંગળાવી નાંખી. એન જાગૃત થઇ અજાયબીમાં પોલનો ચેહેરો ટીકતાં બોલી " વ્હાલાં પોલ ! ક્યાંથી આવ્યો ? મ્હેં તને પાંચ મીનીટ પહેલાંજ જોયો હતો."

પોલે સઘળો ખુલાસો કર્યો. હોસ્પીટલમાં તે જલદી સાજો થયો હતો, ને તુર્તજ આરામ લેવા તેને રજા આપવામાં આવતાં મુંબાઇ ખાતે ઉતરી પડયો હતો. બેઉ પ્રેમી પંખેરુના અજબ પ્રેમેજ આ બનાવ બનાવ્યા હતા. સાદો મેલાવડો આનંદમાં ફેરવાઇ ગયો. ખુલાસામાં અજાયબી જેવી તો એ હતી કે જે વખતે એને ચીસ પાડી તેજ વખતે પોલ ઘવાઇ મુડદાં વચ્ચે પડયો હતો. ને તેને રાતેજ ફ્રાંનસની મદદ વડે શોધી કાઢવામાં આવ્યો હતો. પ્રેમનું આ કેવું દ્રષ્ટાંત ! આજના સુપ્રસંગે સૌને તેવો પ્રેમ મલો.

સમજાવ્યો ને કબુલાવ્યો. તે વાતની તાકીદ કીધી તેવામાં તેમની મુલાકાતે યોગી ગોરખ આવ્યો. તેણે પોતાના યોગથી સીધરાજને વાઘના શીકાર કરવા ધસતાં જોયાની ખબર જણાવી તેને અજાયબીમાં ગરકાવ કર્યો. યોગીએ જણાવ્યું કે સીધરાજ તેમના મતમાં ભળશે. ઇન્દુમતી સાથે તળાવપર સીધરાજનો મેળાપ થતાં બંને એ એકમેકની તપાસ કરી. તેઓ ચિત્રકળામાં કુશળ જણાયાં. બચ્ચાંના જેવી નિર્દોષ રમતથી ઈંદુમતીએ સીધરાજના પ્રેમની પરિક્ષા કરી પણ તેમાં તે નિષ્ફળ જશે એવું ફળ મળવાથી તેણી નિરાશ થઇ બંનેએ હસીને તે વાત દુર કરી રાતના સીધરાજે ગોરખ યોગીને તેના ઠગ ચેલાઓ સાથે જોતાં તે ઘણો ગુંચવાયો બીજે દીવસે તેઓ આગ્રા જવા નીકળ્યા આગ્રા જઇ અબુલ ફાઝલને મળ્યા જેણે પોતાના ભત્રીજા-પરવીઝ સાથે તેમની ઓળખ કરાવી સીધરાજને પરવીઝ સાથે ફેરવા મોકલ્યો.

---

## પ્રકરણ ૩ જું.

---

### આગ્રા (ચાલુ)

તેઓ જલદીથી એક બીજાના મિત્ર થઇ ગયા અને પોતાને લગતી જુદી જુદી બાબતો એક બીજાને જણાવવા લાગ્યા. પરવીઝના જણાવવા મુજબ તેને લશ્કરી નોકરીનો જરાબી શોખ હતો નહિ. તેના બાપાજી તે માટે તેને નાલાયક ગણતા હતા અને તેથી તેને રાજ્યની સનદી નોકરી માટે તૈયાર કરવામાં આવતો હતો. વાત કરતા હતા તેઓ એક ઘણા સુંદર લાંબી છુટવાળા મહોલ્લામાં આવ્યા કે જે શાહી મહેલમાં જવાનો મુખ્ય માર્ગો માંનો એક હતો. આ મહોલ્લાને છેડે એક ગંજાવર આરકુ મારવામાં આવેલુ હતુ. ત્યાંથી પંસાર થઈ તેઓ સુંદર સુગંધી ઝાડોવાળાં એક મોટા મેદાનમાં દાખલ થયા આ મેદાને પર આવવાને તેવાજ બીજા છ મોટા મહોલ્લા એ તેવાજ ગંજાવર આર્ચ સાથેના જુદી જુદી બાજુમાં હતાં. મેદાનનો મધ્યમાં એક ગંજાવર પત્થરનો હાથી બનાવેલામાં આવેલો હતો જેની સુંઢમાંથી પાણી ફુવારા રૂપે ઉડતુ હતું. ત્યાંથી આગળ ચાલતાં એક આલીશાન મકાન આવતુ હતુ જેની ત્રણ બાજુઓ આરસપહાણના મિનારાઓથી ઘેર કરી લેવામાં આવેલી હતી, જેમની પાછળ તે મકાનના જુદા જુદા મજલાઓ આવેલા હતા. નદી પરથી જે દેખાવ લાગ્યો હતો તેવો હાલમાં મનોરંજક દેખાવ લાગતો નહતો છતાં તે મહેલની અસાધારણ લંબાઈ તથા તેમાં આવેલા જુદા જુદા મોતીની સુંદરતા અને કિલ્લાનો કોટનો દેખાવ ઘણોજ ભવ્ય લાગતો હતો.

'તમે સમજ્યા કે, ભાઈ, કે જે આપણે જોઈએ છીએ તે બધું ફરી વળ્યે તેમ નથી' પરવીઝે સમજાવ્યું. 'એમ ધારીએ કે આપણને તેમ કરતાં થાક લાગેજ નહિ તોએ તેમ કરવાને પૂરતો વખત મળેજ નહિ. ચાલો આપણે સેહલસાજ જોઇ વળ્યે કે જેથી આખા મકાનને લગતો ઝાંખો ખ્યાલ તમોને સહેલ આવી શકે. પાછળથી ધીરે ધીરે તમો બધુ જોઇ શકશો.'

તેઓ વરંડામાં દાખલ થતા પરવીઝે ત્યાં ઉભેલા પહેરેગીરને કાંઇ કહ્યુ કે તુરત તેણે તેઓને જે જે ઓરડાઓ તેમના સંજોગને હાલત પ્રમાણે તેમને જોવાની છૂટ હતી તે તે બતાવવા એક નોકરને બોલાવ્યો. તે નોકરની પૂઠે જતાં તેઓ ભવ્ય ઓરડાઓની હારને હાર પસાર કરી આવ્યા કે જે ઓરડાઓ શણગારમાં એકેકથી સરસ હતા, બધા મુરીશ ઢબ પર એવી તો અચ્છી રીતે બાંધવામાં આવ્યા હતા કે ત્યાંથી ચોમેર ફરતા બાગનો સુંદર દેખાવ જોવાઇ શકી ત્યાં ઉડતા સુંદર ફુવારાઓની મોજ ચાખી શકાય. કેટલાક ઓરડાઓની આરસની દીવાલોમાં સુંદર ફુલો ઘણાજ ઝળકતા રંગમાં કોતરેલા જણાતાં હતા. રેશમી પડદાઓ સોનેરી અને રૂપેરી દોરીથી ગુંથાયેલા બધે બધ જણાતા હતા. ઓરડામાં કિમતી ગાલીચાઓ પાથરવામાં આવી તે પર કિંમતી મસનદો બીછાવવામાં આવેલી હતી, તથા અઢેલવા માટે તે પર નરમ રેશમના પોચાં તકયાઓ મુકેલા હતા.

'આ કરતાં બીની સામેનો ભાગ હજી વધુ ભપકા ભર્યો સંણગારેલો છે' પરવીઝે જણાવ્યું. 'પણ તે જોઈ શકાય તેમ નથી કેમકે ત્યાં સ્ત્રીઓના ઓરડા છે. ઓરડાઓ તૈયાર થયા તે વેળા તેમાના બે ચાર મારી નજરે પડયા હતા. બાગે ઇરરમ જેવોજ તેમનો દેખાવ છે. મોટો દરબાર હોલ ખુલ્લો છે કે?' તેણે નોકર તરફ ફરીને પૂછ્યું.

'નહિ, હુઝુર' નમનતાઇ ભર્યો જવાબ મળ્યો. 'થોડા દિવસ પછી તે ખુલશે ? ત્યારે...'

'તેમી હાલ જરૂર નથી' પરવીઝે તેને અટકાવી જણાવ્યું ને તે પછી સીધરાજ તરફ ફરીને કહ્યું 'ભલા, બહુ જલદીથી જાહેર દરબાર ભરવામાં આવશે ત્યારે પોતાની મેળે આપણે તે જોઈશું. બાદશાહ સલામતના ઓરડાઓથી તો હું ધારૂં છ તેમ તમો બહુ જલદીથી માહીતગાર થઈ જશો.'

નોકરો અને સીપાહોથી ઉભરાઇ જતી ઉંચી પોહળી અગાસીઓ પર થઇને તેઓ આનંદ ભોગવવાની જગ્યાઓ પર ઉતર્યાં. ત્યાંથી પરવીઝે જૂદા જૂદા હોલો તથા ઈમારતો કયાં કયાં કારણે બાંધવામાં આવ્યાં હતાં તે સંપૂર્ણ વિગત સાથે જણાવ્યું. એક બાજુએ બાદશાહી લાયબ્રેરી હતી. જેમાંના હસ્ત લેખો કિમતી પુઠાંમાં બાંધેલા હતા. પેલી બાજુએ ઝવેરીઓ, સોનીઓની બેઠક હતી. તેમની પડોસમાં અત્તરવાળાઓનાં કારખાનાં હતાં. તેની બાજુમાં ભંડાર હતો અને રાંધણીઓ હતી. થોડે દૂર કિલ્લાનું તોપખાનું, ઘોડાઓ, હાથીઓ અને ઉંટો જે બાદશાહી વપરાસમાં આવતાં હતાં તેમના જૂદા જૂદા તબેલા હતાં.

સીધરાજ એમ સમજતો હતો કે શાહી મહેલોથી તે પુરતો વાકેફ હતો કેમકે કાશ્મીરમાં તે બધા મહેલો ખુંદાવી વળયો હતો. પણ આ ભવ્ય ઇમારત જોતાં તેની ખાતરી થઈ કે આવી બાદશાહી ઇમારત તેણે છંદગીભર જોઇજ ન હતી. ફકત તબેલાઓની હારની હાર જોતાં તે ગભરાઇ ગયો, જાણે ફરતી દિવાલો વચ્ચે એક બે મોટાં ગામો વસાવેલાં હોય તેમ લાગતું હતું.

'આ તબેલાઓમાં કેટલાં બધાં ઉમદા પ્રાણીઓ હશે ?' તે ખુશ થતો બોલ્યો.

'હા, કમમાં કમ સો તો હાથીઓજ છે' પરવીઝે જણાવ્યું 'બીજા શાહી મહેલોમાં એ ઉપરાંત કેટલા કેટલા હાથીઓ રહે છે તે હું જાણતો નથી પણ સાંભળેલી વાત કહું તો દરેક મહેલમાં એટલાજ હાથીઓ તેથી બેવડા ઘોડા તથા તેટલી સંખ્યામાં શીકાર કરનારા ચિત્તાઓ રહે છે.'

'ધારો કે એક માણસ મહાન અકબરને દરજ્જેથી પૂગી શકે તોએ હું સમજી શકતો નથી કે આ બધો ઘર્ચુમલો રાખીને તે શું કરે ?'

'નહિ, તે બધું તેના એકલા માટે નથી' પરવીઝે જણાવ્યું 'તું ધારે તે કરતાં તેની પોતાના અંગત માટેની સંખ્યા બહુજ થોડી છે. તે પોતે પોતાના બાપની નહાસભાગ વેળા જંગલમાં જન્મી જંગલમાંજ ઉછરાયો હતો એટલે આ જાતની મોટી એશ આરામ તેને જરા પણ પસંદ નથી પણ તે સારી તરીથી જાને છે કે તેના જેવા બુલંદ દરજ્જાના મહાન શાહનશાહ જે મોટા દેશો ને મોટી દૈવત પર રાજ્ય કરે છે તેને પોતાનો ભપકો સપકો મોટાં લશ્કરી અનુભવી રાજદ્વારીઓ અને આવા મોટા ઘર્ચુમલા સાથે રાખવાની ખાસ જરૂર છે. હમો ઈરાનીઓ, મોગલો, આરબો અને હિંદુઓ—તારી જાતવાળા તેમજ હમારી જાતવાળાઓની ખાસીયત એ છે કે જેમ બાદશાહની બહારની ધરપકડ ને દોરદમામ વધારે તેમ તેને વધુ માન આપવાની જરૂર જણાય છે. પણ હું એમ ના ધારતો કે આ બધો ઘર્ચુમલો છે એટલે ખરચ પણ તેવી ઉડાઉ રીતેજ થતો હશે. ઉલટું કોઈપણ ચીજને દુરઉપયોગ થવા પામતો નથી. કોઇપણ ચીજ નકામી છે એમ કહી ફેંકી દેવામાં આવતી નથી. જેમ સરકારનાં જૂદાં જૂદા ખાતાઓપર પુરતા અંકુશ સાથની જોઇતી દેખરેખ રાખવામાં આવે છે તેવીજ રીતે આ જગ્યોમાં પણ કરવામાં આવે છે. નિર્જીવમાં નિર્જીવ ચીજ પણ સરકારની નજરમાં આવે છે. આ કારણે થીજ મોગલ ઇનસાફ દુન્યાની પ્રશંસા પામ્યો છે, અને બધેબધ આ હક ઇનસાફની તારીફ પર તારીફ થાય છે. મારા મામાજી અબુલ ફાઝલ પોતે શરૂ કરેલી મહાન કેતાબમાં શાહનશાહત કેવી રીતે ચલાવવામાં આવે છે, તેની તુલેતવીલ વિગત દર્શાવે છે. આ કિમતી કામમાં અવારનવાર તેઓ મુજ નાચીઝની મદદ લે છે. અકબર ખરચની બાબતમાં મધ્યમ છે પણ, અશક્તો તથા મુશ્કેલીમાં આવી ગયલાઓને મદદ કરવાના કામમાં તે ઘણાજ છુટા હાથનો છે. પોતાનાં કોઇપણ સગાં ને તે મહોતાજ રહેવા દેતા નથી, તેમને માલામાલ કરે નહિ ત્યાં તુલીક તેને જાણે ચેનજ પડતું નથી. આ ઉપરાંત સાયન્સ અને હુન્નરની ખીલવણી માટે તે આંખો વિંચીને પાણીની પેઠે પૈસા રેડી દે છે. આ કામમાં અવારનવાર તેના ખજાનચીને ધ્યાન ખેંચવું પડે છે અને તેમ, થાય ત્યારે શાહ હસીને કબુલાત આપે છ પણ બીજી પળે મહોતાજને જોતાં તેનું દયા-

છુ ઉમર સખાવત નો દસ્ત લંબાવી દે છે. પણ થાકી ખાધો, આપણને જવાનો વખત થવા આવ્યો છે,' પરવીઝ એકપણ અચકાવ્યા બોલ્યો 'સૂર્ય તપવા લાગ્યો છે અને ખરૂં કહું તો મને પોતાને પણ થાક ચડવા લાગ્યો છે. જો આપણે થોડો વખત વધારે હયાં ત્યાં રખડીશું તો આ કિમતી બાગમાંની એકાદ સુંદર બેઠકપર મને સુઇ જવાનું મન થશે ને તેમ થશે તો પછી અહીં સાંજ સુધી હલી જઇશ પણ તેમ કરવા જતાં નકામો ખોટી કેટલાક થઈ જઈ આપણા પેટના વાંસા સેકાશે.

'ચાલો, ત્યારે પાછા જઇએ' સીધરાજ હસ્યો. 'તમારી મહેરબાનીની માટે હું ખરા જીગરથી આભારી થયો છું.'

બાગ અને મકાનમાં થઇ હું કે પછી રસ્તેનો માર્ગ લઇ પરવીઝ પોતાના મિત્રને તેને મકાને બહુ જલદીથી લઇ આવ્યો અને ત્યાંથી રજા લેતાં તેણે જણાવ્યું;

'આવતી કાલે તારી નોકરીની શેકાણે બીજી રહેશે એટલે શહેર જોવાનો તેને ઝાઝો વખત મળશે નહિ પણ પરમ દિવસે યા તે પછી હું ખુશીથી તારી સેવામાં હાજર થઈશ. કયારે આવવું તેજ ફક્ત તું મને જણાવી દેશે તો હું કદી ચુકીશ નહિ.'

તે બન્ને જવાન મિત્રો એકમેકને હેતથી ભેટી છુટા પડયાં. અને સીધરાજ બપોરનો મધ્યાન તાપ સહન ન થવાથી ઠંડકવાળા ઓરડામાં જઇને પડયો. ત્યાં તે મનહુથી લેટી ગયો કે તેના જીવને ઘણું ચેન પડયું. સાંજ પડતાં તે પોતાના વડીલ મિત્ર કલુસા સાથે વડા વજીરના ભાઇ કવિ ફઇઝીને મકાને ગયો. એક ઘણોજ સુંદર અને અચ્છી રીતે આરાસ્તા કરેલો બંગલો મોટાં ઝાડોથી જાણે ઢંકાઈ ગયલો ફઈઝીનાં મકાન તરીકે હતો. તુરત તેમને દાખલ કરવામાં આવ્યા અને બે મીનીટ પછી એક નોકર તેમને ફઇઝીના પોતાના ખાનગી ઓરડામાં લઇ ગયો કે જ્યાં તે અને તેનો મિત્ર મુબારક સાથે બેસી મજાહ કરતા હતા. તે બંગલાની મોટી, ભવ્ય અગાસીપર ફઈઝી કાગળોથી ચીકાર થયલી ટેબલ આગળ કામ કરતો હતો. જ્યારે તેની જોડમાં તેનો મિત્ર બેસી કુંરા ટપ્પાં લગાવતો હતો. આખી અગાસી જાણે કાગળોથી ચીકાર થઇ ગયલી હતી, કારણ કે ફઇઝી અને મુબારક જાણીતા કવિઓ હતા. શાહ અકબરના બન્ને માનિતા મિત્રો હતા, ફઇઝી તો કવિરાજ તરીકે ઓળખાતો હતો. મુબારક તેનાથી ખાંડયો જાય તેમ ન હતો પણ બન્ને એટલા બધા ગાઢા મિત્રો હતા કે તેઓ સાથેજ રહેતા, સાથેજ ખાતા અને સાથેજ ફરતા હતા અને તેના ઘરખટલા એકજ ઠેકાણે હતા. પરોણાઓને જોતાંજ બન્ને ઉઠયા અને ઘણાજ પ્રેમથી તેમને આવકાર આપી બાજુમાં મુકેલાં સુંદર ગાલીચાને તકયા આગળ લઇ જઇ બેસાડયા.

ફઇઝી ભોળો તથા મોજીલો હતો તે પણ દાઢી ઓડાવતો હતો. તેનો દેખાવ જો કે ગંભીર હતો પણ માયા ને મહોબ્બત તેમાં વાસો કરી રહેલાં ખુલ્લાં જણાતાં હતાં. દુન્યાવી ઠીંગામસ્તીને લાયકનો તે ખુલ્લી રીતે જણાતો ન હતો પણ જાણે પ્રેમની મસ્તીમાં મસ્ત થવાનેજ તે સરજાયલો લાગતો હતો. તે જો કે કવિ હતો છતાં બહાદુર લડવૈયો હતો, અને કુનેહબાજ કારભારી હતો, રાજ્યના ઘણાક મુશ્કેલ સવાલોમાં તેની મદદ અતી કિમતી થઇ પડતી હતી.

નોકરે લાવી શરબત ને મીઠાઇ રજુ કરવા પછી ફઇઝી હસ્યો.

'ભલા કલુસા, હું જાણતોજ હતો કે રાત આગમજ તમો બન્ને મહેરબાનો તમારાં પવિત્ર કદમ આ ગરીબડી ઝુપડી તરફ લંબાવશો અને અબુલ તરફથી તમારી આંગદની ખબર કહાવવામાં આવી હતી. હું ખચ્ચીત તમો બન્ને મહેરબાનોને ફરી પાછા જોઇને અતીખુશ છું આ જવાન સાથે તો મારે જલદીથી દોસ્તી કરવી છે અને જેવા આ મુબારક મને વ્હાલો છે તેવાજ એમને થઈ પડશે એવી. મને પૂર્ણ આશા છે. કેમ, હમારાં આ નવાં શહેર માટે શું ધાર્યું, જવાન ?' તેણે સીધરાજને પૂછયું. 'હું ધારૂં છુ તેમ તું થોડે ઘણે તો ફરી વળ્યો હશેજ'

'માનવંત સાહેબ, આપણા ભલા ભાણેજ પરવીઝે આ રીદવીપર દયા કરી રાજમહેલનો થોડોક ભાગ આજ સ્હવારે બતાવવાની તકલીફ લીધી હતી,' સીધરાજે નરમાસથી કહ્યું. 'ખરૂં પૂછાવો તો હું તે માટે મારૂં મત આપી શકયો નથી. આવી જાતનું ભવ્ય મકાન અને આટલા બધા કિમતી શંગારોવાળું મેં મારા જન્મ ભરમાં જોયું નથી. અલબત, બહાર

ાવેલી વિગતો પરથી મારી કલ્પના શક્તિએ થોડો ણો ખ્યાલતો બેશક કર્યો હતો પણ આવી સંપૂર્ણ ાનો તો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો!'

'આ શહેરમાં પહેલવહેલા આવનારાઓને હમે-શાં એજ મુજબની લાગણી થાય છે' મુબારક હસ્યો. તમે મહાન અકબરના મહેલ વિશે ગમે તેટલું સાં-ભળો યા વાંચો પણ એકવાર જાતે જોતાં અજાયબીમાં ગરકાવ થયા વિના રહી શકોજ નહિ.'

'એવા કંલ્લુસા, ઉત્તર તરફની હાલત કેવી છે?' ફૈઇઝીએ પૂછ્યું. 'તમારાં સુંદર કાશમીરને લગતી વિગતો જાણવા હમો આતુર છીએ.'

કંલ્લુસાએ સામાન્ય બાબતો રજુ કરી તેમની જીજ્ઞાસા ખુશીથી તૃપ્ત કરી. રાજા અને તેમના દીક-રાઓ વચ્ચે ચાલતા ઝઘડાને લગતી વિગતો જણાવ-વાનો ખાસ કરીને તેણે ઇનકાર કીધો, એટલે સીધરાજે પણ તે વાતમાં સારો ભાગ લીધો. સીધરાજ કદીબી કોઇ અજાણ્યા સાથે આ-રસો બધો સહેલાઇથી ટુંક વખતમાં ભળી જતો ન હતો તે ફૈઇઝી અને તેના મિત્ર મુબારકની જબાન દરાજીપર લલચાઇ જઈ એકદમ ભળી ગયો. મહાન અકબરના આ મર્મતાના મિત્રો સાથે તે એકદમ કેમ એકત્ર જેવો થઈ ગયો તે તે સમજી શક્યો નહિ. ફૈઇ-ઝી અને મુબારકમાં મીઠાસજ એટલો બધો હતો કે ગમે તેવો હઠહડતો દુશ્મન તેમની આગળ આવતાં મોમસમાન પીગળી જતો હતો. ધીમેધીમે વાતોના ગપ્પાં ચાલ્યાં. એક પછી એક બાબતો રજુ થવા લાગી અને સીધરાજ તે કાબેલ નરોનાં જ્ઞાન અને અનુભવથી હેરત થયો. વાત પરથી વાત જુદાંજુદાં સાહિત્ય પર નીકળતાં ફૈઝીએ સીધરાજ તરફ ફરીને કહ્યું.

'જવાન દોસ્ત, તું હમારા મહેલો જોઇ અજાય-બીમાં દંગ થયો છે અને કહે છે કે તારી કલ્પના શક્તિએ પણ તેમની ભવ્યતાનો ખ્યાલ કર્યો ન હતો પણ જ્યારે હું તને કહીશ કે તમારાં સાદા પણ ગુહ્ય અને પવિત્ર સાહિત્યમાં ડુબકી મારતાં હું અજબ મસ્ત થઇ ગયો હતો તો તમો મને માની શકશો પણ નહિ. કમનસીબે હમારા દીનચુસ્તો એટલા બધાં જ્ઞાની નથી. હમારા મુલ્લાંઓએ હમોને શીખવ્યું હતું કે હમારા દીનચુસ્ત ધર્મમાંજ અલ્લાહ અને તેના નબીની ખરી વિગતો છે, બાકી બીજા ધર્મોમાં તો વાહિયાત ફતવાઓ અને ખોટી માન્યતાનો ધંખારાઓનો ફક્ત નિર્જીવ ઘચુમલો છે. આ હમારી માન્યતા કેટલે દરજ્જે આંધળી હતી તે હમો બધા જેમજેમ બીજા સાહિત્યોનો રસ ચાખતા ગયા તેમ તેમ હમો જોતા ગયા. મને કહેવા દો કે જે રસ અને ઉચ ભાવના કવિઓની કલ્પના શક્તિ દોરવવાને જોઇએ છે તે બીજા સાહિત્યો કરતાં તમારાં સાહિત્યો માંથી અકસર કરીને હમોને ઘણો મળ્યો છે. તમો તરફનું કાવ્યશાસ્ત્ર કેવું રસીલું, કેવું ઉમદા તથા કેવું જોશવાળું છે તેનો અનુભવ હમોને ખચીત કરીને થઈ ગયો છે. આવી મધુરતા બીજે ઠેકાણે મળતીજ નથી. માનસીક ખવાસને ઉચતાપર લઈ જનારા ઉત્તમ સદગુણો ખીલવનાર તમારા કાવ્યો તથા મહાન શીલસુરીનું અમૃત કાંઇ બધાને મળી શકતું નથી! તમારાં સાહિત્યોથી અજ્ઞાન આ અમ્રત ક્યાંથી મેળવે? અલબત, તમો તો તે સારી પેઠે સમજીને પીછાની શકતા હશો એટલે મારે વધુ કહેવા ની જરૂર નથી. દેખીતું છે કે હમોને તમારી ભાષા પર કાબુ મેળવતાં ઘણીજ મુશ્કેલી નડી હતી કેમકે તે હમારી ફારસી કે અરબી ભાષાથી સદંતર જૂદી છે.'

'ખરી વાત છે' સીધરાજે કહ્યું 'હમો હિંદુઓ જેઓ હિંદુસ્થાની બોલતા થઇ ગયા છે તેઓને પણ હમારી માતૃભાષા સંસ્કૃત જાણવી અને બોલવી કાંઇક અઘરી થઈ પડે છે. તમે કંલ્લુસાનેજ પુછોની કે મને તે શીખવતાં તેમને કેટલી બધી મુશ્કેલી પડી હતી.'

'એક બાપગીં આપણે કબુલ કર્યે કે ફૈઇઝી તમોને સંસ્કૃત શીખતાં શરૂઆતમાં મુશ્કેલી નડી હશે' કંલ્લુસાએ હસીને કહ્યું. 'પણ તમારા હમારી કાશ્મીરી કહાણી કીસ્સા તથા વિખ્યાત નળ અને દમયંતીના નાટકના તરજુમા પછી કોઇપણ શખ્સ એમ કહી શકશે નહિ કે ફૈઇઝીનુ સંસ્કૃત ભાષાનું જ્ઞાન ટુંક ભરેલ્યા હતું!'

'ખરેજ અજબ રસીક કાવ્ય છે, કેમ?' ફૈઇઝી જે પોતાના મિત્ર મુબારકની પેઠે હિંદુઓ પર દીવાનો જેવા થઇ ગયો હતો તે ખુશીમાં આવી

ટાહેલાં ચલાવતો બોલ્યો. 'અલબત, મને મારા મુબારકની કિમતી મદદ મળી છે પણ અસલ તે અસલ ને નકલ તે નકલ. અસલ્યાતનું ક્યાં જોશને તેમ? હમારું, તો શીકવું ફ્ચ. તેની સરખામણીમાં લાગે છે. દમયંતી જેવી વફાદાર પરણેતર પર પડતાં અસહ્ય દુખો...તેણીના નાલાયક ધણીના તાણા ટપલાનાં દુઃખ...ની વિગત વાંચતાં મારૂ લોહી ઉકળેરાઈ જાય છે. આહ! દુન્યામાં આવી બી વફાદાર પરણેતરો છે! મારા તરજુમાઓએ તો ફક્ત મહાન અકબરને રાજી કરવા માટેજ તૈયાર થાય છે. કેમકે સંસ્કૃત શીખવાને તેમને તેમની પાસે પૂરતો વખત નથી. છતાં બહારનું સાહિત્ય વાંચવા તેઓ હંમેશાં તત્પર રહે છે. હવડાં હું તેમને માટે ધર્મોના રહસ્યનું એક પુસ્તક મુબારક સાથે તૈયાર કરૂં છું.'

'શા બાબતનું?' કહ્લણાએ પૂછ્યું.

'આ દુન્યામાં હસતી ભોગવતા જૂદા જૂદા ધર્મોના ઉંડાણમાં ઉતરી, તેમનાં રહસ્યો તારવી કાઢી ફારસીમાં હું તેની એક કીતાબ તૈયાર કરૂં છું. મહાન અકબરના હુકમથી આ વિકટ કામ મારે માથે લેવું પડ્યું છે. અલબત મને ઘણી મુશ્કેલીઓ પડે છે. કેમકે બધી બોલીઓ મારાથી શીખી શકાય તેમ ન હોવાથી જૂદા જૂદા ધર્મોના જ્ઞાનીઓની મદદ લઈ તેમના ધર્મોનાં મૂળતત્વો તેમની પાસેજ ખેંચાવી, તેમના આચાર વિચારો તથા રહેણી કરણી જાણી લઈ અંદરનું તત્વ હું તારવી કાઢું છું. અલબત જે રીલસુફી એને ઉચ્ચ શકિત મને જરથોસ્તી ને હિંદુ ધર્મમાંથી મળી આવી છે તેવી સંપૂર્ણતા બીજા ધર્મોમાંથી મને મળી નથી. ખરેજ કહ્યું છે કે જે ખજાનો નાશ પામતો નથી. ચોરાઇ જતો નથી, પણ દીન પ્રતીદીન વધતો અને વધતોજ જાય છે તે જ્ઞાનનો ખજાનો છે. કેમ, સીધરાજ, મારા સંસ્કૃત ઉચ્ચારમાં કાંઇ ખામી છે કે?'

સીધરાજ અચકયો. તે આ મહા વિદ્વાનની ખામી કેમ કાઢી શકે? કહ્લણા તરફ જોતાં તેના ગુરૂએ હસીને ડોકું નમાવ્યું કે તેણે હિંમત ધરી જણાવ્યું,

'અલબત્ત. ઉચ્ચારો ખરા છે. ફકત એક બે ઠેકાણે થોડીક ભૂલો થઇ છે, અને હવાં તેણે તે શબ્દોના ખરા ઉચ્ચારો રજુ કરી ભૂલ બાંજી.'

'શાબાશ!' ફઇઝી ખુશાલીમાં આવી બોલ્યો. 'મને એ ગમ્યું. આંધળી ખુશામદ મને પસંદ નથી. ભલા, બરયરીમાંથી કાંઇ ઉમદા તો ચુનાવ, કે તેમાંનો એકેક વાક્ય ખજાના કરતા પણ વધુ કિમતી છે.'

સીધરાજ એક પળ વિચારમાં પડયો ને તે પછી ધીમેથી બોલ્યો,

'દુન્યામાં જીવતો શખ્સ જન્મ ગાળે છે પણ તેનો જન્મ સફેળ થયો કે જેણે મોત આગમજ પોતાનું નામ અમર કર્યું છે.'

'ઓહ!' મુબારક હસ્યો. 'કાશ્મીરમાં આ જવાન તો સંસ્કૃત સાથે દરબારી ચાપલુસી ને તાજી મતવાળોનો અચ્છો પાઠ શીખેલોજ જણાય છે.'

'ચાપલુસી?' સીધરાજે પુછ્યું. 'શું તમે એમ કહેવા માંગોછો કે અબુલ ફઝલ, ફઈઝી અને આપનાં નામો આખાં હિંદુસ્થાનમાં તેમજ ઈરાનમાં વિખ્યાતી પામ્યા નથી? જમાનાઓ સુધી તમારાં નામો અમર થયાં છે તે શું તમો ના પાડો છો?'

'હમારાં નહિ!' ફઇઝી હસ્યો. 'કદાચ હમારા બીરાદાર અબુલ ફોઝલ માટે જો તું કહે તો તે વાજબી છે તેનું નામ સહેલાઇથી ભુંસાવાનું નથી. અલબત તેનાં પોતાનાં કામોથી નહિં પણ અકબર નામાંની અપાર કીર્ત્તિથી તે અમર થનાર છે. આ પુસ્તકમાં તે આપણા શાહનશાહને લગતી બારીકે બારીક વિગત રજુ કરે છે. તે તે મહાન ખરૂં પુસ્તક છે કે જેની આગળ મારાં કાવ્યો ને મારાં લખાનો તદનજ પાણી ભરે છે; પણ મેં તો તેને પણ ખુલ્લે ખુલ્લું જણાવ્યું છે કે તેમાં તે અકબરને નાહકનો સાતમે આસમાને ચઢાવે છે; કેમકે આખેર કરે ને એ માણસ જાત છે; અને દરેક ખાકી મનુષ્ય આ દુન્યામાં ભુલ ને પાત્ર છે. બનવા જોગ છે કે આવતી ઓલાદ અબુલ પર શાહનશાહની બુટ પાલીસ કરવાની અને નાહકની આંધળી ધુંઇમાં દોરવાઇ જવાની વાતનું તેના પર તહોમત મુકે; પણ તે તો આ મારા બોલવા પર સાફ સાફ આડો કાન કરી બાદશાહનાં વખાણમાં મસ્ત થયો જાય છે. 'જો હું' તે મને હર હંમેશ જણાવે છે 'તે શખ્સ કે જે મારો શાહ—મારો પાલનહાર મારો સૌથી ઉમદા મિત્ર છે તેને માટે હું જે જાણું તે રાસ્ત વ દરસ્ત બયાન ન કરૂં તો હું શા કામનો? ખરી હકીકતો રજુ ન કરૂં તેના કરતાં તો મારૂં પુસ્તક બાળી મુકું તે બહેતર છે?' તમેજ જોશો કે આ દલીલ સામે કોઇપણ

પેટ્રોનેજની ના પાડી હતી તો ચૂલામાંથી નીકળી પેણામાં ક્યાં પડું ? આ દેશી વૈદરાજ જાણીતા છે ને અજમાવવાની ભલામણ છે.

## સીગ્નલ વોચ કંપની

ઘડયાળીઓની લાઇનમાં મી. મનચેરજી દોરડી પારસી તરીકે બહુ જાણીતા છે. એ બીરાદરે કુશાળ કારીગરો ને હાથે તાલીમ લઇ આ વેપારમાં જોડાવ્યું જેમાં નસીબ યારી આપતું જાય છે. આજે મી. દોરડીની કુનેહ ને કારસાજીને લીધે સીગ્નલ ઘડીયાળો ઘરેઘર થઇ ગયાં છે. આ ઘડયાળો તેની હલકી કીમત ને ટકાઉપણા માટે ખાસ કરીને જાણીતાં છે. હમો પોતે તે વાપર્યે છીએ એટલે તે બાબે વધુ સીફારસની જરૂરજ નથી. આ ભલા ભાઇએ હિંદુસ્થાનમાં બધેબધ આ ઘડયાળોને રેલછેલ કર્યાં છે. સાહસીક શખ્સ શું કરે છે તેનો નમુનો આ બીરાદર છે.

## સર્વ મંગળ.

કલકત્તાની પેઢીની આ જાણીતી દવા છે. હમારા એજન્ટે ખાસ સીફારસ સાથે આ જાહેર ખબર મોકલી છે. ને તેની અચુકતા માટે ખાત્રી આપી છે. આ સાહેબો નિર્જીવ કિમતમાં મોટું કામ કરી બતાવવાની ખાત્રી આપે છે. કોઇ યોગી નો નુસખો હોવાથી હકીકત સૌથી પહેલાં એઓ માંગે છે. જંગલની જડી બુટ્ટીઓના ગુણદોષ આપણે ક્યાં નથી જાણતા ? મહાત્માઓના ચમત્કારોની વાત આપણે ક્યાં થોડી જાણયે છીએ. હમો એ ભાઇઓને પણ ફત્તેહ ઇચ્છીએ છીએ

## હિંદુ અનાથાશ્રમ.

નડીયાદનું હિંદુ અનાથાશ્રમ હિંદુ કોમની ઉપયોગી સેવા બજાવ્યું જાય છે, તેમાં જરાએ શક નથી. રખડતાં બાળકોને યુરોપી મીશનરીઓ પોતાના આશ્રમોમાં રાખી ખ્રિસ્તી બનાવે, તે કરતાં, હિંદુઓભાઇઓ તેમની પરવરી કરી જનસેવા બજાવતાં કરે તો તેના જેવું બીજું 'પુન્યનું' કામ છે શું ? આ ઉપયોગી ખાતું દીન ઉગત વધતું જાય છે, તેનો બધો આધાર મળતી મદદ પર છે, શું આપણે આજના શુભ દિવસે આપણ ગંજવામાં હાથ નાંખી આવાં સારાં ખાતાંને મદદ ન કરીશું ? આ પૈસો અકારત જનાર નથી.. તેથી અવત્યાં ગારતી કોઇ આંતરડીની દુવા મળનાર છે તો શા માટે આપણે તેમ કરતા અચકીશું !

## એક યાદ.

**મી. એ. પી. માદન**નાં પુસ્તકો આ અદના કટારોમાં બહુ જાણીતાં થયાં છે. મી૦ માદને પુરવાર કરી આપ્યું છે, કે, તેઓ જનસમાજની તંદુરસ્તી માટેજ ફકત આ જીવતોડ મહેનત કરે છે. હમો તેમને તેમના સાહસમાં દરેક ફત્તેહ ઇચ્છીએ છીએ. દવાના ધીચારાથી કંટાળેલાઓએ એક વાર આ ભલા શેઠની સલાહ લેવાની જરૂર છે. કાંઇ નવું અને ફાયદાનુંજ જાણવાનું મળશે.

## કવિ ભવાનીશંકરની કમળાકુમારી

તમે નથી વાંચી ? ભલા, તમે અજબ મીઠાસ ખોહયો છે. તમારી ભૂલ છે. એક વાર તે વાંચવાની હમો ખાસ ભલામણ કર્યે છીએ.

કવિ **હરમીસ**નું નામે ગુલશનને ક્યાં અંજાણુ છે ? એમનાં પુસ્તકો પારસીઓમાં વખણાય છે. આજને શુભ દિવસે તેની સંખ્યાબંધ પ્રતો ખરીદી ગરીબ હમદીનોમાં વહેંચવાની જરૂર છે.

**હમારી નવી યોજના.** રૂપ્યા પાંચમાં રૂપ્યા નવનો માલ લેવાની આઇતી તક છે. એ માટે સીફારસ શા માટે જોઇએ ? આવી મોંઘવારીમાં પણ આવો લાભ મળે છે. બસ લુંટાય તેમ લુંટ લો. તમારી પર બધું કુરબાન છે !

## પોવેલની કંપની.

આ વિખ્યાત કંપનીથી આખા હિંદમાં, કોણ અજાણુ છે ? જાણીતા કેમીસ્ટોને દવા બનાવનારાઓ હોવા ઉપરાંત એઓ દરદીને સલ-

તો એટલી ગંજાવર અસબાબ ધરાવે છે કે એમણે સરકારને ફંઇહિસ્પીટલશીપો દરેક સામગ્રી સાથે તૈયાર કરી આપી છે. પોવેલને ત્યાં જૂદાં જૂદાં ખાતાં નમનતાઇ ભર્યા માણસો સાથે મોજુદ છે. તેનાં વડા મેનેજર બહુજ ભલા ને લાયકીવાળા છે. અકુદરતી અવયવોમાં પોવેલ હિંદમાં સૌથી વધુ જાણીતો છે. દરદીને લગતી કોઇ પણ જાતની તપાસ કરવાનું ખાતું આ સાહસીક કંપનીમાં બાકી નથી. આ દેશી કંપની છે ને એક દેશી કંપની શું કરી શકે છે તેનો અચુક નમુનો છે.

### ડાક્ટર મોતીવાળાની દવા

ડાક્ટર ડૉ. એ. મોતીવાળાની જૂદી જૂદી જાતની દવાઓ બહુ મશહુર છે. આ દવાઓ માટે મોટા મોટા ડાક્ટરોએ આપેલી ખાત્રી તેની અચુક સાબેતી પુરવાર કરે છે. હમારા મિત્રોએ હમોને અંગત ખાત્રીથી જણાવ્યું છે ડાક્ટર મોતીવાળાની દવાઓ તમારા સ્ટોકમાં શા માટે ન રાખો? જરૂર કાંઇ ફાયદોજ મેળવશો.

### મેશર્સ સુરજમલ લલ્લુભાઇની કું.

હીરા અને ઝવેરાતોના બહુ જાણીતા વેપારીઓ રંગુન અને મુંબઇમાં પંકાયલા છે. ગ્રાહકોને ખુશ કરવાને થોડે નફે બહોળો વેપાર કરવો એજ એમની નેમ છે. પ્રમાણીકપણે કામ કરનાર જરૂર ફાવી જાય છે. હમે હમારા વાંચકોને આ ભાઇઓ સાથે એકવાર કામ પાડવા રીકમેન્ડ કરીએ છીએ. કોઇપણ રીતે ઠગાવવાની ધાસ્તી નથી.

### ચેપમેનની કું.

આકુદરતી અવયવો બનાવવા માટે તથા જંતરો માટે આ કંપની પણ જાણીતી છે. એના માલેક પણ ઘણા અનુભવી છે અને અનેકને એમણે ખુશ કરેલા જણાય છે. એઓ જણાવે છે કે એમના કામથી હાલમાં ઘણા એંગ્લોઇંડિયનો તેમને ત્યાં આવે છે. હમો એમને પણ ફતેહ ઇચ્છીએ છીએ. જનસમાજની સેવા બજાવનારાઓ હંમેશાં આપણી તરફના દરેક આવકારને લાયક છે.

### ધી ઓરીએન્ટલ લાઇફ એશ્યુરંસ કંપની લી.

આજકાલ આપણા દેશમાં જીંદગીના વિમો ઉતારનારી કંપનીઓ ઉભરાઇ જાય છે. જીંદગીનો વીમો ઉતરાવવો એ માણસ જાત માટે ઘણેજ જરૂરીછે. જેઓ પોતાનાં મોત લાકડાં સાચવી શકતા નથી તેઓ માટે આ ઉત્તમ તક છે. ગમે તેવા ગરીબે પણ કષ્ટ વેઠી તેનો લાભ લેવાની જરૂર છે કેમકે તેથી તે પોતાનાં વ્હાલાંઓને કંગાલ જગતમાં સબડતાં છોડી જઇ શકતો નથી. ના, એ ટલુંજ નહિ પણ તેની મરજી પડે છે તો બુઢાપામાં કાંઇક ઠીક હાલતમાં રહેવાનું મોટું સાધન તે હાથ ધરી શકે છે. કમનસીબે આપણા દેશમાં સ્વદેશી વીમા કંપનીઓ બહુ થોડી સંખ્યામાં છે. વિદેશીઓ અપણે પૈસે મોટા લાભ લઇ જાય, તેમ શા માટે થવું જોઇએ? આપણા ભાઇઓએ આવી બાબતમાં અચુક લાયકાત પુરવાર કરી આપી છે તો પછી શા માટે આપણે સ્વદેશી સહાસની કદર ન બુઝ્યે અને આવાં કામને ઉત્તેજન ન આપ્યે? સ્વદેશી ને સ્વરાજ્યની બુમો આપણી ચોપાસ પડતી આપણે સાંભળ્યે છીએ તેવા વખતમાં સ્વદેશી સહાસોને ઉત્તેજન આપવાની ખાસ જરૂર છે. ઉપલી કંપની ઘણા કરવૈયા હામોથી ઉભી થવા પામી છે. તેનાં સેક્રેટરી અને મેનેજીંગ એજંટસ તરીકે એવા કુશળ ગ્રહસ્થો છે કે જેઓ આ કામને દરેક રીતે ફતેહમંદ કર્યા વિના રહેનાર નથી. જાહેરખબર જોતાં ખુલ્લું જણાશે કે દરેક ચીજ દીવાની જોત જેવી કરવામાં આવી છે ને કોઇપણ રીતે ઠગાવાની ધાસ્તી નથી તો પછી કાં નહિ આ કંપનીનું કામકાજ વધારવા તેના શેરોનો જલદીથી ઉપાડ કરવામાં આવે અને તેમાં સારી રકમનો વીમો ઉતારવાની ગોઠવણ કરવામાં આવે. હમો આ સ્વદેશી હીલચાલને દીલોજાની ભર્યા ટેકો આપતાં તેને દરેક ફતેહ ઇચ્છીએ છીએ.

## The Late Mr. D. B. MOTIVALA.



મોતીવાળાની પેટન્ટ દવાના બાહોશ બનાવનાર.

# ભલાની ભલી યાદ.

## મુંબઇ હાઇકોરટના માજી ચીફ ટ્રાન્સલેટર અને ઇનટરપ્રીટ
## મી. ડોસાભાઈ બેજનજી મોતીવાળા
### મોતીવાલાની પેટંટ દવાઓના બાહોશ બનાવનાર.

મરહુમ શેઠ ડોસાભાઇ બેજનજી મોતીવાલાનો જન્મ ઇ. સ. ૧૮૪૯ માં થયો હતો. સર જમશેદજી જીજીભાઇની સ્કુલમાં કેળવણી લઇ મેટ્રીકની પરિક્ષામાં ઘણી સારી માર્કસ સાથે બહુ નાની ઉમરે પસાર થયા પછી એલફીનસ્ટન કોલેજમાં એમણે અભ્યાસ કર્યો હતો.

ત્યાર બાદ સર જમશેદજી જીજીભાઇની સ્કુલમાં એક શિક્ષકનો ઓધ્ધો કેટલોક વખત ભોગવ્યા બાદ મરહુમ મુંબઇની પેપર કરંનસી ઓફીસમાં નોકરીએ રહ્યા હતા પણ જ્યારે મુંબાઇની હાઇકોર્ટના ટ્રાન્સલેશન ખાતામાં તેમની નેમણુંક કરવામાં આવી હતી ત્યારે તેઓ ફક્ત ગુજરાતી અને મરાઠી ભાષાના મદદનીશ ટ્રાન્સલેટર તરીકે જોડાયા હતા. ધીમે ધીમે પોતાની હુશીઆરી અને કાબેલ્યતપણાથી દરેક મોટા અને નાના અમલદારનો ચાહ અને સારૂં મત તેમણે જીતી લીધાં હતાં. રફતે રફતે એમણે મોટી પદી મેળવી વડા ટ્રાન્સલેટર થયા હતા. ઈ. સ. ૧૯૦૪ માં મી. ફરામજી કાવશજી બનાજીના પવાઇ એસ્ટેટના સર્વાનુમતે રીસીવર તરીકે ચુંટી કઢાયા હતા. જે વખતે એવણ આ નવાં કામ સાથ પોતાનું હાઇકોર્ટનું કામ પણ સહેલાઈથી કર્યા કીધું હતું. છેવટે ઇ. સ. ૧૯૦૯ ના વર્ષમાં ચીફ ટ્રાન્સલેટરના મોટા માનયુકત ઓદ્ધા ઉપરથી રીટાયર્ડ થયા હતા, પણ પવાઇ એસ્ટેટનું કામ બહુ હોંસ અને ખંતથી ચલાવી તેની આવક બેવડી કરી હતી.

મરહુમ મી. મોતીવાલાને સુનાની દવાઓના ગુણો જાણવાનો બહુજ ઉમંગ હતો જેથી કેટલાક બાહોશ મુનશીઓ રાખી ફારસી અને અરેબીક દવાઓની ચોપડીઓ વંચાવતા હતા. એ ઉપરાંત મરનારે પોતાની જાતી બાહોશી તથા ચંચળાઇથી કેટલીક અગત્યની દવાઓ બનાવી લોકોમાં બહુ સસ્તે ભાવે વેચતી કરી હતી.

એમની મરડાની, કોલેરાની, મીઠી પીશાબની ને ખહીની વનસ્પતીનીજ દવાઓથી સેંકડો બલકે હજારો જાન બચ્યા છે. જ્યારે મરહુમની દાંતની, હરસની, તાવની દવાઓ જેઓએ વાપરી છે તેઓ તારીફ કરે છે કે તે ઘણીજ અસરકારક છે. મરનારની કબજ્યાતની, દરાજ, ખરપસાં

વગેરે ચામડીના દરદોની, બદહજમી ઉપરની અને રસ તથા સોજા ઉપરની દવાઓ નો ડાકટરો વટીક દરેક કુટુંબમાં રાખવાની સખત ભલામણ કરે છે. ટુંકમાં આજે મુંબઈમાં એવું એક પણ પારસી કુટુંબ ન હશે જે મોતીવાલાની ચાલીસ વરસની અખ્યાત દવાઓથી અજાણ હશે. મરહુમે દવાઓની કિંમત જાણીજોઇને ખાસ ઓછીજ રાખી હતી જેથી ગરીબ તેમજ તવંગર તેનો લાભ સહેલાઇથી લઇ શકે. વળી આ સઘળી દવાઓ વનસ્પતિનીજ બનાવેલી હોવાથી દરેક કોમમાં તેનો કાંઇ પણ ધાસ્તી વગર છૂટથી ઉપયોગ થાય છે. એ દવાઓ બનાવવાનું કામ મરનાર મી. મોતીવાલા પોતાના બેટાને શીખવી ગયલા હોવાથી તે દવાઓ હજી પણ ચાલુ રાખવામાં આવી છે. અને કિંમતમાં પણ કોઇ પણ જાતનો વધારો કર્યો નથી તે માટે સાહસિક મી૦ ખરશેદજીને ખરેજ ધન્યવાદ ઘટે છે. આ એક પુણ્યનુંજ કામ છે.

મરહુમની તબ્યત નરમ ગરમ રહેતી હોવા છતાં પોતાનાં સઘળાં કામો ઉપર તેઓ હંમેશ બહુજ ખંત રાખતા હતા. અને સેવટની બીમારીમાં પણ મરહુમ કામ કરતા હતા. મી. ડોસાભાઇ મોતીવાલા તા. ૩જી જુન ૧૯૧૭ ને દીને આ ફાની જેહાન છોડી ગયા હતા.

એઓ ઘણાજ સાદા, માયાલુ, ખંતીલા, બાહોશ અને એકાંત જીંદગીમાં મોજ લેનારા ધર્મિ જરથોસ્તી બચ્ચા હતા. મરનાર પોતા પાછળ બે બેટાઓ તથા બે બેટીઓનું કુટુંબ તથા બહુ બહોળું આબરૂદાર મિત્રમંડલ શોક કરતું મુકી ગયા છે. મરહુમને કશીપણ ધાંધલ ધરપચ ગમતી ન હતી. તેઓ ચાહત તો પોતાની દવાઓની મોટી આંખને આંજી નાંખનારી જાહેરખબરો આપી લોકોને તે તરફ ખેંચત પણ થોડું બોલવે ઘણું કરીને બતાવવાનો તેમનો મુદ્રાલેખ હોવાથી કશું થવા પામ્યું ન હતું. મરહુમના બેટા મી૦ ખરશેદજી જેઓ તેમનો આ ધંધો પ્રજામાં વધું આગળ પાડવાની કોશેશ કરેછે તેમને હમો દરેક ફતેહ ઇચ્છીએ છીએ. આ દવાઓની કિંમત, જોડેની સરટીફીકેટથી જણાય છે જે કાંઇ સાધારણ લે ભાગુઓની નથી.

---

# રિવ્યુ કોલમ.

## Baroda Administration Report 1915–16.

વડોદરા રાજ્યના હાલના વિદ્વાન દીવાન સાહેબ માનવંત મનુભાઈ નંદશંકર મહેતા સાહેબ તરફથી પ્રગટ થયેલા રિપોર્ટ ઈ. સ. ૧૯૧૫–૧૬ નો રિપોર્ટ હમારી ટેબલપર આજ મુદત થયાનો પડેલો છે છતાં હજી તેનો વારો આવ્યો નથી. આ રિપોર્ટમાંની ઘણીક જાણવાજોગ બાબતો હમારા વાંચકોની જાણ અર્થે ઉતારવા હમો આતુર છીએ, પણ કમનસીબે અંક પછી અંક ચીકાર જતી ટ્રામમાં "જગા નહિ" ની બુમ પડતાં વસણાયલી દાળ જેવે મ્હોડે ઉતરવું પડે છે તેવીજ હાલ આ સુંટણી છે, છતાં ચઢાવું-ખુદાનુ છે તો મોડે વ્હેલે કાંઈભી થશે. વડોદરા રાજ્યનો વિસ્તાર ૮૧૮૨ ચો. માઈલ છે ને વસ્તી ૨૦,૩૨,૭૯૮ ની હોઈ તેમાં ૪૨ શહેરો ને ૩૦૫૫ ગામો છે. વસ્તીના પ્રમાણમાં હિંદુઓ ⅘ ભાગ રોકે છે. મુસલમીનો ૧૬૦૧૩૭ છે તથા પારસીઓ ૭૯૫૫ અને ખ્રિસ્તીઓ ૭૨૯૯૩ છે રાજ્યની ધારાસભામાં ઓદ્ધાની રૂએના પાંચ મેમ્બરો હોઈ, ૭ મેમ્બરો અમલદારોમાંથી ચુંટાય છે; પાંચ સરકાર તરફથી પ્રજા વર્ગમાંથી ચુંટાય છે તથા દશ પ્રજા તરફના મળી બધા મળી ૨૬ મેમ્બરો છે. આ ધારાસભા બહુ અગત્યનું કામ બજાવે છે અને જેમ જેમ અનુભવ થતો જાય છે તેમ તેમ તેના સભ્યોને નવા હક અપાતા જાય છે. શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવની નેમ પોતાની પ્રજા રાજ કરતી થાય તે જોવાની છે એટલે તે માર્ગ તરફનું આ પગલું પસંદ કરવાજોગ છે. કાઠીયાવાડનાં ઘણાંખરાં બધાં રાજ્યો સાથે આ રાજ્યના સમન્સો આપલે કરવાની સવડ થઈ એ બેશક પ્રજાની અગવડ ટાળશે. વડોદરા રાજ્યમાં કરી આપવામાં આવેલી કોર્ટના ડીક્રી બ્રિટિશ રાજ્યમાં ચાલુ રહે એવી ખાસ જરૂરી ગોઠવણ જાણુકની થયલી છે. લડાઈના કામમાં મહારાજા સાહેબે આપેલો સુંદર ફાળો જાણવાજોગ છે. પાંચલાખ રૂપ્યા વિમાનો માટે આપવામાં આવ્યા છે. રાજ્ય તરફથી ૧૫૭ સીપાહો બ્રિટિશ લશ્કરમાં મોકલી તેમના પરની રૂ. ૧૪૪૭ ની બાકી સરકારે લખી વાળી છે. ત્રણ યુરોપ્યન અમલદારોને ખાસ રજા આપી બ્રીટીશ લશ્કરમાં મોકલ્યા છે. રૂ. ૨૬,૬૫૦ ની કિંમતના ૭૪ ઘોડા છે તથા રૂ. ૮૭૨૨ ની કિંમતના ૧૩ તંબુઓ આપ્યા છે. રાજ્ય સ્ટીમ-ટગ જુબીલી બ્રિટિશ લશ્કરને વાપરવા આપી છે. દર માસે લડાઈ ચાલે ત્યાં સુધી બાર હજાર રૂપ્યા હિંદી સરકારને ખરચ માટે આપવામાં આવે છે. રૂ. ૨૯૧૩૬ ની કિંમતના બીજા ૮૦ ઘોડા આપ્યા છે, તથા બીજો પરચુરણ ખરચ તથા વોરફંડોને મદદ તરીકે આપવામાં આવે છે તે જૂદું. વડોદરા રાજ્યનાં લશ્કરની સંખ્યા ૬૦૩૦ માણસોની છે. લશ્કર પર રિપોર્ટ દરમ્યાન રૂ. ૧૧,૮૭,૩૯૫ નો ખરચ થયો હતો. વડોદરા રાજ્યમાં પુરોહિતનો કાયદો પસાર થયો છે જેની રૂએ એક અંત્યજ પણ બ્રાહ્મણ-ગોરનું કામ કરી શકે છે. આ કાયદો સરકાર જ્યાં લાગુ પાડશે ત્યાં અમલમાં મુકાશે. વડોદરા સરકારની આવક રૂ. ૧,૯૦,૯૦,૫૪૦ ની છે જ્યારે ખરચ રૂ. ૧,૬૭,૫૧,૪૮૯ નો છે. ખરચમાં પોલીસ ખરચ રૂ. ૮,૮૦,૬૦૬ નો છે; કેળવણીનો ૨૦,૮૯,૩૯૬ નો છે; દવાખાનાનો ૨,૯૩,૧૯૩ છે, મહેલને લગતો ખરચ

૨૦,૧૪,૫૨૬ નો છે તથા પેનશનનો ખરચ ૨,૮૮,૫૬૯ છે. રાજ્યમાં દશ મ્યુનીસીપાલીટીઓ જો કે સ્થાનિક સ્વરાજ્યનો મોટો હક ભોગવે છે, છતાં હમો માન્યે છીયે કે તેમને વધુ સારા પાયાપર મુકવા સરકારે પોતાની મદદનો હાથ લંબાવવાની જરૂર છે. રાજ્ય તરફ રેલ્વે લાઇનો ઘણી બંધાઇ છે ને બીજી ઘણીકો માટે વિચાર ચાલે છે. હાલના વખતમાં વ્યાપાર અને ઝડપી મુસાફરી માટે આ બાબતની ખાસ જરૂર છે. રિપોર્ટ દરેક રીતે પુરતી વિગતો ને આંકડાઓથી ભરપુર છે. રાજ્ય કેવું આબાદ છે તે તે પરથી અચુક જણાય છે. એવા ઝળકતા ને આબાદ વર્ષોના રિપોર્ટો ચાલુ પ્રગટ થતા રહે અને પ્રજા માટે જે ઉંચ નેમ રાખવામાં આવી છે તે વધુ અને વધુ દરજજે પાર પડતી જાય તે જોવાને ને જાણવા આપણે ખરાં જીગરથી ઇચ્છીશું.

## સાંજવર્ત્તમાન પતેતી અંક.

પારસી નવાં વર્ષનો સાંજવર્ત્તમાનનો વાર-ક પોથો એ વાંચક વર્ગની એક માનીતી મોજ માન થઇ પડયો છે. ગમે તેવી મોંઘવારી છતાં ા સુધી માલેકે વાંચક વર્ગની આ માનીતી જ બંધ કરી નથી તે ખુશીની વાત છે. અલ- । કેહને વાજે કાળજીઓ તો ઘણા નીકળે પણ ાવા પોથાપર થતા ખરચોની વાત તો જે જાણે તેજ જાણે. જાહેરખબરનો દરોરો બેશક આ જાણીતાં રોજીંદાની લોકપ્રિયતા અચુક દાખવે છે. અંકને સુંદર કરવા દરેક પ્રયાસ થયો છે. કવિ ફેરોઝશાહ તારાપોરવાળાનો તેમાં મોટો હિસ્સો છે. તેમનાં ચિત્રો બાબે બે મત છેજ પણ હાલ કાંઇક સૂર્ય સામે ધૂળ ફેંકવાની કોઇક ઠેકાણેથી શેખી કરવામાં આવે છે. બનવા જોગ છે કે કોઇ પેટનો બળેલો ગામ બાળવા નીકળ્યો હોય! પીકચરોમાં જેમ સાંજવર્ત્તમાને પોતાની શ્રેષ્ટાઇ જાળવી છે તેમ લખાનોમાં વળી તેણે કશી કચાસ રાખીજ નથી. અગ્રેજી લેખો જ્ઞાનથી ભરપુર છે. જૂદી જૂદી કીસમના વાંચકો માટે તેમને મન ભાવતો મસાલો પીરસવામાં આવ્યો છે અને કશી ખામી રહે નહિ તે માટે જરૂર તક-લીફ લેવામાં આવી હોય તેમ ખુલ્લું જણાય છે. આવો મઘમઘતો મસાલો તૈયાર કરવો એ કાંઇ સહેલું કામ નથી. અંક માટે લખાનોની સુંદર ચુંટણી કરવા માટે અધિપતિ શેઠ રૂ. ન. વાચ્છા ગાંધી અને સબ-એડીટર મી. સોરાબજી કાપડીયાને ખરેજ શાબાશી ઘટે છે. અંકમાં કયરો કુટોને એખરો એખરો ફકત તારત્સુંજ કરવાની નેમથી સમાવ્યો નથી એ કારણે કયાં લખાણને વખાણવું ને કયાંને પસંદ કરવું તેનો સવાલજ રહ્યો નથી. દીલગીરીની વાત છે કે આ વેળા આ ભેટથી સાંજવર્ત્તમાનના ગ્રાહકો બકાત રહ્યા છે. અલબત મોંઘવારી તો છે પણ-હા, પણ શું! બાવા, એ તો જે કામ કરે તેજ જાણે! મુફત નવાલો કયાં ખારો કે ફીકો હોય છે? હમો આ પત્રના સાહસીક કરવૈયાઓને દરેક ફતેહ ઇચ્છીએ છીએ.

## નવા વર્ષના અંકો.

**દીલેઆરામ.**

આ માસીકને ચિત્રો આપવાનો શોખ થયો છે એટલે લક્ષ્મીઆર્ટના ચિત્રો આપી નવાં વર્ષનો અંક દીપાવ્યો છે અલબત એ બાબે અચ્છો ખરચ કર્યો છે. લખાનોની બાબતમાં એ બાઇ કાંઇક ઠીક ચુંટણી કરે છે. હમો એ બાઇનો પણ આ નવાં વર્ષનો ખર્ચાળુ સહાસ વખાણીએ છીએ.

**ફુરસદ.**

આ પુરાણું માસીકનો સાદો ડબલ અંક શિરસ્તા મુજબ નીકળ્યો છે. ચાલુ બે વાર્તાઓના મોટા હફતાઓ આપવામાં આવ્યા છે ને બે ચાર બીજા લેખો છે. આ માસીક ચુપચુપ પોતાનું કામ કર્યે જાય છે.

# ગુલબદન ગુલ.

## ચાને

## મહાન અકબરનો જમાનો.

### ( મોગલ શાહનશાહતની જાહોજલાલીનો યાદગાર સરો. )

ગુલશન માટે ખાસ.

લખનારઃ—ભાગલ્યા.

( ગયા અંકથી ચાલુ. )

### આગલાં પ્રકરણનો ટુંકસાર.

કાશ્મીરની નજદીક આવેલા હિમાલય પર્વતની બદ્રીનાથની ટેકરીપર એક યોગી વસતો હતો તેને મળવા કાશ્મીરના વડા વજીરનો બેટો સીધરાજ અને તેનો ગુરૂ કલ્લુસા નામનો જ્ઞાની બ્રાહ્મણ પર્વતો ઓળંગતા આવ્યા હતા. યોગીનાં મથકથી થોડે દુર એક વાઘને જોતાંજ સીધરાજ તેના તરફ ધસી ગયો પણ તેનો ઘોડો ખાડામાં પડી જતાં ઘોડો ને સ્વાર બંને ઉંધે મસ્તક પડયા. આ પછી બંને યોગીને મકાને ગયા. ત્યાં જણાયું કે તે વાઘ તો યોગીનો પાળેલો હતો. યોગીના હુકમથી સીધરાજે તે વાઘ જેનું નામ હરી હતું તેને પસવાર્યો અને બંને મિત્ર થયા યોગી સાથે એક રાત રહી સીધરાજ, કલ્લુસા સાથે આગ્રા જવા નિકળ્યો કેમકે તેના બાપ તરફથી તેને મોગલ વંશના મહાન શાહનશાહ અકબરની દરબારમાં નોકરી કરવા મોકલવામાં આવ્યો હતો. રસ્તામાં તે યોગી માટે કલ્લુસાને પૂછતાં જણાયું કે કાશ્મીરનો તે માજી રાજા નંદગુપ્ત હતો. આ રાજા સામે તેના વારેસ નાના ભાઇએ બંડ કર્યું હતું પણ તેમાં તે ભાઇ કેદ થયો હતો. રાજ્યમાં ચાલુ બખેડા થતાં શાંતિ માટે તે નાના ભાઇને ફાંસીએ ચઢાવવાની જરૂર જણાઇ. રાજા ઘણીજ આનાકાની પછી કબુલ થયો, પણ તેને ભાઇ તરફ એટલો બધો પ્યાર હતો કે ભાઇને મારવા કરતાં તે પોતે ગુમ થઇ ગયો અને મરણ પામવાની ખોટી અફવા ફેલાવી. આ થતાં નાના ભાઇને કેદમાંથી મુકત કરી ગાદી આપવામાં આવી. સીધરાજ આ વિગતથી અજાણ હોવાથી અટનેવટ કરવા લાગ્યો કે રાજા નંદગુપ્તનો તે યોગ્ય ઉપકાર માની શકયો નહતો; છતાં તેને ધીરજ હતી કે તેમ કરવાનો વખત તેને માટે આવશેજ કારણ કે યોગીએ છુટા પડતી વેળા તેને નસીહત કરી જણાવ્યું હતું કે કોઈપણ મુશ્કેલીમાં યોગ્ય સલાહની જરૂર જણાય તો તેની આગળ જરૂર હાજર થવું. તેણે આ આમંત્રણ કબુલ્યું હતું. સીધરાજનો વિવાહ તેના કાકા તે અલ્હાબાદના સુબાની એક પૂરી દીકરી વેરે કરવામાં આવ્યો હતો. હજી લગ્ન થયાં ન હતાં. આગ્રા જવા પહેલાં અલ્હાબાદ જવાનું તેનું આમંત્રણ થવાથી તે પોતાની પત્નીને મળવા આતુર કદમે આગળ વધ્યો.

આ સુંદરીનું નામ ઇંદુમતી હતું. જો કે અદરાયલા છોકરાંઓને એકત્ર કરવાનો તે વેળા હિંદુઓમાં રિવાજ ન હતો પણ ઇંદુમતીનો બાપ જુના આચારવિચારનો હોવાથી તેણે છોકરાંઓને મળવાની તક આપી તે બંનેનો મેળાપ હર્ષિત હતો તેવામાં સીધરાજનો કાકો સાબુના પોતાની સાથે ભત્રીજાને લઇ ગયો અને ત્યાં તેણે અકબરની દરબારમાં રહી સુંધારા લેવા સમજાવ્યો કેમકે અકબર કાશ્મીર જીતવા માંગતો હતો. સીધરાજને આ વાત ગમી નહિ અને તેણે પોતાના કાકાને તે બાબે ખુલ્લુ જણાવ્યું પણ કાકાએ તેને

સમજાવ્યો. ને કલુસાને તે વાતની તાકીદ કીધી તેવામાં તેમની મુલાકાતે યોગી ગોરખ આવ્યો. તેણે પોતાના યોગથી સીધરાજને વાઘના શીકાર કરવા ધસતાં જોયાની ખબર જણાવી તેને અજાયબીમાં ગરકાવ કર્યો. યોગીએ જણાવ્યું કે સીધરાજ તેમના મતમાં ભળશે. ઇન્દુમતી સાથે તળાવપર સીધરાજનો મેળાપ થતાં બંને એ એકમેકની તપાસ કરી તેઓ ચિત્રકળામાં કુશળ જણાયાં. બચ્ચાંના જેવી નિર્દોષ રમતથી ઈંદુમતીએ સીધરાજના પ્રેમની પરિક્ષા કરી પણ તેમાં તે નિષ્ફળ જશે એવું ફળ મળવાથી તેણી નિરાશ થઇ. બંનેએ હસીને તે વાત દુર કરી રાતના સીધરાજે ગોરખ યોગીને તેના ઠગ ચેલાઓ સાથે જોતાં તે ઘણો ગુંચવાયો. બીજે દીવસે તેઓ આગ્રા જવા નીકળ્યા. આગ્રા જઇ અબુલ ફાઝલને મળી જેણે પોતાના ભત્રીજા પરવીઝ સાથે તેમની ઓળખ કરાવી સીધરાજને પરવીઝ સાથે ફરવા મોકલ્યો.

શાહ અકબરનો મેહેલ જોતાં સીધરાજ છક્ક થઇ ગયો. અને ત્યાંની ભવ્ય રચના ને કુશળ કારોબારે તેને અજાયબીમાં ગરકાવ કર્યો. તેને જ્યારે જણાવવામાં આવ્યું કે બ્હોળા અરાબા છતાં દરેક બાબતનો ખરચ નિયમિત અને બાદશાહી રીત મુજબનો ખાસ ધ્યાન પુગાડી કરવા માં આવતો હતો ત્યારે તે વધતો અજબ થયો. અલબત અકબરનો કારોબાર કરકસર્યો હતો પણ મહોતાજો ને ગરીબ ખેશીઓને નવાજવામાં તે આઘું પાછું જોતોજ ન હતો. ખજાનચી જ્યારે લખલુંટ ખરચ તરફ બાદશાહ સલામતનું ધ્યાન ખેંચતો ત્યારે કરકસર કરવા સરકાર બાદશાહ કબુલતો પણ બીજી પળે કોઈ આરજુમંદને જોતાં તેનો સખી હાથ પૂર બહારમાં લંબાતો હતો. તે દીવસે સાંજે કલુસા અને સીધરાજે ફૈઝી અને તેના અંગત મિત્ર મુબારકની મુલાકાત લીધી. આ બંને મિત્રો સાથે રહેતા હતા ને કવીઓ હતા. તેમને ખાસ આવકાર આપવામાં આવ્યો. આ ચારે જણાઓએ ખુબ ગપ્પાં માર્યાં. ફૈઝીએ સંસ્કૃત ભાષાની અચ્છી તારીફ કરી તેનાં સાહિત્યમાંથી મળતું ગૌરવ વખાણ્યું અને તેથીજ તેમની પહેલાંની સાંકડી નજર ખુલી થઇ હતી એમ અચુક જણાવ્યું. ફૈઝીને મુબારક સંસ્કૃત ભાષાના અથંગ અભ્યાસી હતા અને ફૈઝીએ જણાવ્યું કે હાલમાં બાદશાહે તેને દરેક ધર્મનાં સીદ્ધંતોનાં રહસ્યવાળું એક ખાસ પુસ્તક તૈયાર કરવા ફરમાવ્યું હતું. સીધરાજે રાજ્યમાં ચાલતી બેવફાઇ માટે સવાલ કરતાં ફૈઝીએ તે હસી કાઢી અબુલ ફાજલના ધબારા તરીકે જણાવ્યું. છુટાં પડતાં કોઇબી બાબતમાં જરૂર પડે તો સીધરાજને ફૈઝીને મુબારકે પોતાની આગળ સરભોગ ચાલી આવવા જણાવ્યું. સીધરાજ આથી ઘણો ખુશ થયો. બીજે દીવસે સીધરાજ પોતાની નવી નોકરીપર ગયો. ત્યાં તે તુરત પોતાના ઉપરી અમલદારનો માનીતો થઇ ગયો. નોકરીપરથી બહારગામ નીકળતાં તેણે એક દાસીએ આવી જણાવ્યું કે તેણીની શેઠાણી તે રાત્રે તેને મળવા માંગતી હતી. સીધરાજ ચોંકયો ને ડગમગ્યો પણ તે દાસીએ તેને એવી સીફતથી સીસામાં ઉતાર્યો કે તેનાથી નાકબુલ થયું નહિ. તે કબુલ થયો અને શાહીબાગમાં ફરવા ગયો. ત્યાં એક ઝાડ નીચે આરામ લેતાં અકબરને તે મળ્યો. અકબરને તેણે ઓળખ્યો નહિ. તે તો તેને કોઈ મોટા માણસ સમજ્યો તેઓ વાતે વળગ્યા. અકબરને તે ગમી આવ્યો પણ વાત થતાં તેણે અકબરને લોભી જાહેર કરતાં અકબર ચિડાઈ પડયો પણ સીધરાજે નિર્દોષપણે એવો તો સરસ પોતાનો બચાવ કર્યો કે અકબર ખુશ થઇ ગયો. તેવામાં અબદુલ કાદીર ત્યાં આવ્યો. અકબરની નિશાન થતાં તેણે અકબરને જાહેર કીધો નહિ. પણ એક હિંદુને અકબરની નજદીક જોઈ તે ઘણોજ બખાળ્યો ને હિંદુઓ સામે જે ગમે તે બકયો. સીધરાજ સાથે આ તકરાર વધી પડતી જોતાં બાદશાહે સીધરાજને જવા કહ્યું ને અબદુલ કાદીર સાથે પોતે તકરાર કરી અબદુલ કાદીર તેને ચુસ્ત મુસલમાન થઈ હિંદુને બીજાઓને દુર કરવા સમજાવવા લાગ્યા. તકરારની ગરમીમાં અબદુલ કાદીરે જાહેર કીધું કે બાદશાહ સામે મુસલમાનો કાવત્રું કરી ઉઠાડી મુકવા માંગતા હતા. તેમાં બાદશાહનો છોકરો સલીમ સામેલ થનાર હતો. આ ખબર સાંભળતાં બાદશાહ ચોંકયો. તે અંદરખાનેથી વિચારમાં પડયો પણ બહારથી શાંત રહી વાત ઉડાવી દઇ ભવિષ્યમાં વધુ સાવચેત રહેવાનું જણાવી ચાલ્યો ગયો ને બાપડો અબદુલ કાદીર હાથ ઘસતો રહી ગયો.

---

## પ્રકરણ ચોથું.

### અકબર ( ચાલુ ).

તેના રાજમહેલના એક ખાનગી ઓરડામાં એક શખ્સ શાહ અકબરની રાહ જોતો બેઠો હતો; જેની હાજરી વિષે જો અબદુલ કાદીરને સહેજભી ખબર મળી હોતતો તે જરૂર છેડાઇ પડી અકબરને ગમે તે કહેત. આ શખ્સ કોઇજ નહિ પણ સીંધ-રાજનો મિત્ર ને ગુરૂ કલુસા બ્રાહ્મણ હતો. પોતાની આસપાસનો ભપકો સપકો કે બારીની બહારથી દેખાતો બાગનો અતી મનોરંજક દેખાવો તે જોતો ન હતો. તે તો ફક્ત વિચારના વમળમાં વિંટલા-યલો નીચી મુંડીએ ગંભીર ઘોર કરતો બેઠેલો હતો. અલબત્ત તેની શાહી મહેલની આ મુલાકાત કાંઈ પહેલીજ ન હતી. તેણે તે ભવ્ય દેખાવો અનેકવાર જોયા હતા, એટલે તેને કશી પણ દરકાર ન હતી.

પા કલાક પછી બાદશાહીના ચોપદારે આવી તેને ગંભીર વિચારોમાંથી જાગ્રત કર્યો અને તેને શાહની આગળ લઇ જઇ રજુ કર્યો.

'તને ફરી હયાં જોતાં હું ઘણોજ ખુશ છું' શાહ અકબરે કલુસાની તાજી મતલબોનો નમ્ર સ્વિકાર કરતાં હસતે ચહેરે કહ્યું, 'હું ઇચ્છું છું કે તું મારે માટે કાશમીરથી સારી ખબરોજ લાવ્યો હશે?'

'અફસોસ, મુરબ્બીજી' કલુસા બોલ્યો. 'હું ઇચ્છુંછ કે હું તેમ કરી શકું યાતો તમે તેમજ બીજાઓથી હમારે ત્યાં ચાલતી અંધાધુંધીની બીના છુપાવી શકું. મેં હયાં બધાઓને ઉડાવ્યા છે પણ તમે મારાપર જે અપાર વિશ્વાસ મુકયો છે તથા મારા દેશનાં ભલાં માટે જે વિચારો જણાવ્યા છે તે પરથી તમો નામવર આગળ હું કાંઈ પણ ચીજ છુપાવી શકતો નથી.'

'હું સમજ્યો' અકબર બોલ્યો. 'ફરી પાછો જૂનો રાવન દીનો શરૂ થયો ને ? આપસ, આપ-સમાં લડાઇને ફીસાદ શરૂ થયા છે તથા દીકરાઓ બાપ સામે માથું ઉંચકવા લાગ્યા છે તેમજ ભાઇ ભાઇઓ એકમેકમાં કાવત્રાં કરવા લાગ્યા છે ?'

'તદ્દન ખરૂં' કલુસા દીલગીર થતો બોલ્યો. 'હમારા હકદાર રાજા નંદીગુપ્તના રાજપાટ પરથી ગુમ થઈ પોતાના ભાઇનિા હાથમાં રાજ ગાદી છોડી જવા પછી હમો ધારતા હતા કે દેશમાં શાન્તી પ્રસરી આબાદી ફેલાશે. થોડો વખત સુભાગ્યે તેમજ ચાલ્યું. લોકો નવા રાજા તરફ ઘણા ઉદાર હતા નાહ તો એ રાજ્ય વહીવટથી તેઓ ખુશ થવા લાગ્યા. કોઈબી કીસમે વધુ ફેરફાર રાજયગાદીમાં થાય નહિ તેવું તે વેળા અચુક લાગ્યું હતું પણ મામલો હાલને કાજ સાફ સાફ ફેરવાઇ ગયો છે. જ્યાં ત્યાં ફીતુરનાં બીજ વવાઇ ચુક્યાં છે, ને નવાં નવાં અનેક બંડો ચાલુ ઉઠાવાનો દરેક સંભવ જણાય છે. ધમાધમી ચોમેર થઇ રહી છે. અજાયબી તો એ છે કે હમારી છુપતોડ કોશેશ છતાં આ કાવત્રાંઓમાં આગેવાની કોણની છે તે હમો જરાએ જાણી શકતા નથી. રાજાના છોકરાઓ જેઓ પોતાના બાપ સામે મોડે વહેલે બંડ ઉઠાવવાની ધમકીઓ આપે છે તેઓ કાંઇ પોતાની જાતી બુદ્ધિથી આ જાતની ઉશકેરણી કરતા હોય તેવું માની શકતું નથી. આ ઉશકેરણી કોઇ જૂદા તરફથીજ થતી જોઇએ છે; પણ તે કરનાર કોણ છે તેજ જણાતું નથી અને આ કારણે અમારી મુસ્કેલીમાં નાહક વધારો થાય છે.'

'તારૂં કહેવું રાસ્ત છે.' શાહ અકબરે જણાવ્યું. 'છોકરાઓ સ્વતંત્રપણે કામ કરે છે કે કોઇની ઉસ્કેરણીથી કામ કરે છે તે પર મોટો આધાર નથી પણ એટલું તો ખરૂં કે તોફાનો વધવા લાગ્યાં છે. વખતસર જો તે દાબી ન દેવામાં આવશે તો શું થવા પામશે તે કહી શકાતું નથી. જૂદી જૂદી ટોળીઓ હવે જરૂર બંડો ઉઠાવશે ને તારો વહાલો દેશ માંહોમાંહેની લડાઇમાં નાશ પામશે. આ જોતાં દરેક ઠેકાણે જૂદી જૂદી મજબુત ટોળીઓ શરૂ થશે. જેમ જેમ આ

ટોળીઓને પોતાના દેશમાંથી ઓછું મળતું જશે તેમ તેમ તેઓ પાડોશના મારા મુલક પર દરોરો પાડતા જશે ને ત્યાં આફત વરસાવી ખાનેખરાબી ચાલુ કરશે. તેમ થતાં મારી પ્રજાને બચાવવાની મને ફરજ પડશે. હું ખુલ્લું જણાવી દઇશ કે આ જાતનું પરિણામ હું એક પળવાર પણ સાંખીશ નહિ. હું મારી પ્રજાને જરાએ દુઃખી થવા દઇશ નહિ: એક નિર્જીવ બનાવ મને તારા દેશ તરફ એકદમ ખેંચી જશે. મારાં રાજ્યને મારી પ્રજાની આબરૂ મારે સાચવવીજ પડશે. તે માટે બળની જરૂર પડશે તો કોઇપણ જાતની મુશકેલી કે ખર્ચની પરવા કર્યા વિના હું મારા લસ્કરો એકઠાં કરીશ ને ઉત્તર તરફ કુચ કરી મારી પ્રજાને જોઇતી શાંતિને સુલેહ ગમે તે ભોગે મેળવી આપીશ. તેમ થતાં મારી પ્રજાને હેરાન કરતા બદમાશોને હું જુનબેખથી ઉખેડી નાંખી તેમની સલામત જગ્યા તોડવા માટે મને તેમજ કરવાની જરૂર પડશેજ.'

બાદશાહ તરફનાં માન છતાં આ તુંદ ને ખુલ્લી ધમકીના શબ્દોથી કલુસાને ભારે ગુસ્સો લાગ્યો; જો કે તેણે તેનો કશો જવાબ આપ્યો નહિ પણ તેનો ચહેરો ભારે ક્રોધમાં કાળો થણક થઇ ગયો. અકબરે તે જોયો કે તુરત ફેરવી બોલતાં તેણે જણાવ્યું,

' ભલા કલુસા, શબ્દોથી જો તને કાંઇ ગુસ્સો લાગ્યો હોય તો મને માફ કરજે. મારી પેઠે તું પણ અચ્છી રીતે જાણે છેજ કે આ શબ્દો કહી હું કાંઈ તારા પોતાના જેવા ભલાં માણસો, તારા રાજા તથા હાલના વજીરોને માથે કોઇપણ જાતનો ટોપલો મુકતો નથી. હું તો ફકત જેઓ બંડ કરવા તૈયાર થયા છે તથા જેઓ તારા દેશની તથા મારાં રાજ્યની શાંતિમાં ખલલ નાંખવા માંગે છે તેમનેજ આ બાબત માટે જવાબદાર લેખું છું. આ સામે બચાવ કરવાની મારી જરૂર ને માટે મારી ફરજ કેમ બજાવવી તે હું

અચ્છી રીતે સમજું છું કે નાહકની દરમ્યાનગીરી કોઇ પણ બાબતમાં કરવાની મને કશી જરૂર નથી કે કશું કારણ નથી.'

'તમો નામવરનાં વચનપર મને સંપૂર્ણ ભરૂસો છે' કલુસા બોલ્યો. ' જે હીચકારાં કાવત્રાં મારા દેશને મારા રાજા સામે થયાં છે તથા જે કારણે તમો નામવરને ધમકી આપવી પડી છે તેથી જો મારા ચહેરાપર ગુસ્સો પ્રગટ થયો હોય તો મને માફ કરશો. તે કુદરતી હતો. બેઅદબી માફ છે હઝુર, પણ શું કાવત્રાં ને દગો ફટકો એકલો કાસ્મીરમાંજ આવી રહેલો છે. શું તે આપ નામવરની દરબારમાં જાયજ નથી. મને માફ કરશો, પણ હું ધારૂં છ તેમ ખુદ તમારા દરબારીઓ અને તમારા સગા વ્હાલાઓ તમો નામવર સામે બંડ કરી તમોને ઉઠાડી મુકવાનાં કાવત્રાં રચે છે તે. તમો કાસ્મીરને શા માટે દોષ દો છો ?'

'એટલે, તું શું કહેવા માંગે છે ?'

' બે અદબી માફ છે, ગરીબ પરવર; કદાચ હું આકળો બની બોલવામાં હદ ઓલંગી ગયો હોઇશ. મને ચોક્કસ વહેમ છે; ખુદા કરે ને ખોટો નીવડે પણ તે હું મારા મનમાંથી જરાએ દૂર કરી શકતો નથી. સલીમ—'

'વળી સલીમનું નામ આવ્યું ? શું તે આમાં બી સંડોવાયલો છે કે ?'

' તે બીજી કંઇ બાબતમાં સંડોવાયલો છે તે હું જાણતો નથી. પણ મને મળેલી થોડીક નિશાનીઓ પરથી હું તમો નામવરને હુસ્યારીમાં રહેવા જણાવવાની મારી ખાસ ફરજ સમજું છું. મારો શક પાયા વગરનો હોય તો ઓર બેહતર છે પણ તે છતાં આપણે આપણી હુસ્યારીમાં રહયે તો તેથી કશું ખોટું થતું નથી. તેમાં કોઇપણ જાતનું નુકશાન છેજ નહિ. માણસ જાતની ફરજ છે કે તે હર હમેશ જાગ્રત રહે.'

'અલબત તેમ. હું રહીશજ.' હાલને કાજ બધાંનો પાયો અટકલો ને શક પર આવી રહેલો છે. ખરી વિગત કશી જાણાતી નથી. અલબત હું તે કારણે આ બાબત માટે ઉતાવલો થઇ સખ્ત થના માંગતો નથી પણ યકીનથી ધ્યાનમાં રાખજે કે તેં જે કાંઇ મને જણાવ્યું છે તે હું બારીક તપાસ કર્યા સિવાય મારી નજરથી દૂર કરીશ નહિ. હું બહુજ સચેત રહીશ. આપણે પાછા મળીશું ત્યારે કામ કરવાની કદાચ કરોકટની ઘડી આવી પુગશે.; પણ તું જાય તે પહેલાં તને અંગત ખુશ કરે એવી કાંઇક વિગતે હું તને જણાવવા માંગું છું. હું હવડાંજ તારા શિષ્યને મળીને તેની સાથે મીઠી મીઠી વાતો કરી આવ્યો છું.'

'આપ, સીધરાજને મળ્યા ?' કલુસા અજાયબીમાં ગરકાવ થતો બોલ્યો. 'કોણે તેને આપની સમક્ષ હાજર કર્યો ?'

'કોઇએ નહિ' અકબર હસ્યો. 'મને તે બાગમાં મળ્યો. તે કોણ હતો તેની મેં અટકલ કરી તેની સાથે મેં વાત કરી. તું જાણે છેકે મને એવી રીતે બધા સાથે વાતચીત કરવા ગમે છે.'

'અને તેને શું ખબર ન હતી કે તે પોતાના નામવર શાહનશાહ સાથે વાત કરતો હતો ?'

'કુદરતી રીતે નહિજ. તેને તો જરા શક પણ ન ગયો. તેને કોઈ કહેતો ના. હું એકાદ દિવસ તેને જાતે ખબર કરીશ. તેને માટેનો મારો અભિપ્રાય તું જાણવા માંગે છે ને ? વેલ, હું તેનાથી પૂરતો સંતોષ પામ્યો છું. તે ભલો, ભોલો ને ભડ બહાદુર જવાન છે કે જેના પર મને અજબ વિશ્વાસ આવે છે. અલબત જરા તે બે અદબ બની જાય છે ત્યારે—'

'તમો નામવરને અપમાન થાય તેવું તેણે કાંઇ કહ્યું છે ?'

'તે કયાં જાણતો હતો, કે તે અકબર સાથે વાત કરે છે' અકબર હસ્યો. 'પણ તારે મુઆવાનું કારણ નથી. મેં તેને, જ્યારે બતાવ્યું કે તે વધુ છૂટ લેતો હતો ત્યારે તેણે એવી સફાઇથી દર... ચાહી કે મને તે ઘણોજ ગમી આવ્યો. તેની ભાત મને ગમીછે. આ બાબે ગુનેગાર... જરૂરી નથી. મેં કહ્યું છે કે તે મને અજબ... આવ્યો છે. તું જાણે છ કે પહેલા દેખાવથી કદીબી કોઇપર ખુશ થઇ જતો નથી; પણ... બાબત તદન ન્યારી છે. જે અસર તેણે મારી... કરી છે તેજ ચાલુ રાખેતો બહુ છે. ચાલ, ભ... મને બીજું ઘણું કામ છે એટલે હું તને વધુ... ખોટી કરી શકતો નથી !'

ઘણીજ અદબઆદાથી નમી કલુસા તાજી... વાજા બાદ ઓરડામાંથી બહાર નીકળ્યો. અક... તેના તરફ પ્રેમથી જોતો રહયો. સંજોગ, સ્થિ... ધર્મ અને જાતમાં મોટો તફાવત છતાં અક... આ બ્રાહ્મણની વિદ્વતાને ચાલાકીથી તેના ત... ખેંચાઇ તેનો મિત્ર થઇ રહ્યો હતો પોતે આપે... વચન તે ચીવટાઇથી પાળતો હતો.

'એનામાં ખરેજ, કોઇપણ જાતનો દ... કપટ નથી !' બાદશાહ કલુસાના જવા પછ... પરપટયો.

અને ખરેજ વાતબી તેમજ હતી બાદશાહ... નજદીક કલુસા જેવા અનેક હતા પણ તેઓમાંન... કેટલા પર તેનો ભરસો હતો તે લો તેનું જીગરજ... જાણતું હતું.

---

## પ્રકરણ પાંચમું.

### ગુલબદન ગુલ

બરાબર નક્કી કરેલે વખતે સીધરાજ તે... મસહદ આગળ જઇ પુગ્યો. તેને લાંબો વખત થોભવું પડયું નાહ કેમકે તેણે તે દાસીને બે મિનિટ પછી તેની નજદીક આવી તેણીની પુંઠે આવવાની ઇશારત કરતી જોઇ. તેણી તેને થોડીક ગલી કુંચીઓમાં થઇને એક બાગની મોટી દીવાલ આગળ લઇ ગઇ કે જ્યાં દીવાલમાં એક નાનું બારણું મુકવામાં આવેલું હતું. તેણીએ તે બારણું ખોલ્યું

અને તેઓ દાખલ થવા પછી તે સંભાળથી બંધ કીધું. સુંદર રોપાઓની હારોવાળા રસ્તામાં થઇને તે દાસી તેને મઘમઘતાં ફુલોનાં ઝાડોથી ઢંકાયલી એક અગાસીપર લઈ ગઇ કે જે અગાસી એક સુંદરને આલીશાન મકાનના પાછલા ભાગમાં આવી હતી. તે ઘરનો બાકીનો ભાગ ગીચ ઝાડોથી જાણે સાફ સાફ ઢંકાઇ ગયલો હતો. અગાસી પરથી થઇને સીધરાજનો ભોમ્યો તેને આરસ પહાણના દાદર પર થઇને ખુલ્લી હવા વાળા એક ઓરડામાં લઇ ગઇ અને ત્યાં તેને પડદાઓ પાછળ છોડી તેણી ગુમ થઇ ગઈ. તે ઓરડામાંના ખૂણામાં કિંમતી તકયા ગાલીચાપર એક ખુબસુરત જવાન નાર હસતે ચહેરે તેના તરફ જોતી બેઠી હતી. પોતાની મુલાકાતે આવનારની જાણ થતાં તેણી ઉઠી અને આગળ આવી હર્ષ ભેર તેણીએ તેને આવકાર આપ્યો. તે સ્ત્રી બાગે ઇરમની હુરી હતી કે સ્વર્ગમાંની અપ્સરા હતી તે સીધરાજ ભાગ્યેજ માની શકયો. તેણીનો ચહેરો ગોળ લાડવા જેવો નહિ પણ અણયાળોને દરેક રીતે ખેંચાણકારક હતો. તેણીની આંખોમાં અજબ મીઠાસ હતો અને પરવાળાં જેવા તેણીના હોઠો ગોયા સામા હોઠોને પોતાની તરફ લોહ ચુંબકની પેઠે ખેંચતા હતા. કદમાં તેણી મધ્યમ હતી પણ પરમાત્માની ફુરસદને વખતે જાણે તેણીનો ખાસ ઘાટ ઘડવામાં આવ્યો હોય તેમ લાગતું હતુ. ઝીણા કુમાસનાં કપડાંમાંથી તેણીનું ગોરૂં બદન આખું જણાતું હતું. તેણીની સુફેદ ગરદનપર એક મોટો કિંમતી હીરાનો હાર ચકચક થતો ચમકતો હતો. તેણીના ગાલોપરનો ગુલાબી રંગ કાંઇ અજબ સુંદર હતો. જાણે પાકું અન્નાર ગાલોપર થઇ આવ્યું હતું. સીધરાજે આવી મોહક સુંદરતા ક્વચિતજ જોઇ હતી. તે ઘડીભર દંગ થઇ તેણીને ભોપવા લાગ્યો.

'ભલા શેઠ' તેણીનો રૂપેરી ઘંટ જેવો મીઠો અવાજ ત્યાં ગાજી રહયો 'મારી નમ્ર અરજનો આવો સુંદર સ્વિકાર કરવા માટે હું ખરેજ આપની મોટી આભારી થઈ છું. કદાચ આપને આ કાંઇક અયોગ્ય લાગ્યું હશે પણ જ્યારે તેમ કરવાનાં મારાં કારણો તમો જાણશો ત્યારે મારી ખાતરી છે કે તમો મારે માટે કોઇપણ જાતનો બુરો વિચાર કરશો નહિ.'

'આવું ઇજ્જત ના પાડવું એ સરરૂ હેમાહત પણ ગણાત' સીધરાજ હસીને બોલ્યો. 'અલબત મારે કબુલવું જોઇએ હું જો તમો બાનુંની સમક્ષ આવનાર છું એવી જાણત તો જે અધીરાઇથી વખત પસાર થવાની રાહ જોત તેવી રાહ મેં જોઈ નથી.'

હસીને ડોકાંનાં મીઠા લહેકા સાથે તેણીએ આ સુંદર વિચારનો સ્વિકાર કર્યો અને નરમાસથી જણાવ્યું,

'મારાં કારણોમાં સૌથી પહેલું અને અગત્યનું એ છે કે કોઇબી મારાં અંગત કારણે મેં આ પગલું ભર્યું નથી. ફકત એક મારી મિત્ર જેને હું ખરાં જીગરથી ચાહું છું તેની તરફના મારા અથાગ પ્યારની બરકતેજ મેં આ પગલું ભરવાની હિંમત કરી છે. થોડાક વખતની વાતપર અહીંના ચોક્કસ સત્તાવાન શખ્સોની જાળમાંથી બચી જવા તેણીને આગ્રાથી નહાસવું પડયું હતું. અહીંથી ન્હાસી તેણી કાશ્મીર, તમારી જન્મભૂમિમાં જઈ રહી છે. મારે હાલમાં સૌથી અતી અગત્યની એક ખબર તેણીને જણાવવી છે. આ ખબર અત્યાર સુધી હું તેણી તરફ મોકલી શકી નથી કેમકે મારે હસ્તકનાં માણસોપર મને કોઈપણ જાતનો પૂર્ણ ભરૂસો નથી. અકસમાતિક મને ખબર મળી, કેમ તે જણાવવાની કશી જરૂર નથી, કે તમો તમારા મિત્રને ગુરૂ સાથે આગ્રા પધાર્યા હતા અને તમારા ગુરૂ હમાંથી જલદી પાછા પધારનાર હતા. આ જાણતાંજ મને અજબ ભરૂસો આવ્યો. તમો જેવા ભલા મહેરબાન જરૂર આ કામ કરાવશો એવી મારી ખાતરી થઇ. આ

'તમોને તે ખચ્ચીત તે ઘીનેઅગત્યની થશેજ' સીધરાજે કહ્યું. 'પણ મારે માટે તમો ધારો તે કરતાં વધુ અગત્યની છે.'

'હું સમજી' તે હસી પડી ને તેણીના દાડમની કળી જેવા હોઠો જોઇ તે હેરત થયો. 'તમો હિંદુઓ પણ હમો મુસલમાનોની પેઠે તાજીમ તવાજેમાં હુસ્યાર થયા છો ખરા, પણ તે જવાદો. મારે હજી તમોને કાંઇક કહેવાનું બાકી છે. હું તમોને ઓળખું છું તે છતાં તમોને હું મારી જાણ માટે અંધારામાં રાખું તો તે મને ઘણું હીણુ પસ્તી ભર્યું થઇ પડે એવી મારી માન્યતા છે. જો કે હું તો ઘણીજ અદના છું છતાં તમારાં વચનપર ભરૂસો રાખી હું તમોને મારૂં નામ ને મારી હાલત જણાવતાં જરાએ આંચકો ખાતી નથી. મારૂં નામ ગુલ છે ને બધાં મને ગુલબદન ગુલ કરી બોલાવે છે. મારો બાપ આર્મીન્યન હતો અને હયાં વેપાર અર્થે આવ્યો હતો. બચપણમાં તેણે મને આ શહેરના એક બૂઢા વેપારી સાથે પરણાવી હતી. તે પછી મારો ધણી ઇરાન ગયો હતો અને ત્યાંથી બીજે ઠેકાણે જતાં વર્ષો થયાં તેની કશી ખબર આજ તુલીક મને મળી નથી. તે ગુમ થયો છે કે જીવતો છે તે પણ જણાતું નથી. આ કારણે એકાંત જીંદગી ગુજારતી હું હયાં શાંતિમાં રહું છું. જો કે ફરી પાછાં આપણ ને મળવાનો સંભવ નથી છતાં કોણે આપને તક લીફ આપી છે તે મેં આપને ખાસ જણાવ્યું છે.

'વહાલાં ગુલ, તેમ શા માટે ન બને ?' સીધરાજ હસ્યો. 'હું તો તેમાં કશુંએ ખોટું જોતો નથી. બનવા જોગ છે કે તમારી સખી જે મારા દેશમાં છે તે દેશને લગતી હું નવીન વિગતો વધુ મુલાકાતોમાં જણાવી શકીશ કે જે તમોને જરૂર ખુશ કરશે.'

'તમારી મિત્રતા હું કદી તરછોડીશ નહિ.' ગુલ હસતી બોલી. 'તમારી ફુરસદને વખતે સાંજનાં પરવાર થાય ત્યારે આપ પધારી મારાં કાગળની સલામતીને લગતી વિગત મને જણાવશો તો હું ઘણી ખુશ થઇશ. ગમે તેમ પણ મારૂં કાગળ સલામત હાથોમાં જશે એવી મને પૂર્ણ ખાતરી છે. બીશક તમોને મારી દાસી અવાર નવાર મળતી રહેશે અને આ મારાં એકાંત મકાનમાં પધારવા કયારે આપ કરમ બક્ષેસ ફરમાવશો તે જણાવવા તકલીફ લેશો તો આ નાચીજ પર મોટો ઉપકાર થશે.'

'તમોને ફરી મળવાની તક આપવા માટે હું ખચ્ચીત તમારો આભારી છું' સીધરાજ બોલ્યો, તેણે ઘણીજ સંભાળથી તે કાગળ પોતાના કમરબંદ ખોસ્યું અને સલામ કરી જવા તૈયાર થયો.

જ્યારે તે પોતાને મકાને પુગ્યો ત્યારે તે તેના વરંડામાં થોડો વાર વિચારના વમલમાં વિંટલાયલો ઉભો રહયો. તે એકાગ્રચિત્તે બાજુમાંથી ખળખળ વહેતી નદીનાં પાણી ટીકતો હતો.

આ પાણીઓ વહીને અહલાબાદના કિલ્લા તરફ જતાં હોવાં જોઇએ કે જે વહાલી ઇન્દુમતીના શરીરને સ્વચ્છ રાખતાં હશે. કાં નહિ તે પાણી તેના પ્યારનો સંદેશો લઇ જઇ તેની વફાદારીની ખબર તેણીના કાનોમાં જણાવે ? તેણે દીવાલપર ટાંગેલી ઇંદુમતીની સુંદર છબી ઉતારીને છાતી સરસી દબાવી તે પર ચુંબન લઇ કાંઇ સ્વસ્થ મને તે બેઠો અને તે વહાલા ચહેરા તરફ હરખથી ટગર ટગર જોઇ વધુ અને વધુ ખુશ થવા લાગ્યો. પણ તુરત તે સુંદર ચહેરા તરફથી તેની નજર નદી તરફ ફરી. એકાએક તેની આંખો આગળ ધુમસ આવી રહયો ને તેમાંથી તેણે ગુલબદન ગુલનો આફતાબ સરીખો ચહેરો તેના તરફ હસી હસીને જોઇ તેને લલચાવતો ને તેણી તરફ તેને ખેંચતો તેને જણાયો. આહ, તેને તેણી સાથે શું સંબંધ હતો ? કશોબી નહિ. તેણીની સોબતમાં તેને થોડીક મંજાહ મળતી હોય તો તેમાં નુકશાન શું હતું ? તેણે ઇન્દુમતીને કાંઇ એવું

તો વચન આપ્યું ન હતું કે તેણીને ખાતર તે દુનિયાની તમામ સ્ત્રીઓને કાળી ઠીકરાં સમાન ને બેડેળ ગણતો રહેશે.

'પોટ્રા !' બીજી સહવારે સીધરાજના મકાન પર એક આનંદી અવાજ ગાજી રહયો. 'તારા શેઠ જાગે છે કે સુતેલા છે ? જા, જઈને પૂછ કે તેઓ મને મળી શકશે કે ઉંઘવાનું પસંદ કરશે ?'

હજી તેનો નોકર વતસા આ હુકમને તાબે થાય તે પહેલાં સીધરાજ જે બહાર જવા તૈયારજ થતો હતો તેણે અબુલ ફાઝલના ભાણેજ પરવીઝનો આનંદી અવાજ ઓળખ્યો અને પોતેજ બહાર જઈ તેને અંદર આવવા સમજાવ્યો.

'તમે નોકરી પર જોડાયા છો કે ?' પરવીઝે પૂછ્યું.

'બે દિવસ રજા છે.'

'તસ્લા ! ત્યારે તો તમે મારી સાથે ગમત ઉડાવવા આવી શકશો.'

'ઘણીજ ખુશીથી, પણ જવું છે કયાં ?'

'ફતેહપુર સીક્રી ! શાહનશાહની માનીતી જગ્યા કે જ્યાં દરેક શખ્સ આ તરફ આવતાં જરૂર એકવાર જઈ આવે છે.'

(ફતેહપુર સીક્રી ઈ. સ. ૧૫૭૦ થી અકબરનાં મરણ સુધી તેની સૌથી માનીતી જગ્યા હતી. આ જગ્યામાં સૌથી જોવાજોગ તેની મસજીદે છે. આગ્રાથી તે બાર માઈલ દૂર છે.)

'તમો બીરાદરની મહેરબાની, તળે ફરવા હરવા હું ખરાં જીગરથી આતુર છું.' સીધરાજે જણાવ્યું. 'પણ એઅદબી માફ છે હું અબઘડી આવું છું. ભલા કલુસા ઉપડવાની તૈયારીમાં છે તેમને મળી હું હવડાં આવીશ.'

તેણે પોતાના ગુરૂને તુરત ઉપડવાની દરેક તૈયારીને ધાંધળમાં જોયા. તેણે તેમને ભેટી તેમના આશિષ મેળવ્યા ને તે પછી તેમને પેલું કાગળ સપુરદ કર્યું. જે કાઈબી જાતના સવાલ વગર કલુસાએ ગુપચુપ લીધું. અડધા કલાક પછી સીધરાજ ને પરવીઝ સ્વાર થઈ પોતપોતાના નોકરો સાથે નીકળ્યા ને જલદીથી શહેરની બહાર જઈ પુગ્યા. તેમની આ સ્વારીમાં તેમને જબરી ગમત પડી કેમકે તેમનો માર્ગ એક સુંદર ભવ્ય રસ્તાપર થઈને હતો કે જેની બંને બાજુએ ઝાડોની મોટી ઘટા તથા ખેતરોના રમણિક દેખાવો આવી રહેલા હતા.

થોડેક સુધી ગુપચુપ મુસાફરી કર્યા પછી પરવીઝે કહ્યું.

'આવી જાતના રમણિક ઘટાવાળા રસ્તા શાહનશાહે આખા રાજ્યમાં તૈયાર કરાવ્યા છે. જે જે જગ્યાઓમાં લીલું પાંદડું વરીક દેખાતું નહતું તથા જ્યાં ગરમીના તપોટામાં માણસો ટપોટપ મરી જતાં હતાં ત્યા આવી ઘટાવાળા રસ્તાઓ ખાસ તઈયાર કરવામાં આવ્યા છે. શું આ ઘણુંજ ઉપયોગી ને મહાન કાર્ય નથી? ખરેજ હવે દરેક મુસાફર મહાન અકબરને સુખ સગવડ માટે ખરાં જીગરથી દુવા દેતો હોય તો તેમાં કશી નવાઈ નથી.'

'હા, ખચીત, મહાન શાહ શાહે ઘણાંજ ઉપયોગી અને લોકપ્રિય કામો કર્યાં છે.' સીધરાજે જણાવ્યું અને તેને તે અસાધારણ શખ્સની યાદ થઈ કે જેની સાથે તેણે આગલે દિવસે અકબર માટે વાતો કરી હતી. તેણે આ વિચિત્ર મુલાકાતની વિગત પરવીઝને જણાવી તે શખ્સ કોણ હતો તે જાણવા માંગ્યું.

'નહિ, હું નહિ જાણતો' પરવીઝ જેમ તેમ પોતાનું હસવું દબાવતો બોલ્યો. 'પણ કદાચ તમે તમને જલદીથી પાછા મળશો.'

'બનવા જોગ છે' સીધરાજે જણાવ્યું. 'પણ ભલા મને કહે કે અહીં આટલાં બધા શખ્સો દાઢી વગરના શા માટે છે ? હું જાણું છું તેમ મુસલમાનો દાઢી રાખવામાં તો માન અને ધર્મનું ફરમાન સમજે છે.'

"અલબત, હજીભી તેઓ તેમજ માને છે ને સમજે છે પણ અકબર તેમનાથી તદન ઉલટુંજ ધારે છે. તમારી ને મારી મુછ જેવી નાની મુછ હોય તો તે લઇ ચલાવે છે. મોઢા પર દાઢી મુછ ખાસ કરીને ન હોય તે જોવા તેને ઘણું ગમે છે. અલબત તમે જાણોછ કેની કે ડાહ્યામાં ડાહ્યા શખ્સનેભી પોતાનો ધખારો હોય છે. અકબરનો પોતાનો આ ધખારો છે. બનવા જોગ છે કે ખાસ કરીને દીન ચુસ્તોને દુખી કરવા અને તેમને બતાવવા કે તે તેમના રીવાજો ને ફરમાનોની કશી દરકાર કરતો નથી તે દેખાડવા પણ તેમ કરતો હોય. ગમે તે કારણ હોય પણ હાલનેકાજ મામલો આ દરજ્જે આવી રહેલો છે. જો કે બાબત તદન નિર્જીવને બરચાં સહી ...તાં તેથી ભારે ચકચર ચાલી રહી છે ને ... ચુસ્તોમાં ગભરાટ થઇ રહગો છે. આ ...ભાગના ગામના મુખીના મકાન આગળ આપણે આવી લાગ્યા છે જેને મારા મામાજી ને લીધે હું સારી પેઠે ઓળખું છું. આપણા ઘોડાને પાણી પાય ત્યાં તુલીક બેચાર ઘડી આપણે તેમને ત્યાં આસાયશ લઇ. મારા ઘોડાને પાણી પાવાની જરૂર છે કેમકે હું તૈયાર થયો તેની દોઢ કલાક આગમજતો તેને સામાન બાંધી તૈયાર રાખવામાં આવ્યો હતો."

આ સુચના સીધરાજે કબુલતાં આમલી ને લીમડાના ઝાડોની ઘટાવાળા ચોગાનમાં આવેલા પત્થર અને લાકડાનાં એક મકાનના આગલા ભાગ આગળ તેઓ ઉતર્યા. તે મુખી તુરત બહાર આવ્યો. તે મધ્યમ કદનો, ઉમર પુગેલો ને ગંભીર ચહેરેનો હિંદુ ગ્રહસ્થ હતો. તાજીમ તવાજો ને ખેર સ્રાલ્હયત પછી તેમની સમક્ષ તાજી ફુટ ને ઠંડું પાણી હાજર કરવામાં આવ્યું ને કુદરતી રીતે તેમની વાત ખેતીવાડીની બાબત તરફ ફરતાં તે વિભાગની ફળદ્રુપતા તરફ ફરી કે જે વિભાગ થોડુંક થયુંજ ઉત્તમ ફળ આપતો થયો હતો.

'અલબત' તે ગામના મુખીએ હસીને જણાવ્યું. 'આ આબાદી હમારી મેહનત અને રંજને થોડીક આભારી છે એમ મારે સૌથી પહેલાં જણાવવુંજ જોઇએ પણ સૌથી મોટો આધાર નામવર શાહનશાહના ડાહ્યા ને દયાળુ રાજકારોબારને ઘટે છે કે જેની બરકતે હમોને હમારી શકિતનો જોઇતો ઉપયોગ કરવાનું બની આવે છે.'

'મેં આ નવી રૂઢી માટે સાંભળ્યું છે' સીધરાજે જણાવ્યું. 'પણ ખરૂં કહું તો હજી હું તે બરાબર સમજી મારાં ભેજા માં ઉતારી શકયોજ નથી.'

'પણ તે બહુજ સહેલી છે' તે મુખીએ જણાવ્યું. 'તમારા જેવા જ્ઞાની તો તે બહુંજ સહેલાઇથી સમજી શકશો. આ ધોરણનો મુખ્ય આધાર જમીનની ડહાપણ ભરી વહેંચણી, જમીનના કરોની રીતસરની ગોઠવણ અને સૌથી વધુ જમીનદાર અને ખેડુત વર્ગને મળતા એક સરખા ન્યાયને ઇનસાફ પર છે. આગળતો પંચના ઠરાવ પર બધો આધાર રાખવામાં આવતો હતો. કોને શું આપવું પડશે ને શું રાખવું પડશે તે કોઇને તે વેળા ખબર નહતી. હમો ગામના મુખીઓને દર વર્ષે ઉભા પાકથી શું કર લેવો તે નકકી કરવું પડતું હતું. હવે આ અસલ રૂઢી બદલાઈ ગઇ છે. ખેતરો વાજબી રીતે મપાઇ નકકી થયાં છે; દરેકની હદ કરી આપવામાં આવી છે અને જમીનની મહેસુલ તેની આબાદીના પ્રમાણ મુજબ નકકી થઇ છે. દરેકના જુદા જુદા વર્ગો કરવામાં આવ્યા છે ને જમીન ખેડવા માટેનાં વર્ષોની મુદત નકકી થઇ છે. સૌથી અગત્યનો સુધારો તે એ છે કે દરેક જાતના કરો કયાં તો પૈસામાં યા તો ચીજમાં આપવાની ખાસ છુટ મુકવામાં આવી છે. હવે તકરાર ઉપસ્થિત થતાં કોઇભી સરકારી અમલદાર પોતાનાં ભેજાંના ધાંટા મુજબ અમલ ...રી શકતો નથી પણ તેને કાયદાને માન આપી ચાલવું પડે છે. આનું પરિણામ એ આવ્યું છે કે ખેડુત કે જમીનદાર પોતાની જમીનપર તેને શું

ખર્ચ કરવો પડશે તે સહેલ ગણત્રી કરી તેને કર ખાતે શું આપવું પડશે તથા તેની પોતાની પાસે અંગત શું બચત થશે તે જાણીને જોઇ શકે છે. આ રીતે પોતાના કામથી માહિતગાર થતાં તે ખેતીને વધુ આબાદ કરવા પર ધ્યાન આપી પોતે આબાદ થવાની કોશીષ કરતો હોય તો તેમાં નવાઇ છે ? આગળ તો તેને રોજીંદો ખોરાક મળતો તો તે પરજ તેને શુકર કરવા પડતા હતા. આ નવિન પદ્ધતનો ફાયદા તમો તમારી ચોપાસ નજર કરો તો સહેલ જોઈ શકશો; પણ દેશની તેમજ હમારી આગલી હાલતનો તમને અનુભવ જો હોત તો હાલની હમારી સ્થિતી જોતાં તમો અજાયબીમાં ડંગ થયા વિના રહત નહિ.'

(અકબરનાં રાજ્યની આ પદ્ધત અબુલ ફાઝલની આઇને અકબરીમાં વિગતવાર દર્શાવવામાં આવેલી છે તે મુજબ જમીનના ચાર વર્ગો કરવામાં આવેલા છે ને તે ચારે માટે જૂદી જૂદી મેહસુલ મુકરર કરેલી છે.--જેમકેઃ--

૧. પુલાજ--દર મોસમે ખેડાતી જમીન ને ખેડાયા વગર રહેજ નહિ તેવી.

૨. પ્રાંતિ--અવાર નવાર ખેડાયા વિના રહે તેવી.

૩. ચેચર--ચાર વર્ષ સાગટી ખેડાયા વિના રહે તેવી.

૪. બુંજર--પાંચ વર્ષ યા તેથી વધુ ન ખેડાય તેવી.

પહેલા બે વર્ગની જમીનના ઉતમ, મધ્યમ અને કનિષ્ટ વર્ગો પાડવામાં આવ્યા હતા. દરેક વર્ગનાં એકેક વધાની પેદાશનો ઉમેરો કરી તેનો ત્રીજો ભાગ તે જમીનની દર વર્ષની સાધારણ પેદાશ તરીકે નક્કી કરવામાં આવ્યો હતો. પેદાશનો ત્રીજો ભાગ અકબરના મેહસુલી નિયમ મુજબ સરકારના હિસ્સા તરીકે ગણવામાં આવતો હતો. પહેલા બે વર્ગની જમીનોની મેહસુલોમાં છુટછાટ મુકવામાં આવતી હતી. સરકારી મેહસુલ અનાજ યા પૈસામાં આપવાની સવડ હતી. અને દશ વર્ષ સુધી એકજ ભરણું ભરવાનું નક્કી થયું હતું.

અકબરના રાજ્યમાં જમીનનું મેહસુલ લગભગ પચીસ કરોડનું હતું જ્યારે રાજ્યનાં બીજાં સાધનો તરફની આવક કુલ્લે ઉડતાલીસ કરોડ રૂપ્યાની હતી. ઘણા અણઘટતા ને પ્રજાને ત્રાસ સમાન થઇ પડેલા કરો અકબરે કાઢી નાંખ્યા હતા જેમાં ખાસ કરીને કાફરો પરનો માથાં વેરો, જાત્રાળુઓ પરનો કર, હોડીએ જવાનો કર અને ટોલો, ઝાડો, ધંધા તથા બજારમાં વેચાતી ચીજોપરના કરો મુખ્ય હતા.)

'આજ પદ્ધત જો બીજા જેબી દેશમાં અમલમાં આવે તો તેનાં ઉત્તમ પરિણામ આવ્યા વિના રહેજ નહિ ' સીધરાજ બોલ્યો. ' અકબર જેવો શાહનશાહ ધરાવવો એ ખરેજ પ્રજાને માટે આશીરવાદ સમાન છે.'

'આપણે તેમના કારોબારીઓનો પણ આભાર ભૂલવો ન જોઇએ ' તે મુખીએ જણાવ્યું. 'ખાસ કરીને રાજા ટોડરમલને ભુલવાજ ન જોઇએ કે જેઓ આ રાજ્યના ખજાનચી હોઇ આ પદ્ધત અમલમાં મુકી શક્યા છે. વડા વજીર અબુલ ફાઝલે આ પધ્ધતને સાફસુફ કરી પસાર કરાવી છે તેમને કેમ ભૂલ્યે ? સરકારી અમલદારોના જૂલમ મજબુત હાથે દાબી દેવા વડા વજીરને ભૂલવા જોઇતા નથી. જો કે શરૂઆતમાં આ યોજનાથી સરકારી આવક કાંઇક ઓછી થયલી જણાઇ હતી પણ વર્ષો ગુજાર થતાં સરકારી મહેસુલ વધતીજ જતી જણાઇ છે. સરકારી મહેસુલ ઓછી થતે તો તેનો પણ એક રીતે મુઝાકો નહતો કેમકે તે આવક ચોક્સ અને નિયમિતજ રહેત.'

'પણ ભલા ભાઈ, જો કોઇ અકબરથી ઉલટો શાહ ગાદીપર આવે તો બંદોબસ્તની આ ઉત્તમ યોજના કરરર ભુસ થઇ જવાનો શું તમોને ભય નથી ?' સીધરાજે સવાલ કર્યો.

'હું તે માની શકતો નથી' જવાબ મળ્યો. 'કોઇપણ જુલમગાર હમારા ખેડુત વર્ગ પાસેથી હમોને મળેલા આ કિમતી હકો હવે પછી છીનવી શકનાર નથી. તમો જાણો છો કે ખેડુતોના કારોબાર તેમના મુખીઓ મારફતેજ ચાલે છે એટલે તેઓ રાજદ્વારી પ્રકરણોથી કાંઇક અલગજ છે. જો કોઈ જુલમી હવે પછી ખેડુતોના હકો ડુબાડવા જેવી વાહિયાત વાતો કરશે તો તેને લાખો સામે પોતાનું લશ્કર મોકલવું પડશે. લાખો તરફથી ઉઠતી ફર્યાદો દબાવવા ને ખેડુતોને તાબે કરવા તે પૂરતા સીપાહો કયાંથી લાવશે ? એક બારગી ધારો કે તેને તેમાં ફત્તેહ મળી તોએ શું વળનાર છે ? ખેડુતો નહાસી જંગલો અને વેરાનોમાં જઈ ભરાશે એટલે આવકની આવક જશે ને ઉપરથી ગામો નાહકનાં ઉજ્જડ થઇ જશે. હમો ખેડુતો હમારા રાજાના કામની વચ્ચે આવતા નથી. તેની મરજીમાં આવે તેમ તે કરી શકે છે. તેને જોઇએ તેટલી લડાઇઓ તે બીજા દેશોપર કરી ચાહે તેટલી દોલત ઉડાવે છે તેનો હમોને જરાએ મુન્ઝો નથી. રાજદ્વારી ખટપટ કે પ્રપંચોથી આ વર્ગ સદંતર નિરાળો છે. તે ભોળો ને ભાળો છે.'

'ખરેજ ત્યારે પ્રજા આબાદ કેમ ન હોય !' સીધરાજે બાફરીન કરતાં જણાવ્યું.

'પણ તેથી કરીને રાજાને પ્રજા વચ્ચે નિકટ સંબંધ થતો નથી ને ?' પરવીઝે હવે તે વાતમાં રસ લેતાં જણાવ્યું.

'હા, તમારૂં કહેવું ખરૂં છે' તે મુખીએ જણાવ્યું. 'પણ શું તમે ખરેખર એમ માનો છો કે આપણો હિંદુસ્થાન દેશ કે જેમાં પંચરંગી પ્રજા જૂદા જૂદા ધર્મોને સિધ્ધાંતો સહિત પોતાનું જીવન ગુજારે છે તે એક સત્તાધીશના કારોબાર હેઠળ કદીબી એકત્ર થઇ શકશે ?'

'અલબત તે ઘણું ખીકટ કામ છે તેમાં કશી નવાઇ નથી, છતાં અજમાવવામાં કશું જતું નથી.'

સીધરાજે આ વાતમાં ઘણો વખત સુધી ઉમંગથી ભાગ લીધો ને તે પછી બંને મિત્રો રજા લઇ ઘોડેસ્વાર થયા ને પોતાની મુસાફરીમાં આગળ વધ્યા. ઝડપી, લાંબી મુસાફરી કરતાં તેમને બે ત્રણવાર આસાયશ લેવા રસ્તામાં થોભવું પડયું. તે પછી ફત્તેહપુરનો ગગન સાથે ટાંચ લગાડી રહેલો ટેકડીપર આવેલો શાહીમહેલ તેમની નજરે પડયો. આગ્રાના મહેલનો પહેલો દેખાવ ગમે તેવો ભવ્ય હશે પણ તેથી કાંઇ આ મહેલ જરાએ ઉતરતો નહતો. અકેકપર આવેલા મીનારા ને કાંગુરા દૂરથી બહુ ભવ્ય દેખાતા હતા. આરસના પોહળાં પગથ્યાં સૂર્યના પ્રકાશમાં ચમકી રહ્યાં હતાં અને ત્યાં ત્યાં ઝાડોની મોટી ઘેટા ખુલ્લી જણાતી હતી.

પરવીઝ ને સીધરાજ પોતપોતાના ઘોડા નોકરોને આપી મહેલના ભાગમાં દાખલ થયા. આગ્રાના મહેલ જેટલી અજાયબી સીધરાજને ત્યાં લાગી નહિ તે છતાં આગ્રા કરતાં આ મહેલ જોતાં તેને અધીક ખુશાળી લાગી. ત્યાંના બાગો ઘણાજ મનહર હતા. કુદરતને ગોયા પોતાનું મરજી મુજબનું રાજ્ય કરવા દેવામાં આવી હતી તેથી આંખને અજબ ઠંડક મળતી હતી. રસ્તા એક સરખા રાખવાને બદલે જેમ હોય તેમ રાખવામાં આવ્યાથી કયે ઉંચા તો કયે નીચા હતા બંને બાજુએ ફુલોના મોટાં ઝાડો, ખાસ આવી રહેલાં હતાં. સામેના ખેતરોમાં લીલી હરયાળી સમ પાક ને બાજુમાંથી ઉછાળા મારતી વહેતી નદી ત્યાંના દેખાવમાં અજબ મોહકતા ઉમેરતાં હતાં. બંને જણા થોડોક વખત સુધી તે એકાંત ઝાડીઓમાં રવડયા ને તે પછી મકાનમાં

ગયા કે જ્યાં સંખ્યાબંધ પહેરેગીરો રહેલા હતા. આખરે રાત તોડી પાડવા સારૂ મકાન શોધવા શહેરમાં જવા પરદેશીએ સુચવ્યું કે જેથી ત્યાં જતાં રસ્તા કરતાં પણ સારો ખોરાક મળી શકે ને ફરા. ધાતે તેઓ આરામ કરી શકે. આ સુચના બંને મિત્રોને સ્વીકાર થતાં તેઓ તેમ કરવા ગયા ને પૂરતી આસાયશ લીધાબાદ શહેરના જોવા લાયક દેખાવો જોવા તેઓ બહાર પડયા.

'હું તારી આગળથી થોડા વખત બહાર જવાની દરગુજર ચાહું છું' પરદેશીએ જણાવ્યું. 'મારે ત્યાંના એક અમલદારને મામાજી તરફના હુકમોના કાગળો આપવાના છે ને થોડીક વિગત પણ જણાવવાની છે જે સાંભળવામાં તને જરાએ રસ પડનાર નથી. તે અમલદાર નજદીકમાંજ રહે છે ને હું જલદી પાછો આવીશ. તારે જોઇએ તો તે અરસામાં પેલા સામે ઝાડોની ઘટામાં આવેલાં તારાં મંદીરમાં જઇ આવ. કદાચ તને તે જોવામાં રસ પડશે.'

'જોઇશું' સીધરાજ હસ્યો. 'મને તેની જરૂર નથી પણ હું મંદીરની મુલાકાતે જઇ આવી ત્યાં તારી રાહ જોતો ખાસ થોભીશ.'

જેવો સીધરાજ તે પૂરાણાં ને ભવ્ય મંદીરમાં દાખલ થયો કે તેણે તે શીવનું મંદીર તરીકે ઓળખ્યું. આગળ અંદર જતાં તેણે શીવની પ્રચંડ ને ભવ્ય મૂર્તિ તેના સામે જાણે ડોળા ફુરકતી બેસાડેલી જોઇ.

તે મંદીરમાં ઝાઝીવાર થોભ્યો નહિ. તે ધીમે પગલે પાછો ફરવા લાગ્યો. જેવો તે મકાનની સીઢીપર આવ્યો કે તેણે પછવાડેથી કોઇનો અવાજ સાંભળ્યો ને કોઇનાં પગલાં તેના તરફ ધસી આવતાં તેને જણાયાં.

(સાંધન છે.)

---

# માતાની મહોબત!

## એક ટુંકી વાર્તા

( ગુલશન માટે ખાસ )

લખનાર—K C. ( Miss. )

નર્સ શીરીન મોદી આજે કંઇ વધુ ગંભિર અને વિચારવંત થઇ હતી એમ તેણીની બીજી સખીઓ જોઇ શકતી હતી. તેણી જેવી ખુબસુરત હતી તેટલીજ માયાળુ અને મીઠો સ્વભાવ ધરાવતી હતી. સર્વ તેથી તેણીને ચ્હાતાં હતાં.

તે સઘળીઓ પોતાનો ધંધો છુટી છુટી કરતી હતી, અને એક આબરૂદાર બાઇના પેટામાં તે ચાર જણીઓ રેહતી હતી. બચાં શેઠના, મહેરાં દાવર, શીરીન મોદી, અને પીલું ગાંધી તે બધી મેહનતુ અને પ્રમાણીક અબળાઓ હતી. અને આબરૂથી પોતાનું પુરૂં કરતી હતી. દરેક જણ મહિને સોથી સવાસો રૂપિયા મેળવી શકતી હતી. કેમકે તે વ્હારે નર્સોને મુખ્ય મ્હોટા ડોકટરોનો ટેકો હતો. કારણ કે તેઓ પોતાનું કામ ઉમંગથી બજા લાવી દર્દીઓનાં અને ડોકટરોનાં માનિતા થઇ જતાં હતા.

"તુંને શું છે શીરીન ?" પીલુ ગાંધી જે લગભગ શીરીનની જોડીદારં હતી, તેણીએ તેને ગંભિર અને દુખી જોઇ પૂછ્યું.

"એક નવો કેસ મ્હારા હાથમાં આવ્યો છે પીલુ ! તે એક ન્હાની અપંગ થઇ ગયલી બાલકડીનો છે. જે નામ સાંભળી વર્ષોની વાતપર બનેલી કથા મને યાદ આવી જેમાં મને ઘણો સંબંધ હતો. વર્ષ દશની વાત ઉપર તે બનાવ બન્યો હતો." તે ગમખ્વારીથી બોલી. તેઓ સઘળાં શીરીન મોદીની વાતથી જાણીતા હતાં જેથી પીલુએ તેણીનો સુંદર નાજુક હાથ પ્યારથી પકડી પસવાર્યો.

"હું તે જાણુંછ ડીયર, પણ એ કેસ કોણે મોકલ્યો છે ? તું ત્યાં જવા નહિ માગતી હોય તો હું જવશ. તું ખેરીકર રહે કેમકે ભૂલાઇ ગયલી વાત તાજી થતાં જે દુખ થાય છે, તે થયલા બનાવ કરતાંબી વધુ હોય છે. જુદા છે એમાંથી કંઇ સારૂજ થશે." પીલુંએ સધ્યારો આપ્યો.

"કોણ જાણે તે તો વખતે હું ભૂલ કરતી હોઉં. એક સરખાં નામ તો એવાં ઘણાં હોય છે. એ કેસ ડોકટર દીવેચાની મારફત ડોકટર ઉનીદસને મોકલ્યો છે. આવતી કાલથીજ મ્હારી ડયુટી શરૂ થનાર છે. એરચ ઘડિયાલીની તે દીકરી છે એટલુંજ હું જાણુંછ." શીરીન બોલી. તેમની વાતમાં ખલલ થઇ. બહારની બીજી સહીઓ મળવા આવી જેથી વાત બંધ પડી.

ગમે એવી તેમની કોશેશ છતાં શીરીન મોદી પોતાની દિલગીરી ભૂલી નહિ. તેઓ સઘળાં સાથે નાટકમાં જવાના હતાં પણ શીરીન ના દરૂસ્ત તબિયતનું બહાણું કાઢી નહિ ગઇ. એકાંતવાસમાં વિચાર કરવા તે ઇચ્છતી હતી.

તેણીએ પોતાની કબાટમાંથી એક છબી કાઢી અને તે પર લખેલો લેખ વાંચવા બેઠી. જે પર નીચે મુજબ હતું.

"જાન કરતાં વ્હાલી શીરીન મોદીને એરચ, પી. ઘડીયાળીના સાચ્ચા પ્યારની ઇયાનીમાં પતેતી મુબારકની ભેટ તરિકે તા. ૧૫-૯-૧૯૦૭" આહ ! દસ વર્ષ ! જાણે તે બનાવ ગઇ કાલે કે આજે બન્યો હોય તેમ સઘળું નજર આગળ આવી ઉભું !

જ્યારે તેણીના પિતા મરણ પામ્યા ત્યારે-તેઓ સઘળાં મળી પાંચ ભાઈ બ્હેન નિરાધાર થઇ ગયાં હતાં. તેઓની માતા અભણ અને મગરૂર તામસી સ્વભાવની સ્ત્રી હતી. તેઓનો સંસાર સુખી હતોજ નહિ, પૈસા ખાતર તે માતા પોતીકા બચ્ચાંઓને દુઃખ દઇ દીધુતી હતી. અને બાપ ગરીબી અવસ્થામાં નાખી ગયા એ તેણીનો ચાલુ ભુકબકારો હતો અને તે પાંચ ન્હાના ન્હાનાં ભુલકાઓનું હોજરૂ ભરવાનું બીકટ કામ તેણીએ બહુજ નારાજીથી ઉપાડયું. ઘરના ચાલુ રડાકુટાથી કંટાલી શીરીન જે આશરે સત્તર વર્ષની તેમની વડી દીકરી હતી તેણીએ એક જાહેરખબર વાંચી તે એક ઘરડા બાઇની "કંપેન્યન" તરીકે નોકરીએ રહી. ધડીઆલીના પીરોજબાઇ જેવણ વૃધ્ધ વયના કાયલી બાઇ હતાં તેવણને શીરીન પહેલીજ નજરે બહુ ગમી આવી. તેમનો એક પૂરો બેટો એમ. એ ની સ્ટડી કરતો હતો અને એકાંતવાસમાં રહી અભ્યાસ કરતો જેથી વધુ સમાગમમાં આવતોજ ન હતો. એમ કરતાં બે વર્ષ વહી ગયાં. બેરો એરચ સ્ટડીમાંથી પરવારી ફારેગ થયો અને તે ઘરમાં શીરીનના સહવાસમાં વધુને વધુ આવવા લાગ્યો જેથી તેઓ એકમેકને પીછાણવા લાગ્યા. તે દોસ્તીએ પ્યારનું રૂપ લીધું અને એકમેકને પરણવાનો કૌલ આપી તેઓ બંધાયા. એ વખતે તેઓની દુન્યા સુખી હતી. પણ એક ઘડીએ પીરોજમાયની એક લુચ્ચી આયાએ તેમની આગળ ચુગલી કરી તેવણને વાકેફ કર્યાં જેથી તેવણ બહુ ચીડરડાયા તોપણ ઉતાવળ કરી કામ બિગાડવા તેવણને ગમ્યું નહિ. કારણ કે પોતાના બેટાને આંધળાં પ્યારથી તેવણ ચ્હાતાં હતાં. તેવણે બારીક તપાસ રાખી. થોડાજ વખતમાં એરચ માતાની અને પ્રિયાની રજા લઇ હિંદુસ્થાનની મુસાફરીએ નિકળ્યો જે જુદાઇ શીરીન માટે અસહ્ય થઇ પડી પણ તેના આવનારાં પ્યારનાં પત્રોની આશામાં તે ખુશ હતી, હવે પીરોજબાઇ પણ એકાએક બ્હાર થઇ આવ્યું તેવણ પોતાનું મુંબઇનું ઘેર બંધ કરી સગાને ત્યાં બીલીમોરે જઇ રહ્યાં જેથી શીરીન મોદીને તેવણે રજા આપી. પણ ત્રણ વર્ષની તેણીની ચાકરીનો ઉદાર બદલો તેવણે આપ્યો એકાએક એરચ તરફના કાગળો આવતાં બંધ થઇ ગયાં શીરીન પોતાના માતાને આશરે પાછી ગઈ નહિ. એથી તે નર્સ થઇ ઓસ્પીટલમાં રહી. જ્યાં તેણીના સદ્‌ગુણથી લલચાઇ ઘણા ડોકટરોએ પરણવાની માગણી તેણીને કરી પણ તે સઘળી તેણીએ ના પાડી. તે પોતીકા બ્હાલા એરચને વફાદાર રહી હતી. ત્યારે આ એરચ ઘડીઆલીની બેડી તેણીના એક વારના બ્હાલા એરચનીજ હશે એ ખ્યાલથી તે ધ્રુજવા લાગી. ગઇકાલે તે ઓચિંતો ઝટકો તેણીને લાગ્યો. ડોકટર ડેવીડસન જ્યારે તે બીકટ કેસની હકીકત તેણીને કેહતો હતો ત્યારે તે બે ધ્યાન બની હતી. તે બ્હાલો જવાન, તેનું મીઠું નામ શીરીનનાં હોઠપર પાછું ને પાછું આવતું. આહ કેવા પ્યારનાં મીઠા શબ્દો બોલી તે વિદાય થયો હતો! કેવા વચનો આપ્યાં હતાં! તે સઘળાં રેતીપર લખાયલા બોલોની માફક ભૂસાઈ ગયા હતા! દશ વર્ષ! કેવી ઇંતેજારી અને દુઃખ ભરી યાદમાં ગયાં હતાં, છતાં તે સાચ્ચી રહી હતી. તેણીએ તે છબીને પ્યારથી ચુંબન કરી અંદર મેલી અને પોતે ખુદાની બંદગી કરતી ત્યાં બેઠી. તેણીને અજબ વિશ્વાસ ખુદાપર હતો. તેણીના દુઃખમાં તેથી દિલાસો મળતો હતો.

તે આખી રાત અસ્વસ્થ હાલતે જાગૃત રહી તેણીએ કાંઢી તો પણ બીજે સહવારે તે કંઇક શાંત મને હ્રી ખુદાની ભક્તિ કરી તે ડાકટરની રાહ જોતી બેઠી. ઠેરવેલે વખતે ડોકટર પોતાની કાર લઇને આવ્યો. નર્સના તે શુધ્ધ સુફેદ પોશાકમાં તે અત્યંત મોહક દીસ્તી હતી. ફીક્કી, છતાં તે સુંદર લાગતી હતી.

એરચ ધડયાળી તેનો મિત્ર હતો. તેની બાયડી ૭-સાત મહિનાની વાત ઉપર ગુજરી ગઈ હતી જે ઘણી જવાન અને ભલી સ્ત્રી હતી. ન્હાની શીરીન પોતાની માતાના ગમમાં રડી રડી વખત કાઢતી હતી. સાત વર્ષની તે બાળકી માતા માતાના ચાલુ પોકારોથી ટળવળતી, રડવામાં પોતાની આંખ ગુમાવી બેઠી હતો એવું જાણીતા નેત્ર વૈદ ડોક્ટર ડેવીડસનનુ મત હતું.

"બે મહિના તેણીની આંખે પાટો બાંધી તેણીને સુવાડી રાખવાની છે જે વખતે તેણીની સાથે રમવા અને માવજત કરવા ખાતર કોઇ બાહોશ નર્સની યાદ કરવા તે બેઠો ત્યારે મેં તેને તમારૂં નામ સુચવ્યું છે. તે રાજી થયો ને તમને રાખવા હા કહ્યું. હવડાં અગ્યાર વાગતે તે તપાસવા આવશે ત્યારે તમારી હાજરીની જરૂર છે. તમને બચ્ચાં વ્હાલાં છે અને અમને આશા છે કે અમે જે ભરૂસો તમારામાં મુકયોછ તેને લાયક તમો જરૂરજ થશો." તે ડોક્ટર બોલ્યો.

"તમારી ખાતરીજ છે કે બે મહિનામાં તે જરૂર સારી થશે?" તેણીને એક વિચાર આવ્યો તેથી પૂછ્યું.

"હા ડોક્ટર ડેવીડસન તદન ખાતરી આપે છે એનાં કુમલા ભેજા પર જે બોજો આવી પડયો છ તે કોઇના ચાલુ સહવાસમાં જશે તો આંખની ઉપર ફરી વળેલું પડ દુર થઇ જશે." તે બોલ્યો.

લુઝ રોડપર તે ન્હાનો સુંદર વીલા આવ્યો હતો, જ્યાં તેઓ આવી પૂગ્યા. ડોક્ટરની પૂઠે ધડકતે જીગરે તે દાખલ થઇ. ઘર તદન છેલ્લામાં છેલ્લી રીતે શણગાર્યું હતું. વિશાળ બગીચો હતો તે વટાવી તેઓ પોર્ટીકોમાં જઈ ઉતર્યા. ડોક્ટર તુર્તજ શીરીનને બ્હાર હોલમાં ઉભી રાખી અંદર જઇ દર્દીને જોવા લાગ્યો. હવે શીરીન તે શણગાર જોતી ત્યાં ઉભી રહી. તેણીના એરચની કશી નિશાન હતીજ નહિ. હવે તે જરા છુટકારો ખેંચી ફરી ફરીને બધુ જોવા લાગી. એવામાં ડોક્ટર તેણીને અંદર લઈ જવાં આવ્યો.

"તમે હાલ તેણીની સાથે જરા, પણ વાત કરતાં ના. અજાણ્યા આદમીથી તે વ્હેલી બીહી પડે છે પણ ડોક્ટર ડેવીડસન આવીને તમોને રાખવાના છે છે એમ કહાવે પછીજ વાત કરજો. તમે અંદર બેસો હું એક કેસ પર જઇ હમણા આઉં છું." તે બાળકીના ઓરડામાં લઇ જઇ ઇસારતથી તેણીને ખુણામાં બેસાડી તે પાછો ગયો. તે ઓરડો અંધારો હતો છેક નાકેની એક બારીમાંથી જે ઉજાસ આવતો હતો તેજ; કાંકે તેઓ તેણીને એમજ શાંત રાખા સાજી કરવાના હતાં.

ધીમે પગલે તે બિછાણા નજદીક ગઇ. તે ઉજલા દુધ જેવા ચ્હેરાની અતિ નબળી જેરી બાલકી હતી તેણીનો દેખાવ જોઇ કોઇનાં પણ દીલમાં દયા છુટે એવું હતું. તેણીની આંખે પાટો બાધેલો હતો એક હાથમાં એક ન્હાની છબી લઈ તે પડી હતી જે થોડે થોડે વારે તે પ્યારથી ચુમતી હતી.

શીરીનની આંખ્યોમાં દયાથી ઝળઝળ્યાં ભરાઈ આવ્યાં. ગરીબ બીચારી તે છોકરી!

હવે શીરીન ત્યાંથી ધીમેથી ફરી અને સાઇડ બોર્ડ જે ખુણામાં હતી ત્યાં મુકેલી છબીઓ જોવા લાગી. એક ચીસ તેણીએ જેમ તેમ અટકાવી તે થર થર ધ્રુજવા લાગી. તે સોહામણો જવાન જે ઇંગ્રેજી પોશાકમાં ત્યાં છબીમાં ઉભેલો હતો તે તે કોઇજ નહિ પણ તેણીનો વ્હાલો એરચ હતો. અરે! તે જેનાથી દુર ન્હાસવા માંગતી હતી તેજ, તેણીનાં મ્હોડાં સામે ઉભો હતો એટલી તે થર થર ધ્રુજવા લાગી. તેણીએ ઝડપમાં તે ફોટો ઉંચકયો, અને પ્યારથી ચુંબન કર્યું. પછી તેણીના મગજમાં વિચાર ધાઇ આવ્યો. તે એ કામ લેવા ખુશ નહતી ફરી ઝડપથી એક ચીઠી લખી અને પોતાનો ન્હાનો બેગ લઇ તે દરવાજે ઉઘાડી બ્હાર નિકળે તેટલાંજ ડોક્ટર ડેવીડસન ત્યાં દાખલ થયો.

"હું તમને અહિ ફરી કામ ચયલાં જોઈ ખુશી છું, મિસ મોદી" તે તેણીને ઓળખતો

હતો કરી શકેહેન્ડમાં હાથ આપી બોલ્યો. તે હાથ થર થર ધ્રુજતો હતો, શીરીનને તે ગભરાટમાં બેગ જમીન ઉપર મુકી દીધો. હવે શું કરે? તેણીએ જવાબ દીધો નહિ, પણ ચુપચુપ ડોકટરની પાછળ જઇ બિછાના આગળ ઉભી. તે જાણીતો નેત્રવૈદ દરેકનો માનિતો હતો. તેની મીઠી બોલી, સોહમણો ચ્હેરોને માયાળુ જીગરથી જલ્દીજ પંકાઇ ગયો હતો.

"કેમ છે દીકરી?" તે પ્યારથી તે બાલકીનો પારો છોડતાં બોલ્યો.

"મને કંઇજ સારૂ નથી લાગતુ ડોકટર તમે લોક કાંય એટલી મહેનત કરોછ!" તે કંઇક કરાંઝીથી બોલી. તે તબિબે બારીક તપાસ કરી મ્હોડું કુમલાવ્યું, કાંયકે તે બાલકી રડતી હતી. તેણીના હાથમાં તે મરણ પામેલી માતાની સબી હતી.

"મને સારૂ થવા ગમતુંજ નથી ડોકટર. હું જલદી મરી જાઉં તો પછી મ્હારાં વ્હાલાં માયજીને મળું ત્યારે મને શું કામ જીવાડોછ?" તે ધીમેથી બોલી.

ડોકટર ડેવીડસનની આંખ્યો આંસુથી ભીંજાઇ ગઇ. ગરીબ બીચારી! તે સ્ત્રી પોતાના બાળક પર આટલી ઉંડી અસર કરી મરણ પામી હતી ત્યારે તે કેવી નેક માતા હશે!

"ડોકટર, માયજી મરી ગયાં તે દહાડે મને કહેલું કે હું પાછી તુને મળીશ. થોડાજ મહિનામાં, તે ક્યાં છે? કેટલા બધા દહાડા થયા તો બી મને મળવા આવતાં નહિ!" તે હવે ડોકટરનો હાથ પકડી પૂછવા લાગી. ડોકટરે બીજા હાથે આંખમાના આંસું લુંછી નાખ્યાં! ગરીબડું તે બાળક!

"આ છબીમાંનાં બાઇ તમારા દેખાવને કેટલાં મળતાં, છે મિસ મોદી." ડોકટર તે બાલકીના હાથમાંથી છબી લઇ તેણી સમજે નહિ કરી ફ્રેંચમાં બોલ્યો. "આ ટળવળાટ જો ભાંગવો હોય તો ખરેખરજ મને એક વિચાર આવ્યોછ, તેમ કરશો? તમે કબુલ થશો?" તેણે કાલાવાલા કરતી ઢબે પૂછયું?

તેણીએ ડોકયું હલાવ્યું. તે સિવાય હવે છુટકો હતોજ નહિ.

"તેણીને એમજ સમજવા દો કે તમો તેણીના માતા છો! જો તે દેખતી થાય ને તમને પિછાણે તો એ મુજબ ચાલવાની હું કબલામણ કરીશ. એક જીવ બચાવવા ખાતર જરા ભોગ આપવો ઠીક થઇ પડશે. હાલ તેણી એ મહિના સુધી કોઇને મલશે નહિ એટલે તમે નચિંત રહેશો." ડોકટરે ધીમેથી સમજાવ્યું પણ એ દગાઇ ચલાવવા તે નારાજ હતી એમ તે ખુલ્લું જોઇ શકયો હતો.

"મ્હારી દીકરી, તું જો ડાહી થઇ કહેલું કરે તો તેવણ પાછાં આવે!" હવે તે બાળકી જે રડતી હતી તેના આંસુ લોકી નાંખી તે બોલ્યો. હવે તે ડોકટરના બોલવાપરથી ઉઠીને બેઠી.

"અહિં આવો મિસ, આ તમારૂં પેશન્ટ તમે એની સાથે રમજો, વાત કરજો, ને બાગમાં ફરજો જો એવણ કહેલું કરે તો પછી જલદી સારાં થઇ જશે." ડોકટર બોલ્યો અને શીરીનને આગળ તેડી.

"મને આશા છે કે એવન તમારૂં કહેલું જરૂરજ કરશે ડોકટર! કાંયકે ઘણીજ ડાહીને સમજુ દીકરી છે એ હું જાણુંછ." શીરીન મીઠા સાદે બોલી.

"ઓ એ કોણ? નકરો મ[illegible] એમ.વનો અવાજ! મમાં, મમા," અને તે બાળકી પોતાનું અપંગ મ્હોડું આમ તેમ હલાવી હાથ લાંબા કરી બુમ પાડી ઉઠી

હવે ડોકટરે શીરીનની ગભરાટ ફફડાવાલા કરતી ઢબે જોયું. જો તે વાતને. તેણી ઇન્કાર કરે તો મ્હોટો શોક તેણીને લાગે. તે પણ ભય સમજી ગઇ.

"હું અહિં છેઉં મ્હારી દીકરી, ત્હારો ટલ-

જોઇ ન શકી કહી હું પાછી જીવતી થઇછું."
જાયલી આંખ્યોએ તેની નજદીક જઇ શીરીન
તિને પ્યારથી ખેંચી બોલી. તે બાળકી તેણીના
દર મ્હોંડાપર હાથ ફેરવી તે કોણ છે તે શોધવા
ગો.

"ઓ મ્હારાં વ્હાલા મમા! ખુદા કેવો
હેરબાન છે! તમે પાછા આયાં ત્યારે હવે હું
રૂરજ જલદી સારી થવશ. તમે જતાં ના રહેતાં
ડીયર." તે તેણીને પ્યારથી પસવારી બોલી.
અને તે સુંદર ચ્હેરાને ચુંબનોથી ભરી નાખ્યો.

"આ ડૉકટર, તમારો કેટલો ઉપકાર માનું!
કાહથી મ્હારાં મમાને શોધી લાવ્યા વારૂ?"
ન્હાની પોતાના આંસુ નુ ત સંતોષથી બોલી.

ડૉકટર જે તેઓનો મેલાપ જોતો જેમ તેમ
ગોતાપર કાબુ રાખી ઉભો હતો તે પોતાનાં આંસુ-
ઓ અટકાવી જેમ તેમ બોલ્યો.

"તુને સાજી કરવા ખાતર દીકરી, મેં ઘણો
જોખમ ઉઠાવી ત્હારી માતાને શોધી છે! ચાલ જોઉં
કે મને આંખમાં દવા મૂકવા દે" અને તે મોટા
તરીકે તે બાળકીને પ્યારથી ચુંબન કર્યું.

હવે તે સતોષથી પાછી સુતી. તેણીએ એક
હાથે શીરીનને પકડી રાખી હતી. ડાકટરે ઘટતી
સુચના કરી આંખ્યો લોશનથી ધોઇ દવા નાંખી
ગયો. કોઇને પણ ઓરડામાં ન લેવાનો હુકમ
આપી. શીરીનનો ઉપકાર માની કાલે આવવાનું
કહી ગયો. તેના જવા પછી શીરીન એકલી ઉભી.

"મમ્મા!" તે ખેતાબ વગર રીતીએ ધાર-
ણ કરેલો પડ્યો હતો. ન્હાની શીરીને હાંક માર્યો
જે સાંભળી તે રગેરગ ધ્રુજવા લાગી, તેણી ફરી
તે બાળકી આગળ ગઇ.

"તમે મ્હારાથી દૂર ના જવો ડીયર. મને
મૂકીને હૂંડે ના જાઓ અહિં બેસો" અને પોતા-
ના પલંગ ઉપર તેણીને બેસાડી તેના ખોળામાં
માથુ મેલી તે બાળકી ખુશ નિંદમાં પડી. જેમ
આજે માહનાઓ સુધી તે ઉંઘ શુ તે જાણતી
ન્હોતી. ગરીબ શીરીન!

બીજી સહવારે ડૉકટર ડેવીડસને એક ચીઠ્ઠી
મોકલી પોતે ન આવવાનો હતો કરી લખ્યું.

"ન્હાની શીરીન તમારી સંભાળમાં આઠ
દિવસ સુધી કેમ રહે છે તે હું જોવા ઇચ્છું છુ.
માટે આઠ દિવસ પછી હું આવીને તપાસીશ. મને
ભરૂસો છે કે તમારી ફર્જમાં તમે પાછળ હઠશો
નહિ. કોઇ પણ તમો બે જણને ડીસટર્બ
કરશે નહિ એવી ખાસ તાકીદ મેં કરી છે માટે
નચીંત રહેજો. પણ તેટલામાં કંઇ ફેરફાર જણાય
તો જણાવજો. હું વ્હેલો આવીશ. નહિ તો પછી
બીજા આઠ દહાડા જાય ને આવીશ."

દહાડાઓ ગબડી ગયા. ન્હાની શીરીન ઉલ-
ટમંદ બની હતી. તે હવે ખોરાક લેવા લાગી હતી.
ખુશાલ વાતચીત કરતી હતી અને સર્વ રીતે ઠીક
હતી. એ હકીકતથી ડાકટરને વાકેફ કરી મુકી
હતી પંદર દિવસને ખાંચે જ્યારે તે આવ્યો ત્યારે
તે બાળકીમાં થયલો ફેરફાર જોઇ તે અજબ
થઇ ઉભો.

તેણે આંખ છોડીને તપાસી અને જે ફેરફાર
થયો હતો તે જોઇ હેરત થયો. આશાથી તે ફુલી
ગયો. તે અપંગ થયલી બાળા ખાધ ખોરાક લેતી
થઇ એજ બહુ મ્હોટી વાત થઇ હતી. તેણે શીરી-
નને ફત્તેહ ઇચ્છી. ચુપકીદીથી તે સાંભળતી ઉભી,
જ્યારે તે દેખતી થાય ત્યારે શું થશે એ ખ્યાલથી
તે ડરી ગઇ હતી.

"હવે બીજો એક મહિનો સુધી હું જોઇશ
નહિ; તેટલા આ રીતનો સુધારો ચાલુ રહેતો
તમે બાગમાં એને ફેરવવા લઇ જજો. મહિનાને
છેડે મી. ઘડીયાલી પણ આવશે ને તેમના દેખ-
તાંજ આપણ પાટો છોડી એણીને દેખતી કરી
તેવણના હાથમાં મુકશું." ડૉકટર ખુશાલીથી
બોલી શીરીનને સલામ કરી ગયો.

મહિનો ખલાસ થવા આવ્યો હતો અને
પાંચ સાત દિવસમાં જે તે જણાઇ જવાનું હતું.
તેઓ વચ્ચે હદ બહાર પ્યાર વધ્યો હતો.

ન્હાની શીરીનને નર્સ શીરીન એક માતાના પ્યારથીજ ચ્હાવા લાગી હતી. ને એક ઘડી જો કેયે જતી તો વ્હીલી પડી તેને શોધતી યા રડવા લાગતી પણ તે છતાં તે એક ખુશાળ રમત્યાલ બાળકી અસલ માફક થઇ હતી. આવતી જૂદાઇના ખ્યાલમાં શીરીન કલાકોનાં કલાક એ ધ્યાન બનતી બેસતી. જો, ડાકટરના કેહવા મુજબ તે દેખતી થાય અને એરચ ઘડિયાલી ત્યાં હાજર હોય તે તે વખતે તણીએ તે ખ્ય ામાં તે રહેતી હતી.

તે સવારે અતિ બેચેન જેવી શીરીન નર્સ હતી. આજે તેણીનો ત્યાં છેલ્લો દિવસ હતો. સઘળી તૈયારી ડોકટરને માટે તેણીએ કરી અને તે સાથે પોતાને લગતી બી સઘલી ગોઠવણ તે કરી ચૂકી હતી. જે પળે ન્હાની શીરીન ભયમાંથી મોકલી થાય તેજ પળે તેણીએ ઘર છોડી જવું એવા નકિક વિચાર પર તે આવી હતી.

માણસોથી તે જાણી ચુકી હતી કે એરચ ઘડિયાલી એ દિવસનો ત્યાં આવ્યો હતો અને પોતાના એક પૂરાં બાળકને સર્વ ધાસ્તીમાંથી મોકલી થયલી ડોકટર જાહેર કરે તે જાણવા ખાતર અધીરાઇથી તપતો હતો. ન્હાની દીકરીને મળવા ખાતર તેણે દસેક વખત પૂછાવ્યું હતું પણ ડાકટરનાં હોકમ મુજબ તેણીએ તે વાત ના પાડી હતી. તેના અધિરાઇથી ચાલવાના પગલાં તેણીએ આખી રાત સાંભલ્યાં હતાં. પણ તે શું કરે ?

દસ વાગે ડોકટર આવ્યો જે પોતાની સાથે એરચને પણ અંદર લાવ્યો. તે સીધો બ્રુચીના બીછાણા આગળ ગયો. ને પ્યારથી તેણીને ભેટયો. ગરિબ શીરીન ! એ વખતે તે ડોકટરની બાજુમાં મુન્જતી ઉભી હતી પણ એરચનું ડોલપર ધ્યાન ગયું નહિ તે તો પોતાના બચ્ચાંનેજ જેતો હતો.

હવે તે તબીબે પાટા છોડી બ્રુચી શીરીનની આંખ આગળ બળતી મીનબતી ધરી કે તે એકાએક થયલાં અજવાળાંથી તેણીએ પોતાની આંખો મીચી દીધી કે ડોકટરે છુટકારાનો દમ બેચ્યો.

"હું ઉઠું ડોકટર, મ્હારાં મમ્માને મળું." તે અધિરાઇથી આમ તેમ શીરીનને જોઇ બોલવા લાગી.

હજી તેણીનો ધખારો ગયો નહતો કરી દિલગીર થતો એરચ ઉભો. તેટલાં તો ન્હાની શીરીન ઉઠીને ઓરડામાં આમ તેમ ચાલવા લાગી. શીરીન જે ડોકટરનુ મન સાંભળતાં વાર ઓરડામાંથી નિકળી ગઈ હતી તેની પૂઠે તેના ઓરડામાં તે ગઇ

હવે ડોકટરે એરચ આગળ સર્વ બીના કહી. તે નર્સ તેણીની માતાને મલતી હતી કરી એ ઠગાઇ તેણે કીધી હતી અને તેથી તો તે અપંગ બાળા ( તેણીએ માતાના પ્યારથી કીધેલી મહેનત અને જતનથી ) સાજી થઇ હતી તે વર્ણન કર્યું. એક પળ એરચ તે બધું સાંભળતો દીગમૂઢ જેવો ઉભો રહ્યો.

શરીન મોદી નર્સ ! તે નામ આટલા વર્ષો પછી તેણે સાંભળ્યુ ત્યારે તે માનીજ નહિ શકયો. હવે તે ડાકટરનું અહીં કામ ન હતું કરી તે જવા ઉઠયો. એરચની આગલી કહાંણીથી તે અંજાણ હતો એટલે આટલો બધો ફેરફાર તે વાત સાંભળી તેના મ્હોંડા પર થયો તે જોઇ તે અજબ થતો હતો

ડોકટરના જવા પછી તે શીરીનનાં ઓરડા ભણી ગયો. બારણું અળગું બંધ હતું, નાની શીરીન તેણીને વળગીને બેઠી હતી. પેટી ભરીને તૈયાર હતી.

"ઓ મમ્મા, તમે ના જાવો. વળી મને મુકીને જશો તો હું જીવસ નહિ ! એમ તમે જતાં રહેવાના હતાં ત્યારે મને સાજી કાં કીધી વારૂ" ? તે દુખથી રડતી તેણીને કીસ કરતી બોલી. એરચનાં અંતઃકરણમાં એક ચમરો વ્હેયો તે બાળકી તેણીને પોતાની સગી માવતર સમજતી હતી. તેણે ધીમેથી બારણું ઠોકયું. નર્સ શીરીન ચોંકીને

ઉભી થઇ. હવે તે અંદર આવ્યો. શીરીન તરફનો પ્યાર તે મરી ગયલો ધારતો હતો. પણ આ તેણીના કામથી તે પાછો સજીવન થયો હતો.

"મ્હારી અતિ વ્હાલી શીરીન"

તે પ્યારથી તેણીને નજદીક ખેંચી બોલ્યો "આહ દસ વર્ષ પછી આપણુ એમ એકમેકને મળશું એવું કોણ જાણતું હતું !"

"પપા એ તેણુને ના જવા દેતા ! મારી મમ્મા-મ્હારી વ્હાલી મમા !" તે બાળકી શીરીનને પોતાના પિતાના પાસામાં જોઇ હેતથી વળગી બોલી.

"મ્હારી જાન, એ બચ્ચાંના ધખારા દૂર કરવાની કશી જરૂરજ નથી. તું આજથી એની માતા તરિકેજ રહેશે કેની ?" એરચે પ્યારથી તેણીને ચુમી કરતાં પૂછ્યું.

"જો તમારી મરજી હોય તો !" શીરીન સ્હાદે લાગણીથી બોલી. એરચ એક નજદીકના કોચ ઉપર શીરીનને લઇ બેસી ગયો જ્યારે તેમનાં ખોળામાં બુચી શીરીને ચંપાઇને બેઠી. આગલી પાછલી વાતના ખુલાસા તેમને કરવાના હતા. શીરીન એટલું એરચની વાતપરથી જાણી શકી કે તેણીનાં જેવાજ મ્હોડાંની તેણે આલાં વફાદારને જોઇ. તે જ્યારે એરચને મલી નહિ ત્યારે એરચ તેની સાથ પરણ્યો હતો. ભલી અને અસરાફ તે બાનુ હતી. ભરથાર અને બાળકના સુખમાં સુખી હતી. પણ આગલો પ્યાર કોઇ કોઇ વખત યાદ આવતો ત્યારે તે દુઃખી થતો હતો પીરોજબાઇ સુરત ખાતે મરણ પામ્યા હતાં.

આઠ દિવસની અંદર તેઓ પરણ્યા વગર ધામધુમનાં શાંત લગ્ન તે હતાં. દસ વર્ષ પછી પણ તેઓ એક થયાં એ એક સંતોષ હતો. ન્હાની શીરીન પોતાની ભૂલ જાણી શકીજ નહિ. તે તેણીને પોતાની મરણ પામેલી માતાજ સમજી બેવડો પ્યાર કરે છે. ત્યારે શીરીન તે ફીલાગીરી જોઇ હર્ષથી રડે છે.

---

# : પારસી બાનુ લુપીન !

## સરતના ઘોડા માફક ઝડપથી દોડતી ગુલશનની સેનસેશનલ ચાલુ ડીટેકટીવ વારતા

### ઉધરતા ડીટેકટીવોને એ વારતામાંથી ઘણું શીખવવાનું મળશે.

( લખનાર-સસ્સેકા તીન પાંઉ. )

**પ્રકરણ પાંત્રીસમું.**

( જેમાં, ઉતરવું ટ્રામમાંથી શેઠ ભુલાયચંદ કરવૈયાજીનું અને જઇ પુગવું તેઓ નામદારનું પોતાનાં ગંજાવર સાયન્સ ઈનિસ્ટીટયુટ આગળ )

મુંબાઈ નગરીની મહાન શોભા, જે પેલી ઘોંઘાટખોરી અલેકટરી ટરામબોટ જ્યારે મુમાદેવીવાળી વલાણુ તરફ જઈ ચહડી ત્યારે વચમાં એક ખટારાવાલો અડીને ઉભો. અરે યાર! તે વખતની ટરામડ્રાઇવિરની અલંકારીક ભાષા જો તેં સહમજી હતે તો કંઇ ઔર મઝા મેળવતે! તે ભલા ભઈયા જીની માવતરે તેને ખાળપોઠી ભણાવવાને બદલે ગાળપોઠીનું મોતેબર શિક્ષણ એટલું તો સંપુર્ણ રીતે આપેલું જણાતું હતું કે તે ભલો ભૈયાજી આજે બોલી મુંબાનગરીની એક સર્વોત્તમ શોભા થઇ પરયો છે. અગાઉ જ્યારે એ ટરામ ઘોડાના બળથી ચાલતી હતી ત્યારે એજ બલા ભૈયાજીની સઘળી શબ્દ શક્તી તે બાપડાં જાનવર ઉપર ખાલી થાતી હતી અને નશામાં તે બાપડા પ્રીહીસ્ટોરીક ઘોડાને ચાબકાનો માર-મળતો પણ ઘોડા દારના ગાયબ થવા સાથે આપણા એ મહાન ડરાઇવિર સાહેબને નવી ટરામ ઓં પજે હોકવાનો ઘાંટ મળી ગયો છે. જેમ તેઓ નામદારના ગોસ્સાનું બળ વધતું જાય છે તેમજ તે બાપડા ઘાંટનો કુટુંબો થતો જાય છે અને જ્યારે રાતના ૧૧-૧૨ વાગતેના શાંત ઔમામમાં એક રીસે ચહડેલા ભૈયાજી ખેંગ ખ્રેંગ ખેંગ ખ્રેંગ ખેંગ ખ્રેંગ ખેંગ ખ્રેંગ કરતા પોતાને હસ્તક સોંપાયલી ટરામડેલ તમારાં ઘર આગળથી હંકારી લઈ જાય છે ત્યારે ઓ. સુખી સ્વપના જોતા સદરાપરજ પડેલા મારા ભલા હમદીન ખીસદરો તમો કેવા ભર ઉધમાંથી ગાળ ભાંડતા ઉઠી બેઠા થાવો છો ?

પણ આપણે આપણી હમેંશની ડોલાના ઘોડા જેવી નેકખખત ચાલ પ્રમાણે હમાં પણ મૂળ ખાબદથી પંદરસો માઇલ વેગલા ચાલી ગયા

મુંમાદેવી આગળની વલાણ છે ત્યાં તે ટરામ ગાડી અટકી ઉભેલી આપણે ઉપલી ચોકીક લાઇનપુર વાંચી આવ્યાં છીયે. તે જગ્યા આગળ મજકુર ટરામડેલ ગાડીમાંથી એક જાઇફ મારવાડી ઉતર્યો અને ઘણીજ સંભાલથી આએ રસ્તો ઓલંગીને પેલા રસ્તા ઉપર જઇ પુગ્યો. પેલા રસ્તા ઉપરથી શઇને તે ફલાણી ગલીમાં ઘુસ્યો અને તે ફલાણી ગલીમાંથી ડાબા હાથની વળાણું લેતાં તે ચીના મહોલ્લામાં આવી ઉભો તે ચીના મહોલ્લો મુંમાદેવીની ઘણીજ નજદીકમાંજ હતો અને જેમ ગોલંવડની ગલીમાં રહેનારાં દરેક નરનારી

જાણે છે તેમ ત્યાં આગલ મારવાડી લોકની મોટી વસ્તી હતી.

આપણા ઉપલા દોસ્ત મારવાડીનું નામ ભુલાચંદ કરવૈયા હતું અને તે મારવાડી કોમનો એક કરોડપતી આગેવાન શેઠયો હતો. તેના શરીર ગાહેલું ધોતયું હજી તો ગયે મહીનેજ બદલ્યું હતું તેટલાં આટલાવારમાં મેલું થઇ ગયું હતું એજ દેખાડે છે કે મુંબાઇની મ્યુનીશીપેલીટી રસ્તાપરની ધુળની બાબદમાં કેટલી બેપરવાહ હશે!

કરોડપતી મારવાડો શેઠયો ભુલાચંદ, આપણે ખણખો યાં ગીધની માફક ઉપર જોઇ આવ્યાં તેમ, મુમાદેવી આગલનીએક ગલીમાં સાત મજલાની એક મોટી હવેલી આગળ આવી ખો હતો. તેને ત્યાં છેક આવતાં માલુમ પડયું કે પેલા રેહના ટરામ ખોટ વાળાએ તેનણની આનીના ચેન્જમાં આપેલાં ચાર દોકડયા મધેનું એક ખોટું હતું. આવી ગભીર ઠગાઇ માટે તેમણે તે કંડક્ટરને તેની પીક પાછળ ઘણી અલંકારીક ભાષામાં બેપરવાડીનો સરોપાવ આપ્યો અને પછી પેલી ગંજાવર હવેલીની પહેલી સીડીને નમન કરીને તેણાન ઉપર ચાલ્યા.

તે એક ઘણીજ રૈનકદાર નવીન બાંધેલી હવેલી હતી જેનાં ભોંયતળ્યાંમાં ગાયોનું પાંજરાપોલ હતું. હયાં તમામ દુન્યાની દરદી ગાયોનું સંગ્રહસ્થાન હતું. ભોંયતળ્યું છોડીને આગલ જતાં પહેલો મજલો (જેને ઇંગ્રેજી ભાશામાં ફર્સ્ટ ફ્લોર કહેછે તે) આવતો હતો. ચાલુ જમાનાની, શીલ્પી કળાનો એ એક નાદર નમુનોજ હતો, કે જેમાં ભોંયતળ્યાં પછી પહેલો મજલોજ આવી જાય. એ કાંઈ કુદરતની અજાયબી નહીં પણ બોડકાં માથાંના માનવીની કરામત જાણવી. વળી અજાયબીમાં વધારો કરનારૂં એ હતું કે તે પહેલ્લા મજલા ઉપરથી વળી દાદરપર ચહીને આગલ વધ્યે તો બીજો મજલો (જેને ઇંગ્રેજી ભાશામાં સેકંન્ડ ફ્લોર કહે છે તે) આવી પુગતો હતો! અને જાણે એટલીજ અજાયબીઓ બસ નહીં હોય તેમ તે બીજા મજલાપાને સેકંન્ડ ફ્લોર ઉપરથી આગળ વધ્યે તો દપ દે તો કે, ત્રીજો મજલો (જેને ઇંગ્રેજી ભાશામાં થરડ ફ્લોર કહે છે તે) આવી ઉભો રહેતો! એવી રીતની અજાયબ જેવી કરામતથી તે ભવ્ય હવલી બાંધેલી જણાતી હતી. ઘણીખરી દરેક ડીટેકટીવ વારતાઓમાં એવી સાવચેતથી બાંધેલી હવેલીઓનોજ માત્ર ઉપયોગ કરવામાં આવે છે.

તે હવેલીના છેક ઉપલા મજલા ઉપર મારવાડી માલેકથી અને મારવાડીજ હાથોથી ચાલતું એક અજબ જેવું સાયનટીફીક ખાતું હતું.

આ વીચીત્ર ખાતાંનો સ્થાપક અને માલેક તે આપણો સદાનો વહાલો અને ખાસ મારતો કરોડપતી શેઠયો ભુલાભાઇ કરવૈયા હતો. શેઠ ભુલાભાઇએ પ્રથમ પુનાની સાયનસ કોલેજમાં અભ્યાસ કરેલો ત્યારબાદ પોતાનાં વતન મારવાડ મધે જઇ ત્યાંની યુનીવરસીટીની માસ્ટર ઓફ સાયનસીની ચહડતાંમાં ચહડતી બાઇલીંગ પાઇંટડીગ્રી લીધી હતી અને તે સઘળા અભ્યાસનાં પરીણામમાં આ આ "મારવાડી સાયનસ રીસર્ચ ઇનસ્ટીટ્યુટ" એ મુંબાદેવીના મુખડા ઉપર મગરૂરીમાં મહાલતું ઉભુ હતું.

ભોંયતળ્યામાં સ્થાપાયલી ગઉશાળા શીવાયના દરેક મજલા શેઠ ભુલાભાઇ કરવૈયાનાં સાયનસ ઇનસ્ટીટયુટના કામમાં વપરાયેલા હતા. પહેલા મજલા ઉપર ગંજાવર રેકોરડ આફીસ હતી જ્યાં સંખ્યાબંધ મારવાડી જવાનાઓ હીસાબી કામ જ્યાંની ફાઇલોની ફાઇલો જમા કરતા, ઉકલાવતા, ટપકાવતા અને ગોઠવતા જણાતાં હતા. તે ગંભીર હીસાબી કોજનો દેખાવ કંઇક ઓરજ હતો! સઘળાં લાલ નાની પાઘોડીવાળાં માથાં એકજ ટગરે લખલખ કરયા કરતાં હતાં. તે સઘળા જવાન મારવાડાઓ કેમબ્રીજ યુનીવરસીટીના માન પામેલા રેંગલરો હતા. ના

તેટલુંજ નહીં પણ તે સઘળાને એકેકું એકથી ચાલીએકાં ચાલી સુધીના આંકના પારા તદ્દન મ્હોડે હતા અને તમો જઇને ચપકરતો કે સવાલ પુછો કે સારતી નવાં ? તો ડપ દેતો કે તમોને જવાબ મળે કે ત્રણુસેં તેત્રીસ ! વાહ !

એવા ચંચલ રેંગલર મારવાડીઓથી સજ્જ થયલી તે રેકોરડ આફીસમાં, ત્યારે, ક્યાસજ શી હોય ? તે આખા સાયનસ ઇનસ્ટીટયુટની આ રેકોરડ આફીસ ખરેજ એક શોભા સમાન હતી. ઇવન (!) બાહરના મારવાડાઓ વટીક જોટા બાટયાં નો વેપાર કરતા કરતા ઉઠી આવીને આ મહાન રેકોરડ આફીસના કેળવાયલા કારકુનો પાસેથી સો રૂપ્યે પીંચોતેર રૂપીઆ વીઆજ તો સાડા સાત રૂપ્યાનું પશટાળીશ દીમાં ટટરૂં ? તેના હીસાબ કરાવી લઇ જતા !

તે ચૌણુકય હવેલીને બીજે મજલે કેમીકલ લેબોરેટરી ગોઠવાઇ બેડી હતી. શું તે લેબોરેટરીની સંપૂર્ણતા ! શું તેની સુંદરતા ! અને શું તેની સવળતા ! બધું જાણે ચાહે પીતાં ઘડીયાળની અદાથી નીયમીત ગોઠવાયલું. તમે ચાહે માંગો તો ચાહે અને ખાંડ માંગો તો ખાંડ એવી સફાઇથી મલી આવે છે કે ભલભલા પ્રાઇમ મીનીસ્ટરોણી શરમથી નીચું જુવે.

સામેની અભરાઇઓ ઉપર હારેદોર બાટલા ભરીને ખણીજ પદાર્થો ગોઠવી દીધેલા અને તેઓ ઉપરનાં લેબલો દરેક પદાર્થનું રસાયણી પૃથ્થકરણ દાખવી આપતા હતા. તે દરેક પૃથ્થકરણ ખુદ શેઠજી ભુલાભાઇ કરવૈયાંની જાતી દેખરેખ હેઠળ કરવામાં આવ્યાં હતાં અને વળી કોઇ પેટ બળ્યું વાંચનાર એમ નહીં ગામ બાળવા નીકળે કે એ તો લબ્બરધક્કે થયલાં પૃથ્થકરણ હશે ! તેવું બેવું કાંઇ બોલ્યાં છો, તો તમારૂં કીધું તમે જાણો હું !

હયાં કેળવાયલા મારવાડી રંસાયણીઓ (કેમીસ્ટો) ની એક નાની જેવી ફોજ કાચના બાટલાઓ અને નળીઓ સાથે માથાંફોડ કરતી હતી. એ સઘળા મારવાડાઓએ બી. મારવાડની મોટામાં મોટી સાયનસ કોલેજોમાં અભ્યાસ કરેલો જણાતો હતો. એ ખાતાંનો વડો સાયનટીસ્ટ પ્રોફેસર કપુરચંદ તો એટલો હુશીયાર હતો કે જમણાં હાથમાં એક સફેદ સાબુ પકડે અને ડાબા હાથમાં પોતે શોધેલી કાંઇક રસાયણી મેળવણી પકડે અને એક—બે-ત્રણ ! બોલે કે પેલો સફેદ સાબુ લાલ બની જાય !

આએ જવાન પ્રોફેસર શેઠ ભુલાભાઇનો એટલો તો માનીતો હતો કે તેણાઓ ચાલતા ને હાલતાં કપુર કપુર કરયાં કરે ! અને વળી કપુરચંદની શોધન શકિતને આપણા પરોપકારી મારવાડી શેઠ કરવૈયાજીની કરમ બક્ષેશથી તેઓના સાયનસ ઇનસ્ટીટયુટ મધે ઠીક ટેકો મળી ગયો હતો. પ્રોફેસર કપુરજીએ પોતાની અખુંટ કાબેલ્યતથી માકડ અને ચાંચડ માટે એક નવીન જાતનો મેલીન્સ ફુડ માફકનો પુષ્ટીકારક ખોરાક શોધી કહાડયો હતો જેથી હવે માંકડચાંચડો ભુખે મરી જતાં જે હીંદુઓનાં દીલ દુખાંતાં હતાં તે બનવા પામશે નહીં.

એવી એવી તો પ્રોફેસર કપુરની કય કંઇક શોધો હતી જે સઘળી વીસ્તારીને લખતાં આ અનુપમ ગભરાટ મચાવી મેળવનારી રસીલી ડીટેકટીવ વારતાનો છેડો વધુ અને વધુ આઘે ઘસડાતો જશે.

શેઠ ભુલાભાઇ કરવૈયાનાં ધી મારવાડી સાયનસ રીસર્ચ ઇનસ્ટીટયુટ વિશે વીસ્તારીને જણાવ્યાં પછી ત્યાં શું બન્યું તે આપણે જોઇયે.

જ્યારે શેઠ ભુલાભાઇ પોતાની ઓફીસમાં જઇ પુગ્યા ત્યારે તેવણના હમાલે નીચલો કેઆટ તેવણના હાથમાં આપ્યો.

Editor:-" GULSHAN "

હશે ! "ગુલશન" નો અધીપતી હાં શા કાજ આવ્યો હશે ? કાંઇ સહમજ પડે ?

---

## પ્રકરણ છત્રીસમું.

( જેમાં ચોંચ મારે છે કસીકુ મોતીરામ જાંગીરનાં નાકપર અને ગીત ગાય છે બાનો ચાંદણુ સંધ્યાસનું અને પછી પોતે થાય છે બેહોશ ! )

આસંગલેશ બોગ આગલથી તે ગાડી જરા આગળ જવા પછી પહેલ્લી જબ્બાં બાનુ ચાંદણુજીએ ઉપાડી

" ઓવાય, જહાંગીર ? જોની મોતીઆને શું થયુંછ ? એ બોલતો કાંઇ નથી ? મારી એ વરસોની મહેનતને કંઈ કશું થશે તો કાંહ મરી જવશ ? "

જહાંગીરે ધીરેથી વાંકા વળીને કસીકુ મોતીરામને તપાસવાની કોશેષ કીધી તેટલાં તો તે નેક બખ્તનાં ફરજંદ પોપટે જહાંગીરનાં નાકપર એવી તો જબરદસ્ત ચાંચ મારી કે મરશે ત્યાં વેર જાંગુ એ નાપાક સહેતાનની ખસલતના કસીકુનું નામ લેશે નહીં તો !

પણ કસીકુજીની તે નેકબખત ચાલ જોતાં વહાલી ચાંદણુને ઘણી રમુજ ઉપજેલી જણાતી હતી. તેણી તો કલેજાં આંતરડાંમાં વળ આવી ગયા ત્યાં સુધી હસી ખુબ હસી. પેટ ભરીને હસી આજે તેણી હસવાનાં મુડમાંજ હતી !

" તમે હસોછ ? ચાંદણુબાઈ, તમે આએ આટલાં સરખાં પક્ષીનાં નાપાકીભરયાં કરવાનાં પર હસોછ ? એની મુંડી મરડી નાખશ તેહરે તમારૂં બધું ખીખીખાખા આડું અવળું નીકરી જશે જો!" જાંગુએ લોહી છટ થયલાં નાકને રૂમાલ વડે દાબતાં ઈરીની જોસ્સાથી કહ્યું.

" ઓવ.રૂં રે ઓવારૂં રે ! મારા હીરા મોતીના જાયાને કંઇકશું રાતપરી બોલતા ના ! મુંડી મરડની તારી કોઈ મમછબ્બાઈ હોય તેની ? મારા મોત્યાને તો તારા બધા છ !" આપણાં માનવંત પારસી બાનુ લુપીનજીએ છણકો ટણકો કરીને બચારા જાંગુને તો હવારીછ ખાધી !

જાંગુનાં નાકની ચાસની થતાંજ એટલું તો નકી થઇજ ગયું કે તે વીચીત્ર પ્રાણી ( આઇ મીન પંખી ) ને કશું થયલું હતું નહીં અને તેવણ તદન તંદરૂસ્તીભરેલા હતા. તેઓથીને કદાચ બે કલાક તબલામાં ભરાઇ બેસતાં જીવ ફરી આવેલો હોય તો કોણ જાણે ? અને વળી રાતબી થઇ ગયલી એટલે કદાચ ઉંઘબી ઘણી આવેલી હોય અને પાછી મહેનતબી કેટલી કીધેલી ! પેલી ટીકીટ કેમ ચોરવી તેનાં રીહરસલ પર રીહરસલ કરતાં ને કરાવતાં કસીકુ અને ચાંદણુ બધાં થાકીને લુસ થઇ ગયલાં તો !

જાંગુના નાકમાંથી લોહીનો ઝરો વહેતો ચાલુજ રહ્યો અને તે કસરેવજી કાયોનો કરતા સહેતાનજાદો મોતીરામ તો વળી એક ટાંટયો ઉંચો કરીને ઉંઘવા લાગ્યો.

તે એક ટાંટયો પીછમાં ઉંચકી લઇ ઉભા ઉભા ઉંઘતા કસીકુજી એટલા તો કુદરતી લાગતા હતા કે ના તેવણને પરવાહ ચાલતી ગાડીની કે ના દરદાર લોહીથી ઝરતાં નાક પકડી બેઠેલાં જાંગીરની ચીસાચીસની હતી. તે ભલુ અને ભોલું પંખીના પોતે બનાવેલા અજીત કોય ની નીશામાં કરારે ઉંઘવા પડયું.

જરા છેટું જતાં ચાંદણુને જાંગીરનાં લોહી છટ નાક માટે દયા લાગી આવી અને તેણીએ પોતીકી ઓઢીમાંથી ઝામબકની દાબડી કહાડીને જાંગીનાં નાકમેં દાબીને બચડી. આવો માયાળુ અને ભાવીતર પ્યારશી આજીજ બનેલો જાંગીર આકુળ વ્યાકુળતામાં પડી બેઠો અને કયારે ઘેર આવે કયારે ઘેર આવે એમ બડબડયાજ કરતો હતો. પણ બે મૈલના સવાત્રણ કલાકની ઝડપે ચાલતી તે જોડીની ગાડી તેના બડબડાતને રહેજ પણ ભયક આપ્યા વના પોતાનું કામ કરતીજ ચાલી !

તે દુખ્યાને દીલાસો દેવા ચાંદણુ પોતાના સુરીલા કંઠે નીચલું દીલબાગ ગાણું ગાઇ સંભળાવ્યું.

રાગ કાલી ગરયો.
તાલ સુર પંચક ભેલભભેલ.
૬૫૬-૬૫૬.

હેએએએએ ।।૨ છ઼ઇઇઇઇઇ ।।૦
કીઆ કીઆ કીઆ આઆ કુઉઉંદરતકા ખેલછ ।।૦
અરે કીઆ કુદરતકા ખેલછરે! (૩ વાર)
અરે કીઆ કુઉઉઉઉદરતકા ખેલ ।।૦
ચોપતને નાક કાત્યા આઆઆઆ
તો જાંગુ ગરગર રોવેછ—હાંરે!
કીઆ કુઉઉઉઉદરતકા ખેલ ।।૦ ૨.
ઝરે ઝર નીકલ્યા લોહી નાકમેંથી
તો દુખ્યા નાક ઘણા જીરે—
જીઇઇઇરે—હાંઆંઆંઆંરે—
દુખ્યા જાંગીરકા નાખીઆરેએએએ
જી કીઆ કુઉઉઉઉદરતકા ખેલ ।।૦ ૩.
જામબક હમે લગારીઆ—
હાંરે ઉસીકા નાખીઆ કુઉઉઉરે —
લગારીઆ હમે જામબકજીઇઇઇરે—
હો! કીઆ કુઉઉઉઉદરતકા ખેલ ।।૦ ૪.
હવે તો સારા થઈ ગીઆછરે—
હાંરે—જીરે—જીરે—ધીરે—ધીરે—
સારા થઇ ગીઆ ઉસીકા નાકરે—
ચોક! કીઆ કુઉઉઉઉદરતકા ખેલ ।।૦ ૫.
ચાલોછ ઘેર આવી પુગોરે—
અરે હાંરે આકે પોહુંચા અમારા ઘરરે—
ઉઠોછ, જાંગીરછ, ઘેર આવી પુગ્યારે —
વાહ! કીઆ કુઉઉઉઉઉદરતકા ખેલ ।।૦ ૬.

એવી રીતે ખુશનોમાં હલકની ખુલશુલી લ્હેં-કીવંડે જાંગુડીયર પોતાનું ઞાદ આના દુખભુલી ગયો અને જાણે ઉદવાડાના બંગલામાં હીંડોળા પર હીંચકા ખાતો પવનની લ્હેકીની લ્હેરમાં નીંદ્રાવશ થતો હોય તેવું તેને ભાસ્યું. પણ એ ખુશકારક સ્વપ્નું કાંઇ ઝાઝીવાર ટક્યું નહીં જે. થોડીકવારમેં ઘેર આવી પુગ્યું અને તે ગાડીમેંથી ત્રણે જણાં ડપાડપ ઉતરી પડયાં.

તે બાગેબહાર મેહલનાં ચાલીશાં અચેચાનમાં પુગતાંવાર તુરત ચાંદણબાનોએ જાંગુને એક નરમ ગાદીવાલા સોફામેં સુવાડી દીધો અને તેના નાક-પર બીજો વધુ ઝામબક ચોપડયો.

"કેમ? હવે જરા નરમ લાગેછ?"

"હાંછ."

"ચાલ, હવે પેલી ટીકીટ મને આપી દે?"

"કેઇ ટીકટ બાઇજી?"

"૧૮૫૭!"

"૧૮૫૭?"

"હા-હા-૧૮૫૭!"

"કેઇ ૧૮૫૭?" જાંગીરે અચરતથી પુછ્યું.

"કેઇ ૧૮૫૭? જાણે તું જાણતોજ નથી ને? યુ લુચ્ચા સ્કાઉનડ્રલ! ચોર!" ચાંદણબાઇ કોકટછ રાઇટ સીરીઅસલી છેડાઇ પડયાં.

"હું લુચ્ચો? હું ચોર? હું સ્કાઉનડ્રલ? મેડમાઝેલ પારસી બાનો લુપીનછ! યાદ રાખજો! તમોએ મારી સામે જે જે તોહમતો મુક્યાં છે તે બધાંનો વ્યાજ સીકકે જવાબ આપવો પડશે! ખબરદાર રેહજો!"

એટલું બોલીને જાંગુ ઉઠયો અને શેકીશ પીયરવાલા લીમલેટ જેવા હેમલેટની માફક ખભાં પર ઓવરકોટ નાખીને તેણે બાંગમારી—

"અય પારસી બાનું લુપીન! તેં કસીકુ મોતીરામ પાસે ચોરાવેલી ડરબીની ટીકીટ માટે મને બદનામ કરવામાં સજ્જડ થાપ ખાધી છે! જરા આંખ્યો ફાડીને જો અય મસ્તાનીપર ચઢ-ડેલી બાનુ લુટારૂ! જો! જો! જો! એ તારા માનીતા કસીકુએ એ તારી પ્રાઇઝ ટીકીટ પોતા-નાં હોજરાંમાં હોમાવી છે—યાનેકે એ કસીકુજ તારી ટીકીટ ખાઇ ગયો છે!"

"કસીકુ ટીકીટ ખાઇ ગીયો?"

બસ!

પ્રીય વાંચનાર, આ ફટકો બાનો ચાંદણુ માટે નહીં ખમી શકાએ તેવો સખત હતો ! અરેરે તેણીની વરસોની મહેનતનું શું આવુંજ ફળ ? અરેરે તેણીની દાહેકાઓની આશાનું ત્યારે શું આવુંજ પરીણામ ?

---

## પ્રકરણ સાડત્રીસમું.

( જેમાં ચાલે છે પ્યારનો નાટક સુના અને ગાનીઆ વચ્ચે અને શુર પર છુટે છે સુનાની પચીસ આસીસટંટ ડીટેકટીવ બાનુઓ તથા ઉલટ લેતો બને છે ગાનીઓ શીરાઝી વાઇનમાં)

આપણને ઘણે લાંબે વખતે એકવાર ફરીથી અંદેરી ખાતેની મીસ સુના ગંડેરીની ઓફીસની મુલાકાત લેવી પડે છે. ચાલો, ચાલો એમ શરમાવો ના એમાં શું થયું ? સુના પોતાના આશક મેહેલ્લી મેંગુસી ( ઉર્ફે ગાનીમાર્ડ ) ના ખોલામાં બેઠી છે તે જોઇને એટલાં બધાં લાલ લાલ શાએ થઇ જાવોછ ? એમનો તમારાં ઘેરમાં ક્યાં એવા ઢોંગ નથી ચાલતા જે તેની વાત ?

હા, અમારી ઉપલી પ્રસ્તાવના અનુસાર આપણા મહાન ડીટેકટીવ મોસ્યું ગાનીમાર્ડ છી હયાં હીંદુસ્થાનભેર થાકેલા પાતા આવીને પોતાનું કામકાજ બધું ભુલી જાય આની રીતે ટીંબકટુની છુપી પોલીસનાં વડાં ડીટેકટીવ બાનું ગંડેરીજી સાથે મોહબતની મકતબમાં મશગુલ બની ગયા હતા.

શું ઇનશાનની પ્રકૃતી ફરે છ ?

હા ! શું !

" ગાનીઆ, મારા સદાના વહાલા અને પ્યાગ ગાન્યા, તારી આવી બધી હુશીઆરીની વાતો સદમઠ સદમઠીને હું તો એની મેડ થઇ ગયલી જે કે હાદરે મારો તું છજાગયો મહેલ્લુ દસ આવે તેની કાગને રોજેજ વાર જોતીથી ને જેસે ટાજ તારો ફ્રાંસનો લુપીન હીંદુસ્થાન આવવાનો થયો કે ફ્રેંચ સરકારે તુને-હોઆઆ ! તું મારાં બેમુલ જવાહીરને હયાં ધકેલી મારયો ! તુને મારો ભાર લાગે છ કે મેંગુસ ? ".

" ભાર ? અરે મારી છણી પોપરી ? તારો ભાર ? જેમ હાથીની પુંછ પર મગતર, જેમ મગરમચ્છની મુછ પર છંછુ, જેમ જીરાફની ગરદન પર ગોકલ ગાય, જેમ હીપોટેમસની આંખપર ફાનકચુરો, જેમ ગેંડાના શીંગડાંપર બટરફલાઇ અને જેમ સીંહની ગરદનના બાલમાં જુ, તેમજ રે તેમજ મારી કલેજાની કોર, તારો ફુલનાં પાંદડાં સમ ભાર મારો આય. પોહળા પટાક ખોળામાં પડે છ ! "

" વાખ !, વાખ !, તું કેડો કવીતાઇ શકતીમાં બી પુરો હેખું ગાનીમાર્ડ ? "

" કવીતાઇ શકતી પુછે છ મારી જલેબી ? અરે મારી કવીતાઇ શકતીનો આએ નમુનો તો જરા સાંભળ ? મુંબઇ નાં બંદરમાં ઉતરતાંને વાર મને એક ફ્રેંચમેન તરીકે કેવો અનુભવ મળ્યો તેનું આખ્યાન સાંભળ " એમ કહીને મેહેલ્લીએ નીચલી કવીતા ગાઇ.

તારીખ સત્તરમીને શુકર તે વાર,
ફ્રેંચમેન ઉતરયો મુંબઇ કીનાર,
ડીટેકટીવ ખાતાંનો ઉપરી હતો
ફ્રાંસમાં જ્યાદા જાણીતો હતો.
ગોદી એલેકઝાંનડ્રાનાં પહેલાં દરશન
કરતાંજ તે થાઓ એટલો પેરશન
કે ભુલ્યો ફુટપાથપર જોતાં કેળાંની છાલ
ને સરતાં થપકાયું તેનું રે ટાળ !
ફ્રેંચી ગયો હયાંથી પાલવા ભણી,
લાગી હયાં તેને અજાયબી ઘણી
પથરો એક સમચોરસ બેઠો ગોઠવાઇ
શું મુંબાઇની હતી તે એક નવી નવાઇ ?
દીવસો મહીનાને વરશો ચાર
બોલ બોલતાંમાં બધ ગયાં પસાર

તેણી ઠેકાણે નહીં તે પથર પડતો
ત્યાંથી ફેંચી ચાલ્યો બસ ફડફડતો ?
તાજમહાલ ઓ તાજમહાલ શું તારો દમામ
પણ અંધકારમાં મહાલે છે તું શું કામ ?
કાં છે ભવ્ય સ્થાનમાં એટલી કચાશ
શું ખપના તારા ખરચાયલા લાખ પચાશ ?
જો હતે તું જ ખીલ્ડીંગનું પારીસ મુકામ
કેવાં મગતરાંઓનું થાતે ધામ ?
શું રંગ અને રચનાથી રંગીન તું થાત
ધર્થી પરનાં તે બેહસ્તની શું કહુંરે વાત
ન્યું યોર્ક બોઉલેવેમાં તું બંધાયું હોત
તો દોડધામને ધમાલની હતે શું ખોટ ?
પણ નસીબ તારાં કે મુંબઇને ગામ
પડયું તું સબડતું ગબડતું આમ !
બળાપો કરી તે ફેંચી ચાલ્યો આગળ
ચર્ચગેટ તરફ જ્યાંની આગલી ભાગળ
નો સ્વપને પણ ખ્યાલ નહીં ધરાવતો તે
જઇ ચહડયો દરયે બસ સીધે રસ્તે.

આવી રીતે પોતાના મુંબઇના પ્રવાસની રચેલી સુંદર કવીતા આપણો ગાનીમાઈ ગાયોજ જતો હતો તેવામાં બહારના દરવાજાપરનો કોલ બેલ વાગ્યો અને તે બેઉ આશક માશુક ઉઠીને પોતપોતાની ખુરશીમાં જાણે કશાંમાંજ હોય નહીં તેમ ગોઠવાઇ બેઠાં.

સુનઇનો રીપાઇ થાલીમાં એક પીલું પરબી કું લઇને દાખલ થયો.

" શહર થયું ! " સુનઇ એ તે તાર વાંચતા ફતેહના મલકાતથી હસીને કહ્યું.

" શું ? " ગાનીમાઈ પુછ્યું.

" મારી પચ્ચીસ આસીસટંટ બાનુ ડીટેક્ટીવો પેલા નાપાક કસીકુ મોતીરામની પુઠે લાગી છ તે લોકનું કામ આજે સહવારથી શરૂ થઇ ચુક્યું છે ! "

" પચ્ચીસ એસીસટંટ બાનુ ડીટેકટીવો ? વાહરે મારી લાડલી ! તુંબી જબરી હો ! અરેરે. આજે જો તારા જેટલી ઉલટ અને ઉજમ મુંબઇની કારપોરેશનના મેમબરોમાં હોયકની તો. કેવું બચારા ડા. બહેનીનું બાવલું થર પડે જો ! "

" લે, આય તાર વાંચ, ગાન્યા. "

ગાનીમાઈ, ઉર્ફે મેહરવાનશાહ મેંગુસીના એ તે તાર લીધો અને વાંચ્યો.

" કસીકુ કોટમાં છે.
દીનબાઈ ડીટેકટીવ. "

તેઓ હજી કાંઇબી તકરાર કરે તેટલાં બીજો તાર આવ્યો.

" કસીકુપર ચાંપતી નજર રાખ્યેછ.
ધનકોરબાઇ ડીટેકટીવ. "

" ધનકોરબાઇ ? તે શું હીંદુનાં બૈરાંઓબી તારો ધંધો કરેછ કે ? " ગાન્યાએ પુછ્યું.

" એ બધાં મારાજ હાથ તળે કેળવાયલાં છે. હવે એ લોક તે એમ જાહેરમાં લાવીને હું મશહુર કરી મેલશ. એમાં એક તો આયાબી છે ! "

" આયા ! ડીટેકટીવ ? "

" હા, આયા ડીટેકટીવ ! "

" તે પછી બધી આયાઓ ડીટેકટીવ થશે તો પારસી લોકનાં ઘેરમાં બોરત્યાં કોણ ધોશે ? " એ દુર અંદેશ સવાલનો કાંઇબી ખબર અંદેશા જવાબ મળે તે અગાઉ તો ત્રીજો તાર આવી ચહડયો.

" કસીકુ મોતીરામ પાલવાયર ફરવા ગીયો છ. હું પુઠેજ છેઉં.
આયા કોંઇસાં ડીટેકટીવ. "

હજી તો તેઓ બંને તે તાર વાંચીને શ્રાપલમાં મુકે તેટલાં તો વળી બીજો તાર આવ્યો.

" કસીકુ સાંભુત સપડાયોછ
ડીટેકટીવ ભરંયમજુ. "

" ઓહોહોહોહો ! " ગાનીમાઈથી અજાણી તે મારે અવાચી ખવાઇ ગઇ. તેને સુઝજ નહીં પડયું કે સુના ગંઉરોની આવી ચાલાકી જોતાં હસી પડવું કે રડી ? જો હશે તો કેહશે જે મશકરી કરેછ ને રડે તો કહેશે જે અપસગન થયા. ત્યારે કરવું તે બી શું ?

" સુનું, મારી લાડકી સુન ?"

" દીકરા ?"

" તું જો મારી અપૂર્વ ચાલાકીનો ઉપયોગ કરવા માંગતી હોય તો આંએ તારી અખુટ મેહનતના ભરેલા કેસમાં મારી મદદ નહીં સ્વીકારે ?"

" તારી મદદ ? મારા પ્રેમાળ કુંવરથા તારી મદદ, તો એજ કે તું મારી આંખોની થંડક સદા મારાં પાસાંમાં દબાએલોજ છે—જીગરનાં ઝરા, તારી એજ મને મોટામાં મોટી મદદ છે !" સુના ગંડેરીએ મધુર હલકે જણાવ્યું.

" તે બધું તો ખરૂં રે પણ આઇ ઉવોન્ટ ટુ હેલ્પ યુ " ગાનીમાઈ ગુંટણએ પડીને આજીજી કીધી.

" તે કેમ ?"

" તે એમ, કે આએ તારા પેઇન્ટીંગમાંથી પીટ્ટાએલા ફસીકુ મોતીરામનો કેસ અને શેઠ મોટાભાઇ આદરજી એનસાઇક્લોપીડીઆ બીટાનીકાવાલાજીનાં વડાં બેટી (ઉ૦ વ૦ ૬૫) નાં વીવાહ મધેથી ડરબી સ્વીપની ટીકીટ નાં ૧૮૫૭ ચોરાઇ ગઇ છે તેનો કેસ એ બેઉ કેસોનું કામ તું મને સોંપ અને પછી જો કે ફ્રાંસની ડીટેક્ટીવ ફોજનો વડો કેવી ચબરાકી અને ચતુરાઇ વાપરે છ તે !!"

" ધુરને ઘેલ્ર !" સુના ખડખડ હસી પડતાં બોલી.

" તું મારૂં નહીં માનતી ડારલીંગ ?"

" અરે માને શું ? પેલા આલબલેશ બાગમાં મછીના કટલેશ ચાંપવા ઉભેલો તે યાદ છે કેની?"

" તે તો જોની ડીયર, હું પહેલવહેલો ફ્રાન્સથી આવેલો જે અગત્ર કોઇ દહાડો પારસીનાં લગનમાંનાં મછીના કટલેસ ખાધેલા નહીં, કેની, તેથી જરા સવાદ લાગી ગયો." શરમથી નીચું જોતાં ગાનીમાઈ પોતાનો લુલો બચાવ કીધો.

" તે ગમે તે હોવ માહરા મેહલ્લા જાન, પણ એટલું તો પુરવાર થયું કેને કે કામ કરતાં મોજ મારવાની પ્રેરણા બુદ્ધિ તારી લોહીમાં દીસેચ છે ? એજ રીતે કંઇ બારીક ભરમ શોધતી વખતે જો તારા હાથમાં અમારા અસલી ઇરાની શીરાઝ વાઇનનો કેરબો આવી ગયો કેની તો ભરમતી માયમરી જાય અને સોધખોળની પાયદસ્તે ફરી જાય તોબી તારૂં તો ઠેકાણું નહીં લાગે જો !"

પોતાની વહાલી અને પ્યારી પ્રીયાની તે કરારમાં એટલું તો વજુદ હતું, તેણી પોતાનાં તે દરેક અનુમાનમાં એટલી તો અચુક હતી કે બાપડો ગાનીઓ બોલેબી શું ! અને ત્યારે તેણે વાણીયા ફેરવી ટોલની ગત લગાવી.

" શીરાઝ વાઇન ? તે શું છે વહાલી ?"

" શીરાઝ વાઇન તેં નથી ચાખ્યો ? અરે મારા લાડકા પોપટા ? તું શીરાઝ વાઇનના સવાદથી શું બેનસીબ હોય એમ કહુ અનેબી ? તારાં ગામ ફ્રાંસના ગમે એવા ઉમદા શેમપેન ને બી શરમથી નીચું જોવાડે કે એવો ઉત્તમ અમારો અસલ પરશીઆનો એ શીરાઝ વાઇન છે! ઉભો રહે મંગાઉં." એટલું બોલીને સુનાએ હમાલને બોલાવવા કોલબેલ બજાડયો.

---

## પ્રકરણ આડત્રીસમું.

( જેમાં નોકરી છોડવી જાંગીરે અને નોકરીપર આવવું એક વીચીત્ર આયાનું થાય છે, જેણી એક કંટાળા ભરેલી 'રમુજી ટુચકા કહેનારી જણાય છે.)

આફતો આવેછે ત્યારે એકલી આવતી નથી તે કહેતી બાપડી પારસી બાનુ લુપીન મીસ ચાંદબુબાઇ કોકટજીના બાગમાં કેટલી હદ સુધી ખરી પડતી હતી ? મહા જેહમતે તફડાવેલી ૧૮૫૭ નંબર વાલી ડરબી સ્વીપની ટીકીટ પલકવારમાં ફસીકુ મોતીરામ ચાવીને ખાય ગયો તે એક આફત, અને નફામાં જહાંગીર જેવો તેણીનો જમણો હાથ તેણીને આવા સંકટના વખતમાં

તરછોડીને ચાલી ગયો તે બીજી! ના, અમયો ચાલી ગયો એટલુંજ નહીં, પણ ફીનો લેવાના સમસ્રોગંદ ખાતો ગયો તે વળી આફતનો પાદ-શાહ જેવું કહેવાય.

એવી એવી બધી સામટી ઉતરી પડેલી આફતોના વંટોળ્યામાં સપડાયલી બાપડી ચાંદણુ તદન દીંગમુઢ બની ગઇ હતી અને તેણીને હવે શું કરવું તે કશુંજ સુજતું હતું નહીં. કસીકુ તો નાપાક કરારને છુવે ઘરાઘર ઉંઘ કહાડતો હતો. તે અસીલ જનાવરને મુરડાં બેહસ્ત જાય કે દોજખ તેની ભલ ફીકર હતી!

ચાંદણે જ્યારે સ્વપ્નો જોયો કે આએ વખતની ડરબી સ્વીપમાં ૧૮૫૭ નંબર વાલી ટીકીટને પહેલ્લું ઇનામ લાગશે ત્યારે તેણીએ કેટલી મહા-મેહનતે સેક્રેટરીને સહમજ્નવ્યો કે તે નંબરવાળી ટીકીટ તેણીનેજ આપે પણ તે ટીકીટ તો ક્યારની અત્યાર અગાઉનીજ વેચાઇ ગયલી હવે પારસી થાનું લુપીનને માટે એકજ રસ્તો ખુલ્લો હતો અને તે એજ કે મજકુર ટીકીટ કોઇબી રીતે તફડાવવી તે મહાન કાર્ય માટે એ પીંઢારણ ઓરત આપણી આ ગંજાવર સીરીઅલની શરૂઆતથીજ ખાઇ પીને મંડેલી આપણે આગળનાં બધાં પ્રકરણોમાં જોઇ આવ્યાં છીએ એટલે વળી બધું પીંજણ મોંડીમેલીને ફરીથી લાંં કહેવા બેશીયે તો તમો સઘળાં ચીરડાઇ જે છુટું ખાસડું મારવા આવશો.

અને હવે જ્યારે તેણીની આટલા આટલા વખતની મહેનત પાણીમાં જાય, જ્યારે તેણીની દરેક હોંશ અને ઉમીદ પદભ્રષ્ટ થયલા મહારાજાને મળતી થાય, જ્યારે બેઈમાન કસીકુ તે પ્રાઇઝ ટીકટ સફાઇથી ગદારી લાવીને ગળી જાય ત્યારે, ઓ તમો સઘળાં બેકદર વાંચનારાં સ્ત્રી પુરૂષો, તમારા જીવનેજ એ વાર પૂછોની કે, આપણી એ સદાની વહાલી અને પ્યારી ચાંદણુ મુઠોંગત થઇ જાય તેમાં કાંઇ નવાઇ છે વારુ?

જ્યારે ચાંદણુ બેહોશીમાંથી બીદાર થઇ ત્યારે તેણીએ આંખ્યો ચોળીને જોયું તો તેણીની આગળ હાથમાં કોલીગવાટરની સીસી પકડીને એક આયા ઉભી હતી.

"આયા! તું કોણુની આયા?"

"કોઇનીબી નહીં બાઇ!"

"કોઇની નહીં? તાંહરે હંઇશું કરેછ?"

"તુને કોલોણુવાટર સું ધારેછ!"

"હારે, પણ તું હંઇ આવી કેમ જો?"

"દાદોર પોરથી ચહરીને!"

ચાંદણે એક તડાકો જોઇ લીધું કે તે આયા કાંઇ સાધારણુ બીજી આયાઓ જેવી હતી નહીં. તે કોઇ જબરી આયા જણાઇ આવતી હતી. અને વખતે તેણી જહાંગીરની જગ્યા બી રાખે એમ લાગ્યું.

"તે તો ખરું રે! પણ તું હંઇ સાને વાસ્તે આવી–કોણુને પુછવા આવી?"

"નોકરી શોધવા આવીછ."

"માહરે તાંહ રહેશે?"

"તે તારા ઘેરમાં કુતરો પાલેછ કે?"

"નહીં, કાંએ?"

"તે જોની કુતરા હોય તે ઘેરમાં પ્યાલા રકાબી ભાંગીને છટકી જવાનું સેલ્લુ પોરેછ!"

"હાઇઓ! તું તો કેઠી કોલઝ ફ્રન ડાકટર વાંચી આવીછ!" ચાંદણે હસીને પુછયું.

"ના'ઇરે! એ રમુજી ટુચકો તો મુંબઇનાં ગુજરાતી ચોપાન્યાંઓમાં દર મહીને ચાલુ આજે વરસો થયાં છપાએછ!"

એની રીતે એલારપેલારની ખુશનોમા શુક્રતે-ગો ચલાવતાં ચલાવતાં નકી થયું કે તે આયા ચાંદણુને ત્યાં ખાધા સાથે આંઠ રૂપ્યાના પગારે નોકરી રહી.

તે આયા બધી રીતે સારી હતી પેણ કમબખ્તને એકજ બુરી તમેહ એ હતી કે મુંબાઇમાં છપાતાં ગુજરાતી ચોપાન્યાઓમાં આવતી રમુજે

" સુનું, મારી લાડકી સુન ? "

" દીકરાં ? "

" તું જો મારી અપૂર્વ ચાલાકીનો ઉપયોગ કરવા માંગતી હોય તો આએ તારી અખુટ મેહન-તના ભરેલા કેસમાં મારી મદદ નહીં સ્વીકારે ? "

" તારી મદદ ? મારા પ્રેમાળ કુંવરયા તારી મદદ, તો એજ કે તું મારી આંખોની થંડક સદા મારાં પાસાંમાં દબાએલોજ છે—જીગરનાં ઝરા, તારી એજ મને મોટામાં મોટી મદદ છે ! " સુના ગંડેરીએ મધુર હલકે જણાવ્યું.

" તે બધું તો ખરૂં રે પણ આઇ ઉવેન્ટ ટુ હેલ્પ યુ " ગાનીમાઈએ ગુંટણ્યે પડીને આજીજી કીધી.

" તે કેમ ? "

" તે એમ, કે આએ તારા પેઇન્ટીંગમાંથી પીટ્ટએલા ફસીકુ મોતીરામનો કેસ અને શેઠ મોટાભાઇ આદરજી એનસાઇક્લોપીડીઆ ખોટા-નીકાવાલાજીનાં વડાં બેટી ( ઉ૦ વ૦ ૬૫ ) નાં વીવાહ મધેથી ડરબી સ્વીપની ટીકીટ નાં ૧૮૫૭ ચોરાઇ ગઇ છે તેનો કેસ એ બેઉ કેસોનું કામ તું મને સોંપ અને પછી જો કે ફ્રાંસની ડીટેકટીવ ફોજનો વડો કેવી ચપરાકી અને ચતુરાઇ વાપડે છ તે ! ! "

" ધુરને ધેક્ર ! " સુના ખડખડ હસી પડતાં બોલી.

" તું મારૂં નહીં માનતી ડારલીંગ ? "

" અરે માને શું ? પેલા આલબલેશ બાગમાં મછીના કટલેશ ચાંપવા ઉભેલો તે યાદ છે કેની? "

" તે તો જોની ડીયર, હું પહેલવહેલ્લો ફ્રાન્સથી આવેલો જે અગઉ કોઇ દહાડો પારસીનાં લગનમાંની મછીના કટલેશ ખાધેલા નહીં કેની, તેથી જરા સવાદ લાગી ગયો. " શરમથી નીચું જોતાં ગાનીમાઈએ પોતાનો લુલો બચાવ કીધો.

" તે ગમે તે હોવ માહરા મેહલ્લા જાન, પણ એટલું તો પુરવાર થયું કેને કે કામ કરતાં મોજ મારવાની પ્રેરણા બુધ્ધિ તારાં લોહીમાં દોડે છે ? એજ રીતે કંઇ બારીક ભરમ શોધતી વખતે જો તારા હાથમાં અમારા અસલી ઇરાની શીરાઝ-વાઇનનો કેરબો આવી ગયો કેની તો ભરમની ભામભરી જાય અને શોધખોળની પાયદસ્ત ફરી જાય તોબી તારૂં તો ઠેકાણું નહીં લાગે જો ! "

પોતાની વહાલી અને પ્યારી પ્રીયાની તે ત-કરારમાં એટલું તો વજુદ હતું, તેણી પોતાનાં તે દરેક અનુમાનમાં એટલી તો અચુક હતી કે બાપડો ગાનીઓ બોલેબી શું ? અને ત્યારે તેણે વા-ણીયા ફેરવી ટાલની ગત લગાવી.

" શીરાઝ વાઇન ? તે શું છે વહાલી ? "

" શીરાઝ વાઇન તેં નથી ચાખ્યો ? અરે મારા લાડકા પોપટા ? તું શીરાઝ વાઇનના સવા-દથી શું બેનસીબ હોય એમ કહું બનેબી ? તારાં ગામ ફ્રાંસના ગમે એવા ઉમદા શેમ્પેન ને બી શરમથી નીચું જોવાડે કે એવો ઉત્તમ અમારો અસલ પરશીઆનો એ શીરાઝ વાઇન છે! ઉભો રહે મંગાઉં. " એટલું બોલીને સુનાએ હમાલને બોલાવવા કોલબેલ બજાડયો.

---

## પ્રકરણ આડત્રીસમું.

( જેમાં નોકરી છોડવી જાંગીરે અને નોકરી-પર આવવું એક વીચીત્ર આયાનું થાય છે, જેણી એક કંટાળા ભરેલી 'રમુજી ટુચકા કહેનારી જણાય છે )

આફ્તો આવેછે ત્યારે એકલી આવતી નથી તે કહેતી બાપડી પારસી બાનુ લુપીન મીસ ચાંદ-ણુબાઇ કોકટજીના બાગમાં કેટલી હદ સુધી ખરી પડતી હતી ? મહા જેહમતે તફડાવેલી ૧૮૫૭ નંબર વાલી ડરબી સ્વીપની ટીકીટ પલકવારમાં ફસીકુ મોતીરામ ચાવીને ખાઇ ગયો તે એક આફ્ત, અને નફામાં જહાંગીર જેવો તેણીનો જમણો હાથ તેણીને આવા સંકટના વખતમાં

તરછોડીને ચાલી ગયો તે બીજી ! ના, ત્યાર હતા
ચાલી ગયો એટલુંજ નહીં, પણ ફરી ચાંદણુ બાનુ-
સમસોગંદ ખાતો ગયો તે વળી મારે.
શાહ જેવું કહેવાય. ઝુનાં સુભાગ્યે બીજી

એની એની બધી સાન્ત્વાણુંદ કરવા માંડી આંદતોના વરોળ્યામાં સપરનંગુ પુગે તેટલાં તો તદન દીગમુઢ બની ગઈ [ રહ્યું હતું નહીં.

કરવું તે કંઈજે સુલ્હાઇ ખાધેલું નહીં હોવાથી નાપાક કરારને છરે દુકાનમાં તે પેઠો પડયો અને તે અસીલ જરકીતની વરદી આપી.

દીનખ તે તેજ દુકાન હતી કે જેમાં શેરલોક હોમ- હેડમનના વેશમાં ભરાયો હતો અને જેણે ડરગી વીનટરને હાથ તાલી આપી હતી. પણ દેખ- પદેતી રીતે બહમન અસુર થયલું હોવાથી સુધ મૈગયલો જણાતો હતો.

જહાંગીર જે ટેબલપર બેસીને ચા બીસ્કોટ ખાતો હતો ત્યાંજ એક જઇફ ( એટલે બુઢો ) મુસલમાન બેઠો બેઠો ઝુંકતો હતો. તે એમ ઝુંક- તો હતો તેટલાં તેની સુફેદ દહાડીનું પીરતું જાંગી- રની ચાહેમાં જઇ પડયું.

" એ બુઢામીયાં ! કીયા કરતા છે? તુમારા દહારીકુ જ્યારા તરસ લાગ્યા છેશું ?" જાંગીરે બાંગ મારીને તે બુઝોર્ગ બીચારાને ગભરાવી મારયો.

તે બુઢો મુસલમાન બાપડો એવો ભરકંધમા હતો કે જાંગીરના ભસ્મોટા ધડાકાથી તે ધણોજ ચોંકયો અને તે ચોંક સમેટ તેની આખી દહાડી જાંગીરની ચાહેમાં બોળઇ ગઈ! જહાંગીરની મનોવૃત્તી એટલી તો ઉશકેરાઇ ગયલી હતી કે જરૂર તે ઓલ્ડમેનને વળગી પડયો હોત પણ સારૂં થયું જે તે દુકાનનો માલેક ઇરન અંદરથી કેયેથી ધસી આવ્યો અને પોલીસનું કામ પડતું અટકાવ્યું.

"અરે છોકરા ! તું આટલો ટેંગણુ થઇને મારા જેવા બુઝોર્ગ આદમી સાથે આટલી પતરા- [illegible] લડવાનો નથી !" પેલા મુસલમાને નકાદાર ગુજરાતીમાં કહેર અવાજે જાંગીરને ખખડાવી કહાડયો.

"તે તારી દહાડીમાંની જુ ને તે [illegible] તેલ મારી ચાહેમાં ઓગરે તે પછી ચાહ હું [illegible] પીઉં ?"

" અરધી રાતે ચાહે પીવાના કાંઈ જરૂર ?"

' સાંજથી ભુખો થોકરાએલો હોય તે માણસ શું કરે વારૂ ?" જહાંગીરે અવાચી ખાતાં પુછ્યું.

" અરરર ! તું સાંજર ભુખો છે ?" પેલા બુઢાએ અંતઃકરણથી દલગીર થતાં દયા બતાવી અને પછી દીલગીરીથી પુછ્યું, " તું કોઇ રીતે નીરાશ થયલો લાગે છે !"

" તે ચાકરીપરથી પેડો મળ્યો હોય તે માણસ નીરાશ નહીં થાય તો શું ખુશાલીથા નીચે, કુદે ?"

" અરરરર ! નોકરી પરથી પેડો ! કોણુની નોકરી ?"

"ચાંદણુબાઇ કોકટ નામની પારસી બાઇની."

" ચાંદણુબાઇ કોકટ ? કેવું ખ્રની નામ ? પણ એ તારાં નાકને શું થયું ? બધું લોહીથી ઝરેછે કેમ ?"

" એજ મોહકાણુ થઇ તો ! નાપાક પેલા કસીકુ મોતીરામને મારાં નાકનું ગોસ ગમી આયું." જાંગીરે પોતાનાં નાકપરનો પાટો દાબીને સરખો કરતાં કહ્યું.

" પોપટ ગોસ ખાય ? હું તો એમજ જાણુ- તો હતો કે પોપટ તો કંઇ વીચીત્ર હોવો જોઇએ."

" વીચીત્ર પુછેછ ? અરે એના જેવું નાપાક જનાવર મેં આખાં હીંદુસ્થાનમાં બીજું એક્બી નથી જોયું. એને તો એકલી મારી માછી , શેકા- ણીજ રાખી શકે છે !"

" તે ફક્ત નાકપરજ છનેછ કે બીજુંબી બધું ખાયછ ?" તે બુઢા મુસલમાને કાંઇક ઉલટ લેતાં પુછ્યું.

" ખાયછ પુછેછ, મીયાં ? અરે એ કેડા- તું કરેજન નાપાક શું નથી ખાતો તે પુછની ?

# Scattered Agricultural Holdings.

BY

*Manmohanrai H. Desai,* B. A. LL. B.

Agricultural endebtedness has been a serious problem in recent times and attracted the attention of more than one thinker of our times. But as is usual, the first person who seriously and earnestly devoted a thought to it is H. H. the Maharaja Saheb of Baroda who ordered a commission to inquire into and frame a scheme relating to this question. Accordingly the matter was probed into with great care and labour by deep and earnest students of agrarian problems like Mr. Khaserao B. Jadhav and Rao Bahadur Govindbhai Desai, assisted by Mr. Gokhale and Mr. Nanavati, the Director of Commerce and the Commission forearmed with knowledge of the land and agrarian problems in Europe have recently issued a report of their investigations and made suggestions to prevent further sub-divisions of land with characteristic insight and sound practical statesmanship, H. H. has ordered the scheme to be placed before the Panchayat to invite further suggestions.

It is quite true that the main cause of poor agriculture is the very minute sub divisions of lands which cause several inconviniences and difficulties to the peasant proprietor in the improvement of agricultural products. There are other causes also underlying the poverty of the farmer. It is no doubt a great calamity to see a peasantry that is the basis of a great source of revenue, deteriorating into a mass of poverty-sticken, gruesome, suacabre figures played on the chess-board of speculation for the benefit of a few. And the few are invariably unscrupulous, money-squeezing Sowcars who press the very life of the agriculturist out of him, reducing him to a mere labourer and self toiling on his property and for his benefit. Eighty percent of the population of the Baroda State mainly live on agriculture and as a father of his subjects, H. H. is thoroughly versed in revenue and agrarian matters, knows fully well the mischief that the Cantankerous shylocks play to the utter ruin and detriment of the peasantry. As human affairs stand no piece of legislation that would enable to entirely keep off these vultures from fattening on the carcases of a hard-worked peasantry, the remedy if any should be sought elsewhere and a series of legislation shows the sound statesmanship of this great ruler. At present if conditions are investigated into, it will be found that the peasantry, is in the real sense of the term, landless. As far as the Sowcar's are concerned, either the government must arrange a scheme of the liquidation of debts incurred by the farmers and

develop at the same time on an extensive scale the principles of Taccavi and of co-operation or let aside the Sowcars and adopt a legislation putting a restriction on the rate of interest to five, or six or seven percent at the most and creating other such remedial measures.

The Commission has devoted itself mainly to the question of sub divisions. It has proceeded by enumerating some of the evils arising out of minute sub divisions of land Among the causes which operate to sub-divide land into numerous small holdings are a conservative partiality of the people for land which ensures them the status in their society, as also due to the operation of the laws of mortgage, gifts, sale and succession. If no preventive measures are adopted, the results would be to create a class of poverty-sticken famishing pesantry which will be a drag on the axle of progress and general happiness. Small and scattered holdings make it very difficult to utilise latest inventions for the betterment of agriculture, while much of manure, labour, and energy is wasted. On the contrary if all the holding of an individual are masssed in one lot there would be much economy of labour, time and energy of land wasted under fences and boundary marks, much facility of careful supervision of the crops and agricultural labour, much saving of money, better facilities for improvement, experiment and progress on modern lines.

The question is how to effect prevention of scattered holdings without grievously prejudicing the agriculturist. The Commission law held out various suggestions. The first measure they propose is where two-thirds of the khatedars of a village request the govt. to adopt the system of collecting in one big holding of each individual farmer, the scattered holdings that belong to him by means of exchange of contiguous fields, and such other measures, the government should frame a scheme to that effect and proceed to collect scattered holdings into a joint holding for each Khatedar. I have been talking to various patels if such a scheme would be feasible. While each and every one of them unanimously agrees to the great benefit that the farmers will have under it he thinks that the illiteracy, conservatism, suspicion for every new departure from an old line, would prejudice the farmers who will never willingly come forward to claim the benefit of the proposed scheme. They think that even though in the begining there would be much opposition, still as the end is good, the government as a well-wisher of the people must introduce this scheme in every village as a compulsory measure. I believe the sudden adoption of a scheme novel to the agriculturist Khatedar and at once in the whole state will result in confusion, needless expense, a sudden revolution in the land settlement and Survey system creating much trouble in the adminis-

tration of the revenue laws. I believe the best thing to do at present would be to try the scheme in one *taluka* and at the same time for the benefit of those who would, make some provision in the Land Revenue Code, to allow voluntary exchanges of scattered holdings when it is applied for to revenue officials. And to induce people to effect as many voluntary transfers as possible under the provisions of the Code, all applications and transfer documents should be exempted, as the commissioners have suggested, from all sorts of stamp and Registration duties. When the people come to all the benefits in the light of actual demonstration they would come forward of their own accord to have the advantages offered by the suggested schemes. The agriculturist as it is, is not blind to the advantages that accrue from having holdings in one lot. I have seen applications for exchange of Gaucher lands to secure contiguous fields, and sometimes the *Khatedar* is willing to give up his more valuable land. To help this idea of preventing sub-divisions, a couple of more provisions in the Land Revenue Code will go a long way to this goal. The object must not be merely to prevent subdivisions, but to promote possession of land in big holdings. When waste and Padtar lands are to be brought under cultivation, such lands should be given to the holder of land contiguous to such land, on the holder consenting to pay as fees a sum amounting to three or five times the assessment. It is only when such holder, is not willing to take the land, that the land may be let by auction to the highest bidder. Where there are more than one holders having contiguous fields, the land may be allowed to the highest bidder from amongst them only. And also as the commission has suggested revenue holdings should not be of a lesser area than eight bighas in the case of *Jarayat* & three bighas in the case of *kiyri* lands. Together with this, if it is imposed upon the revenue officials, and the officials of the Agriculture Department as a moral duty and part of their district work, to explain to the people the advantages of the scheme and to help them benefit by it, it would also mean much to remove false impressions and obstinate prejudices from the minds of the backward classes of the peasant proprietors.

The continual sub-division of land is an evil-and a great evil no doubt and if investigations are undertaken into it, astounding revelations would be made. H H. with characteristic insight has caught the germs of this evil, and if the scheme matures into practical demonstration, I believe much benefit would result. Baroda has always taken a lead in all matters of public good and once more it has come forward with a bold and generous scheme.

# સારી તંદરોસ્તીમાં રહેવાની કળ.

## એક ઉપયોગી વિષય.

( જુન ૧૯૧૭ ના અંકનું સાંધન. )

ગુલશન માટે ખાસ

લખનાર—એ. પી. માદન.

તે

દવા વગરનો ડાકટર ઈ૦ ના કર્ત્તા.

### પાણી પીવા વિષે.

જેપાનમાં લોકો એવું માને છે કે ઘણું સરખું પાણી પીવામાં તેમજ બાહેરથી વાપરવાથી દરદની સામે મોટો બંચાવ થાય છે. ત્યાં " જીયુ-જીત્સું " કરી જે કસરતો કરનારા હોય છે. તેઓ માટે કહે છે કે દરરોજ એક ગાલન યાને છ બાટલી ભરી પાણી પીવુંજ જોઇએ.

સારી તનદરોસ્તી ભોગવવા માટે સામાન્ય રીતે છુટથી પાણી પીવુંજ જોઇએ. કેટલું પાણી પીવું તે દરેક માણસની કુદ્રતી તરસ કહી આપે, પણ ઘણીક વેળા અકુદ્રતી રીતે ખાવા પીવાનું ચાલુ રાખ્યાથી આપણા કુદ્રતી સ્વાદો બગડી ગયેલા હોય છે જેથી તરસની લાગણી બદલાઇ જાય છે, અથવા ઘણી ખોટી રીતે દોરવાઇ ગઇ હોય છે.

કેટલાક લોકો જોઇએ તે કરતાં ઘણું પાણી પીયે છે જ્યારે બીજાએ ઓછુ પીતાં હોય છે, જ્યારે ઘણાંજ થોડા લોકોને, પાણી ક્યારે અને કેટલું પીવું તેનો અક્કલવંત વીચાર હોય છે.

દરેક માણસે પાણી તો બેશક પુર છુટથી પીવું જોઇએ. દેખાઇતાં કારણો માટે, ખાતી વેળા પાણી પીવું જોઇએ નહી. કદાચ કાંઇ ન ચાલી શકે એવી ગરજજ પડી તો માત્ર અરધી પાઇન્ટ જેટલું પાણી પીવું પણ તેથી વધુ નહી. જમતી વેળા પાણી પીવાની જરાએ ગરજ હોતી નથી એટલુંજ નહી પણ તે પીવાથી ખરેખર નુકશાનજ થાય છે. કારણ કે હોજરીમાંથી જોઇતો ( ગેસત્રીક જુસ ) રસ પાચણ ક્રીયા માટે પુરો પાડવામાં આવે છે. એજ, કારણસર ખાવાની કેટલાક કલાક આગમજ હોજરીને, પાણી પુરું પાડવાની જરૂર હોય છે. એક ધડો શીખવા માટે પાણીનાં ઝરા આગળ જનાવરો જ્યાં ચરતાં હોય ત્યાં નજર કરો. તેઓ એક ઝુડો ઘાસ ખાઈ, તુરત પાણી પીતા નથી પણ ઘાસ એકીવેળા ખાઇ લે છે, જે દરમ્યાન એક ટીપુએ પાણી પીતાં નથી. હવે જેવી રીતે આપણે ખોરાક વધુ ખાઇ લીએ છે, તેમ પાણી પણ જોઇએ તે કરતાં વધુ પીવાય, અને આ કારણને લીધે આપણને એક ધોરણ નક્કી કરી તેટલુંજ પાણી પીવાની આદત પાડવી જોઇએ. જ્યારે હોજરી ખોરાકને પાંચણ કરતી હોય ત્યારે પાણી બીલકુલ પીવું ન જોઇએ; આથી કરી હોજરીનાં કાર્યમાં હરકત થાય છે, અને જે ખોરાક સાથે પાણી જતાં ત્યાં જોઇએ તે કરતાં વધુ બોજભાર થવા પામે છે.

જ્યારેબી પાણી પીવું હોય ત્યારે એકદમ મોટા જથ્થામાં લેવું નહી, પણ અરધા ગલાસથી એક ગલાસ ભરી પાણી એક વેળા પીવું જોઇએ. જો ગરમી પડતી હોય અને પરસેવો ઘણો છુટતો હોય તો બીજું ગલાશ પાંચથી દશ મીનીટ પછી પીવું. કોઈબી સંજોગમાં બરફનું (આઇસ) પાણી મોટા ગોટે પીવું ન જોઇએ. સિવાય કે પહેલા મહોમાં લઇ તેને ગરમ કરી પછીજ ગળામાંથી નીચે ઉતરવા દેવું.

જેમ સ્વાદની લાગણી આપણે ખીલવીએ છીએ તેવીજ રીતે તરસની લાગણી પણ ખીલવવી જોઇએ; બલકે ખોટી ટેવ હોય તેને સુધારવી જોઇએ. અને તે માટે પાણી પીવાનો પણ ચોક્કસ વખતજ કીધા હોય તો ઠીક. જ્યારે હોજરી ખાલી હોય ત્યારે પાણી ઘણી જલદીથી આખી સીસ્ટમમાં પસરી જાય છે, તેથી તેની લોહીને સાફ કરવાની ક્રિયા, બીજી વેળા યાને જ્યારે હોજરી ભરેલી હોય તે કરતાં વધુ સરસ રીતે થઈ શકે છે. તેથી સહવારે ઉઠયા કેડે તુરતજ એક ગલાશ ભરી પાણી પીધું હોય, અને બીજું નાસ્તો ખાધા પછી અથવા બપોરનું જમણ લીધા પછી બેથી ત્રણ કલાકે એક ગલાશ પાણી લેવું ઘણું ફાયદાકારક છે. જેથી કરી ખોરાકને હજમ થવાની ક્રીયામાં કશી ખલલ પડતી નથી.

દીવસમાં કેટલું પાણી પીવું તે મોટે ભાગે ઋતુ-હવા, તેમજ એક માણસનાં ધંધા-કામ ઉપર અને બીજા તેવા સંજોગ ઉપર આધાર રાખે છે. સાધરણ રીતે એમ કહી શકાય કે બેથી ચાર પાઇન્ટ સરાસરી દીવસમાં એક માણસે પીવું ઘટે છે. જે માણસો ફળનો ઉપયોગ કરતા હોય તેમને તેટલા પાણીની ગરજ હોતી નથી. અનુભવથી જણાયું છે કે જો ચોક્કશ જથ્થો પાણીનો પીધો હોય તો એક માણસે નક્કર પદાર્થો ઘણા ઓછા ખાવા, અથવા સઘળાગા નંજ ખાવા. ઘણાઓને અરધાથી એક પાઇન્ટ પાણી દીવસમાં પુરતું થઇ પડે છે. આપણે જનાવરો તરફ ફરીએ તો કેટલાંક એવા જનાવરો જોઇશું કે તેઓ પાણી ઘણુંજ ઓછું પીયે છે. આ બકરા, મેંઢા, ખીસકોડી, સસલાંમાં દેખાય છે.

પાણીનો સવાળ દરેક માણસની પોતાની પ્રકૃતી પ્રમાણે નકી થવો જોઇએ. ઉનાળામાં શિયાળા કરતા વધુ પાણીની ગરજ પડેછે. જેઓને હોજરીનો ઉપસાટ અથવા હારટનુ ડાઇલેટેશન અને આર્ટીરીસીસ હોય તેમને વધુ પાણી પીવાથી ઘણી બેચેની થાય છે. ઘણાઓને ખોટી રીતે વધુ પાણી પીવાની ભલામણ થાય છે. તેમની જીંદગી ઘણી દુઃખમય થઈ લાગે છે. જે સઘળું પાણી આપણે પીયે તેને આરતરી યાને ધોરીનસોમાં થઇને હારટમાં આવી ત્યાંથી બાહેર નીકળવું પડે છે તેથી વધુ જથ્થો પાણીનો લેવાથી હારટ અને કીડની ઉપર વધુ કાર્યનો બોજ આવી પડે છે.

## શરીર પાણીનો ઉપયોગ કેમ કરે છે.

શરીરમાં જેટલું પાણી ગયું તેને શરીર કરી રીતે નીકાલ કરે છે તે જાણવું ઘણું અગત્યનું છે. પ્રવાહી બે રીતે માણસાઇ શરીરમાં પચે છે. (૧) લોહીનાં વાસણોની જે કેપીલરી સીસ્ટમ છે તે વાટે, અને (૨) લીમફેટીગ વાસણો મારફતે સાધારણ રીતે જ્યારે પ્રવાહી મહોડામાં લઇ ગળાય છે ત્યારે તે માહેલો થોડોક ભાગ હોજરીનાં લોહીનાં વાસણો લઇ લે છે. બાકીનો બધો ભાગ વધુ નીચે ઉતરી નાનાં આતરડાંમાં જાએ કે જ્યાં રહેલા વીલી નામનાં નાનાં બાળો તે પાણીને પોતામાં શુસ્ત લે છે. અને ત્યાંથી તેને ડારેતીક નળી જે ગળાનાં મુળ આગળ હોય છે, તે ખેંચી લે છે. અને ત્યાર કેડે તેને લોહીનાં વાસણોમાં ખાલી કરે છે અને એવી રીતે પ્રવાહી હારટમાં પુગે છે. અને હાર્ટના ચાલુ કાર્યથી તે લોહીમાં ફેરવાઇ શરીરના બીજા દરેક ભાગમાં મોકલાય. છે. જ્યારે તે લોહી મોહડાંના ઉપજાવ-

રાં ગલાન્ડમાં પુગે છે. ત્યારે તેને રપ ફેરવાઇ સેલીવા યાને મોહાડાનાં રસ (હુંગ) માં દલાઇ જાય છે જ્યારે તે હોજરીમાં જાય છે. ારે તે હોજરીનો ગેસત્રીકજ્યુસમાં ફેરવાઇ જાય છે. મને જ્યારે તે પાનક્રીયાસ, લીવર અને ઇન્તેતાઇનમાં અથવા બીજા કોઇબી અવયવમાં પુગે છે ત્યારે તે અવયવનાં કાર્ય મુજબ યાતો અંદર સોસી લેવાય છે યાતો કચરા તરીકે શરીરમાંથી બાહેર નીકળવાનો પદાર્થ થાય છે. આ યાદ રાખવા લાયક બાબદ છે કે એ બધા રસો, સાલીવા, ગાસત્રીક જ્યુશ, પાનક્રીયેટીક જ્યુસ અને આંતરડાના રસો. એ બધાં તે તે અવયવોમાં રહેલા વીલી નામનાં વાળોમાં સોશી લેવાય છે. અને તેથી કોઇબી પ્રવાહીને યા ખોરાકનાં નક્કર પદાર્થની તાકાત નથી. એ વાળોની બારીક તપાસમાંથી છટકી શકે એટલે કે તેમાં રહેલો સોશી લેવાનો ભાગ પોતાની અંદર લઇ લોહીનાં વાસણોમાં આપ્યા વિનાં પસાર થઈ શકતોજ નથી. મર્થાત કે શરીરમાં જે સોસી લેવાની "એબસોર્શન" ક્રીયા તેમજ રસો પેદા કરવાની સીક્રીશન ક્રિયાઓ જે શરીરમાં થાય છે, તેઓ જીંદગી દરમ્યાન ચાલુ થયા કરે છે. જો કે પ્રવાહીનો આ નાનો ભાગ આ રીતે વારાફરતી બધેબધ જાયછે અને તેમાં પાચણ ન કરવાની ચીજો સાથે લઇ જાય છે, છતાં પ્રવાહીનો મોટો ભાગ પીસાબ તરીકે બાહેર નીકળે છે, તેમજ ચાંમડી મારફતે પરસેવા તરીકે, અને ફેફસા વાટે હવા તરીકે બાહેર નીકળે છે, અને બાકી કચરો આંતરડા મારફતે મળ તરીકે બાહેર નીકળી જાય છે. આ રીતે જેટલો તે વધુ પાણી અથવા વધુ ખોરાક શરીરમાં જવા દીધાથી, તે ઉપર વધુ કાર્યનો બોજ આવે છે, કે જે ઉપર જરૂર ધ્યાન આપવાની છે.

## પાણી કેવું જોઇએ

દીસતીલ વોટર યાને ગાળેલું પાણી સહુથી સારૂં છે. તે પછી જે પાણી ઉકાળેલું (પંદરથી વીશ મીનીટ સુધી) હોય તે આવે છે. ફીલટર વોટર ઉપર ઘણો આધાર રાખી શકાય નહી. કારણ કે ઘણાક ફીલટરો પોતેજ, નુકશાન કારક જર્મો પેદા કરે છે. માટે, આપણું પીવાનું પાણી ચોખ્ખું છે તે માટે જેટલી લેવાઇ શકાય તેટલી સંભાળ રાખવી જોઇએ. પાણી ગરમ યાને સાધારણ ઠંડુ લેવાઈ શકાય છે. નાનાં આવતાં બાળકો ઘણી વેળા પાણી માટે રડતાં હોય છે, અને તેઓને તે વેળા દુધ કરતાં પાણી પુર છુટથી આપવું જોઇએ. જ્યાં આઇશ વોટર પીવાય ત્યાં બરફ તો કદીપણ પાણી અંદર નાખવું નહી. કારણે ઘણી વેળા બરફ ચોખ્ખું હોતું નથી અને તે માહે હલકા પ્રકારનું અથવા ગટરનું પાણી ભેળાયલું હોય છે.

લીંબુનો રસ અથવા બાઇમજ્યુશ અથવા બીજી કોઇ ખાટી ફ્રુતનો રસ પાણીમાં નાખ્યાથી પાણી ચોખ્ખું થાય છે.

ચોખ્ખા પાણીમાં જરાક મીઠું નાખવાથી તેનો ગુણ વધે છે.

ચોખ્ખું ઠંડુ પાણી એજ માણસનું કુદરતી પીણું છે.

## ખોરાક ઉપર મહોડાંની ક્રીયા.

### ચાવવું અથવા માસ્ટીકેશન.

"Food well chewed is half digested"

સારી રીતે ચવાયલો ખોરાક અરધો પાચન થયલોજ છે. ચાવવાની ક્રિયા એ એક કળાજ છે કે જે હાલના સુધરેલા જમાનામાં લગભગ ભુલાઇ ગઇ છે. આ દોડાદોડીના જમાનામાં લોકોને દોડધામની આદત લાગુ પડેલી હોવાથી તેઓ કહે છે કે ખોરાકને ચાવવાની જેટલી હમને ફુરસદ નથી અને તેથી તેઓ ઝડપથી ખોરાક ગળી જાય છે, અને પછી બદહજમી કબજીયાત વગેરેની ગોળીઓ અને પાઉડરો લે છે કે જેથી કરી જે કાર્ય મહોડાએ કરવું હતું તે હોજરીને કરા-

વાની ફરજ પાડે છે. પણ તેઓ ભુલી જાય છે કે હોજરીને કાંઇ દાંતો હોતા નથી.

દરેક ડાક્તરી પુસ્તકમાં ખોરાકને ચાવવાની બાબદ ઉપર કાંઇક પ્રસારો લખેલો હોય છે છતાં જ્યાં સુધી હોરેસ ફ્લેચર નામના અમેરીકન થોડા ક વરસો થયાં આ ચાવવાની બાબદ ઉપર ઘણુંક નવું અજવાળું નાંખ્યું હતું નહી ત્યાં સુધી ચાવવાની ક્રીયા તનદરોસ્તી માટે કેટલી બધી અગત્યની હતી તે વાત લોકની જાણમાં આવી હતી નહી. તેમજ કબુલ રખાઈ હતી નહી હોરેસ ફ્લેચર કે જે એક લોકહિતાર્થી તરીકે પ્રખ્યાત થયો છે, તેની મહેનત અને કોશેશોથી અમેરીકા તથા યુરોપની મોટી યુનીવરસીટીઓમાં ઘણાંક અખતરાઓ કરાયા છે. જે ઉપરથી વગર શકે આ વાત પુરવાર થઇ છે કે એક માણસની તેમજ પ્રજાની સામાન્ય સુખાકારી માટે ચાવવું પહલી અગત્યની બાબદ છે. આ વાત પુરવાર થઇ છે કે ચાવવાથી સંપુર્ણ ક્રીયા થયે છે અને દરદનો અટકાવ થાય છે એટલુંજ નહિ પણ તે ખાવાની મોજને વધારે છે, ખોરાકનો જથ્થો કમતી કરી નાખે છે, અને તેમ કરી ખરચમાં ઘણો બચાવ કરી માણસની જોર-શકતી અને કાર્ય કરવાની શકિતમાં ઉમેરો કરે છે.

માટે વધુ વખત ચાવવાને, યાને દાંતોને મેહનત આપવાની, અને તેમ કરી ખોરાકને મ્હોડાનાં રસો સાથે એકંદર કરી નાખવું એ ક્રીયા સંપુર્ણ પાચણ ક્રીયા માટે તેમજ તનદરોસ્તી માટે બહુજ અગત્યની છે એ વાતની ભલામણ ગમે એટલીવાર કરીએ તો તે થોડીજ ગણાશે. પાંચણ ક્રીયા સારી થશે કે ખરાબ તેનો આધાર આપણે ખોરાકને ચાવવા ઉપર કેટલુ ધ્યાન આપીએ છીએ તે ઉપરજ રાખે છે. જો ખોરાકને પહેલાથીજ સારી રીતે ચાવવામાં ન આવે તો પછવાડેની બીજી બધી ક્રીયાઓ અધુરીજ રહેવાની. ઉતાવળીમાં ખોરાક ખાઈ જવો અને ઝેકરનીજ ગરજ સારે છે. ને ધારો કે માણેની આંતુ ક્રીયામાં થી પસાર થવોજ જોઇએ. નહીં તો તે, લોહીમ આમેજ થઈ શકેજ નહી. ઝડપમાં ખાધેલો ખોરાક કોહવા માંડે છે, અને આ કોહેલો પદાર્થ લોહીને બીગાડે છે કે જે બધાં દરદોનું મુળ કારણ હોય છે. લોહીમાં ગયેલા આ નાલાયક અથવા ઝેરી તત્વો માણસને એકસો એક દરદ લાગુ પડી માહેલા મુખ્ય રૂમેટીસમ-સ્ક્લેરીયુમ-ગાઉટ-આસકમાં, બ્રોન-કાઇતીસ, અને એવા બીજા કાનીકા દરદો થઇ લાગે છે અને એવી રીતે શરીરની શકિત કમી થઇ, કવખતે બુધાપો થઇ લાગે છે, અને એ સઘણું જુવો તો ખાવાપીવાની ખરાબ ટેવોને લીધે શરીરમાં ઝેરો એકઠાં થવાનું પરીણામ હોય છે.

ખોરાક સારો પણ હોય પણ જો ઝડપથી ખવાય યાને પુરતી રીતે ચાવ્યા વીનાં ખવાય તોય માણસને દરદ આવ્યા વીના રહેતું નથી.

નરમ-પોચા ખોરાકો લેવાથી ચાવવાની ક્રીયા સહેલથી થઈ શકતી નથી. આ કારણને લીધે નકકર ખોરાકો, જે કઠણ અને ચીવટ હોય તે વધારે બેહતર છે. પુરતીરી તે ચાવવાથી મ્હોડામાં સારી રીતે રસો ઉત્પન્ન થાય છે, અને તે રસ સ્તાર્ચ અને મીઠી ( ખાંડ ) ચીજો એક રસ થઈ જાય છે-સંપુર્ણ રીતે ખોરાક ચવાયો તો તે અર્ધો પાચણ થઇ જાય છે. જો ઘણીજ અછી રીતે ચવાય તો ગમે એ ખોરાક પચી શકે છે-પછી તે નવા પટેટા પણ કાં ન હોય.

મોહડાની ચાવવાની ક્રિયા, હોજરી ઉપર વળતી અસર કરે છે, એટલે ત્યાં હોજરીનાં રસો ઉત્પન્ન થવા માંડે છે અને તેમ કરી હોજરીને પાચણ ક્રીયા કરવા માટે લાયક બનાવે છે. ચાલુ ડીસપેપસીયાવાલા માણસ જેને પાણીની અતી ઘણી તરસ લાગ્યા કરતી હોય છે તેઓ જો ખોરાકને બહુ સરસ રીતે ચાવવા માંડે તો પેલી ખોટી તરસ મટી જશે.

ચાવવું એ કુદરતીજ પ્રેરણા છે. બાળકો પોતાનો અંગુઠો યા આંગળાં ચુસે છે અથવા તો કોઇબી તેવી કઠણ ચીજ ચુસવા માંડે છે. અપુર્ણ રીતે ચાવવું એ આજનાં જમાનામાં બચ્ચાંઓને પ્રવાહી અથવા અરધ પ્રવાહી ચીજો ખવાડયાથીજ થાય છે, જેથી કરી ચાવવાની ક્રીયા ઘણી ઓછી થઇ કુદરતી પ્રેરણા જલદીથી મરણ પામે છે. આ ખોરાકની ગળી જવાની પહેલી શરૂઆત છે. માટે બાળકોને ચાવવાની ટેવ પાડવા માટે તેમને નરમ માખણ ખાંડ અને બીજા એવા નરમ પદાર્થો આપવાને બદલે બનતાં સુધી કઠણ કઠોર અને સુકા ખોરાક ખાવાની ટેવ પાડવી જોઇએ.

જો આપણે જડબાંનો બરાબર ભાર મુકીને ચાવવાની ક્રીયા કરીએ એટલે કે નક્કર અથવા પ્રવાહી કોઇબી પદાર્થ મહોડામાં લીધો તેને ખુબ ચાવી ચાવીને પાણી જેવો પાટલો કરી તેનો પોષક ગુણકારક તત્વો ગળીએ અને તે માંહેલા બાકી રહેલા શાખા કે જે આપાજ રહી જાય છે તે કાઢી નાખીએ તો આપણા શરીરમાં જે કાંઇ સારૂં અને ખપજોગુ હશે તેજ આમેજ થશે.

જેમ વાઇન દારૂ પીનારા વાઇનને તેસ્ટ લઇ ચુસે તેવીજ રીતે દુધ અને બીજાં બધાં પ્રવાહીઓ પણ ચુસી ચુસીને સીપ કરવા જોઇએ. આમ કર્યાથી પ્રવાહી પદાર્થને ચુસવાની ક્રીયા જેમ નક્કર પદાર્થને ખાતાં મોજ લાગે છે તેવીજ મજાહદાર થઇ પડશે. ચુસીને લેવાથી સ્વાદની લાગણી ખીલે છે. જ્યારે ગટગટ પીવાથી તેસ્ટ લાગતો નથી.

ખોરાકને સંપુર્ણ રીતે ચાવવાથી પરીણામ એ આવે છે કે તમને કોઇબી દવા લેવાની ગરજ રહેતી નથી, બલકે દવાખાનું સમુળગું ભુલી જશો.

માટે ચાવવાનું શીખો—સીપ કરવાનું શીખો—અને જ્યાં સુધી તે તમારી કુદરતી આડત થઈ પડે ત્યાં સુધી તે ઉપર ચાલુ મહાવરો રાખો તે પછી તમો કોઇબી ખોરાક નક્કર યા પ્રવાહી તેને ગળી જશો નહી. જો તમારી કને ખાવાનો વેળ થોડોજ હોય તો તેટલા વખતમાં ચાવી ચાવીને જેટલું ખવાય તેટલુંજ ખાવું વીશ મીનીટ સુધી ચવાય એટલો ખોરાક હોય તે કાંઇ પાંચ મીનીટમાં થઇ શકે નહી. એક માણસ જેટલું પોષણ એક ખોરાકને ત્રણ મીનીટ સુધી સારી રીતે ચાવીને મેળવે તેટલું પોષણ તે કરતાં પાંચ ઘણો ખોરાક લઇ અઘટીત રીતે ચાવે તેનાથી મળી શકતું નથી.

તમારી હોજરી જાણે એક ભંડાર હોય તેમ ભરી નાખશો નહી—હોજરીનાં તીસ્યુઓ, આંખના તીસ્યુ જેવાજ કુમળા અને નરમ હોય છે. કોઇ પણ માણસ આંખમાં મરી મસાલો યા સરકો વગેરે તિક્ષણ પદાર્થો નાંખી તેમાંથી દરદનો અનુભવ નહી થવાની આશા રાખી શકે નહી, અને તેજ કાયદો હોજરીને પણ લાગુ પડે છે, જેમ મરી મસાલાથી આંખ ઠમકમે છે તેમજ હોજરી પણ તેઓથી બંદ કરે છે.

અપુર્ણ ચાવવાથી વધુ ખાવાની તેમજ પાણી પીવાની તરસ છુટે છે જેઓ ચાલુ દીસપેપટીકો છે તેઓ તે ખાતાં ખાતાં ચાહ—કાફી, કે પાણી પીવાની તરસ લાગ્યા કરે છે.

સંપુર્ણ રીતે કીધેલી ચાવવાની ક્રીયા ખોરાકને મહોડામાંજ તૈયાર કરે છે, ખાવાની મોજને વધારે છે ને લંબાવે છે, અને ખોરાકની હદ બાંધે છે, અને ભુખને તૃપ્ત કરે છે. એટલુંજ નહી પણ જીભમાં સ્વાદને એવો કેળવે છે કે તે તનદરોસ્ત અને બીનતનદરોસ્ત ખોરાકનો તફાવત જોઇ શકે છે અને છેવટે પોતાનાં લાયક ખોરાક ચુટી કાઢે છે.

સંપુર્ણરીતે ચાવીને ખાવાથી આડત કરતાં અથવા આગળ કરતાં અરધા બલકે તેથી પણ ઓછા જથ્થાથી ભુખ મટે છે, અને તેમ કરી વધુ ઠપાટવાનો અટકાવ કરે છે કે જેથી કરીનેજ માણસોને સઘળાં દરદો લાગુ પડે છે. સંપુર્ણ રીતે ચાવ્યાથી ખોરાક સાથે રસો મીશ્ર થઇ સમાવેશ

ક્રીયા ઘણી સારી રીતે થાય છે, અને તેમ કરી ઘણાક ખોરાકોમાં કેમીકલ ફેરફાર થાય છે કે જે સંપુર્ણ પાચણ ક્રીયા અને સમાવેશ ક્રીયા માટે અગત્યના છે. નક્કર પદાર્થોને બારીક કર્યાથી, હોજરી તે કાર્ય કરવાની મહેનત બચે છે, અને આ પ્રમાણે હાજરીમાં જે કેમીકલ ક્રીયા થવાની તે ઘણી સરસ રીતે થઇ શકે છે.

પોતાની મરજીથી કીધેલો દરેક ચાવ, હોજરીની તથા આંતરડાના તેટલી મહેનત બચાવે છે. જ્યાં સુધી આપણે ખોરાકને સંપુર્ણ રીતે ચાવીએ નહી ત્યાં સુધી આપણા સ્વાદની લાગણી, યાને આપણને કેટલા ખોરાકની જરૂર છે તે લાગણી કેળવાતી નથી, આ રીતે કર્યાથી આપણી તેસ્ટની લાગણી ફાયદાસરની થાય છે, કે જ્યારે તે પોતા માટે ઘટતા ખોરાકો પસંદ કરી લેછે, અને તેવા નુકશાનકારક ખોરાકને નાપાસ કરે છે. જેટલો લાંબો વખત મહોડામાં ખોરાક રહે તેટલી વધુ અસર સ્વાદનો નર્વસોમા થાય છે અને એ નર્વસો મારફતે ભુખ ઉશકેરાય છે, અને એ બીંદુઓ જ્ઞાન તંતુઓ મારફતે હોજરી ઉપર અસર થાય છે કે જેથી ત્યાં રહેલી રસની કોઠળીઓ ચપળ થઈ તેઓમાં હોજરીનો ગાસત્રીક રસ ઉત્પન્ન થવા માંડે છે.

જ્યારે ખોરાક ઝડપથી ગળી જવાય છે ત્યાં તેનાં જુદા જુદા સ્વાદો મળતા નથી. ઝડપથી ખાતાં ઉશકેરાત થાય છે તેમાં કશો ગુણ હોતો નથી, અને તેથી રસનો જથ્થો ઘણોજ થોડા મહોડામાં પેદા થાય છે, એથી ઉલટું ખોરાકને જ્યારે ઘણીવાર મહોમાં રાખી જ્યાં સુધી તેની દરેક કણી પીગલીને પાણીના રસ જેવી થઇ જાય ત્યાં સુધી ચવાય છે ત્યારે પુષ્કળ રસ નીકળી ઉત્તમ પ્રકારનો ગુણ મેળવાય છે. જ્યારે ખોરાકને ઝડપથી ખવાય છે ત્યારે તેનો સ્વાદ પણ સાથે ગળાઇ જવાય છે, અને તાળવા માત્ર સહેજ ઉશ્કેરાય છે અને ભુખની લાગણીનો રસ ઘણોજ થોડો ઉત્પન્ન થાય છે અને પરીણામે પાચણક્રીયા થતી નથી.

હોજરીનાં મસલસો કે જેઓ રસની કોથળીઓ ઉપર અમલ કરે છે તેઓ ઇનવોલન્ટરી મસલસો યાને આપણાં પોતાના કાબુમાં ન હોવાથી આપણે માત્ર ખોરાકને હોજરીમાંથી નાખ્યાથી રસો પુરા પડી શકતા નથી; કે જે આપણે મહોડામાં કરી શકીએ છે એટલે કે મહોડાનાં રસો ઉપજાવવા એ આપના કાબુમાં છે પણ હોજરીનાં મસલસોને તેમ કાર્ય આપણી મરજીથી કરાવી શકતા નથી હોજરીનાં રસનો આધાર ત્યાં રહેલી રસનાં ગલાન્ડસો ઉપર અને આપણી ખરી ભુખ ઉપરજ રહેલો હોય છે. આથી ખુલ્લું દેખાઈ આવે છે કે મહોડાંના વોલનતરી યાને આપણા કાબૂમાં રહેલા મસલસો ને સારીકાની વાપરવાથીજ હોજરીનાં ઇનવોલનતરી મસલસોની મહેનત બચાવી શકીએ.

## ખાતીવેળા વાતો કરવી નહીં.

ખાતી વેળા વાતો કર્યાથી ઘટતી રીતે ચાવવાની ક્રીયામાં ગંભીર અટકાવ થાય છે, અને તેથી ખાવાની લહેજત પણ ઘટી જાય છે, કે જે વેળા ખરૂં પુછો તો માણસનું ધ્યાન ખાવા ઉપર ચોંટેલું રેહવું જોઇએ. હીંદુઓનાં અથવા કહો કે આપણા રૂષી મુનીઓ ખાવાની ક્રીયાને ધાર્મિક ગણેલી છે અને તેથી ખાતીવેળા મુંગા રેહવાનું ફરમાન કરેલું છે તે આજ કારણસર છે. પીથાગોરીયનનાં પંથનાં લોકો ખાતી વેળા તદન મુંગા રહેતા હતા. હવે આજના કહેવાતા સુધરેલા જમાનામાં, કે જેની નકલ આપણા હીન્દુ દેસમાં થવા લાગી છે, ત્યાં તો ખાતી વેળા ખાસ કર વાતો અને ટાકીઓ ચાલુ રહેલા હોય છે. હવે તમો ખાતી વેળા થોડીક રમુજ વાતો કરી લો, તો ભલે પણ જે કાંઇ કરવું ઘટતું છે તે એ ખોરાકને ખુબ ચાવવા ઉપર તમારૂં ધ્યાન રહેવું જોઇએ ખાતી વેળા સઘળો વખત ખાવામાંથીજ મજાહ મેળવવામાં મન લાગેલું રહે તેમ થવું જોઇએ. આ ખાવાનો સઉથી પહેલો અને અગત્યનો નીયમ છે. ખાતી વેળા મન બીજી ચીજો તરફ લાગવું ન

જોઇએ. દાખલા તરીકે પોતાનાં ધંધાની વાતો કે તેવાં બીજા ગામ ગપાટા ઉપર, કારણ કે તેથી ચાવવાની તેમજ પાચન ક્રીયામાં ખલલ થાય છે. ઘણાઓ પોતાનું બપોરનું જમણ ઓફીસ કે પોતાની દુકાનમાં જ્યારે પોતાનું મગજ તેના જંજાળમાં રોકાયલું હોય છે, ત્યારે માત્ર એક મશીન માફક ખાઇ લે છે, તેમ થતું ન જોઇએ. જ્યાં સુધી કામ ખલાસ ન થાય, અથવા તો તેની ચીંતા અને જંજાળ તમારા મનમાંથી કાઢી ન નાંખો તે આગમજ ખોરાક ખાવો ઠીક નથી. એક ચીંતાના વિચારોથી ભરેલું ભેજું અને ખોરાકથી ભરેલી હોજરી બન્ને સાથે સારી રીતે રહી શકતા નથી. એક યા બીજું ખાલી હોવુંજ જોઇએ. આ વાત યાદ રાખવી ઘટે છે કે, જેમ વિચાર કરવા માટે ભેજાને લોહીની ગરજ હોય છે તેમ હોજરીને કાર્ય કરવા માટે પણ લોહીની જરૂર હોય છે. પણ બંનેમાં એકી વેળા પુરતાં લોહી આવી શકે એમ બની શકતું નથી તેથીજ ભેજા માંહેલી કામકાજની જંજાળ દુર કરીને ખાવા બેસવું એ સલાહકારક છે.—બલકે અવશ્યનું છે.

---

# કીસ્મતની કહાણી.

## યાને

## રાણી માતાનો પ્યાર

(ઐતિહાસિક ચાલુ વાર્તા)

ગુલશન માટે ખાસ લખનાર—ભાગ્યદયા.

---

### આગલાં પ્રકરણોનો ટુંકસાર.

ઈંગ્લાંડની રાણી મેરીનાં લગ્ન સ્પેનના ગાદી વારિસ ફીલીપની સાથે થયલાં છે. આ ફીલીપની પરણેતર આઈનેઝ નામની હૈયાત છે પણ તેણી સાથનાં લગ્ન હકદાર ગણાતાં ન હોવાથી આઈનેઝને ફીલીપ પોતાના હજુરી લીઓનના પોશાકમાં ઈંગ્લાંડ લાવ્યો હતો જ્યાં તેણે મોટું ધ્યાન ખેંચ્યું હતું. ફીલીપે યુક-ટાનમાં આવેલી એક બાદશાહી કબર જોવાને મશે ત્યાંના પાદરીને મારી નાંખી કબરમાંની દોલત લુંટી હતી તેમાં એક વિંટી જે જાદુઈ હોવાથી ભૂત ભવિષ્યને વર્તમાનના બનાવોનો દેખાવ આપતી હતી આ વિંટી આઈનેઝના હાથમાં આવતાં તે દરેક દેખાવ જોય છે તેમાં કબરનો રખેવાલ પાદરી કલેજા જે ધડકડતા શ્રાપ દે છે તે સાંભળતાં તેણી જો છે. પાછળથી ફીલીપના મદદગાર ડ્યુક ઓરસુનોને તે બાબે પૂછતાં તે-ણીની ખાતરી થાય છે. ફીલીપ મેરીની સાથે પોતાનો રાજ્યાભિષેક થાય તેવું ઇચ્છે છે પણ ઈંગ્લીશ પ્રજા તેમ માનતી નથી.

રાજા રાણીને બનાવે છે અને તે બાપડી તે તેણીપર દીવાનો બનેલો છે એમજ સમજે છે. રાજાના ખાનગી ઓરડામાં તે પછી જવા રાણી કોશેશ કરે છે પણ માણસો તેણીને અટકાવે છે. રાણીને ભારે ગુસ્સો લાગે છે પણ રાજા તેણીને સમજાવી લે છે. લીઓન હજુરીનાં ગાયનોથી ખુશ થતાં રાણી તેને નવાજવા જાય છે, પણ ફીલીપ તેમ કરતાં તેણીને અટકાવે છે. ફીલીપ અને રાણી લંડન ખાતે ભરાયલી દરબારમાં જાય છે ત્યાં રાજાની નજર અતિ ખુબસુરત લેડી એડીથ હાવર્ડપર પડતાં તે આંધળો ભિત બની જાય છે. આ સુંદર બાનુને પોતાની સાહેલીઓમાં રાખવાને તે રાણીને સમજાવે છે. રાણી મચક આપતી નથી પણ ફીલીપનું દબાણ થતાં અને બીશપ ગારડીનરે કાંઈ આડું થતું પોતાના ઉપાયો અજમાવવાનું કબુલતાં તેણી લેડી એડીથની નેમણુંક કરે છે કાર્ડીનલ પોલ પોપના પ્રતિનિધિ તરીકે ઈંગ્લાંડમાં આવે છે. એકવાર ફરીથી ઈંગ્લાંડ કેથોલીક ધર્મનો સ્વિકાર કરે છે ને પ્રોટેસ્ટંટોનો કચ્ચરઘાણ કાઢે છે. કાર્ડીનલ પોલ મેરીનો સગો હતો. એમ કહે છે કે રાણી મેરી સાથે તેનાં લગ્ન થનાર હતાં પણ કાંઈક ભંગાણ પડયું હતું. કાર્ડીનલ પોલ રાણી આગળ પોતાનાં ભાણેજ ફ્રાન્સીસ મેલવીલને રજુ કરે છે જેને સરનો ખેતાબ આપી રાણી તેના પોતાની અંગરક્ષક ટુકડીનો વડો નેમે છે રાણીના મહેલમાં લેડી એડીથને સર ફ્રાન્સીસ મળે છે. બંને નહાનપણનાં મિત્રો હોવાથી એકમેક તરફ ખેંચાય છે ને આગલી યાદ તાજી થાય છે. સર ફ્રાન્સીસ પોતાનો પ્યાર જાહેર કરે છે પણ પોતે પ્રોટેસ્ટંટ હોવાનું કબુલે છે. લેડી એડીથ હસીને પોતે પણ તે પંથની હોવાનું જણાવે છે. રાજા એડીથપર આવેશ બની જાય છે ને રાણીની દરકાર કરતો નથી. આથી રાણી લેડી એડીથને સર ફ્રાન્સીસ સાથે પરણાવી આપવાનો વિચાર કરી, બંનેને પોતાના ઓરડામાં એકત્ર કરે છે. તેઓ પ્રોટેસ્ટંટ હોવાથી કેથોલીક પાદરીને હાથે પરણી શકતાં ન હોવાથી ગલ્લાં-તલ્લાં કરે છે. આથી રાણી છેડાઈ પડે છે. ઈંગ્લાંડમાં રાણી મેરીના જુલમથી "બાર અને એક" નામનું

ખાનગી મંડળ ત્યાંના પ્રોટેસ્ટંટ ઉમરાવો સ્થાપે છે. આ મંડળના સભાસદો હડહડતા કસમ લે છે. તેમના જૂદા જૂદા વર્ગો હોય છે. તેઓ નિર્દોષોને બચાવી લે છે. રાણી મેરીના પંજામાંથી તેમણે અનેક નિર્દોષોને બચાવ્યાં હતાં. લેડી એડીથાને ફ્રાન્સીસ તરફની ચીઠ્ઠી મળે છે જે ફીલીપ પોતાના મદદનિશ પાસે લખાવે છે. તેની રૂએ એડીથા મળવા જતાં રાજાના સપાટામાં સપડાય છે પણ ત્યાંથી ઉપલાં મંડળના કેપ્ટન એ ની મદદે બચી જાય છે. આખું મંડળ એકત્ર થઈ લેડી એડીથને બચાવવાના સોગંદ લે છે. લીઓન રાજાને એડીથા તરફ ઢળેલો જોઇ ખાત્રી કરવા તેણીના ઓરડામાં જાય છે. પોતાની ખાતરી થતાં તે મોટો મિત્ર થાય છે. તેણીને પોતાનું બાઇબલ ઓરડામાં એક ખૂણામાં સંતાડતી જોઈ તેમ ન કરવાની તે સલાહ આપે છે. રાજા એડીથને સપડાવવામાં ફતેહ ન પામતાં ફરી પાછો તેણીની પૂઠે પડે છે ને તે બાપડી નહાસતાં રાણીને મળી જાય છે જેને જોતાં ફીલીપ ચાલ્યો જાય છે. રાણી ઘણા ગુસ્સામાં આવી એડીથનો કાંટો કાઢવા માંગે છે. તે માટે પોતાના પાદરી ફાધર એનોકને કાર્ડીનલ બનાવવાની લાલચ આપે છે. આ પાદરી એડીથાની તપાસ લે છે. પોતાના ધર્મ પર મુસ્તાક રહી તેણી કેથોલીક ધર્મનો તુચ્છકાર કરતી હોવાથી તેણીને કેદમાં પુરવામાં આવે છે. સર ફ્રાન્સીસ તેણીનો બચાવ કરવા જતાં પોતે પણ પ્રોટેસ્ટંટ હોવાનું જણાવે છે પણ તે પાદરી તેને તેના મામાને ખાતર જતો મુકે છે. લેડી એડીથાના ઓરડાની ઝડતી લેવાય છે પણ તેની ખબર લીઓનને આગમજથી પડતાં તે ત્યાંથી બાઇબલ ઉઠાવી જાય છે ને કમળનું ફુલ મુકી જાય છે. એડીથાને પાછળથી કેદમાં પૂરવામાં આવે છે. કમળના ફુલની પાતરીઓ રસ્તે રસ્તે નાંખેલી હોવાથી લીઓન તેણીનું કેદખાનું શોધી કાઢી તેણીને હિંમત આપે છે. એડીથાના કહેવાથી લીઓન સર ફ્રાન્સીસને ખબર આપે છે. તુરત બારને એકનું મંડળ જાગ્રત થાય છે ને છેવી રસ્તામાં એડીથાનાં ઘરેણાં–ગાંઠાં ઉતરાવવાની તેણીના પહેરેગીરો કોશેષ કરે છે કે તે મંડળનું ધાડું તેમનાપર તૂટી પડી કેદ પકડી તેમની ચોકકસ જગ્યાએ લઈ જાય છે, જ્યાં ફ્રાન્સીસ સાથે તેણીનો હર્ષભેર મેળાપ થાય છે. ફીલીપ એક બીજી અંગ્રેજ સુંદરીને જોતાં તેનાપર મોહિત થઈ પૂઠે પડે છે. આ સ્ત્રી બારને એકના મંડળના એક આગેવાનની અદરાયલી મહોરદાર હોવાથી કાઉન્ટેસ ફેડેલ્મા જે રાજા ફીલીપપર પોતાનું વેર લેવા આવી હતી તેની મદદથી તેને સપડાવવાની ગોઠવણ કરે છે. રાજા આ સુંદરીને બે ચાર વાર મળે છે. લેડી એડીથના બચી જવાથી રાણી બાવરી બની જાય છે ને રાજાને પકડવા વટીક ફરમાવે છે પણ હુશ્યાર થતા રાજાપર જાસુસો છોડવા ફરમાવે છે. તે મુજબ લોર્ડ નોર્થ રાજાની પૂઠે જાય છે. રાજા તો પોતાની નવી ઓળખપર ધ્યાન આપતો રહે છે. તેને વીલ મઝવાવાળાના વેષમાં બારને એકનાં મંડળનાં કેપ્ટન બી સાથે ઓળખ થાય છે. બંને એકમેક પર ફીદા થઇ જાય છે ને રાજા પોતાનો રાજ્યાભિષેક થાય તો તેને પોતાનો ચેન્સલર બનાવવાનું કબુલે છે. રાજા અકસમાતિક રીતે જાણી શક્યો હતો કે તે મઝવાવાળો કોઇજ નહિ પણ નામીતો ઉમરાવ લોર્ડ બરલે હતો. બીશપ ગારડીનર રાણીના ડાક્ટરને પાદરી સાથે મળી પ્રજાને છેતરવાનું કાવત્રું રચે છે. ડાક્ટર જાણતો હતો કે રાણીને હમેલ રહે તેમ ન હતું. તેણીને જલંદરનું દરદ થવાથી હમેલ રહ્યા એવી અફવા ફેલાઇને ખુદ રાણીને ઠગવામાં આવી. રાણી બચ્ચું મેળવવાની એટલી બધી હોંશમાં આવી ગઇ કે તેણીને બીજો ખ્યાલજ આવ્યો નહિ. બચ્ચું આવતાં ફીલીપનો પ્યાર વધશે એજ તેણીની ધારણા હતી. રાણીપર ઓપરેશન કરી તેજ દિવસે જન્મેલાં એક બચ્ચાંને શાહજાદા તરીકે ઠેરવી દેવાનો તાગડો રચાયો હતો. આ માટે એક અંગ્રેજ વેપારીની સ્પેનીશ મહોરદાર પર પસંદગી ઉતરી હતી. તેણીને ત્યાંપણ જન્મ થનાર હતો. પોતાનું બચ્ચું ગાદીવારેસ થશે એવી લાલચે તે બાપ કબુલ થયો. રાજાને વીલ મઝવા બાબત તરફથી આ કાવત્રાંની ખબર મળી એટલે તેઓએ તાગડો રચી લોર્ડ નોર્થ બચ્ચું લઇ જતો હતો તેને અટકાવ્યો. ચોરી કરવાને મસે તે બચ્ચાંને સોનાની બાંગડી પહેરાવી પાછું આપવામાં આવ્યું. રાણીપર ઓપરેશન થતાં તેણીની જીંદગી બચી, ત્યારે આ કાવત્રાંની ખબર તેણીને કરવામાં આવી. પહેલાં તેણી સામે થઇ પણ રખે તેમ થતાં ફીલીપ છેક હાથથી જાય કરી તેણી કબુલ થઇ. આ કાવત્રું રાજાએ ત્યાં અચબુચ દાખલ થઈ ખુલ્લું કીધું. ગરબડસડબડમાં બચ્ચું ગુજર પામેલું જણાયું. આ કાવત્રું બીશપ ગારડીનર અને બોનરની મસલેહતથી થયું હતું. તેઓ વચ્ચે રીજંટ થવાનો વાંધો

હર્યો હતો એટલે કાવત્રું નિષ્ફળ જતાં બોનરે બધો ટોપલો ગારડીનર પર નાંખ્યો ને તે હડધુત થયો. બોનરનાં જાસુસો બીશપ ફરી આગ લગાડતા હોવાથી લેડી એડીથાને તેણીને મથકેથી ખસેડવાની જરૂર જણાઇ. કેપ્ટન સી સાથે તેમ કરવા જતાં અકસ્માતિક રીતે તેણી બોનરના માણસોના હાથમાં સપડાઇ. તેણીના બચાવ માટે જીવતોડ મેહનત થઈ પણ તેણીં ટાવરમાં કેદ પડી. કાર્ડીનલ પોલે પોતાના ભાણેજ તરફથી રાણીને સમજાવી પણ રાણીએ ઢોંગરોંગ કરી વાહી પટાવી તેને દૂર કીધો. લોર્ડ નોર્ફ લેડી એડીથને સપડાવવા જતાં જબરો હાડમાર થાય છે. અંતે ફીલીપ જ્યાં બાગમાં નવિન મિત્ર સાથે ફરતો હતો ત્યાં તે ધસી જઈ તેઓને એડીથા સમક્ષ કેદ કરવા જાય છે પણ રાજા સાથે લડતાં તેને તેનો જાન આપવો પડે છે. તેનું રાજ. કેપ્ટન બી બીશપ બોનર પર મોકલી તેનો જાન લેવાની ધમકી આપે છે. રાજા પણ ગારડીનરને ધમકી આપે છે કે લેડી એડીથ બચશે નહિ તો તેનો જાન જશે. આ પછી રાજાને મળતાં કેપ્ટન બી એવી સલાહ આપે છે કે તેણે રાણી ઇલીઝાબેથને પોતાના પક્ષમાં લેવાનાં ફોકટના વલખાં મારવાં નહિ કેમકે તેમ કદી બનનાર નથી. રાજા આ વાત હસી કાઢે છે પણ મનમાં તે બાબે ગાંઠ વાળે છે. આ પછી રાજા કોઈબી પ્રસંગે રાણીનું સીલ ચોરવાની યા તો સહી લઈ લેવાની ખાતરી આપે છે. તે મળતાં તુરત સર ફ્રાન્સીસ મેલવીલને તે તે આપવાનું કહી કેપ્ટન બી રજા લે છે. કાઉન્ટેસ ફેરીઆએ રાજા ફીલીપને સપડાવવાનું કાવત્રું રચ્યું પણ તેણીના પ્યારની અગન પાછી સબુરા લેતાં તેણી ફસકી જઈ છટકવા વલખાં મારે છે. કેપ્ટન બી તેણીને રાજા સાથે કશાં ચેડાં ન કાઢવાની ચેતવણી આપે છે કેમકે તે તો આઇનેઝનો ધનાર હતો. જે સ્ત્રી બીનસ્વાર્થે મરદનોચહે છે ને તેને માટે પોતાનો ભોગ આપવા અચકતી નથી. તે કદીબી તેનો પ્યાર ગુમાવી શકતી નથી. રાજા રાણીને મળવા આઇનેઝ સાથે જાય છે તેવામાં ફાધર એનોક લેડી એડીથાના મોતનું વારંટ સહી કરાવવા લઇ આવે છે. રાજાના સવાલના જવાબમાં રાણી જણાવે છે કે એડીથા નાસ્તિકપણાથી તેણીના મોતનું નક્કી કરવામાં આવ્યું છે.

રાણીએ હવે બોનરના માણસને બોલાવ્યો. બોનરે જણાવ્યું કે કાર્ડીનલને ઠગવાની જરૂર હોવાથી લેડી એડીથને તેને હસ્તક સોંપવી તે તેણીનો કાંટો સફાઈથી કાઢી નાંખશે. ફીલીપનાં ચીસણાં છતાં રાણીએ ટાવર ઓફ લંડનના વડાપર હુકમ લાવનારને લેડીએડીથ સ્વાધીન કરવાનું ફરમાવ્યું. બીજી પળે ફીલીપે આઇનેઝને ઇસારત કરી મેરીને ફોસલાવી બારી આગળ તેડી અને ત્યાં છાનાપૂતળાંનો નાચ કરી મેરીને હસાવી. આઇનેઝે તે હુકમ પોતાના પોષાકમાં છુપાવ્યો ને કાગળના ટુકડા કરી રાણીનાં માનીતાં કુતરાંના મોંમાં મુક્યા. બીજી પળે મેરી ત્યાં આવી કે તે કુતરૂં નહાસી ગયું. હુકમ ન મળતાં એમ માનવામાં આવ્યું કે તે કુતરાંએ તોડી ફીખી નાંખ્યો હશે. બીજો હુકમ લખી, લેડીએડીથનાં મોતના વારંટ પર સહી કરી રાણીએ બોનરના માણસને સ્વાધીન કર્યું. રાજા તુરત બહાર ગયો ને આઇનેઝે તે હુકમ સર ફ્રાન્સીસને સ્વાધીન કર્યો. તુરત તે ત્યાંથી નીકળી પોતાના ગોઠયાઓને મળ્યો ને કેપ્ટન બીની સરદારી હેઠળ તેઓ બહાર પડયા. બોનરના માણસને રસ્તામાં પકડી કેપ્ટન બી જે જુદા વેષમાં હતો તેને દારૂનાં પીઠાંમાં લઈ ગયો ને તે બાપડાને દમ માર દારૂ પાઇ બેહોશ કીધો. તે બાદ તેનાં ગજવામાંથી મોતનું વારંટ કાઢી લેવામાં આવ્યું. સર ફ્રાન્સીસે તે ફાડયું પણ વિચાર થતાં તેના ટુકડા પોતાના ગજવામાં મુકયા.

## પ્રકરણ ૩૬ સું.

## ટાવરમાંથી છુટકારો.

બોનર પોતાના કેદીઓને હમેશાં પાણી માર્ગે બોલાવતો ને મોકલતો હોવાથી કેપ્ટન બીએ લંડન બ્રીજ આગળથી મછવો ભાડે કરી ટાવર તરફ જવાની સુચના કરી જે તુરત પંસાર થઇ. અંધારૂં ફીક્કાણુ થઇ રહ્યું હતું. એટલે તે તો તે ટોળીને ઓર ફાયદા ભર્યું થઇ ગયું. તે મછવો ટાવરના દરવાજાના પગથ્યાંએ આવી અથડયો ત્યારે સર ફ્રાન્સીસ લગાર વધું ફીક્કો પડી ગયો. યા ખુદા! તે જગ્યાએથી હજારો તે કેદખાનામાં ગયાં હતાં ને ભાગ્યેજ તેમાંનાં થોડાં જીવતાં પાછાં ફર્યાં હતાં,

તમે મઢ્વામાંજ રહો.' કેપ્ટન બીએ ફરી કરી: 'લેડી એડીથ આવે ત્યારે એક પણ બોલતા ના. તેઓ તમારો અવાજ ખશે તો નકામો ધાણ વળી જશે.'

કેપ્ટન બીએ રાણીમાતાનો હુકમ પાહરાવા- આપ્યો.

તે સીપાહે તેમને લાંબો વખત ખોટી કર્યા. વી તપાવીને કિલ્લાનો વડો લેફટેનન્ટ, લોર્ડ ડોસ, પોતાના હાથમાં વારંટ લઇ બહાર વ્યો. તેણે તે બધા પહેરેગીરોને ટીકી ટીકીને ાસ્યા. તે બધા ઓનરતાજ માણસો હતા એવી ી પૂરી ખાત્રી થઈ, છતાં તે અચકયો અને કવાર ફરી પાછી બત્તી મંગાવી તેના ઉજાસમાં ણે તે હુકમ તપાસ્યો: તેણે કેપ્ટન બી તરફ કાંઇક કથી જોયું અને તે પછી બે ડગલાં આગળ આવીને તેના તરફ ટગર ટગર જોયું. કોઇ બીજો કાચો પોચો હોતતો આ તપાસમાં જરૂર મુઝ્ઝ જાત.

'વેલ, મારા લોર્ડ' કેપ્ટન બીએ સંકોચ કીધી. 'તમોને હવે તો સંતોષ થયો છે ને? તમે મને કયાં સુધી બહાર ઉભો રાખી મુકવા માંગો છો?'

લોર્ડ ચેનડોસની હવે સંપૂર્ણ ખાત્રી થઇ ગઇ. 'તું ઓનરની નોકરીમાં કેટલો વખત થયાં છે?'

તે માનથી બોલ્યો 'પુજ્ય બીશપ ઓનર! કહેતાં જીભમાં કાંટા વાગે છે શું? તમારા સવાલનો જવાબ આપવા હું સારૂ ના પાડું છું. હુકમ પ્રમાણે કામ કરો! રાણીમાતાનો આં તાકીદનો

હુકમ છે. તમે તેને તાબે થાઓ છો કે ના પાડો છો ? બોલો મને વખત નથી ! હું તમારા જેટલો પરવારતો નથી !' કેપ્ટન બીએ હવે ધરપચ સરપચ કરી મુકી.

'ભલા કેપ્ટન, લેડી એડીથને એક વખત બચાવવામાં આવી હતી તે તમને ખબર છે ને ?'

'તમે શું મારૂં અપમાન કરો છો, મારા લોર્ડ ? અલબત તે વેળા હું જ વડો હતો પણ જ્યાં એકની સામે દશ આવી ઉભા ત્યાં હમારૂં શું વળે ?'

'હું કાંઈ અપમાન કરવા માંગતો નથી'

'ત્યારે તો મહેરબાની કરી પુજ્ય રાણીમાતાનાં ફરમાન મુજબ કરો અને નાહકની દેરી ન કરો. !'

લોર્ડ ચેનડોસ ધણુંપણું હતો પણ હવે ખાત્રી બર્યો થતાં તે અંદર ગયો. તે બોનરને ખરાં અંતરથી ધિક્કારતો હતો અને તે નિર્દોષ બાળાને તે ઘાતકી વરુના પંજામાં જવા દેવા પસંદ કરતો ન હતો. પાંચ મિનિટમાં તો લેડી એડીથને બહાર લાવવામાં આવી પણ તે પાંચ મિનિટ કેપ્ટન બી ને તેની ટોળીને મનથી પાંચ કલાક કરતી વધુ હતી. તેઓનાં ધડકધડક થતાં જીગર તેમનાં ખુલ્લાં સંભળાતાં હતાં. લોર્ડ ચેન્ડોસ તે બાપડીને અડધી ચલાવી. અડધી ઘસડીને લાવ્યો. તેણી બહુજ હાલ હવાલ થઇ ગઇ હતી. તેણીએ અસહ્ય સંકટ વેઠ્યું હતું છતાં હવે મરવાનો વખત આવ્યો હતો એમ જાણી તેણીએ થોડી ઘણી હિંમત રાખી હતી. હવે છેવટનો વખત આવ્યોજ હતો એમ તેણી લોર્ડ ચેન્ડોસથી જાણી ચુકી હતી.

'આહરે, પોરી, જલદીચાલ ! ભલા બોનર સાહેબને નાહક શાં ખોટી કરે છે ? તેમ કરવું એ હડહડતું પાપ છે !' કેપ્ટન બોલી લટપટ ચાલી. 'આજેજ તે ભલા પુજ્ય નામવરે તારા જેવા અડધો ડઝન નાસ્તીકોને તરવારને સ્વાધીન કરી દીધા છે. તને તો પશ્ચાતાપ કરવાનો પુરતો વખત આપ્યો છે. ચાલ, પેતરા ના કર !' એમ કહેતાંજ કેપ્ટન બી એ લેડી એડીથના પગોને ઘેરયા રમતા જોઇ ઉંચકી લીધીને બજ્વા સુધી લઇ ગયો.

'બહમાસ ચંડાળ !' લોર્ડ ચેનડોસ પટ પટયો તેનું જીગર હજી માયાળુ અને દયાળુ હતું જો કે ક્રુરતા ને કુપનાં અનેક દેખાવો તેની નજરે ચાલુ પડતા હતા છતાં હજી તે વજ્ર હૈયાનો ખાતરી થઇ ગયો ન હતો. તેનામાં માણુસાઇ ખવાસ હજી મોટાં પ્રમાણુમાં હતો.

કેપ્ટન બી. એ નરમાસથી લેડી એડીથને સરફ્રાન્સીસની બાજુમાં બેસાડીને પોતે માણુસો સાથે બીજી બાજુએ બેઠો.

'ચુપ !' તેણે ધામેથી ફરમાવ્યું.

તુરત ઝડપથી હલેસાં મારવામાં આવ્યાં અને જ્યારે ટાવર તેમની નજરે પડતો ગુમ થઇ ગયો ત્યારે ફ્રાન્સીસે એડીથને પોતાનાં હૈયાં સરસી દબાવી.

'એડીથ, મારાજાન, બીહના; તું હવે સલામત છે. મોતના ડાચામાંથી તને બચાવી છે.

કેપ્ટન બી ની નજર આ વેળા કોણ જાણે ક્યાં ફરી ગઇ હતી.

'યા ખુદા !' તે બડબડયો. 'વહાલાં હો જો તો એવા હો જો ! કેવો દીલખુશ મેળાપ !'

'હવે શું કર્યે ?' ફ્રાન્સીસે કેપ્ટન બીને સવાલ કર્યો.

'તારા મામાજીના મહેલ સિવાય લેડી એડીથ માટે કોઇ બીજી સલામતીની જગ્યા હું જોઇ શકતો નથી. માનંપત પોતાના પ્રતિનિધિના પવિત્ર મહેલમાં શોધવાની કોઇની હિંમત કરી શકશે નહિ.'

તો અફલાતુન વિચારે એ પળ સુધી સર ફ્રાન્સીસને અજાયબીમાં ગરકાવ કરી મુક્યો; પણ તે વિના બીજો માર્ગ નહતો. કયાં તો મામાજીને ગુસ્સે કરવા કે કયાં તો એડીથનો ભોગ આપવો.

'હા, બરાબર છે. એજ એકલી બાકી જગ્યા છે.'

પોતાના મામાના મહેલ આગળ આવતાં અંદર દાખલ થવામાં તેમને જબરી નડતળ થઇ પણ હમેશના હાજરજવાબી કેપ્ટન બી એ તેનો ઉપાય શોધી કાઢયો. કેપ્ટન બીએ પોતાનાં ખભાં પર ફ્રાન્સીસને ચઢાવી તેની પાસે બારીના એક કાચના ધીમા અવાજથી ભુરદો કરાવ્યો તે પછી બારીની સ્ટોપર ખોલી બારી ખુલ્લી કીધી તે બારી વાટે થઇને ફ્રાન્સીસ અંદર ગયો. અંદરના ભાગોની તેને અચ્છી માહીતી હોવાથી તેણે બાજુમાંનું એક બારણું ખોલ્યું ને તે વાટે એડીથને અંદર લીધી.

'હું આંજ તારી રાહ જોઇશ' કેપ્ટન બીએ દાબીને શેકહેન્ડ કરતાં મીઠાસથી કહયું. 'નહિ, બીરાદર; એક બોલ બી નહિ. મારી જગ્યાએ તું હોત તો તું મારે માટે એ કરતાં વધુ ન કરત? ખુદા હાફીઝ...જલદી પધાર.'

સર ફ્રાન્સીસ લેડી એડીથને મહેલમાં લઇ ગયો અને એક કોચપર લેટાડી પોતાના મામાંના ઓરડામાં ગયો. મધરાત થઇ ગઇ હતી ને તે પુજ્ય પાદરી જલદી ઊઠીને જતો હતો. મહેલમાંના માણસો જાગે નહિ ને ગડબડ સડબડ તથા ચાંપા ચીપી થવા પામે નહિ તેની ખાસ સંભાળ ફ્રાન્સીસે લીધી હતી. તે પોતાના મામાના સુવાના ઓરડા તરફ ગયો ને પડદા ખસેડી અંદર દાખલ થયો. તે વાહાલો ચહેરો શાંત નિદ્રામાં પડેલો હતો. હવેજ ફ્રાન્સીસને ધ્યાન આવ્યું કે કેવી રીતે તેણે પોતાના મામાને આ જંજાળમાં સંડોવ્યો હતો. શું તેઓ આ તેનું કૃત્ય કદીબી માફ કરશે?

પગલાંનો અવાજ થતાં કાર્ડીનલે આંખો ખોલી.

"શું છે? શું થયું છે? મારા ઓરડામાં મધરાતે દાખલ થનાર તું કોણ છે?"

'હું છું, મામાજી, ફ્રાન્સીસ.'

કાર્ડીનલ ઉઠીને બેઠા ને ટગર ટગર જોવા લાગ્યા.

'આ નાટક શાનો? બોનરના માણસનો પોષાક શા માટે પહેર્યો છ?'

'હું હવડાંજ લેડી એડીથ હાવર્ડને ટાવરમાંથી છોડાવી લાવ્યો છું.'

'શું કરવા? ચાર કલાકની વાત પરંતો મને રાણીનો કાગળ મળ્યો હતો તેમાં તેમણે લેડી એડીથને ધર્મ તરફ ફેરવવાના મારા પ્રયાસમાં બનતી મદદ કરવા જણાવ્યું છે.'

'રાણી તમોને ઠગે છે, મામાજી'

'એટલે?'

'તેણીએ એડીથનાં મોતના વારંટ પર સહી વટીક કરી છે!'

'નહિ બને.'

'ખરી વાત આ જુઓ!' તેણે તુરત ગજવામાંથી ફાડેલા વારંટના ચાર ચીરયાં સરખા કરી કાર્ડીનલની નજર સામે રજુ કરી તેમની સંપૂર્ણ ખાતરી કરી.

'તું કેવી રીતે તેણીનો બચાવ કરી શક્યો?'

'રાજા અને તેના હજુર્યા લીઓની મદદથી ફ્રીથીપે એડીથને સતાવવાનું માંડી વાળ્યું છે. આ માટે હું લોર્ડ બરલેનો ખાસ કરીને આભારી છું જે રાજાનો હાલને કાજ ખટુ અંગત માનીતો મિત્ર બની રહયો છે.'

તે અકલાતુન વિચારે બે પળ સુધી સર ફ્રાન્સી તે અજાયબીમાં ગરકાવ કરી મુક્યો; પણ તે વેના બીજો માર્ગ નહતો. કયાં તો મમાજીને ગુસ્સે કરવા કે કયાં તો એડીથનો ભોગ આપવો.

'હા, બરાબર છે. એજ એકલી બાકી જગ્યા છે.'

પોતાના મામાના મહેલ આગળ આવતાં અંદર દાખલ થવામાં તેમને જબરી નડતળ થઇ પણ હંમેશના હાજરજવાબી કેપ્ટન બી એ તેનો ઉપાય શોધી કાઢયો. કેપ્ટન બીએ પોતાનાં ખભાં પર ફ્રાન્સીસને ચઢાવી તેની પાસે બારીના એક કાચના ધીમા અવાજથી ભુરદો કરાવ્યો તે પછી બારીની સ્ટોપર ખોલી બારી ખુલ્લી કીધી તે બારી વાટે થઇને ફ્રાન્સીસ અંદર ગયો. અંદરના માર્ગોની તેને અચ્છી માહીતી હોવાથી તેણે બાજુમાંનું એક બારણું ખોલ્યું ને તે વાટે એડીથને અંદર લીધી.

'હું આંજ તારી રાહ જોઇશ' કેપ્ટન બીએ દાબીને શેકહેન્ડ કરતાં મીઠાસથી કહયું. 'નહિ, બીરાદર; એક બોલ બી નહિ. મારી જગ્યાએ તું હોત તો તું મારે માટે એ કરતાં વધુ ન કરત? ખુદા હાફીઝ...જલદી પધાર.'

સર ફ્રાન્સીસ લેડી એડીથને મહેલમાં લઇ ગયો અને એક કોચપર લેટાડી પોતાના મામાના ઓરડામાં ગયો. મધરાત થઈ ગઇ હતી ને તે પુન્ય પાદરી જલદી બીછાને જતો હતો. મહેલમાંના માણસો જાગે નહિ ને ગડબડ સડબડ તથા ચાંપા ચીપી થવા પામે નહિ તેની ખાસ સંભાળ ફ્રાન્સીસે લીધી હતી. તે પોતાના મામાના સુવાના ઓરડા તરફ ગયો ને પડદા ખસેડી અંદર દાખલ થયો. તે વાહાલો ચહેરો શાંત નિંદ્રામાં પડેલો હતો. હવેજ ફ્રાન્સીસને ધ્યાન આવ્યું કે કેવી રીતે તેણે પોતાના મામાને આ જંજાળમાં સંડોવ્યો હતો. શું તેઓ આ તેનું કૃત્ય કદીબી માફ કરશે?

પગલાંનો અવાજ થતાં કાર્ડીનલે આંખો ખોલી.

"શું છે? શું થયું છે? મારા ઓરડામાં મધરાતે દાખલ થનાર તું કોણ છે?"

'હું છું, મામાજી, ફ્રાન્સીસ.'

કાર્ડીનલ ઉઠીને બેઠા ને ટગર ટગર જોવા લાગ્યા.

'આ નાટક શાનો? ખોનરના માણસનો પોષાક શા માટે પહેર્યો છ?'

'હું હવડાંજ લેડી એડીથ હાવર્ડને ટાવરમાંથી છોડાવી લાવ્યો છું.'

'શું કરવા? ચાર કલાકની વાત પરતો મને રાણીનો કાગળ મળ્યો હતો તેમાં તેમણે લેડી એડીથને ધર્મ તરફ ફેરવવાના મારા પ્રયાસમાં બનતી મદદ કરવા જણાવ્યું છે.'

'રાણી તમોને ઠગે છે, મામાજી'

'એટલે?'

'તેણીએ એડીથનાં મોતના વારંટ પર સહી વટીક કરી છે!'

'નહિ બને.'

'ખરી વાત આ જુઓ!' તેણે તુરત ગજવામાંથી કાઢેલા વારંટના ચાર ચીરયાં સરખા કરી કાર્ડીનલની નજર સામે રજુ કરી તેમની સંપૂર્ણ ખાતરી કરી.

'તું કેવી રીતે તેણીનો બચાવ કરી શકયો?'

'રાજા અને તેના હજુર્યા લીઓની મદદથી ફીલીપે એડીથને સતાવવાનું માંડી વાળ્યું છે. આ માટે હું લોર્ડ બરલેનો ખાસ કરીને આભારી છું જે રાજાનો હાલને કાજ બહુ અંગત માનીતો મિત્ર બની રહયો છે.'

રાણીની ઇચ્છાથી ભારે ગુસ્સામાં આવી કાર્ડીનલ બીછાનામાંથી ઉઠ્યા. બેનરની આ જાતની બદમાશીને રાણીને તેણીના વેરભાવમાં મદદ કરવાની પેરવી તેમને જરા થઇને ગમી નહિ. આ જાતની હેમાકત ખરા ધર્મને બીજાઓના નાહકના તિરસ્કારમાં લાવતી હતી.

'લેડી એડીથ હવણાં ક્યાં છે?

'હવાં, મામાજી, તમારા મહેલમાં. ઇંગ્લાંડમાં સૌથી સલામત જગ્યાએ બીચારી માટે ફક્ત આ તમારોજ મહેલ છે'.

'હવાં! મારા મહેલમાં એક નાસ્તીક!

'માફ કરો, મારા મુરબ્બીજી હું જોઉં છું કે જોખમ મોટું છે ને તેમ છતાં તમો રાણીની મહેરબાની ખોઇ બેસશો; તો પણ મને લાગે છે કે તમો નિર્દોષપર પડતી જફામાં તેને જરૂર મદદ કરશો'.

'ખરું, બચ્ચા, ખરું છે. તેણીને બચાવીશુંજ જે મહાન પરમાત્માની હું સેવા બજાવું છું. તેની મહેરબાની આગળ રાણીનો ગુસ્સો શી ગણત્રીમાં છે! લેડી એડીથ માટે સૌથી બીજી સલામત જગ્યા હું શોધીશ ત્યાં સુધીક તેણી મારાં આ મકાનમાં મારી સાથે રહેશે'.

સરફ્રાન્સીસે ગુંઠણ મુંડયે પડી તે માયાળુ હાથ ચુમ્યો.

'મારા બાપ...તમે તો મારા બાપની જગ્યા રાખેલી છે જો, મામાજી.'

'નહિ, મારા દીકરા, મેં માત્ર, મારી ફરજ બજાવી છે. મારાં અંતઃકરણની પ્રેરણા મુજબ હું કામ કરનારો છું. ચાલ, જરા મને કપડાં પહેરાવ'.

કાર્ડીનલને ફ્રાનસીસ લેડી એડીથની આગળ આવ્યા.

'ભલે પધારી, મારી દીકરી. હાં તું શાંતિમાં રહેજે. આ નાચીજ ઝુંપડીમાં તારે કોઇપણ જાતનો ભય રાખવાની જરાએ જરૂર નથી.'

લેડી એડીથ તે પુજ્ય વડીલના આશિર્વાદ માટે ગુંઠણું મંડયે પડી.

'મારા મુરબ્બીજી, તમારી મહેરબાની થઇ... તમારી ભલાઇથી આ નાચીજ. ઉમર ઉભરાઇ જાય છે.

'એ કાંઇ છેક બીગડી નથી ગઇ. મારા આશિર્વાદ માટે એ ગુંઠણુ મડયે પડી છે...ખુશ છે!' કાર્ડીનલે મનમાં સંભારો લીધો ને તે ગુંઠણુ મડયે પડેલી છોકરીના માથાં પર મમતાથી પોતાનો હાથ ફેરવતાં કહ્યું,

'હું રાણીની ઇચ્છા રદ કરીશ કેમકે ખરા ધર્મમાંથી દુર થયલાંઓ માટે સૌથી નર્મ ઉપાયો લેવાનું હું પસંદ કરૂં છું. ફ્રાન્સીસ, તું હવે તારી નોકરી પર જા. એ ચાંપડાં કાઢી નાંખ!'

'વીંડસર જવા આગમજ હું તે બદલીશ' ફ્રાન્સીસે જણાવ્યું ને એડીથને ખરાં ઉમરથી લેઇ એક કીસ સાથે તે છુટો પડયો. કાર્ડીનલ તેની સાથે બહાર લેર ગયા. તેમણે લોર્ડ બરલેને ત્યાં ઉભેલો જોયો. તેને બોલાવું તેમણે કહ્યું,

'મારા ભાણેજ તરફની તમારી દીલસોજ મેહેરબાની માટે હું તમારો ખરાં ઉમરથી ઉપકાર માનું છું, માઇ લોર્ડ.'

'માનવંત મુરબ્બીજી, બીજા બધા જો તમારે પગલે ચાલતાં હોય તો કદીથી આજ રાતના જેવું કામ કરવાની જરૂર પડે નહિ.'

આશિર્વાદ લઇ તે મિત્રો જલદીથી અંધારામાં ગુમ થયા ને તે પુજ્ય પાદરી તેમના તરફ જોતો ઉભો રહયો.

# વણીકવિદ્યા.

(રચનાર-કવિ ભવાનીશંકર નરસીંહરામ.)

( દોહરો. )

પહોળી લાંબી ને ઉંડી, સો ગજ કેરી ખાણ;
પચીશ ગજની ચાર:પણ, સોળમાંસ પરમાણ ૧

રાજા ઘણું કરીને ભોળા હોય છે, પણ જો તેની પાસે વણીક વિદ્યા ભણેલો પ્રધાન હોય તો રાજાને ઠગાવા દે નહિ.

એક રાજાને દાણા ભરેલી એક ખાણ સો ગજ લાંબી, સો ગજ પહોળી અને સો ગજ ઉંડી હતી. તે રાજાને એક ઠગે આવીને અરજ કરી કે " સાહેબ, મારે દાણા ભરેલી ચાર ખાણો છે, તે એકેકી ચાર ગજ લાંબી, પચાસ ગજ પહોળી, અને પચીસ ગજ ઉંડી છે, અને તે જુદે જુદે ઠેકાણે છે, તેથી મારાંથી સચવાતી નથી. માટે તે ચાર ખાણો આપ રાખો, અને આપની એક ખાણ છે, તે મને આપો. " ત્યારે તે ભોળા રાજાએ પેલા ઠગને પોતાની ખાણ આપવાની હા પાડી, પરંતુ વણીકવિદ્યા ભણેલો પ્રધાન બોલ્યો, " એ તો એક રૂપીઓ આપીને એક આનો લેવા સરખું છે માટે અપાય નહિ, એમ કહીને નીચે લખેલું સોળ ખાનાનું કોષ્ટક કરી બતાવીને બહુ બહુ રીતે રાજાને સમજણ આપી.

| | | | |
|---|---|---|---|
| ગજ ૨૫ | ગજ ૨૫ | ગજ ૨૫ | ગજ ૨૫ |
| ગજ ૨૫ | ગજ ૨૫ | ગજ ૨૫ | ગજ ૨૫ |
| ગજ ૨૫ | ગજ ૨૫ | ગજ ૨૫ | ગજ ૨૫ |
| ગજ ૨૫ | ગજ ૨૫ | ગજ ૨૫ | ગજ ૨૫ |

ઉપર પ્રમાણે સોળ ખાનાનું કોષ્ટક કરીને પ્રધાને રાજાને કહ્યું કે, " જુઓ સાહેબ, આ કોષ્ટક છે, તે સો ગજ લાંબી, સો ગજ પહોળી, અને સો ગજ ઉંડી, એવી એક ખાણનું ચિત્ર છે ને તેમાં સોળ ખાનાં પાડયાં તે દરેક ખાનું ૨૫ ગજ લાંબુ. પહોળું, પણ ઉંડું સો ગજ છે. એમ સમજવું. માટે તે એક ખાનામાં પચીસ ગજ લાંબી, પચીસ ગજ પહોળી, અને પચીસ ગજ ઉંડી, એવી ચાર ખાણો સમાઇ રહે માટે તે ચાર ખાણો આપણી એક ખાણનો સોળમો ભાગ છે આવું સાંભળી રાજાએ પોતાની ખાણ આપવાની ના પાડી ને પેલો ઠગ મોં વકાશીને ચાલ્યોગયો.

---

# બે બોલ.

ગયા અંકમાં હું તમોને જણાવી ગયો હતો કે જાણીતા ઐતિહાસિક અભ્યાસી પ્રોફેસર જે. એન. સરકારની વિખ્યાતી પામેલી "ઔરંગઝેબ" માંથી રસમય વિગતો પ્રગટ કરવાની સત્તા આ અદના માસિકને મળી છે તે ચાલુ અંકથી શરૂ કરવામાં આવનાર છે, પણ વધુ વિચાર બાદ તે વિષય આવતા અંક સુધી મુલતવી રાખવાની મેં જરૂર જોઇ છે કેમકે ચાલુ બાબતોનાં દબાનને લીધે તેનો હક્તો હું ધારતો હતો તેટલો પ્રગટ થઇ શકે તેમ ન હોવાથી એકાદ બાબત પહેલાં સંપૂર્ણ કરવાની જરૂર મને જણાઇ છે.

× × ×

આ કારણે કીસમતની કહાંણી આ અંકમાં સમાપ્ત કરવામાં આવી છે. ઐતિહાસિક તત્વ ધરાવતી આ વાર્તાએ મારા વાંચકોનું અચ્છુ લક્ષ ખેંચેલું જાણવાનો મને સંતોષ થયો છે. રાણી મેરીની કમનસીબી, તથા ફીલીપની મસ્તી, આઇનેઝની સ્વામીભક્તિ તથા ઉમરાવોના મંડળની દેશભક્તિ તેમજ ગારડીનર બોનરને મેરીની ધર્મની બાબતમાં આંધળી ધુંધ માટે ઇતહાસ સાક્ષી પૂરે છે. આ કારણે આ વાર્તાનું ખેંચાણ વધ્યું છે તેમાં કશો પણ શક નથી. જેવી રીતે આ સમાપ્ત થયલી વાર્તાએ અંગ્રેજી તવારિખમાં થોડું ઘણું કે ડોકયું કરાવ્યું છે તેવીજ રીતે બલકે તેથી કાંઇક આગળ વધી હાલમાં ચાલુ રહેલી મારી "ગુલ બદન ગુલ" તમોને અકબરની તવારિખમાં, તે તે વેળાના [illegible] તથા પ્રજાની હાલત જાણવામાં અચ્છી રીતે ઉપયોગી થઇ પડશે એમાં મને કશો શક નથી. આવતા અંકથી આ વાર્તા પણ તેના પૂર બહારમાં આવશે.

× × × ×

હિંદુને મુસલમીન સંબંધ આગલા વખતમાં દમ સાસ વગરનો હશે પણ અકબરના જમાનામાં તે અતિ ઘણે દરજ્જે વધી ગોયા બંને કોમો એકત્ર જેવી થઇ ગઇ હતી. આ કારણે અકબરે હિંદુ ધર્મ શાસ્ત્રોમાંથી અનેક પુસ્તકોના તરજુમા કરાવ્યા હતા. અકબરના બેટા સલીમ જેવાને ત્યાં ને ચુસ્ત મુસલમાનોની હાજરીમાં વિખ્યાત કવી જયદેવની ગીત–ગોવિંદમાંના સંગીં ગવાય ને તે સાંભળી આખી મજલીસ વાહવાહ પુકારે એ આ કોમકોમી સંબંધ કેવો હતો તેની ઝાંખી કરાવે છે. ગીત–ગોવિંદ હું જાણું છું તેમ હિંદુભાઇઓમાં બહુ પ્રિય છે. આ ગીતોમાંના બે સંગીં આજના અંકમાં વાંચક જોઇ શકશે. આ ગીતોને બદલે હું બીજાં સાદાં મુકવાનો વિચાર કરતો હતો કેમકે તે સમજવા મારા પારસી વાંચક માટે બહુ મુશકીલ છે; પણ અસલ તે અસલ ને નકલ તે નકલ એ સુત્રને ધ્યાન આપી મેં કામ લીધું છે. લંબાન થઇ જવાના ડરે આ ગીતોનો ટુંક સાર હું આપી શકયો નથી પણ મારો વાંચક વર્ગ ચહાશે તો તેવો સાર બીજા અંકમાં હું રજુ કરીશ. પ્રોફેસર ધ્રુવ જેવા ગુજરાતના વૃધ્ધ સાક્ષરે આ ગુજરાતી તરજુમો કરેલો છે. અસસ્યાત [illegible] માટે તદન સાદી ને સરળ ગુજરાતીમાં હજી સુધી તે રજુ થયું નથી. આ ગીત–ગોવીંદ ખરેજ વાંચવા ને મનન કરવા જોગ છે ને મારા વાંચકોનું હું તે તરફ સહજે ધ્યાન ખેંચી શકીશ.

× × × ×

નવા વર્ષનાં નવાં ખેંચાણો કરવાંજ જોઇએ. કમનસીબે કાગળની મોંઘવારી સૌ કોઇને ડરાવે છે. આ મોંઘવારીને લીધે એકેક અંકજ મોંઘો પડી જાય છે ત્યાં નવાં ખેંચાણો તે કયાંથી ઉમેરાય ? આવતાં વર્ષ માટે ભેટનાં પુસ્તકનો સવાલ

અતિ ઘણો વિચારવાજોગ થઇ પડયો છે. એકવાર મને તે બાબે એવો વિચાર થયો હતો મારા વાંચકોની તે બાબે આવતાં વર્ષ માટે ક્ષમા ચાહી ગુલશનમાંજ, એકાદ ફાર્મનો વધારો કરવો પણ તે બધું એક સરખું જોતાં 'મેલ કરવત મોચીના મોચી' ની હાલત પરજ હું આવ્યો છું. આ અદના કલમથી અતિહાસિક વાર્તાવાળું આ પુસ્તક થવા જશે. અલબત ત્રણસેં ને ચારસેં પાનાંનું પુસ્તક તો મળવાનું નથીજ પણ જે મળશે તે ઘણું સારૂંજ મળશે.

નંબર એકનાં બેંચાણનો આ પ્રમાણે ફડચો થતાં ગુલશન પર આપણે આવીશું. આવતાં સાલના તેના મુખ્ય 'ફીચરો' નીચે મુજબ રહેશે.

'ગુલઅદન ગુલ' ના મોટા હફતા.

ઔરંગઝેબની જાણવાજોગ તવારિખ,

એક ટુંકી દીલકશ વાર્તા.

પારસીબાનુ લુપીનના હેરત કરનારાં પ્રાકમો.

મી. બે. પી. માદનના વાંચવા ને મનન કરવાજોગ વિષયો.

મી. ત્રીંબકરાય જાદવરાય દેસાઇ બારીસ્ટરના તેમજ બીજા ભલાભાઈઓના અંગ્રેજી લેખો.

ટુંકી વાર્તાઓ માટે બહેનો રૂપાંબાઇ રબાડી, મહેરબાનુ એડનવાળા, મિસ કે. સી. તથા બીજા લખનારાઓને ખાસ આમંત્રણ કરીશ. હું ઇચ્છું કે આ બાબતમાં ઘણી સંભાળ ભરી ચુંટણી કરવામાં આવે. બની શકશે ત્યાં તુલીક આ અદના કલમની ટુંકી વાર્તાઓ પણ સાથે સાથે થશે.

× × ×

ચાલુ સાલમાં જે બહેનો અને ભાઇઓએ ની કિમતી મદદથી આ અદના કામને હરોબાર્યું છે તેમનો હું ખાસ કરીને આભારી છું. મુખ્ય કરીને બહેનો રૂપાંબાઇ રબાડી, મહેરબાનુ એડનવાળા, મિસ કે. સી. અને મિસ બી. એમ. એલ. ની મદદ મને મોટી હતી તથા જાણીતા લેખકોમાં મી. બે. પી. માદન, સરસોઠા તીન પાઉ ને મી. ત્રી. જા. દેસાઇ તથા મી. કે. એલ. ઓઝાનો ઉપકાર કાંઇ જેવો તેવો ન હતો. આ ભલાં બહેનો ને ભાઇઓની કિમતી મદદ આવતાં વર્ષમાં પણ ચાલુ રહેશે એવી હું ખરાં જીગરથી ઉમીદ રાખીશ. જણાવવાને મને ઘણી ખુશી ઉપજે છે કે આ બધાં લેખકોના લેખો મારા વાંચકોમાં અચ્છા ઉત્સાહથી વંચાય છે.

× × × ×

વેલ, આતો બધું તમારે કાજે થયું છે તો હવે મારૂં શું ? બાબા, મેરી અધેલી મત કહેતે. રૂપીઆ પાંચમાં ત્રણ પુસ્તકો આપવાની યોજના તમારા મિત્રોમાં ન રજુ કરો ? હજી મારી પાસે એક નાનો લોટ છે તેનો ઉપયોગ ન કરાવો ? ગુજરાતના અરસપરસના લાભનાં ફંડની વાત જાણો છો ને ? થોડાંમાં હશે તો અવાડામાં આવશેજ આવશે તે જણાવવાની કાંઇ જરૂર છે ભલા ? મારો વાંચક જો ચાહે તો તે સહેલથી આ કામ કરી શકે તેમ છે પણ—આહ ! એ કમબખ્ત પણ જ્યાં ત્યાં નડી મરે છે તો જવા દો બાબા, મારાં ભલાં વાંચકને વધુ ત્રાસવાની જરૂર નથી. આ કામ સૌની મુનસફીનું છે.

× × × ×

આફ્રિકા તરફનાં ગ્રાહકોને આ લગત ખુલ્લી ચેતવણી આપવાની હું જરૂર જોઉં છું કે તેમના તરફ નીકળતું લવાજમ હવે ભરપાઇ થવું જોઇએ છે. કોઇપણ જાતનો કડવાસ આ ભલા ભાઇઓ ન કરવશે એવી મને ઉમેદ છે. ગુલશન આ બીરાદરોના સારા સંખ્યા ગ્રાહક તરીકે ધરાવે છે. આ ટુંક ઇસારો હું ધારૂં છું તેમ એ ભાઇઓ માટે પુરતો છે.

ભાગલ્યા.